વીર સં. ૨૪૭૫ વિક્રમ સં. ૨૦૦૫ મૂલ્ય રૂ. ૧૨-૮-૦

પ્રતિ ૫૦૦

પ્રકાશક: છોટાલાલ મોહનલાલ શાહ — ઉનાવા. [ઉ. ગુજરાત]

મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની; કીસ્મત પ્રિન્ટરી, રતનપોળ–અમદાવાદ.

## બે બોલ

વર્ષો અગાઉ 'ભવિષ્યદત્તચરિત્ર' અને 'સપ્તવ્યસન નિષેધ' છપાવ્યું ત્યારે 'હવે પછી છપાનારા ગ્રંથ' તરીકે 'ત્રૈલોક્ય પ્રકાશ' અને 'લઘુ ત્રિષષ્ટિ'નું નામ છાપ્યુ હતું. આ પછીતો કેટલાંક પુસ્તકો છપાયાં. પણ તેનો વારો ન આવ્યો. કારણકે 'લઘુ-ત્રિષષ્ટિ' સંસ્કૃતમા જે મળ્યું તે ત્રુટક અને અતિપ્રયત્ન સાધ્ય હતું. 'ત્રૈલોક્ય પ્રકાશ' જ્યોતિષનો ગ્રંથ હોવાથી વધુ સ્પષ્ટ કર્યા વિના છપાય તેમ ન હોવાથી તે છાપી શકાયું નહિં. આમ છતાં તેને મુદ્રિત કરવાની ઈચ્છા હૃદયથી વિસરાઇ ન હોતી.

વિ. સં. ૨૦૦૪માં પરમપૂજ્ય વ્યાખ્યાન વાચસ્પતિ પંન્યાસ શ્રીમદ્ ચરણ-વિજયજી ગણિવરનુ લુવારની પોળે ચાતુર્માસ થયું અને ચાતુર્માસના છેલ્લા ભાગમાં તેમણે કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય વિરચિત ત્રિષષ્ટિનું સાતમુ પર્વ (રામાયણ) છપાવ-વાનો વિચાર કર્યો. અને તેને માટે તેમણે સહાયક અને બધી સામગ્રી એકઠી કરી. પરંતુ પ્રતાકારના કાગળ અને ટાઈપ માટેની પુરતી સગવડ ન થવાને લઇ તે વિચાર તુર્ત માટે મોકુફ રાખ્યો. લઘુત્રિષષ્ટિના મુદ્રણ માટેનો વિચાર હૃદયમાં ઘોળાતો હોવાથી આ વાત મેં પૂજ્ય શ્રી પન્યાસ ચરણવિજયજી ગણિવરને કહી અને તેમણે તાબડતોબ તે કામ શરૂ કરવાની સૂચના આપી.

વિ. સં. ૨૦૦૪ના ચાતુર્માસ દરમિયાન પ પૂ. મુનિરાજશ્રી ન્યાયવિજયજી સાથે આવશ્યક, આવશ્યક નિર્યુક્તિ, જબુદ્વીપપ્રજ્ઞપ્તિ વિગેરે આગમ ગ્રંથો જોવાતા હતા. અને તેના ઉપરથી આગમ ગ્રથોની વિષયસૂચિ વિગેરે થતી હતી તેથી લઘુત્રિષષ્ટિ છાપવાની પુરી સામગ્રી મળ્યા છતા મન ચળચિત્ત બન્યું અને એવો વિચાર ઉદ્ભવ્યો કે ત્રિષષ્ટિ કે લઘુત્રિષષ્ટિ કોઇને નહિં લેતા આવશ્યકાદિ ગ્રંથ ઉપરથીજ તીર્થંકર ચરિત્ર વિગેરે લઇએ તો સારૂ. આ માટે કેટલાક દિવસ સુધી તો તે તે ગ્રંથો જોયા પણ આ વાંચતાં મુશ્કે-લીમાં વધારો થયો. અને ત્રણ મુશ્કેલી ઉભી થઈ.

(૧) આગમગ્રંથોને અનુસરીને શ્રી ઋષભદેવ, શ્રી શાંતિનાથ, શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીર સ્વામિ શિવાયના તીર્થંકરોનુ અને ભરતચક્રી કે ત્રિપૃષ્ઠ

ભોગીનલાલ એસ કાપડિયા



વાસુદેવ સિવાય ચક્રવર્તિ, વાસુદેવ અને બળદેવનું ચરિત્ર માત્ર યંત્રના કોઠા કે ટુંકી નોંધ સિવાય વધુ આપી શકાય તેમ ન લાગ્યુ. અને તેવી રીતે ગુજરાતીમાં આપેલ ગ્રંથ રસપ્રદ કે વધુ ઉપયોગી ન નીવડે તેમ સમજાયુ. બૃહત્ ત્રિષષ્ટિના ઉપદેશ સ્થળ અને વર્ણનને સંક્ષેપી પ્રસંગોના સંગ્રહરૂપ ત્રિષષ્ટિ આપવામાં બૃહત્ ત્રિષષ્ટિને ખંડિત કરવાનું અને સંક્ષેપ કે વિસ્તારમા જરૂરી અજરૂરીને પોતાની મતિકલ્પનાને પ્રાધાન્ય આપવામાં પાંપ દેખાયુ. આથી એકજ નિર્ણય ઉપર અવાયું કે લઘુત્રિષષ્ટિનો અનુવાદ આપવો. ૩ લઘુ ત્રિષષ્ટિના મંગલાચરણના અનુવાદ બાદ આગળ વધતાં મૂળ ત્રિષષ્ટિની અપેક્ષાએ આ લઘુત્રિષષ્ટિ અતિ સંક્ષિપ્ત લાગવા માડયું અને જણાવા લાગ્યું કે વર્ણન અને ઉપદેશ શૈલિને ઓછી કર્યા છતાં મૂળ ત્રિષષ્ટિમાં આવનાર કોઇ કથા પ્રસંગ કે મહત્વની વાત જતી તો ન જ કરવી. ચરિત્રના પ્રસંગમાં લઘુત્રિષષ્ટિકારે મેરૂપર્વત ઉપરનો જન્માભિષેક પ્રસગ વિગેરે ઘણા ટુકાવેલા તે સર્વને આમાં વિસ્તૃતરૂપે આળેખ્યા. અર્થાત આ લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રમાં મૂળ ત્રિષષ્ટિને સામે રાખી તેના એકે એક પ્રસંગને દાખલ કરવામાં આવ્યો છે વધુમાં મૂળ ત્રિષષ્ટિમા ન હોય તેવા પ્રસંગો પણ તે તે ભગવાનના સ્વતંત્ર ચરિત્રમા હોય તે તે પ્રસંગોને પણ સંક્ષેપમાં દાખલ કર્યા છે.

આ ગ્રંથના પ્રકાશન અને લેખનમાં આદિથી અંતસુધી સંપૂર્ણપણે પૂર્ણ સહકાર આપનાર પરમ પૂજ્ય પંન્યાસ **શ્રીમદ્ ચરણવિજયજી** ગણિવરનો ઉપકાર વિસરી શકાય તેમ નથી. આ ગ્રંથ જલદી લખાઈ મુદ્રિત થાય તેને માટેની સવિશેષ કાળજી તેમની ન હોત તો હજી બે વર્ષે પણ હું મુદ્રિત કરી શકત કે કેમ તે શંકાસ્પદ હતું.

અતે પરમ પૂજ્ય વ્યાખ્યાન વાચસ્પતિ વિદ્વદ્વર્ય પંન્યાસ પ્રવર **ચરણવિજયજી** ગણિવર તથા અગાઉથી ગ્રાહક થનાર **લુવારની પોળના** ઉપાશ્રયના વહીવટદાર ભાઈઓ તેમજ સૌ પ્રથમ ગ્રાહક થનાર ભદ્રિકપરિણામી **શ્રી શેઠ નેમચંદભાઈ** (તનમનવાળા)નો વિશેષે આભાર માનીએ છીએ. કારણ કે તેઓની આવા પ્રકારની સહાનુભૂતિ ન હોત તો આ ગ્રથ અમે પ્રગટ ન કરી શકત.

તદુપરાત **શ્રી ચીનુભાઈ વાડીલાલ** (વાવવાળા), **શ્રી સારાભાઇ મોહનલાલ** દલાલ વિગેરે અગાઉથી ગ્રાહકો થઈ પ્રોત્સાહન આપનાર સર્વ ભાઈઓના આભાર સાથે આ પુસ્તક પ્રકાશનમાં સતત ધગશ રાખનાર **ચીનુભાઈ શ્રોફનો** આભાર માનીએ છીએ

પરમપૂજ્ય **રત્નપ્રભવિજયજી** મહારાજ, **આગમોદય સમિતિ** અને **શ્રી જૈન સત્ય પ્રકાશક સમિતિનો** આ પુસ્તકમા દાખલ કરેલ ચિત્રોના બ્લોકો આપવા બદલ અને આ પુસ્તકના મુદ્રણમાં સવિશેષ કાળજી રાખવા બદલ ક્રીશ્ના પ્રિન્ટરીના માલિક ભાઈશ્રી **ગોવિંદલાલ જાનીનો** તેમજ આ પુસ્તકના પ્રકાશન દરમિયાન પ્રુફ વિગેરેમાં મારી સાથે અવિરત કામ કરનાર **શ્રી લાલચંદ છોટાલાલનો** આભાર માનીએ છીએ.

અંતે આ ગ્રંથ વાચી વિચારી સૌ કોઈ યોગ્ય લાભ મેળવે તેમજ તેમાં રહેલ સ્ખલના કે ત્રુટિ જણાવી આભારી કરે કે જેથી ભવિષ્યમા સુધારી શકાય એજ. વિજ્ઞપ્તિ.

પંડિત મફતલાલ ઝવેરચંદ.

# આભાર દર્શન

પરમ પૂજ્ય વ્યાખ્યાન વાચસ્પતિ વિદ્વદ્વર્ય ચરણવિજયજી ગણિવર સંસારીપણામાં અમદાવાદ સુરદાસ શેઠની પોળના વતની છે અને તેમણે સંસારની કડવી મીઠી છાંયડી અનુભવી કોઈ કલ્પે પણ નહિં કે તેઓ દીક્ષા લેશે તે સમયે સ્વર્ગસ્થ તીર્થોદ્ધારક આચાર્યદેવ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજની પ્રતિભાથી આકર્ષાઇ વૈરાગ્ય પામી તેમની પાસે વિ. સં. ૧૯૯૧ના મહા મહિનામાં ભાગવતી દીક્ષા અંગીકાર કરી છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે (જેમનું સંસારિક જીવન ધાર્મિક અભ્યાસથી બહુ દૂર હોવા છતાં) બહુજ અલ્પ સમયમાં સુંદર ધાર્મિક અભ્યાસ, અસરકારક વક્તૃત્વશકિત અને અનેકને ધર્મમાર્ગે દોરવાની પ્રવીણતા તેમણે સરસ ઉત્પન્ન કરી છે. દીક્ષાબાદ તેમણે જ્યા જ્યાં ચાતુર્માસ કર્યાં છે. તે તે ક્ષેત્રને તેમણે સદાને માટે પોતાનું બનાવ્યું છે. અને અનેકને ધર્મમાર્ગે દોર્યા છે. એટલુંજ નહિ પણ રાજનગર જેવા પ્રસિદ્ધ શહેર કે જ્યાં વિદ્વાન મુનિરાજોનો સદા સંપર્ક રહે છે તે ઠેકાણે પણ તેમણે તેમની વ્યાખ્યાન શકિત અને કાર્ય કરવાની શકિતથી સૌરભ ફેલાવી છે.

તેમના અલ્પદીક્ષા કાળમાં તેમણે કેસરીયાજી તીર્થ જેવા તીર્થના સંઘ કઢાવ્યા છે. ઉપધાન કરાવ્યા છે. અને ચાતુર્માસે ચાતુર્માસે પીસ્તાલીશ આગમ, અક્ષય-મહાનિધિ જેવા તપો કરાવવા તે તો તેમનો સદાનો ક્રમ રહ્યો છે.

યુદ્ધ દરમિયાન અસહ્ય મોંઘવારીના સમયમાં દરેક વર્ષે તેઓના ઉપદેશથી હજારો રૂપઆ કોઈ પણ ન જાણે તેવી રીતે સીદાતા શ્રાવકોને અપાય છે આવાં આવાં તો અનેક પૂનિત કાર્યો તેઓના પૂનિત હસ્તે હંમેશા થાય છે. અતિપરિ-શ્રમ, લાગણી પ્રધાન જીવન, તમન્ના અને દયાર્દ્રપણું તે તેમના જીવનનું વિશિષ્ટ લક્ષણ છે.

આ છેલ્લા ચાતુર્માસ દરમિયાન તેઓશ્રીના ઉપદેશથી આ ગ્રંથનું પ્રકાશન કાર્ય આરંભાયું હતું. અને તેમની તમન્ના, લાગણી અને પ્રેરણાથી જ અલ્પ સમ-યમાં પૂર્ણ થયું છે. આ ગ્રંથમાં અગાઉથી ગ્રાહક થનાર સર્વ સદ્દગૃહસ્થો તેમના ઉપદેશ અને પ્રેરણાને લઈને થયા છે. આથી તેઓશ્રીનો અમે ભૂરિભૂરિ આભાર માનીએ છીએ.

# પ્રસ્તાવના

ઇચ્છાપૂર્વક ન કરવામાં આવે છતાં આપો આપ જે પ્રવૃત્તિ થાય તેને સંસ્કાર કહે છે. આ સંસ્કારના સંસ્કૃતિ પ્રકૃતિ રીતિ એ સર્વ એકાર્થવાચી શબ્દો છે.

પ્રાણિ માત્ર સુખની ઇચ્છા અને દુઃખના ત્યાગને ઝંખે છે. તેમજ બાળક જન્મતાં શિખવ્યા વિના સ્તનપાન કરે છે આ સર્વ ભવોભવના સંસ્કાર છે. તેજ પ્રમાણે આર્યાવર્ત્તમાં જન્મનાર પ્રત્યેક પ્રાણી જાણતાં અજાણતાં પણ ધર્મમાર્ગે વિના પ્રયત્ને જોડાય છે તે તેની સંસ્કૃતિનો પ્રતાપ છે. આથી જ શાસ્ત્રમાં ધર્મના મુખ્ય સાધનોમાં આર્યદેશમાં જન્મવું તે પણ સૌભાગ્ય સૂચક જણાવ્યુ છે.

ભારતીય સંસ્કૃતિ એટલે ધર્મસંસ્કૃતિ. તેનુ શહેરથી માંડીને નાનામાં નાનું ગામડું કે નાનામા નાનું સ્થળ ધર્મ પ્રતીક વિનાનું નહિ હોય. કોઇ જગ્યાએ શિવનું મંદિર તો કોઇ જગ્યાએ મહાદેવનું સ્થાનક અને છેવટે દેવદેવીનો ગોખલો પણ જડયા વિના નહિં રહે.

આ ધર્મસંસ્કૃતિ ભારતમાં વેદધર્મ–બ્રાહ્મણ ધર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મથી ભાવિત છે. અને તે બ્રાહ્મણસંસ્કૃતિ–વેદસંસ્કૃતિ અને શ્રમણસંસ્કૃતિના નામે રૂઢ બનેલ છે વેદ ધર્મના–બ્રાહ્મણ ધર્મના સંચાલકો બ્રાહ્મણો હોવાથી તે બ્રાહ્મણસંસ્કૃતિના નામે અને જૈનધર્મ તથા બૌદ્ધધર્મના વિશિષ્ટ પરિપાલકો શ્રમણ હોવાથી શ્રમણસંસ્કૃતિના નામે પ્રસિદ્ધ છે.

આ ત્રણે ધર્મોરૂપ બન્ને સંસ્કૃતિએ ભારતવર્ષને ચિંતનપ્રધાન, પરોપકારી અને પરમાર્થશીલ બનાવેલ છે. પ્રાચીનકાળથી આપણે જાણીએ છીએ કે પૂર્ણ રાજ્યઋદ્ધિ અને વૈભવ છતાં તે સર્વ ત્યાગી જગતસ્થિતિનુ પરિશીલન કરતા અને અલ્પસાધને જીવન નિર્વાહ કરતા રાજર્ષિઓનો ભારતને ખોળે ટોટો નથી પડયો. વચનસિદ્ધિ અને સુવર્ણસિદ્ધિ જેવી મહાન લબ્ધિઓને ધારણ કર્યા છતાં ઘર ઘર ભિક્ષા માગી જીવન નિર્વાહ કરી નિરીહભાવે લોકોને ઉપદેશ આપતા ત્યાગીઓ ભારતની વસુધરામાં સદાકાળ રહ્યા છે. ધર્મની ખાતર ક્રોડોની મિલ્કત અને રાજ્યના રાજ્ય કુરબાન કરનારા હજારો માનવો ભારતવર્ષના ઇતિહાસમાં ઠેર ઠેર નોંધાએલા છે. આ સર્વ પ્રતાપ જો કોઈનો હોય તો તે ભારતની ધર્મસંસ્કૃતિનો.

ભારતમાં સેંકડો અને હજારો ધર્મભેદો હોવા છતાં તે ધર્મથી જરૂર કાંઈ ને કાંઈ લાભ જ છે, તેમજ તે સર્વભેદો બ્રાહ્મણસસ્કૃતિ અને શ્રમણસંસ્કૃતિમાં સમાઈ જાય છે

બ્રાહ્મણ જૈન અને બૌદ્ધ આ ત્રણે ધર્મમાં જૈનધર્મનું વધુ વિશિષ્ટતત્ત્વ તો એ છે કે બીજા ધર્મોનાં પરાવર્તનોએ તેના મૂળની સમગ્ર કાયા પલટી છે. જ્યારે જૈનધર્મે ફેરફાર

કરનારાઓને આધે રાખી મૂળ પ્રવાહને બરાબર સાચવ્યો છે. ૧ વેદ, ૨ ઉપવેદ, ૩ પુરાણ, ૪ સ્મૃતિ, ૫ ઉપનિષદ આ સર્વ ઉપર નજર નાંખતાં આપણને સ્પષ્ટ ખ્યાલ આવશે કે જેમ જેમ કાળ જતો ગયો તેમ તેમ તેમાં ફેરફારો થતા ગયા અને કાળને અનુરૂપ કલ્પનાઓ દાખલ થતી ગઇ. તેમજ બ્રાહ્મણ ધર્મમાં તેનો સંચાલકવર્ગ ત્યાગી કરતાં ગૃહસ્થ વધુ હોવાથી તેણે પોતપોતાના સ્વાર્થને અનુરૂપ ફેરફારો અને નવીનતા પણ દાખલ કરી. આથી મૂળનાં મૂળ તેમાં બદલાતાં ગયાં. જેમ બ્રાહ્મણધર્મમાં બન્યુ તેમ બૌદ્ધ ધર્મમાં પણ બન્યુ. બૌદ્ધધર્મ રાજ્યાશ્રયવાળો હોવાથી જતે દિવસે રાજાઓ અને શ્રીમંતોની અસરતળે પરાવર્તન પામતો પામતો તેનો મૂળ સિદ્ધાંત ભૂલી જુદે જ રૂપે ગયો. અને જતે દિવસે તે ભારતવર્ષમાં ઉત્પન્ન થએલ હોવા છતાં અદશ્ય થઇ વિદેશ ગયો. અને તે જતાં શ્રમણસંસ્કૃતિ એટલે જૈનસંસ્કૃતિ માત્ર રહી.

ધર્મશાસ્ત્રના પૂરા જ્ઞાનવિનાના કેટલાક જૈનધર્મને અર્વાચીન કહીને તો કોઇક બૌદ્ધધર્મના પેટાભેદવાળો કહીને વગોવે છે. પણ ખરીરીતે જૈનધર્મ હિંદુધર્મ અને બૌદ્ધધર્મને વધુદઢ અને પૂનિત સંસ્કાર આપી પ્રેરણાના ઉદ્ગમ સ્થાનરૂપ હરહંમેશ રહેલ છે. કેટલીએ અગમઅગોચર વસ્તુઓનું જ્ઞાન તેમણે તેની પાસેથીજ મેળવ્યું છે. વેદોમાં, પુરાણોમાં અને બીજે કેટલેય ઠેકાણે તીર્થંકર ભગવંતોનાં સૂક્તો નજરે પડે છે. આથી સંખ્યાએ અલ્પ છતાં તત્ત્વથી દઢ જૈનધર્મ ચિરંજીવ અને ઉપલા થરમાં તેવોને તેવો રહ્યો છે.

વેદધર્મ–બ્રાહ્મણધર્મમાં રામાનુજ-શૈવ–વૈશેષિક નૈયાયિક જૈમિનિ, સાંખ્ય, યોગ અને શાંકરદર્શન વિગેરે તેનાં અવાંતર દર્શનોનો સમાવેશ થાય છે. જૈનધર્મમાં–શ્વેતાંબર, દિગંબર વિગેરે. અને બૌદ્ધમાં માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક વિગેરે અવાંતર સમાયછે.

ષડ્દર્શન સમુચ્ચયમાં છ દર્શનોની વ્યાખ્યા કરતાં હરિભદ્રસૂરિ મહારાજે દરેક દર્શનના દેવ, ગુરૂ, ધર્મ અને પ્રમાણને બતાવી કરેલ છે. આ ચારમાં ધર્મનું આંતરતત્ત્વ એ તેનો તત્ત્વવાદ છે. ચર્ચામાં તે તત્ત્વવાદને સિદ્ધ કરી સામાને ગળે ઠસાવવામાં પ્રમાણવાદ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. છતાં પણ આ સર્વ કરતાં તે તે ધર્મનું અસ્તિત્ત્વ અને ટકાવ તો દેવ અને ગુરૂતત્ત્વ ઉપર જ અવલંબે છે.

દેવ. ગુરૂ, તત્ત્વ અને પ્રમાણ આ ચારમાંથી દરેક ધર્મના ઉપાસકને મુખ્યપણે ઉપાસ્ય તરીકે તો દેવ અને ગુરૂજ રહેવાના. અને તેથી દરેક ઉપાસક તેની ઉપાસનામાં રક્ત રહી પોતાને કૃતકૃત્ય માને તે સ્વાભાવિક છે.

બ્રાહ્મણધર્મમાં શંકર–વિષ્ણુ–મહેશરૂપ દેવત્રયી અને અવતારો વિગેરે દેવરૂપ મનાયેલ છે. બુદ્ધધર્મમાં દીપંકર; કૌડિન્ય, મંગળ, સુમન વિગેરે ચોવીશ બુદ્ધો દેવરૂપ મનાએલ છે. તેમ જૈનધર્મમાં શ્રી ઋષભદેવ વિગેરે ચોવીશતીર્થંકરો દેવ તરીકે મનાએલ છે. અને તે સર્વ જૈનધર્મીને ઉપાસ્ય અને સેવ્ય છે.

બ્રાહ્મણધર્મની દેવકલ્પના કરતાં જૈનધર્મની દેવમાન્યતા જુદા પ્રકારની છે. બ્રાહ્મણ ધર્મમાં તેનો ઉપાસક કોઈ દીવસ દેવ બની શકતો નથી. મીરાં, નરસિંહ કે બીજા ભગવાનના ભક્ત ભગવાનને ભલે ખેંચી શકે પણ સ્વયં ભગવાન્ બની શકતા નથી. જ્યારે જૈનધર્મમા તો જીવમાત્ર પ્રયત્નથી શિવ થઈ શકે છે. જૈનધર્મ તો માને છે કે જીવમાત્ર કર્તા ભોક્તા અને પરિનિર્વાતા સ્વયં છે. તેને ઇશ્વર કે પરમેશ્વર નિર્વાણ અપાવી શકતા નથી. દેવની આરાધના તેની કૃપા માટે નહિ પણ તેમના આલંબને જીવનશુદ્ધિ કરી કલ્યાણું સાધવા માટે છે. બૌદ્ધધર્મ ક્ષયક્ષણિક વસ્તુને માનતો હોવાથી તેને ત્યાં નિર્વાણ જેવી વસ્તુજ સંભવતી નથી.

દેવ અને ગુરૂતત્ત્વ ઉપાસ્ય હોવા છતાં તેની ઓળખાણ અને સાચી સમજ તો તેના ધર્મતત્ત્વથી જ પડે તેમ છે. બ્રાહ્મણધર્મના મૌલિકગ્રંથો ચાર વેદ, ઉપવેદ, પુરાણ, સ્મૃતિ, આરણ્યક, ઉપનિષદો વિગેરે છે. બૌદ્ધધર્મના મૌલિક ગ્રંથો મજ્ઝિમ નિકાય, ગણિપિટક અને વિનયપિટક છે. તેમ જૈનધર્મના મૌલિક ગ્રન્થ દ્વાદશાંગી ગણાય છે. આ દ્વાદશાંગીમાં બારમું અંગ કે જેનો મોટો ભાગ ચૌદપૂર્વોએ રોકયો હતો. તે તો આજે ઉપલબ્ધ નથી. પણ હાલ ૪૫ આગમ ગ્રંથો ઉપલબ્ધ છે. આ પીસ્તાલીસ આગમોમાંથી આપણને જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ, ભગવતી, આવશ્યક વિગેરે ગ્રંથોમાંથી તીર્થંકર ભગવંતોની માહિતી મળી શકે છે.

જીવ માત્રની ઝંખના સુખની પ્રાપ્તિની અને દુઃખથી દુર રહેવાની હોય છે. છતાં સુખ અને દુઃખની તેની કલ્પના ભિન્ન ભિન્ન હોય છે. ખણુજની વ્યાધિવાળો ઘડીક ખણવામાં સુખ પામે છે. પણ ખણી રહ્યા પછી લોહી નીકળતાં જેને સુખ માનતો હતો તેનાથી તે અટકી દુઃખ માને છે. તેમ ધનસંપત્તિ, વિષય અને પરિવાર આ સૌ દુન્યવી સુખો ખણુજનાં સુખ સરખાં છે. નિર્ધન ધન ન હોવાથી ધનસંપત્તિને સુખ માને છે. પણ તે પ્રાપ્ત થતાં તેને કોઇ ભોગવનાર ન હોય ત્યારે ધનસંપત્તિ કરતાં પુત્રની પ્રાપ્તિને તે સુખમય માને છે. ધન સંપત્તિ અને પુત્રપ્રાપ્તિ થયા છતાં રૂંવે રૂંવે રોગ ફાટી નીકળતાં આરોગ્ય તેને મન કિંમતી બને છે. આમ આ જગતની સુખ માન્યતા એક મળતાં બીજામાં અને બીજું મળતાં ત્રીજામાં ફેરફાર પામે છે. આથી આ માનવ લોકમાં ગમે તેટલી સંપત્તિ, વૈભવ અને પરિવાર હોય છતાં ક્ષેત્રજન્ય કાંઇકને કાંઇક તો દુઃખ રહેવાનુંજ માટે જ્યાં ક્ષેત્રજન્ય સુખજ હોય તેવું સ્થાન તે સ્વર્ગ અને ક્ષેત્રજન્ય જ્યાં અત્યંત દુઃખ હોય તે નરક. ક્ષેત્રજન્ય સ્વર્ગના સુખને મેળવ્યા છતાં તે સુખ નિત્ય કે શાશ્વત નથી. તેવું જ્યારે તેને ભાન થાય છે ત્યારે માણસને આપોઆપ મોક્ષ પ્રત્યે ભાવના જાગે છે. અને તે સમજે છે કે જે સુખ પામ્યા પછી ફરી જવાનુ નથી. અને ફરી ફરી જન્મ મરણ કરવાનાં નથી તે મોક્ષજ ખરેખર ઉપાદેય છે.

'ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર' એટલે અનુત્તર-સુખ, સંસારિક સુખ અને દુઃખ જીવનને જીવો કઇ રીતે પામે છે તેને જણાવનાર ચરિત્ર. આ ત્રિષષ્ટિ શલાકા ચરિત્રમાં ૧

તીર્થંકર ચરિત્ર, ૨ ચક્રવર્તિ ચરિત્ર અને ૩ બળદેવ વાસુદેવ પ્રતિવાસુદેવ ચરિત્ર. આ ત્રણ વસ્તુઓ સમાય છે. તીર્થંકર ચરિત્ર એ સમજાવે છે કે 'જેને દેવો, ઈંદ્રો, ચક્રવર્તિ રાજાઓ અને સમગ્ર જગત્ પૂજે છે, તે તીર્થંકરો પૂર્વભવે તમારા જેવા જ સંસારમાં રાચ્યા માચ્યા અને પ્રાકૃતજન હતા. છતાં દિવસે દિવસે તેમણે વિકાસ સાધ્યો. વીસપદની આરાધના કરી અને 'સવિ જીવ કરૂં શાસન રસી.' ની સર્વ જીવોને ઉચ્ચ માર્ગે દોરવાની ભાવના જગાવી, સંસારના રાજ્ય અને ચક્રવર્તિ સુખને તજી મોક્ષનું અનુત્તર સુખ મેળવ્યુ' ચક્રવર્તિ ચરિત્ર એ સમજાવે છે કે 'બારી બારણાં અને ઓસરી માટે લઢનાર, રૂપીઆ અને પૈસા માટે ધમપછાડા કરનાર તું વિચાર કે જેણે ષટ્ખંડ સાધ્યા, સોળ હજાર યક્ષો પોતાના સ્વાધિન કર્યા અને દુનીયામાં એક છત્રી રાજ્ય ચલાવ્યુ છતાં તેનુ તે સંસારિક સુખ દીક્ષા વિના વિલય પામ્યુ તો મરી તે ચક્રવર્ત્તિઓ નરકે ગયા અને તેમણે ઇચ્છાથી સંસાર છોડી ત્યાગ્યુ અને દીક્ષા અંગીકાર કરી તો કલ્યાણ મેળવ્યુ.' વાસુદેવ અને પ્રતિવાસુદેવનું ચરિત્ર વાંચકને સમજાવે છે કે 'પૂર્વભવની ગાઢવૈર પરંપરા આભવમા અપૂર્વ શકિત અને સંપત્તિ પામ્યાં છતાં વૈર રૂપે પરિણમી અનર્થ ઉત્પન્ન કરે છે. અને મરતાં સુધી માણસને ઝંપ વળવા દેતી નથી. આ વૈર પરંપરાથી વાસુદેવો અને પ્રતિવાસુદેવો બન્ને નરકે જાય છે.' બળદેવ ચરિત્ર એ સમજાવે છે કે 'બાંધવ! બાંધવ! કરતા સમગ્ર જીવન પસાર કરતા અને બાંધવના સગમાં લડાઈ, યુદ્ધ અને ઘોર કુકર્મ કરતા બળદેવોને જ્યારે સાચી સમજ આવે છે ત્યારે તે તેમના જીવનનો નિસ્તાર પામે છે.' આ સમગ્ર 'ત્રિષષ્ટિ શલાકા પુરૂષ' એ સમજાવે છે કે 'તીર્થંકર ભગવંતો તો જગતનુ કલ્યાણ કરી મોક્ષ મેળવી જગત્વંદ્ય બન્યા. પણ બાકીના જીવો કે જેમણે સંસારમાં સુખ ભોગવ્યાં. યુદ્ધો ખેલ્યાં છતાં અંતે અંતે તે તીર્થંકર ભગવાનની દેશનાથી સમકિત મેળવી પોતાનુ મોક્ષ સ્થાન નિયત બનાવ્યુ છે. તેથી શલાકા પુરૂષ કહેવાયા. અને જગત્વંદ્ય બન્યા.

આ ત્રેસઠ શલાકા પુરૂષોનું વ્યવસ્થિત ચરિત્ર કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે વિ. સં. ૧૧૭૦-૭૨ માં ૩૬૦૦૦ હજાર શ્લોક પ્રમાણ મહારાજા કુમારપાળના બોધમાટે બનાવેલ છે. તે ગ્રથ અતિ અપૂર્વ અને શ્લોકબદ્ધ છે. અને તે આખો ગ્રંથ ભાષાંતર સાથે પ્રસારક સભા તરફથી બહાર પડી ચૂકેલ છે. આ ચરિત્રની પહેલાંના 'कहावली' 'चउपन्न पुरुष चरियं' વિગેરે પ્રાકૃત સંદર્ભો આપણા ભંડારમાં છે. તે સર્વ સંદર્ભો અને આગમ ગ્રંથોના અવલોકન બાદ આ ગ્રંથ રચાયેલ જણાય છે. તીર્થંકર ચરિત્ર, રામાયણ, મહાભારત વિગેરે જુદા જુદા ગ્રંથો અનેક છે, પણ બીજો કોઇ ત્રિષષ્ટિ શલાકા ગ્રંથ આપણે ત્યાં મળતો નથી. સોમપ્રભાચાર્ય કૃત લઘુત્રિષષ્ટિ અને મહામહોપાધ્યાય મેઘવિજયજી કૃત લઘુ ત્રિષષ્ટિ એમ બે લઘુત્રિષષ્ટિ ગ્રંથો ભંડારોમાં ઉપલબ્ધ છે. છતાં આજે તે બેમાંથી એકે મુદ્રિત થયો નથી.

મેઘવિજયજી ઉપાધ્યાયકૃત આ લઘુત્રિષષ્ટિગ્રંથની રચના બૃહત્ ત્રિષષ્ટિને અનુલક્ષીને કરેલ હોવાથી બૃહત્ ત્રિષષ્ટિને અનુલક્ષીને જ તેમણે અહિં પણ દશે પર્વ આપ્યાં છે. લઘુત્રિષષ્ટિની વર્ણનશૈલિ જુદા પ્રકારની છે. તેમણે કોઇક ભગવંતના ચરિત્રમાં દિક્કુમારિકા મહોત્સવનું વિસ્તૃત વર્ણન આપેલું છે. તો કોઇકમાં દીક્ષા મહોત્સવનું વિસ્તૃત સ્વરૂપ આપ્યું છે. તો બીજે સમવસરણની રચનાનુ અતિવિસ્તૃત સ્વરૂપ આપ્યુ છે. સંક્ષેપમાં મુખ્યત્વે ઇંદ્રોની સ્તુતિ અને ભગવંતની દેશનાને સંક્ષેપી છે. તેમજ અવાંતર કથાઓને પણ સંક્ષેપી છે. મહા મહોપાધ્યાય મેઘવિજયજીએ બૃહત ત્રિષષ્ટિને અનુલક્ષી લઘુત્રિષષ્ટિ કર્યા છતાં શાંતિનાથ ચરિત્ર, નેમનાથ ચરિત્ર, પાર્શ્વનાથ ચરિત્ર અને મહાવીર ચરિત્રની સંકલના અને રચનામાં બૃહત્ ત્રિષષ્ટિ તરફ ધ્યાન આપવા કરતાં તે તે તીર્થંકરોના સ્વતંત્ર ચરિત્રોને સામે રાખી અહિં ચરિત્ર આપેલું છે. અને તેથી કેટલાએ પ્રસંગો બૃહત્ ત્રિષષ્ટિમાં ન હોય તે અહિં દાખલ કરેલ છે.

બૃહતત્રિષષ્ટિ અને લઘુત્રિષષ્ટિમાં જ્યાં વિશેષ નામનો ફેરફાર કે મતાન્તર જણાયો છે ત્યાં ત્યાં અમે ફુટનોટમાં તેની નોંધ પણ આપી છે.

આ ત્રિષષ્ટિગ્રંથ નાનો હોવા છતાં તેમાં ઘણો ઘણો સંગ્રહ છે. તીર્થંકર ચરિત્ર, રામાયણ, મહાભારત, ચક્રવર્તિ ચરિત્ર, બળદેવ વાસુદેવ પ્રતિવાસુદેવચરિત્ર અને તેને અનુરૂપ અનેક કથા પ્રસંગો અને ઐતિહાસિક પ્રસંગોથી ભરપૂર છે.

આ ચરિત્ર પુસ્તક ખુબ જલ્દી પૂર્ણ કરી છાપવાનુ હોવાથી આ ગ્રંથનો અનુવાદ કરાવવા શરૂઆતમાં અમે ત્રણ ભાગ પાડયા હતા. પણ સદ્દભાગ્યે મ્હારે એકલાનેજ તે કરવાનું આવ્યું તેથી चिर सचिय पाव पणासणीई० ગાથા મુજબ આત્મિક લાભ સાથે આ વિષયનું મનન ચિંતવન રૂપ જ્ઞાન લાભ પણ મળ્યો. મહાવીરચરિત્ર લખતાં પહેલાં ત્રિષષ્ટિ, મહાવીરચરિયં, શ્રી નંદલાલભાઇનું મહાવીરચરિત્ર અને પૂ. પં. કલ્યાણ વિજયજી કૃત. શ્રમણ ભગવાન મહાવીર જોયુ હતું. આ પુસ્તકમાં બૃહત્ ત્રિષષ્ટિના સર્વે પ્રસંગો અને પરંપરાગત કથાઓને દાખલ કર્યા છતાં કાળ ગણના અને વર્ષનો ક્રમ તો પૂ. પં. કલ્યાણવિજયજી મહારાજના બનાવેલ શ્રમણ ભગવાન મહાવીરનો જ અપનાવ્યો છે. અને અવશ્ય કહેવું જોઈએ કે તેઓશ્રીની 'મહાવીર કાળ ગણના' અને આ પુસ્તક બહાર પડયા પછી ઘણા ખરા લેખકોએ તેમના ક્રમનેજ અપનાવ્યો છે. આથી તે તે ગ્રંથકારોનો આભાર માનીએ છીએ.

ત્રિષષ્ટિ શલાકાપુરૂષ ચરિત્ર ઉપર દીગંબર સમાજમાં પણ બે ગ્રંથ ઉપલબ્ધ છે. ૧ જિનસેનના સંસ્કૃતમાં બનાવેલ આદિપુરાણ અને ઉત્તરપુરાણ. ૨ તેમજ કવિ પુષ્પદંતકૃત મહાપુરાણ ઉર્ફે ત્રિષષ્ટિ મહાપુરૂષ ગુણાલંકાર. પ્રથમ ગ્રંથને જિનસેને પ્રારંભ કર્યો પણ અધુરો મુકી તે મૃત્યુ પામ્યા તેથી બાકીનો ગ્રંથ તેમના શિષ્ય ગુણભદ્રે પૂર્ણ કર્યો છે. બીજો ગ્રંથ કવિ પુષ્પદંતનો રચેલ ૨૦૦૦૦ હજાર શ્લોક પ્રમાણ અપભ્રંશ ભાષામાં છે.

આમ શ્વેતાંબર અને દીગંબર બન્ને સંપ્રદાયમાં ત્રિષષ્ટિ શલાકા પુરૂષનુ ખુબ મહત્ત્વ-

પૂર્ણ સ્થાન છે. જો કે શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયના બન્ને ગ્રંથોમાં કોઇ કોઈ જગ્યાએ થોડો થોડો ફેર આવે છે છતાં તેની મહત્ત્વતામાં કે વિશિષ્ટતામાં જરાપણ ફેર નથી.

આ ગ્રંથનુ નામ અમે પણ 'લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર' રાખેલ છે. કારણકે આ ગ્રંથ મહામહોપાધ્યાય મેઘવિજયજીકૃત લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રને સામે રાખીને તૈયાર કરાયેલ છે. જો કે મૂળ લઘુત્રિષષ્ટિમાં ન હોય તેવા ઘણા પ્રસંગો આમાં દાખલ કર્યા છતાં દળ અને કદની દૃષ્ટિએ લઘુજ રહેલ છે એથી લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રજ નામ રાખેલ છે.

આ 'લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર'ના રચયિતા મહામહોપાધ્યાય મેઘવિજયજી ક્યારે થયા? અને તેમણે કયા કયા ગ્રન્થો રચ્યા છે વિગેરે વૃત્તાંત 'ભવિષ્યદત્ત ચરિત્ર'ની અમારી પ્રસ્તાવનામાં આપેલ હોવાથી અહિં તે સંબંધી વધુ ચર્ચા કે ઉલ્લેખ કરતા નથી. છતાં આ ગ્રંથમાં મહામહોપાધ્યાય મેઘવિજયજીએ ગ્રંથને અંતે સુધર્માસ્વામિથી પોતાના સુધીની પટ્ટ પરંપરા આપી છે અને અંતે કોના શિષ્ય વિગેરે છે તેનો ખ્યાલ આપ્યો છે તેથી તેમના સમયનો સ્પષ્ટ ખ્યાલ આવે તેમ છે. તેમણે જણાવ્યુ છે કે....

कनकविजयनामो............ जिनपवित्रचरित्रम्

હીરવિજયસૂરિને કનકવિજય શિષ્ય થયા. આ કનકવિજયજીને કમલવિજય નામના શિષ્ય થયા તેમને શીલવિજય, સિદ્ધિવિજય અને કૃપાવિજય નામના ત્રણ શિષ્ય થયા. અને કૃપાવિજયજીના શિષ્ય મેઘવિજયજીએ આ ગ્રંથ રચ્યો.

આ મહોપાધ્યાય મેઘવિજયજીની ગ્રંથકૃતિઓ વિ. સં. ૧૭૨૩ થી વિ. સં. ૧૭૬૦ સુધીની મળે છે આ મહામહોપાધ્યાય પ્રસિદ્ધ ગ્રંથકાર અને તે કાળના ગણના યોગ્ય મહાપુરૂષ હતા તેમની કૃતિઓમાં દેવાનંદાભ્યુદય મહાકાવ્ય, માઘપૂર્તિ, મેઘદૂતપૂર્તિ, ચંદ્રપ્રભાવ્યાકરણ, સપ્તસંધાન મહાકાવ્ય, ભવિષ્યદત્તચરિત્ર, હસ્તસંજીવન, અષ્ટાંગત્તિનિમિત, વિજયપ્રભસૂરિના જીવન વૃત્તાંતરૂપ દિગ્વિજય મહાકાવ્ય, પટ્ટાવલી; નૈષધની પાદપૂર્તિરૂપ શાંતિનાથ ચરિત્ર, ભક્તામરસ્તોત્ર ટીકા વગેરે અનેક ગ્રંથ રચ્યા છે. આ મહામહોપાધ્યાયના વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ, સાહિત્ય અને ધર્મશાસ્ત્ર આમ દરેક વિષયપર લખેલા ચમત્કારિક ગ્રંથો ઉપલબ્ધ થાય છે.

સંક્ષેપરૂચિ જીવોને અતિ ઉપકારક આ લઘુત્રિષષ્ટિ ગ્રંથની તેમણે કરેલ રચના અદભૂત પ્રકારની છે પણ તેની પ્રતિઓ ભંડારમાં બહુજ કવચિત્ જોવામાં આવેછે. અમે જેના ઉપરથી ગુજરાતી કર્યું છે. તે પ્રતિ પરમપૂજ્ય સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી પુણ્યવિજયજી પાસેથી મેળવેલ સુરબ્બીવર્ય પંડિતવર્ય શ્રી ભગવાનદાસભાઇ પાસેથી મળેલ લઘુ ત્રિષષ્ટિની પ્રેસ કોપી ઉપરથી કરેલ છે. આથી તે બન્નેનો પ્રેસકોપી આપવા બદલ આભાર માનીએ છીએ. આ પ્રેસ કોપીમાં સ્થળે શ્લોકો ત્રુટક હતા ત્યાં બૃહત્ ત્રિષષ્ટિની ધ્યાનમાં રાખી સંબંધને મેળવી ગુજરાતી કરેલ છે.

આ લઘુ ત્રિષષ્ટિમાં પર્વ દીઠ કેટલા શ્લોકો છે તેની નોંધ આ પ્રમાણે છે.

**પર્વ પહેલું.**

૧ શ્રી ઋષભદેવ ચરિત્ર શ્લોક ૨૩૩
૨ શ્રી ભરતચક્રી „ „ ૧૦૯

**પર્વ બીજું.**

૧ શ્રી સગરચક્રી સહિત શ્રી અજિત-
નાથ ચરિત્ર „ ૧૮૫

**પર્વ ત્રીજું.**

૧ શ્રી સંભવનાથ ચરિત્ર શ્લોક ૪૭
૨ „ અભિનંદનસ્વામિ „ „ ૪૬
૩ „ સુમતિનાથ „ „ ૬૯
૪ „ પદ્મપ્રભ „ „ ૩૮
૫ „ સુપાર્શ્વનાથ „ „ ૩૫
૬ „ ચંદ્રપ્રભસ્વામિ „ „ ૪૦
૭ „ સુવિધિનાથ „ „ ૩૭
૮ „ શીતલનાથ „ „ ૩૮

**ચોથું પર્વ.**

૧ શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર શ્લોક ૧૭૦
૨ „ વાસુપૂજ્યસ્વામી „ „ ૧૨૯
૩ „ વિમળનાથ „ „ ૫૮
૪ „ અનંતનાથ „ „ ૬૫
૫ „ ધર્મનાથ ચરિત્ર શ્લોક ૪ છે. અધુરૂ છે
૬ પાંચમા બળદેવ વાસુદેવ
પ્રતિવાસુદેવ ચરિત્ર નથી.
૭ ત્રીજા મઘવા ચક્રવર્તિ ચરિત્ર નથી.
૮ ચોથા સનત્કુમારચક્રી ચરિત્ર નથી.

**પાંચમું પર્વ**

૧ શ્રી શાંતિનાથ ચરિત્ર શ્લોક ૪૧૨

**છઠ્ઠું પર્વ.**

૧ શ્રી કુંથુનાથ ચરિત્ર શ્લોક ૩૪
૨ „ અરનાથ „ „ ૩૬
૩ છઠ્ઠા બલદેવ વાસુદેવ અને
પ્રતિવાસુદેવ ચરિત્ર „ ૨૧
૪ શ્રી સુભૂમ ચક્રવર્તિ ચરિત્ર શ્લોક ૪૩
૫ સાતમા બલદેવ, વાસુદેવ અને
પ્રતિવાસુદેવ ચરિત્ર „ ૨૧
૬ શ્રી મલ્લિનાથ „ „ ૮૮
૭ „ મુનિસુવ્રતસ્વામી „ „ ૭૧
૮ „ મહાપદ્મચક્રવર્તિ „ „ ૫૯

**સાતમું પર્વ.**

૧ રામાયણ ૧૨૩૯
૨ શ્રી નમિનાથ ચરિત્ર શ્લોક ૫૯
૩ „ હરિષેણ ચક્રવર્તિ „ „ ૧૩
૪ „ જય ચક્રવર્તિ „ „ ૧૧

**આઠમું પર્વ.**

૧ બળરામકૃષ્ણસહિતશ્રીનેમિનાથચરિત્ર૫૪૫

**નવમું પર્વ.**

૧ શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્તિ „ ૧૯૨
૨ શ્રી પાર્શ્વનાથ „ પ્રથમવિશ્રામ ૬૯
દ્વિતીય વિશ્રામ ૧૯૦
તૃતીય વિશ્રામ ૧૧૭
ચતુર્થ વિશ્રામ ૮૭
પાચમો વિશ્રામ ૯૬

**દસમું પર્વ,**

શ્રી મહાવીર ચરિત્ર ૬૦૦

પ્રમાણનયતત્ત્વ અને પંચનિર્ગ્રંથી પ્રકરણને અનુવાદ સહિત બહાર પાડયાં છે. પરંતુ લોકરૂચિ થાય તેવું કથા સાહિત્ય અને તે પણ પ્રાચીન પરંપરા અને મૂળ ગ્રંથની સીમાને જરાપણ ઉલ્લંઘ્યા વિના લખવું તે ખુબ કઠિન કાર્ય છે. આ કઠિન કાર્યને મારા હાથે કેવો ન્યાય મળ્યો છે તે તો વાંચકોજ નિર્ણય કરશે.

આ ગ્રંથના પ્રકાશનમાં સાદ્યંત પ્રેરણાદાયક પરમપૂજ્ય પં. શ્રીમદ્ ચરણવિજયજી ગણિવરનો આભાર માની દૃષ્ટિદોષ, પ્રેસદોષ, ઉતાવળ અને બીજી કોઇ મતિદોષથી થયેલ સ્ખલના બદલ ક્ષમા માગી વિરમું છું.

એજ લિ.
પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી.

# લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર

## વિષયાનુક્રમણિકા


**પૂર્વાર્દ્ધ**

**ઋષભદેવ અને ભરતચક્રી ચરિત્ર પૃષ્ઠ ૧–૬૦**

પ્રથમ ભવ ધનસાર્થવાહ ૨
બીજો ભવ દેવ અને ત્રીજો ભવ યુગલિક ૪
ચોથો ભવ–મહાબળ વિદ્યાધર ૪
પાંચમો ભવ–લલિતાંગ દેવ ૫
છઠ્ઠો ભવ–વજ્રજંઘ રાજા ૬
સાતમો આઠમો ભવ–યુગલિક અને દેવભવ ૭
નવમો ભવ–જીવાનંદ વૈદ્ય ૭
૧૦ મો ભવ અચ્યુત દેવલોકમાં દેવ અને ૧૧ મો ભવ વજ્રનાભ ચક્રવર્તિ ૮
બારમો ભવ–અનુત્તર વિમાનમાં દેવ ૧૦

**જન્મકાળ અને સાત કુલકરોની ઉત્પત્તિ ૧૦–૧૩**

પ્રથમ કુલકર વિમળવાહનનો પૂર્વભવ ૧૦
કાળચક્ર અને આરાનું સ્વરૂપ ૧૧
સાત કુલકરો તથા ત્રણ નીતિનું વર્ણન ૧૨

**ઋષભદેવ ભગવાનનો જન્મ ૧૩ થી ૨૧**

સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવી પ્રભુનું મરૂદેવા માતાની કુક્ષિમાં ઉત્પન્ન થવું અને માતાને તેજ રાત્રિએ ચૌદ સ્વપ્નનું દર્શન ૧૩
ચૌદ સ્વપ્નના ફળનું કહેવું ૧૪
ચોસઠ દિક્કુમારિકાઓનું આગમન ૧૮
જન્મ મહોત્સવ માટે સૌધર્મેન્દ્રનું આવાગમન અને પાંચ રૂપ કરી મેરૂ પર્વત ઉપર ભગવાનને લઈ જવું ૧૬
ચોસઠે ઇન્દ્રોનું પોતાના પરિવાર સાથે ભગવાનના જન્મ મહોત્સવમાં આવવું ૧૭
દેવોએ કરેલ ભગવાનની સ્તુતિ ૧૯

**બાલ્યકાળ અને ગૃહસ્થાશ્રમ ૨૧ થી ૨૫**

ભગવાનના વંશ અને ગોત્રનું સ્થાપન ૨૧
કલ્પવૃક્ષના ફળ અને ક્ષીર સમુદ્રના પાણીને ભગવાન પીતા હતા ૨૧
ભગવાનની સુનંદા અને સુમંગલાની સાથે ઇન્દ્રે કરેલ લગ્નવિધિ ૨૨
પુત્ર પુત્રી આદિ પરિવાર ૨૨
રાજ્યકાળ અને પ્રથમ રાજા ૨૨
અગ્નિની ઉત્પત્તિ અને કુંભકાર આદિ કલાનું ભગવાને કરેલ પ્રવર્તન ૨૩
લોકના વિભાગોની રચના ૨૪
ભગવાન તીર્થ પ્રવર્તાવોની લોકાન્તિક દેવોની વિજ્ઞપ્તિ, ભગવાને ભરતને રાજ્યગાદિ પર સ્થાપિત કર્યા અને બીજા પુત્રોને જુદા જુદા દેશ આપ્યા ૨૫
વરવરિકાનું સાંવત્સરિક દાન ૨૫

**૪ દીક્ષા ગ્રહણ ૨૬ થી ૨૭**

દીક્ષા મહોત્સવ ૨૬
કેશનાલોચ વખતે ચોટલીનો લોચ નહિ કરવાની ઇન્દ્રની વિજ્ઞપ્તિ ૨૬
સર્વ સાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞા પૂર્વક કચ્છ મહાકચ્છ વિગેરે ચાર હજાર રાજાઓની સાથે દીક્ષા ૨૭
ભરત બાહુબલિનું ખિન્નતા પૂર્વક સ્વસ્થાને ગમન ૨૭

**૫ શ્રમણ અવસ્થા દીક્ષા બાદ ૨૭ થી ૫૦**

શુદ્ધ આહારની અપ્રાપ્તિ ૨૭
કચ્છ મહાકચ્છનું વિચારણા બાદ તાપસ થવું ૨૮
નમિ વિનમિની ભગવાન આગળ રાજ્યની માગણી ૨૮
નમિ વિનમિની ભક્તિ દેખી ધરણેન્દ્રે સોળ હજાર વિદ્યા આપી તેમને વિદ્યાધર બનાવ્યા ૨૯
ભગવાનનું ગજપુર નગર તરફ પ્રયાણ ૩૦
શ્રેયાંસકુમારે ભગવાનને વહોરાવેલ ઇક્ષુરસ ૩૧
ભગવંતના દર્શન નહિ પામવાથી બાહુબલિનો પશ્ચાતાપ ૩૩
ભગવંતને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ૩૨
કેવળજ્ઞાન મહોત્સવ અને દેવોનું આગમન ૩૪

સમવસરણની રચના ૩૪
ભગવંતનો સમવસરણમાં પ્રવેશ ૩૫
દેવો વિગેરેનું યથાસ્થાને બેસવું અને ઇન્દ્રની વિજ્ઞપ્તિ ૩૫
મરૂદેવા માતા અને ભરત રાજા ૩૬
કેવળજ્ઞાન અને ચક્રની ઉત્પત્તિની વધામણી ૩૭
ભગવંતના સમવસરણમાં મરૂદેવી માતા સાથે ભરતેશ્વરનું જવું અને માર્ગમાં મરૂદેવા માતાને કેવળજ્ઞાન ૩૮
ભગવાનની દેશનાનું શ્રવણ અને ચતુર્વિધ સંઘની સ્થાપના ૩૮
ભગવંતના અઠ્ઠાણું પુત્રોની દીક્ષા ૪૦
ભરતની બાહુબલી પ્રત્યે ક્ષમા યાચના ૪૧
બાહુબલિનું તપ અને કેવળજ્ઞાન ૪૧
પોતાના બાંધવોને ગોચરી માટે આમંત્રણ ૪૨
ઇન્દ્રે અને ભરતે મુનિઓ માટે આપેલ અવગ્રહની છૂટ ૪૩
ઇન્દ્રના મૂળરૂપ કનિષ્ઠ અંગુલિનું કરેલું ભરતે દર્શન ૪૩
માહન-બ્રાહ્મણોની ઉત્પત્તિ ૪૩
તીર્થંકરોનું વર્ણન ૪૪
બાર ચક્રવર્તિઓનું વર્ણન ૪૭
વાસુદેવ બલદેવ વિગેરેનું વર્ણન ૪૮
ભરત ચક્રવર્ત્તિ ચરિત્ર ૫૧-૬૦
માગધતીર્થ તરફ પ્રયાણ અને માગધદેવની સાધના ૫૧
વરદામતીર્થ અને વરદામ દેવની સાધના ૫૨
પ્રભાસદેવની સાધના ૫૨
સિંધુદેવીની સાધના ૫૩
વૈતાઢ્યદેવ અને કૃતમાલદેવની સાધના ૫૩
સેનાપતિ સુષેણે સાધેલ સિંધુ નિષ્કુટ ૫૩
તમિસ્રા ગુફાના દ્વારનું ઉદ્ઘાટન અને ઉત્તર ભરતાર્ધમાં પ્રવેશ ૫૪
ઉત્તર ભરતાર્ધના મધ્યખંડ અને ઉત્તરસિંધુ નિષ્કુટની સાધના ૫૪
ક્ષુલ્લ હિમવંત દેવની સાધના અને ઋષભકુટ ઉપર નામોલ્લેખન. ૫૫
નમિ વિનમિ વિદ્યાધરોને સ્વાધિન કર્યા ૫૫
ઉત્તર નિષ્કુટ, ગંગાદેવી અને નાટ્યમાલ દેવની સાધના ૫૬
ચક્રવર્તિની ઋદ્ધિ ૫૭
સુંદરી અને અઠ્ઠાણું ભાઈઓની દીક્ષા ૫૮
મરીચિનું ઉત્સૂત્ર વચન ૫૮
ઋષભદેવ ભગવાનનું નિર્વાણ ૫૯
અજિતનાથ ભગવાન ચરિત્ર ૬૦ થી ૬૯
પ્રથમ દ્વિતીય ભવ-વિમલવાહનરાજા અને અનુત્તર દેવ ૬૦
અજિતનાથ ભગવાન ૬૨ થી ૬૯
સંવચ્છરી દાન અને દીક્ષા ૬૬
કેવળજ્ઞાન અને નિર્વાણ ૬૬
સગર ચક્રવર્તિ ચરિત્ર ૬૯ થી ૭૬
જન્હુ વિગેરે સાઠ હજાર પુત્રોનું પ્રયાણ અને મૃત્યુ.૭૧
ઇન્દ્રનું બ્રાહ્મણ વેષે આવી સગરને આશ્વાસન ૭૩
ગંગાના ભાગીરથી નામની સ્થાપના ૭૪
શ્રી સંભવનાથ જિન ચરિત્ર ૭૬ થી ૮૦
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીય ભવ-વિપુલ વાહનરાજા અને દેવ ૭૬
શ્રી સંભવનાથ ભગવાન ૭૭
અભિનંદન સ્વામિ ચરિત્ર ૮૦ થી ૮૪
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીયભવ-મહાબલ રાજા અને દેવ ૮૦
શ્રી અભિનંદન સ્વામિ ૮૦થી૮૨
સુમતિનાથ ચરિત્ર ૮૨ થી ૮૬
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીય ભવ— વિજયસેન રાજા અને દેવ. ૮૨
શ્રી સુમતિનાથ ભગવાન ૮૪ થી ૮૬
શ્રી પદ્મપ્રભુ જિન ચરિત્ર ૮૬ થી ૮૮
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીયભવ, અપરાજિત રાજા અને ગ્રૈવેયક દેવ ૮૬
શ્રી પદ્મપ્રભ જિનેશ્વર ૮૬ થી ૮૮
શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ૮૮ થી ૯૦
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીયભવ-નંદીષેણ

રાજા અને છઠ્ઠા ગ્રૈવેયકમાં દેવ ૮૮
સુપાર્શ્વનાથ ભગવાન ૮૮ થી ૯૦
શ્રી ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર. ૯૦ થી ૯૨
પૂર્વભવ વર્ણન. પ્રથમ દ્વિતીયભવ—
પદ્મરાજા અને વૈજયંતવિમાનમાં દેવ ૯૦
ચંદ્રપ્રભુ સ્વામિ. ૯૧ થી ૯૨
શ્રી સુવિધિનાથ ચરિત્ર ૯૩ થી ૯૫
પ્રથમ દ્વિતીયભવ—મહાપદ્મરાજા અને
વૈજયંત વિમાનમા દેવ ૯૩
તૃતીયભવ શ્રી સુવિધિનાથ ભગવાન ૯૩ થી ૯૫
શ્રી શીતલનાથ ચરિત્ર ૯૫ થી ૯૮
પૂર્વભવ વર્ણન–પ્રથમદ્વિતીયભવ–પદ્મોત્તર-
રાજા અને પ્રાણુત દેવલોકના ઇન્દ્ર ૯૫
શ્રી શીતલનાથ ભગવાન ૯૬ થી ૯૮
શ્રીશ્રેયાંસનાથ ચરિત્ર ૯૮ થી ૧૦૫
પૂર્વભવવર્ણન પ્રથમ દ્વિતીયભવ–નલિનીગુલ્મ
રાજા અને મહાશુક્ર દેવલોકમાં દેવ ૯૮
શ્રેયાંસનાથ ભગવાન ૯૮
પ્રથમ વાસુદેવ ત્રિપૃષ્ઠ, બલદેવ અચલ
અને પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ
ચરિત્ર ૯૯ થી ૧૦૫
પ્રથમ બલદેવ અને પ્રતિવાસુદેવાદિનો પૂર્વભવ૯૯
પ્રથમ વાસુદેવ બલદેવ પ્રતિવાસુદેવની ઉત્પત્તિ,
યુદ્ધ અને ત્રિપૃષ્ઠનો વાસુદેવપણાનો અભિષેક૧૦૦
ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ ૧૦૩
વાસુદેવનુ નરક ગમન અને બલદેવનું મુક્તિ
ગમન ૧૦૫
શ્રી વાસુપૂજ્ય સ્વામિ ચરિત્ર ૧૦૫ થી ૧૧૦
પૂર્વભવવર્ણન–પ્રથમદ્વિતીયભવ–પદ્મોત્તર રાજા
અને દસમા દેવલોકમાં દેવ. ૧૦૫
શ્રી વાસુપૂજ્ય સ્વામિ ૧૦૫
દ્વિતીયવાસુદેવ દ્વિપૃષ્ઠ બળદેવ વિજય અને
પ્રતિવાસુદેવ તારક ચરિત્ર ૧૦૭થી૧૧૦
બીજા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવનો
પૂર્વભવ ૧૦૭
બીજા પ્રતિવાસુદેવ, વાસુદેવ અને બળદેવની
ઉત્પત્તિ, યુદ્ધ અને દ્વિપૃષ્ઠનો વાસુદેવપણાનો
રાજ્યાભિષેક ૧૦૮
ભગવાનનું કેવળજ્ઞાન અને મોક્ષ ૧૦૯
વાસુદેવનુ નરકગમન અને બળદેવની મુક્તિ ૧૧૦
શ્રી વિમલનાથ ચરિત્ર ૧૧૧ થી ૧૧૪
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીય ભવ–પદ્મસેન
રાજા અને સહસ્રાર દેવલોકમાં દેવ ૧૧૧
શ્રી વિમલનાથ ભગવાન ૧૧૧
ત્રીજા વાસુદેવ સ્વયંભૂ, બલદેવ ભદ્ર અને
પ્રતિવાસુદેવ મેરાક ચરિત્ર ૧૧૧થી૧૧૪
ત્રીજા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવનો
પૂર્વભવ ૧૧૧
ત્રીજા પ્રતિવાસુદેવ, બળદેવ અને વાસુદેવની
ઉત્પત્તિ, યુદ્ધ અને સ્વયંભૂનો વાસુદેવ
પણાનો અભિષેક ૧૧૨
વિમળનાથ ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ ૧૧૩
વાસુદેવનું નરક ગમન અને બળદેવનું મુક્તિ
ગમન ૧૧૪
શ્રી અનંતનાથ ચરિત્ર ૧૧૪ થી ૧૧૮
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીય ભવ–પદ્મરથ
રાજા અને પ્રાણુત દેવલોકમાં દેવ ૧૧૪
શ્રી અનંતનાથ ભગવાન ૧૧૫
ચતુર્થ વાસુદેવ પુરૂષોત્તમ, બલદેવ સુપ્રભ,
પ્રતિવાસુદેવ મધુ ચરિત્ર ૧૧૫ થી ૧૧૮
ચોથા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવનો
પૂર્વ ભવ ૧૧૫
ચોથા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવની
ઉત્પત્તિ, યુદ્ધ અને વાસુદેવ પુરૂષોત્તમનો
વાસુદેવપણાનો અભિષેક ૧૧૬
ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ ૧૧૭
વાસુદેવનું નરકગમન અને બળદેવની મુક્તિ ૧૧૮
શ્રી ધર્મનાથ ચરિત્ર ૧૧૯ થી ૧૨૨
પૂર્વભવ વર્ણન પ્રથમ દ્વિતીય ભવ—દ્રઢરથ
રાજા અને વૈજયંત વિમાનમાં દેવ ૧૧૯
શ્રી ધર્મનાથ ભગવાન ૧૧૯
પાંચમા વાસુદેવ પુરૂષસિંહ, બળદેવ

સુદર્શન અને પ્રતિવાસુદેવ નિશુંભ ચરિત્ર ૧૧૯થી૧૨૨
બલદેવ વાસુદેવ પ્રતિવાસુદેવનો પૂર્વભવ ૧૧૯
પાંચમા પ્રતિવાસુદેવ, વાસુદેવ અને બળદેવ ની ઉત્પત્તિ યુદ્ધ અને વાસુદેવ પુરૂષસિંહનો અર્ધચક્રી અભિષેક ૧૨૦
ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ ૧૨૧
વાસુદેવનુ નરકગમન અને બલદેવની મુક્તિ ૧૨૨
તૃતીયશ્રી મઘવા ચક્રવર્તિ ચરિત્ર ૧૨૨થી૧૨૪
પૂર્વભવ વર્ણન. નરપતિરાજા તથા ગ્રૈવેયકદેવ ૧૨૨
બાલ્યકાળ, યુવાકાળ, ચક્રીપદ અને સ્વર્ગગમન ૧૨૩
ચતુર્થશ્રી સનત્કુમાર ચક્રવર્તિ ચરિત્ર ૧૨૪ થી ૧૨૮
પૂર્વભવ-વિક્રમયશા રાજા, જિનધર્મશેઠ અને સૌધર્મેન્દ્ર ૧૨૪
સનત્કુમાર ચક્રી બાલ્યકાળ, યુવાકાળ, ચક્રીપદ અને સ્વર્ગગમન ૧૨૫થી૧૨૮
સોળમા જિનેશ્વર અને પાંચમા ચક્રવર્તિ શ્રી શાંતિનાથ ચરિત્ર ૧૨૮ થી ૧૪૫
પૂર્વભવ વર્ણન ૧૨૮ થી ૧૪૨
પ્રથમ ભવ-શ્રીષેણ રાજા ૧૨૮
બીજોભવ-યુગલિક મનુષ્ય. ૧૩૦
ત્રીજો ભવ-સૌધર્મ દેવલોકમાં દેવ ૧૩૦
ચોથો ભવ-અમિતતેજ વિદ્યાધર ૧૩૦
પાંચમો ભવ-દશમા દેવલોકમાં દેવ ૧૩૪
છઠ્ઠોભવ-અપરાજિત બળદેવ ૧૩૪
સાતમો ભવ-અચ્યૂત દેવલોકમા દેવ ૧૩૭
આઠમોભવ-વજ્રાયુધ ચક્રવર્તિ ૧૩૭
નવમો ભવ ગ્રૈવેયકમા દેવ ૧૩૯
દશમો અગિયારમો ભવ-મેઘરથ રાજા અને અનુત્તર વિમાનમાં દેવ ૧૩૯
શ્રી શાંતિનાથ ભગવાન ૧૪૨ થી ૧૪૫
જન્મ, બાલ્યકાળ, ગૃહસ્થાવસ્થા અને ચક્રીપદ, ૧૪૨
દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ. ૧૪૩
છઠ્ઠા ચક્રવર્તિ અને સત્તરમા તીર્થંકર શ્રી કુંથુનાથ સ્વામિ ચરિત્ર ૧૪૫થી૧૪૭
પ્રથમ દ્વિતીયભવ-સિંહાવહ રાજા અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ. ૧૪૫
શ્રી કુંથુનાથ ભગવાન ૧૪૫
સાતમા ચક્રવર્તિ અને અઢારમા તિર્થંકર શ્રી અરનાથ ભગવાન ચરિત્ર ૧૪૭થી૧૪૯
પ્રથમ દ્વિતીયભવ-ધનપતિ રાજા અને નવમા દેવલોકમા દેવ ૧૪૭
અરનાથ સ્વામિ ૧૪૮
છઠ્ઠા આનંદ બલદેવ, પુરૂષપુંડરિક અને વાસુદેવ અને બલિપ્રતિવાસુદેવનું ચરિત્ર ૧૪૯-૧૫૦
છઠ્ઠા બલદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવનો પૂર્વભવ ૧૪૯
છઠ્ઠા બલદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને મૃત્યુ ૧૫૦
આઠમા શ્રી સુભૂમ ચક્રવર્તિ ચરિત્ર ૧૫૧
સુભૂમ ચક્રવર્તિનો પૂર્વભવ ૧૫૧
પરશુરામ ચરિત્ર ૧૫૧
સુભૂમ ચક્રવર્તિ. ૧૫૩
સાતમા નંદન બલભદ્ર, દત્તવાસુદેવ અને પ્રહ્લાદ પ્રતિવાસુદેવ ચરિત્ર ૧૫૪
બલભદ્ર, વાસુદેવ અને પ્રતિવાસુદેવ પૂર્વભવ
પ્રતિવાસુદેવ, વાસુદેવ અને બલદેવની ઉત્પત્તિ યુદ્ધ અને મૃત્યુ ૧૫૪
શ્રી મલ્લિનાથ ચરિત્ર ૧૫૫થી૧૫૯
પ્રથમ દ્વિતીય ભવ મહાબલ રાજા અને અનુત્તર વિમાનમાં દેવ ૧૫૫
શ્રી મલ્લિનાથ ભગવાન ૧૫૬
શ્રી મુનિસુવ્રત સ્વામી ચરિત્ર ૧૫૯થી૧૬૩
પ્રથમ દ્વિતીય ભવ સુરશ્રેષ્ઠ રાજા અને પ્રાણુત દેવલોકમા દેવ ૧૫૯
હરિવંશ ઉત્પત્તિ ૧૬૦
શ્રી મુનિસુવ્રત સ્વામિ ૧૬૦
નવમા શ્રી મહાપદ્મ ચક્રવર્તિ ૧૬૩થી૧૬૬
ચક્રવર્તિનો પૂર્વભવ ૧૬૩
મહાપદ્મ ચક્રવર્તિ ૧૬૩

# ઉત્તરાર્દ્ધ

## બલદેવ રામ, વાસુદેવ લક્ષ્મણ અને પ્રતિવાસુદેવ રાવણ ચરિત્ર પૃ. ૧ થી ૬૬


રાવણનો જન્મ પૃષ્ઠ ૧ થી ૭
વિજયી રાવણ ૭ થી ૨૮
અજના અર્થ ભેદથી થએલ યજ્ઞ હિંસા ૧૯
સુદર્શન ચક્રની પ્રાપ્તિ ૨૪
રાવણ અને ઈન્દ્ર વચ્ચે યુદ્ધ ૨૪
પવનજયનો અંજના સાથે વિવાહ ૨૫
પવનંજયનું રાવણની મદદે જવું ૨૫
અંજનાના માથે આવી પડેલુ દુઃખ ૨૬
હનુમાનનો જન્મ ૨૮
અંજના અને પવનજયનો મેળાપ ૨૮
દશરથનો જન્મ ૨૯
દશરથનું છુપાવેશે પરિભ્રમણ ૩૦
રામ–લક્ષ્મણ જન્મ ૩૧
સીતાનો જન્મ ૩૧
રામનું પરાક્રમ ૩૧
સીતા સ્વયંવર ૩૨
દશરથના પૂર્વભવ ૩૩
રામના વનવાસની તૈયારી ૩૪
રામ વનવાસ કાળ ૩૫ થી ૫૨
કલ્યાણમાળા કથની ૩૫
કપિલની અજ્ઞાનતા ૩૬
વનમાળા સાથે લક્ષ્મણનો વિવાહ ૩૭
અતિવીર્યનો થએલો પરાભવ ૩૭
કુલભૂષણ મુનિ ૩૮
દંડકારણ્યની ઉત્પત્તિ ૩૯
લક્ષ્મણે શમ્બુકનો કરેલ શિરચ્છેદ ૪૦
સીતા હરણ ૪૧
સુગ્રીવની ચરમ કથા અને રામની મદદ ૪૨
હનુમાનની પરાક્રમ ગાથા ૪૪
કુંભકર્ણ અને સુગ્રીવનુ યુદ્ધ ૪૯
ભામંડળ, સુગ્રીવ અને હનુમાનની મુક્તિ ૪૯
રાવણ વિભીષણ વચ્ચે સંવાદ ૫૦
રાવણના શક્તિ શસ્ત્રથી લક્ષ્મણની મૂર્ચ્છા ૫૦
વિશલ્યાના પાદ જળથી લક્ષ્મણનું બેઠા થવું. ૫૧
રાવણનો વધ ૫૧
સીતાનો ત્યાગ ૫૨ થી ૬૧
કુંભકર્ણાદિની દીક્ષા અને રામલંકા પ્રવેશ ૫૨
ઈન્દ્રજિત મેઘવાહન અને મંદોદરીનો પૂર્વભવ ૫૩
રામ લક્ષ્મણ સીતા વિગેરેનું અયોધ્યામાં આગમન અને ભરતની દીક્ષા ૫૪
લક્ષ્મણનો અર્ધચક્રી અભિષેક ૫૫
શત્રુઘ્નને મથુરાનુ રાજ્ય ૫૬
રામ લક્ષ્મણનો સ્ત્રી પરિવાર ૫૬
લોકાપવાદથી રામે કરેલ સીતાનો ત્યાગ ૫૭
રામને અનંગલવણ અને મદનાંકુશના પરાક્રમનો પરિચય ૬૦
સીતાનો અનલ પ્રવેશ ૬૧
રામનું નિર્વાણ ૬૨ થી ૬૬
રામનું પરિવાર સહિત જયભૂષણ મુનિપાસે જવું. ૬૨
રામ, લક્ષ્મણ, સીતા, સુગ્રીવ અને વિભીષણના પૂર્વભવની પૃચ્છા ૬૨
લવણ અંકુશનો પૂર્વભવ ૬૪
ભામંડળનું મૃત્યુ અને હનુમાનની મુક્તિ ૬૪
લક્ષ્મણનું મૃત્યુ ૬૪
રામની દીક્ષા ૬૫
સીતેન્દ્રનો ઉપસર્ગ અને રામ મુક્તિ ૬૬
શ્રી નમિનાથ ચરિત્ર ૬૬ થી ૬૭
દશમા ચક્રવર્તિ શ્રી હરિષેણનું ચરિત્ર ૬૮
પૂર્વભવ વર્ણન ૬૮
બાલ્યકાળ, યુવાકાળ ચક્રીપદ અને મોક્ષ ૬૮
અગ્યારમા જયચક્રવર્તિનું ચરિત્ર ૬૯
શ્રી નેમિનાથ ચરિત્ર ૭૦ થી ૧૨૨
પ્રથમદ્વિતીયભવ—ધનકુમાર અને સૌધર્મ દેવલોકમાં દેવ ૭૦
ત્રીજે ચોથો ભવ–ચિત્રગતિ વિદ્યાધર અને મહેન્દ્ર દેવલોકમાં દેવ ૭૨

પાંચમો છઠ્ઠો ભવ અપરાજિત રાજા અને
આરણ દેવલોકમાં દેવ ૭૩
સાતમો આઠમો ભવ-શંખરાજા અને
અપરાજિત વિમાનમાં દેવ ૭૫
શ્રી વસુદેવ ચરિત્ર ૭૭ થી ૯૦
હરિવંશની ઉત્પત્તિ ૭૭
કંસની ઉત્પત્તિ ૭૮
વસુદેવનું રૂપ દેખી સ્ત્રીઓનું આકર્ષણ ૮૦
વસુદેવ પ્રયાણ ૮૦
શ્યામા વિગેરે સ્ત્રીઓ સાથે લગ્ન ૮૧
કનકવતી ૮૪
કનકવતીનો પૂર્વભવ યાને નલદમયંતી ચરિત્ર ૮૫
કૃષ્ણ વાસુદેવ અને બળભદ્ર રામનો જન્મ
તથા બાળક્રીડા ૯૧
નેમિનાથ ભગવાનનો જન્મ ૯૩
કૃષ્ણ બલદેવરામનું પરાક્રમ અને કંસનો વધ ૯૪
શ્રી નેમિનાથ પ્રભુનું બાલ્યજીવન ૯૭
પાંચ પાંડવોની ઉત્પત્તિ અને દ્રૌપદીનો સ્વયંવર ૯૯
પ્રદ્યુમ્નનો મેળાપ ૧૦૦
પ્રદ્યુમ્નના લગ્ન તથા શામ્બ ચરિત્ર ૧૦૧
પ્રતિવાસુદેવ જરાસંધ અને શિશુપાળ વધ ૧૦૩
શ્રીકૃષ્ણ રાજ્યાભિષેક ૧૦૭
શ્રી નેમિવિવાહ, દીક્ષા અને કેવળજ્ઞાન ૧૦૮
દ્રૌપદી હરણ ૧૧૨
તીર્થસ્થાપન પછીના પ્રસંગો ૧૧૩ થી ૧૧૮
દેવકીના ૭ પુત્રોનો મેળાપ ૧૧૩
ગજસુકુમાલ ૧૧૪
નભમેને સાગરચંદ્રને કરેલો ઉપસર્ગ ૧૧૫
શ્રી કૃષ્ણ અને વીરા સાળવી ૧૧૬
શ્રી કૃષ્ણે ઉપાર્જન કરેલ તીર્થંકર નામકર્મ ૧૧૬
ઢંઢણ ઋષિ ૧૧૭
રથનેમિ અને રાજુલ ૧૧૭
પાલક અને શામ્બનું પ્રથમ વંદન ૧૧૮
દ્વારિકા દાહ ૧૧૮ થી ૧૨૦
દ્વૈપાયને કરેલ નિયાણું ૧૧૮
દ્વારિકાનો અગ્નિથી નાશ ૧૧૯
બળદેવ દીક્ષા અને સ્વર્ગગમન ૧૨૦
શ્રી નેમિનાથ ભગવાનનું નિર્વાણ ૧૨૧
શ્રીબ્રહ્મદત્ત ચક્રવર્તિ ચરિત્ર ૧૨૨ થી ૧૩૨
પૂર્વભવ વર્ણન ૧૨૨ થી ૧૨૫
બ્રહ્મદત્તનું વિદેશગમન અને સ્ત્રીઓનું
પાણિગ્રહણ ૧૨૬
દીર્ઘ સાથે યુદ્ધ અને ચક્રવર્તિ અભિષેક ૧૨૯
પૂર્વભવના મિત્ર ચિત્રમુનિનો મેળાપ ૧૩૦
પશુપક્ષીની ભાષા સમજવાનું નાગે આપેલ
વરદાન ૧૩૧
બ્રહ્મદત્તને અંધત્વની પ્રાપ્તિ અને નરકગમન ૧૩૨
શ્રી પાર્શ્વનાથ ચરિત્ર ૧૩૩ થી ૧૪૮
પ્રથમ, દ્વિતીય અને તૃતીયભવ-મરૂભૂતિ
હસ્તિ અને દેવ ૧૩૩
ચોથો અને પાંચમોભવ-કિરણવેગવિદ્યાધર
અને દેવ ૧૩૫
છઠ્ઠો અને સાતમો ભવ-વજ્રનાભ અને
ગ્રૈવેયકમાં દેવ ૧૩૬
આઠમો અને નવમો ભવ-સુવર્ણબાહુ ચક્રવર્તિ
અને દેવ ૧૩૭
શ્રી પાર્શ્વનાથ પ્રભુનો જન્મ ૧૪૦
યવનનો પરાભવ અને પ્રભાવતીદેવી સાથે
લગ્ન ૧૪૦
કમઠ તાપસ સાથે સમાગમ અને દીક્ષા ૧૪૨
કલિકુંડ તીર્થ ૧૪૩
અહિછત્રા નગરી અને અહિછત્રા તીર્થ ૧૪૪
કુર્કુટેશ્વર તીર્થ ૧૪૪
મેઘમાળીનો ઉપસર્ગ ૧૪૫
કેવળજ્ઞાનની પ્રાપ્તિ તથા ચતુર્વિધ સંઘની
સ્થાપના ૧૪૬
સાગરદત્તની દીક્ષા ૧૪૭
ભગવાનના ચાર શિષ્ય ૧૪૭
બંધુદત્ત અને અશોકમાલીની દીક્ષા ૧૪૮
ભગવાનનો પરિવાર અને નિર્વાણ ૧૪૮
શ્રી મહાવીર ચરિત્ર ૧૪૯થી૨૨૮
પૂર્વભવ વર્ણન ૧૪૯ થી ૧૫૧

પ્રથમ દ્વિતીયભવ-ગ્રામચિંતક નયસાર અને સૌધર્મદેવલોકમા દેવ ૧૪૯
ત્રીજો ચોથોભવ-મરિચિ અને બ્રહ્મલોકમાં દેવ ૧૪૯
પાચમા ભવથી પંદરમા ભવ સુધી ૧૫૦
સોલમો સત્તરમો ભવ ૧૫૧
અઢારમા ભવથી ચોવીશમા ભવ સુધી ૧૫૧
પચીસમો અને છવીસમો ભવ ૧૫૧
શ્રમણ ભગવાન મહાવીર ૧૫૨ થી ૨૨૮
જન્મ બાલ્ય અને ગૃહાવાસ ૧૫૨ થી ૧૫૬
સત્તાવીશમો ભવ-દશમા દેવલોકથી ચ્યવી દેવાનંદાની કુક્ષિમાં ૧૫૨
ગર્ભપરાવર્તન, ચ્યવન કલ્યાણક અને જન્મ ૧૫૨
મેરૂ કંપાવી ઇન્દ્રની શંકાનું કરેલ નિરસન ૧૫૪
નામકરણ ૧૫૫
આમલકી ક્રીડા તથા નિશાળ ગમન ૧૫૫
ગૃહાવાસ, માતાપિતાનુ સ્વર્ગગમન અને દીક્ષા ૧૫૬
શ્રમણ અવસ્થા ૧૫૭ થી ૨૨૮
પ્રથમ વર્ષ ૧૫૭
દીક્ષાનો પ્રથમ દિવસ ૧૫૭
શૂળપાણી યક્ષનો ઉપસર્ગ ૧૫૯
દ્વિતીય વર્ષ ૧૬૧
ચડકૌશિકસર્પનો ઉપસર્ગ ૧૬૨
સુદ્ંષ્ટ્રદેવનો ઉપસર્ગ ૧૬૩
ત્રીજુ વર્ષ ૧૬૪
ચોથુ વર્ષ ૧૬૫
પાંચમું વર્ષ ૧૬૬
છઠ્ઠું વર્ષ ૧૬૭
કટપૂતનાનો શીત ઉપસર્ગ ૧૬૮
સાતમું વર્ષ ૧૬૮
આઠમુ વર્ષ ૧૬૮
નવમુ વર્ષ ૧૬૯
દશમુ વર્ષ ૧૬૯
અગિયારમું વર્ષ ૧૭૦
સંગમદેવનો ઉપસર્ગ ૧૭૦
બારમું વર્ષ ૧૭૩
ચમર ઉત્પાત ૧૭૩
ભગવાનનો આકરો અભિગ્રહ ૧૭૪
તેરમું વર્ષ ૧૭૬
ઉત્કૃષ્ટ ઉપસર્ગ ૧૭૬
તીર્થસ્થાપન બાદ ૧૭૭
પ્રથમ ગણધર શ્રી ઇન્દ્રભૂતિ ૧૭૯
દ્વિતીય ગણધર શ્રી અગ્નિભૂતિ ૧૮૦
તૃતીય ગણધર શ્રી વાયુભૂતિ ૧૮૧
ચતુર્થ ગણધર શ્રી અવ્યક્ત ૧૮૨
પાંચમા ગણધર શ્રી સુધર્માસ્વામિ ૧૮૨
છટ્ઠા ગણધર શ્રી મડિત ૧૮૨
સાતમા ગણધર શ્રી મૌર્યપુત્ર ૧૮૩
આઠમા ગણધર શ્રી અંકપિત ૧૮૩
નવમા ગણધર શ્રી અચલભ્રાતા ૧૮૪
દશમા ગણધર શ્રી મેતાર્ય ૧૮૪
અગિયારમા ગણધર શ્રી પ્રભાસ ૧૮૪
શ્રેણિકનો પૂર્વભવ ૧૮૫
અભયકુમાર ૧૮૬
સુલસા શ્રાવિકા ૧૮૬
ચેલ્લણારાણી ૧૮૭
કોણિક ૧૮૮
ચંડાલપાસે શ્રેણિકનું વિદ્યા-ગ્રહણ, કુશંકાથી અંતપુર બાળવાની આજ્ઞા. ૧૮૯
દુર્ગંધા રાણી ૧૯૦
અનાથી મુનિ ૧૯૦
મેઘકુમાર ૧૯૦
નંદિષેણ ૧૯૨
ચૌદમુ વર્ષ ૧૯૩
પંદરમું વર્ષ-જયંતિશ્રાવિકા અને મૃગાવતી ૧૯૫
સુપ્રતિષ્ઠ અને સુમનોભદ્ર ૧૯૬
પ્રથમ આનંદ શ્રાવક ૧૯૭
સોળમુ વર્ષ ૧૯૭
ધન્ના શાલિભદ્રનું વૃત્તાંત ૧૯૭
સત્તરમું વર્ષ-મહત્ચંદ્ર ૧૯૮
ભગવાન મહાવીરનો બીજો શ્રાવક કામદેવ ૧૯૮
અંતિમ રાજર્ષિ ઉદાયન ૧૯૯
અઢારમું વર્ષ-ભગવાનના ત્રીજા તથા ચોથા શ્રાવક ચુલની પિતા અને સુરાદેવ ૨૦૧

પોગ્ગલપરિવ્રાજક, ચુલ્લશતક શ્રાવક વિગેરે ૨૦૧
ઓગણીસમું વર્ષ–શ્રેણિકના પુત્રોની અને
સ્ત્રીઓની દીક્ષા ૨૦૨
હાલિક ૨૦૨
પ્રસન્નચંદ્ર રાજર્ષિ ૨૦૩
વિદ્યુન્માલિદેવ ૨૦૩
દુર્દુરાંક દેવ ૨૦૩
અભયકુમારનું પકડાવું ૨૦૫
સંગીતકલારસિક શતાનીક પુત્ર ઉદાયનરાજા ૨૦૭
ચંડપ્રદ્યોતનું હરણ ૨૦૮
કઠિઆરો ૨૦૮
આર્દ્રકુમાર ૨૦૯
અભયકુમારની દીક્ષા. ૨૧૦
વીસમું વર્ષ ૨૧૧
એકવીસમું વર્ષ ધન્ય, સુનક્ષત્ર, કુંડકોલિક
શ્રાવક, સદ્દાલપુત્ર વિગેરે ૨૧૧
બાવીસમું વર્ષ–શ્રાવક મહાશતક અને રોહ
અણગાર વિગેરે ૨૧૧
તેવીસમું વર્ષ–પરિવ્રાજક સ્કંદક, નંદીની
પિતા અને સાલહી–પિતા વગેરે. ૨૧૨
ચોવીસમું વર્ષ ૨૧૨
પચીસમું વર્ષ–શ્રેણિકનું મૃત્યુ, પદ્મકુમાર
વિગેરેની દીક્ષાઓ. ૨૧૨
છવીસમું વર્ષ–હલ્લ વિહલ્લ, વૈશાળીનું યુદ્ધ
અને ચેટકનું સ્વર્ગગમન વિગેરે ૨૧૩
સત્યાવીશમું વર્ષ–ગોશાળકનો ઉપસર્ગ ૨૧૫
અઠ્યાવીસમું વર્ષ– કેશી ગૌતમ સંવાદ,
શિવરાજર્ષિ વિગેરે ૨૧૮
ઓગણત્રીસમું વર્ષ ૨૧૯
ત્રીસમું વર્ષ–શાલ, મહાશાલ. દશાર્ણભદ્ર
અને સોમિલ વિગેરે ૨૧૯
એકત્રીસમું વર્ષ–અંબડ પરિવ્રાજક અને
સુલસા શ્રાવિકા ૨૨૦
બત્રીસમું વર્ષ–ગાંગેયમુનિ ૨૨૦
તેત્રીસમું વર્ષ–ગાંગલી રાજાને
પ્રતિબોધ. ૨૨૧
ચોત્રીસમું વર્ષ–પંદરસો તાપસોને પ્રતિબોધ
અને કાળોદાયી વિગેરે ૨૨૧
પાંત્રીસમું વર્ષ–સુદર્શનશ્રાવક અને ગૌતમ
સ્વામિનો મિચ્છામિ દુક્કડં ૨૨૨
છત્રીસમું વર્ષ ૨૨૨
સાડત્રીસ થી બેંતાલીશ વર્ષ સુધી ૨૨૩
પાંચમા, છઠ્ઠા આરાનું સ્વરૂપ ૨૨૩
ઇન્દ્રની આયુષ્ય વધારવાની વિનતિ, ૨૨૫
ભગવાનનું મોક્ષગમન અને ગૌતમસ્વામિને
કેવળજ્ઞાનની પ્રાપ્તિ અને નિર્વાણ. ૨૨૬
પ્રશસ્તિ ૨૨૭
મહાવીર ભગવાનના વિહાર સ્થાનો ૨૨૮




# ચોવીસ તીર્થંકર ભગવાનના જન્મ દીક્ષા વિગેરે વિગત સ્થાનો

| નંબર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| તીર્થંકર ભગવાનના નામ | સમકિત પછીના ભવ | તીર્થંકરના નામ કર્મ બંધ ભવ | જન્મ તથા દીક્ષા સ્થાન | માતા | પિતા | વંશ | ગોત્ર |
| ૧ ઋષભદેવ | ૧૩ | વજ્રનાભ | વિનીતા | મરૂદેવા | નાભિકુલકર | ઇક્ષ્વાકુવંશ | કાશ્યપ |
| ૨ અજિતનાથ | ૩ | વિમલવાહન | અયોધ્યા | વિજયા | જિતશત્રુ | ,, | ,, |
| ૩ સંભવનાથ | ૩ | વિપુલવાહન | શ્રાવસ્તિ | સેના | જિતારી | ,, | ,, |
| ૪ અભિનંદનસ્વામી | ૩ | મહાબલ | અયોધ્યા | સિદ્ધાર્થા | સંવર | ,, | ,, |
| ૫ સુમતિનાથ | ૩ | પુરૂષસિંહ | ,, | મંગલા | મેઘ | ,, | ,, |
| ૬ પદ્મપ્રભ | ૩ | અપરાજિત | કોશાંબી | સુસીમા | શ્રીધર | ,, | ,, |
| ૭ સુપાર્શ્વનાથ | ૩ | નંદીષેણ | વારાણસી | પૃથ્વી | પ્રતિષ્ઠ | ,, | ,, |
| ૮ ચંદ્રપ્રભુ | *૩ | પદ્મરાજા | ચંદ્રપુરી | લક્ષ્મણા | મહાસેન | ,, | ,, |
| ૯ સુવિધિનાથ | ૩ | મહાપદ્મ | કાકંદી | રામાગણી | સુગ્રીવ | ,, | ,, |
| ૧૦ શીતળનાથ | ૩ | પદ્મોત્તર | ભદ્દિલપુર | નંદા | દઢરથ | ,, | ,, |
| ૧૧ શ્રેયાંસનાથ | ૩ | નલિનીગુલ્મ | સિંહપુર | વિષ્ણુદેવી | વિષ્ણુ | ,, | ,, |
| ૧૨ વાસુપૂજ્યસ્વામી | ૩ | પદ્મોત્તર | ચંપાપુરી | જયા | વસુપૂજ્ય | ,, | ,, |
| ૧૩ વિમલનાથ | ૩ | પદ્મસેન | કંપિલપુર | શ્યામા | કૃતવર્મ | ,, | ,, |
| ૧૪ અનંતનાથ | ૩ | પદ્મરથ | અયોધ્યા | સુયશા | સિંહસેન | ,, | ,, |
| ૧૫ ધર્મનાથ | ૩ | દઢરથ | રત્નપુર | સુવ્રતા | ભાનુ | ,, | ,, |
| ૧૬ શાંતિનાથ | ૧૨ | મેઘરથ | હસ્તિનાપુર | અચિરા | વિશ્વસેન | ,, | ,, |
| ૧૭ કુંથુનાથ | ૩ | સિંહાવહ | ,, | શ્રીરાણી | શૂરરાજા | ,, | ,, |
| ૧૮ અરનાથ | ૩ | ધનપતિ | ,, | દેવીરાણી | સુદર્શન | ,, | ,, |
| ૧૯ મલ્લિનાથ | ૩ | મહાબલ | મિથિલા | પ્રભાવતી | કુંભરાજા | ,, | ,, |
| ૨૦ મુનિસુવ્રતસ્વામી | ૩ | શૂરશ્રેષ્ઠ | રાજગૃહી | પદ્માવતી | સુમિત્ર | હરિવંશ | ગૌતમ |
| ૨૧ નમિનાથ | ૩ | સિદ્ધાર્થ | મથુરા | વિપ્રા | વિજય | ઇક્ષ્વાકુવંશ | કાશ્યપ |
| ૨૨ નેમનાથ | ૯ | શંખરાજા | સૌરીપુર | શિવા | સમુદ્રવિજય | હરિવંશ | ગૌતમ |
| ૨૩ પાર્શ્વનાથ | ૧૦ | સુવર્ણબાહુ | વાણારસી | વામાદેવી | અશ્વસેન | ઇક્ષ્વાકુવંશ | કાશ્યપ |
| ૨૪ મહાવીરસ્વામી | ૨૭ | નંદન | ક્ષત્રિયકુંડ | ત્રિશલા | સિદ્ધાર્થ | ,, | ,, |

* મતાન્તરે સાત ભવ.
* મતાન્તરે વાસુપૂજ્ય સ્વામિએ વિવાહ કર્યો છે અને તે તેમને પુત્ર થયો હોવાનું જણાવે છે.



'લાખોપતિ હોવા છતાં સાદુ સરળ જીવન જીવનાર
અને લાખો રૂપીયા ધર્મ માર્ગે ખર્ચનાર'

લીંચનિવાસિ દાનવીર શ્રેષ્ઠવર્ય

**પોપટલાલ કેવળદાસ**

| ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
|---|---|---|---|---|---|
| યોનિ | લાંછન | વર્ણ | શરીર પ્રમાણ | રાજા કુમાર કે ચક્રવર્તિ | વિવાહિત યા અવિવાહિત |
| નકુલ | વૃષભ | સુવર્ણ | ૫૦૦ ધનુષ્ય | રાજા | વિવાહિત |
| સર્પ | હાથી | ,, | ૪૫૦ ,, | ,, | ,, |
| ,, | ઘોડો | ,, | ૪૦૦ ,, | ,, | ,, |
| છાગ | વાનર | ,, | ૩૫૦ ,, | ,, | ,, |
| મૂષક | ક્રૌંચપક્ષી | ,, | ૩૦૦ ,, | ,, | ,, |
| મહિષ | પદ્મ | લાલ | ૨૫૦ ,, | ,, | ,, |
| મૃગ | સાથીઓ | સુવર્ણ | ૨૦૦ ,, | ,, | ,, |
| ,, | ચંદ્ર | શ્વેત | ૧૫૦ ,, | ,, | ,, |
| વાનર | મત્સ્ય | ,, | ૧૦૦ ,, | ,, | ,, |
| નકુલ | શ્રીવત્સ | સુવર્ણ | ૯૦ ,, | ,, | ,, |
| વાનર | ગેડો | ,, | ૮૦ ,, | ,, | ,, |
| અશ્વ | પાડો | લાલ | ૭૦ ,, | કુમારાવસ્થા | અવિવાહિત |
| છાગ | વરાહ | સુવર્ણ | ૬૦ ,, | રાજા | વિવાહીત |
| હસ્તિ | સિંચાણો | ,, | ૫૦ ,, | ,, | ,, |
| બિલ્લિ માર્જારી | વજ્ર | ,, | ૪૫ ,, | ,, | ,, |
| હસ્તિ | મૃગ | ,, | ૪૦ ,, | ચક્રવર્તિ | ,, |
| બકરો | બકરો | ,, | ૩૫ ,, | ,, | ,, |
| હાથી | નંદાવર્ત | ,, | ૩૦ ,, | ,, | ,, |
| અશ્વ | કુંભ | નીલો | ૨૫ ,, | કુમારાવસ્થા | અવિવાહિત |
| વાનર | કાચબો | શ્યામ | ૨૦ ,, | રાજા | વિવાહીત |
| અશ્વ | કમળ | સુવર્ણ | ૧૫ ,, | ,, | ,, |
| મહિષ | શંખ | શ્યામ | ૧૦ ,, | કુમારાવસ્થા | અવિવાહિત |
| મૃગ | સર્પ | નીલો | નવહાથ | ,, | વિવાહિત |
| મહિષ | સિંહ | સુવર્ણ | સાતહાથ | ,, | ,, |

| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ |
|---|---|---|---|---|---|---|---|
| શાસન દેવ | શાસન દેવી | મુખ્ય ગણધર નામ તથા અંક | દીક્ષા તપ | દીક્ષા તિથિ | દીક્ષા નક્ષત્ર | કેટલા સાથે | પ્રથમ પારણું કયા |
| ગોમુખ | ચક્રેશ્વરી | પુંડરીકાદિ ૮૪ | છઠ્ઠ | ચૈત્ર વદ ૮ | ઉત્તરાષાઢા | ૪૦૦૦ | ગજપુર |
| મહાયક્ષ | અજિતબ | સિંહસેન આદિ ૯૫ | ,, | મહા વદિ ૯ | રોહિણી | ૧૦૦૦ | વિનીતા |
| ત્રિમુખ | દુરિતારી | ચારૂ આદિ ૧૦૨ | ,, | માગસર સુદ ૧૫ | મૃગશિર | ૧૦૦૦ | શ્રાવસ્તિ |
| નાયક | કાલિકા | વજ્રનાભાદિ ૧૧૬ | ,, | મહા સુદિ ૧૨ | અભિજિત | ૧૦૦૦ | અયોધ્યા |
| તુંબરૂ | મહાકાલી | ચરમાદિ ૧૦૦ | નિત્યભક્ત | વૈશાખ સુદિ ૯ | મઘા | ૧૦૦૦ | વિજયપુર |
| કુસુમ | શ્યામા | પ્રદ્યોતન આદિ ૧૦૦ | ૧ ઉપવાસ | કાર્તિક વદિ ૧૩ | ચિત્રા | ૧૦૦૦ | બ્રહ્મ સ્થળ |
| માતંગ | શાંતા | વિદર્ભ આદિ ૯૫ | છઠ્ઠ | જેઠ શુદિ ૧૩ | અનુરાધા | ૧૦૦૦ | પાટલીખંડ |
| વિજય | ભ્રકુટી | દિન્ન આદિ ૯૩ | ,, | પોસ વદિ ૧૩ | મૂલ | ૧૦૦૦ | પદ્મખંડ |
| અજિત | સુતારીકા | વરાહક વિ ૮૮ | ,, | માગશર વદિ ૬ | પૂર્વાષાઢા | ૧૦૦૦ | શ્વેતપુર |
| બ્રહ્મા | અશોકા | નંદ. વિ. ૮૧ | ,, | મહા વદિ ૧૨ | શ્રવણ | ૧૦૦૦ | રિષ્ટ |
| ઈશ્વર | માનવી | કચ્છપ વિ ૭૬ | ,, | ફાગણ વદિ ૧૩ | શતાભિષા | ૧૦૦૦ | સિદ્ધાર્થ |
| કુમાર | ચંડા | સુભૂમ. વિ. ૬૬ | ,, | ફાગણ શુદિ ૧૫ | , | ૧૦૦૦ | મહાપુર |
| ષણ્મુખ | વિદિતા | મંદર વિ ૫૭ | ,, | મહા સુદિ ૪ | ઉ.ભાદ્ર | ૧૦૦૦ | ધાન્યકુટ |
| પાતાલ | અંકુશા | જસ વિ. ૫૦ | ,, | વૈશાખ વદિ ૧૪ | રેવતિ | ૧૦૦૦ | વર્ધમાનનગર |
| કિન્નર | કંદર્પા | અરિષ્ટ વિ. ૪૩ | ,, | મહા શુદિ ૧૩ | પુષ્ય | ૧૦૦૦ | સોમનસપુર |
| ગરૂડ | નિર્વાણી | ચક્રયુધ વિ. ૩૬ | ,, | જેઠ વદિ ૧૪ | ભરણી | ૧૦૦૦ | મંદિરપુર |
| ગંધર્વ | બલા | સાબ વિ ૩૫ | ,, | ચૈત્ર વદિ ૫ | કૃતિકા | ૧૦૦૦ | ચક્રપુર |
| યક્ષેશ | ધના | કુંભ વિ. ૩૩ | છઠ્ઠ | મહા શુદિ ૧૧ | રેવતિ | ૧૦૦૦ | રાજપુર |
| કુબેર | ધારણી | અભિક્ષક વિ ૨૮ | અઠ્ઠમતપ | માગશર શુદિ ૧૧ | અશ્વિની | ૩૦૦ | મિથિલા |
| વરૂણ | નરદત્તા | મલ્લિ વિ. ૧૮ | છઠ્ઠ | ફાગણ શુદિ ૧૨ | શ્રવણ | ૧૦૦૦ | રાજગૃહિ |
| ભ્રકુટી | ગંધારી | શુભ વિ. ૧૭ | ,, | અષાડ વદિ ૯ | અશ્વિની | ૧૦૦૦ | વીરપુર |
| ગોમેધ | અંબિકા | વરદત્ત વિ. ૧૧ | ,, | શ્રાવણ સુદિ ૬ | ચિત્રા | ૧૦૦૦ | ગોષ્ઠ |
| પાર્શ્વ | પદ્માવતી | આર્યદિન્ન વિ ૧૦ | ,, | પોસ વદિ ૧૧ | અનુરાધા | ૩૦૦ | કોપકટ |
| માતંગ | સિદ્ધાયિકા | ઈન્દ્રભૂતિ વિ. ૧૧ | ,, | માગસર વદિ ૧૧ | હસ્તોત્તરા | ૧ પોતે | કોલ્લાગ |

| ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ |
|---|---|---|---|---|---|---|---|
| પ્રથમ પારણું | | | | | | | |
| કોને ત્યાં | કઈવસ્તુથી | છદ્મસ્થાવસ્થા | કેવળજ્ઞાન સ્થાન | કેવળજ્ઞાન તિથિ | કેવળજ્ઞાન નક્ષત્ર | કેવળજ્ઞાન તપ | કયા વૃક્ષ નીચે |
| શ્રેયાંસ રાજા | શેલડીનો રસ | ૧૦૦૦ વર્ષ | પુરિમતાલ | ફાગણ વદિ ૧૧ | ઉત્તરાષાઢા | અટ્ઠમ | વટવૃક્ષ |
| બ્રહ્મદત્તરાજા | પરમાન્ન | ૧૨ વર્ષ | અયોધ્યા | પોષ વદિ ૧૧ | રોહિણી | છઠ્ઠ | સાલવૃક્ષ |
| સુરેન્દ્રદત્ત | ,, | ૧૪ વર્ષ | શ્રાવસ્તી | કાર્તિક વદિ ૫ | મૃગશીર | ,, | પ્રિયંગુ |
| ઇન્દ્રદત્ત | ,, | ૧૮ વર્ષ | અયોધ્યા | પોષ સુદિ ૧૪ | અભિજિત | ,, | પ્રિયંગુ |
| પદ્મરાજા | ક્ષીર | ૨૦ વર્ષ | ,, | ચૈત્ર સુદ ૧૧ | મઘા | ,, | સાલ |
| સોમસેન | ,, | ૬ માસ | કોશાંબી | ,, સુદ ૧૫ | ચિત્રા | ચોથ ભક્ત | છત્ર |
| માહેન્દ્ર | ,, | ૯ માસ | વાણારસી | ફાગણ વદિ ૬ | વિશાખા | છઠ્ઠ | શીરીષ |
| સોમદત્ત | ,, | ૩ માસ | ચંદ્રપુરી | ફાગણ વદિ ૭ | અનુરાધા | ,, | નાગ |
| પુષ્પને | ,, | ૪ માસ | કાકંદિ | કાર્તિક સુદ ૩ | મૂલ | ,, | શાલી |
| પુનર્વસુ | ,, | ૩ માસ | ભદ્દિલપુર | પોસ વદિ ૧૪ | પૂર્વાષાઢા | ,, | પ્રિયંગુ |
| નંદ | ,, | ૨ માસ | સિંહપુરી | મહા વદિ ૩ | શ્રવણ | ,, | તંદુક |
| સુનંદ | , | ૧ ,, | ચંપાપુરી | મહા સુદિ ૨ | શતભિષા | ,, | પાટલ |
| જય રાજા | ,, | ૨ માસ | કાંપિલ્યપુર | પોષ સુદ ૬ | ઉત્તરાભાદ્રપદા | , | જંબુ |
| વિજયરાજા | ,, | ૩ વર્ષ | અયોધ્યા | વૈશાખ વદિ ૧૪ | રેવતિ | ,, | અશોક |
| ધનસિંહ | ,, | ૨ વર્ષ | રત્નપુર | પોષ સુદ ૧૫ | પુષ્યનક્ષત્ર | ,, | દધિપર્ણ |
| સુમિત્ર | ,, | એક વર્ષ | હસ્તિનાપુર | પોષ સુદ ૯ | ભરણી | ,, | નંદી |
| વ્યાઘ્રસિંહ | ,, | ૧૬ વર્ષ | ,, | ચૈત્ર સુદિ ૩ | કૃતિકા | ,, | ભીલક |
| અપરાજિત | ,, | ૩ વર્ષ | ,, | કાર્તિક સુદિ ૧૨ | રેવતિ | ,, | આમ્રવૃક્ષ |
| વિશ્વસેન | ,, | એક દિન ગત | મિથિલા | માગશર સુદિ ૧૧ | અશ્વિની | ,, | અશોક |
| બ્રહ્મદત્ત | ,, | ૧૧ માસ | રાજગૃહિ | ફાગણ વદિ ૧૨ | શ્રવણ | ,, | ચંપકવૃક્ષ |
| દિન્નકુમાર | ,, | ૯ માસ | મથુરા | માગસર શુદિ ૧૧ | અશ્વિની | અઠ્ઠમ | બકુલ |
| વરદત્ત કુમાર | ,, | ૫૪ દિવસ | ગિરનાર | આસો વદિ ૦)) | ચિત્રા | ,, | વેતસ |
| ધન્યકુમાર | , | ૮૪ દીવસ | વાણારસી | ચૈત્ર વદિ ૪ | વિશાખા | ,, | ધાતકી |
| બહુલ બ્રાહ્મણ | ,, | ૧૨વર્ષ૬માસ | ઋજુવાલુકાનદી | વૈશાખ સુદિ ૧૦ | હસ્તોત્તરા | છઠ્ઠ | શાલ |

| ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ |
|---|---|---|---|---|---|---|
| મોક્ષસ્થાન | મોક્ષ તિથિ | મોક્ષ તપ | મોક્ષ નક્ષત્ર | કેટલાસાથે | સંપૂર્ણાયુ | આંતરૂ |
| અષ્ટાપદ | મહા વદિ ૧૩ | ૬ ઉપવાસ | અભિજિત | ૧૦૦૦૦ | ૮૪ લાખ પૂર્વ | |
| સમેતશિખર | ચૈત્ર શુદિ ૫ | એક માસ | મૃગશીર | ૧૦૦૦ | ૭૨ લાખ પૂર્વ | ૫૦ લાખ કોટી સા |
| ,, | ,, | ,, | ,, | ૧૦૦૦ | ૬૦ લાખ પૂર્વ | ૩૦ ,, |
| ,, | વૈશાખ શુદિ ૮ | ,, | પુષ્ય | ૧૦૦૦ | ૫૦ લાખ પૂર્વ | ૧૦ ,, |
| ,, | ચૈત્ર શુદિ ૯ | ,, | મઘા | ૧૦૦૦ | ૪૦ ,, | ૯ ,, |
| ,, | માગશર વદિ ૧૧ | ,, | ચિત્રા | ૩૦૮ | ૩૦ , | ૯૦ હજાર કોટી સા, |
| ,, | ફાગણ વદિ ૭ | ,, | મૂળ | ૫૦૦ | ૨૦ ,, | ૯ ,, |
| ,, | ભાદરવા વદિ ૭ | ,, | શ્રવણ | ૧૦૦૦ | ૧૦ ,, | ૧૦૦ કોટી સાગર |
| ,, | ભાદરવા શુદિ ૯ | ,, | મૂળ | ૧૦૦૦ | ૨ ,, | ૯૦ ,, |
| ,, | વૈશાખ વદિ ૨ | ,, | પૂર્વાષાઢા | ૧૦૦૦ | ૧ ,, | ૯ ,, |
| ,, | શ્રાવણ વદિ ૩ | ,, | ધનિષ્ઠા | ૧૦૦૦ | ૮૪ ,, વર્ષ | ૬૬૨૬ હ.વ ૧૦૦ |
| ચંપાપુરી | અષાડ શુદિ ૧૪ | ,, | ઉત્તરાભાદ્રપદા | ૬૦૦ | ૭૨ ,, ,, | ૫૪ સાગર |
| સંમેત શિખર | અષાડ વદિ ૭ | ,, | પુષ્ય | ૬૦૦ | ૬૦ ,, ,, | ૩૦ સાગરોપમ |
| ,, | ચૈત્ર શુદિ ૫ | ,, | પુષ્ય નક્ષત્ર | ૧૦૦૦ | ૩૦ ,, ,, | ૯ ,, |
| ,, | જેઠ શુદિ ૫ | ,, | ,, | ૧૦૮ | ૧૦ ,, ,, | ૪ ,, |
| ,, | જેઠ વદિ ૧૩ | ,, | ભરણી | ૯૦૦ | ૧ ,, | ૦ાાા પલ્યો ન્યુ ૩ સા. |
| ,, | વૈશાખ વદિ ૧ | ,, | કૃતિકા | ૧૦૦૦ | ૯૫ હજાર વર્ષ | અડધો પલ્યોપમ |
| ,, | માગશર શુદિ ૧૦ | ,, | રેવતિ | ૧૦૦૦ | ૮૪ ,, | પા પલ્યોકોટીહ. વ. |
| ,, | ફાગણ શુદિ ૧૨ | ,, | ભરણી | ૫૦૦ | ૫૫ ,, | એકહજાર કોટી વ. |
| ,, | જેઠ વદિ ૯ | ,, | શ્રવણ | ૧૦૦૦ | ૩૦ ,, | ૫૪ લાખ વર્ષ |
| ,, | વૈશાખ વદિ ૧૦ | ,, | અશ્વિની | ૧૦૦૦ | ૧૦ ,, | ૬ લાખ વર્ષ |
| ગિરનાર | અષાડ શુદિ ૮ | ,, | ચિત્રા | ૫૩૬ | ૧ ,, | ૫ લાખ વર્ષ |
| સંમેતશીખર | શ્રાવણ શુદિ ૮ | ,, | વિશાખા | ૩૩ | ૧ સો વર્ષ | ૮૩૭૫૦ વર્ષ |
| અપાપાપુરી | કાર્તિક વદિ ૦)) | બે દિવસ | હસ્તોત્તરા | એક પોતે | ૭૨ વર્ષ | ૨૫૦ વર્ષ |

# પ્રાપ્તિસ્થાન.

૧ પંડિત ફતેલાલ ઝવેરચંદ
ખેતરપાળની પોળ-અમદાવાદ.

૨ મેઘરાજ જૈન પુસ્તક ભંડાર.
ગોડીજીની ચાલ, પાયધુની-મુંબઈ.

૩ સોમચંદ ડી. શાહ.
બાબુ બીલ્ડીંગ-પાલીતાણા.

૪ નાગરદાસ પ્રાગજી બુકસેલર.
મહાવીર સ્વામિના દેરાસર પાસે-અમદાવાદ.

૫ સરસ્વતી પુસ્તક ભંડાર.
રતનપોળ હાથીખાના-અમદાવાદ.

૬ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય.
રીચીરોડ-અમદાવાદ.

૭ માસ્તર નગીનદાસ નેમચંદ.
ડોશીવાડાની પોળ-અમદાવાદ.

૮ માસ્તર જશવંતલાલ ગીરધરલાલ.
રૂપાસુરચંદની પોળ-અમદાવાદ.

૯ માસ્તર રતિલાલ બી. શાહ.
ડોશીવાડાની પોળ-અમદાવાદ.

૧૦ શ્રી પાનાચંદ તારાચંદ.
જૈનાનંદ પુસ્તકાલય; ગોપીપુરા-સુરત.

પ્રાચીન તાડપત્રની પ્રતિ ઉપરથી



સાંવત્સરિક દાન.

પ્રાચીન તાડપત્રની પ્રતિ ઉપરથી



દીક્ષા મહોત્સવ.

श्री पार्श्वनाथाय नमः

# श्री *लघु त्रिषष्टि शलाका पुरुष चारित्र

## पहेलुं पर्व

**मंगल**

જેમને વાણીરૂપ અમૃતથી જીતાયેલ ઇક્ષુરસ પારણાને વિષે મળ્યો. તે કલ્યાણ લક્ષ્મીના સ્થાનરૂપ શ્રી ઋષભદેવ ભગવાન જયવંતા વર્તો.

જેમના નામના ધ્યાનથી સાધ્ય વસ્તુના વિઘ્નો નાશ પામે છે તે શાન્તિનાથ ભગવાન જિનેશ્વરની ભક્તિવાળા ભવ્યજીવોના વિઘ્નોને નાશ કરનારા થાઓ.

જે ભગવાનના ચરણકમળની સેવા સર્વ અર્થની સિદ્ધિને આપનાર છે તે શ્રી પાર્શ્વનાથ ભગવાનરૂપ શાશ્વત્ સૂર્ય કમલરૂપ મારા ઉદયને વિસ્તારો.

---

***ત્રિષષ્ટિ શલાકા પુરૂષો.**

૨૪ તીર્થંકર ભગવાન. ૧૨ ચક્રવર્ત્તિ. ૯ વાસુદેવ. ૯ બળદેવ. ૯ પ્રતિવાસુદેવ એ રીતે કુલ ૬૩ ત્રિષષ્ટિશલાકા પુરૂષો થાય છે.

**૨૪ તીર્થંકરનાં નામ.**

૧ શ્રી ઋષભદેવ, ૨ શ્રી અજીતનાથ, ૩ શ્રી સંભવનાથ, ૪ શ્રી અભિનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથ, ૬ શ્રી પદ્મપ્રભુ, ૭ શ્રી સુપાર્શ્વનાથ, ૮ શ્રી ચંદ્રપ્રભુ, ૯ શ્રી સુવિધિનાથ, ૧૦ શ્રી શીતળનાથ, ૧૧ શ્રી શ્રેયાંસનાથ, ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામી, ૧૩ શ્રી વિમળનાથ, ૧૪ શ્રી અનંતનાથ, ૧૫ શ્રી ધર્મનાથ, ૧૬ શ્રી શાંતિનાથ, ૧૭ શ્રી કુંથુનાથ, ૧૮ શ્રી અરનાથ. ૧૯ શ્રી મલ્લિનાથ, ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી, ૨૧ શ્રી નમિનાથ, ૩૨ શ્રી નેમનાથ, ૨૩ શ્રી પાર્શ્વનાથ, ૨૪ શ્રી મહાવીર સ્વામી.

**૧૨ ચક્રવર્ત્તિના નામ.**

૧ ભરત, ૨ સગર, ૩ મઘવા, ૪ સનત્કુમાર, ૫ શાંતિ, ૬ કુંથુ, ૭ અર, ૮ સુભૂમ ૯ પદ્મ, ૧૦ હરિષેણ, ૧૧ જય, ૧૨ બ્રહ્મદત્ત.

કેવળજ્ઞાન સંપન્ન અને સર્વ સેવક ઉપર પ્રસન્ન એવા શ્રી વર્ધમાનસ્વામિ મને હંમેશાં શિવસંપત્તિ માટે થાઓ.

પરમેષ્ઠિપદ પ્રાપ્ત અને જગત્ભરના સર્વજ્ઞાનથી વ્યાપ્ત અજિતનાથ વગેરે સર્વ જિનેશ્વરોને હું વિધિપૂર્વક પ્રણિધાન કરૂં છું.

ઉત્પત્તિ-નાશ-અને ધ્રુવ એ ત્રણ પદથી વિસ્તાર પામેલ, પવિત્ર અને હિતકર જિનેન્દ્રાગમરૂપ સરસ્વતી મને સાંનિધ્ય થાઓ.

તાત્ત્વિક સર્વ અર્થોના જાણ શ્રી ગૌતમસ્વામી અને શ્રી સુધર્માસ્વામિ વિગેરે ગણધરોને નમીને શ્રી ઋષભદેવ વિગેરે જિનેશ્વરોનાં ચરિત્રોને હું સંક્ષેપથી કહીશ.

## શ્રી ઋષભદેવ ચરિત્ર

### સમ્યક્ત્વપ્રાપ્તિ-પ્રથમભવ-ધનસાર્થવાહ

જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં ક્ષિતપ્રતિષ્ઠિત નામનુ નગર હતું. આ નગરમાં પ્રિયંકર (પ્રસન્નચંદ્ર) નામે રાજા રાજ કરતો હતો. તે નગરમાં રહેતા ધન સાર્થવાહે વસંતપુર જવાની ઇચ્છા કરી પડહો વજડાવ્યો કે 'ધન સાર્થવાહ વસંતપુર જવાના છે માટે જેની ઇચ્છા હોય તે ચાલો' વસંતપુર જવાને ઇચ્છતા ધર્મઘોષસૂરિ મહારાજ પણ સાથે

---

### ૯ વાસુદેવના નામ.

૧ ત્રિપૃષ્ઠ, ૨ દ્વિપૃષ્ઠ, સ્વયંભુ, ૪ પુરૂષોત્તમ, ૫ પુરૂષસિંહ, ૬ પુરૂષપુંડરિક, ૭ દત્ત, ૮ લક્ષ્મણ, ૯ કૃષ્ણ.

### ૯ બળદેવના નામ

૧ અચળ, ૨ વિજય, ૩ ભદ્ર, ૪ સુપ્રભ, ૫ સુદર્શન, ૬ આનંદ, ૭ નંદન, ૮ પદ્મ, ૯ રામ (બળભદ્ર)

### ૯ પ્રતિવાસુદેવના નામ.

૧ અશ્વગ્રીવ, ૨ તારક, ૩ મેરાક, ૪ મધુ, ૫ નિષ્કુંભ, ૬ બલિ, ૭ પ્રહ્લાદ, ૮ રાવણ, ૯ જરાસંઘ.

આ ત્રેસઠ શલાકા પુરૂષો એટલા માટે કહેવાય છે કે તે મોક્ષે જરૂર જવાના છે. ૨૪ તીર્થંકરો તો તેજ ભવે મોક્ષે જાય છે: ચક્રવર્ત્તિમાં જે તે ભવમાં ચારિત્ર ગ્રહણ કરે છે તે સ્વર્ગે અથવા મોક્ષે જાય છે. અને જે ચારિત્ર નથી ગ્રહણ કરતા તે ચોક્કસપણે નરકે જાય છે. બાર ચક્રવર્ત્તિમાંથી ૮ તો તે ભવે મોક્ષે ગયા છે. અને સુભૂમ તથા બ્રહ્મદત્ત નરકે ગયા છે પણ આગામિ ભવે મોક્ષે અવશ્ય જશે. વાસુદેવ અને પ્રતિવાસુદેવ તો તે ભવે ચારિત્ર નહિ ગ્રહણ કરી શકવાથી ત્યાંથી મૃત્યુ પામી નિયમે નરકે જાય છે. પણ તે પછીના ભવમાં મોક્ષે જનારા છે. નવ બળદેવ વાસુદેવના મૃત્યુ પછી વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી સ્વર્ગે અથવા મોક્ષે જાય છે. સ્વર્ગે જનારા તે પછી માનવભવ પામી અવશ્ય મોક્ષ પામે છે.

સાથે નીકળવા તૈયાર થયા. ધનસાર્થવાહે ધર્મઘોષસૂરિને આમ્રફળ વહોરી પોતાને કૃતાર્થ કરવાની માગણી કરી. આચાર્યે કહ્યું કે 'જૈન મુનિઓથી સચિત્ત આહાર ગ્રહણ કરી શકાય નહિં તેઓ તો બેંતાળીસ દોષથી રહિત આહારને વહોરે છે.' સાર્થવાહે કહ્યું કે 'આપ સાર્થમાં પધારો આપને જે કલ્પતું હશે તે વહોરાવીશ.' સાર્થ સહિત ધનસાર્થવાહે પ્રયાણ કર્યું. ગ્રીષ્મઋતુ પછી અનર્ગલ પાણીને વરસાવતી વર્ષા ઋતુ બેઠી અને સાર્થવાહે અટવીમાં તંબુઓ નાંખી મુકામ કર્યો. લોકો પાસે ભાતું ખુટી ગયુ અને તેઓ ફળાદિ અને કંદમૂળ ખાઇ પોતાનો જીવન નિર્વાહ કરવા લાગ્યા, શુદ્ધ ભિક્ષા ન મળવાથી આચાર્ય અને સાધુઓએ *ઉપવાસ શરુ કર્યા.

એક વખતે રાત્રિને સમયે સાર્થની ચિંતા કરતાં સાર્થવાહને ધર્મઘોષસૂરિ યાદ આવ્યા. અને તેણે વિચાર્યું કે તે પૂજ્ય પુરૂષ આ વિષમ સમયે શું કરતા હશે? મેં તેમને સાચવવાનું જણાવી સાથે લીધા અને પછી તેમની મેં બીલકુલ દરકાર કરી જ નહિ, કેવળ સ્વાર્થી અને પેટભરા એવા મને ધિક્કાર થાઓ." સવાર થતાં સાર્થપતિએ પ્રથમ ધર્મઘોષસૂરિને અને પછી મુનિઓને વંદના કરી પોતાની બેદરકારી માટે ખેદ દર્શાવી ક્ષમા માગી. અને તેણે આચાર્ય મહારાજની પાસે સાધુઓને આહાર લેવા પોતાની સાથે મોકલવાની વિજ્ઞપ્તી કરી. આચાર્ય મહારાજે બે સાધુઓને મોકલ્યા. ધનસાર્થવાહે બીજો યોગ ન હોવાથી સ્વહસ્તે ઘી વહોરાવ્યુ અને ભાવના વૃદ્ધિથી બે મુનિઓને વંદન કર્યું. ધર્મલાભ

આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષમાં જીવ ૫૯ છે. અને સ્વરૂપ ૬૦ છે, કારણકે શ્રી શાંતિનાથ, શ્રી કંથુનાથ તથા શ્રી અરનાથ તે ભવમાં ચક્રવર્તિ થયા હોવાથી ૬૦ સ્વરૂપ છે. ભગવાન મહાવીર સ્વામિનો જીવ ત્રિપૃષ્ઠવાસુદેવ તરીકે થયેલ હોવાથી જીવની અપેક્ષાએ ૫૯ જીવોનો વિચાર ત્રિષષ્ટિ શલાકામાં છે.

આ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર વિસ્તૃતરૂપે પ. પૂ. કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય વિરચિત અતિમનોહર, અનુપમ અને અજોડ છે. તેમાંથી સંક્ષિપ્તરૂચિ જીવોને માટે મહામહોપાધ્યાય મેઘવિજયજીગણિએ લઘુ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રની રચના તેમણે જણાવેલ પ્રશસ્તિ મુજબ કોઠારી વનરાજની અભ્યર્થનાથી કરેલ છે. આ લઘુ ત્રિષષ્ટિની રચના અતિશય સંક્ષિપ્ત કરવામાં આવેલ હોવાથી અહિં ગુજરાતી ભાષાને અનુરૂપ સ્પષ્ટતા પૂર્વક તેમની સંકલનાને અનુસરી તેનો ભાવાનુવાદ આપવામાં આવ્યો છે. આ લઘુ ત્રિષષ્ટિની રચના કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય વિરચિત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ઉપરથી કરેલ હોવાથી તેમની સંકલનાને અનુસર્યા છતાં જે સ્પષ્ટતા કરવામાં આવી છે તે બૃહત્ ત્રિષષ્ઠશલાકા પુરૂષ ઉપરથી કરી છે. એટલે આ ગ્રંથ લઘુ ત્રિષષ્ટિની સંક્ષિપ્ત રચનાને સામે રાખીને સંક્ષિપ્ત અને બૃહત્ ત્રિષષ્ટિને પણ નજર આગળ રાખીને તૈયાર કરવામાં આવ્યો છે. લઘુ ત્રિષષ્ટિમાં જ્યાં ખુબજ સંક્ષેપ લાગ્યો ત્યાં બૃહત્ ત્રિષષ્ટિને અનુલક્ષી સ્પષ્ટતા કરી છે અને બૃહત્ ત્રિષષ્ટિના સંક્ષેપમાં લઘુ ત્રિષષ્ટિને નજર સામે રાખવામાં આવેલ છે.

*મૂળ ત્રિષષ્ટિમાં ઉપવાસ કર્યાનો ઉલ્લેખ નથી. પણ સંઘના માણસોથી પ્રાસુક અન્ન મળતું હતું તેમ જણાવ્યું છે.

આપી મુનિઓ પોતાના સ્થાને ગયા. ધનસાર્થવાહે આ દાનથી બોધિબીજ પ્રાપ્ત કર્યું. કારણકે આ દાન પ્રસંગે તેની ભાવના અતિ ઉલ્લસિત થઈ હતી.

સાર્થે ચોમાસું વીત્યા બાદ પ્રયાણ કર્યું. અને તે વસંતપુર પહોંચ્યો. ધનસાર્થવાહ ક્રયાદિક વ્યાપાર કરીને છેવટે પોતાના નગર પ્રતિષ્ઠાનપુર આવ્યો. અને આયુષ્ય પૂર્ણ થતાં આરાધના પૂર્વક મૃત્યુ પામ્યો.

### બીજો અને ત્રીજો ભવ–યુગલિક અને દેવભવ.

મૃત્યુ પામી મુનિદાનના પ્રભાવથી ઉત્તર કુરુક્ષેત્રમાં યુગલિક થયો, અને ત્યાં યુગળીયાનું આયુષ્ય પૂર્ણ કરીને તે ધન શેઠનો જીવ પૂર્વ જન્મના દાનના ફળથી સૌધર્મ દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયો.

### ચોથો ભવ–મહાબળ વિદ્યાધર.

દેવલોકથી ચ્યવી પશ્ચિમ મહાવિદેહની ગંધિલાવતી (મંગલાવતી) વિજયમાં વૈતાઢય પર્વત ઉપર ગંધસમૃદ્ધિ નગરને વિષે શતબલ રાજાની ભાર્યા ચંદ્રકાંતાની કુક્ષિથી પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં તેનું નામ મહાબળ પાડયું. યૌવન પામતાં તેનાં વિનયવતી કન્યા સાથે લગ્ન કર્યાં. શતબળરાજા મહાબળને રાજ્ય ગાદી ઉપર બેસાડી પ્રવ્રજ્યા અંગીકાર કરી દેવલોકે સિધાવ્યા. મહાબળરાજા વિષયી, પરસ્ત્રી લંપટ અને ધર્મરહિત બનવા લાગ્યો આથી તેને સાચા રાહે લાવવા સ્વયંબુદ્ધ મંત્રીએ ભર રાજસભામાં નીચેની ગાથા ઉચ્ચારી.

सव्वं विलवियं गीयं, सव्वं नट्टं विडंबणा ।
सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥ १ ॥

( સર્વે ગીતો તે વિલાપ સમાન છે અને સર્વે નૃત્યો તે વિડંબના સમાન છે. આભરણોનો સમુહ તે ભાર સમાન છે અને સર્વે કામચેષ્ટા તે દુઃખને આપનારી છે. )

આ સાંભળી રાજાએ કહ્યું ' કે હે મંત્રીશ્વર! તમે આ ગાથા ઉચ્ચારી મને જાગૃત કરવાનું સુચવ્યુ તે બરોબર છે. પણ તમારૂં કહેવું અનવસર છે, કારણકે અત્યારે મારી યુવાવસ્થા છે અને તેમાં તો રંગરાગને પોષકજ વસ્તુ અવસરોચિત છે, ' મંત્રીએ કહ્યું " મહારાજ! આપ યુવાવસ્થામાં છો તે હું જાણું છું, છતાં મેં આપને અવસર સિવાય 'ધર્મ' કરવાની વિજ્ઞપ્તિ કરી તેનું કારણ એ છે કે " આજે નંદનવનમાં બે ચારણ મુનિ પધાર્યા હતા, મેં તેમને આપનું આયુષ્ય હાલ કેટલું બાકી છે તે પુછયુ હતું. તેમણે મને ' એક માસ તમારા રાજાનું આયુષ્ય બાકી છે ' તેમ જણાવ્યુ. આથી હે રાજન! આપને ધર્મ કરાવવાની હું ત્વરા કરૂં છું."

રાજા એકદમ ભયભીત બન્યો અને કર્તવ્યમૂઢ બની કહેવા લાગ્યો કે ' હે મંત્રીશ્વર! તમે મારા પરમ ઉપકારી છો, આટલા અલ્પ આયુષ્યમાં હું શું ધર્મ સાધું? અને હું શું કરૂં? તે આપજ જણાવો. ' ' રાજન! ભય ન પામો એક દીવસનું પણ શુદ્ધ રીતે આરાધેલું

ચારિત્ર સ્વર્ગ અને મોક્ષ અપાવી શકે છે.' એમ દીલાસો આપી મંત્રીએ રાજાને સ્થિર કર્યો, રાજાએ પુત્રને રાજ્યગાદી ઉપર સ્થાપી દીન અનાથોને છુટે હાથે દાન આપી, ભકિત પૂર્વક ચૈત્યોમાં મહોત્સવ કરી, સાતે ધર્મ ક્ષેત્રોને તર્પણ કરી દીક્ષા અંગીકાર કરી. અને બાવીશ દીવસનું અણુસણ પાળી મહાબળ રાજર્ષિ સમાધિ પૂર્વક મૃત્યુ પામ્યા.

**પાંચમો ભવ–લલિતાંગ દેવ.**

મૃત્યુ બાદ બીજા દેવલોકમાં મહાબળ શ્રી પ્રભ વિમાનમાં ઈન્દ્રના સામાનિક લલિતાંગ દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં તેણે પ્રાણથી પણ વ્હાલી સ્વયંપ્રભા દેવીની સાથે ક્રીડા કરતાં ઘણો કાળ પસાર કર્યો. સ્વયંબુદ્ધ મંત્રી પણ સ્વામિના મૃત્યુથી વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી તેજ દેવલોકમાં દઢધર્મ નામના સામાનિક દેવપણે ઉત્પન્ન થયો.

સમય જતાં સ્વયંપ્રભા દેવી ચ્યવન પામી. લલિતાંગદેવ શોક વિહ્વળ બની રોવા લાગ્યો. આ અવસરે દઢધર્મે તેને આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે "હે મહાનુભાવ તમે ખેદ કરો નહિં મેં અવધિજ્ઞાન વડે તમારી પ્રિયા હાલ કયાં છે તે જાણ્યું છે, તમે ખેદ દુર કરી મારી વાત સાંભળો. તમારી સ્વયંપ્રભા દેવી મરીને ધાતકી ખંડના પૂર્વ વિદેહમાં નંદી નામના ગામમાં ગરીબ નાગિલને ત્યાં સાતમી પુત્રીપણે ઉત્પન્ન થઇ છે. પુત્રીઓના જન્મથી કંટાળી તેનો બાપ દેશાન્તર ચાલ્યો ગયો. માતાએ તેને જેમ તેમ મોટી કરી. દુઃખને લઇ, તેનું કાંઇ નામ નહિં પાડવાથી તે લોકમાં નિર્નામિકા તરીકે વ્યવહાર પામી. માતાની સાથે તે લોકોના ઘરકામ કરી પોતાના દીવસો પસાર કરતી હતી. એવામાં એક વખત કોઈ ધનાઢયના પુત્રના, હાથમાં લાડવાને દેખી તેણે પોતાની માતા પાસે લાડવાની માગણી કરી, માતાએ કહ્યું કે, તારા બાપ પરદેશ ગયા છે આવશે ત્યારે તને મોટા લાડવા આપીશ. હાલ તો તું અંબરતિલક પર્વત ઉપર જા અને લાકડાનો ભારો લઇ આવ.' નિર્નામિકા દોરડું લઇ પર્વત ભણી ચાલી. તે સમયે તે પર્વત ઉપર યુગંધર મુનિને કેવળજ્ઞાન થયું હતું તેથી તે પણ ત્યાં ગઇ અને દેશનાને અંતે તેણે કેવળી ભગવંતને પુછયું કે 'મારાથી વધુ કોઈ દુખિયારૂં હશે ? અને હું કેમ દુઃખી છું ?' ભગવંતે જવાબ આપ્યો કે 'અધર્મથી દુઃખી છે. અને જગતમાં દેવોથી માંડીને સૌ કોઇ ધર્મ નહિ કરવાથી દુઃખી છે. તું પણ પૂર્વે ધર્મ નહિ કરેલ હોવાથી દુઃખી છે', તેણે કેવળી ભગવંત પાસે સમ્યક્ત્વ સહિત બારવ્રત સ્વીકાર્યાં અને પછી ભારો લઇ ઘેર ગઈ, નિર્નામિકા યૌવન પામી પણ દુર્ભાગી હોવાથી તેને કોઇ પરણ્યું નહિ. વૈરાગ્યમાં મનવાળી તે તપ માર્ગે વળી અને હાલમાં યુગંધર મુનિ પાસે અણુસણ કરીને રહેલી છે. લલિતાંગદેવ ! તમે ત્યાં જાઓ અને તમારૂં રૂપ દેખાડો જેથી તમારામાં આસક્તિ પામી નિયાણા પૂર્વકમૃત્યુ પામી તમારી પત્ની થાય. કહ્યું છે કે 'અંતે જેવી મતિ તેવી ગતિ થાય છે.' લલિતાંગદેવે તેમ કર્યું". અને નિર્નામિકા નિયાણું કરી મૃત્યુ પામી ફરી સ્વયંપ્રભાદેવી પણે ઉત્પન્ન થઇ. લલિતાંગ પોતાની પ્રિયાને પ્રાપ્ત થયેલી જોઇ આનંદ પામ્યો અને ક્રીડામાં આસક્ત બન્યો.

છઠ્ઠો ભવ-વજ્રજંઘ રાજા.

સમય જતાં લલિતાંગને ચ્યવનમાં ચિન્હ જણુાવા લાગ્યાં અને જોત જોતામાં તે ત્યાંથી ચ્યવી જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં પુષ્કલાવતી નામની વિજયમાં લોહાર્ગલ નામના નગરમાં સુવર્ણજંઘ રાજાની લક્ષ્મી નામે સ્ત્રીની કુક્ષિથી પુત્રપણે જન્મ્યો. અહિં માતપિતાએ તેનું નામ વજ્રજંઘ પાડ્યુ, સ્વયંપ્રભાદેવી પણ ત્યાંથી ચ્યવી તેજ વિજયમાં પુંડરિકગિરિ નગરીના વજ્રસેન રાજાની રાણી ગુણવતીની કુક્ષિથી પુત્રીપણે ઉત્પન્ન થઇ. માતપિતાએ તેનું નામ શ્રીમતી પાડ્યુ. સમય જતાં એક વખત તે પોતાના મહેલની ગોખમાં બેઠી હતી ત્યારે તેણે નગરના ઉદ્યાનમાં એક મુનિવરના કેવળજ્ઞાન ઉત્સવમાં જતા દેવતાઓને જોયા. દેવતાઓને જોતાંની સાથેજ તેને મૂર્છા આવી અને તેણીને જાતિસ્મરણજ્ઞાનથી પોતાનો સ્વર્ગનો પૂર્વભવ યાદ આવ્યો.

પોતાના પૂર્વભવના જીવનના પ્રસંગોનુ ચિત્રપટમાં આલેખન કરાવિ પંડિતા ધાત્રિદ્વારા ઠેરઠેર તેણે તે ચિત્રપટનું પ્રદર્શન કર્યું. ઘણા લોકોએ તે ચિત્રપટને જોયુ. કોઇ એ કાઇ વખાણ્યુ તો કોઈએ કાંઇ, એક વખત વજ્રજંઘકુમાર તે ચિત્રપટ આગળ આવી ચડયો ચિત્રપટ જોતાંજ તેનું મગજ ભમવા લાગ્યું અને મૂર્છા ખાઇ એકદમ તે ભોંય પર પડયો. શીતોપચાર પછી જાગૃત્ થઈ તેણે જણાવ્યુ કે 'આ ચિત્ર મારા પૂર્વ ભવનું છે. આ હું લલિતાંગ દેવ, આ મારી પ્રાણપ્રિયા સ્વયંપ્રભા અને આ તે અંતે તપશ્ચર્યા કરતી નિર્નામિકા. મારા જીવનનું યથાર્થ સ્વરૂપ ઓળખનાર તે સ્વયંપ્રભા દેવીજ હોવી જોઇએ' આ વાત જેટલામાં કહે છે તેટલામાં વજ્રસેન ચક્રવર્તિએ વજ્રજંઘને બોલાવ્યો અને તેની સાથે શ્રીમતીનુ પાણિગ્રહણ કરાવ્યુ. રાજાની આજ્ઞા લઈ વજ્રજંઘને લોહાર્ગલ નગરે ગયો અને ત્યાં તેના પિતા સુવર્ણજંઘે તેને રાજ્યગાદી સોંપી દીક્ષા ગ્રહણ કરી.

વજ્રસેન ચક્રવર્તિએ પણ પોતાના પુત્ર પુષ્કરપાળને રાજલક્ષ્મી આપી દીક્ષા ગ્રહણ કરી અને તેઓ તીર્થંકર થયા. પુષ્કરપાળથી તેના સીમાના બધા સામંત રાજાઓ વિરૂદ્ધ થયા. તેઓને વશ કરવા તેણે વજ્રજંઘને બોલાવ્યો. વજ્રજંઘ શ્રીમતી સહિત પુંડરિકગિણી નગરીમાં આવ્યો. તેના બળથી પુષ્કરપાળના સર્વ સામંતો વશ થયા. પુષ્કરપાળે ભગિની સહિત વજ્રજંઘનો ખૂબ ખૂબ સત્કાર કર્યો.

કેટલાક દિવસ બાદ પુષ્કરપાળની રજા લઈ વજ્રજંઘ શ્રીમતી સાથે પોતાના નગર તરફ ચાલ્યો. માર્ગમાં પોતાના સહોદર સાગરસેન અને મહાસેનને વંદના કરી વૈરાગ્ય રંગિત થઇ દીક્ષા લેવાનો નિર્ણય કરી લોહાર્ગલ નગરમાં આવ્યો. રાત્રે તે 'સવારે પુત્રને ગાદી આપી મારે દીક્ષા ગ્રહણ કરવી' તેવા ચિંતન પૂર્વક સૂતો. પણ રાજ્યગાદી માટે તલપાપડ થયેલ રાજકુમારે વિષધૂમ્રથી તેના શયન ખંડને વાસિત કરી પોતાના માતાપિતાના પ્રાણ લીધા.

સાતમો અને આઠમો ભવ—યુગલિક અને દેવભવ.

એક ચિંતવનથી મૃત્યુ પામેલા માણસોની એક સરખી ગતિ થાય તે ન્યાયે તે વજ્રજંઘ અને શ્રીમતી બન્ને મૃત્યુ પામી ઉત્તરકુરૂ ક્ષેત્રમાં યુગળીયાપણે ઉત્પન્ન થયાં. યુગલિક આયુષ્ય પૂર્ણ થયે સૌધર્મ દેવલોકમાં તે બન્ને મિત્ર દેવપણે ઉત્પન્ન થયા.

નવમોભવ—જીવાનંદ વૈદ્ય.

દેવલોક સંબંધિ ભોગ ભોગવી આયુષ્ય પૂર્ણ થયે વજ્રજંઘનો જીવ ત્યાંથી ચ્યવી ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં સુવિધિ વૈદ્યને ઘેર જીવાનંદ નામે પુત્રપણે ઉત્પન્ન થયો અને શ્રીમતીનો જીવ દેવલોકથી ચ્યવી ઇશ્વરદત્ત શેઠને ત્યાં કેશવનામે પુત્ર થયો. તેજ વખતે ધર્મના ચાર ભેદ હોય તેમ બીજાં ચાર બાળકો ઉત્પન્ન થયાં. એમાં પ્રથમ ઇશાનચંદ્ર રાજાની કનકાવતી નામે સ્ત્રીથી મહીધર નામે પુત્ર થયો. બીજો સુનાશીર મંત્રીની લક્ષ્મી-નામે સ્ત્રીથી સુબુદ્ધિ નામે પુત્ર થયો. ત્રીજો સાગરદત્ત નામના સાર્થવાહની અભયમતી નામની સ્ત્રીથી પૂર્ણભદ્ર નામે પુત્ર થયો. અને ચોથો ધન શ્રેષ્ઠિની શીલમતી નામની સ્ત્રીથી ગુણાકર નામે પુત્ર થયો. આ છએ દૈવયોગે પરસ્પર મિત્ર થયા.

એક વખતે વૈદ્યપુત્ર જીવાનંદને ઘેર તેઓ બેઠા હતા તેવામાં એક મુનિમહારાજ વોહોરવા પધાર્યા તે સાધુ પૃથ્વીપાળ રાજાના ગુણાકર નામે પુત્ર હતા. તેમનું શરીર તપથી સુકાઇ ગયું હતું અને શરીરે કોઢનો રોગ થયો હતો, તો પણ તે ઔષધની યાચના કે સ્પૃહા કરતા નહોતા. આવા નિસ્પૃહ મુનિ મહારાજને જોઇ જીવાનંદને મહીધર કુમારે કાંઇક પરિહાસ-પૂર્વક કહ્યું કે 'તમને વ્યાધિનું જ્ઞાન છે, ઔષધનું જ્ઞાન છે. અને ચિકિત્સામાં પણ કુશળ છો, પરંતુ તમારામાં એક દયા નથી. વેશ્યા જેમ દ્રવ્ય વિના સામું જોતી નથી તેમ દ્રવ્યવિનાના પિડિતમાણસોની સામું તમે પણ જોતા નથી. વિવેકીએ એકાંત અર્થલુબ્ધ ન થવું જોઇએ અને કોઈ વખતે ધર્મને અંગીકાર કરીને પણ ચિકિત્સા કરવી જોઇએ. નિદાન અને ચિકિત્સામાં તમારૂં કુશળપણું છે તેને ધિક્કાર હો ! કે જે આવા રોગી મુનિની તમે ઉપેક્ષા કરો છો,' એવું સાંભળી જીવાનંદે કહ્યું કે 'તમે મને સ્મરણ કરાવ્યું તે બહુ સારૂં થયુ. પણ હાલ મારી પાસે ઔષધની સામગ્રી નથી, તે અંતરાયરૂપ છે. તે વ્યાધિને લાયક ઔષધમાં મારી પાસે લક્ષપાક તેલ છે, પણ ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ નથી તે તમે લાવી આપો.' ત્યારે બીજા પાંચજણા બોલ્યા કે તે બન્ને વસ્તુ અમે લાવીશું. એમ કહી તે પાંચેજણા ચૌટામાં ગયા અને મુનિ તો સ્વસ્થાને ચાલ્યા ગયા. તે પાંચે મિત્રોએ પોતાની પાસેથી દ્રવ્ય એકઠું કરી ચૌટામાં કોઈ વૃદ્ધ વણિક પાસે જઈને કહ્યું કે 'અમને ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ યોગ્ય મૂલ્ય લઇને આપો.' ત્યારે તે વણિકે કહ્યું કે 'તે દરેક વસ્તુનું મૂલ્ય લાખ સૌનૈયા છે તે આપીને લઈ જાઓ, પરંતુ તે પહેલાં તેનું તમારે શું કામ છે તે કહો.' તેઓએ કહ્યું કે 'અમારે તે વસ્તુઓ વડે એક મુનિરાજના રોગની દવા કરવાની છે.' તે સાંભળી શેઠ વિચાર કરવા લાગ્યે કે 'અહો ! આ છોકરાઓ નાના છે, છતાં વૃદ્ધ માણસ કરતાં પણ ઘણાજ વિવેકવાળા છે. મારા જેવા ઘરડા માણસનું કરવા લાયક કામ આ લોકો

કરે છે.' એમ વિચારી તેણે કહ્યું કે, 'હે બાળકો! આ બે વસ્તુ લઇ જાઓ, અને રોગની દવા કરો. મારે મૂલ્યની કંઇ જરૂર નથી. તમારા લીધે આવું ઉત્કૃષ્ટ પૂન્ય બાંધવાને હું પણ ભાગ્યશાળી થયો.' એમ કહી તે બે વસ્તુઓ આપી અને પછી તે શેઠ ભાવવૃદ્ધિથી દીક્ષા લઈને પરમપદને પામ્યો. પછી છએ મિત્રો મુનિ પાસે ગયા. તેમને નમસ્કાર કરી તેમને વિનંતિપૂર્વક કહ્યું કે, 'ભગવંત! અમો દવા લાવ્યા છીએ. તેનો અનુગ્રહ કરો.' મુનિએ ચિકિત્સા કરવાની આજ્ઞા આપી એટલે તેમણે મુનિના અંગમાં લક્ષપાક તૈલવડે પ્રથમ મર્દન કર્યું, તેથી તે તેલ મુનિની દરેક નસોમાં વ્યાપી ગયુ, અને મુનિ બેભાન થઇ ગયા, તેલના પ્રભાવથી અંદરના કીડાઓ શરીરમાંથી બહાર નીકળ્યા. એટલે જીવાનંદ વૈદ્યે રત્નકંબળથી મુનિને ઢાંકી દીધા. તે રત્નકંબળમાં શીતળપણું હોવાથી સર્વ કીડાઓ તેમાં લીન થયા. પછી તે રત્નકંબળ ધીમેથી લઇને એક ગાયના મૃતક ઉપર લઇ જઈ તેમાંના કીડા તેના ઉપર નાંખ્યા. કારણકે સત્પુરૂષો સર્વ ઠેકાણે દયાયુક્ત હોય છે. ત્યારબાદ જીવાનંદે અમૃતરસ સમાન ગોશીર્ષ ચંદનના વિલેપનથી મુનિની આશ્વાસના કરી ફરી તેલનું મર્દન કર્યું, એટલે ફરીથી પાછા જંતુઓ નીકળ્યા. તેને પણ પ્રથમની માફક રત્નકંબળથી કાઢીને ગાયના મૃતક ઉપર મૂકયા. એવી રીતે ત્રણ વખત કર્યું. મુનિનું વ્રણ રૂઝાવાથી તે નિરોગી અને કાન્તિવાન થયા. મુનિ ત્યાંથી વિહાર કરી ગયા પછી તે છ મિત્રોએ બાકી રહેલું ગોશીર્ષ ચંદન અને રત્નકંબળ વેચીને એક દેહેરાસર કરાવ્યુ. કેટલેક કાળે તે છએ મિત્રોએ વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી અને અનશનવ્રત ગ્રહણ કરી પોતાનો દેહ છોડયો.

## ૧૦મો ભવ-અચ્યૂત દેવલોકમાં દેવ અને ૧૧મો ભવ-વજ્રનાભચક્રવર્તિ.

તે છએ જણના જીવ ત્યાંથી અચ્યૂત નામના બારમા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ થયા. દેવલોકમાં સમાન સુખ ભોગવી ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરી તેમાંના પાંચ જણ જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં પુષ્કલાવતી વિજયને વિષે લવણસમુદ્ર નજીક પુંડરીકીણી નામે નગરીના વજ્રસેન નામના રાજાની રાણી ધારિણીની કુક્ષિને વિષે પુત્રપણે ઉત્પન્ન થયા; તેમાં જીવાનંદ વૈદ્યનો જીવ ચૌદ મહાસ્વપ્ને સુચિત વજ્રનાભ નામે પહેલો ચક્રવર્ત્તિ પુત્ર થયો. રાજપુત્ર મહીધરનો જીવ બીજો બાહુ નામે થયો, ત્રીજો મંત્રીપુત્ર સુબુદ્ધિનો જીવ સુબાહુ નામે થયો અને શ્રેષ્ઠી પુત્ર પુત્ર પૂર્ણભદ્ર તથા સાર્થેશ પુત્ર ગુણાકરના જીવ પીઠ અને મહાપીઠ નામે થયા. અને છઠ્ઠો કેશવનો જીવ સુયશ નામે અન્ય રાજપુત્ર થયા. તે સુયશ બાળપણથીજ વજ્રનાભનો આશ્રય કરવા લાગ્યો. તે છએ પુત્રો મહાબળવાન થયા. એવામાં લોકાન્તિક દેવતાઓએ આવીને વજ્રસેન રાજાને વિનંતિ કરી કે, 'હે સ્વામિન્! ધર્મ તીર્થ પ્રવર્ત્તાવો.' પછી વજ્રસેન રાજાએ વજ્રનાભને ગાદીએ બેસારી સાંવત્સરિક દાન આપી દીક્ષા અંગીકાર કરી, પૃથ્વીતળને પવિત્ર કરતા વિહાર કરવા લાગ્યા.

અહિં વજ્રનાભે પોતાના દરેક ભાઇને જુદા જુદા દેશ આપ્યા અને સુયશ તેમનો

સારથિ થયો. વજ્રસેન ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ તેજ વખતે વજ્રનાભ રાજાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયુ. અને તેની સાથે બીજાં તેર રત્નો પણ ઉત્પન્ન થયાં. આ ચૌદ રત્નોદ્વારા વજ્રનાભે સમગ્ર પુષ્કલાવતી વિજય સાધી અને સર્વ રાજાઓએ તેનો ચક્રવર્ત્તિપણાનો અભિષેક કર્યો.

એક વખત વજ્રસેન તીર્થંકર ભગવાન સમવસર્યા. વજ્રનાભ ચક્રવર્ત્તિ બાંધવ અને સારથિ સહિત ભગવંતના વંદને ગયો. ભગવંતની દેશના સાંભળી વજ્રનાભનું હૃદય વૈરાગ્ય વાસિત થયું અને ભગવાન પાસે દીક્ષાની માગણી કરી. તીર્થંકર ભગવાને 'સારા કામમાં વિલંબ ન કરવો' એમ જણાવી તેના શુભ કાર્યને પલ્લવિત કર્યું. વજ્રનાભે પુત્રને ગાદી ઉપર બેસાડી ચાર બાંધવો અને સુયશ સારથિ સાથે દીક્ષા ગ્રહણ કરી. પણ થોડાજ સમયમાં વજ્રસેન તીર્થંકર નિર્વાણ પામ્યા.

પાંચ ઇન્દ્રિયો સહિત આત્મા તેમ પાંચ મુનિઓ સહિત વજ્રનાભ મુનિ ઉત્કટવ્રતનુ પાલન કરે છે. સંયમની સૌરભથી જગતને વાસિત કરતા તે દ્વાદશાંગીધારક મુનિને નહિ ઈચ્છયા છતાં આપોઆપ ખેંચાઈ અનેક લબ્ધિઓ થઇ. તપ, ત્યાગ અને કરૂણાના પ્રવાહથી તરબોળ બનેલ મુનિના શ્લેષ્મ વિગેરે સમગ્ર જગત્‌ના પ્રાણીઓના ભયંકર રોગોને નાશ કરનારા થયા. (ખેલૌષધિલબ્ધિ). તેમના પાદસ્પર્શે ભયંકર યાતનાથી પીડાતા માણસો નવીન તેજ પામી યાતના રહિત થવા લાગ્યા (આમર્ષૌષધિલબ્ધિ). વધુ શું ? તે મુનિને સ્પર્શીને આવેલો પવન પણ જે માનવને સ્પર્શતો તે માનવ રોગ રહિત અને શુદ્ધ પરિણામવાળો બનતો. (સર્વૌષધિલબ્ધિ). આ ઉપરાંત અનેક જાતની શક્તિઓ વજ્રનાભ મુનિને પ્રગટ થઈ. એક પદ સાંભળવા માત્રથી તે આખા ગ્રંથને કહી શકતા. (પદાનુસારિણીલબ્ધિ). વજ્ર જેવા ભારે અને રૂ જેવા હલકા શરીરને ધારે તો તે કરી શકતા, પાત્રમાં પડેલા અલ્પ ભોજનથી સેંકડો મુનિને જમાડી શકતા. કર્મરાજા જેમ રાજાને રંક અને રંક ને રાય કરે તેમ મુનિ સર્વ કરી શકતા. આમ સત્યાવીસ વિગેરે અનેક શક્તિ છતાં તે શક્તિનો ઉપયોગ તે મુનિ કદાપિ કરતા ન હતા. સ્વાભાવિક છે કે જગતમાં ન ઈચ્છે તેને જ વસ્તુઓ મળે છે.

વજ્રનાભ મુનિ શક્તિઓ–લબ્ધિઓના પ્રાદુર્ભાવથી અટકયા નહિ. તેમણે તો 'સવિ જીવ કરૂં શાસન રસી'ની ભાવનાને દૃઢ કરી ૧ અરિહંત ૨ સિદ્ધ ૩ પ્રવચન ૪ આચાર્ય ૫ સ્થવિર ૬ ઉપાધ્યાય ૭ સાધુ ૮ જ્ઞાન ૯ દર્શન ૧૦ વિનય ૧૧ ચારિત્ર ૧૨ બ્રહ્મચર્ય ૧૩ સમાધિ ૧૪ તપ ૧૫ દાન ૧૬ વૈયાવચ્ચ, ૧૭ સંયમ ૧૮ અભિનવજ્ઞાન ૧૯ શ્રુતપદ અને ૨૦ તીર્થપદ એ વીસે પદની આરાધના કરી. આ વીસ પદમાંથી એક પદની પણ ઉત્કટભાવે આરાધના કરવામાં આવે તો સર્વ જીવના કલ્યાણની ભાવનાને જંખતાં 'તીર્થંકરપદ' ને જીવ મેળવી શકે છે વજ્રનાભમુનિએ વીસે પદની આરાધના કરી તીર્થંકર પદ નામ કર્મનો બંધ કર્યો. *અગિયાર અંગને ધારણ કરતા બાહુમુનિએ સાધુઓની ગોચરી

* આવશ્યકસૂત્રમાં વજ્રનાભ મુનિને બાર અંગના ધારક અને બીજા ચાર મુનિને અગિયાર અંગના ધારક જણાવેલ છે. જુઓ આવશ્યક નિર્યુક્તિ પૃષ્ઠ ૧૩૩ 'तत्थ

વિગેરે લાવવા રૂપ વૈયાવચ્ચથી ચક્રવર્તિપદ આપનાર કર્મ ઉપાર્જન કર્યું અને સુબાહુ મુનિએ તપમાં સદા રક્ત રહેતા મુનિઓના હાથ પગ દબાવવારૂપ વિવિધ પરિચર્યા દ્વારા અપૂર્વ બાહુબલ મળવા રૂપ કર્મને ઉપાર્જન કર્યું. પીઠ અને મહાપીઠ હરહંમેશાં પઠન પાઠનમાં સદા રક્ત રહેતા હતા. વજ્રનાભમુનિએ સાધુઓની વયાવચ્ચ અને વિશ્રામણા કરનાર બાહુ સુબાહુની પ્રશંસા કરી જણાવ્યુ કે ' આ વૈયાવચ્ચ અને વિશ્રામણા કરનાર સુબાહુને ધન્ય છે કે જે અનેક મહાત્માઓને તપ ત્યાગમાં આધાર રૂપ બને છે.' ગુરૂનુ આ વચન પીઠ મહાપીઠને ન રૂચ્યુ અને તેમને લાગ્યુ કે દુનીયામાં સૌ કોઇને કાર્યજ વ્હાલું લાગે છે.' તપ ત્યાગ અને સંયમમાં રક્ત છતાં તેમણે આ ઇર્ષ્યાના પ્રતાપે સ્રી નામકર્મ ઉપાર્જન કર્યું.

**બારમો ભવ–અનુત્તર વિમાનમાં દેવ.**

છ મુનિ મહાત્માઓએ ખડ્ગની ધારા સમાન સંયમવ્રતને ચૌદ લાખ પૂર્વ સુધી પાળી અંતે પાદોપગમન અણસણ કરી સર્વાર્થસિદ્ધ અનુત્તર વિમાનમાં તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા.

| આ રીતે સમ્યક્ત્વ પછીના ભગવાને કરેલ બાર ભવનું સંક્ષિપ્ત વર્ણન. |
|---|

# ઋષભદેવ ભગવાન

## (૧)

### જન્મકાળ–સાત કુલકરોની ઉત્પત્તિ

**પ્રથમ કુલકર–વિમળવાહનનો પૂર્વભવઃ**–જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં અપરાજિતા નામે નગરી હતી. આ નગરીમાં પ્રકૃતિથી સરળ **સાગરચંદ્ર** નામનો અને પ્રકૃતિથી વક્ર દુષ્ટ બુદ્ધિવાળો ×અનંગ (અશોકદત્ત) નામના બે પુરૂષો વસતા હતા. સાગરચંદ્રે એક વખત કોઇક ધનાઢ્યની રૂપવતી પ્રિયદર્શના છોકરીને તેના અલંકારને લુંટવાની ઇચ્છાએ પકડી મારનારા ચોરો પાસેથી તેને પરાક્રમપૂર્વક છોડાવી. છોકરી તેની બહાદુરી અને પરોપકાર જોઇ તેના ઉપર મુગ્ધ બની. તેના માતા પિતાએ છોકરીની ઇચ્છા મુજબ સાગરચંદ્રને પરણાવી. સાગરચંદ્રની ગેરહાજરીમાં અનંગે (અશોકદત્તે) તેનો મલિન આશય પ્રગટ કર્યો પ્રિયદર્શનાએ તેનો તિરસ્કાર કર્યો. વિલખો પડેલો અશોકદત્ત પાછો ફરે છે તેટલામાં સાગરચંદ્ર સામો મળ્યો. તેણે અનંગનું (અશોકદત્તનુ) મુખ પડી ગયેલ જોઈ પૂછ્યુ કે ' તું આજે કેમ આટલો બધો નિરાશ છે ? ' તેને કપટી અનંગે

વઇરણામેણ ચોદ્દસ પુવ્વાણિ અહિજ્જિયાણિ અવસેસા પક્કાર સંગવીચઉરો '

× બૃહત્ ત્રિષષ્ટિમાં અહિં અશોકદત્તના નામનો ઉલ્લેખ છે.

(અશોકદત્તે) કહ્યું કે 'મિત્ર હું શું કહું? મારી જીભ ઉપડતી નથી. તારી સ્ત્રીએ મારી પાસે આજે મ્હોંઢે ચઢીને તેણે પોતાની અયોગ્ય કામના જણાવી. મારે હવે તારે ઘેર પણ કઈ રીતે આવવું જવું?' સરળ સાગરચંદ્રને એમાં કાંઇ કપટ ન લાગ્યુ અને તેણે અશોકદત્તને 'ખેદ ન કરવાનુ અને સ્ત્રીના ચરિત્ર સ્વભાવ સમજાવવા પૂર્વક પોતાની જાતને પવિત્ર રાખવાનું સૂચવ્યુ.' પ્રિયદર્શનાએ પણ બંને મિત્રોમાં વિક્ષેપ ન પડે માટે કાંઇ પણ વાત પોતાના પતિને જણાવી નહિ, અને આથી પૂર્વની પેઠે તેમની પ્રીતિ સચવાઇ રહી. સમય જતાં સાગરચંદ્ર અને પ્રિયદર્શના મરી આ અવસર્પિણી કાળના ત્રીજા આરાના અંતમાં નવસેં ધનુષ્યના શરીરવાળા યુગલિક થયા. આ કપટી અનંગ [અશોકદત્ત] પણ પૂર્વે કરેલ કપટથી તેજ ક્ષેત્રમાં ચાર દંતૂશળવાળો હાથી થયો. એક વખત તેણે સાગરચંદ્રના જીવ યુગલિકને જોયો અને તેથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ. તેણે તુર્ત સૂઢ વડે તે યુગલિક યુગલને પોતાના ઉપર બેસાડયું. સુંદર વાહન કરેલ દેખી યુગલિયાઓએ ત્યારથી સાગરચંદ્રના જીવ યુગલિકને વિમલવાહન કહી સંબોધવા લાગ્યા.

### કાળચક્ર અને આરાનું સ્વરૂપ :

આ જગત્ ઉપર સદા કાળચક્ર ફર્યા કરે છે, હંમેશાં સૂર્ય ઉગે છે અને આથમે છે. તે સાથે દીવસ અને રાતની ઘટમાળા પસાર થતાં સેંકડો, ક્રોડો, અબજો અને તેથી પણ વધુ વર્ષો પસાર થાય છે અને થશે. આ રાત અને દીવસમાં કાંઇ પણ ફરક ન હોવા છતાં જગત્ ઉપર અમુક અમુક કાળને અંતરે થનારા ફેરફારોને લઇને ચક્રના આરાની પેઠે કાળચક્રના એક ભાગના છ આરાને અવસર્પિણી અને બીજા ભાગના છ આરાને ઉત્સર્પિણી કહે છે. જે કાળમાં દીવસે દીવસે પૃથ્વીના રસ કસ ઓછા થાય, કુદરતની મહેર ખૂટે, જનતામાં અવિશ્વાસ અને સ્વાર્થ ઉત્તરોત્તર વધે તેવા કાળને શાસ્ત્ર અવસર્પિણી કહે છે. અને જે સમયમાં ઉત્તરોત્તર પૃથ્વીના રસકસ વધે, જનતામાં પ્રેમ અને વિશ્વાસ વધુ પ્રગટે, કુદરત દીવસે દીવસે ઉપકારક થતી નીવડે, બળબુદ્ધિની માનવોમાં વૃદ્ધિ થાય તેવા કાળને ઉત્સર્પિણી કહે છે. આ અવસર્પિણી અને ઉત્સર્પિણીમાં છ કાળ વિભાગ છે. તેને શાસ્ત્રોમાં 'આરા' કહેવાય છે. આ અવસર્પિણીની શરૂઆત કુદરતની પૂર્ણ મહેર અને જગતમાં જીવવા કોઇપણ જાતની માથાકુટ કે કલેશ કરવો ન પડે તેવા પહેલા આરાથી થાય છે. આનો કાળ ચાર કોડાકોડી સાગરોપમ છે. પહેલાં કરતાં ન્યૂન છતાં પણ માનવ જાતનું ચલણ પૂર્ણ ચાલુ રહે તે બીજો આરો છે. આનો કાળ ત્રણ કોડાકોડી સાગરોપમનો છે. ત્રીજા આરામાં માનવને કુદરતની મહેરની ઓછાસની જાંખી થાય છતાં ખાસ મુશ્કેલી ન પડે તે ત્રીજો આરો બે કોડાકોડી સાગરોપમનો છે. કુદરતની મહેર છતાં માનવ જાતને બધા જ પ્રયત્ન કરવા પડે તે ચોથો આરો. ૪૨૦૦૦ વર્ષ ન્યૂન એક કોડાકોડી સાગરોપમનો છે. જેમાં કુદરતની ઘણીવાર કફા મરજી થાય તેવા અનેક ઉપદ્રવ યુક્ત ૨૧૦૦૦ હજાર વર્ષના પ્રમાણવાળો પાંચમો આરો જીવન

જીવવામાં ખૂબ કઠિન છે. અને સુખનો છાંટો પણ જેમાં ન હોય તેવો ભયંકર મહા દુ:ખમય છઠ્ઠો આરો પણ ૨૧૦૦૦ વર્ષનો છે. ત્યારબાદ ઉત્સર્પિણીની શરૂઆત થાય છે તેનો ક્રમ ઉલટો હોવાથી તેમાં અવસર્પિણીના છઠ્ઠા આરાની માફક તેનો પહેલો આરો વિગેરે હોય છે. રાત અને દીવસ એક સરખા પસાર થવા છતાં જગત્‌માં થનારા પરાવર્તનો અને અનુભાવને લઈને આ આરા—કાળ વિભાગની વ્યવસ્થા છે.

**સાત કુલકરો તથા લોક વ્યવસ્થા રૂપ—હાકારાદિ ત્રણ નીતિનું વર્ણન:**

આ વિમળવાહન અવસર્પિણીના ત્રીજા આરામાં પલ્યોપમનો આઠમો ભાગ બાકી હતો ત્યારે થયા. અને ત્યારબાદ કેટલોક સમય ગયા પછી કલ્પવૃક્ષોનો પ્રભાવ મંદ પડયો અને સ્વભાવનું પરિવર્તન થવા લાગ્યુ. (આ કલ્પવૃક્ષ પૃથ્વીકાયના છે. અને ઋષિ દત્ત ચરિત્ર ગ્રંથમાં કલ્પવૃક્ષનું વાવવાનું જણાવ્યુ છે. તેથી વનસ્પતિકાયનાં છે તેમ જણાવ્યુ છે પરંતુ પૂર્વાસ્નાયથી તે વાત બંધ બેસતી નથી. આથી કલ્પવૃક્ષોની આ મંદતાને લઈ યુગલિકોને કલ્પવૃક્ષો ઉપર વિશેષ મમતા જાગી. એક યુગલિઆએ સ્વીકારેલ કલ્પ વૃક્ષને બીજો યુગલિક આશ્રય કરે તો પ્રથમ સ્વીકાર કરનારને તેમાં પોતાનો મોટો પરાભવ જણાવા લાગ્યો. આ બધી ફરીયાદ શ્રેષ્ઠ ગણાતા વિમળવાહન પાસે પહોંચી. વિમળવાહને કલ્પવૃક્ષો વ્હેંચી આપ્યાં. અને જો કોઈ પોતાને વ્હેંચી આપેલ ભાગને છોડી બીજાના ભાગને ઈચ્છે તો તેને શિક્ષા કરવા માટે 'હાકાર' નીતિ પ્રગટ કરી યુગલિઆઓ માનતા કે 'લાકડીથી કોઇનો માર સહન કરવો સારો પણ 'હાકાર' શબ્દ વડે તિરસ્કાર પામવો સારો નહિ' જ્યારે છ માસ આયુષ્યના બાકી રહ્યા ત્યારે વિમળવાહનની નવસો ધનુષ્ય ઉંચાઇવાળી પત્ની ચંદ્રયશાએ એક યુગલિકનો જન્મ આપ્યો. આ યુગલિકનું નામ ૨ **ચક્ષુષ્માન** અને **ચંદ્રકાંતા** પાડવામાં આવ્યું. તે યુગલનું શરીર આઠસો ધનુષ્ય ઉંચું, શ્યામ વર્ણવાળું, પ્રથમ સંઘયણ અને પ્રથમ સંસ્થાનવાળું હતું. છ માસ બાદ વિમળવાહન મરી સુવર્ણકુમારમાં અને ચંદ્રયશા મરી નાગકુમારમાં ઉત્પન્ન થઈ.

ચક્ષુષ્માન અને ચંદ્રકાન્તાના કાળમાં હાકાર નીતિજ રહી. અંત સમય નજીક આવ્યો ત્યારે ચંદ્રકાન્તાએ સાડા સાતસો ધનુષ્યની ઉંચાઇવાળા પોતાના સમાન વર્ણવાળા ૩ **યશસ્વી** અને **સુરૂપા** નામના યુગલનો જન્મ આપ્યો. યશસ્વીના વખતમાં 'હાકાર' નીતિ ઉપરાંત 'માકાર' નીતિ પ્રવર્તી. અંતે સમયે સુરૂપાયે સાડા છસેં ધનુષ્યની ઉંચાઇવાળા ૪ **અભિચંદ્ર** અને **પ્રતિરૂપા** યુગલનો જન્મ આપ્યો. અભિચંદ્ર વર્ણે ઉજ્જવળ હતો અને પ્રતિરૂપા પ્રિયંગુ વર્ણ સદશ વર્ણવાળી હતી. આ યુગલિક પણ 'હાકાર' 'માકાર' બે નીતિવડે શાસન કરતા હતા. અંત સમયે પ્રતિરૂપાએ શ્યામકાંતિવાળા, અને છસેં ધનુષ્યની ઉંચાઇવાળા ૫ **પ્રસેનજિત** અને **ચક્ષુકાંતા** યુગલનો જન્મ આપ્યો. પ્રસેનજિતે પોતાના સમયમાં જે 'હાકાર' 'માકાર' નીતિથી ન માને તેને માટે તેણે 'ધિક્કાર' નીતિનો ઉપયોગ શરૂ કર્યો. આ પછી છેલ્લે કાળે

ચક્ષુષ્કાંતાએ સાડાપાંચસેં ધનુષ્યની ઉંચાઈવાળા ૬ મરૂદેવ અને શ્રીકાંતા યુગલનો જન્મ આપ્યો. મરૂદેવનો વર્ણ સુવર્ણકાંતિસમાન હતો અને શ્રીકાંતાનો વર્ણ પ્રિયંગુના વર્ણ સમાન હતો. મરૂદેવ ત્રણે નીતિથી પોતાનું અનુશાસન કરતા હતા. અંતસમયે શ્રીકાંતાએ પાંચસેં ધનુષ્યના પ્રમાણવાળા નાભિ અને મરૂદેવા યુગલનો જન્મ આપ્યો. નાભિ સુવર્ણકાંતિવાળા હતા અને મરૂદેવા પ્રિયંગુલતાના વર્ણ જેવી કાંતિવાળી હતી. અને આ પ્રમાણે નાભિરાજા સાતમા કુલકર થયા. આ રીતે પહેલા બે કુલકરના વારામાં 'હાકાર', ત્રીજા ચોથાના વારામાં થોડા અપરાધમાં 'હાકાર' અને વધુ અપરાધમાં 'માકાર'. પાંચમા છઠ્ઠા અને સાતમાના વારામાં થોડા અપરાધમાં 'હાકાર' મધ્યમમાં 'માકાર' અને વધુમાં 'ધિક્કાર' નીતિ પ્રવર્તી. આ સર્વે કુલકરોનુ સંઘયણ અને સંસ્થાન પ્રથમ હતું અને કુલકરસ્ત્રીઓનો વર્ણ પ્રિયંગુવર્ણ જેવો હતો.

---

## [ ૨ ]
## ઋષભદેવ ભગવાનનો જન્મ

**સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવી પ્રભુનું મરૂદેવા માતાની કુક્ષિમાં ઉત્પન્ન થવું અને માતાને તેજ રાત્રિએ ચૌદ સ્વપ્નનું દર્શન.**

ત્રીજા આરામાં ચોરાશીલાખ પૂર્વ, ત્રણવર્ષ અને સાડાઆઠ મહિના બાકી રહ્યા ત્યારે અષાડ વદી ૧૩ના દીવસે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો તે વખતે વજ્રનાભ ચક્રવર્તિનો જીવ સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીસ સાગરોપમનું આયુષ્ય ભોગવી નાભિકુળકરની સ્ત્રી મરૂદેવાની કુક્ષિને વિષે ત્રણજ્ઞાનસહિત ઉત્પન્ન થયો. આ વખતે ચૌદે રાજલોકમાં ઉજવાળું થયું. નારકીથી માંડીને સર્વજીવોએ તે સમયે એકાએક સુખ અનુભવ્યુ. કુદરતના વાતાવરણમાં એકાએક પલટો આવ્યો અને સર્વત્ર પ્રસન્નતા દેખાઈ. મરૂદેવામાતાએ જ્યારે ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારે ચૌદ સ્વપ્નાં જોયાં. પહેલે સ્વપ્ને ઉજળો, પુષ્ટ સ્કંધવાળો, દીર્ઘ પુચ્છવાળો અને સુવર્ણની ઘુઘરમાળવાળો વૃષભ જોયો. બીજે સ્વપ્ને શ્વેત, ઉંચો, મદથી ઝરતો, કૈલાસ પર્વત જેવો અને ચાર દાંતવાળો હસ્તિ જોયો. ત્રીજે સ્વપ્ને પીળા નેત્રવાળો, મોટી જીભવાળો, ચપળ કેશવાળો અને પુછડાને ઉલાળતો કેશરીસિંહ દીઠો. ચોથે સ્વપ્ને પદ્મ જેવા લોચનવાળી અને હાથીઓએ સુંઢોથી ઉપાડેલા પૂર્ણકુંભોથી શોભતી લક્ષ્મીદેવી દીઠી. પાંચમે સ્વપ્ને નાના પ્રકારના દેવવૃક્ષોના પુષ્પથી ગુંથેલી સુંદર લાંબી ફુલની માળા દીઠી. છઠ્ઠે સ્વપ્ને કાન્તિના સમુહથી દિશાઓને પ્રકાશ કરનારૂં ચંદ્રમંડળ દીઠું. સાતમા સ્વપ્ને સર્વ અંધકારનો નાશ કરનાર અને વિસ્તાર પામતી કાન્તિવાળો સૂર્ય જોયો. આઠમા સ્વપ્ને ચલાયમાન એવી પતાકાવડે શોભતો મહાધ્વજ દીઠો. નવમા સ્વપ્ને જળથી ભરેલો સુવર્ણનો કળશ દીઠો. દશમા સ્વપ્ને અનેક કમળોથી શોભતું પદ્મ સરોવર દીઠું. અગીયારમા સ્વપ્ને ઉંચા તરંગોના સમુહથી ચિત્તને આનંદ કરનાર ક્ષીરસમુદ્ર દીઠો. બારમા સ્વપ્ને ઘણી કાન્તિવાળું વિમાન દીઠું. તેરમા સ્વપ્ને

નિર્મળ કાન્તિના સમુહવાળો રત્નનો ઢગલો આકાશમાં રહેલો દીઠો. અને ચૌદમા સ્વપ્ને ધૂમાડા વિનાનો અગ્નિ મુખમાં પ્રવેશ કરતો દીઠો.

**ચૌદે સ્વપ્નના ફળનું કહેવું.**

આવી રીતે ચૌદ સ્વપ્ન જોઇ મરૂદેવા માતા જાગ્રત્ થયાં. અને તેમણે સર્વ વૃત્તાંત નાભિ રાજાને કહી સંભળાવ્યો. નાભિ રાજાએ સ્વપ્નનો વિચાર કરી કહ્યું કે, 'તમને ઉત્તમ કુલકર પુત્ર થશે.' કારણકે તે સમયે નાભિકુલકર આગળ મોટામાં મોટું સ્થાન મનુષ્યલોકમાં કુલકર હતું. તે વખતે ઇન્દ્રનાં આસનો કંપાયમાન થયાં. એટલે તેઓને ઉપયોગ દેતાં ભગવાનના ચ્યવનની ખબર પડી અને તત્કાળ સર્વ ઇંદ્રો એકઠા થઈ ભગવાનની માતાને સ્વપ્નના અર્થ કહેવા માટે ત્યાં આવ્યા. પછી એ હાથ જોડી વિનયપૂર્વક તેમને રાત્રિએ આવેલ સ્વપ્નના અર્થ કહેવા લાગ્યા.

"હે સ્વામિનિ! તમે પહેલા સ્વપ્ને વૃષભ જોયો તેથી તમારો પુત્ર મોહરૂપી કાદવમાં ખૂંચી ગયેલા ધર્મરૂપી રથનો ઉદ્ધાર કરવામાં સમર્થ થશે. હસ્તિના દર્શનથી તમારો પુત્ર ઘણા બળના એક સ્થાનરૂપ થશે. સિંહના દર્શનથી પુરૂષોમાં સિંહ જેવા પરાક્રમવાળો થશે. લક્ષ્મીદેવીના દર્શનથી તમારો પુત્ર ત્રૈલોકયની સામ્રાજ્ય લક્ષ્મીનો પ્રભુ થશે. પુષ્પમાળા જોઇ તેથી તમારા પુત્રની આજ્ઞા માળાની પેઠે આખું જગત્ મસ્તક ઉપર વહન કરશે. ચંદ્ર દીઠો તેથી મનોહર અને નેત્રને આનંદ આપનાર થશે. સૂર્ય દીઠો તેથી તમારો પુત્ર મોહરૂપી અંધકારનો નાશ કરી જગત્‌માં ઉદ્યોત કરનાર થશે. મહાધ્વજ દીઠો તેથી તમારો પુત્ર આપના વંશમાં મોટી પ્રતિષ્ઠાવાળો ધર્મધ્વજ થશે તેમ પૂર્ણકુંભ જોયો તેથી તમારો પુત્ર સર્વ અતિશયોને ધારણ કરનાર થશે. પદ્મસરોવર જોયુ તેથી સંસાર રૂપ અટવીમાં પડેલા મનુષ્યોના પાપરૂપ તાપને હરશે સમુદ્ર જોયો તેથી તમારો પુત્ર જેની સમીપે નહિં જઇ શકાય તેમની સમીપે પણ તમે અવશ્ય જવા યોગ્ય થશે. વિમાન જોયુ તેથી તમારા પુત્રની વૈમાનિક દેવો પણ સેવા કરશે. રત્નનો ઢગલો જોયો તેથી તમારો પુત્ર સર્વ ગુણરૂપ રત્નોની ખાણ તુલ્ય થશે અને મુખમાં પ્રવેશ કરતો અગ્નિ જોયો તેથી તમારો પુત્ર અન્ય તેજસ્વિઓના તેજને દુર કરનારો થશે. હે માતા! તમે ચૌદ સ્વપ્ન જોયાં તે એવું સૂચવે છે કે, તમારો પુત્ર ચૌદરાજ લોકનો સ્વામી થશે." આવી રીતે સ્વપ્નના અર્થ કહીને તેમજ મરૂદેવી માતાને પ્રણામ કરીને સર્વ ઇન્દ્રો પોતપોતાના સ્થાનકે ગયા.

**ચોસઠ દિક્કુમારિકાઓનું આગમન:**

હવે મરૂદેવી માતા સૂર્યથી જેમ મેઘમાળા શોભે, મુક્તાફળથી જેમ છીપ શોભે, અને સિંહથી જેમ પર્વતની ગુફા શોભે તેમ શોભવા લાગ્યાં. ગર્ભના પ્રભાવથી તેમનું લાવણ્ય વિશેષ વૃદ્ધિ પામવા લાગ્યું. એ પ્રમાણે નવ માસ અને સાડા આઠ દીવસ થયા

પછી ચૈત્ર માસની કૃષ્ણપક્ષની અષ્ટમીના દિવસે અર્ધરાત્રિએ સર્વ ગ્રહો ઉચ્ચસ્થાનમાં આવ્યા હતા અને ચંદ્રનો યોગ ઉત્તરાષાઢા નક્ષત્રમાં આવ્યો હતો તે વખતે મરૂદેવી માતાએ જરાયુ અને રૂધિર વગેરે કલંકથી રહિત યુગલધર્મિ પુત્રને સુખે કરી પ્રસવ આપ્યો. તે વખતે વિજળીના ચમકારાની પેઠે ત્રણ જગત્‌માં ઉદ્યોત થઈ રહ્યો. અને આકાશમાં દેવતાનાં દેવ દુંદુભિ વાગવા લાગ્યાં.

તે સમયે છપ્પન દિક્કુમારિકાઓએ આવી ભગવાનનાં જન્મનો મહોત્સવ શરૂ કર્યો. અધોલોકમાંથી ભોગંકરા. ભોગવતી, સુભોગા, ભોગમાલિની, સુવત્સા, વત્સમિત્રા, પુષ્પમાળા અને અનિંદિતા એ નામની આઠ દિક્કુમારિકાઓ ભગવાનના સુતિકા ગૃહ પાસે આવી તિર્થંકરની માતાને ત્રણ વાર પ્રદક્ષિણા કરી વંદના કરીને કહેવા લાગી કે 'હે માતા ! અમે આપને પ્રણામ કરીએ છીએ. અમે અધોલોકને વિષે રહેનારી આઠ દિક્કુમારીકાઓ છીએ. તિર્થંકરના જન્મને અવધિજ્ઞાનથી જાણી તેમના પ્રભાવથી તેમનો જન્મ મહિમા કરવા માટે અહિંયાં આવ્યાં છીએ. તેથી તમે અમારાથી જરા પણ ભય પામશો નહીં,' એમ કહી ઇશાન ભાગમાં જઈ તે દિક્કુમારીકાઓએ ત્યાં પૂર્વ દિશા તરફ મુખવાળું અને એક હજાર થાંભલાવાળું સુતિકાગૃહ રચ્યુ. પછી સંવર્ત્ત નામના વાયુથી સુતિકાગૃહની ચોતરફ એક યોજન સુધી કાંકરા અને કાંટા દુર કરી સંવર્ત વાયુથી સંહરી ભગવાનને પ્રણામ કરી ગીતગાતી તેમની નજીક ઉભી રહી. તેવી રીતે મેરૂ પર્વત ઉપર રહેનારી મેઘંકરા, મેઘવતી, સુમેઘા, મેઘમાલિની, તોયધારા, વિચિત્રા વારિષેણા અને બલાહિકા નામની આઠ ઉર્ધ્વ લોકવાસી દિક્કુમારીકાઓ ત્યાં આવી. તેમણે સુગંધિ જળની વૃષ્ટિ કરીને એક યોજન સુધી છંટકાવ કર્યો અને ઢીંચણ સુધી પચરંગી પુષ્પોથી પૃથ્વિને શોભિત કરી ઉચિતસ્થાને ઉભી રહી. પછી પૂર્વરૂચક પર્વત ઉપર રહેનારી નંદા નંદોત્તરા, આનંદા, નંદીવર્ધના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજિતા નામની આઠ દિક્કુમારીકાઓ ત્યાં આવી પોતાના હાથમાં દર્પણ રાખી માંગલિક ગીતગાતી પૂર્વ દિશામાં ઉભી રહી, તે પછી દક્ષિણ રૂચક પર્વતમાં રહેનારી સમાહારા, સુપ્રદત્તા સુપ્રબુદ્ધા, યશોધરા, લક્ષ્મીવતી, શેષવતી, ચિત્રગુપ્તા અને વસુંધરા નામની આઠ દિક્કુમારિકાઓ હાથમાં કળશ ધારણ કરી ગીત ગાતી દક્ષિણ દિશામાં ઉભી રહી. પશ્ચિમ રૂચક પર્વતમાં રહેનારી ઇલાદેવી, સુરાદેવી, પૃથ્વી, પદ્માવતી, એકનાસા, નવમિકા, ભદ્રા અને સીતા નામની આઠ દિક્કુમારીકાઓ હાથમાં પંખા ધારણ કરી. ગીત ગાતી પશ્ચિમ દિશામાં ઉભી રહી. ઉત્તરરૂચકની અલંબુશા, મિશ્રકેશી, પુંડરિકા, વારૂણી, હાસા, સર્વપ્રભા, શ્રી અને હ્રી આઠ દિક્કુમારીકાઓ હાથમાં ચામર લઈ ગીત ગાતી ઉત્તર દિશામાં ઉભી રહી. વિદિશિમાં રહેલા રૂચક પર્વતની ચિત્રા, ચિત્રકનકા સતેરા અને સૌદામિની નામની ચાર દિક્કુમારીઓ હાથમાં દીવા રાખી ઇશાન વિગેરે દિશાઓમાં ગીત ગાતી ઉભી રહી રૂચકદ્વીપથી રૂપા. રૂપાસિકા, સુરૂપા અને રૂપકાવતી નામની ચાર દિક્કુમારીકાઓએ આવી ભગવાનના નાભિ નાળને ચાર આંગળ રાખી છેદન કર્યું અને

એક ખાડો ખોદી તેમાં તે નાંખી ખાડાને રત્ન અને વજ્રથી પુરી દીધો અને તેના ઉપર દ્રોથી પીઠિકા બાંધી, પછી ભગવાનના જન્મગૃહને લગતાં પૂર્વ, દક્ષિણ અને ઉત્તર દિશામાં ત્રણ કદલીગૃહ કર્યાં. તે દરેક ગૃહમાં મોટા સિંહાસનોથી શોભાયમાન ચોક રચ્યા. પછી જિનેશ્વરને પોતાના હાથમાં લઇ જિનમાતાને ટેકો આપી દક્ષિણ દિશાના ચોકમાં લઇ ગઇ. ત્યાં બંનેને સિંહાસન ઉપર બેસારીને સુગંધિ લક્ષપાક તેલથી મર્દન કરવા લાગી. પછી દિવ્ય ઉદ્વર્ત્તન (પીઠી)થી તેમણે બંનેને ઉદ્વર્ત્તન કર્યું અને પૂર્વ દિશાના ચોકમાં લઇ જઈ સિંહાસન ઉપર બેસારી નિર્મળ જળથી બંનેને સ્નાન કરાવ્યુ. પછી સુગંધિ વસ્ત્રોથી અંગ લુછીને ગોશીર્ષ ચંદનના રસથી તેમને અર્ચિત કર્યાં અને આભરણો પહેરાવી ઉત્તરદિશાના ચોકમાં જઇ સિંહાસન ઉપર બેસાર્યાં. ત્યાં અરણીના બે કાષ્ટથી અગ્નિ ઉત્પન્ન કરી ગોશીર્ષ ચંદનના કાષ્ટથી હોમ કર્યો અને તેની ભસ્મની રક્ષાપોટલી કરી બંનેને હાથે બાંધી. જોકે ભગવાન મોટા પ્રભાવવાળા હતા તો પણ એ દિક્કુમારીકાઓનો એવો ભક્તિક્રમ છે. પછી 'તમે પર્વતના જેવા આયુષ્યવાળા થાઓ.' એવું પ્રભુના કાનમાં કહી પાષાણના બે ગોળા અફાળ્યા અને પ્રભુને તથા માતાને સુતિકાગૃહમાં શય્યા ઉપર સુવારી તેઓ માંગલિક ગીત ગાવા લાગી.

## જન્મ મહોત્સવમાટે સૌધર્મેન્દ્રનું આવાગમન અને પાંચ રૂપ કરી મેરૂ પર્વત ઉપર ભગવાનને લઇ જવું.

હવે તે સમયે સૌધર્મ દેવલોકના ઇન્દ્રનું આસન ચલાયમાન થવાથી અવધિજ્ઞાનવડે તેણે જોયું તો ઋષભ પ્રભુનો જન્મ તેના જાણવામાં આવ્યો.તત્કાળ સિંહાસન ઉપરથી ઉઠી સાત આઠ પગલાં પ્રભુનાં સામાં ચાલી ને પંચાંગ નમસ્કાર કરી નમુત્થુણં સ્તોત્રવડે ભગવાનની સ્તુતિ કરી. બધા દેવતાઓને ભગવાનના જન્મ સ્નાત્રના મહોત્સવ માટે બોલાવવાની પોતાના નૈગમિષિ નામના સેનાધિપતિ દેવને આજ્ઞા કરી. તે સેનાધિપતિએ એક યોજનના વિસ્તારવાળી સુઘોષા નામની ઘંટા ત્રણ વખત વગાડી. તેનો અવાજ થતાં બીજા સર્વ વિમાનોની ઘંટાઓનો અવાજ થવા લાગ્યો. અને તેથી બત્રીશ લાખ વિમાનોના દેવતાઓ સાવધાન થઇ ત્યાં આવ્યા. તેમને ઇન્દ્રના સેનાધિપતિએ કહ્યું કે 'હે દેવતાઓ ! ઇંદ્ર આજ્ઞા કરે છે કે દેવી વિગેરે સર્વ પરિવાર સહિત જંબુદ્વીપના દક્ષિણ ભરતની મધ્યમાં નાભિરાજાના કુળને વિષે આદિ તીર્થંકર ઉત્પન્ન થયા છે માટે તેમના જન્મ કલ્યાણકનો મહોત્સવ કરવાને જવા સારૂં ચાલો.' તત્કાળ ઇન્દ્રનો હુકમ થતાં સર્વ દેવતાઓ ઘણા હર્ષથી તૈયાર થઇ ત્યાં આવ્યા. એટલે ઇન્દ્રે પાલક નામના આભિયોગિક દેવને એક અનુપમ વિમાન રચવાની આજ્ઞા કરી. તરતજ તે દેવે ૫૦૦ યોજન ઉંચું અને લાખ યોજનના વિસ્તારવાળું ઇચ્છાનુગામી વિમાન રચ્યું. તે વિમાનમાં ઇંદ્ર પોતાની આઠ પટરાણીઓ સહિત સિંહાસનને પ્રદક્ષિણા દેઇ પૂર્વ તરફના પગથીએથી સિંહાસન ઉપર ચઢયો અને પૂર્વાભિમુખ થઈને પોતાના આસન ઉપર બેઠો. વિમાનની આગળ પતાકાઓથી શોભતો અઢાર યોજન ઊંચો એક ઇંદ્રધ્વજ

ફરકી રહ્યો હતો. નદીઓના પ્રવાહથી વીંટાએલો જેમ સાગર શોભે તેમ સામાનિક વિગેરે કરોડો દેવતાઓથી વીંટાએલો ઇંદ્ર શોભવા લાગ્યો. દુંદુભિના અવાજેથી અને ગંધર્વોના તથા નાટકના વાજીંત્રોના અવાજથી ગર્જનાવાળું તે વિમાન બીજા વિમાનો સાથે ઇંદ્રની ઇચ્છાથી સૌધર્મ દેવલોકના મધ્યમાં થઈ ને વાયુવેગે ચાલ્યુ થોડીવારમાં અસંખ્ય દ્વીપ સમુદ્રને ઉલ્લંઘન કરીને નંદીશ્વર દ્વીપે આવ્યુ. તે દ્વીપના દક્ષિણ પૂર્વના મધ્ય ભાગમાં રતિકર પર્વતની ઉપર ઇંદ્રે તે વિમાનને સંક્ષિપ્ત કર્યું. ત્યાંથી આગળ કેટલાએક દ્વીપ સમુદ્રને ઉલ્લંઘી તે વિમાનોને અનુક્રમે તેથી પણ સંક્ષેપ કરતો ઇંદ્ર જંબુદ્વીપના દક્ષિણ ભરતમાં આદિ તીર્થંકરના જન્મ ભુવનને વિષે આવી પહોંચ્યો. ત્યાં તેણે તે વિમાનથી પ્રભુના સુતિકાગૃહની પ્રદક્ષિણા કરી ઈશાન ખુણામાં તે વિમાનને સ્થાપન કર્યું.. પછી વિમાનમાંથી ઉતરીને તે શકેંદ્ર પ્રભુની પાસે આવ્યો. અને માતા સહિત પ્રભુને પ્રદક્ષિણા કરીને ફરીથી પ્રણામ કરી મસ્તક ઉપર અંજલિ જોડી મરૂદેવા માતાને કહેવા લાગ્યો કે 'હે જગત્ માતા! રત્નરૂપ જગદીપક પુત્રને જન્મ આપનાર એવાં તમને હુ નમસ્કાર કરૂ છું. હે દેવિ! તમને ધન્ય છે. હું સૌધર્મ દેવલોકનો ઇંદ્ર છું તમારા પુત્ર અરિહંતનો જન્મોત્સવ કરવાને હું અહિં આવેલો છું. માટે તમારે ભય રાખવો નહિ.' એવી રીતે કહી મરૂદેવા માતાને અવસ્વાપિનીકા નામની નિદ્રા આપી પ્રભુનુ એક પ્રતિબિંબ કરીને તેમના પડખામાં મૂક્યું, અને પોતાનાં પાંચ રૂપ વિકુર્વી એકરૂપે ભગવંતની સમીપે આવી પ્રણામ કરી વિનયથી નમ્ર થઇ બોલ્યો કે 'હે ભગવન્! આજ્ઞા આપો.' એમ કહી ભગવાનને પોતાના બે હાથથી ગ્રહણ કર્યા. એક રૂપે ભગવાન્‌ને છત્ર ધર્યું. બે રૂપે સુંદર ચામરો ધારણ કર્યા અને એક રૂપે ભગવાન્‌ની આગળ વજ્ર ધારણ કર્યું. આકાશના જેવા નિર્મળ ચિત્તવાળો ઇંદ્ર આ રીતે દેવો સહિત પાંચ રૂપે આકાશ માર્ગે ચાલ્યો. અને મેરૂ પર્વત ઉપર ગયો. ત્યાં પાંડુક વનમાં દક્ષિણ ચૂલિકાની ઉપર અતિપાંડુકબલા નામની શિલાની ઉપર અર્હંત સ્નાત્રને યોગ્ય સિંહાસન ઉપર હર્ષ સહિત પ્રભુને પોતાના ખોળામાં લઇને બેઠો.

### ચોસઠે ઇન્દ્રોનું પોતાના પરિવાર સાથે ભગવાનના જન્મમહોત્સવમાં આવવું.

જે વખતે સૌધર્મેંદ્ર મેરૂ પર્વત ઉપર આવ્યો તેજ વખતે મહાઘોષા ઘંટાના નાદથી પ્રબોધિત થએલા અઠ્ઠાવીસ લાખ વિમાનવાસી દેવતાઓથી પરવરેલો ત્રિશુળધારી વૃષભના વાહનવાળો ઇશાન દેવલોકનો અધિપતિ પોતાના પુષ્પક નામના વિમાનમાં બેસી સૌધર્મેંદ્રની પેઠે ત્યાં આવ્યો. સનત્કુમાર ઇંદ્ર પણ બાર લાખ વિમાનવાસી દેવતાઓ લઇ સુમનસ નામના વિમાનમાં, મહેંદ્ર નામે ઇંદ્ર આઠ લાખ વિમાનવાસી દેવતાઓ સહિત શ્રીવત્સ નામના વિમાનમાં, બ્રહ્મેંદ્ર નામે ઇંદ્ર ચાર લાખ દેવતાઓ સહિત નંદાવર્ત નામના વિમાનમાં, લાંતક નામે ઇંદ્ર પચાસ હજાર દેવતાઓ સહિત કામગવ નામે વિમાનમાં, શુક્ર નામે ઇંદ્ર ચાલીસ હજાર દેવતાઓ સહિત પ્રીતિગમ નામે વિમાનમાં, સહસ્રાર નામે ઇંદ્ર છ હજાર દેવતાઓ સહિત પોતાના મનોરમ નામે વિમાનમાં, આનત

પ્રાણુત દેવલોકનો ઇંદ્ર ચારસેં દેવો સહિત વિમળ નામના વિમાનમાં, અને આરણ તથા અચ્યૂત દેવલોકનો ઇંદ્ર ત્રણસેં દેવતાઓ સહિત સર્વતોભદ્ર નામના વિમાનમાં બેસી ત્યાં આવ્યા. તેજ વખતે ભુવનપતિ અને વ્યંતરના ઇંદ્રોનાં આસન કંપાયમાન થયાં. તેમાંના ચમરેન્દ્રે અવધિજ્ઞાનથી ભગવાનનો જન્મ જાણી સર્વ દેવતાઓને જણાવવા માટે પોતાના દ્રુમ નામના સેનાધિપતિ પાસે ઓઘસ્વરા નામની ઘંટા વગડાવી. પછી પોતાના ચોસઠ હજાર સામાનિક દેવતાઓ, તેત્રીસ ગુરૂસ્થાનને યોગ્ય દેવો, ચાર લોકપાળ, પાંચ અગ્ર મહિષીઓ, અભ્યંતર મધ્ય અને બાહ્ય એ ત્રણ પર્ષદાના દેવો, સાત પ્રકારનું સૈન્ય, તેમ જ તેના સાત સેનાધિપતિઓ અને ચોસઠ હજાર આત્મરક્ષક દેવો તથા બીજા ઉત્તમ ઋદ્ધિવાળા અસુર કુમાર દેવોથી પરવરેલો તે આભિયોગિક દેવે તત્કાળ રચેલા પાંચશેં યોજન ઉંચા મોટા ધ્વજથી શોભિત અને પચાસ હજાર યોજન વિસ્તારવાળા વિમાનમાં બેસીને ભગવાનનો જન્મોત્સવ કરવાની ઇચ્છાથી તે ચમરેન્દ્ર પણ શક્રેન્દ્રની પેઠે મેરૂ પર્વત ઉપર આવ્યો. તેવી રીતે બલીંદ્ર પોતાની મહૌઘસ્વરા નામની ઘંટા પોતાના મહાદ્રુમ નામના સેનાપતિ પાસે વગડાવી સાઠ હજાર સામાનિક દેવતાઓ, તેનાથી ચારગણા અંગરક્ષક દેવતાઓ તથા બીજા ઘણા દેવતાઓ સહિત ચમરેંદ્રની પેઠે મેરૂ પર્વત ઉપર આવ્યો. તેવીજ રીતે નાગકુમાર દેવલોકનો ધરણેંદ્ર તથા ભુતાનંદ નામે નાગેંદ્ર, વિદ્યુત કુમારના ઇંદ્ર હરિ અને હરિસહ, સુવર્ણ કુમારના ઇંદ્ર વેણુદેવ અને વેણુદારી, અગ્નિકુમારના ઇંદ્રિ અગ્નિશિખ અને અગ્નિમાવણ, વાયુકુમારના ઇંદ્ર વેલંબ અને પ્રભંજન, સ્તનિત કુમારના ઇંદ્ર સુઘોષ અને મહાઘોષ, ઉદધિ કુમારના ઇંદ્ર જલકાંત અને જલપ્રભ, દ્વીપકુમારના ઇંદ્ર પૂર્ણ અને અવશિષ્ટ, દિશિકુમારના ઇંદ્રિ અમિત અને અમિતવાહન એ રીતે દશ ભુવનપતિના વીશ ઇંદ્રો ત્યા આવ્યા. તથા વ્યંતરોમાં પિચાશના ઇન્દ્રકાળ અને મહા કાળ, ભૂતના ઇંદ્રિ સુરૂપ અને પ્રતિરૂપ, યક્ષના ઇંદ્રિ પૂર્ણભદ્ર અને માણિભદ્ર રાક્ષસના ઇંદ્રિ ભીમ મહાભીમ, કિન્નરોના ઇંદ્રિ કિન્નર અને કિંપુરૂષ, કિંપુરૂષના ઇંદ્ર સત્પુરૂષ અને માહાપુરૂષ, મહોરગના ઇંદ્ર અતિકાય અને મહાકાય, ગંધર્વના ઇંદ્ર ગીતરતિ અને ગીતયશ, એમ આઠ વ્યંતર નિકાયના સોળ ઇંદ્રો તથા અણુપન્ની નામે વ્યંતર નિકાયના ઇંદ્ર સંનિહિત અને સામાન, પણુપન્નીના ઇંદ્રિ ધાતા અને વિધાતા, ઋષિવાદિતના ઇંદ્રિ ઋષિ અને ઋષિપાલ, ભુતવાદિતના ઇંદ્ર ઇશ્વર અને મહેશ્વર, કંદિતના ઇંદ્રિ સુવત્સ અને વિશાલ, મહાકંદિતના ઇંદ્ર હાસ અને હાસરતિ, કુષ્માંડના ઇંદ્ર શ્વેત અને મહાશ્વેત, પાવકના ઇંદ્રિ પવક અને પવકપતિ, રીતે સોળ ઇંદ્ર વાણ વ્યંતરના તથા જ્યોતિષીના અસંખ્યાતા સૂર્ય અને ચંદ્ર એ બે નામના ઇંદ્રો એમ કુલ ચોસઠ ઇંદ્રો એકી સાથે મેરૂપર્વત ઉપર આવ્યા.

પછી અચ્યૂત ઇંદ્રના હૂકમથી આભિયોગિક દેવતાઓએ એક હજારને આઠ આઠ જાતના સુંદર કળશો બનાવ્યા. અને તેટલીજ સંખ્યાની સુવર્ણાદિ વસ્તુઓની ઝારીયો, દર્પણ,

રત્નના કરંડિયા, દાબડા, થાળ, પત્રિકા અને ફુલની ચંગેરીઓ એ સર્વ તત્કાળ ત્યાં લાવ્યા. તેમજ સર્વ ક્ષેત્રોમાંથી, જળ પુષ્પો અને સુગંધિ વસ્તુઓ ગ્રહણ કરી મેરૂ પર્વત ઉપર લાવ્યા.

## દેવોએ કરેલ ભગવાનની સ્નાત્ર પૂજા.

ત્યારબાદ અચ્યૂત દેવલોકના ઈંદ્રે ઉત્તરાસંગ કરી પારીજાત–કલ્પવૃક્ષ વિગેરેના ફુલોની કુસુમાંજલિ ગ્રહણ કરી સુગંધિ ધૂપના ધૂમ્રથી ધૂપિત કરી પ્રભુની પાસે તે કુસુમાંજલિ મુકી. એટલે દેવતાઓએ પુષ્પમાળાઓથી અર્ચિત કરેલા સુગંધિ જળના કળશો ત્યા લાવીને મુકયા. તે કળશો લઇ અચ્યૂત ઇન્દ્રે ભગવાનને સ્નાન કરાવવાનો આરંભ કર્યો. તે વખતે દેવતાઓ દુંદુભિના નાદ કરવા લાગ્યા. અને 'હે જગન્નાથ ! હે કૃપાસાગર ! તમે જય પામો. તમે આનંદ પામો' એમ ચારણ મુનિઓ બોલવા લાગ્યા. અને અનેક રાગરાગણીથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. આ રીતે અચ્યૂત ઇન્દ્ર અત્યંત ભક્તિપૂર્વક ભગવાનને કુંભોના જળથી સ્નાન કરાવતો હતો. તે વખતે આભિયોગિક દેવતાઓ તે કુંભોને બીજા કુંભોના જળથી પૂરતા હતા. એમ વારંવાર ખાલી થતા અને ભરાતા કુંભોથી અચ્યૂત ઇંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યુ, પછી દિવ્ય વસ્ત્રવડે પ્રભુના અંગને લૂછયુ. તે સાથે પોતાના આત્માને પણ ઇન્દ્રે પવિત્ર કર્યો. તે સ્નાત્રના જળમાંથી કેટલુક દેવતાઓ પોતાના મસ્તક પર સીંચન કરવા લાગ્યા અને બાકીનું પાંડુક, સુમનસ, નંદન તથા ભદ્રશાલ વન–ઉધાનમાં નદીઓ પેઠે પ્રવાહ થઇ વહેવા લાગ્યુ. પછી ગોશીર્ષ ચંદનના રસથી પ્રભુના અંગ ઉપર વિલેપન કર્યું. તે વખતે કેટલાક દેવતાઓ ઉત્તરાસણ ધારણ કરીને ધૂપધાણા હાથમાં રાખીને ઉભા રહ્યા. કેટલાક છત્ર ધારણ કરવા લાગ્યા. કેટલાક ચામર વિંઝવા લાગ્યા. કેટલાક મણી અને સુવર્ણમય પંખાવડે પવન નાંખવા લાગ્યા. કેટલાક દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. કેટલાક સુવર્ણની વૃષ્ટિ કરવા લાગ્યા. અને કેટલાક મધુર સ્વરથી ભગવાનનું સ્તવન કરવા લાગ્યા. કેટલાએક નાચવા લાગ્યા. તો કોઇ કુદવા લાગ્યા. એવી રીતે અનેક પ્રકારથી દેવતાઓ પોતાનો હર્ષ પ્રદર્શિત કરી રહ્યા, તે વખતે અચ્યૂત ઇન્દ્રે પ્રભુને વિલેપન કર્યું. ત્યાર પછી બીજા બાસઠ ઇન્દ્રોએ પણ તેવી જ રીતે ભગવાનતી સ્નાત્ર અને વિલેપનથી પૂજા કરી. પછી સૌધર્મઇન્દ્રની પેઠે ઈશાન ઇન્દ્રે પોતાનાં પાંચ રૂપ કર્યાં. તેમાંના એક રૂપે ભગવાનને ખોળામા ગ્રહણ કર્યા. એકરૂપથી છત્ર ધારણ કર્યું, બે રૂપે બે બાજુએ પ્રભુ ઉપર ચામર વિંઝવા લાગ્યો. અને એક રૂપે હાથમાં ત્રિશુળ રાખી પ્રભુની આગળ ઉભો રહ્યો. પછી સૌધર્મેંદ્રે પ્રભુની ચારે દિશાએ ચાર સ્ફાટિક મણિના ઉંચા વૃષભ બનાવ્યા. તેમના શૃંગમાંથી જળની ધારાઓ ચાલવા લાગી. તે જળની ધારાઓ ઉંચે જઈ ભેગી થઇને પ્રભુ ઉપર પડવા લાગી. તે વડે શક્રેંદ્રે પ્રભુને સ્નાન કરાવ્યુ. પછી ઇન્દ્રે વૃષભોને સંહરી લીધા. પ્રભુના શરીરને દેવદુષ્ય વસ્ત્રથી લુછયુ. અને ઉત્તમ અંગ રાગથી વિલેપન કર્યું અને દિવ્ય વસ્ત્રોથી પૂજા કરી પ્રભુના મસ્તક ઉપર જગતના

મુખ્યપણાના ચિન્હરૂપ વજ્ર માણેકનો સુંદર મુગટ, કાનને વિષે કુંડળો, કંઠને વિષે દિવ્ય મોતીની માળા, હાથને વિષે બે બાજુબંધ, કાંડાને વિષે કંકણ, કમરને વિષે સોનાનો કંદોરો, તથા ચરણને વિષે સોનાનાં માણિક્યમય તોડા વિગેરે આભૂષણોથી પ્રભુને અલંકૃત કર્યા. પછી તે અતિ ભક્તિવાળા ઇન્દ્રે પારિજાતનાં ફુલોની માળા પહેરાવી. પછી પ્રભુની સન્મુખ ઉભા રહી જરા પાછા ખસી ત્રણવાર આરતી ઉતારી શક્રસ્તવવડે વંદન કરી પ્રભુની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

"હે જગત્પતિ! ત્રણ લોકને વિષે સૂર્ય સમાન એવા હે પ્રભુ! હું તમને નમસ્કાર કરૂં છું. હે પ્રભુ! આપના જન્મ મુહૂર્તને પણ હું વંદન કરૂ છું. હે નાથ! તમારા જન્માભિષેકના જળથી આ રત્નપ્રભા પૃથ્વી પવિત્ર થઈ છે. હે પ્રભુ! જે મનુષ્યો તમારૂ હંમેશાં દર્શન કરશે તેઓને ધન્ય છે. અમે તો અવસરેજ આપવાનું દર્શન કરનારા છીએ. હે સ્વામી! ભરતક્ષેત્રના પ્રાણીઓનો મોક્ષમાર્ગ બંધ થઇ ગએલો છે. તેને આપ ઉઘાડો કરશો. હે પ્રભુ! તમારા દર્શનથી પ્રાણીઓનું શ્રેય થાય છે. હે પ્રભુ! તમોને કોઈની ઉપમા આપી શકાય તેમ નથી. એટલે અમે આપની વધારે સ્તુતિ કેવી રીતે કરીએ. હે પ્રભુ! તમારા અલ્પ ગુણોનુ વર્ણન કરવાને પણ હું શક્તિવાન નથી, તો સ્વયંભુરમણ સમુદ્રના જળસમાન તમારા બધા અગાધ ગુણોને કેવી રીતે વર્ણવી શકું!"

**મેરૂ ઉપરની સ્નાત્રવિધિ બાદ ઈન્દ્રે ભગવાનને માતા આગળ મુકયા અને તેમની રક્ષાની ઉદ્‌ઘોષણા કરી.**

આ પ્રમાણે ભગવાનની ઘણા હર્ષસહિત સ્તુતિ કરી પાંચ રૂપ કરી સૌધર્મેન્દ્ર આકાશ માર્ગે ચાલી મરૂદેવા માતાના મંદિર પ્રત્યે આવ્યો તેણે પ્રથમ મુકેલુ તીર્થંકરનું પ્રતિબિંબ લઇને તે સ્થાનકે માતાની પાસે પ્રભુને મુકયા. અને મરૂદેવા માતાની અવસ્વાપિની નિદ્રા દુર કરી. પછી દિવ્ય અને રેશમી વસ્ત્ર યુગલ અને રત્નમય કુંડલ પ્રભુના ઓશીકે મુકયાં અને એક રત્નજડિત સોનાનો ગેડી-દડો ત્યાં મુકયો. પછી ઈન્દ્રે કુબેરને આજ્ઞા કરી કે, બત્રીશ કોટી હિરણ્ય, તેટલુંજ સુવર્ણ, બત્રીશ બત્રીશ નંદાસન, ભદ્રાસન તથા બીજાં અતિ મનોહર વસ્ત્ર વિગેરે સંસારિક સુખને આપનારી વસ્તુઓ લાવીને પ્રભુના ભવનમાં મૂકો. કુબેરે તરતજ તે પ્રમાણે જૃંભકનામના દેવતા પાસે સર્વ વસ્તુઓ મુકાવી. પછી ઇંદ્રે આભિયોગિક દેવતાઓને આજ્ઞા કરી કે તમે ચારે નિકાયના દેવોમાં ઉદ્‌ઘોષણા કરો કે 'અર્હંતનું અને તેમની માતાનું જે કોઇ અશુભ ચિંતવશે તેનું મસ્તક *અર્જક મંજરીની પેઠે સાત પ્રકારે ભેદાશે.' પછી તે આભિયોગિક દેવતાઓએ ઇદ્રના કહેવા પ્રમાણે ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, અને વૈમાનિક દેવતાઓને વિષે તે પ્રમાણે ઉદ્‌ઘોષણા કરી. પછી ઇન્દ્રે ભગવાનના અંગુઠામાં અમૃતનો સંચાર કર્યો. કારણ કે અર્હંતો સ્તનપાન

*અર્જકમંજરી-એક જાતના વૃક્ષની માંજર છે ને જ્યારે પાકીને ફુટે છે ત્યારે તેના ટકડા થાય છે.

કરતા નથી તેથી જ્યારે તેમને ભુખ લાગે ત્યારે મુખમાં અંગુઠો રાખીને ચૂસે છે. પછી છેવટે ઇન્દ્રે પ્રભુનું સર્વ પ્રકારનું ધાત્રી કર્મ કરવાને પાંચ અપ્સરાઓને ત્યાં રહેવા આજ્ઞા કરી.

જિન સ્નાત્ર થઇ રહ્યા પછી ઇન્દ્ર ભગવંતને મુકવા આવ્યા તે સમયે ઘણા દેવતાઓ મેરૂ શિખરથી પરભારા નંદીશ્વર દ્વીપે ગયા. અને ત્યાં તેમણે જુદા જુદા અંજનગિરિ પર્વતોમાં શાશ્વતી પ્રતિમાઓનો ઉત્સવ કર્યો. ઇંદ્ર ભગવાનના ગૃહથી નંદીશ્વરદ્વીપે ગયો. ત્યાર પછી સર્વ દેવતાઓ જેમ આવ્યા હતા તેમ પોતપોતાના સ્થાનકે ગયા.

(૩)

# બાલ્યકાળ અને ગૃહસ્થાશ્રમ

## ભગવાનના વંશ અને ગોત્રનું સ્થાપન.

હવે અહીં મરૂદેવા માતા પ્રભાતકાળે જાગ્યાં એટલે તેમણે દેવતાઓના આવાગમન સંબંધી રાત્રિનું વૃતાંત નાભિરાજાને કહ્યું. પ્રભુના ઉરૂને વિષે ઋષભનું ચિન્હ હતું તેમજ માતાએ સર્વ સ્વપ્નોમાં પ્રથમ ઋષભ જોયો હતો તેથી ઋષભ એવું નામ પાડયું. તે સાથે યુગ્મધર્મે પ્રસવેલી કન્યાનુ સુમંગલા એવુ નામ પાડયું. અનુક્રમે પ્રભુ પાંચ ધાવમાતાઓથી લાલન પાલન કરાતા એક વર્ષના થવા આવ્યા. એટલે પહેલા દેવલોકનો ઇન્દ્ર વંશ સ્થાપન

કે ને ત્યાં આવ્યો. તે વખતે તે પોતાની સાથે એક શેરડીનો સાઠો લેતો આવ્યો.
નાભિ
સાઠો લ ના ખોળામાં બેઠેલા પ્રભુએ અવધિજ્ઞાનથી ઇન્દ્રનો વિચાર જાણી લઈ તે શેરડીનો
તે ઇક્ષુદંડ હાથ લાંબો કર્યો. ઇન્દ્રે પણ પ્રભુનો ભાવ જાણી લઈ મસ્તકવડે પ્રણામ કરી
નામનો વંશ ધે. પ્રભુને આપ્યો. તે "ઇક્ષુ" પ્રભુએ ગ્રહણ કરી તેથી તેમનો ઈક્ષ્વાકુ
કલ્પવૃક્ષના ફળ શ્યપગોત્ર સ્થાપન કરી ઇન્દ્ર પોતાના સ્થાનકે ગયો.
બાલપણુની અવક્ષીર સમુદ્રના પાણીને ભગવાન વાપરતા હતા.
રાંધેલા અન્નનું ભોજન કરે ૧ત થયા પછી બીજી અવસ્થાને પ્રાપ્ત થએલા તીર્થંકરો
દેવતાઓએ લાવેલા કલ્પવૃક્ષના નાભિનંદન ઋષભદેવ ભગવાન્ તો ઉત્તર કુરૂક્ષેત્રથી
કરતા હતા. આ રીતે અનુક્રમે બા ગતા હતા, અને ક્ષીર સમુદ્રના જળનું પાન
સુનંદાની ઋષભ પત્ની તરીકે ઘંધન કરી પ્રભુ યૌવનાવસ્થાને પ્રાપ્ત થયા.
એક દિવસ બાળપણને યોગ્ય પ.
તાડ વૃક્ષ નીચે ગયું તે વખતે કર્મયોગે
કોઇ યુગલિયાનું જોડું
પડયું. તેનો મસ્તક ઉપર પ્રહાર થતાં તેમાંનો બાકરતું મોટી ડું ફળ તેની ઉપર તુટી
તેના માતાપિતા ઘેર લઈ આવ્યા પછી તેને ઉછેરી કારપામ્યો અને બાળિકાને
પાડયું. કેટલેક દિવસે તેનાં માત પિતા મરણ પામ્યાં
પછી માત્ર થોડા દિવસ જીવે છે. તે પ્રમાણે માત પિતા મરણ્ંદા એવું તેનું નામ
બાલિકા વનમાં ભ્રમણ કરવા લાગી. તે જોઇ કેટલાક યુગલિયાઓ અપત્ય થયા
પડેલી તે
ગા

લાવી સર્વ હકીકત કહી. નાભિરાજાએ આ બાળિકા ઋષભની ધર્મપત્ની થાઓ એમ કહી તે બાળિકાને પોતાને ત્યાં રાખી.

### ભગવાનની સુનંદા અને સુમંગલાની સાથે ઈન્દ્રે કરેલ લગ્નવિધિ.

ત્યાર બાદ એકદા સૌધર્મેંદ્ર પ્રભુના વિવાહ સમયને અવધિજ્ઞાનથી જાણીને ત્યાં આવ્યા અને પ્રભુને વિનંતિ કરી કે હે સ્વામિ! ભુવનમાં ભૂષણરૂપ રૂપવતી અને આપને યોગ્ય એવી સુનંદા અને સુમંગળાને આપ પરણવાને યોગ્ય છો.' તે વખતે ઋષભદેવ સ્વામીએ અવધિજ્ઞાનવડે પોતાને ત્યાશી લાખ પૂરવસુધી ભોગવવાનું દૃઢ ભોગ કર્મ છે. અને તે અવશ્ય ભોગવવુંજ પડશે, એમ જાણી નીચું જોઇ રહ્યા. ઈન્દ્રે સ્વામીનો અભિપ્રાય જાણીને લગ્નનો આરંભ કર્યો. વરના પક્ષની સર્વવિધિમાં ઇન્દ્રે ભાગ લીધો અને વધૂ પક્ષની સર્વવિધિમાં દેવાંગનાઓએ ભાગ લીધો.

### પુત્ર પુત્રી આદિ પરિવારઃ—

સુનંદા અને સુમંગળાની સાથે પ્રભુને વિલાસ કરતાં જરા ન્યૂન છ લાખ પૂર્વ વીતી ગયાં. તે સમયમાં બાહુ અને પીઠના જીવ સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને સુમંગળાની કુક્ષિમાં યુગ્મરૂપે ઉત્પન્ન થયા. અને સુબાહુ તથા મહાપીઠના જીવ પણ તેજ સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને સુનંદાની કુક્ષિને વિષે યુગ્મરૂપે ઉત્પન્ન થયા. સુમંગળાએ ગર્ભ
વર્ણન
મહાત્મ્યને સુચવનારાં ચૌદ મહા સ્વપ્ન જોયાં. તે સ્વપ્નો પ્રભુ આગળ તેમણે
બ્રાહ્મી એ
કર્યાં. પ્રભુએ કહ્યું કે, 'તમારે ચક્રવર્તિ પુત્ર થશે.' અનુક્રમે સુમંગળાએ ભરત અને
મ આપ્યો.
એનાં જોડલાંનો જન્મ આપ્યો. અને સુનંદાએ બાહુબલિ અને સુંદરીયો.
ત્યાર પછી સુમંગળાને બીજા ઓગણપચાશ જોડલાં એટલે અઠ્ઠાણું

### રાજ્યકાળ-પ્રથમ રાજાઃ—

ઓમાં કષાય ઉત્પન્ન
ધીમે ધીમે કલ્પવૃક્ષનો પ્રભાવ ઓછો થવા લાગ્યો. ...રની નીતિનું ઉલ્લંઘન કરવા
થવા લાગ્યો. તેઓ હાકાર, માકાર અને ધિક્કાર એ ...ને સર્વ વૃત્તાંત પ્રભુને નિવેદન
લાગ્યા. ત્યારે યુગલીઆઓ એકઠા થઈ પ્રભુ પાસે ...ાડે છે તેને શિક્ષા કરનાર રાજાઓ
કર્યો. તે સાંભળી પ્રભુએ કહ્યું કે, લોકોમાં ...ેક કરવામાં આવે છે. વળી તે ચાર
છે. તેને પ્રથમ ઊંચા આસનપર બે... હોય છે. ત્યારે તે યુગલીઆઓએ કહ્યું
પ્રકારના સૈન્યવાળો અને અખંડિત... ...પની સમાન બીજો કોઇ અમારા જોવામાં
કે, 'હે પ્રભુ! તમે અમારા રા... ...ી કરી અમારા સ્વામી થાઓ.' ત્યારે ભગવાને
આવતો નથી. માટે અ... ...પાસે જઇ પ્રાર્થના કરો. તે તમને રાજા આપશે.'
કહ્યું કે, 'તે વાતની ત... નાભિકુળકરની પાસે જઇ યાચના કરી એટલે તેમણે કહ્યું
તે સાંભળી સઘળા... પછી સર્વ યુગલીયાઓ પ્રભુ પાસે કહેવા લાગ્યા કે
કે 'ઋષભ ત...

'નાભિકુલકરે તમોને જ અમારા રાજા ઠરાવ્યા છે.' એમ કહી સર્વ યુગલીઆઓ પ્રભુનો રાજ્યાભિષેક કરવા માટે જળ લેવા ગયા.' તે વખતે ઇન્દ્રનું આસન કંપ્યુ. એટલે ઇન્દ્ર પ્રભુનો રાજ્યાભિષેક જાણી ક્ષણવારમાં ત્યાં આવ્યો. ત્યાં સિંહાસન રચી તેણે રાજ્યાભિષેક કર્યો અને દીવ્ય વસ્ત્રો પહેરાવ્યાં અને અંગ ઉપર મુગુટ વિગેરે અલંકારો પહેરાવ્યા. એટલામાં યુગલીઆઓ કમળના પત્રમાં જળ લઇને આવ્યા. પ્રભુને ભૂષિત દેખી કયાં જળ નાંખવું તેના વિચારમાં પડયા, અને છેવટે ભગવાનના ચરણ આગળ જળ નાંખ્યું. આથી ઇન્દ્રે કહ્યું કે, આ લોકો ખરેખર વિનીત છે, એમ જાણી વિનીતાનગરી કરવાની કુબેરને આજ્ઞા કરી, અને કુબેરે બાર યોજન લાંબી અને નવ યોજન પોહોળી એવી વિનીતા નગરી બનાવી. આ નગરીનુ બીજું નામ અયોધ્યા આપ્યુ. કુબેરે તે નગરીને ધનધાન્યોથી ભરપૂર કરી. જન્મથી વીશ લક્ષ પૂર્વ ગયા ત્યારે પ્રભુ પ્રજાને પાળવા માટે તે નગરીના રાજા થયા. સર્વ રાજાઓમાં **પ્રથમ** રાજા એવા ઋષભ પ્રભુ પોતાના અપત્યની પેઠે પ્રજાને પાળવા લાગ્યા. તેમણે અસત્ પુરૂષોને શિક્ષા આપવાને માટે અને સતપુરૂષોને પાળવાને માટે ઉદ્યમ કરનારા એવા પોતાના મંત્રીઓ નિમ્યા. ઇન્દ્રના લોકપાળોની પેઠે મહારાજા ઋષભદેવે પોતાના રાજ્યમાં ચોરી વિગેરેથી રક્ષા કરવામાં દક્ષ આરક્ષકોની નિમણુક કરી. નવીન સામ્રાજ્યરૂપી મહેલના સ્થંભ સમાન બળવાન સેનાપતિઓને પ્રભુએ નિમ્યા. અને ગાય, બળદ, ઉંટ મહીષ, અને ખચ્ચર વિગેરે પશુઓ પણ ગ્રહણ કર્યાં.

## અગ્નિની ઉત્પત્તિ અને કુંભકાર આદિ કલાનું ભગવાને કરેલ પ્રવર્તન.

તે સમયે પુત્ર વિનાના વંશની પેઠે કલ્પવૃક્ષો વિચ્છેદ પામવાથી લોકો કંદમુળ અને ફલાદિક ખાવા લાગ્યા. તેમજ શાલ, ઘઊં, ચણા, અને મગ વિગેરે ઔષધિઓ પોતાની મેળેજ ઉગતી હતી તેને તેઓ કાચીને કાચી ખાતા હતા. તે કાચી ઔષધીનો આહાર તેમને જીર્ણ થયો નહિ એટલે તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી. પ્રભુએ કહ્યું કે 'તેને ચોળી ફોતરાં કાઢી નાંખીને ભક્ષણ કરો.' પાલક પ્રભુનો તેવો ઉપદેશ લઇ તેઓ તેમ કરવા લાગ્યા. તો પણ તેમને આહાર પાચન થયો નહીં. તેથી પુનઃ તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી. એટલે પ્રભુએ બતાવ્યુ કે, 'તેને હાથથી ઘસી જળમા પલાળી પછી પાંદડાના પડીઆમાં લઇને ખાઓ.' એવી રીતે કરવા છતાં પણ અજીર્ણની વેદના થવા લાગી. એટલે ફરી વિનંતિ કરવાથી જગત્પતિએ કહ્યું કે 'પૂર્વોક્ત વિધિ પ્રમાણે કર્યા પછી તે ઔષધિને મુષ્ટિમાં અથવા કાખમાં (ગરમી લાગે તેમ) રાખીને ભક્ષણ કરો' એટલે તમોને સુખ થશે.' આમ છતાં પણ અજીર્ણ થવા લાગ્યુ એટલે લોકો ઢીલા પડી ગયા. તેવામાં પરસ્પર વૃક્ષની શાખા ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થયો. અને તૃણ કાષ્ઠાદિક બળવા લાગ્યાં. યુગલિકોએ રત્નના ભ્રમથી તે અગ્નિને ગ્રહણ કરવાને હાથ લાંબા કર્યા. પણ ઉલટા તેઓ બળવા લાગ્યા. એટલે અગ્નિથી દગ્ધ થએલા તેઓ પ્રભુની પાસે આવી કહેવા લાગ્યા કે, 'વનમાં કોઇ નવીન વ્યંતર ઉત્પન્ન થયો છે.' સ્વામિએ કહ્યુ કે, 'સ્નિગ્ધ અને રૂક્ષ કાળનો દોષ થવાથી એ

અગ્નિ ઉત્પન્ન થયો છે. તમે તેની પાસે રહી તેની સમીપ ભાગમાં રહેલા તૃણાદિકને દુર કરો અને તેને ગ્રહણ કરો,' ત્યારપછી પૂર્વોકત વિધિ પ્રમાણે તૈયાર કરેલી ઔષધિને તેમાં નાંખી પકાવીને તેનું ભક્ષણ કરો. પછી તે લોકોએ તેમ કર્યું. એટલે અગ્નિએ તો તે સર્વ ઔષધિ બાળી નાંખી. તરતજ તેઓએ સ્વામી પાસે તે વૃત્તાંત નિવેદન કર્યો અને કહ્યું કે સ્વામિન્! તે અગ્નિ તો ભુખાળવો થઇ એકલોજ ખાઇ જાય છે. અમને કાંઇપણ પાછું આપતો નથી.' તે અવસરે પ્રભુ હાથી ઉપર બેઠેલા હતા. તેથી તરતજ યુગલિકો પાસે લીલો મૃત્તિકાનો પિંડ મંગાવ્યો અને તે પિંડને હસ્તીના કુંભ ઉપર હાથ મુકી પ્રભુએ હાથથી વિસ્તારીને હાથીના ગંડસ્થલવાળા આકારનું પાત્ર બનાવ્યુ. અને આથી શિલ્પોમાં પ્રથમ કુંભકારનું શિલ્પ પ્રગટ કર્યું. પછી તેઓને સ્વામીએ કહ્યું કે 'આવી રીતે બીજાં પાત્રો પણ બનાવો. અને તેને અગ્નિ ઉપર રાખી તેમાં ઔષધિને પકાવી પછી ભક્ષણ કરો.' તેઓએ સ્વામીની આજ્ઞા પ્રમાણે કર્યું. ત્યાંથી આરંભીને પ્રથમ કારીગર કુંભકાર થયા. લોકોને ઘર બનાવવા માટે પ્રભુએ વાર્ધકિ મકાન બાંધનારને બનાવ્યા. અર્થાત તે કળા શિખવીને તૈયાર કર્યા. મહાપુરૂષોની બનાવટો વિશ્વના સુખને માટે જ હોય છે. લોકોની વિચિત્ર ક્રીડાના હેતુથી ત્યારબાદ પ્રભુએ ચિત્રકાર, વસ્ત્ર બનાવવા સારૂ વણકરો, કેશ અને નખની વૃદ્ધિથી પીડિત થતા લોકોને માટે હજામ પણ બનાવ્યા. કેમકે તે વખતે સર્વ કલ્પવૃક્ષને ઠેકાણે પ્રભુ એકજ કલ્પવૃક્ષ હતા. તે પાચ શિલ્પો (કુંભકાર, ચિત્રકાર, વાર્ધકિ, વણકર, નાપિત ) દરેકના વીશ ભેદ થવાથી લોકોમાં સરિતાના પ્રવાહની પેઠે સો પ્રકારે પ્રવર્ત્યાં. અર્થાત્ સો શિલ્પો પ્રગટ થયાં. લોકોની જીવિકાને માટે તૃણહર, કાષ્ઠહર, કૃષિ અને વ્યાપાર વિગેરે કર્મો ભગવંતે ઉત્પન્ન કર્યાં. (આચાર્યના ઉપદેશથી જે કળા પ્રવર્તે તે શિલ્પ અને ઉપદેશ વિના પ્રવર્તે તેને કર્મ કહે છે. ) ભગવાને મોહોટા પુત્ર ભરતને બહોંતેર કળા શિખવી. અને ભરતે તે કળા પોતાના બીજા સહોદરોને તથા અન્ય પુત્રોને સમ્યક્ પ્રકારે શિખવી. કેમકે પાત્રને શિખવેલી વિદ્યા શત શાખાવાળી થાય તે સ્વાભાવિક છે. બાહુબલિને પ્રભુએ હસ્તિ, અશ્વ, સ્ત્રી અને પુરૂષના અનેક પ્રકારના ભેદવાળા લક્ષણોનું જ્ઞાન આપ્યુ. બ્રાહ્મીને જમણા હાથ વડે અઢાર લીપિઓ બતાવી અને સુંદરીને ડાબા હાથથી ગણિત બતાવ્યુ. વસ્તુઓનાં માન, ઉન્માન, અપમાન અને પ્રતિમાન પણ પ્રભુએ બતાવી લોકોને નિપુણ બનાવ્યા.

### લોકોના વિભાગોની રચના.

પ્રભુએ ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિય એવા ચાર ભેદથી લોકોની રચના કરી. ઉગ્રદંડના અધિકારી એવા આરક્ષક પુરૂષો તે ઉગ્રકુળવાળા, ઇન્દ્રને જેમ ત્રાયસ્ત્રિંશ દેવતાઓ તેમ પ્રભુના મંત્રિ વિગેરે તે ભોગકુળવાળા. પ્રભુની સમાન વયવાળા મિત્રો તે રાજન્યકુળવાળા અને બાકી અવશેષ રહેલા પુરૂષો તે ક્ષત્રિય થયા. એવી રીતે પ્રભુ નવીન સ્થિતિ રચીને રાજ્ય લક્ષ્મી ભોગવવા લાગ્યા શિક્ષા કરવા લાયક લોકોને તેઓના અપરાધ પ્રમાણે શિક્ષા કરવાનું નિર્માણ કર્યું, વરસાદ પણ ધાન્યની નિષ્પત્તિને માટે પોતાના

કાળને અનુસરીને વર્તતો હતો. પ્રભુએ સર્વલોકોને ત્યાજ્ય અને ગ્રાહ્યના વિવેકથી જાણીતા કર્યા. એવી રીતે ઋષભદેવે રાજ્યાભિષેક પછી પૃથ્વીને પાલન કરવામાં ત્રેસઠ લક્ષ પૂર્વ ઉલ્લંઘન કર્યાં.

## ભગવાન 'તીર્થપ્રવર્ત્તાવો'ની લોકાંતિક દેવોની વિજ્ઞપ્તિ.

છએ ઋતુઓના સુખપૂર્વક વૈભવ, રાજ્યઋદ્ધિ અને પુત્રપરિવારના આનંદથી ભગવાને ત્રેસઠ લાખ પૂર્વ ગૃહસ્થ અવસ્થામાં ગાળ્યા પછી તેમનુ ભોગાવળી કર્મ ક્ષીણ થયુ અને તે વખતે તેમને અવધિજ્ઞાનથી અનુત્તર વિમાનના સુખનું સ્મરણ થતાં મોહ બંધ ગળી ગયો. તેમનું હૃદય વૈરાગ્યરંગિત થયુ અને મોક્ષની સાધના માટે તત્પર બન્યુ. આજ વખતે નવલોકાંતિક દેવતાઓ પ્રભુના ચરણ સમીપે આવી વિનંતિ કરવા લાગ્યા કે 'હે પ્રભુ ! તમે જેમ લોકની આ સર્વ વ્યવસ્થા પ્રથમ પ્રવર્ત્તાવી તેમ હવે ધર્મ તીર્થને પ્રવર્ત્તાવો' આ પ્રમાણે દેવતાઓ પ્રભુને વિજ્ઞપ્તિ કરીને બ્રહ્મદેવલોકમાં પોતપોતાના સ્થાને ગયા. અને દીક્ષાની ઇચ્છાવાળા પ્રભુ પણ તત્કાળ નંદનોદ્યાનમાંથી પોતાના રાજ્ય મહેલ તરફ પાછા ફર્યા.

રવ ૧૫૦

## ભગવાને ભરતને રાજ્યગાદી ઉપર સ્થાપિત કર્યા અને બીજા પુત્રોને જુદા જુદા દેશ આપ્યા.

હવે પ્રભુએ તુરત જ પોતાના સામંત વિગેરેને તથા ભરત બાહુબલિ વિગેરે સર્વ પુત્રોને બોલાવ્યા અને ભરતને કહ્યુ કે 'હે પુત્ર ! તું આ રાજ્યને ગ્રહણ કર. આવો પ્રભુનો સિદ્ધાદેશ થતાં તેને ઉલ્લંઘન કરવાને અસમર્થ એવા ભરતે તે અંગીકાર કર્યો પછી ભરતે સ્વામીને પ્રણામ કરી સિંહાસન અલંકૃત કર્યું. દેવતાઓએ જેમ પ્રભુનો અભિષેક કર્યો હતો તેમ ભરતનો રાજ્યાભિષેક કર્યો. મોટા મહિમાના સ્થાનરૂપ તે નવા રાજાને પોતાના કલ્યાણની ઈચ્છાથી રાજમંડળ પ્રણામ કરવા લાગ્યું. અને તેની સેવામાં હાજર રહેવા લાગ્યું. પ્રભુએ બીજા બાહુબલિ વિગેરે નવ્વાણું પુત્રોને યોગ્યતા પ્રમાણે દેશ વહેંચી આપ્યા

## 'વરવરિકા'નું સાંવત્સરિક દાન

પછી પ્રભુએ મનુષ્યોને સાંવત્સરિક દાન આપવાનો આરંભ કર્યો. અને એવી ઉદ્‌ઘોષણા કરાવી કે, 'જે જેનો અર્થી હોય તેણે આવીને તે ગ્રહણ કરવુ.' સ્વામીએ દાન આપવું શરૂ કર્યું. તે વખતે ઈંદ્રે આદેશ કરવાથી કુબેરે સર્વ જગ્યાએથી દ્રવ્ય લાવીને વરસાદ જેમ પાણીને પૂરે તેમ પ્રભુના આવાસમાં દ્રવ્ય પુરવા માંડયુ. હમેશાં સૂર્યનો ઉદય થાય ત્યાંથી તે ભોજનના સમય સુધીમાં પ્રભુ એક કોટી અને આઠ લાખ સોનૈયાનુ દાન આપતા હતા. એ પ્રમાણે એક વર્ષમાં પ્રભુએ ત્રણસેં અઠયાશી ક્રોડ અને એંશી લાખ સુવર્ણનુ દાન કર્યું.

# (૪)
# દીક્ષા ગ્રહણ

## દીક્ષા મહોત્સવ.

વાર્ષિક દાનને અંતે પોતાનું આસન ચલિત થવાથી ઇન્દ્ર બીજા ભરતની પેઠે ભક્તિપૂર્વક ભગવંત પાસે આવ્યો. બીજા ઇન્દ્રોની સાથે રાજ્યાભિષેકની પેઠે તેણે જગત્પતિને દીક્ષા ઉત્સવ સંબંધી અભિષેક કર્યો. ભગવાને દિવ્ય અલંકાર તથા વસ્ત્રો ધારણ કર્યાં અને નાજુક વિમાન હોય તેવી સુદર્શના નામે એક શિબિકા ઇન્દ્રે પ્રભુને માટે તૈયાર કરી. પ્રભુ પણ જાણે લોકાગ્રરૂપી મંદિરની પહેલી નીસરણી ઉપર ચઢતા હોય તેમ તે શિબિકા ઉપર આરૂઢ થયા. પ્રથમ મનુષ્યોએ અને પછી દેવતાઓએ પોતાનો પુણ્યભાર હોય તેમ તે શિબિકાને ઉપાડી આ લોક અને પરલોકનું મૂર્તિવંત નિર્મળપણું હોય એવા બે ચામરો પ્રભુના બંને પાર્શ્વ ભાગમાં વીંઝાઈ રહ્યા હતા. એવી રીતે ભગવાનને જતા જોઈ સર્વે નગરવાસીઓ, બાળકો જેમ પિતાની પછવાડે દોડે તેમ દોડવા લાગ્યા, પ્રભુ આવે છે. એમ ધારી તેમને જોવાની ઇચ્છાવાળી કેટલીક સ્ત્રીઓ બાળકોને તેડી વાનર સહિત લતાઓની પેઠે ઉભી રહી હતી. કેટલીક સ્ત્રીઓ નાભિકુમાર ઉપર ધાણી નાંખતી હતી, તે જાણે પોતાનાં પુણ્યબીજ નિર્ભયપણે વાવતી હોય તેમ જણાતી હતી. આ બાજુ પોતાના મોટા વિમાનોથી પૃથ્વીતલને છાયાવાળું કરતા ચારે પ્રકારના દેવતાઓ આકાશમાં આવવા લાગ્યા. પોતાના ગામે પહોંચેલા વટેમાર્ગુની પેઠે ' આ સ્વામી, આ સ્વામી ' એમ પરસ્પર બોલતા તેઓ પોતાના વાહનોને સ્થિર કરતા હતા. વિમાનરૂપી હવેલીઓથી અને હાથી, ઘોડા તથા રથોથી આકાશમાં જાણે બીજી વીનિતા નગરી વસી હોય તેમ જણાતું હતું. જગત્પતિ અનેક દેવતા અને મનુષ્યોથી વીંટાઇ રહ્યા. તેમની બંને બાજુએ ભરત અને બાહુબળિ જંબુદ્વીપને વીંટાયેલા-સમુદ્રની માફક શોભતા હતા. માતા મરૂદેવા, પત્ની સુનંદા અને સુમંગળા, પુત્રી બ્રાહ્મી, સુંદરી અને બીજી સ્ત્રીઓ જાણે હિમકણ સહિત પદ્મિનીઓ હોય તેમ અશ્રુ સહિત પ્રભુની પછવાડે ચાલતી હતી. આ રીતે સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં જગત્પતિ પધાર્યા. મમતા રહિત મનુષ્ય જેમ સંસારથી ઉતરે તેમ નાભિકુમાર તે શિબિકારત્નમાંથી અશોકવૃક્ષ નીચે ઉતર્યા. અને કષાયની પેઠે તેમણે વસ્ત્ર, માલ્ય અને આભૂષણો તત્કાળ તજી દીધાં. તે વખતે ઇન્દ્રે પાસે આવી ઉજ્જ્વળ અને ઝીણું દેવદુષ્ય વસ્ત્ર પ્રભુના સ્કંધ ઉપર આરોપણ કર્યું.

## કેશના લોચ વખતે ચોટલીનો લોચ નહિ કરવાની ઇન્દ્રની વિજ્ઞપ્તિ.

ત્યારબાદ ચૈત્ર માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીને દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રને વિષે અસંખ્ય દેવતા અને મનુષ્યો સમક્ષ પ્રભુએ ચાર મુષ્ટિથી પોતાના કેશનો લોચ કર્યો. તે પ્રભુના કેશને સૌધર્મપતિએ પોતાના વસ્ત્રમાં ગ્રહણ કર્યા. પ્રભુએ પાચમી મુષ્ટિથી બાકીના

ચોટલીના કેશનો લોચ કરવાની ઈચ્છા કરી. એટલે ઇન્દ્રે પ્રાર્થના કરી કે, હે સ્વામિન્ ! હવે તેટલી કેશવલ્લી રહેવા દ્યો, કેમકે જ્યારે પવનથી તે તમારા સુવર્ણ જેવી કાંતિવાળા ખભાના ભાગ ઉપર આવે છે ત્યારે મણીના જેવી શોભે છે. પ્રભુએ તે યાચના સ્વીકારીને તેને તેવી રીતે જ રહેવા દીધી. કેમકે 'સ્વામીઓ પોતાના એકાંત ભક્તોની યાચનાનું ખંડન કરતા નથી.' સૌધર્મપતિએ ત્યાર બાદ તે કેશને ક્ષીર સમુદ્રમાં પધરાવ્યા.

### સર્વસાવદ્યના ત્યાગની પ્રતિજ્ઞાપૂર્વક કચ્છ, મહાકચ્છ વિગેરે ચાર હજાર રાજાઓની સાથે ભગવાનની દીક્ષા.

પછી નાભિકુમારે દેવ, અસુર અને મનુષ્યોની સમક્ષ ' नमो सिद्धाणं ' સિદ્ધને નમસ્કાર કરીને ' સઘળા સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરૂં છું ' એમ કહી મોક્ષ માર્ગના રથતુલ્ય ચારિત્ર ગ્રહણ કર્યું. પ્રભુના દીક્ષા ઉત્સવથી નારકીના જીવોને પણ ક્ષણભર સુખ થયું. પછી દીક્ષાની સાથે સંકેત કરીને રહેલુ હોય તેમ સર્વ સંજ્ઞી, પંચેદ્રિય જીવોના મનોદ્રવ્યને પ્રકાશ કરનારૂ મનઃપર્યવજ્ઞાન પણ તુરતજ પ્રભુને ઉત્પન્ન થયુ. આ વખતે કચ્છ અને મહાકચ્છ વિગેરે ચાર હજાર રાજાઓએ પ્રભુના ચરણકમળનો વિરહ નહી સહન કરી શકવાથી પોતાના પુત્ર, કલત્ર અને રાજ્યાદિ સર્વેને તૃણની પેઠે છોડી દઇને જે સ્વામીની ગતિ તે જ અમારી ગતિ એવો નિશ્ચય કરીને હર્ષથી પ્રભુની સાથે દીક્ષા ગ્રહણ કરી.

### ભરત બાહુબલિ અને દેવોનું ખિન્નતાપૂર્વક સ્વસ્થાને ગમન.

પછી ઇન્દ્ર વિગેરે દેવતાઓ અજલિ જોડી પ્રભુને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. ' હે પ્રભુ ! સત્ય અને પ્રિય વચનરૂપી ઇક્ષુ રસના સમુદ્ર એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. હે પ્રભુ ! કામદેવરૂપી અંધકારનો નાશ કરનાર અને અખંડિત બ્રહ્મચર્યરૂપી મહાતેજવાળા સૂર્ય સમાન આપને નમસ્કાર કરીએ છીએ.' એવી પ્રભુની સ્તુતિ કરીને દેવતાઓ જન્માભિષેક સમયની પેઠે નંદીશ્વર દ્વીપે જઈ ત્યાં અઠ્ઠાઇ મહોત્સવ કરી પોતાના સ્થાને ગયા. દેવતાઓની પેઠે ભરત અને બાહુબલિ વિગેરે પણ પ્રભુને પ્રણામ કરી મહા-કષ્ટે પોતપોતાના સ્થાન તરફ ગયા. આ પછી ભગવાને સાથે પ્રવ્રજિત થયેલા કચ્છ અને મહાકચ્છ વિગેરે રાજાઓથી પરવરી મૌન ધારણ કરી પૃથ્વીમાં વિહાર કરવાની શરૂઆત કરી.

## ( ૫ )

## શ્રમણ અવસ્થા

### શુદ્ધ આહારની અપ્રાપ્તિ—

પારણાને દિવસે ભગવંત એષણીય ભિક્ષા માટે નીકળ્યા. પણ લોકો તે વખતે ભિક્ષા અને ભિક્ષાચારથી અજ્ઞાત હોવાથી તેમને નિર્દોષ ભિક્ષા ન મળી. કોઇ ભગવાનને સુંદર હસ્તિ આપતા

હતા, તો કોઈ અશ્વ આપતા હતા, કોઈ ઘરેણાં તો કોઈ સુન્દર વસ્ત્રો આપતા હતા; ભગવાન તે સર્વ છોડી આગળ વધતા હતા અને ઉપવાસ ઉપર ઉપવાસ કરતા હતા. ભગવંત ભૂખ તૃષા કે પરિસહ ગણકાર્યા વિના સર્વ કરતા હતા.

## કચ્છ મહાકચ્છનું વિચારણા બાદ તાપસ થવું.

ભગવંતની સાથે દીક્ષિત થયેલા રાજાઓ પોતાની બુદ્ધિપ્રમાણે વિચારવા લાગ્યા કે 'ભગવાન સુંદરમાં સુંદર ફળના ઢગો ઢગ હોવા છતાં આરોગતા નથી. મિષ્ટ જળને સમુદ્રના પાણી સમાન માની પીતા નથી. ઉગ્રતાપમાં વિહાર કરે છે, ટાઢને ગણતા નથી. નિદ્રાનું નામ પણ લેતા નથી. ભૂખ તરસની દરકાર રાખતા નથી. અને આપણે તેમના સેવક હોવા છતાં આપણી સામે નજર સરખી નાંખતા નથી. આપણે આમ કેટલા દીવસ કાઢશું? ભગવાને પૂત્ર કલત્ર રાજ્યઋદ્ધિ સર્વ ત્યાગ્યુ છે છતાં કોણ જાણે ખડે પગે શું ચિંતવન કરે છે? તેની પણ આપણને ખબર નથી.' ધીરજ ખુટતાં તેઓ પોતાના મુખ્ય કચ્છ મહાકચ્છને કહેવા લાગ્યા કે "તમે ભગવંતના દીર્ઘ પરિચયવાળા સેવક છો આથી તમને ખબર હશે કે આ ભગવંત શું ચિંતવન કરે છે? અને લોકો ડગલે અને પગલે જાત જાતનાં ભેટણાં ધરે છે છતાં કેમ ભગવાન કાંઇ લેતા નથી? ભગવાન તો ભૂખ તરસ સૌ સહન કરે છે. આપણે તો અન્ન વિના મરવા પડીએ છીએ. હવે આપણે ઘેર જઇએ તો પણ આપણી ફજેતી થાય. આપણા રાજ્ય તો ભરતે લઈ લીધાં. શું હવે આપણે ભરતને શરણે જઇ ફરી માગણી કરીએ કે અમને રાજ્ય પાછું આપો?" કચ્છ મહાકચ્છે જવાબ આપ્યો કે 'જે જાતનો તમને વિચાર આવે છે તે જ અમને આવે છે. ભગવાનના અમે સેવક તેથી ભગવાન જે આદેશ આપે તે મુજબ અમે કાર્ય કરીએ. પણ ભગવાન તો બીલકુલ બોલતાજ નથી કે કાંઇ આજ્ઞા પણ કરતા નથી, અને હવે પાછા ઘેર જવામાં આપણી મહત્તા શી રહે? સ્વયંભૂરમણ સમુદ્રનું તળીયું જેમ અગાધ છે તેમ ભગવંત શું વિચારે છે તે જાણવું અમારે માટે મુશ્કેલ છે. જેમ તમે મુંઝાઓ છો તે જ પ્રમાણે અમે પણ મુંઝાઈએ છીએ?' આખરે તે સર્વે એક વિચાર કરી ગંગા નદીની નજીકના વનમાં ગયા અને ત્યાં તેઓ શુષ્ક પત્ર ફળાદિક આઈ જીવન નિર્વાહ કરવા લાગ્યા અને જટાધારી તાપસો થઇ વિચરવા લાગ્યા.

## નમિ વિનમિની ભગવાન આગળ રાજ્યની માગણી.

તે કચ્છ મહાકચ્છને નમિ વિનમિ નામે બે પુત્રો હતા. તે બન્ને ભગવાનની આજ્ઞાથી ભગવાનની દીક્ષા અગાઉ દુર દેશાંતર ગયા હતા. તેઓ પાછાં આવતાં વનમાં પોતાના પિતાને જોઇ વિચારવા લાગ્યા કે "રાજ્યવૈભવમાં રાચતા, સેવકોની ખમા ખમા પોકારાતા આપણા પિતા આજે ખુલ્લા પગે, જંગલના ઘાસની પેઠે ગાઢા અથળા વાળથી કદરૂપા બનેલા અને રેતથી વ્યગ્ર શરીરવાળા જંગલમાં કેમ ફરે છે?" તેમણે વિજ્ઞપ્તિ કરી પુછયુ કે 'ઋષભદેવ જેવા નાથ છતાં આપની આવી દુર્દશા કેમ થઇ?' જવાબમાં તેમણે કહ્યું

કે "ભગવાને દીક્ષા અંગીકાર કરી તેથી અમે પણ તેમની સાથે દીક્ષા અંગીકાર કરી છે. દીક્ષાના દીવસથીજ ભગવાન મૌન રાખે છે. ટાઢ, તડકો ભય વિગેરે કાંઈ ગણતા નથી. અમે પુછીએ છીએ તેનો કાંઇ જવાબ પણ તેમની પાસેથી મળતો નથી. આથી અમે તેમના જેવા ઉત્કટ પરિસહ નહિ કરી શકવાથી આ તપોવનમાં વસીએ છીએ." તેઓ ભગવાન પાસે ગયા. ભગવાન તો મેરૂની પેઠે નિષ્કંપ કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા હતા. તેઓ ભગવાનને વંદન કરી કહેવા લાગ્યા કે "હે ભગવંત! અમને આપે દેશાંતર મોકલ્યા અને પછીથી આપે ભરત વિગેરે સર્વને પૃથ્વી વ્હેંચી આપી. હે દેવના દેવ! આપે અમને તો યાદ જ કર્યો નહિ, આપને અમારો શો અપરાધ લાગ્યો? હે પ્રભુ! અમને પણ કંઇને કંઇ રાજ્ય આપો. અમોને તો આપનોજ આધાર છે હે પ્રભુ! અમારો બીજો કોઇ સ્વામિ નથી કે તેની પાસે માગીએ?" ભગવાન તો મુદ્દલ ઉત્તર આપતા નથી. નમિ વિનમિ ભગવાનની આગળ રોજ ત્રણકાળ પુષ્પથી અને ક્ષેત્રની શુદ્ધિથી સેવા કરી 'હે ભગવંત રાજ્ય આપો' આ રીતે માગણી કરે છે.

**નમિ વિનમિની ભક્તિ દેખી ધરણેંદ્રે તેમને સોળ હજાર વિદ્યા આપી વિદ્યાધર બનાવ્યા.**

એક વખત ધરણેન્દ્ર પ્રભુને વંદન કરવા આવ્યા. તેમણે આ બે કુમારોને 'રાજ્ય આપો' તેવી માગણી કરતા જોઇ આશ્ચર્ય પૂર્વક પુછયું કે 'તમે કોણ છો? અને નિઃસંગ પ્રભુ પાસે રાજ્યની આજે માગણી કરો છો તો જ્યારે ભગવાને સાંવત્સરિક દાન આપ્યુ ત્યારે તમે કયા ગયા હતા? ભગવાન હવે સર્વથા આકાંક્ષા રહિત અને રાગ દ્વેષ વિનાના છે તે તમને હવે રાજ્ય કયાંથી આપે? તમારે રાજ્ય જોઇએ તો ભરતેશ્વર પાસે જાઓ, તે તેમને કંઇને કંઈ આપશે?" જવાબમા કુમારોએ કહ્યું કે 'અમે ભગવાનના સેવક છીએ. તેમણે અમને કાર્યપ્રસંગે બહાર ગામ મોકલ્યા હતા. ભગવાન જેવા ભગવાનને સ્વામિ કર્યા પછી અમારે બીજાને શામાટે સ્વામિ કરવા જોઇએ? અને સ્વામિ પાસે છે કે નહિ તેની સેવકે શામાટે ચિંતા કરવી જોઇએ? જે મળશે તે ભગવાન પાસે જ મળશે. આપ અમારી જરા પણ ચિંતા ન કરો' ધરણેન્દ્ર તેમના જવાબથી પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે 'તમે સત્ય કહો છો. ભગવાનની સેવા સામાન્ય રાજ્ય તો શું પણ ત્રણલોકનું સામ્રાજ્ય અપાવી શકે છે. તમારી સ્વામિની સેવા ભક્તિથી હું તમને વિદ્યાધરોની રાજ્ય ઋદ્ધિ આપુ છું તેને આ રાજ્યઋદ્ધિ સ્વામિની સેવાભક્તિનુ ફળ છે તેમજ સમજ જો એમ કહી ગૌરી પ્રજ્ઞપ્તિ વિગેરે *સોળહજાર ગણવા માત્રથી સિદ્ધ થાય તેવી વિદ્યાઓ આપી. આ પ્રભુ ભક્તિનો પ્રતાપ પોતાના પિતા તથા ભરતેશ્વરને જણાવી પોતાનો પરિવાર સાથે લઇ બન્ને કુમારો વૈતાઢય તરફ ઉપડયા. ત્યાં વિદ્યાના બળે નમિએ વૈતાઢય પર્વત

* કોઇ જગ્યાએ ૬૪ હજાર વિદ્યાઓનો ઉલ્લેખ છે.

ઉપર દક્ષિણ શ્રેણિમાં પચાસ નગર વસાવ્યાં અને વિનમિએ ઉત્તરશ્રેણિમાં ૬૦ નગર વસાવ્યાં. નમિએ પચાસ નગરોની મધ્યમાં આવેલ રથનુપૂર ચક્રવાલમાં પોતાની રાજધાની સ્થાપી અને વિનમિએ ૬૦ નગરોની મધ્યમાં આવેલ ગગનવલ્લભમાં પોતાની રાજધાની સ્થાપી. દરેક નગરોની અંદર મધ્યમાં ઋષભદેવના બિંબને સ્થાપન કર્યું. વિદ્યાધરો વિદ્યાથી છકી જઇ કોઇ અનર્થ ન કરે માટે ધરણેન્દ્રે સર્વેને જણાવ્યું કે "તમોને વિદ્યાઓ પ્રાપ્ત થઇ છે છતાં પણ તમારામાંથી કોઇ જો અભિમાનથી અક્કડ બની જિનેશ્વર ભગવાન, જિનચૈત્ય, ચરમશરીરી અને કાયોત્સર્ગમાં રહેલ મુનિઓની આશાતના કરશે તો આળસુને જેમ લક્ષ્મી ત્યાગ કરે તેમ તમારી વિદ્યાઓ વિસ્મૃત થશે. તેમજ જે કોઇ બળાત્કારે પરસ્ત્રી ગમન કરશે કે સ્ત્રી ભર્ત્તારનો વધ કરશે તેની પાસેથી વિદ્યાઓ ચાલી જશે." આ શિખામણ હરહંમેશ સ્મૃતિમાં રહે માટે રત્નભિત્તિમાં પ્રશસ્તિરૂપે લખાવી અને વિદ્યાધરોના રાજારૂપે નમિ વિનમિને સ્થાપન કરી ઇન્દ્ર અંતર્ધાન થયા.

ગૌરી વિગેરે સોળહજાર વિદ્યાઓમાંથી જે વિદ્યાને જીવનમાં મુખ્યપણે રાખી આરાધતા હતા તે વિદ્યાના નામથી તે વિદ્યાધરોનાં નામ પડયાં. ગૌરી વિદ્યાના આરાધકો ગૌરેય, મનુ વિદ્યાના આરાધકો મનુ, ગાંધારીના ઉપાસકો ગાંધાર, માનવી વિદ્યાને સેવનારા માનવો, કૌશિકિના પરિચારકો કૌશિક, ભૂમિતુંડના ઉપાસકો ભૂમિતુંડ, મૂલવીર્યની આરાધના કરનારા મૂલવીર્યક, શંકુકાના આરાધકો શંકુક, પાંડુકિના સેવકો પાંડુક, કાલીવિદ્યાના ઉપાસકો કાલિકેય, શ્વપાકી વિદ્યાના સાધનારા શ્વપાક, માતંગીના ભક્તો માતંગ, પાર્વતી વિદ્યાના ઉપાસકો પાર્વત, વંશાલયા વિદ્યાના આરાધકો વંશાલય, પાંશુમૂલાના સેવકો પાંશુમૂલ, અને વૃક્ષમૂલાના આરાધકો વૃક્ષમૂલક કહેવાયા. આમાંથી આઠ નિકાયના અધિપતિ નમિ બન્યા અને આઠના અધિપતિ વિનમિ બન્યા. પરમાત્મા ઋષભદેવની ભક્તિથી આ સર્વ ઋદ્ધિ સિદ્ધિ મળી છે તે ખ્યાલમાં રાખી સર્વ વિદ્યાધરો હરહંમેશ ત્રિકાળ ઋષભદેવ ભગવાન્‌ની ભક્તિમાં તલ્લીન રહેતા અને પોતાની મર્યાદા પૂર્વક ધર્મ અર્થ અને કામને બાધા ન આવે તે રીતે રાજ્યસ્થિતિને પાલન કરવા લાગ્યા.

### ભગવાનનું ગજપુર નગર તરફ પ્રયાણ:

આ તરફ કચ્છ મહાકચ્છ તાપસો વલ્કલ અને વાળની જટાથી સાક્ષાત્ વૃક્ષો જેવા દેખાતા ફળફળાદિનું ભક્ષણ કરતા અને ઉપવાસથી શરીરને હાડપૂંજ જેવું બનાવી હરહંમેશ ભગવાનનું ધ્યાન ધરતા છતાં વિચરે છે. આ તરફ ભગવંત પણ નિરાહારપણે અપ્રમત્ત ભાવે પોતાનો વિહાર કરે છે. અને વિચારે છે કે 'કર્મને દૂર કરવા તપ સિવાય બીજો માર્ગ નથી કારણ કે સર્વ મમત્વમાં દેહનું મમત્વ પ્રબળ છે અને તે દેહનો આધાર આહાર અને પાન ઉપર અવલંબે છે. પાણીને નહિ પીવાથી લીલાછમ છોડવાઓ પણ થોડા વખતમાં કરમાઈ જાય છે, અને રૂષ્ટપુષ્ટ બળવાન મહાકાય હાથીઓ

પણ આહારના અભાવે નરમ પડી જાય છે. આથી તપ કરતાં દેહ મમત્વનો અભાવ અને તેની દ્વારા કર્મનો નાશ સ્હેજે થાય છે. છતાં પણ બીજા મારી સાથે દીક્ષા લેનારા બીજા રાજાઓ કચ્છ મહાકચ્છની પેઠે હતાશ થઇ મુનિપણાનો ત્યાગ ન કરે માટે શુદ્ધ આહારની ગવેષણાકરી મારે તેમને ટકાવવા જોઇએ.' એમ ચિંતવી ભગવાન ગજપુર નગરે આવ્યા.

## શ્રેયાંસકુમારે ભગવંતને વ્હોરાવેલ ઇક્ષુ રસ.

ઉપવાસ ઉપર ઉપવાસ કરતા ભગવાનને વર્ષ વીત્યુ. ભગવાન ઉપવાસ કરે છે અને પારણે ભિક્ષા માટે નીકળે છે. યોગ્ય ભિક્ષા ન મળતાં ફરી અખેદપણે ઉપવાસ કરે છે. કોઇ કહે છે કે ' હે ભગવંત ! આપ વિહારથી થાકયા છો તો સરસ સુગંધી જલથી સ્નાન કરો અને માર્ગશ્રમને દુર કરો. ' કોઇ ભદ્રિક આગળ આવી કહે છે કે ' હે ભગવંત ! આ ઉત્તમમાં ઉત્તમ અને મેં પ્રાણથી પણ વ્હાલાં માની સંગ્રહેલ કસ્તુરી, કપૂર, કેસર વિગેરે સુગંધી દ્રવ્યોનો આપ ઉપયોગ કરો.' કોઇ ભગવાન તરફ ખુબ મમતા દેખાડતાં કહે છે કે ' હે નાથ ! દુનિયા માત્ર ધન પાછળ ઘેલી ગાંડી છે આપ આ મારા રત્નાભરણોનો સ્વીકાર કરી મને કૃતાર્થ કરો. ' કોઇ ભગવંતને રાજ્યહસ્તિનું અર્પણ કરે છે, તો કોઇ અલંકારથી શણગારી પોતાની કન્યાને ભગવાનને આપવા અધીરો બને છે. સૌ પોત પોતાની બુદ્ધિ મુજબ અનેક વસ્તુઓ ભગવાન આગળ ધરે છે, ભગવાન તે સામે નજર નાંખી તુર્ત પાછી દૃષ્ટિ સંહરી લઇ આગળ વધે છે. લોકો ખેદ યુકત સ્વરે પોકાર કરે છે કે, ' અરેરે ! પ્રભુ અમારા દીન ઉપર કૃપા કરી અમારૂં કાંઈ પણ ગ્રહણ કરો ! આપ શું ઇચ્છો છો તે આપ જણાવો તો અમે તે હાજર કરીએ, અમે હતભાગી છીએ કે અમારે આંગણે આવેલ ભગવંત પાછા ફરે છે, ' પણ સૂર્ય જેમ નક્ષત્રે નક્ષત્રે ફરે તેમ ઘેર ઘેર ફરતા ભગવાન મૌનપણે વિહાર કરે છે.

ગજપુર નગરના રાજા બાહુબલિના પુત્ર સોમપ્રભના રાજકુમાર શ્રેયાંસને ગઇ રાતે એક સ્વપ્ન આવ્યું હતું, તેમાં તેણે એવું જોયુ હતું કે ' મેરૂ પર્વતને તેણે દૂધના ઘડાઓથી અભિષેક કરી ઉજ્જ્વળ કર્યો. ' સોમપ્રભ રાજાએ તે રાત્રે સ્વપ્નમાં એમ જોયું કે ' ઘણા શત્રુઓથી વીંટાયેલ કોઇ મહાન રાજાએ શ્રેયાંસની સહાયથી જય મેળવ્યો ' અને તે નગરના સુબુદ્ધિ શેઠે પણ સ્વપ્નમાં ' સૂર્યથી ચ્યવેલાં હજારો કિરણો શ્રેયાંસે પાછાં સૂર્યમાં જોડી દીધાં ' તેમ જોયુ. આ ત્રણે જણે પ્રભાતે પોતાના સ્વપ્નોનો રાજસભામાં વિચાર કર્યો. પણ તેમાંથી શ્રેયાંસને કોઇ અપૂર્વ લાભ થશે એથી વધુ રહસ્ય કોઈ શોધી શકયા નહિં. સૌ થાકી પોત પોતાના સ્થાને ગયા, શ્રેયાંસ પણ પોતાના આવાસે ગોખમાં બેસી સ્વપ્નનો વિચાર કરે છે તેવામાં શ્રેયાંસની નજર દુર દુર થતા લોકોના કોલાહલ ઉપર પડી. લોકોનાં મધ્યમાં તેણે દુરથી મેરૂ સમાન નિષ્કંપ પ્રભુને જોયા. જોતાંજ તે ગોખ છોડી ઉઘાડે પગે દોડયો અને ભગવાનને નમ્યો. ભગવાનને જોતાંજ વિજળીના ચમકારાની પેઠે તેને કોઇ અંતરમાં ચમકાર થયો અને તેને તેની જાતનું વિસ્મરણ થવા લાગ્યુ. ભગવાનના જેવો આકાર

મને પૂર્વ પરિચિત છે તેમ તેની નજર આગળ તરવા લાગ્યુ. પણ મેં આ ભવે તો આવો વેષ બીજે ક્યાંય જોયો નથી. ઉહાપોહ કરતાં તેણે તેનું ભાન ખોયુ અને તેને પૂર્વભવ સ્મરણ–જાતિસ્મરણ જ્ઞાન થયું. તેમાં તેણે જોયુ કે 'પૂર્વભવે આ ભગવાન વજ્રનાભ ચક્રવર્તિ હતા. તેમના પિતા વજ્રસેન તિર્થંકર હતા. હું તેમનો સુયશ સારથિ હતો. ભગવાને દીક્ષા લીધી તેની સાથે ત્યારે મેં પણ દીક્ષા લીધી. વજ્રસેન તીર્થંકરે તે વખતે કહ્યું હતુ કે વજ્રનાભ અવસર્પિણીની પહેલી ચોવીશીના પ્રથમ તીર્થંકર થશે. વિગેરે વિગેરે સર્વ વસ્તુ તેને સ્વયંપ્રભા દેવીના ભવથી માંડીને યાદ આવી' મૂર્છા વળી, શ્રેયાંસ બેઠો થયો. ભગવંતને તેણે પોતાની પાસે આવેલ એષણીય ઇક્ષુરસ વહોરવા વિજ્ઞપ્તિ કરી. ભગવંતે યોગ્ય આહાર જાણી અંજલિ ધરી. શ્રેયાંસકુમારે સમગ્ર રસ ભગવાનની અંજલિમાં નાંખ્યો તે સર્વ તેમાં સમાયો પણ તેનો હર્ષ તેના હૃદયમાં ન માયો. શ્રેયાંસ દાન દેતાં થનથન નાચી ઉઠયો. તેને પોતાનો જન્મ, વૈભવ અને રાજ્યઋદ્ધિ ભગવંતને આપેલ દાનથી કૃતાર્થ લાગ્યાં. દેવોએ 'અહોદાન' 'અહોદાન'ની ઉદ્દ્ઘોષણા પૂર્વક *પંચદિવ્ય પ્રગટ કર્યાં. શ્રેયાંસકુમારે આ ઇક્ષુરસ ભગવંતને વૈશાખ સુદ–૩ ના દીવસે વહોરાવ્યો હતો. તેથી તે 'તિથિ' અક્ષયતૃતીયા તરીકે પ્રસિદ્ધ થઇ. અને જ્યાં આગળ ભગવંતને આ ઇક્ષુરસ વહોરાવવામાં આવ્યો ત્યાં શ્રેયાંસકુમારે રત્ન પીઠિકા (ઓટલી) કરાવી. તે રત્નપીઠિકા જતે દીવસે આદિત્ય મંડળ તરીકે પ્રસિદ્ધ પામી. અને લોકો તે રત્નપીઠિકા ઉપર રહેલ ભગવાનના હસ્ત અને ચરણકમળને પૂજન કર્યાં પછી જ ઉચિત કાર્ય કરતા હતા.

ભગવંતે શ્રેયાંસકુમારને હાથે ઇક્ષુરસ વહોરી પારણું કર્યું તે સમાચાર સાંભળતાં કચ્છ મહાકચ્છ વિગેરે તાપસો, રાજાઓ અને લોકોને અત્યંત આનંદ થયો તે શ્રેયાંસ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, 'તમે ખરેખર ભાગ્યશાળી છો ! કૃતપુણ્ય છો અમે ભગવંત આગળ સુવર્ણ, રત્ન, અશ્વ, હસ્તિ, રાજ્ય, કન્યા સૌ કાંઇ ધરતા હતા પણ ભગવાને અમારૂ કાંઇ ગ્રહણ ન કર્યું. કોઇ જગ્યાએ વિસામો ન લીધો. ઉઘ્યા નહિં, વધુ શું ? લાખો પૂર્વો સુધી સાથે રહ્યા છતાં અમારી સામે નજર પણ ન રાખી.' કચ્છ મહાકચ્છે ઉમેર્યું કે 'જે ભગવાનનો વિરહ ન સહન કરવાને કારણે અમે દીક્ષા લીધી સર્વસ્વ ત્યાગ્યુ તે ભગવાને અમારે શુ કરવુ તે કાંઇ કહ્યું નહિ. જાણે અમે તેમના અપરાધિ ન હોઇએ તેમ અમારી સામે નજર પણ ન મેળવી. જ્યારે તમે તો તેમને ઇક્ષુરસ વહોરાવ્યો તે ભગવાને ગ્રહણ કર્યો. ભગવાને શિલ્પ વિગેરે જણાવ્યું તેમાં બીજી કાંઇ અધિક વસ્તુ નહોતી જણાવી. તો તમે આ શી રીતે જાણ્યુ.' શ્રેયાંસે કહ્યુ કે 'ભગવાનના દર્શન માત્રથી મને જાતિસ્મરણ જ્ઞાન થયુ અને મને મારા પૂર્વના આઠ ભવ યાદ આવ્યા. આને બળે મેં એષણીય ભિક્ષા કોને કહેવાય તે જાણી અને ભગવાનને ઇક્ષુરસ વહોરાવ્યો. અને ગઈ રાતે મને, મારા પિતાને, અને સુબુદ્ધિ શ્રેષ્ઠિને જે સ્વપ્ન આવ્યું હતુ તેનો અર્થ અમે ઘટાવી

*પંચદિવ્ય, ૧ દુંદુભિનો નાદ ૨ રત્નની વૃષ્ટિ ૩ પુષ્પની વૃષ્ટિ ૪ ગંધોદકની વૃષ્ટિ અને ૫ વસ્ત્રસમુહની વૃષ્ટિ.

શક્યા નહિ. તે હવે મને પૂરેપૂરો સમજાય છે. મારા પિતાએ શત્રુથી ઘેરાયેલ સત્ત્વ-શાળી વ્યક્તિ મારી સહાયથી જય પામી તેમ જોયુ હતું તેથી મારા દ્વારા કરાયેલ પારણાની સહાયથી ભગવાન્ કર્મરૂપી શત્રુઓને જીતવા સમર્થ થયા. સુબુદ્ધિએ સહસ્ર કિરણોને મેં સૂર્યમા ફરી જોડી દીધાં તેવુ જોયુ હતું તેથી કેવલજ્ઞાનરૂપ તેજ મંડળમાંથી ભ્રષ્ટ થએલ કિરણોને પારણા દ્વારા ફરી સ્થાપિત કરાયાં અને 'દુધથી મેં મેરૂને નવરાવ્યો.' તે જોયુ તેથી ઇક્ષુરસથી મેરૂસમાન ધીરગભીર તપકૃશ ભગવાનને ઈક્ષુરસથી પ્રતિલાભ્યા. આ સાંભળી સૌ શ્રેયાંસની અને તેના દાનની પ્રશંસા કરી પોતપોતાને સ્થાને ગયા.

## ભગવંતના દર્શન નહિ પામવાથી બાહુબલિનો પશ્ચાત્તાપ.

શ્રેયાંસે વ્હોરાવેલ ઇક્ષુરસના પારણા બાદ વિહાર કરતા કરતા ભગવાન તક્ષશિલાના પરિસરમાં આવ્યા. અને તક્ષશિલાની બહાર ઉદ્યાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. ઉદ્યાનપાલકે રાતે બાહુબલિને વધામણી આપી કે 'સર્વજીવ ઉપર સમદૃષ્ટિ રાખનાર ભગવંત ઉદ્યાનમાં પધાર્યા છે.' બાહુબલિએ સર્વમહોત્સવ સાથે ભગવંતને વંદન કરવા જવાના નિર્ણયથી નગરને શણગારવાનો અને પોતાના લશ્કરને તૈયાર થવાનો હુકમ છોડયો. તેને એકરાત કલ્પ જેવી થઇ પડી. તેણે ભગવંતને અયોધ્યામા જેમ ભરતેશ્વરે મહોત્સવ પૂર્વક વાદ્યા હતા તેવા વાંદવાના કોડ સેવ્યા પ્રભાત થતાં રાજઋદ્ધિસહિત બાહુબલિ નીકળ્યો ઉદ્યાને પહોંચતાં બાહુબલિને ખબર પડી કે 'ભગવંતતો વિહાર કરી ગયા છે આ સાભળી બાહુ-બલિને પશ્ચાતાપનો પાર ન રહ્યો. તે આંસુ સાથે બોલી ઉઠયો કે 'ભગવંત જેવા ભગવંત મારે આંગણે પધાર્યા છતાં હું કમભાગી દર્શન ન પામ્યો. ભગવંતને આવેલા સાંભળ્યા છતાં હું મારે ર્‌હેલે પોઢયો અને ભગવંત આ સ્થળે કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. અત્યારે પ્રભાત છતાં મારે તો ભગવાન નહિ જોવાથી અપ્રભાતજ છે. મારૂં જીવન નિષ્ફળ છે કે જેમના પાદરજથી હું પવિત્ર ન થયો. ખરેખર મારાં નેત્ર પણ નકામાં ગણાયાં કે જેણે ભગવાનને દેખ્યા નહિ. પ્રધાને પશ્ચાતાપ કરતા બાહુબલિને આશ્વાસન આપતાં કહ્યું કે 'આપ શોક ન કરો. ભગવંતનુ હરહંમેશ આપ ચિત્તમાં ધ્યાન ધરો છો ભગવંતની આ પાદ-રેખાને ભગવંતનું પ્રતીક માની તેનુ પૂજન કરો.' બાહુબલિએ તે પગલાંને વંદના કરી અને તેને કોઈ ઉલ્લઘન કરી આશાતના ન કરે એ બુદ્ધિથી ત્યાં હજાર આરાવાળું રત્નમય ધર્મચક્ર બનાવી પ્રતિષ્ઠિત કર્યું. ત્યારબાદ બાહુબલિએ ત્યાં મહોત્સવ કરી તેની ભક્તિ માટે માણસો રોકી પોતાના નગરમાં આવ્યો.

## ભગવંતને કેવળજ્ઞાનની પ્રાપ્તિ

ભગવાન્ ઋષભદેવ પવનની પેઠે અપ્રતિબદ્ધપણે વિહાર કરતા અને પોતાના દર્શનથી અનાર્ય લોકોને પણ ભદ્રિક પરિણામી બનાવતા તેમણે એક હજાર વર્ષ જોતજોતામાં અનાર્ય દેશમાં પસાર કર્યાં. ત્યારબાદ અનુક્રમે વિહાર કરતા અયોધ્યાના પુરિમતાલ પરામાં પધાર્યા. ત્યાં અઠ્ઠમનો તપ કરી વડના ઝાડ નીચે ભગવંત કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. ભગવંત જેમ

ધ્યાનશ્રેણિમાં આગળ વધવા લાગ્યા તેમ મોક્ષની નિસરણિ સમાન ગુણસ્થાનક શ્રેણિમાં પણ ભગવાન આગળ વધ્યા. ભગવંતે દીક્ષા લીધી ત્યારે તેમને છઠ્ઠું સાતમું ગુણઠાણું હતું પણ આ ધ્યાનશ્રેણિ ભગવંતને આઠમા, નવમા, દસમા અને બારમા ગુણઠાણાથી આગળ તેરમા ગુણઠાણે લઇ ગઈ અને ભગવાન શુક્લધ્યાનાનલે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયરૂપ ચાર ઘાતિકર્મનો ક્ષય કરી ફાગણ વદી અગિયારસને દીવસે પ્રભાતકાળે કેવળજ્ઞાન પામ્યા જગતમાં સર્વત્ર પ્રકાશ ફેલાયો. સર્વ જીવો તે કાળે દુઃખરહિત થયા. નારકીના જીવોએ પણ તે ક્ષણે સુખ અનુભવ્યુ. ઇદ્રોનાં આસન કંપ્યાં અને તેમણે ભગવંતનો કેવળજ્ઞાન મહોત્સવ કર્યો.

## કેવળજ્ઞાનનો મહોત્સવ અને દેવોનું આગમનઃ

આ વખતે સર્વ ઈંદ્રોનાં આસન કંપાયમાન થયાં. દેવલોકમાં સુંદર શબ્દવાળી ઘંટાઓ વાગવા લાગી. દેવતાઓ અવધિજ્ઞાનથી ભગવાનનો કેવળજ્ઞાનનો સમય જાણી સમવસરણમાં આવવાની તૈયારીઓ કરવા લાગ્યા. પ્રથમ સૌધર્મેન્દ્રે જવાનું ચિંતવન કર્યું કે, તુરતજ એક દેવ ઐરાવત હસ્તિરૂપે થઇ તેમની પાસે આવ્યો તેણે પોતાનુ શરીર લાખ યોજન પ્રમાણ વિસ્તાર્યું. તે શ્વેત કાંતિવડે શોભતો હતો. તેને આઠ મુખ હતાં, અને દરેક મુખમા આઠ આઠ દાંત હતા. એકેક દાંત ઉપર એક એક વાવ હતી. દરેક વાવમાં આઠ આઠ કમળ હતાં. એકેક કમળે આઠ મોટા પત્ર હતાં. દરેક પત્ર ઉપર ચાર પ્રકારના અભિનયથી યુક્ત એવાં જુદાં જુદાં આઠ આઠ નાટકો હતાં. અને એકેક નાટકમાં બત્રીશ પાત્રો હતાં. એવા હસ્તિ ઉપર ઈન્દ્ર પરિવાર સહિત આરૂઢ થઇ જે ઉદ્યાનમાં પ્રભુ હતા ત્યાં આવી પહોંચ્યો. અને બીજા પણ સઘળા ઇન્દ્રો ઘણી ત્વરાથી ત્યાં આવી પહોંચ્યા.

## સમવસરણની રચના

તે અવસરે વાયુકુમાર દેવતાએ સમવસરણને માટે એક યોજન પૃથ્વી કાંટા-કાંકરા કાઢી સાફ કરી. મેઘકુમાર દેવતાઓએ તે જમીન ઉપર સુગંધિ જળની વૃષ્ટિ કરી વ્યંતર દેવતાઓએ સુવર્ણ, માણેક અને રત્નોના પાષાણથી ભૂમિતળ બાંધ્યુ અને તેની ઉપર નીચા મુખના ડીંટવાળા પચરંગી સુગંધિદાર પુષ્પો વેર્યાં. તેમજ રત્ન માણેક અને સુવર્ણનાં તોરણો બાંધી દીધા સમવસરણનો અંદરના ભાગનો પ્રથમ ગઢ વિમાનવાસી દેવોએ રત્નમય બનાવ્યો. મધ્યમાં જ્યોતિષ દેવતાઓએ સુવર્ણનો બીજો ગઢ અને તેની ઉપર રત્નમય કાંગરા બનાવ્યા. ત્રીજો રૂપાનો ગઢ ભુવનપતિ દેવતાઓએ બાહ્ય ભાગ ઉપર રચ્યો દરેક ગઢમાં ચાર ચાર દરવાજા હતા. તે દરવાજાને ચાર રસ્તાવાળી સુવર્ણ કમળની વાપિકાઓ કરી હતી. અને બીજા ગઢમાં ઇશાનખૂણે પ્રભુને વિશ્રામ કરવાને માટે એ દેવછંદ રચ્યુ હતું. અંદરના પ્રથમ ગઢમાં પૂર્વ દ્વારમાં બંને તરફ

સુવર્ણના જેવા વર્ણવાળા બે વૈમાનિક દેવતા દ્વારપાળ થઈને રહ્યા હતા દક્ષિણ દ્વારમા બન્ને બાજુએ એક બીજાના પ્રતિબિંબ હોય તેવા ઉજ્વળ વ્યંતર દેવના દ્વારપાળ થયા હતા. પશ્ચિમ દ્વારમાં સાયંકાળે જેમ સૂર્ય અને ચંદ્ર સામસામા આવીને રહે તેમ રક્તવર્ણા જ્યોતિષ્ક દેવતા દ્વારપાળ થયા હતા અને ઉત્તર દ્વારે જાણે ઉન્નત મેઘ હોય તેના કૃષ્ણ વર્ણવાળા ભુવનપતિ દેવતાઓ બંને તરફ દ્વારપાળ થઈને ઉભા રહ્યા હતા. બીજા ગઢના ચારે દ્વારે બંને તરફ અનુક્રમે અભય, પાશ, અંકુશ અને મુદ્‌ગરને ધારણ કરનારી શ્વેતમણિ, શોણમણિ, સ્વર્ણમણિ, અને નીલમણિના જેવી કાંતિવાળી પ્રથમ પ્રમાણે ચાર નિકાયની જયા, વિજયા, અજિતા અને અપરાજિતા નામની બે બે દેવીઓ પ્રતિહાર થઈને ઉભી રહી હતી. છેલ્લા બહારના ગઢના ચારે દ્વારે તુંબરૂ, ખટ્વાંગધારી, મનુષ્ય મસ્તક માલાધારી અને જટા મુગટ મંડિત એ નામના ચાર દેવતાઓ દ્વારપાળ થયા. સમવસરણની મધ્યમા વ્યંતરોએ ત્રણ કોશ ઉંચું એક ચૈત્ય વૃક્ષ રચ્યુ હતું. તે જાણે જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉદયને જાહેર કરતું હોય તેવું જણાતું હતું વૃક્ષની નીચે વિવિધ રત્નોની એક પીઠ રચી હતી અને તે પીઠ ઉપર અપ્રતિમ મણિમય એક છંદક રચ્યો હતો. છંદકના મધ્યમા પૂર્વ દિશા તરફ જાણે સર્વ લક્ષ્મીનો સાર હોય તેવું પાદપીઠ સહિત રત્ન સિંહાસન રચ્યુ, અને તેની ઉપર ત્રણ જગત્‌ના સ્વામીપણાના ત્રણ ચિન્હો હોય તેવા ઉજ્વળ ત્રણ છત્રો રચ્યાં હતાં. સિંહાસનની બે બાજુએ બે યક્ષો જાણે હૃદયમાં નહીં સમાવાથી બહાર આવેલા ભક્તિના બે સમૂહ હોય તેવા ઉજ્વળ ચામરો લઈને ઉભા રહ્યા હતા. સમવસરણના ચારે દ્વારની ઉપર અદ્‌ભુત કાંતિના સમૂહવાળું, એક એક ધર્મચક્ર સુવર્ણના કમળમાં રાખ્યુ હતું બીજું પણ જે જે કરવા યોગ્ય હતું તે સર્વ કૃત્ય વ્યંતરોએ કર્યું હતું, કારણકે અસાધારણ સમવસરણ રચનાના તેઓ અધિકારી છે.

## ભગવંતનો સમવસરણમાં પ્રવેશઃ—

હવે પ્રાતઃકાળે ચાર પ્રકારના ક્રોડો દેવતાઓથી વીંટાએલા પ્રભુ સમવસરણમાં પ્રવેશ કરવાને ચાલ્યા. તે વખતે દેવતાઓએ સહસ્ર પત્રવાળા સુવર્ણના નવ કમળો રચ્યાં બે કમળ ઉપર ભગવાન પગ મુકતા હતા. અને બાકીનાં કમળો દેવતાઈ પ્રભાવથી આગળ આવતાં હતાં આ રીતે કમળ ઉપર પાદન્યાસ કરતા પ્રભુએ પૂર્વદ્વારથી પ્રવેશ કરી ચૈત્યવૃક્ષની પ્રદક્ષિણા કરી; અને પછી 'नमो तित्थस्स' કહી ભગવાન સિંહાસન ઉપર આરૂઢ થયા. આ વખતે વ્યંતરોએ બાકીની ત્રણ દિશાએ રત્નના ત્રણ સિંહાસન ઉપર ભગવંતનાં ત્રણ પ્રતિબિંબો કર્યાં. તે પ્રભુના પ્રભાવથી પ્રભુના જેવાંજ થયા હતા. પ્રભુની સમીપે એક રત્નમય ધ્વજ હતો તે જાણે ધર્મે આ એકજ પ્રભુ છે એમ કહેવાને પોતાનો એક હાથ ઊંચો કર્યો હોય તેવો શોભતો હતો.

## દેવદેવી વિગેરેનું યથાસ્થાને બેસવું અને ઈન્દ્રની વિજ્ઞપ્તિઃ—

હવે વૈમાનિક દેવતાઓની સ્ત્રીઓએ પૂર્વદ્વારથી પ્રવેશ કરી, ત્રણ પ્રદક્ષિણા દઈ, તિર્થંકર

તથા તીર્થને નમસ્કાર કરી પ્રથમ ગઢમાં સાધુ સાધ્વીનું સ્થાન છોડી દઇ, તેઓના સ્થાનની મધ્યમા અગ્નિખૂણે ઉભી રહી. ભુવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતરોની સ્ત્રીઓ દક્ષિણ દિશાના દ્વારથી પ્રવેશી અનુક્રમે પૂર્વ પ્રમાણે વિધિ કરી નૈરૂત્ય ખૂણે ઉભી રહી. ભુવનપતિ, જ્યોતિષ્ક અને વ્યંતર દેવતા પશ્ચિમ દિશાના દ્વારથી પ્રવેશ કરી પૂર્વ પ્રમાણે વિધિપૂર્વક વાયવ્ય દિશામા બેઠા. વૈમાનિક દેવતાઓ, મનુષ્યો અને મનુષ્ય સ્ત્રીઓ ઉત્તર દિશાના દ્વારથી પ્રવેશ કરી પૂર્વ વિધિ પ્રમાણે ક્રમથી ઇશાન દિશામાં બેઠા. ત્યાં પ્રથમ આવેલા અલ્પ ઋદ્ધિવાળા જે કોઇ આવે તેને નમતા અને આવનાર પ્રથમ આવેલ હોય તેને નમીને આગળ જતા. પ્રભુના સમવસરણમાં કોઇને પ્રતિબંધ નથી. કોઈ જાતની વિકથા નથી, વિરોધીઓને પણ પરસ્પર વૈર નથી તેમ કોઈને એક બીજાનો ભય નથી. બીજા ગઢની અંદર તિર્યંચો આવીને બેઠા અને ત્રીજા ગઢના મધ્યમાં સર્વનાં વાહનો રહ્યાં. ત્રીજા ગઢની બહારના ભાગમાં કેટલાક તિર્યંચો, મનુષ્યો અને દેવતાઓ પ્રવેશ કરતા અને નીકળતા દેખાતા હતા. એવી રીતે સમવસરણની રચના થઇ રહ્યા પછી સૌધર્મ દેવલોકનો ઇન્દ્ર બે હાથ જોડી પ્રભુને નમસ્કાર કરી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો 'હે પ્રભુ! બુદ્ધિહીન એવો હું આપના કિંચિત્ માત્ર ગુણ ગાવાને શકિતવાન નથી તોપણ ભક્તિના આવેશથી સ્તુતિ કરૂં છું. હે ત્રૈલોક્ય પતિ! આ ભરત ક્ષેત્રમાં ઘણા કાળથી નષ્ટ થયેલા ધર્મરૂપ વૃક્ષને ફરી ઉત્પન્ન કરવામાં તમે બીજ સમાન છો વળી હે પ્રભુ! તમારા માહાત્મ્યનો કાંઈ પાર નથી કારણ કે, પોતાને સ્થાનકે રહેલા અનુત્તર વિમાનના દેવોના સંદેહને તમે અહીં રહ્યા છતાં જાણો છો અને તેનુ નિવારણ પણ કરો છો મૂર્ખ માણસને પુસ્તકોનો અભ્યાસ જે કલેશને અર્થેજ થાય છે તેમ તમારી ભક્તિ વિનાના મનુષ્યોનાં મોટાં તપ પણ શ્રમને માટેજ થાય છે હે પ્રભુ! તમારી સ્તુતિ કરનાર અને તમારા પર દ્વેષ કરનાર એ બન્ને ઉપર તમારી સમદૃષ્ટિ છે તે છતાં પણ તેઓને શુભ, અશુભ એમ ભિન્ન ભિન્ન ફળ થાય છે. તેથી અમને આશ્ચર્ય થાય છે." એમ સ્તુતિ કરી ઇન્દ્ર દેવતાઓના અગ્ર ભાગે બે હાથ જોડી રાખીને બેઠો.

**મરૂદેવામાતા અને ભરત રાજા:—**

આ તરફ ભગવાન ઋષભદેવની દીક્ષા બાદ નિરંતર તેમની ઝંખના કરતાં અયોધ્યામાં મરૂદેવા માતાને અશ્રુપાતથી આંખે પડળ આવી ગયાં હતાં. હવે તે મુદ્દલ આંખે દેખી શકતાં ન હતાં એક વખત પ્રાતઃકાળે માતામહીને વંદન કરવા ભરત મહારાજા આવ્યા. તેમણે માતાના ચરણને સ્પર્શ કરી કહ્યું કે 'હે માતા! હુ ભરત. આપને કુશળ છે ને ?' આ શબ્દ સાંભળતાં માતાનું હૃદય ભરાઇ આવ્યું અને તેમને દુઃખ તાજું થયુ તેમણે આંખમાં આંસુ સાથે ભરતમહારાજાને આશીર્વાદ આપ્યા અને પછી કહેવા લાગ્યાં કે 'હે ભરત! મારો પુત્ર ઋષભ મને તને અને સઘળી રાજ્યઋદ્ધિ સાથે પૃથ્વી છોડી ચાલતો થયો. હું ગહનવનમાં એકાકી ફરતો, ટાઢ તડકો સહન કરતો અને ભૂખ તરસથી

પીણાનો મળ્યું છું ત્યારે મને થાય છે કે હુ સાંભળ્યા છતાં જીવુ કેમ છું ? તું મને રોજ પુછે છે કે ' માતા ! કુશળ છે ને ! મારી કુશળતા ઋષભની કુશળતામાં છે. હરહંમેશ જેને માથે ઉજ્જવળ ચંદ્રકાન્તિ જેવાં છત્ર રહેતા તેનુ માથું આજે જંગલમાં સૂર્યના તાપથી તપી રહ્યુ છે જે સુંદર વિંઝણાઓથી વિંજતી સ્ત્રીઓના કંકણોનો મધુર અવાજ જેની આસપાસ ફેલાતો તે મારો ઋષભ આજે મચ્છરોના ગણગણાટમા ઘેરાયેલો છે. રથ અને હસ્તી ઉપર બીરાજી સેંકડો માણસોથી સેવાતો મારો ઋષભ કાંટા કાંકરા અને જંગલમાં તેમજ પર્વત, ખીણો અને જંગલોમા ઉઘાડે પગે રખડે છે. જેના આહાર અને પાન માટે કલ્પવૃક્ષ અને ક્ષીર સમુદ્રના પાણી હાજર થતાં તે મારો ઋષભ ઘેરઘેર ભિક્ષા માટે રખડે છે. અને તે ભિક્ષા પણ કોઇવાર મળે અને કોઇવાર ન પણ મળે. મારો ઋષભ જ્યારે વર્ષાઋતુ શિયાળા અને ઉનાળામાં નિરાધાર ભીક્ષોની પેઠે દુઃખ સહન કરી રહ્યો છે ત્યારે તમે ભરત બાહુબલિ વિગેરે રાજ્યવૈભવમા રાચો છો. મારા પુત્રની તમે કોઈ થોડીજ દરકાર લો છો ! ભરત ! દોષ બીજા કોને દઉં, મારા ભાગ્યને જ ધિક્કાર હો કે જે ઋષભ જેવા પુત્રને પામી છતાં તેથી વિયોગી બની. તે પુત્ર પણ જ્ઞાન નિધાન અને વાત્સલ્યપૂર્ણ હોવા છતા સાવ મને વિસરી ગયો છે. હુ તો આજે દોડીને તેની પાછળ તેની સારસંભાળ લેવા માંડુ પણ શુ કરૂં કે આજે મેં તેના દુઃખને લઈ અશ્રુપાતથી આંખો ગુમાવી છે ભરત ! વધુ નહિ તો તેની ખબર તો મને આપ્યા કર ' આમ બોલી માતા મુક્તે હૃદયે રડી પડયાં. ભરત મહારાજા ધૈર્ય ધારણ કરી માતાને કહેવા લાગ્યા કે ' આપ ત્રિભુવનસ્વામી ઋષભદેવની માતા છો. ત્રણ જગતના આધાર સત્વશાળી જે પ્રથમ તીર્થંકર થવાના છે તે આદીશ્વરની આપ જનેતા છો. હે માતા ! જેના નામના સ્મરણથી બીજાને ઉપદ્રવો નથી થતા તે તમારા પુત્રને ઉપદ્રવો શાના થાય ? તેમને વનમાં સિંહ વરૂ કે કોઈનો ભય નથી. તે જંગલમા ટાઢ તડકો વર્ષા સહન કરે છે તે કેવળજ્ઞાનની પ્રાપ્તિ માટે છે અને તે તેમને નજીકમાંજ થવાનું છે. આપ મનમાં ઓછું ન લાવો. જગતને તારનાર તેમના કાર્યની આપ અનુમોદના કરો. '

**કેવળજ્ઞાન અને ચક્રની ઉત્પત્તિની વધામણી :—**

આ પ્રમાણે ભરત મહારાજા માતાને કહે છે તેટલામાં યમક અને સમક નામના બે પુરૂષો મહારાજા પાસે આવ્યા. યમકે કહ્યુ કે ' હે નરાધિપ ! પુરિમતાલ નામના પરામાં શકટાનન ઉદ્યાનમાં પરમાત્મા ઋષભદેવને ત્રણે લોકની સર્વ વસ્તુને જણાવનાર કેવળજ્ઞાન પ્રગટ થયુ છે' યમક પછી તુર્તજ સમક બોલી ઉઠયો કે ' હે મહારાજ ! આપની આયુધશાળામાં સૂર્યમંડળ સરખું તેજસ્વી અને હજાર આરાવાળું ચક્રરત્ન ઉત્પન્ન થયું છે.'

બન્ને વધામણી સાંભળી ' આ બન્નેમાં પ્રથમ કોને પૂજું ? તેનો ક્ષણભર વિચાર કર્યા બાદ ભરત મહારાજાએ ચિંતવ્યું કે 'જગતના જીવ માત્રના અભયદાતા ત્રણ લોક પૂજ્ય તીર્થંકર પિતા ક્યાં ? અને પ્રાણીઓનું સંહાર કરનાર ચક્રવર્તિ પદ આપનાર આ ચક્ર કયાં ?'

**ભગવંતના સમવસરણમાં મરૂદેવા માતા સાથે ભરતેશ્વરનું જવું અને માર્ગમાં મરૂદેવા માતાને કેવળજ્ઞાનઃ—**

તેમણે તુર્ત પોતાના સામંતોને કેવળજ્ઞાનના મહોત્સવ માટે પ્રયાણ કરવાની આજ્ઞા આપી અને યમક સમકને વધામણી બદલ યોગ્ય ઇનામ આપ્યું. ત્યારબાદ ભરત મહારાજાએ મરૂદેવા માતાને કહ્યું કે, ' હરહંમેશાં જેનુ હૃદયમાં દુ ખ ધરી ચિંતા કરો છો તે ઋષભદેવ કેવળજ્ઞાન પામ્યા છે. કરોડો દેવતા અને માનવસાગર તેમના કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા ઉલટયો છે. આપ મારી સાથે તેમની ઋદ્ધિ જોવા પધારો ' એમ કહી મરૂદેવા માતાને હસ્તિ ઉપર બેસાડી ભરતેશ્વર ચતુરંગ સૈન્ય સહિત સમવસરણ તરફ ચાલ્યા. દુરથી સમવસરણમાં રહેલ ઈંદ્રધ્વજ દેખાવા લાગ્યો, તેમજ રત્નગઢની જ્યોત આકાશમાં ઝળહળતી દેખી ભરતેશ્વર માતાને કહેવા લાગ્યા કે, ' હે માતા ! જુઓ આકાશમાંથી આ દેવો તમારા પુત્રને હું પહેલો જોઉં, હું પહેલો જોઉં એમ કરી સ્પર્ધાપૂર્વક વેગથી દોડી રહ્યા છે, માતા ! સાંભળો આ દેવદુંદુભિનો મધુર અવાજ તમારા પુત્રને કેવળજ્ઞાન થયું છે તેના મહોત્સવ નિમિત્તે દેવતાઓ વગાડી રહ્યા છે. માતા ! એકવાર તો તમારા પુત્રને ત્રણ ગઢના મધ્યમાં રહેલ સિંહાસન ઉપર બેસી ત્રણે જગતના પ્રાણીઓને બોધ આપતાં તો નિરખો કે જ્યાં સૌ કોઇ વેર વિરોધ ભૂલી નતમસ્તકે તેમનુ દેશના મૃત પી રહ્યું છે. માતાના હૃદયમાં હર્ષપૂર આવ્યુ. આંખમાંથી દડદડ હર્ષાશ્રુ ઉભરાયાં અને આંખના પડળ ખુલી ગયાં. તેમણે પુત્રની ઋદ્ધિ નજરોનજર નિહાળી અને તેમાં એકતાન બન્યાં. સાથે ' મેં પુત્રનો શોક ફોગટ કર્યો તે તો ત્રિભુવનનો સ્વામી થયો છે. તેણે રાગદ્વેષ તજી કેવળજ્ઞાન ઉપાર્જ્યું છે હુ કેવળ મોહમૂઢ બની. જગતમાં કોઇનુ કોઈ નથી. ' આમ વૈરાગ્ય ભાવનાની શ્રેણિએ આગળ વધતાં ક્ષપકશ્રેણિએ ચડયાં અને કૈવલ્ય પામ્યાં કૈવલ્યજ્ઞાનની સાથે જીવન કૃતકૃત્ય મરૂદેવા આયુષ્ય પુર્ણ થયેલ હોવાથી નિર્વાણ પામ્યાં. આ રીતે અવસર્પિણીમાં મરૂદેવા માતા પ્રથમ સિદ્ધ થયા જાણી દેવતાઓએ તેમના શરીરનો સત્કાર કરીને તેમના મૃતકને ક્ષીરસમુદ્રમાં પધરાવ્યું. મધ્યરાત્રિના ચંદ્રોદય સમયે જેમ અંધકાર અને ચંદ્રિકા બન્ને હોય તેમ ભરત મહારાજા માતાના મૃત્યુથી દીલગીર અને તેમના થયેલ નિર્વાણથી હર્ષ આ રીતે મિશ્રિત લાગણીવાળા થયા.

**ભગવાનની દેશનાનું શ્રવણ અને ચતુર્વિધ સંઘની સ્થાપના :**

ભરત મહારાજાએ રાજચિન્હનો ત્યાગ કરી પગપાળા ચાલીને ઉત્તર દિશાના દ્વારે થઇ સમવસરણમાં પ્રવેશ કર્યો ત્યાં દાન, શીલ તપ અને ભાવરૂપ ધર્મના ચાર પ્રકારો સરખા ચાર પ્રકારના દેવતાઓથી વીંટળાયેલા પરમાત્મા શ્રી ઋષભદેવને ત્રણ પ્રદક્ષિણા દઇ પંચાંગ પ્રણિપાત કરી પછી સહેજ પાછા ખસી તે ઇંદ્રની પાછળ બેઠા. જોતજોતામાં ભગવાનની પર્ષદા સર્વે પશુ પ્રાણી વિગેરે ત્રણ લોકોના જીવોથી ભરપુર બની. સૌ વૈરભાવ તજી કેવળી ભગવાનના મુખ સામે દષ્ટિ રાખી તેમના ઉપદેશામૃતને સાંભળવા

તત્પર થયા એટલે ભગવાને દેશના આરંભી. 'આ માનવ ભવ દુર્લભ છે અને તે માનવ ભવની સાર્થકતા પરલોકની સાધનામાં સમાયેલ છે. હે ભવ્ય જીવો ! માતા, પિતા, સ્ત્રી, બંધુ, સ્વામી, સેવક સર્વ સંબંધો નશ્વર છે. ધર્મ એકજ વિશિષ્ટ છે કે જે માનવના મૃત્યુ પછી તેની પાછળ આવે છે જગતના સર્વ સંયોગોનો છેડો અંતમાં છે તેમ ધનવૈભવ વિગેરે સર્વ છેવટે નાશ પામનાર છે. માટે જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગનુ પાલન કરો. આનું પાલન સાધુધર્મ અને શ્રાવક ધર્મના પાલનથી થઇ શકે છે.' ભગવાનની આ પ્રમાણે દેશના સાંભળી ભરતના પુત્ર ઋષભસેને ભગવંતને વિજ્ઞપ્તિ કરી કહ્યું કે, 'હે ભગવંત! આપે અમારા જેવા સંસારદાવાનલથી દગ્ધ બનેલા જીવોની શાંતિ માટે તત્ત્વામૃતની વૃષ્ટિ કરી મહાન ઉપકાર કર્યો છે. હે દયાનિધિ! આપ અમારૂં રક્ષણ કરો. આ સંસારનાં સર્વ સગાં સંબંધી સંસારભ્રમણના હેતુરૂપ છે તેથી મારે તેની જરૂર નથી. મેં આપનોજ આશ્રય લેવાનો નિર્ણય કર્યો છે માટે મને દીક્ષા આપો.' આ પ્રમાણે કહી ઋષભસેને ભરતના બીજા પાંચસો પુત્રો અને સાતસો પૌત્રોની સાથે દીક્ષા ગ્રહણ કરી. ભરતના પુત્ર મરીચિએ પણ ભગવંતને દેવો અને ઈન્દ્રોથી સેવાતા દેખી આનંદપૂર્વક દીક્ષા અંગીકાર કરી. ભરત મહારાજાની આજ્ઞાલઇ બ્રાહ્મીએ દીક્ષા અંગીકાર કરી. ભરત મહારાજાએ શ્રાવકવ્રત સ્વીકર્યું અને સુંદરી દીક્ષા લેવાની ઈચ્છાવાળી હોવા છતા ભરત-મહારાજાએ નિષેધ કર્યો અટલે શ્રાવિકા થઈ. આ રીતે કોઈએ દીક્ષા, કોઇએ શ્રાવકપણું તો કોઇએ સમકિત ગ્રહણ કર્યું. કચ્છ મહાકચ્છ સિવાય બીજા સર્વ તાપસોએ પણ પ્રભુ પાસે આવી ફરીથી દીક્ષા ગ્રહણ કરી. એમ **ચતુર્વિધ સંઘની** વ્યવસ્થા થઇ. પ્રભુએ ઋષભસેન વિગેરે ચોરાશી સદ્બુદ્ધિવાન શિષ્યોને સર્વ શાસ્ત્ર જેમાં સમાએલાં છે એવી <u>ઉત્પાદ, વ્યય, અને ધ્રુવ</u> એ નામની પવિત્ર ત્રિપદીનો ઉપદેશ કર્યો. એટલે તે ગણધરોએ તે ત્રિપદીને અનુસારે દ્વાદશાગીની રચના કરી. પછી ઇંદ્ર દિવ્ય ચૂર્ણથી પૂર્ણ ભરેલો એક થાળ લઇને પ્રભુના ચરણ પાસે ઉભો રહ્યો. એટલે ભગવંતે ઉભા થઈ તેમની ઉપર ચૂર્ણક્ષેપ કરી સૂત્રથી, અર્થથી, દ્રવ્યથી, ગુણથી, પર્યાયથી અને નયથી તથા અનુયોગથી ગણની અનુજ્ઞા આપી ત્યારપછી દેવતા મનુષ્ય અને તેમની સ્ત્રીઓએ દુદુંભિના નાદપૂર્વક તેઓની ઉપર ચોતરફથી દિવ્યચૂર્ણ—વાસક્ષેપની વૃષ્ટિ કરી પછી સર્વ ગણધરો અંજલિ જોડીને ઉભા રહ્યા. ભગવંતે પૂર્વાભિમુખ સિંહાસને બેસી ફરીથી દેશના આપી તે વખતે પહેલી પોરિસી પૂરી થઇ. ચક્રવર્તિએ કરાવેલો અને દેવતાઓએ સુગંધિત કરેલો અખંડ ફોતળા સહિત બનાવેલો શાલિનો બલિ ઉછાળવામાં આવ્યો. તે બલિના અર્ધાભાગને દેવતાઓએ અંતરિક્ષમાંથીજ ગ્રહણ કર્યો અને નીચે પડયો તેમાંથી અર્ધભાગ ભરતરાજાએ લીધો. અને બાકીનો લોકોએ વહેંચી લીધો. તે બલિના પ્રભાવથી રોગનો નાશ થાય છે અને ફરીથી છ માસ પર્યંત નવા રોગ ઉત્પન્ન થતા નથી. પછી ભગવાન્ સિંહાસનથી ઉઠી ઉત્તરદ્વારના માર્ગથી બહાર નીકળ્યા અને દેવ

છંદામાં વિશ્રામ લેવાને બેઠા. તે સમયે ગણધરોમાં મુખ્ય એવા શ્રી રૂષભસેન ગણધરે ભગવંતના પાદપીઠ ઉપર બેસી ધર્મદેશના દીધી. જ્યારે ગણધર ભગવંત દેશનાથી વિરામ પામ્યા ત્યારે સર્વે પ્રભુને પ્રણામ કરી પોતપોતાના સ્થાને ગયા. આ પ્રમાણે તીર્થ ઉત્પન્ન થયા બાદ પરમાત્માની પાસે રહી નિત્ય સેવા કરનાર તેમજ તીર્થની રક્ષા કરનાર ગોમુખ નામનો યક્ષ ઉત્પન્ન થયો કે જેના જમણા બે હાથમાં વરદ અને અક્ષમાળા હતી અને ડાબા બન્ને હાથમાં બીજોરૂ અને પાશ હતાં. તેનું વાહન હાથીનું હતું. તેમજ સુવર્ણના વર્ણવાળી ગરૂડના વાહનવાળી અપ્રતિચક્રા નામની શાસનદેવી થઈ. જેના જમણા ચાર હાથમાં ચક્ર, પાશ, બાણ અને વરદ હતાં. અને ડાબા ચાર હાથમાં ચક્ર, ધનુષ્ય અંકુશ અને વજ્ર હતાં. આ પછી ભગવાન જગત ઉપર ઉપકાર કરવા વાયુપેઠે અપ્રતિબદ્ધપણે વિહાર કરવા લાગ્યા.

### ભગવંતના અઠ્ઠાણું પુત્રોની દીક્ષા.

ભરત ચક્રવર્તિએ સંપૂર્ણ ભરતક્ષેત્રને સાધ્યા બાદ પોતાના ભાઇઓને પોતાની આજ્ઞા પાળવાનુ કહેણુ મોકલ્યું. ત્યારે તે ભગવંતને પુછવા ગયા કે 'હે ભગવત ! આપે સૌને દેશોના ભાગ પાડી આપ્યા છે. ભરતને સૌ કરતાં મોટું રાજ્ય આપ્યું છે છતાં તે લોભી બની અમારા ઉપર તેની આજ્ઞા પાળવાનું કહેણુ મોકલે છે. અમે શું કરીએ ?' કરૂણાસાગર ભગવંતે તેમને કહ્યું કે 'જીવન ચંચળ છે. લક્ષ્મી કોઈ જગ્યાએ સ્થિર રહેનારી નથી અને આ રાજ્ય પણ એક પછી એકને આધીન થનારૂં છે. સમજુ પુરૂષોએ તો આત્મરમણમાં ચિત્ત પરોવી સ્વશ્રેય સાધવું જોઈએ.' ભગવંતનો આ ઉપદેશ સાંભળી વૈરાગ્ય વાસિત બનેલ અઠ્ઠાણું ભાઇઓએ ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી.

ભરત મહારાજા અઠ્ઠાણું ભાઇઓના દીક્ષાના સમાચાર સાંભળવાથી દીલગીર થયા. આ અરસામાં ફરી તેમને સેનાપતિ તરફથી જણાવવામાં આવ્યું કે ચક્ર આયુધશાળામાં પ્રવેશ કરતું નથી. તપાસ કરતાં જણાયુ છે કે બાહુબલિને આજ્ઞાધારક બનાવવામાં આવેલ નથી તુર્ત બાહુબલિ પ્રત્યે દૂત મોકલ્યો પણ તેણે તેની અવગણના કરી યુદ્ધની જાહેરાત કરી. દેવોની વિજ્ઞપ્તિથી સંહારમય માણસોનું પરસ્પર યુદ્ધ બંધ રાખી બન્ને ભાઇઓનુ દૃષ્ટિયુદ્ધ, બાહુયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ અને દંડયુદ્ધ થયુ. આ દરેકમાં ભરત મહારાજા હાર્યા. દેવોને પણ શંકા ઉપજી કે 'ચક્રવર્તિ તો ભરત છે કે બાહુબલિ ?' કાંઇ ઉપાય ન ચાલવાથી છેવટે ભરતમહારાજાએ બાહુબલિ પર ચક્ર છોડયુ. પણ મેરૂપર્વતની આસપાસ સૂર્ય પ્રદક્ષિણા કરે તેમ બાહુબલિની આસપાસ ફરી ચક્ર ભરતની પાસે પાછું આવ્યુ. કારણકે ચક્રનો પ્રભાવ સ્વગોત્રીય ઉપર પડતો નથી. બાહુબલિના ક્રોધે માઝા મૂકી. તે બોલી ઉઠયો કે, 'અમારે બન્નેને પરસ્પર સરખી સામગ્રીથી યુદ્ધ કરવાનું હતું છતાં ભરતે નીતિમાર્ગને ઉલ્લંઘી મારા વધ માટે ચક્ર મુકયું. એકેન્દ્રિય ચક્રને વિવેક આવ્યો અને તે પાછું ફર્યું પણ હે ભરત ! મોટાભાઈ

થઇ તું વિવેક ચુકયો અને ચક્રવર્તિપણાના લોભે તું મારા વધમાટે તારૂ ચક્રરત્ન હથિયાર અજમાવતાં ચૂકયો નહિ. તને અને તારા ચક્રને હુ આ મુઠ્ઠિથી ચુરી નાખું એ પ્રમાણે બોલતો મુઠ્ઠિ ઉપાડી ભરતેશ્વર તરફ બાહુબલિ દોડયો. ભરતની પડખે જતાં તેની વિચાર ધારાએ પલટો લીધો. 'ભરત અને મારામાં ફેર શો ? ભરતે ચક્રવર્તિ થવા માટે ચક્ર મુકયું અને હું પિતાતુલ્ય વડીલ ભાઈને મારવા દોડયો છું. જગતમાં રાજ્ય અને ઋદ્ધિ કોનાં ટકયા છે. નાના અઠ્ઠાણુ ભાઈઓને ધન્ય હો કે જેમણે જગતમાં વડીલનો વિનય પણ બતાવ્યો અને દીક્ષા લઈ પોતાનું કલ્યાણ સાધ્યુ. ઉપાડેલી મુઠ્ઠી નિષ્ફળ ન કરતાં તેણે તે મુઠ્ઠિથી પોતાનો શિરલોચ કર્યો અને નમ્રભાવે ભરતને કહ્યું કે 'હે ચક્રિ! જે રાજ્યે આપણા બન્ને ભાઇઓમાં વિરોધ પ્રગટાવ્યો તે રાજ્ય મારે ન જોઈએ. હુ દીક્ષા અંગીકાર કરૂં છું અને અજ્ઞાન તથા લોભવશથી તમને જે કાંઈ મેં વિડંબના કરી છે તેની ક્ષમા માગું છું' દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને આકાશવાણીમાં બોલ્યા કે 'બળથી મોટાભાઇને જીની બાહુબલિએ બન્ને ભાઈઓની વચ્ચે ભેદ કરનાર મોહને પણ ખરેખર જીત્યો છે'

### ભરતની બાહુબલિ પ્રત્યે ક્ષમાની યાચના:—

બાહુબલિએ રણાંગણની ભૂમિને કાઉસ્સગ્ગ ધ્યાનની ભૂમિ બનાવી અને કેવળજ્ઞાન પામ્યા. પછી ભગવાનની સમીપે જવાથી નાના ભાઈઓને વંદન કરવું ન પડે તે વિચારી કેવળજ્ઞાનની પ્રાપ્તિ માટે ત્યાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા ભરતમહારાજા વિલખા પડયા. ચક્રવર્તિની રાજ્યઋદ્ધિ મળ્યા છતાં બાહુબલિ આગળ તેમનુ બળ મપાઇ ગયુ. બાહુબલિએ અને અઠ્ઠાણું ભાઈએ રાજ્ય છોડી દીક્ષા લેવાથી તે નિસ્નેહી ગણાયા. તેમને બાહુબલિ પ્રત્યે સદ્ભાવ જાગ્યો. તેની મહત્તા અને પોતાની ઓછાશ પોતાને જણાવા લાગી તે બોલી ઉઠયા કે 'બાધવ! બાહુબલિ તું બળવાન અને દયાળુ છે. હું નિર્બળ અને નિર્દય છું, હું વિવેક ચુકયો, તે વિવેક સાચવ્યો. તું ગણના યોગ્ય પુરૂષમાં ગણાયો હુ કષાયથી ભાન ભૂલેલા માણસોની ગણતરીમાં ગણાઇશ બાંધવ! મારા અપરાધને ક્ષમા કરો.' બાહુબલિ મૌન હતા ભરત મહારાજાએ બાહુબલિની સ્તુતિ કરી તેમના રાજ્યપર બાહુબલિના પુત્ર સોમયશાને સ્થાપી શોકસહિત પોતાને સ્થાને ગયા.

### બાહુબલિનું તપ અને કેવળજ્ઞાનઃ—

એકચિત્તે નિશ્ચળ મેરૂસમાન ઉંડુ આત્મરમણ કરતાં બાહુબલિને દીવસો પર દીવસો પસાર થયા, શિયાળો ઉનાળો પસાર થઈ ચોમાસું બેઠુ. તેમના શરીરને લાકડાનુ થડ માની આસપાસ લતાઓ વીંટાઇ. પક્ષીઓએ તેમા માળા કર્યાં પણ દેહધારી બાહુબલિ અચેતન ઠુઠાની પેઠે સ્થિર રહ્યા. ઉગ્રતપ ત્યાગ અને ધ્યાનથી તેમણે કર્મોને ક્ષીણ કર્યાં છતાં 'કેવળજ્ઞાન પ્રગટ થયા પછી હું પિતા પાસે જાઉં જેથી મારે વંદન કરવું ન પડે તે ભાવના નિવૃત્ત ન થઈ ત્યાં સુધી કેવળજ્ઞાન ન પ્રગટયુ.

એક વખતે ભગવાનના કહેવાથી બ્રાહ્મી અને સુંદરી જ્યાં બાહુબળિ હતા ત્યાં આવી કહેવા લાગી કે 'હે બાંધવ! ભગવંત કહે છે કે 'હાથી ઉપરથી હેઠા ઉતરો, કેમકે હાથીએ ચડેલાને કેવળજ્ઞાન પ્રગટતું નથી' આ શબ્દ ઉચ્ચારી બ્રાહ્મી અને સુંદરી સાધ્વી તેમના ઉગ્ર તપને અનુમોદન આપતી ચાલી ગઇ. બાહુબલિના મનમાં વિચાર આવ્યો કે " હું અરણ્યમાં છું. અહિં કોઈ હાથી નથી. ભગવંતના વચનમાં પણ ફેરફાર ન હોય. ક્ષણમાં તેને સમજાયુ કે ભગવાન મારા ઉપકારી છે. મને જણાવે છે કે 'નાનાભાઈને ન વાંદવારૂપ અભિમાન હાથીથી હેઠો ઉતર, હું ભૂલ્યો. મોટા હું કે તે ભાઇઓ. તેમણે પહેલાં રાજ્યઋદ્ધિ છોડી. પહેલાં પિતાની સેવા સ્વીકારી. પહેલાં તપધ્યાન તપ્યા. પહેલા દીક્ષા લીધી અને પહેલાં જ્ઞાન પામ્યા હું ત્યાં જાઉં અને તેમને વંદન કરૂં અને મારા આત્માને કૃતકૃત્ય બનાવું આમ બોલી તેમણે પગ ઉપાડયો અને પગ ઉપાડતાં જ કેવળજ્ઞાન પ્રગટયું. પરમાત્મા ઋષભદેવ પાસે આવી પ્રદક્ષિણા દઈ તીર્થને નમસ્કાર કરી બાહુબલિ કેવલિ પર્ષદામાં બેઠા.

### પોતાના બાંધવોને ગોચરી માટે આમંત્રણ:—

જગત્‌ને પવિત્ર કરતા એક વખત ચોત્રીસ અતિશયને ધારણ કરતા ભગવાન ઋષભદેવ અષ્ટાપદપર્વત ઉપર સમવસર્યા. પર્વતના રક્ષકોએ આ સમાચાર ભરત ચક્રવર્તિને આપ્યા. સુંદર વધામણી બદલ ચક્રિએ તેઓને સાડાબાર ક્રોડ સોનૈયા ઈનામમાં આપ્યા ત્યારબાદ ભરતચક્રી સર્વપરિવાર સહિત અષ્ટાપદ પર્વતે ગયા અને ત્યાં ભગવંતને પ્રદક્ષિણા દઈ વાંદી દેશના સાંભળી. ભગવંતની દેશનાબાદ પોતાના મહાવ્રતધારી ભાઈઓને જોઇ ભરતનો ભ્રાતૃપ્રેમ ઉભરાયો. 'તેને પોતે' પોતાની ચક્રિની ઋદ્ધિ અને હજારો યક્ષો સેવકો હોવા છતાં ભાઇઓ વિના વનવગડાના ઠુંઠા જેવો એકલો દેખાયો. તેના હૃદયમાં હું મોટો હોવા છતાં નાનો છુ અને ઉમરે નાના હોવા છતાં હૃદયના ઉદાર આ ખરેખર મોટા છે. હું ચક્રવર્તિનાં સુખ ભોગવું છું અને આ મારા ભાઈઓ દુષ્કર તપશ્ચર્યા કરી રહ્યા છે. જેણે ભાઇઓને પણ પોતાના ન ગણ્યા તેને જગતમાં બીજું કોણ પોતાનુ હોય ?" એ વિચારો ઉભરાયા. તેણે પરમાત્માની પાસે જઇ પોતાના ભાઈઓને રાજ્યઋદ્ધિ પાછી આપવા કહ્યું; ભગવાને કહ્યું કે 'ભદ્રિક ભરત! શરીર અને મનની પણ દરકાર ન કરનાર આ ઉત્તમ મુનિપુંગવો વમન કરેલ ભોગરૂપ રાજ્યને કેમ ગ્રહણ કરે ?' ભરતે તુર્ત ગાડામાં આહાર વિગેરે સામગ્રી લાવી મુનિઓને આપવા માડી ત્યારે ભગવંતે કહ્યું કે 'ભરત! મુનિઓને આધાકર્મી–તેમને ઉદ્દેશીને બનાવવામાં આવેલ આહાર ખપે નહિ. ભરતે ભગવંતને પોતાને ત્યા તેમને માટે નહિ કરેલ આહાર વહોરી કૃતાર્થ કરવાની માગણી કરી. ભગવંતે જવાબમા કહ્યું કે 'ભરત! મુનિઓ રાજપિંડ વહોરે નહિં.' સર્વ બાજુથી પાછા પડેલ ભરતેશ્વરના હૃદયમાં શોકસાગરે માઝા મુકી અને તે મૂર્છા પામ્યો. તેને લાગ્યુ કે 'જે મારી રાજ્યઋદ્ધિનો અંશ પણ આ ત્યાગી મુનિ બાંધવોના કામમાં ન આવે તેવી રાજ્યઋદ્ધિવાળો હું રાજેશ્વર ચક્રવર્તિ કે ખરેખર કોઇને પણ ઉપકારક નહિ બનનાર નિષ્ક્રિય ગરીબ છું.'

## ઇન્દ્રે અને ભરતે મુનિઓ માટે અવગ્રહની આપેલ છુટ.

ઇન્દ્રે ભરતના દુઃખને ઓછુ કરવા ભગવંતને પુછ્યુ કે 'ભગવાન ! *અવગ્રહ કેટલા છે ?' ભગવાને કહ્યુ કે '૧ ઇન્દ્ર સંબધી, ૨ ચક્રવર્તિ સંબધી, ૩ રાજા સંબંધી, ૪ ગૃહસ્થ સંબંધી અને ૫ સાધુ સંબંધી આમ પાંચ પ્રકારે છે. તેમાં પણ ઇન્દ્રની ગેરહાજરીમાં ચક્રિની અનુજ્ઞા અને ચક્રિની ગેરહાજરીમાં રાજાની અનુજ્ઞા એ પ્રમાણે ક્રમપૂર્વક અનુજ્ઞાથી સાધુઓ વિચરી શકે, ઇન્દ્રે ઉભા થઇ જણાવ્યું કે 'મારા અવગ્રહમાં જે મુનિઓ વિચરે છે તેમને મારા ક્ષેત્રમાં વિચરવાની મેં રજા આપી છે.' પછી ભરતે પણ ઉભા થઈ કહ્યું કે 'મારા અવગ્રહની હું પણ રજા આપુ છું' ત્યારબાદ ભરતચક્રીએ ઇન્દ્રને પૂછ્યુ કે 'આ ભોજન સામગ્રીનુ શુ કરવું ?'—ઇન્દ્રે જણાવ્યુ કે 'ગુણાધિક શ્રાવકોને તે આપી દો.' ભરતચક્રવત્તિએ તે વાત માન્ય રાખી.

## ઇન્દ્રના મૂળરૂપ કનિષ્ઠા અંગુલિનું ભરતે કરેલ દર્શનઃ—

ત્યારબાદ ભરતચક્રીએ ઇન્દ્રને પુછ્યુ કે 'તમારૂં મૂળરૂપ દેવલોકમાં પણ આવુ જ હોય છે કે ફેરફારવાળું હોય છે ?' ઇન્દ્રે ભરતને પોતાની કનિષ્ઠા આંગળી મૂળરૂપે બતાવી. તે જોતાં જ ભરતની આંખો અંજાઇ ગઇ. સૂર્યના સહસ્રકિરણો સંગઠિત થઈ જાણે તે ન બની હોય તેવું ભરતને લાગ્યું. આ પછી ઇન્દ્ર ભગવંતને નમી સ્વસ્થાને ગયો અને ભરતે અયોધ્યામાં ઇન્દ્રની અંગુલિના સ્મરણ નિમિત્તે ઇન્દ્રની અંગુલિનો આરોપ કરી મહોત્સવ કર્યો ત્યારબાદ લોકોમા ઇન્દ્રસ્તંભ રોપી ઇન્દ્ર મહોત્સવ કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ.

## માહન–બ્રાહ્મણોની ઉત્પત્તિ—

ભરત ચક્રવર્ત્તિને લાગ્યુ કે રાજપિંડ હોવાથી મારે ત્યાં મુનિઓ વહોરી શકે તેમ નથી. તો મારે કાઇને કાંઇ મારૂં શ્રેય કરવું જોઇએ તેથી તેણે શ્રાવકોને બોલાવી કહ્યુ કે 'તમે મારે રસોડે હરહમેશ ભોજન કરજો. આરંભ સમારંભનો ત્યાગ કરી સ્વાધ્યાય કરજો અને મને જાગૃત રાખવા 'जितो भवान् भयं भूरि, ततो मा हन मा हन' (તમે જીતાયેલા છો. ભય વૃદ્ધિ પામે છે માટે કોઇ જીવને કે તમારા આત્મગુણને ન હણો અને સાવધ રહો.) આટલા શબ્દો કહેજો. આ શ્રાવકો હમેશા આ પ્રમાણે શબ્દો કહે છે અને આ શબ્દ સાભળતાં ભરતના હૃદયમા ક્ષણભર 'હું કષાયોથી જીતાયો છું. મરણનો અને સંસારનો ભય માથે છે' વિગેરે વિચાર આવે છે અને લય પામે છે.

---

* અવગ્રહ એટલે રહેવા તથા વિચરવાના સ્થાન માટે આજ્ઞા લેવી તે.

—આ ગ્રંથમાં ભગવાને કહ્યુ તેમ જણાવ્યુ છે પણ મૂળત્રિષષ્ટિ વિગેરે-ગ્રંથોમાં ઇન્દ્રે કહ્યું છે તેમ જણાવેલ છે.

થોડા વખતમા તો રસોડે જમનારની સંખ્યા ખુબ વધી પડી. આથી પરીક્ષા કરી તેમને ઓળખવા કાકિણી રત્નથી ત્રણ રેખા કરી શ્રાવકોને પૃથક્ કર્યા અને તેમના સ્વાધ્યાય માટે અરિહંતની સ્તુતિ અને શ્રાવક સાધુ ધર્મના આચારને જણાવનાર *ચાર વેદોની રચના કરી. 'માહન માહન' કહેનારા આ શ્રાવકો જતે દિવસે માહના એ નામથી પ્રસિદ્ધ થયા અને તેમાંથી જતે દીવસે બ્રાહ્મણો થયા. ભરત ચક્રવર્ત્તિ પછી તેના પુત્ર આદિત્યયશા પાસે કાકિણી રત્ન ન હોવાથી આ માહનોને સોનાની જનોઈ કરી અને તે પછી રૂપાની અને હાલ સૂત્રની થઈ. जितो भवान्. ની કહેવાની પ્રવૃત્તિ ભરત ચક્રવર્ત્તિ પછી તેમની આઠ પેઢી સુધી ચાલી અને નવમા દશમા તીર્થંકરના આંતરામાં સાધુ ધર્મનો વિચ્છેદ થયો ત્યારે જિનેશ્વર ભગવંતની સ્તુતિ અને સાધુ તથા શ્રાવક ધર્મના આચારરૂપ ભરત ચક્રવર્ત્તિએ રચેલ વેદો પણ ફેરવાયા અને તેને સ્થાને નવીન જ વેદ બન્યા.

એક વખત ઋષભદેવ ભગવાન અષ્ટાપદ ઉપર પધાર્યા. સમવસરણને વિષે ભરતચક્રી ગયા, અને દેશનાને અંતે તેમણે ભગવંતને પુછ્યુ કે 'કરૂણા સમુદ્ર ! આ ભરતખંડમાં આપના જેવા કેટલા તિર્થંકર થશે ? અને કેટલા ચક્રવર્ત્તિ થશે ? તેમના નગર, ગોત્ર, માતા, પિતાના નામ, આયુષ્ય, વર્ણ, શરીરનુ માન, પરસ્પર અંતર, દીક્ષાપર્યાય અને ગતિ એ સર્વે કહો.'

**તીર્થંકરોનું વર્ણન.**

+ભગવાને કહ્યું કે 'હે ભરત ચક્રિ ! આ ભરતખંડમાં મારી પછી બીજા ત્રેવીસ અરિહંત અને તારા સિવાય બીજા અગિયાર ચક્રવર્ત્તિ થશે. તેમાં વીસમા અને બાવિસમા તિર્થંકરો ગૌતમ ગોત્રી થશે અને બીજા કાશ્યપ ગોત્રી થશે અને તે સર્વે મોક્ષગામી થશે.

મારા પછી અયોધ્યામા જિતશત્રુરાજા અને વિજયારાણીના પુત્ર બીજા અજિતનાથ નામના તીર્થંકર થશે તેમનુ બોતેરલાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણના જેવી કાન્તિ અને સાડાચારસેં ધનુષ્યની કાયા અને પૂર્વાંગઉણા લક્ષ પૂર્વના દિક્ષાપર્યાયવાળા થશે, મારા અને અજિતનાથના નિર્વાણકાળમાં પચાસ લાખ કોટિ સાગરોપમનું અંતર રહેશે. ૨

શ્રાવસ્તિ નગરીમાં જિતારી રાજા અને સેના રાણીના પુત્ર ત્રીજા સંભવનાથ નામે તીર્થંકર થશે. તેમનો સુવર્ણના જેવો વર્ણ, સાઠલાખ પૂર્વનું આયુષ્ય, ચારસેં ધનુષ્યની કાયા થશે. તેઓ ચાર પૂર્વાંગેહીન લાખપૂર્વ દીક્ષાપર્યાય પાળશે. અજિતનાથ અને તેમના નિર્વાણ વચ્ચે ત્રીસલાખ કોડ સાગરોપમનુ અંતર થશે ૩

વિનિતાપુરીમા સંવર રાજા અને સિદ્ધાર્થા રાણીના પુત્ર ચોથા અભિનંદન તીર્થંકર થશે. તેમનું પચાસ લાખ પૂર્વનું આયુષ્ય, સાડા ત્રણસેં ધનુષ્યની કાયા અને સુવર્ણના જેવો વર્ણ થશે. તેમનો દીક્ષાપર્યાય આઠ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વનો થશે. અને દશ લક્ષ ક્રોડ સાગરોપમનું અંતર થશે. ૪

* સંસારદર્શન. ૨ સંસ્થાપન પરામર્શન. ૩ તત્ત્વાવબોધ. ૪ વિદ્યા પ્રબોધ.

+ મૂળ ત્રિષષ્ટિ મુજબ આ ત્રેસઠ પુરૂષોનુ વર્ણન છે. લઘુ ત્રિષષ્ટિમા તો ફક્ત ચોવીશ તીર્થંકરનું વર્ણન છે.

વિનિતાનગરીમાં મેઘરાજા અને મંગલારાણીના પુત્ર સુમતિ નામે પાંચમા તીર્થંકર થશે. તેમનો સુવર્ણ જેવો વર્ણ, ચાલીસ પૂર્વ લક્ષ આયુષ્ય અને ત્રણસેં ધનુષ્યની કાયા થશે, વ્રત પર્યાય દ્વાદશ પૂર્વાંગે ઉણા લાખ પૂર્વનો થશે અને અંતર નવલાખ કોટિ સાગરોપમનું થશે. ૫

કૌશાંબી નગરીમાં ધરરાજા અને સુસીમાદેવીના પુત્ર પદ્મપ્રભ નામે છઠ્ઠા તીર્થંકર થશે. તેમનો રક્તવર્ણ, ત્રીશ લક્ષપૂર્વ આયુષ્ય અને અઢીસેં ધનુષ્યની કાયા થશે. તેમનો વ્રત પર્યાય સોળ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વ અને અંતર નેવું હજાર કોટી સાગરોપમનું થશે. ૬

વારાણસી નગરીમા પ્રતિષ્ઠ રાજા અને પૃથ્વી રાણીના પુત્ર સુપાર્શ્વ નામે સાતમા તીર્થંકર થશે. તેમની સુવર્ણ જેવી કાંતિ, વીસલાખ પૂર્વ આયુષ્ય, બસે ધનુષ્યની કાયા, દીક્ષા પર્યાય વીસ પૂર્વાંગે ન્યૂન લાખ પૂર્વનો અને નવ હજાર કોટી સાગરોપમનું અંતર થશે. ૭

ચંદ્રાનન નગરમા મહાસેન રાજા અને લક્ષ્મણા રાણીના પુત્ર ચંદ્રપ્રભ નામે આઠમા તીર્થંકર થશે તેમનો શ્વેત વર્ણ, દશપુર્વ લક્ષ આયુષ્ય, દોઢસો ધનુષ્યની કાયા તથા વ્રત પર્યાય ચોવીસ પૂર્વાંગે ન્યૂન લક્ષ પુર્વ અને નવસેં કોટી સાગરોપમનું અંતર થશે. ૮

કાકંદીનગરીમા સુગ્રીવરાજા અને રામા દેવીના પુત્ર સુવિધિ નામે નવમા તીર્થંકર થશે, તેમનો શ્વેતવર્ણ, બે લક્ષ પુર્વ આયુષ્ય, એકસો ધનુષ્યની કાયા, વ્રત પર્યાય અઠ્ઠાવીશ પૂર્વાંગે હીન લક્ષ પૂર્વ અને નેવું કોટી સાગરોપમનુ અંતર થશે. ૯

ભદ્દિલપુરમાં દઢરથ રાજા અને નંદાદેવીના પુત્ર શીતળ નામે દશમા તીર્થંકર થશે. તે સુવર્ણ વર્ણવાળા, પૂર્વ લક્ષના આયુષ્યવાળા અને નેવું ધનુષ્યની કાયાવાળા થશે. વ્રત પર્યાય પચીસ હજાર વર્ષનો અને નવ કોટી સાગરોપમનું અંતર થશે. ૧૦

સિંહપુરમાં વિષ્ણુરાજા અને વિષ્ણુદેવીના પુત્ર શ્રેયાંસનામા અગિઆરમા તીર્થંકર થશે. તેમની સુવર્ણ જેવી કાન્તિ, એંશી ધનુષ્યની કાયા, ચોરાસી લાખ વર્ષનું આયુષ્ય, એકવીસ લાખ વર્ષનો વ્રતપર્યાય તથા છત્રીસ હજાર અને છાસઠ લાખ વર્ષ તથા સો સાગરોપમે ન્યૂન એક ક્રોડ સાગરોપમનું અંતર થશે. ૧૧

ચંપાપુરીમાં વસુપૂજ્ય રાજા અને જયાદેવીના પુત્ર વાસુપૂજ્ય નામે બારમા તીર્થંકર થશે. તેમનો રક્તવર્ણ, બોંતેર લાખ વર્ષનું આયુષ્ય અને સીતેર ધનુષ્ય પ્રમાણ કાયા થશે. ચોપન લાખ વર્ષનો દીક્ષા પર્યાય અને ચોપન સાગરોપમનું અંતર થશે. ૧૨

કાંપિલપુર નામે નગરમાં કૃતવર્મા નામે રાજા અને શ્યામાદેવીના પુત્ર વિમળ નામે તેરમા તીર્થંકર થશે. તેમનુ સાઠલાખ વર્ષનું આયુષ્ય, સુવર્ણના જેવો વર્ણ અને સાઠ ધનુષ્યની કાયા થશે. તથા તેમનો પંદર લાખ વર્ષ વ્રતપર્યાય અને ત્રીસ સાગરોપમનુ અંતર થશે. ૧૩

અયોધ્યા નગરીમાં સિંહસેન રાજા અને સુયશા દેવીના પુત્ર અનંતનાથ ભગવાન નામે ચૌદમા તીર્થંકર થશે. તેમની સુવર્ણના જેવી કાન્તિ, ત્રીસ લાખ વરસનુ આયુષ્ય, પચાસ ધનુષ્યની કાયા, સાડા સાત લાખ વરસ દીક્ષા પર્યાય અને નવ સાગરોપમનું અંતર થશે.

રત્નપુરમાં ભાનુરાજા અને સુવ્રતા દેવીના પુત્ર ધર્મ નામે પંદરમા તીર્થંકર થશે. તેમનો સુવર્ણ વર્ણ, દશ લાખ વર્ષનુ આયુષ્ય, પીસ્તાલીસ ધનુષ્યની કાયા, અઢીલાખ વર્ષ દીક્ષા પર્યાય અને ચાર સાગરોપમનુ અંતર થશે. ૧૫

ગજપુરનગરમા વિશ્વસેન રાજા અને અચિરા દેવીના પુત્ર શાંતિનાથ નામે સોળમા તીર્થંકર થશે. તેમનો સુવર્ણ વર્ણ, આઠ લાખ વરસનું આયુષ્ય, ચાલીસ ધનુષ્યની કાયા, પચીસ હજાર વરસ દીક્ષા પર્યાય અને પોણા પલ્યોપમે ન્યૂન ત્રણ સાગરોપમનું અંતર થશે ૧૬

તેજ ગજપુરમાં શૂરરાજા અને શ્રીદેવી રાણીના પુત્ર કુંથુ નામે સત્તરમા તીર્થંકર થશે. સુવર્ણ વર્ણ, પંચાણુહજાર વરસનું આયુષ્ય, પાંત્રીસ ધનુષ્યની કાયા, દીક્ષા પર્યાય ત્રેવીસ હજાર અને સાડાસાતસો વરસ અને અર્ધા પલ્યોપમનુ અંતર થશે. ૧૭

તેજ ગજપુરમાં સુદર્શન રાજા અને દેવી રાણીના પુત્ર અરનાથનામે અઢારમા તીર્થંકર થશે, તેમનો સુવર્ણ વર્ણ, ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય, ત્રીસ ધનુષ્યની કાયા, વ્રતપર્યાય એકવીસ હજાર વરસ અને એકહજાર ક્રોડ વર્ષે ન્યૂન પલ્યોપમના ચોથા ભાગનું અંતર થશે.૧૮

મિથિલા નગરીમાં કુંભરાજા અને પ્રભાવતી દેવીના પુત્રી મલ્લીનાથ નામે ઓગણીસમા તીર્થંકર થશે. તેમનો નીલવર્ણ, પંચાવનહજાર વર્ષનુ આયુષ્ય, પચીસ ધનુષ્યની કાયા, દીક્ષા પર્યાય વીસહજાર નવસો વર્ષ અને એક હજાર કોટી વર્ષનુ અતર થશે. ૧૯

રાજગૃહ નગરમાં સુમિત્ર રાજા અને પદ્માદેવીના પુત્ર મુનિસુવ્રત નામે વીસમા તીર્થંકર થશે. તેમનો કૃષ્ણ વર્ણ, ત્રીસહજાર વરસનું આયુષ્ય, વીસ ધનુષની કાયા, દીક્ષા પર્યાય સાડાસાત હજાર વરસ અને ચોપન લાખ વરસનુ અંતર થશે. ૨૦

મિથિલા નગરીમાં વિજયરાજા અને વપ્રાદેવીના પુત્ર નમિ નામે એકવીસમા તીર્થંકર થશે તેમને સુવર્ણ જેવો વર્ણ, દસ હજાર વરસનું આયુષ્ય, પંદર ધનુષ્યની કાયા, દીક્ષા પર્યાય અઢી હજાર વર્ષ અને છ લાખ વરસનુ અંતર થશે. ૨૧

સૌરીપુરમાં સમુદ્રવિજય રાજા અને શિવાદેવીના પુત્ર નેમિ નામા બાવીસમા તીર્થંકર થશે તેમનો શ્યામ વર્ણ, હજાર વર્ષનું આયુષ્ય, દશ ધનુષની કાયા, દીક્ષા પર્યાય સાતસો વરસ અને પાંચ લાખ વરસનુ અંતર થશે. ૨૨

વારાણસી (કાશી) નગરીમાં અશ્વસેન રાજા અને વામારાણીના પુત્ર ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ થશે. તેમનો નીલવર્ણ, સો વરસનું આયુષ્ય, નવ હાથની કાયા, વ્રત પર્યાય સીત્તેર વરસ અને ત્યાસી હજાર સાડાસાતસો વરસનુ અંતર થશે. ૨૩

ક્ષત્રિયકુંડ નગરમાં સિદ્ધાર્થ રાજા અને ત્રીસલાદેવીના પુત્ર મહાવીર નામે ચોવીસમા તીર્થંકર થશે. તેમનો સુવર્ણ વર્ણ, બોતેર વરસનુ આયુષ્ય અને સાત હાથની કાયા, દીક્ષા પર્યાય બેંતાલીસ વરસ અને અઢીસેં વરસનું અંતર થશે. ૨૪

## ૧૨ ચક્રવર્ત્તિઓનું વર્ણન.

ચક્રવર્ત્તિઓ સર્વ કાશ્યપગોત્રી અને સુવર્ણની કાંતિવાળા થશે તેમાં આઠ ચક્રીઓ મોક્ષે જશે, બે નરકે અને બે સ્વર્ગે જશે.

વળી હે ભરત ! તમે જેમ મારા વખતમાં થયા તેમ અયોધ્યા નગરીમાં અજીતનાથના વખતમાં **સગર** નામે બીજા ચક્રવર્તિ થશે. તે સુમિત્ર રાજા અને યશોમતિ રાણીના પુત્ર થશે. તેમની સાડાચારસેં ધનુષની કાયા અને બોતેર લાખ પૂર્વનુ આયુષ્ય થશે. ૧-૨

શ્રાવસ્તી નગરીમાં સમુદ્રવિજય રાજા અને ભદ્રા રાણીના પુત્ર **મઘવા** નામે ત્રીજા ચક્રી થશે. તેમની સાડી બેંતાલીસ ધનુષ્યની કાયા અને પાંચ લાખ વરસનુ આયુષ્ય થશે. ૩

હસ્તીનાપુરમાં અશ્વસેન રાજા અને સહદેવી રાણીના પુત્ર **સનત્કુમાર** નામે ચોથા ચક્રવર્તિ ત્રણલાખ વર્ષના આયુષ્યવાળા અને સાડી ઓગણચાલીસ ધનુષની કાયાવાળા થશે. ધર્મનાથ અને શાંતિનાથના અંતરમાં ત્રીજા ચોથા આ બે ચક્રીઓ ત્રીજા દેવલોકમાં જનાર થશે. ૪

**શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથ** એ ત્રણ તો અરિહંતોજ ચક્રવર્ત્તિ પણે થશે. ૫-૬-૭.

ત્યારપછી **હસ્તિનાપુરમાં** કૃતતીર્થ રાજા અને તારા રાણીના પુત્ર **સુભૂમ** નામે આઠમા ચક્રવર્ત્તિ થશે. તેમનું સાઠહજાર વરસનું આયુષ્ય અને અઠયાવીસ ધનુંષની કાયા થશે. તે અરનાથ અને મલ્લીનાથના અંતરમાં થશે અને સાતમી નરકે જશે. ૮

તે પછી વારાણસી નગરમા પદ્મોત્તર રાજા અને જ્વાલા રાણીના પુત્ર **મહાપદ્મ** નામે નવમા ચક્રવર્ત્તિ થશે. તેમનું ત્રીસ હજાર વરસનુ આયુષ્ય અને વીશ ધનુષ્યની કાયા થશે. ૯

કાંપિલ્યપુરમાં મહાહરી રાજા અને મેરાદેવીના પુત્ર **હરિષેણ** નામે દશમા ચક્રી દશ હજાર વરસના આયુષ્યવાળા અને પંદર ધનુષ્યની કાયાવાળા થશે. આ ૯—૧૦ બન્ને ચક્રવર્તિ મુનિસુવ્રત અને નમિનાથ પ્રભુના સમયમાં થશે ૧૦

રાજગૃહ નગરમા વિજયરાજા અને વપ્રાદેવીના પુત્ર **જય** નામે અગિઆરમા ચક્રવર્ત્તિ થશે. તેમનું ત્રણ હજાર વરસનું આયુષ્ય અને બાર ધનુષ્યની કાયા થશે. તે નમિનાથ અને નેમિનાથના અંતરમાં થશે. ૧૧ નવમા દશમા અને અગિઆરમા ત્રણે ચક્રવર્ત્તિઓ મોક્ષે જશે

છેલ્લા કાંપિલ્ય નગરમા બ્રહ્મ રાજા અને ચુલણી રાણીના પુત્ર **બ્રહ્મદત્ત** નામે બારમા ચક્રવર્તી નેમિનાથ અને પાર્શ્વનાથ સ્વામીના અંતરમા થશે તેમનુ સાતસો વરસનું આયુષ્ય અને સાત ધનુષ્યની કાયા થશે અને તે રૌદ્રધ્યાનથી મરી સાતમી નારકીમાં જશે. ૧૨

## *વાસુદેવોનું વર્ણન

ચક્રવર્તિથી અર્ધા પરાક્રમવાળા અને ત્રણ ખંડ પૃથ્વીને ભોગવનાર નવ વાસુદેવ કૃષ્ણ વર્ણવાળા થશે. તેમાં એક આઠમા વાસુદેવ કાશ્યપગોત્રી થશે અને બાકીના આઠ ગૌતમગોત્રી થશે તેમના ઓરમાન ભાઈ—બળદેવ પણ નવ હોય છે અને તે શ્વેત-વર્ણવાળા હોય છે.

હે ભરત ! પોતનપુર નગરમાં ત્રિપૃષ્ઠ નામે વાસુદેવ પ્રજાપતિ રાજા અને મૃગાવતી રાણીના પુત્ર એંસી ધનુષ્યની કાયાવાળા થશે. શ્રેયાંસનાથ જિનેશ્વર પૃથ્વીમાં વિચરતા હશે તે વખતે ચોરાશી લાખ વરસનું આયુષ્ય ભોગવી તે છેલ્લી નરકે જશે. ૧

દ્વારિકા નગરીમાં બ્રહ્મ રાજા અને પદ્માદેવીના પુત્ર દ્વિપૃષ્ઠ નામે બીજા વાસુદેવ થશે. તેમની સીત્તેર ધનુષ્યની કાયા અને બોતેર લાખ વરસનું આયુષ્ય થશે. તે વાસુપૂજ્ય જિનેશ્વરના સમયમાં થશે અને છઠ્ઠી નારકીએ જશે. ૨

દ્વારિકામાં ભદ્રરાજા અને પૃથ્વીદેવીના પુત્ર સ્વયંભૂ નામે ત્રીજા વાસુદેવ સાઠ ધનુષ્યની કાયાવાળા અને સાઠ લાખ વરસના આયુષ્યવાળા થશે. આ વાસુદેવ વિમળનાથ પ્રભુના સમયમાં થશે અને તે મૃત્યુ પામી છઠ્ઠી નારકીએ જશે. ૩

તે જ દ્વારિકા નગરીમાં પુરૂષોત્તમ નામે ચોથા વાસુદેવ સોમરાજા અને સીતાદેવીના પુત્ર થશે. તેમની પચાશ ધનુષ્યની કાયા થશે. અને ત્રીસ લાખ વરસનું આયુષ્ય ભોગવી અનંતનાથ પ્રભુના સમયમાં છઠ્ઠી નારકીએ જશે. ૪

અશ્વપુર નગરમાં શિવરાજ અને અમૃતાદેવીના પુત્ર પુરૂષસિંહ નામે પાંચમા વાસુદેવ ચાલીસ ધનુષ્યની કાયા અને દશ લાખ વરસના આયુષ્યવાળા થશે. ધર્મનાથ તીર્થંકરના સમયમા આયુષ્ય પુર્ણ કરી છઠ્ઠી નારકીએ જશે. ૫

ચક્રપુરી નગરમાં મહાશિર રાજા અને લક્ષ્મીવતીના પુત્ર પુરૂષપુંડરિક નામે છઠ્ઠા વાસુદેવ થશે. ઓગણત્રીસ ધનુષ્યની કાયા અને પાંસઠ હજાર વરસના આયુષ્યવાળા થશે તથા તે અરનાથ અને મલ્લિનાથના અંતરમાં આયુષ્ય પૂર્ણ કરી છઠ્ઠી નરકે જશે. ૬

કાશી નગરમાં અગ્નિસિંહ રાજા શેષવતી રાણીના પુત્ર દત્તનામે સાતમા વાસુદેવ છવ્વીસ ધનુષની કાયા અને છપ્પન હજાર વરસના આયુષ્યવાળા થશે અને તે પણ અર નાથ અને મલ્લીનાથના અંતરમાંજ આયુષ્ય પૂર્ણ કરી પાંચમી નરકે જશે. ૭

અયોધ્યા (રાજગૃહ) માં દશરથ રાજા અને સુમિત્રા રાણીના પુત્ર લક્ષ્મણ (નારાયણ)

---

* ભરતે ભગવંતને તીર્થંકર અને ચક્રવર્તિંનો પ્રશ્ન પુછયો હતો પણ તીર્થંકર ભગવંતે ચક્રવર્તિંનું વર્ણન કર્યા પછી પ્રાસંગિક વાસુદેવ બળદેવ વિગેરે પણ જણાવ્યા.

— વાસુદેવના પિતા તે બળદેવના પિતા સમજવા. બળદેવની કાયા વાસુદેવ પ્રમાણે સમજવી.

નામે આઠમા વાસુદેવ થશે તેમની સોળ ધનુષ્યની કાયા અને બાર હજાર વરસનું આયુષ્ય થશે મુનિમુવ્રત અને નમિનીર્થંકરના અંતરમા આયુષ્ય પૂર્ણ કરી ચોથી નરકે જશે.

મથુરા નગરીમાં વસુદેવ અને દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ નામે નવમા વાસુદેવ દશ ધનુષની કાયા અને એક હજાર વરસના આયુષવાળા થશે, તેઓ નેમિનાથ પ્રભુના સમયમાં આયુષ્ય પૂર્ણ કરી ત્રીજી નરક ભૂમિમાં જશે.

વળી હે ભરત! ભદ્રાનામની માતાથી અચળ નામે પેહેલા બળદેવ પચાશી લાખ વરસના આયુષવાળા થશે. સુભદ્રા માતાથી વિજય નામે બીજા બળદેવ પંચોતેર લાખ વરસના આયુષવાળા થશે સુપ્રભા માતાથી ભદ્ર નામે ત્રીજા બળદેવ પાંસઠ લાખ વરસના આયુષવાળા થશે, સુદર્શના માતાથી સુપ્રભ નામે ચોથા બળદેવ પંચાવન લાખ વરસના આયુષવાળા થશે. વિજયા માતાથી સુદર્શન નામે પાંચમા બળદેવ સત્તરલાખ વરસના આયુષવાળા થશે, વૈજયતી માતાથી આનંદ નામે છઠ્ઠા બળદેવ પંચાશી હજાર વરસના આયુષવાળા થશે જયંતી માતાથી નંદન નામે સાતમા બળદેવ પચાસ હજાર વરસના આયુષવાળા થશે, કૌશલ્યા માતાથી પદ્મ (રામચંદ્ર) નામે આઠમા બળદેવ પંદર હજાર વરસના આયુષવાળા થશે રોહિણી માતાથી રામ (બળભદ્ર) નામે નવમા બળદેવ બારસેં વરસના આયુષવાળા થશે.

એ નવ બળદેવોમાં આઠ મોક્ષે જશે અને નવમા બળદેવ રામ (બળભદ્ર) પાંચમા દેવલોકે જશે અને ત્યાંથી આવતી ઉત્સર્પિણીમાં આજ ભરતક્ષેત્રમાં અવતરી કૃષ્ણ નામે પ્રભુના તીર્થમાં સિદ્ધ થશે. અશ્વગ્રીવ, તારક, મેરક, મધુ, નિષ્કુંભ, બળિ, પ્રહ્લાદ, રાવણ અને જરાસંઘ એ નવ પ્રતિવાસુદેવ થશે તેઓ ચક્રના શસ્ત્રવાળા હોય છે, તેમને તેમનાજ ચક્રથી વાસુદેવો મારી નાંખે છે.

એક દિવસ ભગવાન્ પુંડરિક વિગેરે ગણધરો સાથે શત્રુંજય પર્વત ઉપર પધાર્યા, ત્યાં દેવતાઓએ સમવસરણ રચ્યુ, પ્રભુએ દેશના આરંભી. પ્રથમ પોરિસી પુરી થયે પ્રભુ દેવછંદમાં જઇ બેઠા એટલે પુંડરિક ગણધરે પાદપીઠ ઉપર બેસી બીજી પોરિસી પુરી થતાં સુધી ઉપદેશ આપ્યો. દેશના પૂર્ણ થતાં લોકો સ્વસ્થાને ગયા.

કેટલાક દીવસ બાદ ભગવાને પુંડરિક ગણધરને કહ્યુ કે 'હે ઋષભસેન! અમે વિહાર કરી બીજે જઈશું. તમે અહિં રહો. કારણકે તમને અલ્પ સમયમાં અહિં કેવળજ્ઞાન પ્રાપ્ત થશે.' ભગવાનનો આદેશ પ્રમાણ કરી પુંડરિક ગણધર ત્યાં રહ્યા અને ભગવાને વિહાર કર્યો. અનુક્રમે પુંડરિક ગણધર કોટિ મુનિ સહિત શુભ ધ્યાનથી કર્મ ખપાવી ચૈત્ર સુદી પૂનમને દિવસે કેવળજ્ઞાન પામ્યા. પછી શુક્લધ્યાનના ચોથા પાયે રહેલા તે અયોગી ભગવંતો બાકી રહેલા અઘાતિ કર્મનો ક્ષય કરી મોક્ષપદ પામ્યા. ત્યારથી એ પર્વત પ્રથમ તીર્થરૂપ થયો. એ પર્વત ઉપર ભરત મહારાજાએ એક રત્નશિલામય ચૈત્ય કરાવ્યુ અને તેમાં પુંડરિકજીની પ્રતિમા સહિત શ્રી ઋષભદેવ ભગવાનની પ્રતિમા સ્થાપન કરી.

ભગવાનને જૂદા જૂદા દેશમાં વિહાર કરતાં ચોરાશી હજાર સાધુ, ત્રણ લાખ સાધ્વી-

ઓ, ત્રણ લાખને પચાસ હજાર શ્રાવક, પાંચ લાખ ચોપ્પન હજાર શ્રાવિકાઓ, ચાર હજાર સાતસો પચાસ ચૌદ પૂર્વી, નવહજાર અવધિજ્ઞાની, વીસ હજાર કેવળજ્ઞાની, છસેં વૈક્રિય લબ્ધિવાળા, બાર હજારને સાડાછસેં મનઃપર્યવજ્ઞાની, તેટલાજ વાદીઓ અને બાવીસ હજાર અનુત્તર વિમાનવાસી મહાત્માઓ એટલો પરિવાર થયો. એ પ્રમાણે પ્રભુએ ચતુર્વિધ સઘની સ્થાપના કરી.

હવે દીક્ષા સમયથી લક્ષપૂર્વ વર્ષ વ્યતીત થયાં તે સમયે પોતાનો મોક્ષ કાળ જાણી પ્રભુ અષ્ટાપદ પર્વતે પધાર્યા. ત્યાં દશ હજાર મુનિઓ સાથે પ્રભુએ છ ઉપવાસ કરીને પાદોપગમન અનુશણ શરૂ કર્યું આ વૃત્તાંત સાંભળી ભરત મહારાજા અત્યંત શોકાતુર થયા અને આંખમાંથી આંસુ વરસાવતા પગે ચાલતા અષ્ટાપદે ગયા ત્યાં પ્રભુ પર્યંકાસને બેઠેલા હતા. તેમને પ્રદક્ષિણા દઈ પડખે બેસી તેમની ઉપાસના કરવા લાગ્યા. આ વખતે ઇંદ્રોના આસન ચલિત થવાથી સઘળા ઇન્દ્રો ત્યાં આવ્યા. મહાજ્ઞાની પ્રભુ અનુક્રમે શુક્લ ધ્યાનનો ચોથો પાયો ધ્યાવતા ત્રીજા આગના નવ્વાણું પક્ષ બાકી રહ્યા હતા ત્યારે મહા વદી તેરશને પૂર્વાહ્ને ચંદ્ર અભિજિત નક્ષત્રમાં આવે છતે મોક્ષ પામ્યા.

આ વખતે પાસે બેઠેલા ચક્રવર્ત્તિ મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડ્યા એટલે ઈંદ્ર પણ રૂદન કરવા લાગ્યા અને તેમની પછવાડે સર્વ દેવનાઓ રૂદન કરવા લાગ્યા. ત્યારથી મરણ પાછળ રૂદન કરવાનો પ્રચાર પ્રવર્ત્યો. ઇંદ્રે બોધ આપી ભરત મહારાજાને શાંત કર્યા અને ત્યારબાદ ઇન્દ્રે આજ્ઞા કરવાથી દેવતાઓ વનમાંથી ગોશીર્ષચન્દનનાં કાષ્ઠ લાવ્યા અને પ્રભુના દેહનો અગ્નિ સંસ્કાર કર્યો પછી ક્ષીરસમુદ્રના જળવડે અગ્નિ શાંત કરી સૌધર્મેન્દ્રે પૂજાને માટે પ્રભુની ઉપલી જમણી દાઢા ગ્રહણ કરી ઇશાનેંદ્રે ડાબી, ચમરેંદ્રે નીચલી જમણી અને બલીંદ્રે નીચલી ડાબી દાઢા ગ્રહણ કરી. બીજા ઇન્દ્રોએ દાંત અને દેવનાઓએ અસ્થિ ગ્રહણ કર્યાં. કેટલાક શ્રાવકોને માગવાથી દેવતાઓએ અગ્નિ આપ્યો, તેથી જતે દીવસે અગ્નિ લેનારા અગ્નિહોત્રી બ્રાહ્મણો થયા કેટલાક ચિતામાંથી ભસ્મ લઇ ચોળતા હતા તેથી જતે દીવસે તેઓ ભસ્મ ભૂષણધારી તાપસો થયા. આ પછી દેવોએ ત્રણ ચિતાને સ્થાને ત્રણ સ્તૂપની રચના કરી. ત્યારબાદ તેઓ નંદીશ્વરદ્વીપે જઇ અટ્ઠાઇ મહોત્સવ કરી સ્વસ્થાનકે ગયા. ઇન્દ્ર પોતાના વિમાનમાં માણવક નામના સ્તમ્ભને વિષે વજ્રમય દાબડામાં દાઢાઓ રાખી તેની પૂજા કરવા લાગ્યો તેમજ બીજા દેવતાઓ પણ અસ્થિને પૂજતા પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા.

રૂ ૧૫૦



# શ્રી ભરત ચક્રવર્ત્તિ ચરિત્ર.



પરમાત્મા ઋષભદેવ ભગવાનને જ્યાંસુધી કેવળજ્ઞાન ન થયું ત્યાંસુધી ભરત મહારાજા માંડલિક રાજા હતા. ભગવાનને આ બાજુ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ અને આ તરફ ભરતેશ્વરની આયુધશાળામાં હજારઆરાવાળું, સૂર્યસમાન દેદીપ્યમાન અને હજાર યક્ષોથી પ્રતિષ્ઠિત ચક્રરત્ન ઉત્પન્ન થયુ ભરતેશ્વરે *ચક્રરત્ન ઉત્પન્ન થયુ સાંભળ્યા છતાં આ જગતના વૈભવની ઇચ્છાને ગૌણ કરી જગતભરનું કલ્યાણ કરનાર ઋષભદેવ ભગવાનના સમવસરણમાં પરિવાર સહિત ભગવંતને વંદન કરી તેમની દેશના સાંભળી. પછી આયુધશાળામાં આવી ચક્રરત્નની પૂજા કરી. તેમણે ભક્તિપૂર્વક મોર પીંછીથી ચક્રને પૂજ્યુ. તેની સમીપે રૂપાના અક્ષતોથી અષ્ટમંગળની રચના કરી. આ રીતે આઠ દિવસ સુધી મહોત્સવપૂર્વક ચક્રરત્નની પૂજા બાદ ચક્રવર્ત્તિ દિગ્‌વિજય માટે નીકળ્યા.

## માગધતીર્થ તરફ પ્રયાણ અને માગધદેવની સાધના

માર્ગદર્શક બની ચક્રરત્ન સૌ આગળ પૂર્વ દિશા તરફ ચાલ્યુ. તેની પાછળ હસ્તિરત્ન ઉપર આરૂઢ થએલ ખડ્‌ગ રત્ન સહિત ભરતેશ્વર અને અશ્વરત્ન ઉપર આરૂઢ થઈ હાથમાં દંડરત્ન રાખી સેનાપતિ સુષેણ વિગેરે ચાલ્યા. અને સાથે સાથે પુરોહિત રત્ન, ગૃહપતિ રત્ન, વાર્ધકિ રત્ન. મણિરત્ન, કાકિણીરત્ન, ચર્મરત્ન, છત્રરત્ન વિગેરે ચાલ્યાં. ચક્રિના પ્રયાણ વખતે તેમના લશ્કરના પગરવથી ઉડેલ રેતથી આચ્છાદિત આકાશમાં લશ્કરના તેજસ્વી શસ્ત્રો વિજળીની પેઠે ઝબુકતા હતાં. ચક્રરત્ન દરરોજ એક યોજન ચાલી અટકતું એટલે ચક્રવર્ત્તિ સૈન્ય સહિત પડાવ કરતા અને બીજે દિવસે ચક્રરત્ન માર્ગદર્શક બની ચાલે એટલે તેની પાછળ ચક્રવર્ત્તિ સૈન્ય સહિત પ્રયાણ કરતા. આમ કરતાં ચક્રવર્ત્તિ ગંગા નદીના દક્ષિણ કિનારે આવી પહોચ્યા. ગંગાનો વિશાળ તટ પણ તેમના પડાવથી સાંકડો થયો. પ્રાત:કાળે ચક્ર અને તેની પાછળ સૈન્ય સહિત ચક્રવર્ત્તિએ પ્રયાણ કર્યું આમ કરતા પૂર્વ સમુદ્રના તટ ઉપર માગધતીર્થ આગળ આવી પહોચ્યા વાર્ધકિરત્ને સૈન્યના પડાવ માટે આવાસો કર્યા તે આવાસો પૈકી પૌષધશાળામાં ભરત મહારાજાએ પ્રવેશ કર્યો અને ત્યા માગધતીર્થ કુમારદેવને હૃદયમાં ધારીને ચક્રવર્ત્તિએ પૌષધપૂર્વક અઠ્ઠમ તપનો આરંભ કર્યો. ત્રણ દિવસના પૌષધ બાદ ભરત મહારાજાએ પૌષધશાળામાંથી નીકળી સૌ પ્રથમ સ્નાન કર્યું. અને ત્યારબાદ બલિ વિધિ કર્યો. ઉચિતવિધિ પછી રથારૂઢ ભરત મહારાજાએ પોતાનો રથ સમુદ્રમાં ધરી સુધી દાખલ કર્યો. અને પછી તેમણે પોતાના નામથી અંકિત માગધદેવના આવાસને ઉદ્દેશીને બાણ ફેંક્યુ. દૂતની પેઠે તે બાણ બાર

---

*દરેક ચક્રવર્ત્તિને ચૌદ રત્ન હોય છે ૧ ચક્રરત્ન, ૨ છત્રરત્ન, ૩ દંડરત્ન, ૪ ચર્મરત્ન, ૫ ખડ્‌ગ રત્ન, ૬ કાકિણીરત્ન, ૭ મણિરત્ન, ૮ પુરોહિતરત્ન, ૯ ગજરત્ન, ૧૦ અશ્વરત્ન, ૧૧ સેનાપતિરત્ન, ૧૨ ગાથાપતિરત્ન, ૧૩ વાર્ધકિરત્ન, ૧૪ સ્ત્રીરત્ન.

યોજન દૂર માગધદેવ બેઠો હતો ત્યાં સભામાં જઇ પડયું. રંગમાં ભંગ સમાન બાણુને જોઇ માગધદેવ કોપ્યો અને બોલી ઉઠયો કે, 'અકાળે સૂતેલા સિંહને કોણે જગાડયો છે?' તેણે ખડ્ગ ઉપર હાથ નાંખ્યો અને તેના સભ્યો પણ શત્રુ સામે લડવા તૈયાર થયા. આ અરસામાં વિચક્ષણ મંત્રીએ બાણુ સામે નજર નાખી અને તેના ઉપર લખેલી 'જો તમે તમારા ધન. રાજ્ય અને જીવિતને ચાહતા હો તો રત્નના ભેટણાં દ્વારા અમારી સેવા કરો એમ હુ ઋષભદેવપુત્ર ભરત ચક્રવર્ત્તિ આજ્ઞા કરૂં છું' આ પંક્તિ જોઈ અવધિજ્ઞાનથી તેણે સર્વ વિગત જાણી માગધદેવ અને સભાના દેવોને ઉદ્દેશીને કહ્યું કે 'આ કોઈ સામાન્ય માનવી કે યક્ષનુ બાણુ નથી. આતો સોળ હજાર યક્ષોથી સેવાતા ભરતચક્રવર્ત્તિનું બાણુ છે. તે આપણને આપણી ફરજનું ભાન કરાવે છે. આપણે તેની સેવા માટે હાજર થવું જોઈએ.' માગધદેવ શાંત પડયો. ભરતનું સુવર્ણ બાણુ અને બીજું ભેટણું લઈ પરિવાર સહ ભરત ચક્રવર્ત્તિની સામે ગયો. તેણે તેને નમસ્કાર કર્યો અને કહ્યું કે, 'પ્રમાદી એવા મારા ઉપર ઉપકાર કરી બાણુ મુકી મને જાગ્રત કર્યો તે બહુ સારૂં કર્યું. હું આપનો સેવક છું. મારી દોલત અને સેવકો એ સર્વ તમારૂ છે' આ પ્રમાણે કહી માગધતીર્થનું જળ, મુગટ, બે કુંડળ વિગેરે અમૂલ્ય વસ્તુઓ તેણે ચક્રીને ભેટ ધરી. ચક્રીએ માગધદેવનો સત્કાર કર્યો. આ પછી ચક્રીએ આઠ દિવસ સુધી સત્કાર ઉત્સવ કરી માગધદેવને સ્વામિભક્ત સેવક બનાવ્યો.

### વરદામતીર્થ અને વરદામદેવની સાધના.

માગધતીર્થના દેવને વશ કર્યા બાદ ચક્ર વરદામતીર્થ તરફ ચલ્યુ અને દક્ષિણ સમુદ્રના તટ ઉપર ચક્રવર્ત્તિએ પડાવ નાંખ્યો. અહિં પણ પૂર્વની પેઠે વરદામ તીર્થના અધિપતિ દેવને ઉદ્દેશીને ચક્રવર્ત્તિએ અઠ્ઠમ તપ પૌષધ સહિત કર્યો. અઠ્ઠમતપ પૂર્ણ થતાં પૂર્વોક્ત વિધિ મુજબ પવિત્ર થઇ રથારૂઢ ચક્રીએ સમુદ્રમાં ધરી સુધી રથ આવતા સારથિ દ્વારા અટકાવ્યો અને વરદામતીર્થપતિ પ્રત્યે બાણુ ફેંકયુ. બાણુ જોતાં શરૂઆતમાં વરદામપતિ કોપ્યો, પણ જ્યારે ભરત ચક્રવર્ત્તિનું આ બાણુ છે તે જાણ્યું ત્યારે તેનો કોપ શાંત થયો અને ભરતચક્રી પાસે આવી વિજ્ઞપ્તિ કરી કે, 'આપ જેવા મોટા મારે આંગણે આવ્યાં છતાં હુ આપની સામે ન આવ્યો તેમાં મારી અજ્ઞાનતા કારણરૂપ છે. હું આપનો સેવક છું અને મારૂં સર્વસ્વ આપનું છે' એમ જણાવી રત્નમય કટીસૂત્ર અને મોતીઓનો સગ્રહ ભેટ ધર્યો ચક્રીએ પણ વરદામદેવનો સત્કાર કર્યો અને પોતાના આવાસે આનંદોત્સવના આઠ દીવસ પસાર કર્યા.

### પ્રભાસદેવની સાધના

માગધ અને વરદામ તીર્થાધિપતિની સાધના બાદ ચક્ર પશ્ચિમ દિશા તરફ વળ્યું. ચક્રને અનુસરનાર સૈન્યસહિત ચક્રી પણ પશ્ચિમ સમુદ્રને કાંઠે આવ્યો. ત્યાપણ પ્રભાસ તીર્થાધિપતિને ઉદ્દેશીને અઠ્ઠમતપ કર્યો અને પૂર્વોક્ત વિધિ મુજબ પ્રભાસ તીર્થની સભા પ્રત્યે બાણુ ફેંક્યુ. પ્રભાસદેવે બાણુને જોયુ અને તેની ઉપરના અક્ષર વાચી તે સામે આવ્યો. ચક્રવર્ત્તિને 'હું તમારો સેવક છુ.' તેમ જણાવવાપૂર્વક સોનામહોરો, કડાં, કંદોરા, મુગટ, મણિ વિગેરેનું

ભેટણું ધર્યું. ચક્રવર્ત્તિએ પણ વળતો સત્કાર કર્યો અને આવાસે જઇ અષ્ટાહ્નિકાનો આનંદોત્સવ કર્યો.

### સિંધુદેવીની સાધના.

ત્રણ તીર્થની સાધનાબાદ ચક્ર સિંધુ નદી તરફ વળ્યું. માર્ગદર્શક બનેલ ચક્રને અનુસરનાર ચક્રી પણ સૈન્ય સહિત સિંધુ નદીના કિનારે આવ્યો. સિંધુ નદી ઉપર ચક્રીએ પડાવ નાંખ્યો અને સિંધુદેવીને હૃદયમાં રાખી પૌષધ સહિત અઠ્ઠમતપ આદર્યું પવનથી વૃક્ષના પાદડાં હાલી ઉઠે તેમ સિંધુદેવીનું આસન કંપ્યુ, અને ઉપયોગ મૂકતાં તેણે ભરતચક્રીનું આગમન જાણ્યુ. 'હે ભરતચક્રિ! જય પામો! જય પામો!' એમ બોલતી તે ભરત મહારાજા પાસે આવી પહોંચી અને બોલી ઉઠી કે, 'હુ આપની સેવિકા છું અને મારો સર્વ વૈભવ તે આપનો છે.' આ પછી ભરતચક્રવર્તિની આગળ એકહજાર અને આઠ રત્નોથી ભરેલા કળશો, બે ભદ્રાસનો, બાજુબંધ, મણિનાં કડાં અને રેશમી દુકુલો ધર્યાં ખંડણી સમાન ભેટણાં સ્વીકારી ચક્રી પોતાના આવાસે આવ્યો અને દેવીને સત્કારી પોતાને આવાસે મોકલી. ત્યારબાદ સિંધુદેવીને સાધ્યાનો પોતાની છાવણીમાં અઠ્ઠાઇ મહોત્સવ કર્યો.

### વૈતાઢ્યદેવ અને કૃતમાલદેવની સાધના.

ત્યારબાદ ચક્રે ઇશાનદિશા તરફ પ્રયાણ કર્યું અને વૈતાઢ્ય પર્વત આગળ ચક્રીએ પડાવ નાંખ્યો. અહિં પણ ચક્રીએ વૈતાઢ્ય પર્વતના અધિષ્ઠાયક દેવને અનુલક્ષી પૌષધસહિત અઠ્ઠમ તપ આદર્યો. અઠ્ઠમને અંતે તેનુ આસન કમ્પ્યુ અને તેણે પણ રત્નનાં આભરણો, ભદ્રાસનો, દિવ્યવસ્ત્રો વિગેરે લાવી ચક્રવર્ત્તિને ભેટ ધર્યાં. અને 'હુ આપનો સેવક છું તેમ જણાવ્યુ.' આમ વૈતાઢ્યદેવને સાધ્યાબાદ ચક્રીએ અઠ્ઠમતપનુ પારણુ કર્યું અને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. ત્યારબાદ ચક્રરત્ન તમિસ્રા ગુફા તરફ વળ્યુ. ગુફાના અધિષ્ઠાતા કૃતમાલદેવ પણ ચક્રીના અઠ્ઠમતપથી ખેંચાઇ આવ્યો અને તેણે પણ 'હુ આપનો સેવક છું તેમ જણાવવા પૂર્વક સ્ત્રીરત્ન માટે ચૌદ તિલક, અલંકાર, ઉત્તમ વસ્ત્રો વિગેરે ભેટ કર્યાં. ચક્રીએ તેનો સત્કાર કરી તેને વિદાય આપી અને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો.

### સેનાપતિ સુષેણે સાધેલ દક્ષિણ સિંધુ નિષ્કૂટ.

ભરતચક્રીએ સુષેણ સેનાપતિને બોલાવી કહ્યું કે, 'તમે અર્ધસૈન્ય સાથે લઈ દક્ષિણ સિંધુ નિષ્કૂટને સાધી આવો.' આ સિંધુ નિષ્કૂટ વૈતાઢ્ય, સિંધુ નદી અને સમુદ્રની મધ્યમાં આવેલ છે. સુષેણે અર્ધસૈન્ય સાથે પ્રયાણ કર્યું, અને તે હસ્તિરત્ન ઉપર આરુઢ થઇ સિંધુના કિનારે આવ્યો. ચર્મરત્નને સિંધુ નદીના જળ ઉપર મુકતાંજ ચર્મરત્ન બન્ને કાંઠા પર્યંત વિસ્તૃત બન્યુ. આ પછી સૈન્યસહિત સુષેણ સિંધુનિષ્કૂટમાં દાખલ થયો. ત્યાં તેણે સિંહલ, ટંકણ, બર્બર, કાળમુખ, યવન, જોનક વિગેરે લોકોને જીતી ચક્રવર્ત્તિના આજ્ઞાધારક બનાવ્યા. આમ સમગ્ર સિંધુ નિષ્કૂટ જીતી ચર્મરત્ન ઉપર પસાર થઇ સુષેણ સૈન્ય અને ઉત્તર-નિષ્કૂટના ભેટણા લઇ અયોધ્યાની પેઠે પટાવાસમાં બિરાજતા ચક્રીપાસે આવ્યો અને ઉત્તર

નિષ્કૂટની સાધનાના પ્રતીકસમાં ભેટણાં અને તેમની પાસેથી લીધેલ દંડ ચક્રી આગળ ધર્યો. ચક્રી પ્રપન્ન થયા અને તેમણે તેનો પણ સત્કાર કર્યો.

**તમિસ્રા ગુફાના દ્વારનું ઉદ્દ્ઘાટન અને ઉત્તર ભરતાર્ધમાં પ્રવેશ.**

કેટલાક દિવસ બાદ ચક્રવર્તિએ સુષેણને બોલાવી કહ્યું કે 'તમે તમિસ્રા ગુફા આગળ જાઓ. અને તેના દરવાજા ઉઘાડો' સુષેણ તમિસ્રા ગુફા આગળ આવ્યો. તેણે કૃતમાલ દેવને ઉદ્દેશીને અઠ્ઠમ તપ કર્યો. ત્યારબાદ સ્નાન કરી, પવિત્ર થઇ, સુવર્ણનું ધૂપધાણું લઈ તમિસ્રા ગુફાના કપાટ પાસે ધૂપ ઉવેખી તેણે કપાટને પ્રણામ કર્યા. ત્યાં અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. અને ત્યાં અખંડ તંદુલનાં અષ્ટમાંગલિક આળેખ્યાં. ત્યારબાદ દંડરત્ન હાથમાં લઈ સાત આઠ ડગ પાછા ફરી દંડરત્નવડે વાજિત્રને દંડિકાવડે જેમ ખખડાવે તેમ તેણે દ્વારને ખખડાવ્યાં કે તુર્ત વૈતાઢ્યનાં ચક્ષુસમાં આ દ્વાર તડતડાત કરતાં ખુલ્લાં થયાં.

સુષેણે તમિસ્રા ગુફાના દ્વાર ખુલ્લી ગયાના સમાચાર ચક્રીને આપ્યા. ચક્રરત્ન આગળ ચાલ્યું. ચક્રી હસ્તિ ઉપર આરૂઢ થયા. અને ચાર અંગુલ પ્રમાણવાલા મણિરત્નને હસ્તિના દક્ષિણ ગંડસ્થળ ઉપર રાખ્યુ આથી ગુફામાં પ્રકાશ ફેલાયો. સાથે રહેલા કાકિણી રત્નથી ચક્રીએ એક એક યોજનને આંતરે ગોમૂત્રિકાકારે પાંચસો ધનુષ્યના વિસ્તારવાળાં એક યોજનને પ્રકાશતાં મંડળ આળેખ્યાં આવાં મંડળ કુલ ઓગણ-પચાસ ચક્રીએ આળેખ્યાં જેથી હર હંમેશાં ગુફામાં પ્રકાશ રહેવા માંડયો. ત્યારબાદ ચક્રની પાછળ ચાલતા ચક્રી ગુફાના મધ્યભાગમાં રહેલ ઉન્મગ્ના અને નિમગ્ના નદી આગળ આવી પહોચ્યા. ઉન્મગ્ના નદી એવી હતી કે જેમા પત્થરની શિલાઓ પણ તુંબડાની પેઠે તરતી હતી. અને નિમગ્ના નદીમાં તુંબડા પણ શિલાની પેઠે ડુબી જતાં હતાં. આ બન્ને નદીઓ તમિસ્રા ગુફાની પૂર્વભિત્તિમાંથી નીકળી પશ્ચિમભિત્તિમાં થઇ સિંધુ નદીની અંદર મળી જાય છે. આ બન્ને નદી ઉપર થઇ પસાર થવા માટે વાર્ધકિરત્ને ક્ષણવારમાં પાજ-પૂલ બાધ્યો અને તે ઉપર થઈ સમગ્ર સૈન્ય સહિત ચક્રી પસાર થયા. ચક્રીને આવતા દેખી ગુફાના ઉત્તર તરફના દ્વાર આપોઆપ ખુલી ગયાં. અને તેમાંથી પ્રથમ ચક્રરત્ન અને ત્યારબાદ ચક્રી અને તેનુ સૈન્ય ઉત્તર ભરતાર્ધમાં દાખલ થયુ.

**ઉત્તર ભરતાર્ધના મધ્યખંડ અને ઉત્તરસિંધુ નિષ્કૂટની સાધના.**

પચાસ યોજનની તમિસ્રા ગુફા ઓળંગી સૂર્ય જેમ ઉત્તરાયણમાં આવે તેમ ભરતેશ્વર ઉત્તર ભરતાર્ધને સાધવા ઉત્તર ભરતમાં દાખલ થયા. આ પ્રદેશમાં આપાત નામના ભયંકર ભિલ્લો વસતા હતા. આ ભિલ્લો ભયંકર, પરાક્રમી અને ઋદ્ધિવંત હતા. તે એકઠા થયા. અને ચક્રીના સૈન્યોપર તેમણે હલ્લો કર્યો. આ પરાક્રમ થોડીવાર તો ટકયું. પણ જ્યારે સુષેણે અશ્વરત્ન ઉપર આરૂઢ થઇ ખડ્ગરત્ન સાથે સમરાંગણમાં ઝુકાવ્યું કે તુર્ત ભિલ્લોએ નાસભાગ શરૂ કરી. બળ નહિ ચાલવાથી તેમણે અઠ્ઠમતપ કરી પોતાના કુલદેવ મેઘમુખ દેવને આરાધ્યો. મેઘમુખ દેવે પ્રગટ થઈ કહ્યું કે 'આ ચક્રવર્તિ છે. હું

તેનો પરાભવ કરી શકું તેવું મારામાં પરાક્રમ નથી આમ છતાં તેને હેરાન કરવારૂપ હું તમને સહાય આપીશ.' આ પ્રમાણે જણાવી તેણે અનર્ગળ પાણીને વરસાવતી વૃષ્ટિ આરંભી. જોતજોતામાં સર્વત્ર પાણી થઇ રહ્યું. પાણી જોઇ ચક્રીએ ચર્મરત્નનો સ્પર્શ કર્યો એટલે તે ચર્મરત્ન બાર યોજન વિસ્તાર પામ્યું. આ પછી ભરતચક્રવર્તિએ તેના ઉપર સર્વ સૈન્ય સ્થિર કર્યું અને છત્રરત્નને સ્પર્શ કરતાં તે છત્ર બાર યોજન સુધી વિસ્તર્યું અને સર્વ લશ્કર પર છવાઈ ગયું. વચ્ચે મણિરત્ન સ્થાપન કરવાથી સર્વ ઠેકાણે પ્રકાશ ફેલાયો. ચર્મરત્નની અંદર સવારે વાવેલાં ફળ ફળાદિ સાંજે તૈયાર થતાં હતાં અને તે સર્વને ગૃહપતિરત્ન પહોંચાડવાનું કાર્ય કરતું હતું. આખરે મેઘમુખ વરસાદ વરસાવીને થાકયો. તે ચક્રીને કે ચક્રીના સૈન્યને કાંઇપણ કરી ન શકયો. આથી તેણે ભિલ્લોને કહ્યું કે 'ભરત ચક્રીને શરણે જાઓ.' આ બાજુ ચક્રવર્તિના યક્ષોએ મેઘમુખને કહ્યું કે 'તું અને તારી વધો આમને કાંઇ કરી શકે તેમ નથી. ભરતચક્રી ઇન્દ્રના મિત્ર છે તે જાણશે તો તને સ્થાનભ્રષ્ટ કરશે મેઘમુખ દેવ યવનો સાથે ચક્રીને નમ્યો ભરતચક્રીએ ત્યાં પોતાની આણા સ્થાપી અને સુષેણને સિન્ધુ ઉત્તર નિષ્કૂટ સાધવા મોકલ્યો. દક્ષિણ સિંધુ નિષ્કૂટની પેઠે સુષેણ સેનાપતિએ ઉત્તર સિંધુ નિષ્કૂટ સાધી ત્યાંથી પ્રાપ્ત થએલ ભેટણાં અને દંડ વિગેરે ભરતચક્રી આગળ ધર્યા.

## ક્ષુલ્લ હિમવંતદેવની સાધના અને ઋષભકુટ ઉપર નામોલ્લેખન.

સિંધુ ઉત્તર નિષ્કૂટ સાધ્યાબાદ ચક્રરત્નને અનુસરતા સૈન્ય સહિત ચક્રી ક્ષુલ્લહિમવંત પર્વતની તળેટીમાં આવ્યા. ત્યાં ભરતચક્રીએ પૌષધસહિત અઠ્ઠમ તપ કર્યો અને અંતે તેમણે ક્ષુલ્લહિમવંત પર્વતના અધિષ્ઠાયકદેવ તરફ બાણ ફેંક્યુ. બાણ ૭૨ યોજન ઉલ્લંઘી તેની સભામાં પડયું. ચક્રીનું આગમન સાંભળી હિમવંતદેવ ગોશીર્ષ ચંદન, કલ્પવૃક્ષના પુષ્પની માળા, સર્વ પ્રકારની ઔષધિઓ, પદ્મદ્રહનું જળ, દિવ્યવસ્ત્રો, કડાં, બાજુબંધો, વિગેરેના ભેટણાં લઇ ચક્રવર્તિને નમ્યો. અને 'મારૂં સર્વસ્વ આપનું છે' તેમ જણાવવા પૂર્વક તેમને આધીન થયો. ચક્રીએ તેનો સત્કાર કરી વિદાય આપી. આ પછી ભરતચક્રીએ ઋષભકૂટને તાડન કરી કાકિણીરત્નથી પૂર્વદિશાના શિખર ઉપર 'આ અવસર્પિણીના ત્રીજા આરાના અંત ભાગમાં હું ભરત ચક્રવર્તિ થયો છું.' આ પ્રમાણે લખ્યુ ઋષભકૂટના અધિપતિને પણ સ્વાધીન કરી ચક્રીએ સ્વઆવાસે આવી પારણું કર્યું અને અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો.

## નમિ વિનમિ વિદ્યાધરોને સ્વાધીન કર્યા.

ગંગા અને સિંધુના મધ્યભાગમાં પ્રયાણ કરતા ચક્રીએ સૈન્ય સહિત વૈતાઢય પર્વતની તળેટીએ પડાવ નાંખ્યો. વૈતાઢય પર્વત ઉપર વસતા વિદ્યાધરોના અધિપતિ નમિ વિનમિને સ્વાધીન કરવા ભરતચક્રીએ બાણ ફેંકયું. નમિ વિનમિ પોતાના પરિવાર સાથે લડવા તૈયાર થયા. અને આમ બન્ને વચ્ચે બાર બાર વર્ષ યુદ્ધ ચાલ્યું. બારવર્ષને અંતે નમિવિનમિ પરાજય પામ્યા. અને ભરતચક્રીની આજ્ઞા સ્વીકારી. વિનમિએ પોતાની પુત્રી સુભદ્રાને

ભરતચક્રી વેરે પરણાવી. જે ભરત ચક્રવર્ત્તિની સ્ત્રીરત્ન થઇ. નમિએ પણ અનેક રત્નો વિગેરેની ભેટ ધરી ભરતચક્રવર્ત્તિની આજ્ઞા સ્વીકારી ભરતચક્રીએ આજ્ઞાધારક બનાવી તેમને તેમનાં રાજ્ય પાછાં સોપ્યાં. પણ તેઓનું ચિત્ત રાજ્ય ઉપર નહિ ચોંટવાથી પોતાના પુત્રોને રાજ્યગાદી સોંપી તેઓએ ઋષભદેવ ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરી.

**ઉત્તર નિષ્કૂટ, ગંગાદેવી અને નાટયમાલ દેવની સાધના**

વૈતાઢય પર્વતના વિદ્યાધરોને સાધી ચક્ર ગંગા તરફ વળ્યુ. ગંગાના પટમાં ચક્રીએ પડાવ નાંખ્યો. સુષેણને ગંગાનો ઉત્તર નિષ્કૂટ સાધવા મોકલ્યો. સુષેણે ઉત્તરનિષ્કૂટ સાધી તેનાં ભેટણાં ચક્રી આગળ ધર્યાં. ત્યારબાદ ચક્રીએ પૌષધ સહિત અઠ્ઠમતપ ગંગાદેવીને ઉદ્દેશી કર્યો. ગંગાદેવીનુ આસન કંપ્યુ. તેણે બે રત્નસિંહાસનો અને એક હજાર રત્નકુંભો આપ્યા ગગાદેવી ચક્રીને જોતાં વિહ્વળ બની અને બોલી ઊઠી કે 'તમારા તપથી તો મારૂં આસન કમ્પ્યુ હતું. પણ તમારૂ લાવણ્ય દેખી મારૂં હૃદય અને દેહ કંપી ઉઠયાં છે.' આમ હાવભાવ કરી પોતાના સ્થાને ભરત મહારાજાને લઇ ગઇ અને જોતજોતામાં તેણે હજાર વર્ષ તેમની સાથે ભોગવિલાસમાં ગાળ્યાં.

ગંગાદેવીને મહામુશ્કેલીએ સમજાવી ચક્રી ખંડપ્રપાતા ગુફા આગળ આવ્યા અહિં પણ તેમણે કૃતમાલદેવની પેઠે નાટયમાલ દેવને અઠ્ઠમતપદ્વારા સાધ્યો. અને દેવે ચક્રી સમક્ષ નટની માફક નૃત્ય કર્યું. ચક્રીએ સત્કાર કરી તેને રજા આપી. અને દેવને ઉદ્દેશીને અઠ્ઠાઇમહોત્સવ કર્યો. ચક્રીની આજ્ઞાથી સુષેણે તમિસ્રા ગુફાની પેઠે ખંડપ્રપાતા ગુફાના દ્વાર ઉઘાડયા. અને ચક્રીએ તેમાં પ્રવેશ કરી કાકિણી રત્નવડે ઓગણપચાસ માંડલાં કર્યાં. અને ઉન્મગ્ના નિમગ્ના નદી પાર ઉતરી દક્ષિણ દિશાના પોતાની મેળે ઉઘડેલાં દ્વાર દ્વારા દક્ષિણ ભરતાર્ધમા પ્રવેશ કર્યો.

ખંડપ્રપાતા ગુફાની બહાર નીકળ્યા પછી ચક્રી સૈન્ય સહિત ચક્રે દર્શાવેલ માર્ગને અનુસરી ગંગાના પશ્ચિમ કિનારે આવ્યો. ગંગાની રેતને હાથીઓના મદથી કર્દમ બનાવતા ચક્રીસૈન્યે પડાવ નાંખ્યો અને ચક્રીએ નવનિધિઓના દેવતાઓને ઉદ્દેશીને પૌષધ સહિત અઠ્ઠમ તપ કર્યો. અને અઠ્ઠમતપને અંતે તેને **નૈસર્પ, પાંડુક, પિંગલ સર્વરત્ન, મહાપદ્મ, કાળ મહાકાળ માણવ અને શંખ** નામના નવ નિધિઓ કે જે હજાર યક્ષોથી અધિષ્ઠિત, આઠ ચક્રો ઉપર રહેલા, આઠ યોજન ઉંચા, નવ યોજનના વિસ્તારવાળા અને બારયોજનના પહોળા હતા તે સ્વાધિન થયા. નિધિના અધિષ્ઠિત દેવતાઓ ચક્રીને વિજ્ઞપ્તિ પૂર્વક કહેવા લાગ્યા કે 'આપના પુણ્યથી આપને વશ થએલ અમે આપના સેવકો છીએ આ નિધિઓનો આપ યથેચ્છ ઉપયોગ કરો અને દાન આપો' ચક્રીએ તેઓનો સત્કાર કર્યો પોતાના આવાસે આવી અઠ્ઠમતપનું પારણું કર્યું અને અઠ્ઠાઇ મહોત્સવ ઉજવ્યો ત્યારબાદ ચક્રીએ સુષેણને ગંગાના દક્ષિણ નિષ્કૂટ સાધવા મોકલ્યો. થોડા સમયમાં સુષેણ દક્ષિણ નિષ્કૂટ સાધી ચક્રી આગળ હાજર થયો. અને દક્ષિણ નિષ્કૂટમાંથી મળેલ ભેટો અને દંડ ચક્રી આગળ ધર્યો.

આ રીતે સાઠ હજાર વર્ષના પ્રયાણથી ભરત મહારાજાએ પોતે ૧ દક્ષિણ ભરતાર્ધ

અને ૨ ઉત્તર ભરતાર્ધને સાધ્યો. ૩ દક્ષિણ સિંધુ નિષ્કૂટ ૪ ઉત્તર સિંધુ નિષ્કૂટ, ૫ ઉત્તર ગંગા નિષ્કૂટ ૬ દક્ષિણ ગગા નિષ્કૂટ આ ચાર ક્ષેત્રને સુષેણ સેનાપતિને મોકલી સધાવ્યાં આમ છ ખડ સાધી સંપૂર્ણ ભરતક્ષેત્ર સાધ્યુ તેમજ માગધ વરદામ–પ્રભાસ, વૈતાઢ્ય, તમિસ્રા, ક્ષુલ્લહિમવંત, ગગા, ખંડપ્રપાતા, નવનિધિઓ વિગેરેની સાધના કરી ભરતક્ષેત્રની સર્વ વસ્તુ પોતાને સ્વાધીન કરી

સમગ્ર ભરતક્ષેત્રમાં હવે કોઇ વસ્તુ સાધવાની નહિ રહેવાથી ચક્ર અયોધ્યા તરફ વળ્યું. ચક્રીએ અયોધ્યાના પરિસરમા પડાવ નાંખ્યો. ભરત મહારાજાએ નગરીને ઉદ્દેશીને રાજાઓની સાથે અઠ્ઠમ તપ કર્યો.

અયોધ્યામાં ભરતેશ્વર સમગ્ર ભરત સાધી આવે છે તેવા સમાચાર પ્રસર્યા ઘેરે ઘેર તોરણો બંધાયા, આગણે આંગણે કુમકુમના સાથિયા પુરાયા નગર દેવનગરી જેવું સુશોભિત બન્યુ સૌ કોઈ ભરતના દર્શન માટે ઉત્કંઠિત થયા. શુભમુહૂર્તે ભરતેશ્વર સ્નાન કરી સુસજ્જ થઇ ગજારૂઢ થયા અને નગરમા તેમણે નવનિધિ, ચૌદરત્ન, બત્રીસહજાર મુકુટબદ્ધ રાજાઓ, ચોરાસી લાખ હાથી, ઘોડા, રથ અને છન્નુ ક્રોડ પાયદળ સાથે પ્રવેશ કર્યો સૌ કોઈ આનદમાં મગ્ન થયા. ઇન્દ્ર, દેવ, યક્ષો અને રાજાઓના અત્યાગ્રહથી ભરતેશ્વરનો મહારાજ્યાભિષેક થયો આ મહાભિષેક નિમિત્તે અયોધ્યામા બારવર્ષ સુધી આનંદોત્સવ પ્રવર્ત્યો. આ પછી પુરોહિત, સેનાપતિ, ગાથાપતિ, વાર્ધકિરત્ન અને બીજાઓને ભરતેશ્વરે સત્કાર પૂર્વક વિદાય આપી. ચક્ર, છત્ર, અસિ અને દંડ વિગેરે રત્નોને આયુધ શાળામાં દાખલ કર્યા નવનિધિ, ચર્મરત્ન, કાકિણી અને મણિરત્ન વિગેરેને શ્રીગૃહ–લક્ષ્મીગૃહમાં દાખલ કર્યા. આત્મરક્ષક દેવતાઓ અને રસોઇઆઓને પણ પોતપોતાને સ્થાને જવાની આજ્ઞા આપી અને ત્યારબાદ ચક્રવર્ત્તિ પોતાના સંબધિઓની સાથેના આનંદમા પ્રવર્ત્યા.

## ચક્રવર્ત્તિની ઋદ્ધિ.

ભરતચક્રી ચૌદરત્ન, નવનિધિ, સોળહજાર આત્મરક્ષક દેવો, ચોસઠહજાર સ્ત્રીઓ, ત્રણસો ત્રેસઠ રસોઇઆ, બત્રીસહજાર મુકુટબદ્ધ રાજા, બત્રીસહજારનાટક, અઢારશ્રેણિ માળી વિગેરે તથા અઢાર પ્રશ્રેણિ–ઘાચી વિગેરે વસવાયાથી શોભતા હતા તથા ભરતચક્રવર્ત્તિના લશ્કરમાં ચોરાસીલાખ હાથી, ઘોડા રથ અને છન્નુક્રોડ પાયદળ હતું ભરતચક્રીના તાબામાં છન્નુક્રોડ ગામ, બત્રીસહજાર દેશ, બહોંતેર હજાર મોટાં નગરો, નવાણું હજાર [1]દ્રોણમુખ, અડતાલીશહજાર કિલ્લાબંધીવાળાં શહેરો, ચોવીસહજાર [2]કર્બટ, ચોવીસહજાર [3]મંડલ, વીસહજાર [4]આકર, સોળહજાર [5]ખેટક, ચૌદહજાર સંબાધન, છપ્પનદ્વીપ, ત્રિકોટિહલમંત્રી,

૧ જ્યા જળ અને સ્થળમાર્ગે જવાય તે દ્રોણમુખ ૨ નગર જેવુ તે કર્બટ. ૩ જેની ચારે બાજુ અઢી ગાઉ ગામ ન હોય તે મંડલ ૪ જ્યા લોઢા વિગેરેની ખાણુ હોય તે આકર ૫ કિલ્લાવાળુ તે ખેટક

પાંચલાખ ચક્રધરો, ચોસઠહજાર ભાટચારણો, ૪૯ કુરાજ્યો, હજારો સુવર્ણખાણો વિગેરે વિગેરે અનંતઋદ્ધિ હતી.

### સુંદરી અને અઠ્ઠાણું ભાઈઓની દીક્ષા.

છ ખંડ સાધી ચક્રવર્ત્તિપણાના અભિષેક બાદ ભરતચક્રી પોતાના સર્વ સ્વજનોને મળ્યા. તેમાં બાહુબલિની સાથે જન્મેલી સુંદરી કે જે ઘણુ તપ કરવાથી કૃશ અને દુર્બળ બની હતી અને જેનુ રૂપ તથા લાવણ્ય બેડોળ બન્યુ હતું તેને નિહાળી ચક્રી ગૃહના અધિકારીઓને કહેવા લાગ્યા કે 'શું મારા ઘરમાં ખોરાક ઔષધની ખામી હતી કે જેથી સુંદરી આવી દશાને પ્રાપ્ત થઇ છે?' નિયોગીએ નમ્રપણે ચક્રીને કહ્યું 'મહારાજ ! દેવો જેને સાધ્ય છે તેવા આપને ત્યાં શાની ખામી હોય, પણ આપ દિગ્વિજય માટે નીકળ્યા ત્યારથી સુંદરી આયંબિલ તપ કરે છે. આપે દીક્ષા માટે રોકયાં તેથી તે દીક્ષા ન લઈ શકયાં પણ ભાવ દીક્ષા રાખી વિચરે છે.' ભરતે સુંદરીને પૂછ્યુ કે, 'તું દીક્ષા લેવા ઇચ્છે છે ?' સુન્દરીએ 'હા' કહેતાં ભરતચક્રીએ રજા આપી અને આટલા દિવસ સુધી અંતરાય કર્યો બદલ પશ્ચાત્તાપ કર્યો. ભરતેશ્વરની રજા પામી સુંદરીએ ભાવપૂર્વક દીક્ષા ગ્રહણ કરી.

આમ ભરતચક્રીના નાના અઠ્ઠાણું ભાઈઓએ, બાહુબલિએ અને તેના ઘણા પુત્રોએ દીક્ષા લીધી.

### મરીચિનું ઉત્સૂત્ર વચન.

ભરતપુત્ર મરીચિએ દેવોની પૂજા અને સન્માન દેખી ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરી, પણ શીત, આતપ, ઉપસર્ગ વિગેરેથી સંયમચર્યા તેને આકરી લાગી. શરમથી સંયમ છોડી તે ઘેર ન જઇ શકયો તેમ પૂર્ણપણે સંયમ પાળી પણ ન શકયો. આથી તેણે ત્રિદંડીવેષ ધારણ કર્યો અને ભગવાન સાથે વિચરવા લાગ્યો. ઉપદેશ આપવામાં તે કુશળ હોવાથી તે ઘણા રાજકુમારોને પ્રતિબોધ કરતો હતો, અને તેમાં જે પ્રતિબોધ પામે તેને ભગવાન પાસે મોકલી દીક્ષા અપાવતો હતો એક વખતે ભરત મહારાજાએ ભગવાનને પૂછ્યુ કે, 'આ પર્ષદામાં આપ સરખો કોઈ તીર્થંકર થનાર છે કે નહિ ?' ભગવાને ભરતને કહ્યુ કે, 'તારો પુત્ર મરીચિ આ ચોવીશીમાં ચોવીશમા મહાવીર નામે તીર્થંકર થનાર છે, મહાવિદેહમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્ત્તિ અને આ અવસર્પિણીમાં ત્રિપૃષ્ઠનામે પ્રથમ વાસુદેવ થશે.' ભરતચક્રી ભગવાનને વાંદી મરીચિ પાસે ગયા અને તેમને કહ્યુ કે, 'હુ તમારા ત્રિદંડી વેષને વંદન કરતો નથી, પણ આપ આ ચોવીશીમાં મહાવીરનામે તીર્થંકર થશો તેથી વંદન કરૂ છું" ભરતેશ્વર તો વાંદીને ગયા પણ મરીચિના મનમાં હર્ષાતિરેક જાગ્યો. તેને થયુ 'અહો અહો અમારૂ કુલ ! જે કુલમાં ત્રેવીસ તીર્થંકરો થશે ! મારા દાદા પ્રથમ તીર્થંકર ! પિતા પ્રથમ ચક્રવર્ત્તિ ! હું ચોવીસમો તીર્થંકર, પ્રથમ વાસુદેવ અને ચક્રવર્ત્તિ; જગતમાં અમારા કુટુમ્બ જેવું કોઈ ઉચ્ચ સ્થાન નથી.' હર્ષાતિરેકથી તે નાચ્યો. આનંદમાં ભાન ભૂલ્યો. અને ઘણા ભવ સુધી દુઃખ આપનાર તીવ્ર નીચગોત્ર કર્મ બાંધ્યુ. આ પછી પણ મરીચિ જે કોઇને પ્રતિબોધ આપતો અને તેનાથી પ્રતિબોધ પામે તેને ભગવાનની

પાસે કે તેમના સાધુ પાસે મોકલતો પણ એક વખત તે માંદો પડયો. સંયમથી ચૂકેલા તેની મુનિઓએ વૈયાવચ્ચ કરી નહિ મરીચિને લાગ્યુ કે 'સાજો થાઉં પછી એકાદ શિષ્ય કરીશ' પછી મરીચિ નિરોગી થયો અને કપિલ નામના રાજકુમારને પ્રતિબોધ કરી ભગવાન પાસે મોકલ્યો. કપિલ દીર્ઘસંસારી હોવાથી તેણે મરીચિને પૂછયુ કે, 'આપના માર્ગમાં ધર્મ છે કે નહિ ?' જવાબમાં મરીચિએ કહ્યું કે '**ધર્મ અહિં પણ છે અને ત્યાં પણ** છે.' આ ઉત્સૂત્ર વચને મરીચિને એક કોડાકોડી સાગરોપમ સંસાર રખડાવ્યો.

**ઋષભદેવ ભગવાનનું નિર્વાણ.**

પરમાત્મા ઋષભદેવ મોક્ષસમય નજીક આવ્યો ત્યારે અષ્ટાપદ પર્વત ઉપર પધાર્યા, અને દશહજાર મુનિઓ સાથે અણસણ સ્વીકારી **પોષ વદી તેરસ (મેરૂ તેરસ)**ના દીવસે અભિજિત નક્ષત્રમા નિર્વાણ પામ્યા. ભગવાનના દેહના અગ્નિસસ્કાર બાદ તેમના અવશેષોને લઈ ઇન્દ્રાદિક સૌ દેવો ભગવાનને સભારતા શોક સહિત પોતાના સ્થાને ગયા. ભરતચક્રીએ ઋષભદેવ ભગવાનની અગ્નિસસ્કાર ભૂમિની નજીક સિંહનિષદ્યા નામનો વાર્ધકિરત્નવડે પ્રાસાદ કરાવ્યો. અને તેમાં ચોવીસે તીર્થંકર પરમાત્માઓની તેમના દેહ પ્રમાણવાળી રત્નમય પ્રતિમાઓને સ્થાપિત કરી તેમજ પોતાના નવાણું ભાઇઓની અને સર્વને નમસ્કાર કરતા દેખાવવાળી પોતાની પ્રતિમા પણ સ્થાપિત કરી. પ્રાસાદની બહાર નવાણું ભાઇઓના યશ સમૂહ હોય તેમ નવ્વાણું સ્તૂપો અને તેની રક્ષા માટે લોહમય ચોકીદારો બનાવ્યા. પર્વત સૌ કોઇના ગમનાગમનવાળો ન બને માટે આઠ પગથાર સિવાય તેના સર્વ દાંતાને દંડ રત્નવડે સરખા કરી અષ્ટાપદ તરીકે પ્રસિદ્ધિમાં આણ્યો. પ્રાસાદનું નિર્માણ પ્રતિષ્ઠા અને પૂજન બાદ ભરતચક્રી ભગવાનના નિર્વાણને લઇ ભારે મને અયોધ્યામા આવ્યા.

ભગવાનના નિર્વાણ પછી કેટલાક કાળ સુધી ભરતચક્રીને ચેન ન પડયુ. પણ મંત્રીએ ભરતચક્રીને સમજાવ્યુ કે 'જગતમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થાનને ભગવાન પામ્યા છે. અને જગતભર ઉપર મહાઉપકાર કર્યો છે. તેની પાછળ દુઃખ લગાડી આપ સૌને દુઃખી ન કરો. તમારા ભાઇઓ અને જે કોઇ રાજ્યધૂરા વહન કરી શકે તે સર્વેએ દીક્ષા લીધી છે. રાજકુમાર આદિત્યયશા હજી બાળક છે ચિત્તમાથી ઉદ્વેગ દૂર કરો અને ધૈર્ય ધારણ કરો.' રોજરોજ મંત્રીના આ વચનથી ધીમેધીમે તેમણે ઉદ્વેગ ઓછો કર્યો. અને રાજકાર્યની પ્રવૃત્તિ શરૂ કરી. ભગવાનના નિર્વાણ પછી પાંચ લાખ પૂર્વ ગયા બાદ એક વખત ભરતચક્રી વસ્ત્ર પરિધાન બાદ પોતાનુ રૂપ નિરખવા આરિસા ભુવનમાં પધાર્યા. પોતાનું રૂપ નિરખે છે તેવામાં અચાનક વૃદ્ધપતિના હાથમાંથી યુવાન સ્ત્રી ખસી જાય તેમ રત્ન જડિત વીંટી આંગળીમાંથી સરકી પડી. આભૂષણ વિનાની અડુસી આંગળી શોભા રહિત લાગી. ચક્રીએ માથા ઉપરનો મુગુટ દૂર મૂકયો. અને માથાને આરિસામા જોયુ. ત્યારબાદ બાજુબંધ અને ગળાના હાર દૂર મુકયા ચક્રીની વિચારધારા ઉંડી ઉતરી, તેને સમજાયું કે આ મારી ભૂષા ઘરેણાના પ્રતાપે છે. તે દૂર થતાં સમગ્રદેહ શોભા વિનાનો છે. અને આ દેહમાથી આત્મા જતાં તો આ શરીર પણ ઘરમાં રાખવા યોગ્ય રહેતુ નથી. આ ઋદ્ધિ સિદ્ધિ અને વૈભવ પર છે. મારા નથી. મે તેમાં કેળવેલું મમત્વ ખોટું છે આ ભાવના

વૃદ્ધિ પામી અને તે એટલી બધી આગળ વધી કે તેજ આરિસાભુવનમાં ભરતચક્રીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ.

ઇન્દ્રનુ આસન કમ્પ્યુ. અને અવધિજ્ઞાનથી ભરતચક્રવર્ત્તિને કેવળજ્ઞાન થયાનું તેણે જાણ્યુ. ઇન્દ્ર ભરતચક્રી પાસે આવ્યો. તેણે તેમને મુનિવેશ આપ્યો. ભરતચક્રીએ સ્વયમેવ પંચમુષ્ટિ લોચ કરી સાધુવેષ ગ્રહણ કર્યો. અને સાથે સાથે બીજા દશ હજાર માંડલિક રાજાઓએ પણ દીક્ષા લીધી. ઇન્દ્રે આદિત્યયશાનો રાજ્યાભિષેક કર્યો. ત્યારબાદ ભરત કેવળી પૃથ્વીતલને પવિત્ર કરતા અને જગતના જીવોને પ્રતિબોધના વિહાર કરવા લાગ્યા.

દીક્ષા ગ્રહણ બાદ એક લાખ પૂર્વ સુધી જગતના જીવોને પ્રતિબોધી ભરતકેવલિ અષ્ટાપદ પર પધાર્યા. અને અણુસણુ કરી શ્રવણ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે નિર્વાણ પામ્યા.

ભગવાન ઋષભદેવ પુત્ર ભરત મહારાજાએ કુમારવયમાં ૭૭ લાખ પૂર્વ વ્યતીત કર્યાં. માંડલિકપણામાં એક હજાર વર્ષ પસાર કર્યાં. દિગ્વિજયમાં સાઠ હજાર વર્ષ વીતાવ્યાં. ચક્રવર્ત્તિપણામાં એક હજાર વર્ષ ન્યૂન છ લાખ પૂર્વ અને કેવળી અવસ્થામાં એક લાખ પૂર્વ એમ ચોરાસી લાખ પૂર્વનુ પૂર્ણ આયુષ્ય પાળી અષ્ટાપદ ઉપર સિદ્ધિગતિને પામ્યા. આ પછી દેવોએ નિર્વાણ મહોત્સવ કર્યો. આ રીતે પોતાના નામથી ભરતક્ષેત્રને પ્રસિદ્ધ કરતા પ્રથમ ભરત ચક્રવર્ત્તિનું ચરિત્ર સંપૂર્ણ.

**[ શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચદ્રાચાર્યના કરેલા ત્રિષષ્ટિ પર્વને અનુલક્ષી કરેલ સંક્ષેપરૂપ લઘુત્રિષષ્ટિનું પ્રથમ પર્વ સમાપ્ત. ]**

---

# શ્રી અજીતનાથ ભગવાનનું ચરિત્ર

## ( ૧ )

## પૂર્વભવ વર્ણન

### પ્રથમ દ્વિતીય ભવ–વિમલવાહનરાજા અને અનુત્તરદેવ.

જમ્બુદ્વીપના ભરતક્ષેત્રની આ ચોવીશીમાં બીજા તીર્થંકર અજીતનાથ ભગવાન થયા. તે અજીતનાથ ભગવાન પૂર્વ જન્મમા સીતા મહાનદીના દક્ષિણ તટ ઉપર રહેલ 'વત્સ નામના વિજયમાં સુસીમા નામની નગરીમાં વિમલવાહન નામે રાજા હતા. આ વિમળવાહન રાજા ન્યાયપ્રિય, કુશળ અને ધર્મદક્ષ હતા તે ગૃહસ્થ ધર્મમાં, રાજ્યધર્મમાં અને લોકોત્તર ધર્મમાં કોઇને બાધ ન આવે તે રીતે પૂરૂં ધ્યાન આપતા હતા. તેમ જગતમાં યુદ્ધવીર, દાનવીર અને દયાવીર તરીકે પ્રસિદ્ધ હતા. એક વખત રાજાની વિચાર ધારા વૈરાગ્ય માર્ગે વળી. તેમની નજર આગળ 'રાજ્ય વૈભવ, ધન યૌવન, પુત્રાદિ પરિવાર એ સર્વ તરવર્યા. તેમણે તેને આકાશના વાદળ, વીજળીના ચમકારા જેવાં અસ્થિર માન્યાં.

આથી જીવનમાં અજંપો ઉભો થયો અને તેમને લાગ્યુ કે માનવ ભવ, સારૂં કુળ, આર્યક્ષેત્ર અને સુંદર શરીર હોવા છતાં તેનાથી જો માત્ર આ ભોગ સુખમાજ હું રક્ત રહીશ તો ક્યાં જઈ પટકાઈશ. મારે સાધુનો પરિચય કરવો જોઇએ અને શરીર તથા આ વૈભવથી મારે પૂર્ણ સુકૃત કરવું જોઇએ. તેવી વિચારધારામા ઉંડા ઉતર્યા તેવામાં કોઇએ ખબર આપ્યા કે **અરિદમન** નામના સૂરિમહારાજા ઉદ્યાનમા પધાર્યા છે. રાજા મન ભાવતી વસ્તુ પામી આનંદ પામ્યો. પરિવાર સહ ઉદ્યાનમાં ગયો. અને સૂરિ મહારાજને પ્રદક્ષિણા દઈ વંદન કરી તેમની દેશના સાંભળવા બેઠો.

સૂરિ મહારાજે દેશનામાં કહ્યું કે 'અધર્મ સર્વથા છોડવો જોઇએ અને ધર્મનો આદર કરવો જોઇએ આ વાત સર્વ ધર્મોને માન્ય છે. તેમજ અન્યાયીને દૂર કરવો જોઇએ અને ન્યાયીને અગ્રેસર બનાવવો જોઇએ. તથા જે માણસો કાંઈપણ ખોટું કામ કરતા હોય તેને રાજાએ રોકવા જોઇએ વળી હે રાજા ! પાપ નહિ કર્યા છતાં પાપના ધ્યાનમાં રક્ત રહેવાથી માણસો દુઃખી થાય છે અને ધર્મ ધ્યાનમાં રક્ત રહેવાથી ભરત મહારાજાની પેઠે સુખી થાય છે' મુનિની આ દેશના ભાવિત રાજાના હૃદયમાં ઉતરી છતાં તેણે સૂરિ મહારાજને પુછ્યુ કે 'હે ભગવંત ! ધર્મને સમજવા છતાં ધર્મ કરવાનો પુરૂષાર્થ પ્રબળ કારણ વિના બનતો નથી. આપને એવુ કયુ પ્રબળ કારણ મળ્યુ કે જેથી આપે દીક્ષા અંગીકાર કરી. સૂરિમહારાજ બોલ્યા—

"રાજા ! હું પણ તારા જેવો રાજા હતો હું મારા સૈન્ય સહિત દિગ્વિજય કરવા નીકળ્યો. માર્ગમાં એક નંદનવન સરખા બગીચામાં મેં પડાવ નાંખ્યો. આ બગીચાએ અમને ખૂબ આકર્ષ્યા. કારણ કે ત્યાંની વનલક્ષ્મી અમારા વિજયના શુકુન સરખાં ખીલેલાં ફુલરૂપ દંત હાસ્યથી અમને અભિનંદતી હોય તેમ જણાતી હતી હુ આગળ ચાલ્યો અને જતે દિવસે દિગ્વિજય કરી તેજ માર્ગે તે ઉદ્યાનમાં આવ્યો. મને આ ઉદ્યાન શુષ્ક પાંદડાના ઢગલાથી વ્યાપ્ત અને ક્ષણભર પણ વિસામો લેવા માટે અયોગ્ય લાગ્યુ. મને લાગ્યુ કે જગ્યા ભૂલાઈ છે. તપાસ કરી ખાત્રી કરી તો જગ્યા તેજ હતી. પણ સમય બદલાઇ ગયો હતો. ઉદ્યાનની જીર્ણતાશીર્ણતાએ મારા ઉપર પ્રભાવ પાડ્યો. આથી મેં જાણ્યુ કે જેવા ઉદ્યાનના હાલ છે. તેવા મારા રાજ્યના, વૈભવના અને દેહના છે. હે રાજા ! ઉદ્યાનની અનિત્યતાએ મારામા અનિત્યતા જાગ્રત્ કરી અને હું મુનિ થયો. "

વિમલવાહન રાજાના હૃદયમાં પડેલ વૈરાગ્ય તાજો થયો. તેણે સૂરિમહારાજ **અરિદમન** પાસે દીક્ષાની માગણી કરી. અને પુત્રને બોલાવી યોગ્ય ભલામણ પૂર્વક રાજ્ય ગાદી સોંપી સુમુહૂર્તે દીક્ષા અંગીકાર કરી

વિમળવાહન રાજર્ષિએ ગુરૂમહારાજ સાથે ત્યાંથી વિહાર કર્યો. અને તે બાવીસ પરિસહ તેમજ ઉપસર્ગ સહન કરવા લાગ્યા. વિવિધ પ્રકારના એકાવલી, રત્નાવલી, કનકાવલી વિગેરે તપોમાં પોતાનુ મન જોડ્યું. અને સિદ્ધ, ગુરૂ, બહુશ્રુત, સ્થવિર, તપસ્વી, શ્રુતજ્ઞાન અને સંઘને વિષે ભક્તિ વિગેરે વીસ પદોનુ આરાધન કરી તેમણે **તીર્થંકર નામકર્મ** ઉપાર્જન

કર્યું. એક માસથી માંડીને આઠ માસ સુધીના ઉપવાસની તપશ્ચર્યા કરી અને અંતે અણુસણ કરી વિમલવાહન રાજર્ષિ વિજય નામના અનુત્તર વિમાનમાં તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા અહિં તેમણે દેવશય્યામાં પોઢયા પોઢયા અવધિજ્ઞાનથી લોકનાલિકનું અવલોકન કર્યું અને અનુત્તર સુખ ભોગવી તેત્રીસ સાગરોપમનું લાંબુ આયુષ્ય પણ જોતજોતામાં તેમણે પસાર કર્યું.

## ( ૨ )

## અજીતનાથભગવાન.

### જન્મ, બાલ્યકાળ અને ગૃહસ્થજીવન.

શ્રી ઋષભદેવ ભગવાનના ઈક્ષ્વાકુ વંશમાં અસંખ્ય રાજાઓ સિદ્ધિગતિને પામ્યા. અને અસખ્ય અનુત્તર વિમાન દેવલોકમા ગયા. આ પછી ઇક્ષ્વાકુવંશમાં **વિનીતા** નગરીમાં જિતશત્રુ રાજા થયા અને તેમના લઘુ બંધુ સુમિત્રવિજય નામે યુવરાજ થયા.

આ જિતશત્રુ રાજાને **વિજયા** નામે રાણી હતી અને તે જાણે વિજયા નામે દેવીના સરખી રૂપવાળી હતી આ રાણીની કુક્ષિમાં **મહા સુદ ૧૩ને દિવસે** જ્યારે ચંદ્ર રોહિણી નક્ષત્રમાં હતો ત્યારે વિમલવાહન રાજાનો જીવ વિજય વિમાનમાંથી ચ્યવી ત્રણ જ્ઞાન સહિત પુત્ર પણે ઉત્પન્ન થયો. આ વખતે સર્વત્ર આનંદ ફેલાયો. નરકમાં પણ અજવાળું થયુ. અને તેમાં રહેલા સર્વ જીવોએ પણ ક્ષણભર આનંદ અનુભવ્યો. જ્યારે આ પુત્ર ગર્ભાવાસમાં આવ્યો તે રાત્રે ચોથા પહોરે વિજયા રાણીએ ગજ, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પની માલા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, પૂર્ણકુભ પદ્મ સરોવર, સમુદ્ર, વિમાન, રત્નપૂંજ અને નિર્ધૂમ અગ્નિરૂપ ચૌદ સ્વપ્ન પોતાના મુખમાં પ્રવેશ કરતાં દીઠાં.

ભગવાન અજીતનાથ વિજયા રાણીની કુક્ષિમાં આવ્યા કે તુર્ત ઇન્દ્રોનાં આસન કમ્પ્યાં અને ઇન્દ્રો જિતશત્રુ રાજાને ઘેર આવ્યા. તેમણે સ્વપ્નોનુ ફળ જણાવતાં કહ્યુ કે ‘ હે માતા ! આપ ભય ન પામો. અમે ઇન્દ્ર છીએ હે માતા ! બીજા અજીતનાથ નામે તીર્થંકર તમારા પુત્ર થશે.’ આમ કહી ઇન્દ્રો દેવો સહિત નંદીશ્વર દ્વીપે અષ્ટાન્હિકા મહોત્સવ કરી સ્વસ્થાને ગયા. અને કુબેરે સૌધર્મેન્દ્રની આજ્ઞાથી તે નગરીને ધન, ધાન્ય અને વૈભવથી પૂર્ણ કરી.

આ તરફ જિતશત્રુ રાજાના નાનાભાઈ સુમિત્રવિજયની પત્ની **વૈજયન્તી** કે જેનું બીજું નામ **યશોમતી** હતું તેણે પણ તે રાત્રિએ ચૌદ સ્વપ્ન જોયાં હતાં. આ ચૌદ સ્વપ્નનુ ફળ વ્યન્તરેન્દ્રે આવીને કહ્યુ કે ‘ હે માતા ! તમારો પુત્ર બીજો ચક્રી **સગર** નામે થશે.’

જાગૃત્ થયા પછી વિજયા અને વૈજયન્તીએ શેષ રાત્રિ ધર્મ જાગરણથી પસાર કરી. પ્રાતઃકાલે વિજયાએ જિતશત્રુ રાજાને રાત્રે પોતાને આવેલ ચૌદ સ્વપ્નની વાર્તા કહી.

જે રાત્રિએ વિજયા રાણીએ પુત્રનો જન્મ આપ્યો, તેજ રાત્રિએ થોડીવાર પછી વૈજયન્તીએ સુવર્ણ વર્ણ સદ્દશ એક પુત્રનો જન્મ આપ્યો. આ બન્ને વધામણી તેમના પરિવારે જિતશત્રુ રાજાને આપી. રાજાએ ઇનામ આપ્યુ અને સર્વત્ર નગરમાં મહોત્સવ કર્યો. કુલવધૂઓ ગીત ગાવા લાગી. નાટકોની રચના થઈ. આખું નગર અને સર્વ લોકો આનંદ આનદ પામ્યા.

શુભ દિવસે રાજાએ મંડપ રચના કરી આપ્તજનો સમક્ષ 'આ પુત્રની માતા જ્યારે પુત્ર ગર્ભમાં હતો ત્યારે પાસા રમવામાં મારાથી જીતી શકાઈ ન હતી.' તેમ જણાવી પોતાના પુત્રનું નામ **અજિત** અને પોતાના ભાઇના પુત્રનું નામ **સગર** રાખ્યું.

ઇન્દ્રે આજ્ઞા કરેલી પાંચ દેવધાત્રીઓ અજિતનાથ ભગવાનનું અને જિતશત્રુ રાજાએ મુકેલ પાંચ ધાત્રીઓ સગરનું પાલન કરવા લાગી. અજિતનાથ દેવસંચારિત અમૃતને અંગુઠાદ્વારા પાન કરતા હતા. સગર અનિંદિત સ્તનપાન કરતા હતા. અનુક્રમે વૃદ્ધિ પામતા બન્ને બાળકો વિજય અને જિતશત્રુ રાજાના ખોળામાં એક પછી એક ચડતા હતા. અને રાજાના હર્ષને વૃદ્ધિ કરતા હતા.

ઉંમર થતાં રાજાએ બન્ને પુત્રોને ભણવા મુકવા વિચાર કર્યો, પણ ભગવંત અજિતનાથ તો ત્રણ જ્ઞાનસહિત હોવાથી સ્વયમેવ સર્વકળા, ન્યાય, શબ્દશાસ્ત્ર વિગેરે શિખ્યા. સગર ખુબ બુદ્ધિશાળી હોવાથી જોતજોતામાં એક દીવાથી બીજો દીવો પ્રગટે તેમ ઉપાધ્યાયની પાસેથી શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, વાદ્યશાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, ધનુર્વેદ અને યુદ્ધકળા સર્વ શિખી લીધુ. આ સર્વ શાસ્ત્ર શિખ્યા છતાં સગર પોતાનુ શિખેલ સર્વ અજિતનાથ ભગવાન આગળ ધરી કહી બતાવતા હતા. અને જેમાં અપૂર્ણતા જણાઇ કે શંકા લાગી તે સર્વ ભગવંત પાસેથી જાણી લેતા હતા.

માનવ માત્રને રૂપસંપત્તિને બક્ષનાર યૌવનમાં બન્ને કુમારોએ પ્રવેશ કર્યો. એટલે ઇન્દ્રે અને જિતશત્રુ રાજાએ વિવાહ માટે આગ્રહ કર્યો. ભોગાવલી કર્મ બાકી હોવાથી ભગવાન મૌન રહ્યા. એટલે જિતશત્રુ રાજાએ રાજકન્યાઓ સાથે ભગવાનનાં લગ્ન કર્યાં. અને સગરને પણ તેવી રીતે રાજકન્યાઓ પરણાવી. આ પછી ભગવાન વ્યાધિને અનુરૂપ ઔષધિની પેઠે ગૃહસ્થ જીવન પસાર કરવા લાગ્યા. સગર કુમાર પણ હાથી જેમ હાથિણીઓની સાથે રમે તેમ રાજકન્યાઓ સાથે રમવા લાગ્યો.

એક વખત લઘુબંધવ સહિત જિતશત્રુ રાજાને વૈરાગ્ય ભાવના જાગૃત્ થઇ, તેમણે અઢારલાખ પૂર્વ ઉંમરના પોતાના પુત્રને કહ્યુ કે, 'હું હવે સંયમ લેવા ઇચ્છુ છું. મારા પૂર્વજોએ તો આ ઉંમર પહેલાં સંયમ લીધુ છે, તમે રાજ્યધૂરા વહન કરો, અને મને નિર્મુક્ત બનાવો.' અજિતનાથે કહ્યું, 'હે તાત! તમારા શુભ કાર્યમાં અંતરાય નાંખવા હું તૈયાર નથી પણ એટલી વિજ્ઞપ્તિ કરૂં છું કે, રાજ્યધૂરા તો કાકા સુમિત્રવિજય સભાળે તેજ ઇષ્ટ છે.' સુમિત્રવિજયે કહ્યું કે, 'તુચ્છ રાજ્ય ખાતર અપૂર્વ લાભવાળા સંયમને હું શા માટે ચુકું?' છેવટે જિતશત્રુ રાજાના આગ્રહથી ભાવયતિ રહેવાનો

સુમિત્રવિજયે નિર્ણય કર્યો. અને જિતશત્રુ રાજાએ અજિતનાથનો રાજ્યાભિષેક કર્યો અને સગરને યુવરાજ તરીકે સ્થાપ્યો.

રાજવી અજિતનાથે પોતાના પિતા જિતશત્રુનો ભવ્યદીક્ષા મહોત્સવ-નિષ્ક્રમણોત્સવ કર્યો. અને જિતશત્રુ મહારાજાએ સર્વ વૈભવ અને પરિવાર ત્યાગી ઋષભદેવ ભગવાનના તીર્થમાં વર્તતા સ્થવિર મુનિરાજ પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષાબાદ ઉગ્ર તપશ્ચર્યા આરંભી. જ્ઞાન, ધ્યાન, વૈયાવચ્ચ અને તપ ત્યાગના બળે જિતશત્રુ રાજર્ષિ ભાવના શ્રેણિએ ચડી કેવલજ્ઞાન પામ્યા. અનુક્રમે છેવટે પોતાના પૂર્વજોની પેઠે સિદ્ધિગતિને પામ્યા.

હવે રાજા અજિતનાથ ન્યાય-નીતિ અને પ્રેમથી પ્રજાનુ પાલન કરવા લાગ્યા. તેમના રાજ્યકાળમાં વધ, બંધન, તાડન, દહન વિગેરે શિક્ષાઓ કોઈ પણ વખતે કરવાનો પ્રસંગ આવતો નહિ તેવી રીતે પ્રજા વર્તતી હતી. ચારે રાજનીતિમાં નિપુણ હોવા છતા અજિતનાથ રાજવીને દંડ કે ભેદનીતિનો ઉપયોગ કરવો પડયો ન હતો. પ્રજા અને રાજા વચ્ચે ખુબજ મેળ અને વાત્સલ્ય ભાવ ઉભરાતો હતો. આમ રાજ્ય પાળતાં અજિતનાથભગવાનને ત્રેપન લાખ પૂર્વ થયાં. ઉંમરના પરિપાક સાથે ભોગાવલી કર્મ પણ પરિપક્વ થયુ. અને આપોઆપ વૈરાગ્યભાવના જાગૃત થતાં તેમણે વિચાર્યું કે 'આ રાજ્યની સુંદર વ્યવસ્થા, ભાઈઓનો ભ્રાતૃપ્રેમ અને રાજ્યઋદ્ધિ ગમે તેવી સગવડતા ભરી હોય તો પણ તેથી આત્માને શું ઉપકાર કરનારી છે.? આત્માને ઉપકાર કરનાર વસ્તુ તો જ્ઞાન, દર્શન અને ચારિત્રને પોષક પ્રવૃત્તિજ છે. મારે પાપપોષક પ્રવૃત્તિ ત્યજી આત્મપ્રવૃત્તિ તરફ વળવું જોઈએ.' આ વિચારધારાને 'હે નાથ! ધર્મતીર્થ પ્રવર્તાવો'ના લોકાંતિક દેવોની વિજ્ઞપ્તિએ રોકી. ભગવાને ભક્ત સેવકના અનુરૂપ વચન સમા દેવોના આ વચનનો સ્વીકાર કર્યો. અને પવનથી અગ્નિ વધુ પ્રજ્વલિત બને તેમ તેમનો વૈરાગ્ય વધુ પ્રજ્વલિત બન્યો.

ત્રણ જ્ઞાનધારક ભગવાને તુરત સગરને બોલાવ્યો. અને કહ્યું કે, 'બાંધવ! આ રાજ્યધૂરા તું વહન કર, હું હવે રાજ્યપાલન કરી શકું તેમ નથી. કારણકે મારૂં મન રાજ્ય, વૈભવ અને જગતની માયામાં હવે મુદ્દલ સ્થિર થાય તેમ નથી.' સગરને ભગવાનના આ વચન વજ્રઘાત જેવાં લાગ્યાં. તે બોલી ઉઠયો કે હે ભગવન! તમે રાજા અને હું યુવરાજ તેમ હવે તમે મારા ગુરૂ અને હું આપનો શિષ્ય થઈશ. આપ જાઓ અને હું રાજ્ય ભોગવું તે ન બને, ઉત્તરમાં ભગવાને કહ્યુ. 'સંયમ એ ભાવના પ્રધાન છે. મારૂ ભોગાવળી કર્મ ક્ષીણ થયું છે. હજી તું ચક્રવર્તી થવાનો છે, અને તારૂ ભોગાવલી કર્મ બાકી છે, આથી તારે માટે અત્યારે સંયમનું પાલન અશક્ય છે. રાજા પછી યુવરાજ રાજગાદીએ આવે એ રીતના ક્રમને પાલન કરી તું રાજ્યનો સ્વીકાર કર.' ભ્રાતૃપ્રેમ અને વડિલની આજ્ઞામાં હીંચકાતા સગરે નાખુશ દીલે આંસુ સાથે ભાઈની આજ્ઞાનો સ્વીકાર કર્યો. ભગવાને પૂર્ણ હર્ષપૂર્વક સગરનો રાજ્યાભિષેક કર્યો અને પોતે રાજ્યધૂરામાંથી નિર્મુક્ત થયાનો આનંદ અનુભવ્યો.

## (૩)
## સંવચ્છરી દાન અને દીક્ષા.

ધમધમતા ગરમાવા પછી વરસાદ પાણીની જડી વરસાવે તેમ અજિતનાથે રાજ્ય વૈભવને કૃતાર્થ કરવા 'લો લો' એવી ઘોષણાપૂર્વક સાંવત્સરિક દાન આરંભ્યું, અને જગતને જણાવ્યુ કે જેની પાછળ દુનિયા ધમપછાડા કરે છે, તે ધનની પ્રાપ્તિ કરતાં તેના ત્યાગમાંજ સુખ અને શાંતિ છે.

ચોકે ચોકે અને ચૌટે ચૌટે ખુલ્લે હાથે દાન આપ્યા છતાં એક વર્ષમાં ભગવાનને હાથે ત્રણસો અઠયાસી ક્રોડ અને એંશીલાખ સોનૈયાજ દાનમાં ગયા. કારણકે વરસાદ ગમે તેટલો વરસે પણ પાત્ર જેટલું હોય તેટલુંજ ભરાય તેમ ભગવાન ગમે તેટલું આપે પણ યાચક પોતાના ભાગ્ય જેટલુજ મેળવી શકે છે.

વાર્ષિક દાનને અંતે ઇંદ્રનું આસન કંપ્યુ. ઇન્દ્ર પરિવાર સહિત ભગવાનના નિષ્ક્રમણ મહોત્સવમાં આવ્યો. પરમઆભૂષણથી સુસજ્જ કરાયેલ ભગવાન સગરે યોજેલ નિષ્ક્રમણ મહોત્સવપૂર્વક સુપ્રભા નામની શિબિકા ઉપર આરૂઢ થઇ સહસ્રાભ્રવનમાં પધાર્યા. સંસાર સમુદ્રમાંથી ઉતરવા સમાન ભગવાન શિબિકામાંથી હેઠા ઉતર્યા, અને કિંમતી આભૂષણરૂપ જ્ઞાનદર્શન, ચારિત્ર ધારણ કરવા માટે અલ્પમૂલ્ય પાર્થિવ આભૂષણોનો ત્યાગ કર્યો. મહા શુદિ ૯ ના દિવસે ચંદ્રમા રોહિણી નક્ષત્રમાં હતો ત્યારે સપ્તપર્ણ વૃક્ષની નીચે પંચમુષ્ટિ લોચપૂર્વક 'करेमि सामाइयं'ની ઉદ્દઘોષણા સાથે એકહજાર રાજાઓની સાથે છઠતપપૂર્વક સંયમને ગ્રહણ કર્યું. ઇન્દ્રે આપેલ દેવદુષ્ય વસ્ત્ર ઉપધિ સહિત ધર્મ બતાવવાને અર્થે નિર્મમ હોવા છતાં ભગવાને ગ્રહણ કર્યું અને ભગવાને સંયમ ગ્રહણ કર્યું કે તુર્તજ દીક્ષાનું સહોદર હોય તેમ ભગવાનને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયુ. દેવોએ અને સગર વિગેરેએ ભગવાનની સ્તુતિ કરી શોક સહિત પોતાના સ્થાને ગયા અને અજીતનાથ ભગવાન જગતને પવિત્ર કરતા વિહાર કરવા લાગ્યા.

## (૪)
## કેવળજ્ઞાન અને નિર્વાણ.

પવનની પેઠે અપ્રતિબદ્ધ વિહાર કરતા ભગવાન બીજે દિવસે બ્રહ્મદત્તને ઘેર આવી ચડયા અને નિઃસાર શરીર પાસેથી સજ્જડ કામ લેવા માટે ક્ષીરાન્નથી હસ્તપાત્રમાં પારણું કર્યું. અંતરિક્ષમાં રહેલ દેવોએ બ્રહ્મદત્તને ભાગ્યશાળી માની તેને ત્યાં ધન, વાસક્ષેપ, વસ્ત્રવૃષ્ટિ, દેવદુંદુભિનાદ અને 'અહોદાન ! અહોદાન !'ની ઉદ્દઘોષણા કરી. બ્રહ્મદત્ત રોમાંચિત થયો. અને ભગવાને જે સ્થળે ઉભા રહી આહાર ગ્રહણ કર્યો તે પવિત્ર સ્થાનને સાચવી રાખવા તેણે રત્નપીઠિકા બનાવી. આ સ્થાનને પૂજ્યા વિના બ્રહ્મદત્ત ભોજન પણ કરતો ન હતો. અને તે તેના જીવનના અહોભાગ્યસમા તે રત્નપીઠને હરહંમેશ માનતો હતો.

સમદષ્ટિ ભગવાને પવનની પેઠે અપ્રતિબદ્ધ વિહાર આરંભ્યો. જે જંગલમાં પશુઓની ભયંકર ત્રાડો પડતી અને જ્યાં સર્પોનાં ગુંચળાં પડયાં રહેતાં તેવી ભયંકર અટવીમાં

અને ઉંચા ઉંચા શિખરોવાલા અને નજર નાંખે ન પહોંચે તેવી ખીણોવાળા પ્રદેશોમાં જગતની ઉચ નીચની અસ્વાભાવિક સ્થિતિનો વિચાર કરતા ભગવાન વિચરવા લાગ્યા. કોઇ વખત પવનના ઠંડા સૂસવાટાથી પાણી પણ થીજી જાય તેવા ભાગમાં ભગવાન ખુલ્લી કાયે કાઉસગ્ગ ધ્યાને રહેતા. તો કોઇ વખત જે સ્થાનથી જોતાં માણુસ ચકરી ખાઇ નીચે પડે તેવા શિખરો પર પર્વતસમા અડગ પ્રભુ ધ્યાનારૂઢ બનતા. આમ વિહારમાં તેમણે અનેક તપ, અભિગ્રહ અને નિયમો ધારણ કરી બાર વર્ષ પસાર કર્યાં. ત્યાર બાદ ભગવાન એક વખત સહસ્રામ્ર વનમાં સપ્તપર્ણ વૃક્ષ નીચે છઠતપ કરી કાઉસગ્ગ ધ્યાને રહ્યા. મેરૂના જેવા નિશ્ચળ ભગવાન આ ધ્યાનમાં અપૂર્વકરણ, અનિવૃત્તિ કરણ, સૂક્ષ્મસંપરાય અને ક્ષીણમોહ ગુણઠાણામાંથી પસાર થઈ ચારઘાતિ કર્મોનો ક્ષય કરી સયોગિ ગુણઠાણામાં દાખલ થયા કે તુર્ત તેમને પોષ સુદ ૧૧ ના દિવસે રોહિણી નક્ષત્રમાં કેવળજ્ઞાન થયું. ભગવાને હસ્તકમળની પેઠે જગતના સર્વ ભાવો જાણ્યા. દેવોનાં આસનો કંપ્યાં. સર્વ જગ્યાએ આનંદ આનંદ ફેલાયો. કુદરત પણ ભગવાનના કૈવલ્ય પ્રાપ્તિના ઉત્સવમાં ભાગ લેતા જીવોને પ્રસન્ન થઈ સત્કાર કરવા લાગી.

વાયુદેવે કાંટા અને કાંકરા રહિત યોજન જમીન કરી અને મેઘદેવે તે જમીનને વૃષ્ટિવડે પલ્લવિત કરી સુગંધમય બનાવી કે તુર્ત વ્યંતર દેવે તે જમીનને સુવર્ણથી જડી દીધી. આ પછી સુવર્ણ જડિત તે પૃથ્વીપર આકાશમાંથી પંચવિધ પુષ્પોની વૃષ્ટિ થઇ. અને જોતજોતામાં જાનુ સુધી ઉભરાઇ. ભવનપતિ દેવોએ મધ્યમાં મણિપીઠ બાંધી. પ્રથમ સોનાના કાંગરાવાળો રૂપાનો ગઢ, જ્યોતિષી દેવોએ બીજો મણિના કાંગરાવાળો સુવર્ણગઢ અને વૈમાનિક દેવોએ માણિક્યના કાંગરાવાળો રત્નનો ત્રીજો ગઢ બનાવ્યો. દરેક ગઢને ચાર ચાર દરવાજા અને દરેક દરવાજે દેવો પ્રાતિહાર્ય બની ઉભા રહ્યા. ગઢની અંદર મધ્યભાગમાં જૈનધર્મ સર્વ ધર્મ કરતાં ઉંચો છે તે જણાવતું એક ગાઉ અને ચૌદસો ધનુષ્ય ઉંચું ચૈત્યવૃક્ષ પણ દેવોએ ઉભું કર્યું. તેમજ ધૂપઘટાઓ, દેવછંદ, ભામંડલ, ચામર, છત્ર, ચક્ર વિગેરે વિવિધ વિભૂતિ અને પર્ષદાઓની ગોઠવણ પૂર્વક સમવસરણની રચના થઇ. નવ સુવર્ણ કમળ ઉપર પાદન્યાસ કરતા ભગવાને પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કર્યો, અને 'तीर्थाय नमः' કહી ભગવાન સિંહાસન ઉપર આરૂઢ થયા કે તુર્ત તેમના પ્રતિબિંબ ત્રણે દિશામાં દેવોએ વિકુર્વ્યાં. દેવો, દાનવો, રાજાઓ, માણસો, પશુઓ, અને જગતના વિવિધ જંતુગણથી બારે પર્ષદા પૂર્ણ બની. સગર પણ ત્યાં આવી ઇન્દ્રની પાછળ બેઠો.

ભગવાન સિંહાસન ઉપર બેઠા બાદ શક્રેન્દ્ર ઉભો થયો. તેણે ભગવાન અને પર્ષદાને નમી ભગવાનની સ્તુતિ આરંભી અને જગતના પ્રાણીઓને જણાવ્યું કે 'તરણ તારણ ભગવાન સિવાય આ સંસારમાં બીજું કોઈ ઉપકારી નથી' ત્યારબાદ ભગવાને દેશનામાં કર્મ, બન્ધ, મુક્તિ અને જગતની સ્થિતિ જણાવતી દેશના આપી. આ દેશનાથી હજારો નરનારીઓ પ્રતિબોધ પામ્યાં. અને ભગવંતના ચરણે પોતાનું જીવન ધરી તેમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. ભગવાનના કાકા સુમિત્ર જે ઘણા વર્ષથી ભાવયતિપણે જીવન ગાળતા

હતા તેમણે પણ ભગવાન પાસે દીક્ષા લીધી. આમ ભગવાનને સિંહસેન વિગેરે પંચાણુ ગણધરો થયા. ભગવાને તેમને 'उपन्ने वा, विगमे वा, धुवे वा' ની ત્રિપદી આપી. એટલે આઉટ લાઇન ઉપરથી ચિત્રકાર જેમ ચિત્ર દોરે તેમ તેમણે દ્વાદશાંગીની રચના કરી. ઇન્દ્રે વાસક્ષેપ ચૂર્ણનો થાળ ધર્યો. અને ભગવાને ઉભા થઇ તેમાંથી વાસચૂર્ણની મુઠી ભરી નતમસ્તકે ઉભા રહેલા તે ગણધરો ઉપર વાસક્ષેપ નાંખતાં ઉચ્ચાર્યું કે 'સૂત્ર, અર્થ, ઉભય, દ્રવ્ય, ગુણ, પર્યાય, નય, અને અનુયોગથી હું તમને ગણની અનુજ્ઞા આપુ છું.' આ પછી દેવોએ, દાનવોએ, અને માનવોએ થનથન નાચતા ઉમળકાભેર હૃદયે તેમના ઉપર વાસક્ષેપ નાંખ્યો. આ પ્રથમ સમવસરણમાં ભગવાને જગતને તારવા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ તીર્થની સ્થાપના કરી. અને પછી પણ પ્રથમ પોરિસી સુધી દેશના આપી. તે પૂર્ણ થતાં સગર રાજા તરફથી આવેલ બલિ ઉછાળવામાં આવ્યો. અને જેને પૂણ્યપુંજ સમ માની દેવોઓએ, રાજાઓએ અને માનવોએ અદ્ધર અદ્ધરથી જ ગ્રહણ કર્યો.

આ પછી ભગવાન દેવછંદમાં પધાર્યા. અને તેમની પાદપીઠ આગળ સગરે મૂકેલ સિંહાસન ઉપર આરૂઢ થઈ સિંહસેન ગણધર ભગવંતે દેશના આપી. આમાં ઘણાઓએ વિવિધ પ્રશ્નો પૂછ્યા કોઇએ પોતાના પૂર્વભવ પૂછ્યા. આ સર્વને તેમણે ભગવાનના સ્થાન મહાત્મ્યથી યથાસ્થિત કહ્યા. દેશનાકાર ગણધર ભગવંતને ભગવાન સિવાય સૌ કોઈએ તેમને કેવળીજ માન્યા, બીજી પોરિસી પૂર્ણ થતાં મુસાફર ઈષ્ટ સ્થાને પહોંચવાથી અટકે તેમ તેમણે દેશના પૂર્ણ કરી. એટલે તેમને નમન, પૂજન વંદન કરી સૌ સ્વસ્થાને ગયા. સગરચક્રી પણ ભગવંતને નમી પોતાના સ્થાને સાકેતપુર આવ્યા.

ભગવાન અજીતનાથના શાસનમાં ચારમુખવાળો, શ્યામ કાંતિને ધારણ કરનારો, હાથીના વાહનવાળો, જમણી બાજુના ચાર હાથમાં વરદ, મુદ્‌ગર, અક્ષસૂત્ર, અને પાસ તથા વામ બાજુની ચાર ભૂજામાં બીજોરૂ, અભય, અંકુશ, અને શક્તિને ધારણ કરનાર મહાયક્ષ નામે શાસનદેવ થયો. તથા સુવર્ણ જેવા વર્ણવાળી, જમણી બે ભુજામાં વરદ અને પાસ તથા વામ બે ભૂજામાં બીજોરૂ અને અંકુશને ધારણ કરનારી તથા લોહાસનારૂઢ અજિતબલા નામે શાસનદેવી થઇ.

ચોત્રીસ અતિશયે શોભિત ભગવાન સિંહસેન આદિ ગણધરોથી પરિવૃત્ત એક વખત કોશાંબી નગરીના પરિસરમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યુ. ભગવાન સિંહાસન ઉપર બેસી દેશના આપે છે. તેવામાં ત્યાં એક બ્રાહ્મણ યુગલ આવ્યુ. અને તેમાંથી બ્રાહ્મણે ભગવાનને પૂછ્યું કે 'હે ભગવન્! આવી રીતે કેમ છે?' ભગવાને કહ્યું કે 'તે સમકિતનો મહિમા છે.' સભાને આમાં કાંઇ સમજ ન પડી. સભાની શંકા ટાળવા મુખ્ય ગણધરે પૂછ્યું કે 'આ બ્રાહ્મણે આપને શું શું પુછ્યું? અને આપે શું ઉત્તર આપ્યો?' ભગવાને કહ્યું કે—

"અહિં નજીકમાં શાલિગ્રામ નામે એક [1]અગ્રહાર છે. ત્યાં શુદ્ધભટ્ટ નામે બ્રાહ્મણ

[1] દાનમાં આવેલ જમીન ઉપર વસેલ ગામડું,

છે. તેને સુલક્ષણા નામે ભાર્યા છે. શુદ્ધભટ્ટ એક વખત દુઃખી થતાં પરદેશ ગયો. પાછળ રહેલ સુલક્ષણા સાધ્વીના પરિચયમાં આવી અને સમકિતવંત થઇ. કેટલાક કાળે શુદ્ધભટ્ટ ઘેર પાછો ફર્યો. તેણે સ્ત્રીને કહ્યું 'મારા વિના તારા દિવસો કેમ પસાર થયા ?' સ્ત્રીએ કહ્યું 'સાધ્વીના પરિચયે મને સમકિત પ્રાપ્ત થયું. તેથી જગતની સારાસારતા સમજી વિવેક ઉપજયો. અને મેં મારા દિવસો પસાર કર્યા.' શુદ્ધભટ્ટ સમકિત પામ્યો. અને જતે દિવસે તેમને એક પુત્ર થયો. આ અગ્રહારમાં બધા મિથ્યાત્વી હતા એક વખત પુત્રને લઈ શુદ્ધભટ્ટ બ્રાહ્મણોની સભામાં ગયો. સૌ 'આ શ્રાવક છે દૂર ખસ દૂર ખસ' એમ કહી તેનો તિરસ્કાર કરવા લાગ્યા. શુદ્ધભટ્ટ લાગણીવશ થયો. અને બોલી ઉઠયો કે 'જિનોક્ત ધર્મ શુદ્ધ ધર્મ ન હોય તો મારો પુત્ર ભસ્મિભૂત થજો' એમ કહી બળતા અગ્નિકુંડમાં પુત્રને નાંખ્યો. જોતજોતામાં એક દેવી તેને હાથમાં લઇ બહાર આવી. સભા દિગ્મૂઢ બની. બ્રાહ્મણ આનંદ પામ્યો. ઘેર આવી સ્ત્રીને વાત કરી પણ સ્ત્રીએ કહ્યું કે 'આવું ફરી તમારે ન કરવું જોઇએ. કારણ કે કોઇક વખત શાસન દેવ જાગૃત ન હોય તો ધર્મની અપ્રભાજના થાય' બ્રાહ્મણને ધર્મમાં વધુ સ્થિર કરવા સુલક્ષણા તેને સાથે લઇ અહિં મારી પાસે આવી. અને બ્રાહ્મણે પૂછયું કે 'આ પુત્ર ઉગર્યો તે સમકિતનો પ્રભાવ છે કે કેમ ?' મેં તેને કહ્યું કે 'હા તેમજ છે ?' પરષદા આનંદ પામી. કોઇએ વ્રત તો કોઇએ સમકિત ગ્રહણ કર્યું'.

આ પછી ચોત્રીસ અતિશયથી શોભતા પરમાત્મા ધર્મચક્રી અજિતનાથ ભગવાન જગત ઉપર ઉપકાર કરતા અને દેવો અધિષ્ઠિત ધર્મચક્રથી માર્ગ દર્શાવાતા પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

શ્રી અજિતનાથ ચરત્ર સંપૂર્ણ.

---

# શ્રી સગરચક્રવર્ત્તિ ચરિત્ર

## (૧)

### છ ખંડની સાધના તથા ચક્રીપદ.

આ તરફ સગરના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયુ કે તુર્ત ચક્રીએ તેની પૂજા કરી. કારણકે ઉચિત વ્યવહારમાં મોટા પુરૂષો કોઈ દિવસ સ્ખલના પામતા નથી. આ પછી છત્ર, દંડ, ખડ્ગ, કાકિણી, મણિ, ચર્મ, પુરોહિત, ગજ, અશ્વ, સેનાપતિ, ગાથાપતિ, વાર્ધકી અને સ્રીરત્ન પણ ચક્રીને આવી મળ્યાં.

સગરચક્રીએ સુમુહૂર્તે ભરતક્ષેત્રના છ ખંડ સાધવા પ્રયાણ કર્યું. તેમણે માગધ, વરદામ, પ્રભાસ, સિંધુદેવી, હિમાચલદેવ, કૃતમાલદેવ, નાટ્યમાલદેવ, ગંગાદેવી અને નવનિધિના અધિષ્ઠાયક દેવોને સાધ્યા. ઉત્તર ભરતમાં આપાત ભિલ્લો સિવાય કોઈ ઠેકાણે સગરનો સામનો ન થયો. આપાત ભિલ્લો પણ થોડો વખત હેરાન થઇ ચક્રી સમજી શરણે

આવ્યા. ઠેર ઠેર સત્કાર પામતા અને ભેટોથી નવાજાતા સગરચક્રીએ બત્રીસહજાર વર્ષે છ ખંડ સાધ્યા અને વિનિતા નગરીના પરિસરમાં પડાવ નાંખ્યો.

એક દિવસે સગરચક્રી અશ્વારૂઢ થઈ ઘોડાને ફેરવે છે તેવામાં ઘોડાને પાંચમી ધારમાં ફેરવતાં ઘોડો ભૂત આવ્યુ હોય અને નાસે તેમ નાસવા માંડયો. જોતજોતામાં તે અદૃશ્ય થયો અને ચક્રીને ઘોર જંગલમા લાવી ઉભા રાખ્યા. ચક્રી હેઠા ઉતર્યા કે તુર્ત ઘોડાના રામ રમી ગયા. ચક્રી પગપાળે આગળ વધ્યા ત્યારપછી સરોવરમાં સ્નાન અને જળપાન કરી લટાર મારે છે તેવામાં તેમણે દેવકન્યા સમી રૂપવતી સ્ત્રી જોઈ. બન્નેનાં નયનો એકબીજામાં મળ્યાં. તે સાથેજ બન્ને કામબાણુથી ઘવાયાં. સ્ત્રી સખીઓ સાથે ચાલી ગઇ પણ તુર્ત એક દાસી સગર પાસે આવી અને કહેવા લાગી કે, 'હે સ્વામિન્! ગગનવલ્લભ નામના નગરમાં સુલોચન નામનો વિદ્યાધર છે. તેને સહસ્રનયન નામે પુત્ર અને સુકેશા નામે પુત્રી છે. એક વખત નિમિત્તિયાએ સુલોચનને કહેલ કે, 'તમારી પુત્રી ચાવર્ત્તીની પટરાણી થશે,' આથી ગમે તેનાં માગાં આવ્યાં પણ તે સર્વને વિદ્યાધરે પાછાં ઠેલ્યાં.

એક વખત રથનુપુરના રાજા પૂર્ણમેઘ વિદ્યાધરે સુકેશાની માગણી કરી. સુલોચને તે ન સ્વીકારી એટલે તુર્ત તે લશ્કર સહિત સુલોચન ઉપર ચઢી આવ્યો. આ લડાઇમાં સુલોચન ખપી ગયો, પણ તેનો પુત્ર સહસ્રનયન શત્રુ ન જાણે તે રીતે સુકેશાને લઈ આ જંગલમાં રહ્યો છે. જ્યારથી સુકેશાએ તમને જોયા છે, ત્યારથી તેનો કંપ અને છાતીની ફડક શાંત થતી નથી. તે દીલને ઘણું ઘણું રોકે છે પણ તમારી તરફથી તેનું દીલ ખસતું નથી. આ અરસામાં સહસ્રનયન પણ ત્યાં આવી પહોંચ્યો. અને તેણે ચક્રી જાણી સુકેશાને પરણાવી. ત્યારપછી સહસ્રનયનને સાથે લઇ સગરચક્રી વિમાન ઉપર બેસી ગગનવલ્લભ નગરે આવ્યા, અને ત્યાં તેને તેના રાજ્ય ઉપર બેસાર્યો.

આ પછી સુકેશાને સાથે લઈ સગરચક્રી સાકેતપુરના પરિસરમાં રહેલ શિબિર આગળ આવ્યા. અઠ્ઠમ તપ કર્યો. અને મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો. દેવોએ અને રાજાઓએ ચક્રવર્ત્તીપણાનો અભિષેક કર્યો. આ ચક્રીપદનો મહોત્સવ બાર વર્ષ સુધી ચાલ્યો. સર્વ ઠેકાણે આનંદ અને જયજયકાર વ્યાપી રહ્યો. ત્યારપછી સગરચક્રી અદ્દ્ભુત સુખ ભોગવવાપૂર્વક પોતાનો કાલ નિર્ગમન કરવા લાગ્યા.

એક વખત અજિતનાથ ભગવાન સાકેતપુરના પરિસરમાં સમવસર્યા. દેવોએ સમવસરણ રચ્યું. ઇન્દ્રાદિક દેવો અને સગરચક્રી વિગેરે રાજાઓ યથાસ્થાને બેઠા. ભગવાને દેશના આરંભી આ અરસામાં ભયથી થરથર ધ્રુજતો શરણ શોધતો પૂર્ણમેઘનો પુત્ર ઘનવાહન સમવસરણમા ભગવાનને પ્રદક્ષિણા દઇ બેઠો. થોડીવારમાં હથિયાર સહિત 'કયાં ગયો એ ઘનવાહન' એમ પોકાર કરતો પૂર્ણમેઘને મારી ઘનવાહનને મારવા તલસતો સહસ્રલોચન પણ ત્યાં આવ્યો. તેણે સમવસરણમાં બેઠેલ ઘનવાહનને જોયો, પણ ભગવાનના પ્રભાવથી તેનો ક્રોધ શાંત થયો અને તે પણ ભગવાનની દેશના સાંભળવા બેઠો. આ પછી સગરચક્રીએ ભગવાનને પૂછયુ કે 'આ બન્નેને પરસ્પર વૈરનું શું કારણ છે?' ભગવાને કહ્યું.

"સૂર્યપુર નગરમાં ભાવન નામે એક શેઠ હતો. તે પોતાનું ઘર પોતાના પુત્ર હરિદાસને સોંપી વેપાર માટે પરદેશ ગયો. પરદેશથી ખુબ સંપત્તિ મેળવી રાત્રિ સમયે પોતાના નગરે આવ્યો. બીજા તો રાત્રિવાસ નગરબહાર રહ્યા પણ ઘણી ઉત્કંઠાથી ભાવન નગરમાં પુત્રને મળવા ઘેર આવ્યો. રાત્રિના સમયે પૂછયાગાછયા વિના ઘરમાં પેસતા તેને ચોર માની હરિદાસે મારી નાંખ્યો. ભાવન મૃત્યુ પામી કૃષ્ણુસર્પ અને ત્યારપછી પૂર્ણુ-મેઘ નામે થયો. અને હરિદાસ મૃત્યુ પામી સહસ્રલોચન થયો.' ફરી સગર ચક્રીએ ભગવાનને પૂછયું, 'સહસ્રલોચનની સાથે મારે આજ અગાઉ કાંઈ પરિચય નથી છતાં મને તેની પ્રત્યે કેમ સ્નેહ સ્ફૂરે છે?' ભગવાને કહ્યું 'કોઈ એક પૂર્વભવમાં તમે રંભક નામે સંન્યાસી હતા, તમારે **શશી** અને **આવલી** નામે બે શિષ્યો હતા આવલી વિનયી અને ગુરૂભક્ત હોવાથી તમને તેની પ્રત્યે ખુબ પ્રેમ હતો. એક વખત આવલીએ એક ગાય વેચાતી લીધી, પરંતુ શશીએ તેના મૂળધણીને ખુટવી પોતે ગાય ખરીદી. આના અંગે બન્ને વચ્ચે લડાલડી થતાં શશીના હાથે આવલી માર્યો ગયો. શશિ મરી ઘનવાહન થયો, અને આવલી મરીને સહસ્રલોચન થયો સહસ્રલોચન પૂર્વભવમાં તમારો પ્રિય શિષ્ય હોવાથી તમને તેના ઉપર હાર્દિક ભાવ જાગ્યો."

આ અરસામાં **ભીમ** નામે રાક્ષસ જે સભામાં બેઠો હતો. તે ઉભો થઇ ઘનવાહનને ભેટી કહેવા લગ્યો કે, 'હું પૂર્વભવમાં વિદ્યુદ્દંષ્ટ્ર રાજા હતો, અને તું મારો રતિવલ્લભ નામે પુત્ર હતો. તું મને પ્રાણુથી પણ વહાલો હતો. મારૂ પરમ સદ્ભાગ્ય કે તું મારા જોવામાં આવ્યો પુત્ર! મારી પાસે લંકા અને એક પાતાલલંકા નામે બે નગરીઓ છે. લંકા નગરી લવણુ સમુદ્રમાં આવેલ સાતસો યોજનના વિસ્તારવાલા રાક્ષસ દ્વીપમા રહેલ ત્રિકૂટપર્વત ઉપર છે, અને પાતાલલંકાથી છ યોજન દૂર જમીનમાં–પૃથ્વીમાં સવાસો યોજન વિસ્તારવાળી છે. ભીમે રાક્ષસવિ અને નવમાણિકયનો હાર આપી મેઘવાહનને સાથે લીધો. અને બન્ને લંકાનો રાજા બનાવ્યો રાક્ષસદ્વીપના રાજા ઘનવાહનનો વંશ ત્યારપછી રાક્ષસવંશ તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

આ પછી ભગવાને બીજી તરફ વિહાર કર્યો, અને દેવ, દાનવ, રાજાઓ વિગેરે પૂર્વભવના સ્નેહ અને વેર કેવી રીતની પરંપરા જન્માન્તરોમાં ઉભી કરે છે, તેની સમજ-પૂર્વક સ્વસ્થાને ગયા.

સમય જતાં સગરચક્રીને જન્હુ વિગેરે સાઠહજાર પુત્રો થયા. (આ સાઠહજાર પુત્રો એક સ્ત્રીથી થયા કે ઘણી સ્ત્રીથી થયા તેનો સ્પષ્ટ ઉલ્લેખ જોકે શાસ્ત્રમાં મળતો નથી.) આ પુત્રો યૌવનવય પામ્યા અને તેમનો વીર્યોલ્લાસ ખીલી નીકળ્યો. તેમણે પિતાને વિજ્ઞપ્તિ કરી કે, 'અમે આપ કહો તે દેશ સાધીએ અગર કહો તો દુર્દમ શત્રુને વશ કરીએ' પિતાની આગળ નહોતા કોઈ દેશ સાધવાના બાકી કે નહોતા કોઇ બાકી દુર્જય શત્રુ.' આથી તેમણે કહ્યું કે 'પુત્રો, ભાગ્યવાન પુરૂષોને સુખ ભોગવવા પ્રયત્ન કરવો પડતો નથી.

તેને માટે તો બીજાએ પ્રયત્નપૂર્વક સુખ હાજર રાખવું પડે છે. તમે તમારે ઇચ્છા મુજબ વિચરો અને સુખ ભોગવી કાળ પસાર કરો.'

પિતાની આજ્ઞા થતાં સ્ત્રીરત્ન સિવાય સર્વ રત્નો લઇ પુત્રોએ માંગલિક દિવસે પ્રયાણુ કર્યું. કુદરતની લીલા નિહાળતા આનંદ લૂંટતા અને લૂંટાવતા સગરના સાગરના મોઝાની માફક સાઠહજાર પુત્રો ગ્રામ, નગર, ખેટ, નદી, દ્રહો જોતા જોતા અષ્ટાપદ પાસે આવ્યા. લીલાછમ વૃક્ષ ઘટાથી છવાએલ ને આકાશના વાદળાંઓ સાથે વાતો કરતા. સુવર્ણ મુકુટ સમા ચૈત્યથી શોભતા તે પર્વતને જોઈ મંત્રીઓને પૂછ્યુ કે, 'આ કયો પર્વત છે? અને તેના ઉપર ચૈત્ય કોણે બંધાવ્યુ છે?' મંત્રીઓએ કહ્યું, 'તમારા પૂર્વજ ઋષભદેવના પુત્ર ભરતચક્રીએ આ ચૈત્ય બનાવેલ છે, આઠ પગથાર હોવાથી આ અષ્ટાપદપર્વત કહેવાય છે. આ ચૈત્યમાં સ્વસ્વ દેહપ્રમાણુ ચોવીસ તીર્થંકર ભગવાનોની રત્નમય પ્રતિમાઓ અને ભરત ચક્રીના નવાણું ભાઇઓની પાદુકા તથા મૂર્તિઓ કરાવી ભરતેશ્વરે પ્રતિષ્ઠાપૂર્વક પ્રતિષ્ઠિત કરેલ છે.'

યૌવનના પ્રતીક સમા સાઠહજાર પુત્રો ધમધમાટ કરતી નદીના પુરની પેઠે અષ્ટાપદ ઉપર ચઢયા. ભગવંતની પ્રતિમાને વાંદી, અને જીવન કૃતકૃત્ય બની વિચારવા લાગ્યા કે, પિતાએ આપણા માટે કરવા જેવું કાંઇ કામ બાકી રાખ્યુ નથી બીજું કાંઈ નહિ તો આપણા વડિલોએ બનાવેલ આવા મંદિરની સદાકાળ રક્ષા થાય તેવું કાંઇક આપણે કરીએ. તોપણુ આપણું અહોભાગ્ય! કારણુકે દુઃષમકાળમાં જતે દિવસે માણસો ભગવાનની રત્ન પ્રતિમાને પણ ઉઠાવી જશે. કેમકે 'ધનભૂખ્યાને કાંઇપણુ અનાચરણીય નથી હોતું.' બધાએ અષ્ટાપદ ફરતી ખાઇ કરી મંદિરની રક્ષા કરવાનો નિર્ણય કરી દંડરત્નથી પૃથ્વીને ખોદવા માંડી, જોતજોતામાં હજાર યોજન ખોદી નાંખ્યું, ત્યાં તો નાગલોકના ઉત્પાતથી ક્રોધાતુર થએલ જ્વલનપ્રભ દેવ બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે 'પિતાના દંડરત્નથી અભિમાની બનેલ એ સગરપુત્રો! તમે આ શું કરવા માંડયું છે? નાગલોકનાં મંદિરો નીચે ખંડિત થાય છે તેનુ તમને ભાન છે કે નહિ? મોટાના પુત્રે મોટાની પેઠે સૌનું કુશળક્ષેમ ઇચ્છવું જોઇએ.' જન્હુએ જ્વલનપ્રભને વિજ્ઞપ્તિ કરી શાંત પાડયો અને કહ્યું કે 'અમે તમારા આવાસ તોડવા નથી માગતા, અમે તો મંદિરની રક્ષા માટે અહિં ખાઈ કરતા હતા. વિવેકી પુરૂષોનો ગમે તેવો કોપ પણુ જ્યારે માણસે અજાણુતાં ભૂલ કરી છે તેમ લાગે ત્યારે તુર્ત શાંત થાય છે. તેમ જ્વલનપ્રભ શાંત થયો અને પાતાલ લોકમાં ચાલ્યો ગયો.

નાગરાજના ગયા પછી જન્હુએ પોતાના ભાઇઓને કહ્યું 'આપણે અષ્ટાપદ પર્વતની આસપાસ ખાઈ કરી પણુ આતો જતે દિવસે પુરાઈ જશે. ગમે તેવું મોટું શરીર બુદ્ધિ વિના શોભે નહિ તેમ આ ખાઇ પાણી વિના નકામી નિવડશે. માટે આપણે તેને પાણીથી પુરવી જોઈએ. પરંતુ ખાઇ પુરાય તેટલુ પાણી ગંગાને અહિં લાવ્યા શિવાય બની શકે તેમ નથી. આથી યમદંડ સમા દંડરત્ન લઈ ગંગાના કાંઠાને વિદારતો. જન્હુ ગંગાના પ્રવાહને ખાઈમાં લાવ્યો. ગંગાનું પાણી નાગલોકમા પેઠું. અને દેવોના આવાસો પાણીથી

તરબોળ બન્યા. નાગરાજના કોપે માઝા મૂકી તે નાગકુમારો સાથે બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે 'ગધેડાઓને તો ડફણાંજ જોઈએ તેમ તમારી સાથે સામનીતિ કામની નથી.' તેમ કહી દૃષ્ટિવિષ વડે સગરના ૬૦ હજાર પુત્રોને ભસ્મિભૂત કરી નાગરાજ નાગ કુમારો સાથે પાતાલ લોકમાં પાછો ચાલ્યો ગયો.

સગરના પુત્રોની સમગ્ર છાવણી રોકકળથી ગાજી ઉઠી. દિશાઓ અને વનપક્ષીઓ પણ રડી ઉઠયાં અને ગઈકાલની પ્રબળ શકિત એકાએક આમ અચાનક અસ્ત પામતી જોઈ સૌ કોઈ શોક મગ્ન બન્યા. સેનાપતિ અને સૈનિકો શા મોઢે પાછા ફરવુ તે ન સૂઝવાથી મૃત્યુ પામવાની તૈયારીવાળા થયા તેવામાં એક ભગવા વસ્ત્રવાળા બ્રાહ્મણે તેમને આશ્વાસન આપ્યું. અને કહ્યું કે 'હુ રાજાનો શોક ઓછો કરી શાંત પાડીશ ! તમે આવા અકાળ મૃત્યુને ન વરો !'

'હુ લૂંટાયો છું ! મારૂ કોઈ રક્ષણ કરો ! બચાવો ! બચાવો !' એમ બૂમો પાડતો બાળમૃતકને લઇ એક વૃદ્ધ બ્રાહ્મણ રાજમાર્ગમાં હુસકે હુસકે રડતો હતો આ શબ્દો સગરચક્રીએ સાંભળી તેને રાજસભામાં બોલાવ્યો. અને પૂછ્યું કે 'હે વિપ્ર ! મારા રાજ્યમાં તને કોણે લૂંટયો છે ? તું કોણ છે અને તારે શું દુઃખ છે ?' "મહારાજ ! હું શું કહું ? મારૂં સર્વસ્વ ગયુ ! હું અશ્વભદ્ર નામના ગામડાનો અગ્નિહોત્રી બ્રાહ્મણ છુ. પ્રાણપ્રિય પુત્રને તેની માતાને સોંપી હું વધુ અભ્યાસ કરવા બીજે ગામ ગયો. ત્યાંથી પાછા ફરતાં ઘરમાં પેઠો ત્યારે સ્ત્રી હુસકે હુસકે રોતી હતી અને એક બાજુ કાળા સર્પથી ડસાયેલ પુત્ર દીર્ઘ નિદ્રામા પોઢયો હતો. મેં અને મારી સ્ત્રીએ આખી રાત રોઇ રોઈને કાઢી. મધ્યરાત્રિએ કુલદેવી પ્રગટ થઈ અને કહેવા લાગી કે 'તું મુંઝાઈશ નહિ જેને ઘેર મૃત્યુ ન થયું હોય તેના ઘેરથી મંગલિક અગ્નિ લાવ એટલે તારા પુત્રને હું તુર્ત જીવાડું,' મને આશા પ્રગટી. "હે રાજન ! હું ઉંબરે ઉંબરે ભટકું છું. કોઇને ત્યાથી મંગલિક અગ્નિ મલતો નથી. નાના મોટા સર્વે ઘેર ભટકયો છુ. મારે બીજી કોઇ ભૂખ નથી. મારે જોઇએ છે માત્ર મંગલિક અગ્નિ. આપ ચક્રી છો, કૃપાળુ છો, પ્રજાવત્સલ છો, તો આ પ્રજાના બાળકને જીવાડવા માંગલિક અગ્નિ આપો, અગર કયાંથી પણ મંગાવી આપો." સગરચક્રીએ શોકમય છતાં વિવેકી વાણીથી કહ્યું, 'હે બ્રાહ્મણ ! અમારૂ કુળ ઉંચું છે છતાં અમારા કુટુંબમાં પણ ઋષભદેવ, ભરત, આદિત્યયશા, મહાયશા, અતિબલ, બલભદ્ર , બલવીર્ય, કાર્તિવીર્ય વિગેરે પ્રતાપી પુર્વજો મૃત્યુ પામ્યા છે. તું ગમે ત્યાં ફરે પણ કોઈનુ કુટુંબ કે ઘર મૃત્યુ વિનાનુ નહિ મળે. આ જગતમાં સર્વ જીવો કાળવશ છે. જે જન્મે છે તે અવશ્ય મૃત્યુ પામે છે. તમે પંડિત અને ધીર છો તો ધૈર્ય ધારણ કરી જગત સ્થિતિનો વિચાર કરો.' બ્રાહ્મણે કહ્યું. 'હુ આ બધુ સમજું છું. પણ મારી ધીરજ રહેતી નથી મહારાજન્ ! શાસ્ત્રવચન અને ધીરજની વાતો જ્યાં સુધી પોતાને સાક્ષાત્ અનુભવ નથી થયો હોતો ત્યાં સુધી તો રહે છે, પણ જ્યારે દુઃખ પોતાને માથે આવી પડે છે ત્યારે નથી રહેતી. હું સમજું છું કે જેને થોડા પુત્રો હોય તેના થોડા નાશ પામે અને જેના વધારે હોય તેના વધારે નાશ પામે. હે સ્વામિન્ !

આપના વચનથી હું હવે શોક નહિ કરૂં પણ આપ આપના સઘળા પુત્રોના મૃત્યુ વખતે શોક ન કરશો. તો હવે આપ સાંભળો. હે સ્વામિન્ ! તમારા સાઠહજાર પુત્રો નાગરાજના દૃષ્ટિવિષથી મૃત્યુ પામ્યા છે.”

આ સમાચાર સાંભળી સગર શોકસ્તબ્ધ બની જડાઈ ગયો બ્રાહ્મણે કહ્યું ‘હે સ્વામિન્ ! આપ અજીતનાથ ભગવાનના બાંધવ છો. વિવેકી છો, અને જગતની સ્થિતિના પારખુ છો.’ એટલામાં તો સર્વે પ્રધાનો આવ્યા અને તેમણે સર્વ વૃત્તાંત કહ્યો. ત્યાં તો રાજા ઘણી ધીરજ રાખવા છતાં ન રાખી શકયો અને જમીન ઉપર ઢળી પડયો. સર્વત્ર શોક ફેલાયો. પ્રજા પણ રાજાના શોકમાં સામેલ બની. થોડા સમય સુધી તો સૌ કોઈ અવાચક બન્યા. રાજા સમજી ગયો કે આ વૃદ્ધ બ્રાહ્મણ મારા પુત્રના મૃત્યુ સમાચાર આપવા આવ્યો હતો. પણ તેણે મને વધુ આઘાત ન લાગે માટે પોતાના પુત્રના મૃત્યુની વાત આગળ કરી હતી. આ બ્રાહ્મણ બીજો કોઇ નહિ પણ મને સ્થિર રાખવા બ્રાહ્મણવેશે પધારેલ ઈંદ્ર હતા.

સુબુદ્ધિ મંત્રીએ આંસુ લુછી ભારે અવાજે કહ્યું. “રાજન ! બુદ્ધિશાળી મનુષ્યોએ જગતની નાશવંત અવસ્થા જાણ્યા પછી વિવેકવિકલ ન થવું જોઇએ. મંત્રીએ રાજાને ઇન્દ્રજાળિકનુ દૃષ્ટાંત આપી કહ્યું કે ‘હે રાજન્ ! એક રાજાને ત્યાં વસંતઋતુમાં એક ઇન્દ્રજાળિક આવ્યો તેણે કહ્યું કે, સાતમે દિવસે સર્વ નગર પાણીમય થઇ જશે.’ કોઇએ આ વાત ન માની પણ સાતમે દિવસે ગર્જારવ કરતો વરસાદ વરસવા માંડયો. લોકો તણાવા લાગ્યા. રાજા અગાસી ઉપર ચઢ્યો. ત્યાં પણ પાણી ઉભરાયુ. રાજાએ જેવો ઝંપાપાત કર્યો કે તુર્ત તેણે પોતાની જાતને સિંહાસન ઉપર જોઇ પછી ચારે બાજુ નજર ફેંકી તો તેણે ન દેખ્યું પાણી કે પાણીનો ઉપદ્રવ. તુર્ત ઇંદ્રજાળિક રાજા આગળ હાજર થયો અને રાજાને કહેવા લાગ્યો કે ‘મહારાજ ! આતો મારી કલા હતી.’ આ પછી રાજા વિચારમગ્ન બન્યો અને સંસાર તજી દીક્ષા લઇ તેણે સ્વશ્રેય સાધ્યું ઇન્દ્રજાલિકના ચોમાસાની પેઠે આ સર્વ સંસાર ઇન્દ્રજાળિક સમાન છે.” આમ સર્વેએ જુદાં જુદાં દૃષ્ટાન્તો આપીને રાજાને શોકરહિત બનાવ્યા, તેટલામાં ગંગાના જળના ઉપદ્રવની પ્રજાએ બૂમ પાડી, સગર-ચક્રીએ જન્હુના પુત્ર ભગીરથને મોકલ્યો. તેણે અઠ્ઠમતપ કર્યો, અને જ્વલનપ્રભદેવને આરાધી ગંગાને સમુદ્રમાં વાળી પ્રજાને સુસ્થિત કરી. આથી ત્યારબાદ ભગીરથના નામથી ગંગા ભાગિરથી કહેવાઇ.

આ ગંગા પ્રવાહ સમુદ્ર તરફ વળતાં સગરપુત્રોનાં મૃતકો પણ સમુદ્રમાં જઇ મળ્યાં. આથી જતે દીવસે અસ્થિને જળમાં નાંખવાની વિધિ જગતમાં ચાલુ થઈ. કારણકે જગતમાં મોટા લોકોની પ્રવૃત્તિ જતે દિવસે માર્ગરૂપ બને છે.

ગંગાને સમુદ્રમાં મેળવી ભગીરથ પાછો ફરે છે તેવામાં તેણે માર્ગમાં એક કેવળી ભગવંતને જોયા. રથ ઉપરથી ભગીરથ ઉતરી મુનિને પ્રદક્ષિણા કરી પ્રણામપૂર્વક યોગ્યસ્થાને બેસી પૂછવા લાગ્યો કે, ‘હે ભગવંત ! મારા પિતા અને કાકાઓ એકીસાથે કયા કર્મને લઇ મૃત્યુ પામ્યા.’ કેવળી ભગવંતે જવાબ આપ્યો, “હે ભગીરથ ! પૂર્વે એક સંઘ તીર્થ-

યાત્રાએ જતાં એક ગામમાં આવી પહોંચ્યો અને કુંભારના ઘર નજીક તેણે પડાવ કર્યો. ગામલોકો ચોર હોવાથી સંઘને માલદાર માની લૂંટવા આવ્યા. કુંભારે આજીજી કરી ધર્મી માણસોને ન લૂંટવા તેવું સમજાવી તેમને પાછા વાળ્યા. પછી રાજાને ખબર પડી કે, આ ગામના લોકો ચોર છે, તેથી તે ગામને માણસો સહિત ફુંકી બાળ્યું. જ્યારે આ ગામ બાળ્યુ ત્યારે કુંભાર બહારગામ ગયો હતો, તેથી તે બચી ગયો. કુંભાર મૃત્યુ પામી વિરાટદેશમાં વણિક થયો. ત્યાંથી મૃત્યુ પામી રાજા થઈ દેવલોકમાં જઇ તું ભગીરથ નામે થયો. અને ગામના લોકો વિરાટદેશના મનુષ્યો થઈ કંઇ સંસારમાં ભટકતા ભટકતા તમારા પિતા જન્હુ વિગેરે થયા, હે કુમાર ! જ્વલનપ્રભ વિગેરે તો નિમિત્તમાત્ર છે. પૂર્વભવની કરણીજ સ્નેહ, વૈર, સંપત્તિ અને મૃત્યુમાં કારણરૂપ છે." ભગીરથ કેવળીને વાંદી રથારૂઢ થઇ અયોધ્યામાં આવ્યો.

અયોધ્યામાં આવતાં વેંત ભગીરથ દાદા સગરચક્રીને પગે લાગ્યો અને તેમણે તેને આશીર્વાદ આપ્યા. આ પછી સગરચક્રીએ ભગીરથને કહ્યુ, 'હે પૌત્ર! મારા ઉપરનો રાજ્યભાર ઓછો કર અને મને દીક્ષમાર્ગે પ્રયાણ કરવામાં મદદરૂપ બન !' સગરચક્રીએ તુર્ત વિનીત અને નમ્ર ભગીરથનો રાજ્યાભિષેક કર્યો.

આ અવસરે અજીતનાથ ભગવાન સમવસર્યાના ઉદ્યાનપાલકોએ સમાચાર આપ્યા. ચક્રીએ સાડાબાર ક્રોડ સોનૈયા ઈનામ આપ્યુ. આ પછી સમવસરણમા જઇ દેશના સાંભળી અને પ્રવજ્યા અંગીકાર કરવાની ઇચ્છા જણાવી ભગીરથે સગરચક્રીનો દીક્ષા મહોત્સવ કર્યો અને ભગવંતના હાથે જન્હુ સાથે ગયેલા સામંતોસહિત ચક્રીએ દીક્ષા અંગીકાર કરી.

જોતજોતામાં સગરમુનિએ દ્વાદશાંગીનો અભ્યાસ કર્યો. ઉત્કૃષ્ટ તપ તપી ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા.

ભગવાન અજીતનાથ સ્વામિને એકલાખ સાધુ, ત્રણલાખને ત્રીશહજાર સાધ્વીઓ, સાડત્રીસો ચૌદ પૂર્વધારી, એક હજારને સાડા ચારસો મન પર્યવજ્ઞાની ચોરાણુંસો અવધિજ્ઞાની, બાવીશ હજાર કેવલી, બાર હજારને ચારસો વાદી, વીશ હજારને ચારસો વૈક્રીયલબ્ધિવાળા, બે લાખ ને અઠ્ઠાણુ હજાર શ્રાવક તથા પાંચ લાખ અને પીસ્તાલીશ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

નિર્વાણ સમય નજીક આવતાં અજીતનાથ ભગવાન સંમેતશિખર પધાર્યા. અને હજાર મુનિઓ સાથે પાદોપગમન અણસણ સ્વીકારી ચૈત્ર શુદ પાંચમના દિવસે મૃગશિર નક્ષત્રમાં ચાર અઘાતિકર્મનો ક્ષય કરી એક માસના ઉપવાસે નિર્વાણ પામ્યા. સાથે અણસણ કરનાર મુનિઓ પણ કાલાનુક્રમે નિર્વાણ પામી સિદ્ધિસુખને વર્યા.

દેવોએ મોક્ષ કલ્યાણક મહોત્સવપૂર્વક ઉજવ્યું.

આમ અજીતનાથ ભગવાને કુમાર અવસ્થામાં અઢારલાખ પૂર્વ, રાજ્યાવસ્થામાં એક પૂર્વાંગ સહિત ત્રેપનલાખ પૂર્વ, છદ્મસ્થપણામાં બારવર્ષ અને કેવળજ્ઞાનમાં એકપૂર્વાંગ અને બાર વર્ષ ન્યૂન લાખ પૂર્વ પસાર કરી એકંદર બોંતેરલાખ પૂર્વનુ આયુષ્ય પૂર્ણ કરી ઋષભ-

પ્રભુના નિર્વાણથી પચાસ લાખ ક્રોડ સાગરોપમે નિર્વાણ પામ્યા. સગરચક્રી પણ ત્યારબાદ અણુસણ સ્વીકારી મુક્તિપદને પામ્યા.

ઇન્દ્ર સહિત દેવોએ, અને ભગીરથ વિગેરે રાજાઓએ ભગવંતના દેહનો અને મુનિઓના દેહનો ચંદન કાષ્ઠથી અગ્નિસંસ્કાર કર્યો આ પછી ઇન્દ્રાદિક દેવો ભગવંતની દાઢા અસ્થિક વિગેરે લઇ ગયા અને હરહમેશ તેમના સ્મરણ નિમિત્તે તેમની પૂજા કરવા લાગ્યા.

**શ્રી સગરચક્રી ચરિત્ર સંપૂર્ણ.**

**આ પ્રમાણે અજિતનાથ ભગવાન અને સગરચક્રી ચરિત્રરૂપ બીજું પર્વ સંપૂર્ણ.**

---

# શ્રી સંભવનાથ જિન ચરિત્ર

## ( ૧ )

## પૂર્વભવનું વર્ણન

### પ્રથમ-દ્વિતીય ભવ-વિપુલવાહન રાજા અને દેવ.

ધાતકી ખંડના ઐરાવત ક્ષેત્રમા ક્ષેમપુરા નામની નગરી હતી. તે નગરીમાં વિપુલવાહન નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ન્યાયી, ગુણી, પરાક્રમી અને દાતા ઉપરાંત દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ મૂળ બારવ્રતને ધારણ કરતો હતો. સ્વાધ્યાય અને જીનપૂજામાં તેનુ ચિત્ત હરહમેશાં લાગ્યુ રહેતું હતું. પ્રજા તેને પાલક પિતાની પેઠે માનતી હતી અને તે પ્રજાને પોતાના સંતાનની પેઠે સાચવતો હતો. તેના રાજ્યમાં સર્વત્ર પ્રેમ, શાંતિ અને સુખ સૌ કોઇના હૃદયમાં હતાં. ઇન્દ્રની પેઠે પૂર્ણ વૈભવ, સામર્થ્ય અને પ્રેમથી રાજ્ય કર્યા છતાં એક વખત તેના દેશમાં ભયંકર દુષ્કાળ પડયો. અન્ન માટે લોકો વલખાં મારવા લાગ્યા. જમીન ચોમાસુ હોવા છતા ઉનાળાની પેઠે ધગધગવા લાગી. કલ્પાન્ત કાળના પવનની જેમ નૈરૂત્ય દિશાનો પવન ફુંકાવા લાગ્યો. વાદળાં પણ કાળા ભ્રમ્મર અને સૂર્ય કાંસાની થાળી જેવો દેખાવા લાગ્યો. લોકો શેરીએ શેરીએ ભટકવા લાગ્યા. અનાજની એક પસલીને માટે કેટલીક માતાઓ પોતાના બાળકને વેચતી જણાવા લાગી. કડકા રોટલા માટે કુતરાઓ લડે તેમ એક બીજાના હાથમાંથી લોકો રોટલો ખેંચી લેતા જણાવા લાગ્યા. વધુ શું કહેવું ? જે બાળકોને લાડથી ઉછેરતા તે બાળકથી છાનામાના મેળવેલ ગ્રાસને માત-પિતા ખાઈ પોતાનુ ઉદર ભરિપણું જણાવતા. સર્વત્ર વર્ષાના અભાવમાં પૃથ્વીના રસકસ સાથે માણસોનો પરસ્પર પ્રેમ, સ્નેહ સૌન્દર્ય અને લાગણી સુકાયાં. કુદરતે પણ ઝાંખું ઝાંખું પોતાનું સ્વરૂપ કર્યું.

વિપુલવાહન રાજાને પોતાના દેશની આ સ્થિતિ જોઇ શકાઇ નહિ. તેણે છુટે હાથે લોકોને અનાજ વહેંચવા માંડયું. મુનિઓને પ્રાસુક અન્નપાણી મળે તેની તેણે વ્યવસ્થા

કરી અને તેણે પોતાના ભોજનાલયમાં સર્વ સંઘને જમાડવાની પણ ગોઠવણ કરી. તે સંઘની હરહંમેશાં ખબર પૂછતો અને તેની આ વિષમ પરિસ્થિતિમાં સંભાળ રાખવા હરહંમેશાં ઉદ્યુક્ત રહેતો. આ રીતે સંઘની પરમ ભક્તિને લઇને તેણે તીર્થંકર નામકર્મ બાંધ્યું. આ ભક્તિ જ્યાં સુધી દુષ્કાળ રહ્યો ત્યાં સુધી તેણે પૂર્ણપણે જાળવી રાખી.

એક વખત સંધ્યા સમયે રાજા પોતાના મહેલની અગાશી ઉપર બેઠો હતો. આકાશમાં ચારે બાજુથી વાદળાં છવાયાં, ઘોર અંધકાર થયો, રાજાને લાગ્યું કે હમણાંજ વરસાદ તૂટી પડશે. રાજા આ વિચાર કરે છે. તેટલામાંજ પવનના સૂસવાટા થવા માડયા. ઘેરાએલાં વાદળાં વિખરાયાં અને આકાશ વાદળાં રહિત સ્વચ્છ થયુ. આવો દેખાવ રાજા ઘણી વાર જોતો પણ આજે રાજાને આ દેખાવે અંતર્મુખ તરફ વાળ્યો. અને તેથી રાજા વિચારવા લાગ્યો કે આ જગતની સર્વ સંપત્તિ અને લીલા આ વાદળ જેવી છે. તે ભેગી થાય છે પણ કાળનો સપાટો આવતાં જલદી વિખરાય છે. મૂર્ખ માણસજ તેને કાયમી માની તેની અંદર ગાંડો ઘેલો બને છે. આ વાદળની છાયાની પેઠે સર્વ સંસારની સ્થિતિ છે. માટે મારે તેની આસક્તિ છોડવી જોઇએ પુત્રોને રાજ્ય સોંપી આત્મ કલ્યાણ સાધવું જોઇએ. તરતજ રાજાએ પોતાના પુત્ર વિમલકીર્તિને બોલાવ્યો અને કહ્યું "હે પુત્ર! આ રાજ્ય ધૂરાને વહન કર! મારૂં મન રાજ્ય કે સંસારમાં નથી. બીજો કશો વિચાર ન કર. અને મને આ ભારમાંથી મુક્ત કર." રાજકુમાર જવાબ આપે એટલામાં તો રાજ્યાભિષેકની તૈયારી થઈ અને વિમલકીર્તિનો રાજ્યાભિષેક થયો.

રાજા વિમલકીર્તિએ પ્રભાતે નિષ્ક્રમણ મહોત્સવ પૂર્વક સ્વયંપ્રભ નામના આચાર્યની પાસે પોતાના પિતા વિપુલવાહનને દીક્ષા અપાવી. વિપુલવાહન રાજર્ષિએ પાંચ મહાવ્રતો ધારણ કર્યા અને જગતના રાજ્યની પેઠે સંયમ રાજ્યને પણ સારી રીતે પાળવા પૂર્વક દીપાવવા લાગ્યા. તેમણે વિવિધ તપશ્ચર્યાઓ કરવા માંડી પરિસહો સહન કરવા માંડયા અને વીશસ્થાનક તપનું આરાધન કરી પૂર્વે બાંધેલ તીર્થંકર નામકર્મને પુષ્ટ કર્યું. અંતે અણુસણુ કરી મૃત્યુ પામી આનત નામના નવમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)

## શ્રી સંભવનાથ ભગવાન

### ત્રીજો ભવ

નવમા દેવલોકનાં સુખ અનુભવી વિપુલવાહન રાજાનો જીવ આ જંબુદ્વીપના પૂર્વ ભરતાર્ધમાં આવેલ **શ્રાવસ્તી** નામે નગરીને વિષે **જીતારી** રાજાની રાણી **સેનાદેવીની** કુક્ષિને વિષે ફાગણ સુદ ૮ ના દિવસે જયારે મૃગશીર્ષ નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો તે વખતે ઉત્પન્ન થયો. સેના માતાએ ચૌદ સ્વપ્નાં દેખ્યાં. અને સ્વપ્ન દેખ્યા બાદ દેવ

ગુરૂ ધર્મના ચિંતવનમાં બાકીની રાત્રિ પસાર કરી. પ્રાતઃકાલે રાત્રે આવેલ સ્વપ્નની વાત રાજાને કહી. રાજાએ હર્ષ પૂર્વક જણાવ્યુ કે 'હે દેવી ! આ સ્વપ્નના પ્રભાવથી તમને ત્રણે લોકમાં વંદનીય પુત્ર રત્નની પ્રાપ્તિ થશે. આ વાત કહે છે તેટલામાં ઈન્દ્રો પણ ત્યાં આવ્યા અને સ્વપ્ન ફલ કહેવા પૂર્વક માતાને કહેવા લાગ્યાકે 'હે માતા ત્રીજા તીર્થંકર સંભવનાથ ભગવાન તમારે ત્યાં જન્મ ધારણ કરશે. યાવત્ ચ્યવન કલ્યાણકની સર્વ ક્રિયા કરી દેવો પોતાના સ્થાને ગયા.

નવમાસ અને સાડા સાત દિવસ ગયા બાદ મૃગશીર નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે **માગશર સુદ ૧૪ના દિવસે** સેના માતાએ જરાયુ રૂધિર વિગેરે દોષથી રહિત અશ્વના લાંછનવાળા સુવર્ણ સરખા વર્ણવાળા પુત્રનો **જન્મ** આપ્યો. ભગવાનના જન્મ વખતે જગતભરમાં સર્વત્ર પ્રકાશ ફેલાયો નારકીના જીવોએ પણ ક્ષણભર સુખ અનુભવ્યું. દિશાઓ પ્રસન્ન દેખાવા લાગી. પવન સુંદર મંદમંદ વાવા લાગ્યો. સુગંધી જળની વૃષ્ટિ થઇ. આકાશમાં દેવ દુંદુભિ વાગવા લાગ્યાં. અને યાવત્ સર્વ ઠેકાણે આનંદ આનંદ ફેલાયો. ચોસઠ દિક્ કુમારિકાઓ, ઇન્દ્રો અને ભગવાનના પિતાએ દબદબા પૂર્વક જન્મોત્સવ વિધિને ખુબજ હર્ષથી કર્યો.

ભગવાન જયારે ગર્ભમાં હતા ત્યારે સંબા (સીંગ—મગ, મઠ, ચોખા, મગફળી વિગેરે અનાજ) ઘણુ ઉત્પન્ન થયું હતું તેથી તેમનુ નામ **સંબવનાથ** અથવા **સંભવ-નાથ** પાડયું.

પ્રભુ બાલ્યકાળ પસાર કરી યૌવનને પામ્યા ત્યારે તેમને રાજકન્યાઓ સાથે પરણાવવામાં આવ્યા અને જયારે ભગવાન પંદર લાખ પૂર્વના થયા ત્યારે જિતારી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે સંભવનાથને રાજયગાદી સોંપી દીક્ષા લઇ સ્વશ્રેય સાધ્યું. સંભવનાથને પોતાની પ્રજાની પેઠે પ્રજાનુ પાલન કરતાં ચાર પૂર્વાંગ[1]-સહિત ચુમ્માલીશ લાખ પૂર્વ વીત્યાં. ભગવાન સંપૂર્ણ સુખમય પોતાનો રાજ્ય કાલ પસાર કરતા હતાં. કોઈ જાતનું તેમને દુઃખ ન્હોતુ છતાં તેમની નજર સાંસારિક ઘટના ઉપર પડી અને વિચારવા લાગ્યા કે 'આ સંસારમાં વિષયસુખ વિષ મિશ્રિત મધુ અન્ન સરખું છે કે જે મધુર અન્ન ખાતાં સારૂ લાગે છે પણ તેનો પરિપાક થતાં વિષમિશ્રિત હોવાને લઈ મરણ પમાડે છે. તેમ આ વિષયો ભોગવતાં ગમે તેટલા સારા લાગતા હોય તો પણ પરિણામે મહા અનર્થ ઉત્પન્ન કરે છે. મારે આ સર્વનો ત્યાગ કરવો જોઇએ' એવું ભગવાન વિચારે છે તેવામાં 'હે નાથ ! તીર્થ પ્રવર્તાવો'ની ઉદ્‌ઘોષણા પૂર્વક લોકાન્તિક દેવોએ વિજ્ઞપ્તિ કરી. ભગવાને વાર્ષિક દાન દેવાની શરૂઆત કરી અને એક વર્ષમાં ત્રણસેં અઠયાસી ક્રોડ અને એંશી લાખ સુવર્ણ મુદ્રાઓનું દાન આપ્યું.

સાંવત્સરિક દાન પછી ઇન્દ્ર, દેવો અને માનવોએ કરેલ નિષ્ક્રમણ મહોત્સવ પૂર્વક **માગસર સુદ ૧૫ના દીવસે સિદ્ધાર્થ** નામની શિબીકા ઉપર આરૂઢ થઈ ભગવાન

૧ પૂર્વાંગ એટલે ચોરાશી લાખ વર્ષ

સહસ્રામ્રવનમાં પધાર્યા. અને શિબિકામાંથી ઉતર્યા બાદ પંચ મુષ્ટિ લોચ કર્યો. કારણકે સંસારનું કારણ શરીર છે અને શરીરનો અગ્રભાગ તે કેશ છે માટે તેને સૌ પ્રથમ ભગવાને દૂર કર્યા. ત્યારપછી ભગવાને 'करेमि सामाइयं'નો પાઠ ઉચ્ચરી સંયમ ગ્રહણ કર્યું. ઈન્દ્રે ભગવાનને દેવદુષ્ય વસ્ત્ર આપ્યુ અને જાણે સંયમનું સહોદર હોય તેમ ભગવાનને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયુ. દેવતાઓ ભગવાનની સ્તુતિ કરી નંદીશ્વર દ્વીપે જઈ મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

બીજે દિવસે ભગવાન પારણાને માટે નગરમાં પધાર્યા અને સુરેન્દ્રદત્ત રાજાને ઘેર ક્ષીરનું પ્રાસુક અન્ન હસ્તપાત્રમાં ગ્રહણ કર્યું. તે વખતે પંચદિવ્ય પ્રગટ થયા. અને ભગવાને જ્યાં પારણું કર્યું ત્યાં સુરેન્દ્રદત્તે મણીપીઠ રચાવ્યો અને તે સુરેન્દ્રદત્ત મણીપીઠની ત્રિકાળ પૂજા કરીનેજ ભોજન કરતો. ત્યારપછી ભગવાને ગામ, નગર, વન, પર્વત વિગેરે અનેક ઠેકાણે વિચરી ચૌદ વર્ષ પસાર કર્યાં. ભગવાન નવા નવા અભિગ્રહો ધારણ કરતા. ગુપ્તિ અને સમિતિને યથાર્થપણે પાળતા ફરી સહસ્રામ્રવનમાં પધાર્યા. અને શાળ વૃક્ષ નીચે કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. અંતર્મુખ રહી ધ્યાન ધરતાં ચારઘાતિ કર્મને ખપાવી કારતક વદ ૫ના દિવસે જ્યારે ચંદ્રમા મૃગશિર નક્ષત્રમા આવ્યો હતો ત્યારે છઠ્ઠ તપમાં વર્તતા ભગવાનને કેવલજ્ઞાન ઉત્પન થયું. દેવોએ સમવસરણ રચ્યું. ભગવાન દેવોએ રચેલ નવ સુવર્ણ કમલો ઉપર પગ ધારણ કરતા સમવસરણમાં પેઠા અને તીર્થને નમી દેશના આરંભી. આ દેશનાથી કોઈએ દીક્ષા અંગીકાર કરી કોઇએ શ્રાવકપણું તો કોઇએ માર્ગાનુસારિ પણાનો સ્વીકાર કર્યો ભગવાનને ચારૂ વિગેરે ૧૦૨ ગણધરો થયા. જેમણે ભગવાન પાસેથી ત્રિપદી પામી દ્વાંદશાગીની રચના કરી અને ભગવાને ઇન્દ્રે લાવેલ વાસક્ષેપ નાંખી ગણની અનુજ્ઞા આપી. પ્રથમ પોરિસિ પૂરી થયા બાદ ગણધર ભગવંતે દેશના આપી ત્યારબાદ બલિ વિગેરે ઉછાળવામાં આવ્યો.

સંભવનાથ ભગવાનના શાસનના અધિષ્ઠાયક દેવ ત્રિમુખ યક્ષ અને દેવી દુરિતારિ થયા ત્રિમુખ યક્ષને ત્રણ મુખ ત્રણ આંખ અને છ હાથ છે. તેનો વર્ણ શ્યામ અને વાહન મોરનું છે. આ ત્રિમુખ યક્ષે જમણી તરફની ત્રણ ભુજામાં નકુલ, ગદા અને અભયને ધારણ કર્યાં હતા. અને ડાબી તરફની ત્રણ ભુજાઓમાં બીજોરૂ, માળા અને અક્ષસૂત્ર ધારણ કર્યું હતું. દુરિતારિ દેવી ચાર હાથવાળી, શુકલ વર્ણવાળી અને મેષના વાહનવાળી છે. આ દેવીએ દક્ષિણ તરફની બે ભૂજાઓમાં વરદ અને અક્ષસૂત્ર તેમજ ડાબી બે ભૂજાઓમાં સર્પ અને અભય ધારણ કર્યાં હતાં.

સંભવનાથ ભગવાનને ૧૦૨ ગણધર, બે લાખ સાધુ, ત્રણ લાખ છત્રીસ હજાર સાધ્વીઓ, બે હજાર દોઢસો ચૌદ પૂર્વી, નવ હજાર અને છસો અવધિજ્ઞાની, બાર હજાર અને દોઢસો મનઃપર્યવજ્ઞાની, પંદર હજાર કેવલજ્ઞાની, ઓગણીશ હજાર આઠસો વૈક્રિય લબ્ધિવાળા, બાર હજાર વાદ લબ્ધિવાળા, બે લાખ અને ત્રાણું હજાર શ્રાવકો અને છ લાખ અને છત્રીસ હજાર શ્રાવિકાઓનો પરિવાર થયો.

સંભવનાથ ભગવાન પોતાનો નિર્વાણ સમય નજીક જાણી સમેતશિખરે પધાર્યા અને એક હજાર મુનિઓ સાથે પાદોપગમન અણસણનો સ્વીકાર કર્યો. અને ચૈતર સુદ પાંચમના દિવસે જ્યારે મૃગશિર નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો તે વખતે શૈલેશી ધ્યાન ધરી નિર્વાણ પામ્યા. તેમની સાથે અણસણ લીધેલ મુનિઓ પણ અનુક્રમે મોક્ષ પામ્યા.

સંભવનાથ ભગવાને કૌમાર્ય અવસ્થામાં પંદર લાખ પૂર્વ, રાજ્યાવસ્થામાં ચારપૂર્વાંગ સહિત ચુમ્માલીશ લાખ પૂર્વ, અને દીક્ષા અવસ્થામાં એક પૂર્વાંગ ન્યૂન એક લાખ પૂર્વ એ રીતે સર્વ આયુષ્ય સાઠ લાખ પૂર્વનુ ભોગવ્યુ. તેમના શરીરની ઉંચાઈ ચારસો ધનુષ્યની હતી.

સંભવનાથ ભગવાન અજિતનાથ સ્વામિના નિર્વાણ પછી ત્રીસ લાખ કોડી સાગરોપમ ગયા ત્યારે નિર્વાણ પામ્યા. તેમનો દેહનો અગ્નિ સંસ્કાર ઇન્દ્રોએ યથાવિધિ કર્યો. દાઢા, દાંત અસ્થિ વિગેરે યથાયોગ્ય વહેંચી લઈ પોતાના જીવનને કૃતાર્થ માની યથાયોગ્ય સ્થાને સ્થાપી નંદીશ્વરદ્વીપે જઇ સ્વસ્થાને ગયા.



# શ્રી અભિનંદનસ્વામિ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન:—

### પ્રથમ-દ્વિતીયભવ-મહાબલ રાજા અને દેવ.

પૂર્વકાળમાં:—આ જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહમાં મંગલાવતી નામે વિજય છે. આ વિજયમાં રત્નસંચયા નામની નગરી હતી. તેમાં મહાબલ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજા બુદ્ધિ નિધાન, પરાક્રમી અને ધર્મ પરાયણ હતો. એક વખત તેને વૈરાગ્ય ભાવના જાગૃત્ થઇ અને વિમલસૂરિ નામના આચાર્યની પાસે તેણે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા બાદ તેણે એકાવળી, રત્નાવળી વિગેરે તપો વડે પોતાના આત્માને ભાવિત કર્યો. અને વીશસ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અંતે અણસણ કરી મહાબલ રાજર્ષિ મૃત્યુ પામી વિજય વિમાનને વિષે મહર્દ્ધિક દેવતાપણે ઉત્પન્ન થયા.

## (૨)

### શ્રી અભિનંદન સ્વામી.

ત્રીજો ભવ:—જંબુદ્વીપના આ ભરતક્ષેત્રમાં અયોધ્યા-કોશલા નામે નગરીમાં ઈક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલ સંવર નામે રાજા હતો. તેનું જગતમાં એક છત્રી રાજ્ય હતું અને તેના શત્રુઓ તેનું તેજ સહન નહિ કરવાથી કેટલાક તેને તાબે થયા અને જે વધુ

માની હતા તેમણે તપોવનનો આશ્રય લીધો. આ રાજાને શિયળવંતી સિદ્ધાર્થા નામે રાણી હતી. તેની કુક્ષિમાં વૈશાખ સુદ ૪ ને દિવસે જ્યારે અભિજિત નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે મહાબલનો જીવ વિજય વિમાનમાંથી ચ્યવી ઉત્પન્ન થયો. તુર્ત માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં જગતમાં સર્વત્ર પ્રકાશ ફેલાયો, દેવોએ ચ્યવન કલ્યાણક મહોત્સવ કર્યો. નવ મહિના અને સાડા સાત દિવસ વ્યતીત થયા ત્યારે સિદ્ધાર્થા રાણીએ મહા શુદ બીજના દિવસે ચંદ્ર અભિજીત નક્ષત્રમાં હતો તે વખતે સૂર્ય જેવા તેજસ્વી વાનર લંછનવાળા પુત્રનો જન્મ આપ્યો. ત્રણ લોકમાં સર્વત્ર પ્રકાશ ફેલાયો. નારકીના જીવોએ પણ સુખ અનુભવ્યું. સંવર રાજાએ, દેવતાઓએ અને દિક્કુમારિકાઓએ જન્મ મહોત્સવની ક્રિયા કરી. ભગવાન જ્યારે ગર્ભમા હતા ત્યારે આખા નગરમાં હર્ષ હર્ષનું વાતાવરણ ફેલાયું હતું તેથી માતપિતાએ શુભ મુહૂર્તે તેમનું નામ અભિનંદન પાડયું.

બાલ્યકાળ પસાર થયા બાદ પોતાનું ભોગાવલી કર્મ જાણી માતપિતાની પ્રાર્થનાથી ભગવાન રાજકુમારીઓની સાથે પરણ્યા. સંસારસુખને ભોગવતાં જ્યારે ભગવાન સાડા બાર લાખ પૂર્વની વયવાળા થયા ત્યારે સંવર રાજાએ તેમનો રાજ્યાભિષેક કર્યો. અને પોતે ચારિત્ર ગ્રહણ કર્યું. અભિનંદન સ્વામિને રાજ્ય કરતાં આઠ પૂર્વાંગ સહિત છત્રીસ લાખ પૂર્વ વીત્યાં ત્યારે વૈરાગ્ય ભાવના જાગી અને લોકાન્તિક દેવતાઓએ 'હે નાથ! તીર્થ પ્રવર્ત્તાવો'ની વિજ્ઞપ્તિ કરી. ભગવાને સાંવત્સરિક દાન આપ્યું. તિર્યગ્જૃંભક દેવતાઓએ તેમના ઘરમાં ધનની વૃષ્ટિ કરી કે જેથી ગમે તેટલું દાન આપતાં તે ખૂટયુ નહિ.

સાંવત્સરિક દાન આપ્યા બાદ ભગવાન સ્નાનપૂર્વક અને ઇન્દ્રોએ કરેલ સુશોભા સહિત અર્થસિદ્ધ નામની શિબિકા ઉપર આરૂઢ થઈ સહસ્રામ્રવનમાં પધાર્યા. ત્યાં તેમણે આભૂષણ છોડી પંચમુષ્ટિ લોચ કરી છઠ્ઠ તપપૂર્વક એક હજાર રાજાઓ સાથે મહા શુદ ૧૨ને દિવસે કે જ્યારે અભિજિત નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે દીક્ષા અંગીકાર કરી. અને તેજ વખતે ભગવંતને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. ઇન્દ્રાદિ દેવો સ્તુતિ કરી સ્વસ્થાને ગયા.

બીજે દિવસે ભગવાને અયોધ્યા નગરીના રાજા ઈન્દ્રદત્તને ત્યાં હસ્તપાત્રમાં ક્ષીરનું પારણું કર્યું. પંચદિવ્ય પ્રગટ થયાં. ત્યાંથી ભગવાને અપ્રમત્તપણે વિહાર કરતાં અઢાર વર્ષ પૂર્ણ કર્યાં. પરિસહ, ઉપસર્ગ અને અભિગ્રહને ધારણ કરતા ભગવાન સહસ્રામ્ર વનમાં પધાર્યા અને છઠ તપ કરી રાયણ વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ધ્યાનમાં ચાર ઘાતીકર્મનો ક્ષય કરી શુકલ ધ્યાનના બીજા પાયાને ધ્યાવતાં પોષ શુદ ૧૪ના દિવસે જ્યારે અભિજિત નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો તે વખતે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ ત્રણ ગઢ, ચાર દ્વાર અને દેવ છંદક સહિત સમવસરણ રચ્યું. ભગવાને તીર્થને નમી દેશના આપી આ દેશનામાં કેઇ જીવોએ ચારિત્ર, શ્રાવકપણું વિગેરે લીધું. ભગવાનને વજ્રનાભ વિગેરે એકસો સોલ ગણધરો થયા. તેમણે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી અને ભગવાને વાસક્ષેપ નાંખી અનુજ્ઞા આપી.

અભિનંદન સ્વામિના તીર્થમાં યક્ષેશ્વર નામનો યક્ષ શાસનદેવ અને કાલિકા નામની દેવી શાસનદેવી થઇ. યક્ષેશ્વર શ્યામ કાંતિવાળો, હાથીના વાહનવાળો, જમણી બે ભુજાઓમા બીજોરૂ અને અક્ષસૂત્ર ધારણ કરનારો અને ડાબી બે ભુજાઓમાં નકુલ અને અંકુશ રાખનારો હતો. કાલિકાદેવી શ્યામવર્ણવાળી, કમળના આસન ઉપર બેસનારી, દક્ષિણ બે ભુજામાં વરદ અને પાસને ધારણ કરનારી અને ડાબી બે ભુજામાં નાગ અને અંકુશને ધારણ કરનારી હતી.

ભગવાન અભિનંદન સ્વામિના પરિવારમાં ત્રણ લાખ સાધુઓ, છ લાખ અને ત્રીસ હજાર સાધ્વીઓ, નવ હજાર અને આઠસો અવધિજ્ઞાનીઓ, એક હજાર, પાંચસો ચૌદ પૂર્વીઓ, અગીયાર હજાર અને છસો પચાસ મનઃપર્યવજ્ઞાની, ચૌદ હજાર કેવળજ્ઞાની, ઓગણીસ હજાર વૈક્રિય લબ્ધિવાળા, અગિયાર હજાર વાદ લબ્ધિવાળા, બે લાખ અઠ્યાવીશ હજાર શ્રાવકો અને પાંચ લાખ સત્તાવીશ હજાર શ્રાવિકાઓ હતી.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી ભગવાને આઠ પૂર્વાંગને અઢાર વર્ષ ન્યૂન લાખ પૂર્વ સુધી જગત ઉપર ઉપકાર કર્યો. ત્યારબાદ પોતાનો નિર્વાણકાળ સમીપ જાણી ભગવાન સંમેતશિખરે પધાર્યા. ભગવાને એક હજાર મુનિઓ સાથે અહિં અણુસણ સ્વીકાર્યું. ચાર અઘાતિ કર્મ ખપાવ્યાં અને વૈશાખ શુદ ૮ મે જ્યારે ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં હતો, ત્યારે નિર્વાણ પામ્યા. તેમની સાથે અણુસણ કરનારા એક હજાર મુનિઓ પણ મોક્ષપદને પામ્યા. અભિનંદન સ્વામિએ સાડાબાર લાખ પૂર્વ કુમાર અવસ્થામાં, આઠ પૂર્વાંગ સહિત સાડી-છત્રીસ લાખ પૂર્વ રાજ્ય અવસ્થામાં અને આઠપૂર્વાંગ ન્યૂન એક લાખ પૂર્વ દીક્ષામાં એમ કુલ પચાસ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કર્યું.

અભિનંદન સ્વામિ નિર્વાણ પામ્યાપછી દેવદાનવોએ તેમનો અને બીજા મુનિઓના દેહનો અગ્નિસંસ્કાર કર્યો. દેવો પ્રભુની દાઢા અસ્થિ વિગેરે પૂજન માટે લઇ ગયા. દેવતાઓ નંદીશ્વર દ્વીપમાં અઠ્ઠાઇ મહોત્સવ કરી દેવલોકમા ગયા. અને ભગવાનના નિર્વાણ સ્થાનકે આવેલા બીજા રાજાઓ પણ પોતપોતાના સ્થાનકે ગયા.

---

# શ્રી સુમતિનાથ ભગવાન ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન:

### પ્રથમ અને દ્વિતીય ભવ—વિજયસેન રાજા અને દેવ.

આ જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં પુષ્કલાવતી નામે વિજયને વિષે શંખપુર નામનું નગર હતું. તેમાં વિજયસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને સુદર્શના નામે રાણી હતી એક વખતે કોઇ ઉત્સવના દિવસે નગરના સર્વ લોકો પોતાના પરિવાર સહિત

ઉદ્યાનમાં ગયા. સુદર્શના રાણી પણ વનલક્ષ્મી નિરખવા ઉદ્યાનમાં આવી. ઉદ્યાનમાં ફરતાં ફરતાં રાણીએ એક સ્ત્રીને સુંદર યુવાન સ્ત્રીઓ અને દાસીઓથી સેવાતી જોઈ. રાણી આ જોઈ વિસ્મય પામી અને પાસે રહેલા સેવકને પૂછયુ કે 'આ સ્ત્રી કોણ છે?' નોકરે તપાસ કરી જવાબ આપ્યો કે, 'મહારાણી! આ સ્ત્રી નંદીષેણની સુલક્ષણા નામે ગૃહિણી છે. અને તેની પાસે રહેલી આઠ સ્ત્રીઓ તે તેના બે પુત્રોની પુત્ર વધૂઓ છે. રાણીની વિસ્મય દશા શોકદશામાં પલટાઇ. તેને લાગ્યું કે, 'હું રાજાને ખુબ વહાલી છું છતાં પણ મારૂં જીવન નકામું છે. મારે કોઈ પુત્ર નથી તો પછી પુત્રવધૂઓની તો વાતજ કયાં કરવી. સુલક્ષણા ભાગ્યશાળી છે કે જેને બે પુત્રો અને એક એક પુત્રને ચાર પુત્રવધૂઓ છે.' શોકગ્રસ્ત રાણીને રાજાએ આનંદમાં લાવવા ઘણા પ્રયત્ન કર્યા. પણ તે સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા. રાજાએ ઘણા આગ્રહથી પૂછયુ કે, 'સમગ્ર નગરલોકો આજે આનંદથી ક્રીડા કરે છે, અને તું કેમ આમ શૂન્ય મનવાળી છે?' રાણીએ દુઃખપૂર્વક કહ્યું કે, 'મારે બીજું કાંઇ દુઃખનું કારણ નથી. મારે પુત્ર નથી એજ મારા મનનુ દુ ખ છે. નિર્ધન માણસ લક્ષ્મીવાનને દેખીને તેની લક્ષ્મીની ઈચ્છા રાખે છે તેમ હુ પુત્રવાળાના પુત્રોને જોઇને પુત્રની ઈચ્છા રાખું છું. વધુ શુ કહું? વનમાં પુત્ર પરિવારવાળાં પશુઓ સારાં પણ પુત્રરહિત રાજ્યવાળા હોવા છતાં આપણને ધિક્કાર છે.' રાજાએ રાણીને આશ્વાસન આપ્યું. અને કહ્યું કે, 'તું ધીરજ ધર, હું કુલદેવીની આરાધના કરી તેના વરદાનથી પુત્ર મેળવીશ અને તારી ઇચ્છા પૂર્ણ કરીશ.' રાજા સ્નાન કરી પવિત્ર થઇ કુલદેવીના મંદિરમાં ગયો, અને જ્યાં સુધી કુલ દેવતા વરદાન ન આપે ત્યાં સુધી અન્નપાનનો ત્યાગ કરી દૃઢનિશ્ચય ધરીને રહ્યો. કુલદેવી છઠ્ઠે દિવસે પ્રત્યક્ષ થયાં અને કહ્યું કે, 'સ્વર્ગલોકમાંથી ચ્યવી સુદર્શનાની કુક્ષિમાં એક ભાગ્યશાળી જીવ પુત્રપણે ઉત્પન્ન થશે. આ પુત્ર જ્ઞાની, તેજસ્વી અને પરાક્રમી થશે.' રાજા આનંદ પામ્યો અને તેજ દિવસથી ઋતુસ્નાતા સુદર્શના ગર્ભવતી થઇ. અને તેણે સિંહનું સ્વપ્ન જોયુ. રાણીને અમારિ વજડાવવાના અને ધાર્મિક કાર્યો કરવાના દોહલા ઉત્પન્ન થયા. રાજાએ તે સર્વ પૂર્ણ કર્યા. પૂર્ણમાસે પુત્રનો જન્મ થયો અને રાજાએ તેનુ નામ પુરૂષસિંહ પાડયુ. ઉંમરલાયક થતાં રાજાએ તેને આઠ રાજકન્યાઓ પરણાવી પુત્ર અને પુત્રવધૂ દેખીને રાજા રાણી આનંદ પામ્યાં.

એક વખતે પુરૂષસિંહ રાજકુમાર ઉદ્યાનમાં ફરવા ગયો. ત્યાં તેણે વિનયનંદન નામના આચાર્યને દેખ્યા. તેણે તેમને વંદન કર્યું અને તેમને પૂછયુ, 'આપે યુવાનવયમાં વિષયોને વિષની પેઠે છોડી દીધા તેથી મને આશ્ચર્ય થાય છે. હું પણ વિષયોને ખરાબ સમજુ છું, પણ મેં છોડ્યા નથી તે મારી કમનસીબી છે. હે ભગવંત! કૃપા કરીને કહો કે સંસાર તરવાનો શો માર્ગ છે?' આચાર્યે કહ્યું કે, 'સંસાર તરવાના એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દશ એમ અનેક માર્ગો છે. સર્વ સાવદ્યનો ત્યાગ એ રીતે એક, શ્રાવકપણું અને સાધુપણું એ રીતે બે, જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના એ રીતે ત્રણ, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ રીતે ચાર. પાંચ મહાવ્રત તે પાંચ, છ

કાયાની રક્ષા તે રીતે છ. ચાર કષાય અને મનદંડ, વચનદંડ અને કાયદંડનો ત્યાગ તે રીતે સાત. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલનપૂર્વક આઠ. તેમજ નવ પ્રકારની બ્રહ્મગુપ્તિ અને પાંચ આસ્રવ તથા ચાર કષાયનો ત્યાગ તે રૂપ નવ. આ નવ માર્ગો ઉત્તરાધ્યયન સૂત્રમાં જણાવ્યા છે. વળી કહ્યું છે કેઃ—

'नाण च दंसण चेव चरित्तं च तवो तहा, एस मग्गो त्ति पण्णत्तो जिणेहिं वरदंसिहिं.'

અર્થઃ—જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ જ્ઞાની જીનેશ્વર ભગવંતોએ માર્ગરૂપે જણાવેલ છે. [1]સંયમ, [2]સત્ય, [3]શૌચ, [4]બ્રહ્મચર્ય, [5]અપરિગ્રહ, [6]તપ, [7]ક્ષમા, [8]મૃદુતા, [9]આર્જવ, અને [10]મુક્તિ એ દશ પ્રકારનો શૌચધર્મ તે દશપ્રકારે સંસાર તરવાનો માર્ગ છે આ ઉપદેશ સાંભળી પુરુષસિંહે વિનયનંદનમુનિ પાસે દીક્ષા અંગીકાર કરી, અને વીશ સ્થાનક તપની આરાધના કરી **તીર્થંકર નામકર્મ** ઉપાર્જન કર્યું. અંતે અણસણ કરી પુરૂષસિંહ મુનિ વૈજયંત નામના અનુત્તર વિમાનમાં તેત્રીસ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા.

## શ્રી સુમતિનાથ ભગવાન

## (૨)

### ત્રીજો ભવ.

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **વિનિતા** નામની નગરી હતી. તેમાં **મેઘવાહન** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **મંગળા** નામે મંગલમૂર્તિ ભાર્યા હતી. તેની કુક્ષિમાં અનુત્તર વિમાનમાંથી પુરૂષસિંહનો જીવ ચ્યવી **શ્રાવણ શુદ બીજના** દિવસે જ્યારે મઘા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ઉત્પન્ન થયો. મંગળા માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં અને શેષ રાત્રી ધર્મજાગરણમાં પસાર કરી.

આ અરસામાં એક શેઠ પોતાની બે સ્ત્રીઓને લઈ પરદેશ ગયો હતો. ત્યાં એક સ્ત્રીને પુત્ર થયો. બન્ને શોક્યોએ તે પુત્રને ઉછેરી મોટો કર્યો. ઘર તરફ પાછા ફરતાં શેઠ દૈવયોગે મૃત્યુ પામ્યો. સ્ત્રીઓ ઘેર આવી. તેમાં પુત્ર વગરની સ્ત્રી કપટી હતી તે કહેવા લાગી કે 'આ પુત્ર મારો છે.' આ ફરિયાદનો ઇન્સાફ ઘણે ઠેકાણે કરાવ્યો પણ તેનો કાંઈ નિર્ણય ન આવ્યો. છેવટે આ તકરાર મેઘરથ રાજા પાસે આવી. મેઘરથ રાજા પણ તેનો નિર્ણય ન કરી શકયા. મંગલા રાણીએ આ વાત રાજાના મુખથી જાણી અને તેણે બે સ્ત્રીઓને કહ્યુ કે મારા ગર્ભમાં રહેલ પુત્ર ત્રણ જ્ઞાનને ધારણ કરનાર છે. તે જન્મ પામ્યા પછી તમારો સાચો નિર્ણય કરશે. અત્યારે આ પુત્રનો નિર્ણય કોઇ કરી શકે તેમ નથી, કારણ કે તમારું રૂપ અને આકૃતિ સરખાં છે. થોડો વખત તમે વિલંબ ધારણ

1 સયમ—અહિંસા 2 સત્ય—હિતકારક અને સત્ય વચન બોલવું તે 3 જ્ઞાનાદિની વિરાધના ન થાય તેવી રીતે સયમની શુદ્ધિ. 4 વિષય વાસનાનો ત્યાગ 5 મૂર્છા ત્યાગ. 6 બાર પ્રકારનો તપ બાહ્ય અને અભ્યંતર મળીને. 7 ક્રોધનો ત્યાગ 8 માનરહિતપણું 9 માયાનો ત્યાગ 10 લોભરહિતપણું

કરશો તો સાચો ઈન્સાફ મળશે. સાવકી માતા બોલી ભલે એમ રહે. પણ સાચી માતા બોલી કે હું પુત્ર વગર ક્ષણ પણ કેમ રહી શકું? આપ સર્વજ્ઞની માતા છો તો આપજ તેનો નિર્ણય કરો. સુમંગલા રાણીએ વિચાર્યું કે સાચી માતા હોય તે પુત્ર રહિત ન જ રહી શકે. તેમણે તે પુત્ર તેને આપ્યો. અને બન્ને સ્ત્રીઓને વિદાય કરી, સભા આશ્ચર્ય પામી, અને સૌ કોઇ રાણીની આ બુદ્ધિ ગર્ભના પ્રભાવને લઇને છે. એમ જણાવવા લાગ્યા.

નવમાસ અને સાડા સાત દિવસ વ્યતીત થયે **વૈશાખ શુદિ આઠમના** દિવસે મઘા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે મંગલા દેવીએ **ક્રૌંચ પક્ષીના** લંછનવાળા અને સુવર્ણ સરખા વર્ણવાલા પુત્રનો જન્મ આપ્યો પિતાએ અને દેવોએ મહોત્સવ કર્યો. ભગવાન ગર્ભમાં હતા ત્યારે માતાને સારી મતિ ઉત્પન્ન થએલી હોવાથી પ્રભુનું **સુમતિ-નાથ** નામ પાડયું. ઉંમર લાયક થતાં રાજાએ તેમને રાજકન્યાઓ પરણાવી. અને ભગવાન ત્યારે દશ લાખ પૂર્વના આયુષ્યવાળા થયા ત્યારે પિતાએ તેમને રાજકારભાર સોંપી દીક્ષા લીધી. આ પછી પ્રભુએ ઓગણત્રીશ લાખ પૂર્વ સુધી રાજ્યનું પાલન કર્યું. ભગવાનનો દીક્ષા અવસર જાણી નવલોકાન્તિક દેવોએ 'નાથ! તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ કરી. ભગવાને વાર્ષિક દાન આપ્યું. ત્યારબાદ મહોત્સવ પૂર્વક અભયંકરા નામની શિબિકા ઉપર આરૂઢ થઇ **વૈશાખ શુદ ૯**ના દિવસે મઘા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે હજાર રાજાઓની સાથે દીક્ષા અંગીકાર કરી. અને તેજ વખતે ભગવાનને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું.

ભગવાને બીજે દિવસે પદ્મ રાજાને ત્યાં ખીરથી હસ્તપાત્રમાં પારણું કર્યું. દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યાં. અને ભગવંત ત્યાંથી વિહાર કરી અપ્રતિબદ્ધપણે પૃથ્વીમાં વિહરવા લાગ્યા. અભિગ્રહ અને પરિસહોને ધારણ કરતા ભગવાને વીશ વર્ષ સુધી વિહાર કર્યો. ફરતા ફરતા એક વખત દીક્ષા ગ્રહણવાળા સહસ્રામ્રવનમાં આવ્યા. અને પ્રિયંગુ વૃક્ષ નીચે ધ્યાનારૂઢ થયા. ચારઘાતિ કર્મોનો ક્ષય કરી શુકલ ધ્યાનમાં આગળ વધી **ચૈતર સુદ અગિયારસના** દિવસે મઘા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ભગવાનને આ દિવસે છઠ હતો. દેવોએ સમવરણ રચ્યું. ભગવાને તેમાં પ્રવેશી "નમો તિત્થસ્સ" કહી દેશના આરંભી અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી.

સુમતિનાથ ભગવાનને **ચમર** વિગેરે સો ગણધરો થયા. તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી અને ભગવાને તેની અનુજ્ઞા આપી. સુમતિનાથ ભગવાનના શાસનમાં તુંબરૂ નામે શાસન દેવતા થયો. અને મહાકાલી નામે શાસન દેવી થઈ. તુંબરૂ જમણી બે ભુજાઓમાં વરદ અને શકિત ધારણ કરનારો હતો અને ડાબી બે ભુજાઓમાં ગદા અને પાસને ધારણ કરનારો હતો. તેનો વર્ણ શ્વેત અને વાહન ગરૂડનું હતું. મહાકાલી બે દક્ષિણ ભુજામાં વરદ અને પાસને ધારણ કરનારી હતી. અને ડાબી ભુજામાં બીજોરૂં અને અંકુશને ધારણ કરનારી હતી. તેનો વર્ણ સુવર્ણ જેવો અને વાહન પદ્મનું હતું,

સુમતિનાથ પ્રભુને ત્રણલાખને વીશ હજાર સાધુ, પાંચ લાખને ત્રીશ હજાર સાધ્વી, બે હજાર ને ચારસો ચૌદપૂર્વી, અગ્યાર હજાર અવધિજ્ઞાની, દશ હજારને સાડી ચારસો

મનઃપર્યવ જ્ઞાની, તેર હજાર કેવળજ્ઞાની, અઢાર હજાર ને ચારસો વૈક્રિય લબ્ધિવાળા દશ હજાર સાડી ચારસો વાદલબ્ધિવાળ, બે લાખ અને એકાશી હજાર શ્રાવક તથા પાંચ લાખ ને સોળ હજાર શ્રાવિકાનો પરિવાર થયો.

સુમતિનાથ પ્રભુએ વીશ વર્ષ અને બાર પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ પૃથ્વી ઉપર વિચરી પોતાનો નિર્વાણ કાળ સમીપ જાણી સંમેતશિખર પર્વતે પધાર્યા. ત્યાં હજાર મુનિઓની સાથે અનશન કર્યું. એક માસને અંતે ચાર અઘાતિ કર્મ ખપાવી, શૈલેશી ધ્યાન પ્રાપ્ત કરી ચૈત્ર સુદ ૯ ના દિવસે પુનર્વસુ નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતાં એક હજાર મુનિઓ સાથે સુમતિનાથ સ્વામિ મોક્ષે ગયા. ઈન્દ્રો પ્રભુના તેમજ મુનિઓનાં દેહનો વિધિથી અગ્નિસંસ્કાર કરી નંદીશ્વર દ્વીપે નિર્વાણ કલ્યાણકનો મહોત્સવ કરી સ્વ-સ્થાને ગયા.

દશ લાખ પૂર્વ કૌમાર્ય અવસ્થામાં, ઓગણત્રીશ લાખ અને બાર પૂર્વાંગ રાજ્યાવસ્થામાં અને બાર પૂર્વાંગે ઉણા લાખ પૂર્વ શ્રમણ અવસ્થામાં આ રીતે સુમતિનાથ ભગવાને કુલ ચાલીશ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કર્યું

---

# શ્રી પદ્મપ્રભુ જિનચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન

### પ્રથમ–દ્વિતીયભવ–અપરાજિતરાજા અને ગ્રૈવેયકદેવ.

ધાતકીખંડના પૂર્વ વિદેહમાં વત્સ નામના વિજયમાં સુસીમા નામે નગરી હતી. ત્યાં અપરાજિત નામે રાજા શત્રુઓને પરાભવ કરવાથી યથાર્થ નામવાળો હતો. આ રાજા તત્વજ્ઞ, સમ્યક્ત્વવંત અને બુદ્ધિશાળી હતો. કોઈ પણ કારણ પામી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે પિહિતાશ્રવ આચાર્યની પાસે દીક્ષા અંગીકાર કરી. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધારણ કરતા રાજર્ષિએ સંયમનું ખડ્ગની ધારાની પેઠે ઘણા વર્ષ સુધી પાલન કર્યું. તેમજ વીશસ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અને છેવટે શુભ ધ્યાન પરાયણ અપરાજિત રાજર્ષિ દુષ્કર્મને દૂર કરી નવમા ગ્રૈવેયકમાં મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)

### ત્રીજો ભવ–શ્રી પદ્મપ્રભજિનેશ્વર

ગ્રૈવેયક દેવલોકના સુખ ભોગવી અપરાજિતનો જીવ, આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે આવેલ કોશાંબી નગરીમાં ધર રાજાની રાણી સુશીમાની કુક્ષિને વિષે મહા સુદ ૬ ના દિવસે જ્યારે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં હતો ત્યારે ઉત્પન્ન થયો. માતાએ

ચૌદ સ્વપ્ન દેખ્યાં અને તેમના ગૃહમાં દેવોએ ધનવૃષ્ટિ કરી. દેવોએ ચ્યવન કલ્યાણકની ક્રિયા કરી. નવ મહિના અને સાડાસાત દિવસ ગયા બાદ સુશીમાદેવીએ કાર્તિક વદ ૧૧ના દિવસે ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં હતો ત્યારે પદ્મવર્ણવાલા અને **પદ્મના** લાંછનવાળા પુત્રનો **જન્મ** આપ્યો. દિક્કુમારિકાઓએ, દેવોએ અને પિતાએ જન્મોત્સવ કર્યો. પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારે માતાને પદ્મશય્યાનો દોહદ ઉત્પન્ન થયો હતો તેમજ પદ્મના સરખી તેમની કાન્તિ હોવાથી તેમનુ **પદ્મપ્રભ** નામ પાડ્યુ. અનુક્રમે વૃદ્ધિ પામતા ભગવાન યૌવનવય પામ્યા. માતાપિતાના આગ્રહથી પાણિગ્રહણ કર્યું અને સાડાસાત લાખ પૂર્વના થયા ત્યારે પિતાએ તેમનો રાજ્યાભિષેક કર્યો. સાડી એકવીશ લાખ પૂર્વ અને સોલપૂર્વાંગ રાજ્ય કર્યા બાદ ભગવાનને સંસાર ત્યાગ કરવાની ઇચ્છા જાગી. અને તેજ વખતે તેમને લોકાન્તિક દેવોએ 'નાથ ! તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ કરી.

દેવોની આ વિજ્ઞપ્તિનો સ્વીકાર કરી ભગવાને સાંવત્સરિક દાન દેવા માંડ્યુ અને કાર્તિક વદ ૧૩ ના દિવસે **નિર્વૃત્તિ** નામની શિબિકામાં આરૂઢ થઈ સહસ્રામ્ર વનમાં પધાર્યા. અને છઠનો તપ કરી એક હજાર રાજાઓની સાથે બપોરે ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે [1]**દીક્ષા અંગીકાર કરી.**

પદ્મપ્રભસ્વામીએ બીજે દિવસે **બ્રહ્મસ્થલ** નગરમાં **સોમદેવ** રાજાને ઘેર હસ્તપાત્રમાં પરમાન્નથી—ક્ષીર ભોજનથી પારણું કર્યું. દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યાં. છ માસ સુધી બીજે ઠેકાણે વિહાર કરી ભગવાન ફરી તેજ સહસ્રામ્રવનમાં પધાર્યા. અહિં વડ વૃક્ષની નીચે છઠ તપ પૂર્વક કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અને તેમણે ચાર ઘાતિ કર્મનો ક્ષય કરી **ચૈતર શુદ પૂનમ**ના દિવસે ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું. દેવોએ સમસવસરણની રચના કરી. અને ભગવાને પૂર્વ દ્વારથી પ્રવેશી દેશના આરંભી અને જણાવ્યું કે 'ચારે ગતિઓમાં જીવોને મુખ્યત્વે દુઃખ જ છે.' ભગવાનની દેશના સાંભળી કોઇએ દીક્ષા તો કોઈએ શ્રાવકપણું સ્વીકાર્યું. ભગવાનને સુવ્રત વિગેરે એકસોને સાત ગણધરો થયા. તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી.

પદ્મપ્રભ સ્વામીના શાસનમાં **કુસુમ** નામનો યક્ષ શાસનદેવ અને **અચ્યુતા** નામે યક્ષિણી શાસનદેવી થઈ. કુસુમ યક્ષ નીલવર્ણવાળો, મૃગના વાહનવાળો અને જમણી તરફની બે ભુજામાં ફળ અને અભયને ધારણ કરનારો અને ડાબી બે ભુજામાં નકુલ અને અક્ષ સૂત્રને ધારણ કરનારો થયો. અચ્યુતા યક્ષિણી શ્યામ અંગવાળી, પુરૂષના વાહન વાળી, બે દક્ષિણ ભુજામાં વરદ અને બાણને ધારણ કરનારી અને ડાબી બે ભુજામાં કાર્મુક અને અભયને ધારણ કરનારી થઇ.

પદ્મપ્રભપ્રભુને ત્રણ લાખ ત્રીસ હજાર સાધુ, ચાર લાખ વીસ હજાર સાધ્વી, બે હજાર બસો ચૌદ પૂર્વધારી, દશ હજાર અવધિજ્ઞાની, દશ હજાર ત્રણસો મનઃપર્યવજ્ઞાની બાર હજાર કેવળી, સોળ હજાર એકસો આઠ વૈક્રિય લબ્ધિવાળા, નવ હજાર છસો

૧ લઘુ ત્રિષષ્ટિમા મહા વદ ૧૩ લખેલ છે, પણ લેખક દોષ જણાય છે.

વાદી, બે લાખ છોતેર હજાર શ્રાવક, પાંચ લાખ અને પાંચ હજાર શ્રાવિકાઓ એટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી છ માસ અને સોળ પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ વ્યતીત થયે પોતાનો મોક્ષ કાળ સમીપ જાણી ભગવાનેસંમેત શિખરે જઇ ત્રણસેં આઠ મુનિઓ સાથે અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે માગશર વદી અગિઆરસના દિવસે, ચિત્રા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો. ત્યારે ત્રણસેં આઠ મુનિઓ સાથે ભગવાન મોક્ષ પામ્યા.

પદ્મપ્રભ સ્વામીએ સાડા સાત લાખને સોલ પૂર્વાંગ કુમારવયમાં, સાડી એકવીશ લાખ પૂર્વ રાજ્યાવસ્થામાં, સોળ પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ દીક્ષામાં એમ સર્વમળી ત્રીસલાખ પૂર્વનું આયુષ્ય ભોગવી સુમતિનાથ સ્વામિના નિર્વાણ પછી નેવું હજાર કોટી સાગરોપમે પ્રભુ મોક્ષે ગયા.

ચોસઠ ઇન્દ્રો અને દેવોએ નિર્વાણ કલ્યાણક યથાવિધિ ઉજવી પ્રભુના તેમજ મુનિઓના દેહનો અગ્નિસંસ્કાર કરીને દાઢા આદિ યથાયોગ્ય વહેંચીને નંદીશ્વર દ્વીપે ગયા અને ત્યાંથી કલ્યાણક નિર્વાણનો મહોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

---

# શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર

## (૧)

### પૂર્વ ભવ વર્ણન.

### પ્રથમ-દ્વિતીયભવ નંદીષેણ રાજા અને છઠ્ઠા ગ્રૈવેયકમાં દેવ.

ધાતકી ખંડના પૂર્વ વિદેહમાં ક્ષેમપુરી નામે નગરી હતી તેમાં નંદીસેણ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજા શક્ર જેવો સૌમ્ય, કુબેર જેવો ધનાઢ્ય અને મહા પરાક્રમી હતો. ઘણા વર્ષ સુધી રાજ્ય પાળ્યા બાદ અરિંદમન આચાર્ય પાસે તેણે દીક્ષા લીધી. વિવિધ તપશ્ચર્યાઓ કરી અને વીશસ્થાનક તપથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું. પ્રાંતે સમાધિથી મૃત્યુ પામી છઠ્ઠા ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થયો.

## (૨)

### શ્રી સુપાર્શ્વનાથ ભગવાન

### તૃતીય ભવ

ગ્રૈવેયક દેવલોકમાં અઠયાવીશ સાગરોપમનું આયુષ્ય ભોગવી નંદીષેણનો જીવ ભરત ક્ષેત્રમાં આવેલ વાણારસી નગરીમાં પ્રતિષ્ઠ રાજાની પૃથ્વી નામની રાણીની કુક્ષિને વિષે ભાદરવા વદ આઠમ ના દિવસે કે જ્યારે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો. ત્યારે ઉત્પન્ન થયો. માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં અને શેષ રાત્રિ ધર્મજાગરણમાં પસાર

કરી. ગર્ભ નહિ પામ્યો તે અરસામાં એક વખત માતાએ રાત્રે પોતાને એક, પાંચ, અને નવફણાવાળા સર્પ શય્યામા સુતેલાં જોયાં. નવ મહિના અને સાડા સાત દિવસ બાદ જેઠ શુદ બારસ ના દિવસે વિશાખા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે સ્વસ્તિક લંછન વાળા સુવર્ણવર્ણ વાલા પુત્રનો જન્મ આપ્યો. દેવોએ અને તેમના પિતાએ જન્મ મહોત્સવ કર્યો. પ્રભુ ગર્ભમાં હતા ત્યારે માતાએ પડખે સર્પ શય્યા જોઇ હતી તેથી પુત્રનું નામ સુપાર્શ્વ રાખ્યું. ભગવાન યૌવન વયને પામ્યા ત્યારે પિતાએ અનેક રાજ કન્યાઓ સાથે પાણિગ્રહણ કરાવ્યું. તેમની સાથે સુખ ભોગવતાં પ્રભુને પાંચ લાખ પૂર્વ વ્યતીત થયાં. એટલે પિતાએ તેમનો રાજ્યાભિષેક કર્યો. અને તે રાજ્ય ભગવાને વીશ પૂર્વાંગ અધિક ચૌદ લાખ પૂર્વ સુધી પાળ્યું. ભગવાનનો દીક્ષા કાળ સન્મુખ જાણી લોકાન્તિક દેવતાઓએ 'હે નાથ ! ધર્મ તીર્થને પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ કરી ભગવાને સાંવત્સરિક દાન આરંભ્યું. અને જેઠ શુદ બીજના દિવસે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે મનોહરા શિબિકા ઉપર આરૂઢ થઇ એક હજાર રાજાઓની સાથે સહસ્રામ્રવનમા દીક્ષા લીધી. બીજા દિવસે મહેન્દ્ર રાજાને ઘેર પાટલીખંડ નગરમાં ક્ષીરથી પારણુ કર્યું. પંચ દિવ્ય પ્રગટ થયાં અને ભગવાન ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા. ફરી નવ મહિના વિહાર બાદ ભગવાન સહસ્રામ્રવનમાં પધાર્યા. અને શિરીષ વૃક્ષની નીચે છઠ તપ કરી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. અહિં ભગવાનને ફાગણ વદ ૬ ના દિવસે વિશાખા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે શુક્લ ધ્યાન ધ્યાવતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ.

દેવોએ સમવસરણની રચના કરી. સમવસરણની મધ્યમાં ચૌદસો યોજન અને એક ગાઉ ઉંચું ચૈત્યવૃક્ષ બનાવ્યુ. ભગવાન ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી 'નમો તિત્થસ્સ' કહી સિંહાસન ઉપર બેઠા પૃથ્વીદેવીએ સ્વપ્નામાં જેવો સર્પ દીઠો હતો તેવો સર્પ જાણે બીજું છત્ર હોય તેમ દેવોએ પ્રભુના મસ્તક ઉપર વિકુર્વ્યો અને ત્યારપછી ભગવાનના બધા સમવસરણોમાં આ રીતે સર્પની વિકુર્વણા થઈ. ભગવાને દેશના આપી. તે દેશનામાં કેઇ સાધુ ધર્મ અને કઇ શ્રાવક ધર્મ પામ્યા. ભગવાને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી અને વિદર્ભ વિગેરે પંચાણું ગણધરોને ત્રિપદી આપી. આ પછી ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી. જેને પ્રભુએ અનુજ્ઞા આપી.

સુપાર્શ્વ પ્રભુના શાસનમાં માતંગ નામે યક્ષ શાસન દેવ અને શાંતા નામે યક્ષિણી શાસન દેવી થઈ. તે માતંગ યક્ષ શ્યામ શરીરવાળો, હસ્તીના વાહનવાળો, બે જમણી ભુજામાં બીલ્વ અને પાશને ધારણ કરનારો અને બે ડાબી ભુજામાં નકુલ અને અંકુશ ધારણ કરનારો હતો. અને શાંતા યક્ષિણી સુવર્ણ સરખી કાંતિવાળી, હસ્તિના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં વરદ અને અક્ષસૂત્ર ધારણ કરનારી તથા બે ડાબી ભુજામાં ત્રિશૂલ અને અભય ધારણ કરનારી શાસનદેવી હતી.

ભગવાન સુપાર્શ્વનાથને ત્રણ લાખ સાધુઓ, ચાર લાખ અને ત્રીશ હજાર સાધ્વીઓ, બે હજાર અને ત્રીશ ચૌદ પૂર્વધર, નવ હજાર અવધિજ્ઞાનવાળા, નવ હજારને દોઢસો

મનઃપર્યવજ્ઞાની, અગિયાર હજાર કેવળ જ્ઞાનીઓ, પંદર હજારને ત્રણસો વૈક્રિય લબ્ધિવાળા, આઠ હજારને ચારસો વાદ લબ્ધિવાળા, બે લાખને સત્તાવન હજાર શ્રાવકો અને ચાર લાખ ત્રાણુ હજાર શ્રાવિકાઓનો પરિવાર થયો.

કેવળજ્ઞાન પછી નવ માસ અને વીશ પૂર્વાંગે ન્યૂન એવા લાખ પૂર્વ પૃથ્વીતલ પર વિચરી ભગવાન પોતાનો નિર્વાણ કાલ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. ભગવાને પાંચસે મુનિઓની સાથે એક માસનું અણુસણ કરી ફાગણ વદ સાતમના દિવસે મૂળ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ભગવાન સુપાર્શ્વનાથ પાંચશો મુનિઓ સાથે મોક્ષ પદ પામ્યા.

કુમાર વયમાં પાંચ લાખ પૂર્વ, રાજ્યાવસ્થામાં વીશ પૂર્વાંગ સહિત ચૌદ લાખ પૂર્વ અને દીક્ષાવસ્થામાં વીશ પૂર્વાંગ ન્યૂન એક લાખ પૂર્વ એ પ્રમાણે કુલ વીશ લાખ પૂર્વનું આયુ ભગવાને પૂર્ણ કર્યું. પદ્મપ્રભ સ્વામિના નિર્વાણ પછી નવ હજાર ક્રોડ સાગરોપમ વીત્યા ત્યારે સુપાર્શ્વનાથ મોક્ષ પામ્યા. ચોસઠ ઈન્દ્રોએ અને દેવોએ નિર્વાણ કલ્યાણક યથાવિધિ ઉજવી ભગવાનના તેમજ અન્ય મુનિઓના દેહનો અગ્નિ સંસ્કાર કરીને દાઢા યથાયોગ્ય વહેંચી નંદીશ્વરદ્વીપે ગયા અને ત્યાં નિર્વાણ પર્વોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

---

# શ્રી ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર.

## (૧)

## પૂર્વભવ વર્ણન.

### પ્રથમ-દ્વિતીય ભવ. પદ્મરાજા અને વૈજયંત વિમાનમાં દેવ.

ધાતકીખંડના પૂર્વ વિદેહના મંડનરૂપ મંગલાવતી નામે વિજય છે. ત્યાં રત્નસંચયા નામની નગરીમાં પદ્મ નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ખુબ વિલાસી હતો અને હરહંમેશ સંગીત, નાચ અને ગાનમાં મશગુલ રહેતો હતો. તેનો રાજ્ય કારભાર મોટે ભાગે મંત્રીઓજ ચલાવતા હતા.

* એક વખત રાજા રાજસભામાં બેઠો હતો. તે વખતે થોડે દૂર એક સ્થાને ચકલાનો રમ્ય માળો તેની નજર આગળ પડયો. આ માળા ઉપર એક પ્રતિપક્ષી ચકલો ધસી આવ્યો. તેણે માળાને વીંખી નાંખ્યો અને તેમાંથી બે ઈંડાં નીચે નાંખી ફોડી નાંખ્યાં. ફુટેલાં ઇંડાં જોઈ ચકલો આનંદ પામે છે એટલામાં તે ઇંડાંના માતપિતા ત્યાં આવ્યાં. તેમને ઈંડાં ફુટેલાં જોઈ ક્રોધ ભરાયો અને બન્ને ચકલા પરસ્પર

---

* દેવભદ્રાચાર્ય કૃત ચંદ્રપ્રભ ચરિત્રમાં આ પ્રસંગ છે. લઘુ ત્રિષષ્ટિ કે મૂળ ત્રિષષ્ટિમાં નથી.

લડવા લાગ્યા. અને લડતાં લડતાં મરણ પામ્યા. ચકલીએ ક્ષણભર વિલાપ કર્યો પણ થોડીવાર પછી બીજા ચકલા સાથે વિલાસ કરવા લાગી. આ વસ્તુ જોઈ પદ્મ રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે યુગંધર આચાર્યની પાસે દીક્ષા લીધી.

દીક્ષા લીધા બાદ પદ્મરાજર્ષિએ ઇન્દ્રિયોના નિગ્રહ પૂર્વક ઘણા કાલ સુધી શુદ્ધ રીતે ચારિત્રને પાળ્યુ. અને વીશસ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. અન્તે આયુષ્યને ખપાવી પદ્મરાજર્ષિ વિજયંત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

(૨)

## શ્રી ચંદ્રપ્રભ સ્વામિ

### તૃતીયભવ

જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં ચંદ્રાનના નામે નગરી છે. તે નગરીમાં મહાસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને લક્ષ્મણા નામે સુલક્ષણા રાણી હતી. આ રાજા ન્યાય-ધર્મનિષ્ઠ અને સત્વશાળી હતો. પદ્મરાજાનો જીવ વિજયંત વિમાનમાં તેત્રીશ સાગર-પમનું આયુષ્ય ભોગવી ચૈત્ર વદ પાંચમના દિવસે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે ત્યાંથી ચ્યવી લક્ષ્મણા રાણીની કુક્ષિમાં ત્રણ જ્ઞાન સહિત અવતર્યો. લક્ષ્મણા રાણીએ ચૌદ સ્વપ્ન દેખ્યાં અને દોહલાને પૂર્ણ કરી પોષ વદ બારસની રાત્રે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો તે વખતે પુત્રનો જન્મ આપ્યો. દેવોએ જન્મમહોત્સવ વિધિ કર્યો. અને રાજાએ બાર દિવસ સુધી પ્રભુનો જન્મ મહોત્સવ કરી સ્વજન સમક્ષ 'જ્યારે આ બાળક એની માતાના ઉદરે હતો તે વખતે તેની માતાને ચંદ્રના પાનનો દોહલો ઉત્પન્ન થયો હતો.' તે જણાવવા પૂર્વક તેમનું ચંદ્રપ્રભુ એવું નામ પાડ્યુ.

ચંદ્રપ્રભુ યૌવનવય પામતાં દોઢસો ધનુષની ઉંચાઈવાળા થયા, અને જ્યારે ભગવાન અઢીલાખ પૂર્વના થયા ત્યારે માતાપિતાના અત્યાગ્રહથી તેમણે પોતાનુ ભોગાવલી કર્મ બાકી છે, એમ જાણી રાજકન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. ત્યારબાદ પ્રભુને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અને ભગવાને ચોવીશ પૂર્વાંગ સહિત સાડાછ લાખ પૂર્વ સુધી રાજ્યપાલન કર્યું. લોકાન્તિક દેવોએ દીક્ષાના અવસરે પ્રભુને તીર્થ પ્રવર્તાવવાની વિનંતી કરી. ભગવાને તુર્ત સાંવત્સરિક દાન આપવાનું શરૂ કર્યું. અને મનોરમા શિબિકા ઉપર આરૂઢ થઇ સહસ્રામ્રવનમાં આવી પોષ વદ ૧૩ ના દિવસે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો, ત્યારે હજાર રાજાઓ સાથે છઠ તપપૂર્વક દીક્ષા લીધી. દેવતાઓએ દીક્ષા કલ્યાણકનો મહોત્સવ કર્યો અને ભગવાનને દીક્ષા લેતાંજ મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. બીજે દિવસે પદ્મપુર નગરમાં સોમદત્ત રાજાને ઘેર ક્ષીરથી ભગવાને પારણું કર્યું. ત્યાં પંચદિવ્ય પ્રગટ થયાં, ત્યારબાદ ભગવાન અન્યત્ર વિહાર કરી ગયા.

પરિષહ અને ઉપસર્ગ સહન કરતા, નગર અને અરણ્યમાં વિહાર કરતા, શત્રુ અને મિત્ર ઉપર એક દૃષ્ટિ રાખતા, સુવર્ણ અને માટીને સમાન ગણતા, ભગવાન ત્રણ માસ બાદ

તેજ વનમાં પધાર્યા. અને પુન્નાગ વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ફાગણ વદ સાતમના દિવસે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ભગવાનને કેવળજ્ઞાન પ્રગટ થયું. આ વખતે ભગવાનને છઠ તપ હતો. દેવોએ સમસરણની રચના કરી. ભગવાને પૂર્વ દ્વારે પ્રવેશી ચૈત્યને વાંદી 'नमो तित्थस्स' કહી દેશના આરંભી. ભગવાને દેશનામાં જણાવ્યું કે 'મુક્તિ પ્રાપ્ત કરવી હોય તો આ મનુષ્યક્ષેત્રમાંજ પ્રાપ્ત થઈ શકે છે. અને તે મુક્તિ સિદ્ધશિલા મનુષ્યક્ષેત્રના જેટલા પ્રમાણવાળી છે.'[1] આ દેશનાથી કેટલાકે ચારિત્ર અને કેટલાકે શ્રાવકપણું અંગીકાર કર્યું. દત્ત વિગેરે ત્રાણુ ગણધરોને ભગવાને ત્રિપદી આપી અને તેમણે ત્રિપદીને અનુસરી દ્વાદશાંગીની રચના કરી ભગવાને ગણધર ઉપર વાસક્ષેપ નાંખી ગણધરોને ગણની અનુજ્ઞા આપી. અને બીજા પ્રહરે દત્ત ગણધરે દેશના આપી.

ચંદ્રપ્રભુ સ્વામિના તીર્થમાં હંસના વાહનવાળો, દક્ષિણ ભુજામાં ચક્ર અને વામ ભૂજામાં મુદ્દગરને ધારણ કરનારો વિજય નામે યક્ષ અને હંસના વાહનવાળી, પીળા અંગવાળી, બે દક્ષિણ ભુજામાં ખડ્ગ અને મુદ્દગર ધારણ કરનારી તથા બે વામ ભૂજામાં ફલક અને પરશુ રાખનારી ભ્રકુટી નામે દેવી એમ બંને શાસન દેવતા થયાં.

પ્રભુને વિહાર કરતાં અઢીલાખ સાધુઓ, ત્રણલાખને એંશી હજાર સાધ્વીઓ, બે હજાર ચૌદ પૂર્વીઓ, આઠ હજાર અવિધિજ્ઞાની, આઠ હજાર મનઃપર્યવજ્ઞાની, દશ હજાર કેવળજ્ઞાની, ચૌદ હજાર વૈક્રિય લબ્ધિવાળા, સાત હજાર ને છસો વાદ લબ્ધિવાળા અઢી લાખ શ્રાવકો અને ચાર લાખ એકાણું હજાર શ્રાવિકાઓ એ પ્રમાણે પરિવાર થયો.

ચોવીશપૂર્વાંગ અને ત્રણ માસ ન્યૂન એક લાખ પૂર્વ વિહાર કરી ભગવાન સંમેત શિખર પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓ સાથે અનશન કર્યું, એક માસ અણુસણ કર્યા બાદ ભાદરવા વદ ૭ના દિવસે શ્રવણ નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો તે વખતે સર્વ યોગોનો નિરોધ કરી ભગવાન મુક્તિ પદને પામ્યા. આ પછી તેમની સાથે બીજા મુનિઓ હતા તે પણ મુક્તિ વર્યા.

અઢી લાખ પૂર્વ કુમારવયમાં, ચોવીશ પૂર્વાંગ સહિત સાડા છ લાખ પૂર્વ રાજ્યાવસ્થામાં અને ચોવીશ પૂર્વાંગ ન્યૂન એક લાખ પૂર્વ દીક્ષાવસ્થામાં આ રીતે કુલ દશ લાખ પૂર્વનું આયુષ્ય પ્રભુએ સંપૂર્ણ કર્યું. સુપાર્શ્વના સ્વામિનાથ નિર્વાણ પછી નવસેં કોટિ સાગરોપમ વીત્યા ત્યારે શ્રી ચંદ્રપ્રભુ નિર્વાણ પામ્યા.

સુરેશ્વરોએ તેમના તથા અન્ય મુનિઓના દેહનો અગ્નિસંસ્કાર કરીને નંદીશ્વર દ્વીપે ગયા અને ત્યાંથી નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.[2]

---

૧ ચંદ્રપ્રભુ સ્વામિ ચરિત્રમાં ભગવાનની દેશનામાં સમકિતનું વર્ણન, બારવ્રતનું વર્ણન અને યતિ ધર્મનું વર્ણન કરવામાં આવેલ છે. તેમજ બારવ્રતો ઉપર ઉપનયપૂર્વક કથાઓ આપવામાં આવી છે. તેમજ દત્ત ગણધરના પૂછવાથી ભગવાન શ્રીમુખે પોતાના પૂર્વભવનું વૃત્તાંત કહે છે વિગેરે વિગેરે વૃત્તાંત છે

૨ લઘુ ત્રિષષ્ટિમાં ચંદ્રપ્રભુ સ્વામિના ચરિત્ર પછી નીચે પ્રમાણે ચોવીશ તીર્થંકરોના ભવોનો ઉલ્લેખ દર્શાવ્યો છે, ભવ સંબંધી મતાન્તર પણ આપેલ છે.

# શ્રી સુવિધિનાથ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન

**પ્રથમ દ્વિતીય ભવ-મહાપદ્મ રાજા અને વૈજયન્ત વિમાનમાં દેવ.**

પુષ્કરવર નામે દ્વીપના પુષ્કલાવતી નામે વિજયમાં પુંડરિકિણી નામે નગરી હતી. ત્યાં મહાપદ્મ નામનો રાજા રાજ્ય કરતો હતો કે જે પદ્મહ્રદ જેવો ગંભીર અને ધર્મમાં દઢ હતો. આ રાજા હરહંમેશ નવીન નવીન કાંઇને કાંઈ વ્રતનો સ્વીકાર કરતો હતો. તેણે પાચ અણુવ્રતો, ત્રણ ગુણુવ્રત અને ચાર શિક્ષાવ્રતોનો સ્વીકાર કર્યો હતો. આ ઉપરાંત પરિમાણોના પણ તેણે અનેક નિયમો રાખ્યા હતા. કેટલાક વર્ષ રાજ્ય કર્યા બાદ જગત્ચંદ્ર (જગન્નન્દ) ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષા બાદ એકાવલી વિગેરે અનેક તપ કરી તીર્થંકરનામ કર્મ ઉપાર્જન કર્યું. અને અંતે સમાધિપૂર્વક મૃત્યુ પામી મહાપદ્મ રાજર્ષિ વૈજયન્ત નામના વિમાનમાં મહર્ધિક દેવતાપણે ઉત્પન્ન થયા.

## ( ૨ )

### તૃતીયભવ-શ્રીસુવિધિનાથ ભગવાન.

આ ભરતક્ષેત્રમાં કાકન્દી નામે નગરીને વિષે સુગ્રીવ નામે રાજા અને રામા નામે રાણી હતાં મહાપદ્મ રાજર્ષિનો જીવ દેવલોકના સુખ અનુભવી ફાગણ વદ ૯ ના દિવસે મૂલનક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે રામાદેવીની કુક્ષિમાં અવતર્યો. રામા માતાએ તે તે રાત્રીએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણકનો મહોત્સવ કર્યો.

ગર્ભ સમયપૂર્ણ થયા બાદ માગશર વદ ૫ ના દિવસે મૂલનક્ષત્રમાં ચંદ્રમાનો યોગ હતો ત્યારે રામા માતાએ મગરના ચિહ્નવાળા, શ્વેતવર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. ઈન્દ્રોએ જન્મ મહોત્સવ કર્યો. અને રાજાએ પુત્રનો બાર દિવસ સુધી જન્મોત્સવ ઉજવ્યો.

---

ઋષભદેવ ભગવાનના ૧૩ પૂર્વભવ, નેમીનાથ ભગવાનના ૯ શાંતિનાથ ભગવાનના ૧૨ વર્ધમાન સ્વામિના ૨૭, પાર્શ્વનાથ ભગવાનના ૧૦ ચદ્રપ્રભુ સ્વામિના સાત અને બાકીના તીર્થંકરોના ૩.

श्री वर्मा ! अवनिपालिक १ सुरवर २ सौधर्मे कल्पे तत,
सञ्जातोऽजितसेन चक्रि नृपति ३ कल्पेतिमे वासव ४ ।
यः श्रीपद्मधरापतिः ५ समजनि श्रीवैजयन्ते सुरः ६
स श्रेयः प्रतनोतु वः प्रतिदिनं चंद्रप्रभस्तीर्थपः ॥ ४१ ॥
एतन्मतान्तरम् ।

અર્થઃ—પહેલા ભવમાં શ્રીવર્મરાજા, બીજા ભવમાં સૌધર્મ કલ્પમાં દેવ, ત્રીજા ભવમાં અજિતસેન ચક્રી, ચોથા ભવમાં દેવ, પાંચમા ભવમાં પદ્મરાજા, છઠ્ઠા ભવમાં વૈજયન્તમાં દેવ, અને સાતમા ભવમાં ચન્દ્રપ્રભુ સ્વામિ થયા. આ પ્રમાણે મતાન્તર અંતે લઘુ ત્રિષષ્ટિ દાખલ કરેલ છે.

ગર્ભ સમયમાં પુત્રની માતા સર્વ વિધિઓમાં કુશળ હોવાથી સુગ્રીવ રાજાએ પુત્રનું નામ 'સુવિધિનાથ' અને ગર્ભકાળ દરમ્યાન રામાદેવીને પુષ્પના દોહલા થયેલા હોવાથી 'પુષ્પદંત' રાખ્યુ.

શ્વેતવર્ણવાળા સુવિધિનાથ ભગવાન જ્યારે યુવાવસ્થાને પામ્યા ત્યારે તેમના શરીરની ઉંચાઇ સો ધનુષ્યની થઈ. પિતાએ અનેક રાજ્યકન્યાઓ સાથે વિવાહ કરાવ્યો. જન્મથી પચાસ હજાર પૂર્વ ગયાં ત્યાં સુધી યુવરાજ રહ્યા. અને ત્યારબાદ રાજ્યધૂરા વહન કરી અઠ્યાસી પૂર્વાંગસહિત પચાસ હજાર પૂર્વની વય સુધી રાજ્ય પાલન કર્યું. લોકાન્તિક દેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિનંતિ કરી. ભગવાને સાંવત્સરિક દાન આપ્યું. ત્યારબાદ દેવતાઓથી અભિષેક કરાએલા ભગવાન સુરપ્રભા નામની શિબિકા ઉપર બેસી સહસાગ્ર વનમાં પધાર્યા. અને હજાર રાજાઓ સાથે છઠ તપપૂર્વક માગશર વદ ૬ના દિવસે મૂલ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ત્રીજા પ્રહરે દીક્ષા ગ્રહણ કરી.

સુવિધિનાથ ભગવાને શ્વેતપુર નગરમાં પુષ્પ રાજાને ઘેર પરમાન્નથી પારણું કર્યું. ત્યાં પંચ દિવ્ય પ્રગટ થયાં. રાજાએ પારણાના સ્થાને રત્નપીઠીકા રચાવી અને ભગવાન ત્યાંથી છદ્મસ્થપણે બીજે ઠેકાણે ચાર માસ સુધી વિહાર કર્યો. ફરી ભગવાન સહસાગ્રવનમાં આવ્યા. અને માલુર વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અહિં કાર્તિક શુદ ૩ના દિવસે મૂલ નક્ષત્રમાં શુક્લધ્યાન ધ્યાવતાં ભગવાનને કેવળજ્ઞાન થયું. દેવોએ સમવસરણ રચ્યું. બારસો ધનુષ્ય ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી 'नमो तित्थस्स' કહી ભગવાનપૂર્વાભિમુખે સિંહાસન ઉપર બેઠા. અને ઉપદેશમાં જણાવ્યું કે મનુષ્યભવ સફલ કરવો જોઇએ, પાપ પ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ, મુક્તિની હંમેશાં સંભારણા કરવી જોઇએ. ચારિત્રનું અનુશીલન કરવું, અરિહંત, સિદ્ધ અને ગુરૂની વૈયાવચ્ચ કરવી. તપ ત્યાગ કરવો. સમાધિ કરવી, અપૂર્વજ્ઞાન ધારણ કરવું, સમ્યકત્વની શુદ્ધિ કરવી વિગેરે ઉપદેશ આપ્યો. આથી કોઈએ સાધુપણું તો કોઈએ શ્રાવકપણું સ્વીકાર્યું. સુવિધિનાથ ભગવાનને વરાહ વિગેરે અઠયાસી ગણધરો થયા. તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી, બીજી પોરિસીએ પાદપીઠ ઉપર બેસી ગણધર ભગવંતે દેશના દીધી. દેશના પૂર્ણ થયા બાદ દેવો મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

સુવિધિનાથ સ્વામિના શાસનમાં અજિત નામનો યક્ષ શાસનદેવ અને સુતારા નામે યક્ષિણી શાસનદેવી થઈ. અજિત યક્ષ શ્વેતવર્ણવાળો, કાચબાના વાહનવાળો, અને જમણી તરફની બે ભુજાઓમાં બીજોરૂ અને અક્ષસૂત્રને ધારણ કરનારો તથા ડાબીભૂજામાં નકુલ અને ભાલાને ધારણ કરનારો થયો. સુતારા યક્ષિણી ગૌરવર્ણવાળી, વૃષભના વાહન-વાળી, બે દક્ષિણ ભૂજાઓમાં વરદ અને અક્ષસૂત્ર, તથા બે વામભૂજામાં કલશ અને અંકુશને ધારણ કરનારી થઇ.

સુવિધિનાથ પ્રભુને બે લાખ સાધુ, એક લાખ વીશ હજાર સાધ્વી, આઠ હજારને ચારસો અવધિજ્ઞાની. દોઢ હજાર ચૌદ પૂર્વધારી, સાડા સાત હજાર મનઃપર્યવજ્ઞાની, સાત

હજારને પાંસો કેવળજ્ઞાની, તેર હજાર વૈક્રિય લબ્ધિવાળા, છ હજાર વાદ લબ્ધિવાળા. બે લાખને ઓગણત્રીસ હજાર શ્રાવકો અને ચાર લાખને બોંતેર હજાર શ્રાવિકાઓ આટલો પરિવાર હતો.

દીક્ષા લીધા પછી અઠ્ઠાવીશ પૂર્વાંગ અને ચાર માસે ઉણાં એવા એક લાખ પૂર્વ પર્યંત પૃથ્વી તલ ઉપર વિચરી સુવિધિનાથ પ્રભુ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી સમેતશિખર પધાર્યા અને એક હજાર મુનિઓ સાથે અણસણ કરી એક માસને અંતે કાર્તિક વદ ૯ના દિવસે, મૂલ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે હજાર મુનિઓ સાથે શૈલેશી ધ્યાનમાં લીન થઈ અવ્યય પદ પામ્યા.

સુવિધિનાથ પ્રભુએ અર્ધ લાખ પૂર્વ કુમારવયમાં, અઠયાવીશ પૂર્વાંગે સહિત અર્ધ-લાખ પૂર્વ રાજ્યાવસ્થામાં અને અઠયાવીશ પૂર્વાંગે રહિત એક લાખ પૂર્વ દીક્ષાવસ્થામાં એમ કુલ બે લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કર્યું. ચંદ્રપ્રભુના નિર્વાણ પછી, નેવું કોટી સાગરોપમ ગયા બાદ સુવિધિનાથ ભગવાન મુક્તિ પામ્યા.

સર્વે ઇન્દ્રોએ પ્રભુનાં તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો. ભગવાનના દાઢા આદિ અવયવ યથાયોગ્ય વહેંચી લઈને તેઓ નંદીશ્વરદ્વીપે નિર્વાણોત્સવ ઉજવી સૌ સ્વસ્થાને ગયા.

સુવિધિનાથ ભગવાનના નિર્વાણ બાદ કેટલાક વખત પછી સાધુઓનો અભાવ થયો. ધર્મની ઇચ્છાવાળા લોકો સ્થવિર શ્રાવકોને ધર્મ સંબંધી પૂછવા લાગ્યા. તેઓને પણ પૂરો ખ્યાલ ન હોવાથી તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે ધર્મ કહેવા લાગ્યા. અને પોતાનો પૂજા સત્કાર દેખી, કૃત્રિમ શાસ્ત્રો રચી વિવિધ દાનો ઉભાં કર્યાં. આથી જગતમાં દાનને પાત્ર અમે છીએ બીજા નથી એમ જણાવી ગ્રહદાન, સુવર્ણદાન, અશ્વદાન, વિગેરે સ્વીકારવા લાગ્યા અને તે જતે દિવસે બ્રાહ્મણો તરીકે પ્રસિદ્ધ થયા. તેમણે અનેક ન માની શકાય તેવી અસંભવિત વાતો ધર્મના બ્હાને ઉભી કરી. આમ સાચા ધર્મને કોઈ બતાવનાર ન હોવાથી ભરતક્ષેત્ર ઉપર મિથ્યાદૃષ્ટિઓનું કેટલાક વખત એક છત્રી રાજ્ય ચાલ્યુ. અને તે શીતલ-નાથ ભગવાન ન થયા ત્યાં સુધી રહ્યું. ત્યારપછી બીજા છ જીનેશ્વરોના અંતરમાં પણ આવી રીતે તીર્થનો ઉચ્છેદ થવાથી મિથ્યાદૃષ્ટિઓએ મિથ્યાત્વનો અસ્ખલિત પ્રચાર કર્યો હતો.

---

# શ્રી શીતલનાથ ચરિત્ર

## ( ૧ )

## પૂર્વભવનું વર્ણન.

### પ્રથમ-દ્વિતીય ભવ-પદ્મોત્તર રાજા અને આણુત દેવલોકના ઈન્દ્ર.

પુષ્કરવરદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રના આભૂષણરૂપ વત્સ નામના વિજયમાં સુસીમા નામે નગરી હતી. ત્યાં આગળ પદ્મોત્તર નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજા

વીર અને શાંત રસની સાક્ષાત્ મૂર્તિ હોય તેવો હતો. ઘણા વર્ષો સુધી રાજ્ય પાળ્યા બાદ રાજા સંસારનો ત્યાગ કરવા માટે તૈયાર હતો તેવામાં ત્રસ્તાઘ સૂરિ ત્યાં આવ્યા અને રાજાએ તેમની પાસે દીક્ષા લીધી. દીક્ષા બાદ અતિચાર રહિત વ્રતોને આચરતા તે રાજર્ષિએ વીશસ્થાનક તપવડે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અને અંતે તે આયુષ્ય પૂર્ણ કરી દશમા પ્રાણુત દેવલોકના અધિપતિ થયા.

## (૨)

## તૃતીય ભવ–શ્રી શીતલનાથ ભગવાન.

દેવલોકનુ સુખ ભોગવી પદ્મોત્તરનો જીવ ભરતક્ષેત્રના **ભદ્દિલપુર** નામના નગરમાં **દઢરથ** રાજાની **નંદા** નામની રાણીની કુક્ષિને વિષે **વૈશાખ વદ ૬** ના દિવસે, પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ઉત્પન્ન થયો. ઇન્દ્રાદિક દેવોએ ચ્યવન કલ્યાણકનો મહોત્સવ કર્યો અને માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં વિગેરે વિધિ પૂર્વની પેઠે જાણવો. દિવસો પૂર્ણ થતાં નંદાદેવીએ **મહા વદ ૧૨ ના** દિવસે પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો. ત્યારે **શ્રીવત્સના** લાંછનવાળા અને સુવર્ણવર્ણવાળા પુત્રનો **જન્મ** આપ્યો. ઇન્દ્રાદિક દેવોએ જન્મ કલ્યાણક મહોત્સવ કર્યો અને રાજાએ પણ પુત્ર જન્મ નિમિત્તે ખુબ દાન વિગેરે આપી આનંદ આનંદ ફેલાવ્યો. પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે એક વખત નંદા માતાએ રાજાના અંગનો સ્પર્શ કર્યો. અને તેથી રાજાને હરહંમેશ જે ખૂબ ગરમી રહ્યા કરતી હતી તે એકદમ શાંત થઇ ગઇ. આથી રાજાએ પુત્રનું નામ **શીતલનાથ** એવું રાખ્યુ. ઉંમરલાયક થતાં પિતાએ ઘણી રાજકન્યાઓ સાથે પરણાવ્યા અને જ્યારે તેઓ પચીશલાખ પૂર્વના થયા ત્યારે પિતાના આગ્રહથી રાજ્યકારભાર સંભાળ્યો. પચાશ હજાર પૂર્વ સુધી આ રાજકારભાર એવો સરસ રીતે ચલાવ્યો કે જેથી લોકોએ બાહ્ય અને અભ્યંતર બન્ને રીતે શીતલતા અનુભવી. એ અરસામાં લોકાન્તિક દેવોએ ભગવંતને વિજ્ઞપ્તિ કરી કે, 'હે નાથ ! તીર્થ પ્રવર્તાવો !' ભગવાને તુરતજ સાંવત્સરિક દાન દેવાનુ આરંભ્યુ. વાર્ષિક દાનને અંતે ઇન્દ્રોનાં આસનો ચલિત થયાં, અને તેમણે દીક્ષા કલ્યાણક સંબંધી સ્નાત્ર મહોત્સવ કર્યો. ભગવાન ત્યારબાદ આભુષણથી સુસજ્જ થઈ **ચંદ્રપ્રભા** નામની શિબિકામાં આરૂઢ થઈ સહસ્રામ્રવનમાં પધાર્યો. અને આભૂષણની સાથે મસ્તકના આભૂષણરૂપ કેશોને પણ પંચમુષ્ટિથી ઉખેડી છઠ તપપૂર્વક એક હજાર રાજાઓની સાથે મહા વદ બારસના દિવસે પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે **દીક્ષા** અંગીકાર કરી. અને દીક્ષાની સાથેજ ભગવંતને મનપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયુ. આ પછી દેવતાઓ મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

રિષ્ટ નગરમાં પુનર્વસુ રાજાને ત્યાં પ્રભુએ ક્ષીરથી છઠ તપનુ પારણું કર્યું. અને દેવોએ પંચદિવ્ય પ્રગટ કર્યા. રાજાએ પારણાની જગ્યાએ સુવર્ણપીઠ રચાવી. આ પછી ભગવાન ત્યાંથી

પ્રતિબંધ રહિતપણે પૃથ્વીતલને પાવન કરતા અને પરિસહ–ઉપસર્ગોને સહન કરતા કેટલોક વખત વિહાર કરી તેજ સહસામ્રવનમાં પધાર્યા. અને પીપળાના વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ધ્યાનારૂઢ ભગવાન ધ્યાનશ્રેણિમાં આગળ વધી શુક્લધ્યાનના બીજા પાયા ઉપર ચઢી ઘાતીકર્મનો ક્ષય કરી પોષ વદ ૧૪ ના દિવસે પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે કેવળજ્ઞાન પામ્યા. દેવોએ સમવસરણની રચના કરી. ભગવાને પૂર્વદ્વારથી પ્રવેશ કર્યો અને ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી 'नमो तित्यस्स' કહી સિંહાસન ઉપર બેઠા તેમણે ધર્મ-દેશનામાં દ્રવ્યસંવર, ભાવસંવર, મિથ્યાત્વસંવર પ્રમાદસંવર, કષાયસંવર, અવિરતસંવર વિગેરેનુ સ્વરૂપ સમજાવ્યુ, તેથી કોઈ સર્વવિરતિ અને કોઈ દેશવિરતિ પામ્યા. ભગવાનને આનંદ વિગેરે એકયાશી ગણધરો થયા. તેમણે ભગવાન પાસેથી ત્રિપદી પામી બાર અંગની રચના કરી અને ભગવાને તેની અનુજ્ઞા આપી. ત્યારબાદ બીજા પહોરે ગણધર ભગવંતે દેશના દીધી અને તે સમાપ્ત થયા પછી લોકો સ્વસ્થાને ગયા.

શીતલનાથ સ્વામિના શાસનમા બ્રહ્મ નામનો યક્ષ શાસનદેવ અને અશોકા નામે દેવી શાસનદેવી થઈ. બ્રહ્મયક્ષ શ્વેતવર્ણવાલો, ત્રણ નેત્ર તથા ચાર મુખવાળો, પદ્મના આસનવાળો, પોતાની જમણી ચાર ભુજામાં બીજોરું, મુદ્ગર, અભય અને પાશને ધારણ કરનારો તથા ચાર વામભૂજામાં નકુલ, ગદા, અંકુશ અને અક્ષસૂત્રને ધારણ કરનારો થયો. અશોકાદેવી નીલવર્ણવાલી, મેઘના વાહનવાળી, બે દક્ષિણભૂજાઓમાં વરદ અને પાસ તથા બે વામભૂજામાં ફલ તથા અંકુશને ધારણ કરનારી થઈ.

શીતલનાથ પ્રભુને એક લાખ સાધુ. એક લાખને છ હજાર સાધ્વી, ચૌદશો ચૌદ પૂર્વધારી, સાત હજારને બસો અવધિજ્ઞાની, સાડાસાત હજાર મનઃપર્યવજ્ઞાની, સાત હજાર કેવળજ્ઞાની, બાર હજાર વૈક્રિય લબ્ધિવાળા. પાંચ હજારને આઠસો વાદ લબ્ધિવાળા, બે લાખ અને નેવ્યાશી હજાર શ્રાવકો તથા ચાર લાખને અઠ્ઠાવન હજાર શ્રાવિકાઓ આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી પચ્ચીશ હજાર પૂર્વ પૃથ્વી ઉપર વિચરી શીતળનાથ પ્રભુ પોતાનો નિર્વાણ કાળ સમીપ જાણી સંમેત શિખર પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓ સાથે એક માસનું અણશણ સ્વીકારી માસને અંતે, વૈશાખ વદ બીજના દિવસે, પૂર્વાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે એક હજાર મુનિઓની સાથે મુક્તિએ પધાર્યા.

શીતળનાથ પ્રભુએ કુમારવયમાં પચ્ચીશ હજાર પૂર્વ, રાજ્યાવસ્થામાં પચાશ હજાર પૂર્વ અને દીક્ષા પર્યાયમાં પચ્ચીશ હજાર પૂર્વ એ પ્રમાણે એક લાખ પૂર્વનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. સુવિધિનાથ સ્વામિના નિર્વાણ પછી નવ કોડી સાગરોપમ વીત્યા બાદ શ્રી શીતળનાથ પ્રભુ મુક્તિ પામ્યા.

સર્વે ઈન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો.

અને ભગવંતના દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઇને નંદીશ્વરદ્વીપે નિર્વાણોત્સવ ઉજવી તેઓ સ્વસ્થાને ગયા.

[આ રીતે મેઘવિજય ઉપાધ્યાયે હેમચંદ્રાચાર્યે રચેલા ત્રિષષ્ટિ શલાકાને અનુસરી કરેલ અમૃતના કુંભરૂપ લઘુત્રિષષ્ટિને વિષે આ ત્રીજું પર્વ પૂરૂં થયું.]

**શ્રી સંભવનાથ ભગવાનથી શ્રી શીતલ ભગવાનના ચરિત્ર રૂપ**

## ત્રીજું પર્વ સંપૂર્ણ.

# શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન.

**પ્રથમ-દ્વિતીયભવ-નલિનીગુલ્મરાજા અને મહાશુક્રદેવલોકમાં દેવ.**

પુષ્કરવરદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રના કચ્છ નામના વિજયમાં ક્ષેમા નામની નગરી હતી. તે નગરીમાં **નલિનીગુલ્મ** નામનો રાજા રાજ્ય કરતો હતો. સ્વાભાવિક વૈરાગ્યવાન આ રાજાએ કેવળ પિતા અને મિત્રના આગ્રહથીજ રાજ્ય લક્ષ્મીનો સ્વીકાર કર્યો હતો. શરીર, યૌવન અને લક્ષ્મીને તે અસ્થિર માનતો હતો. કેટલોક વખત રાજ્ય કર્યાબાદ પુત્રને રાજ્ય ગાદી સોંપી તેણે વજ્રદત્ત મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી અને વીશ-સ્થાનક તપની આરાધના કરી **તીર્થંકરનામ** કર્મ ઉપાર્જ્યું. અંતે સમાધિપૂર્વક મૃત્યુ પામી મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)

**તૃતીયભવ-શ્રી શ્રેયાંસનાથ ભગવાન.**

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં સિંહપુર નામે નગર હતું. ત્યાં વિષ્ણુરાજ નામે રાજા અને તેને **વિષ્ણુદેવી** નામે રાણી હતાં. નલિનીગુલ્મ રાજાનો જીવ મહાશુક્રદેવ લોકના સુખ ભોગવી જેઠ વદ ૬ ના દિવસે ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં હતો ત્યારે વિષ્ણુદેવીની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. રાણીએ ગજાદિક ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણક મહોત્સવ ઉજવ્યો. નવ મહિના અને સાડા સાત દિવસ પૂર્ણ થતાં **ભાદરવા વદ ૧૨ના** દિવસે શ્રવણ નક્ષત્રમાં વિષ્ણુદેવીએ **ગેંડાના** ચિહ્નવાળા, સુવર્ણ વર્ણવાલ પુત્રનો જન્મ આપ્યો. દિક્કુમારિકા, દેવો અને પિતાએ જન્મ મહોત્સવ કર્યો. સારા મુહૂર્તે ઉત્સવ પૂર્વક પિતાએ શ્રેયાંસ એવું નામ પાડયુ. બાલપણામાં ભગવાન ઇન્દ્રે અંગુઠામાં સંક્રમાવેલ અમૃતને પીતા હતા. સમય જતાં ભગવાન યુવાવસ્થાને પામ્યા. અને ભગવાનની કાયા એંશી ધનુષ્યની થઈ, પિતાના અત્યાગ્રહથી ભગવાને રાજકન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું.

અને એકવીશ લાખ વર્ષ પસાર કર્યાં ત્યારે તેમના પિતાએ રાજ્યાભિષેક કર્યો. અને રાજ્યનું પાલન બેંતાલીશ લાખ વર્ષની ઉમર સુધી ખૂબ પ્રજાના પાલન પૂર્વક કર્યું.

આ અવસરે લોકાન્તિક દેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિનંતી કરી. ભગવાને વાર્ષિંકદાન દેવા માંડયું. અને ફાગણ વદ ૧૩ના દિવસે શ્રવણ નક્ષત્રમાં વિમલપ્રભા નામની શિબિકા ઉપર આરૂઢ થઇ સહસાગ્રવનમાં પધાર્યા. અને આભૂષણ વિગેરેનો ત્યાગ કરી એક હજાર રાજાઓની સાથે છઠતપ પૂર્વક દીક્ષા અગીકાર કરી. ભગવાને છઠ તપનું પારણુ સિદ્ધાર્થ નગરમાં નંદ રાજાને ઘેર ક્ષીરથી કર્યું. દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યા. નદ રાજાએ પ્રભુસા પારણાના સ્થાને રત્નની પીઠ રચાવી ભગવાન ત્યાંથી પવનની જેમ પ્રતિબંધ રહિત વિહાર કરવા લાગ્યા.

---

# પ્રથમ વાસુદેવ ત્રિપૃષ્ઠ, પ્રથમ બલદેવ અચલ અને પ્રથમ પ્રતિવાસુદેવ અશ્વગ્રીવનું ચરિત્ર.

## (૩)

### પ્રથમ બલદેવ વાસુદેવ અને પ્રતિવાસુદેવનો પૂર્વભવ.

પૂર્વમહાવિદેહમાં પુંડરીકિણી નામે નગરી હતી. તેમાં સુબલ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે કેટલોક વખત રાજ્ય પાળ્યા બાદ વૃષસૂરિભ પાસે દીક્ષા લીધી. અંતે ઉત્કૃષ્ટ તપ કરી મૃત્યુ પામી અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો.

રાજગૃહી નગરીમાં વિશ્વનંદી નામે રાજા હતો. તેને પ્રિયંગુ નામે પત્નીની કુક્ષિથી વિશાખનંદી નામનો પુત્ર ઉત્પન્ન થયો. વિશ્વનંદી રાજાને વિશાખાભૂતિ નામે નાનો ભાઈ હતો. તેને ધારિણી નામે સ્રીની કુક્ષિથી વિશ્વભૂતિનામે પુત્ર થયો. (આ વિશ્વભૂતિ તે ભરત મહારાજાનો પુત્ર મરીચિ કે જે પૂર્વ ભવમાં ઉપાર્જન કરેલાં સુકૃતને લઇને અહિં રાજકુમાર તરીકે ઉત્પન્ન થયો.) યૌવનવય પામતાં વિશ્વભૂતિ પુષ્પ કરકંડ નામના ઉદ્યાનમાં અંતઃપુર સહિત ક્રીડા કરવા લાગ્યો. તે ક્રીડા કરતો હતો તેવામાં તેના કાકાનો પુત્રકુમાર વિશાખાનંદી પણ ક્રીડા કરવાને માટે ત્યાં આવ્યો. પરંતુ વિશ્વભૂતિ અંદર હોવાથી તે બહાર રહ્યો. તે સમયે પ્રિયંગુ રાણીની દાસીઓ ત્યાં ફુલ લેવા આવી. તેમણે વિશ્વભૂતિને અંદર અને વિશાખાનંદીને બહાર ઉભેલો જોયો. આથી દાસીઓ ફુલ લીધા સિવાય રાણીની પાસે જઈ આ હકીકત તેને કહી સંભળાવી. રાણીને તુર્ત ક્રોધ ચઢયો. રાજાએ રાણીના ક્રોધનું કારણ જાણ્યું અને વિશ્વભૂતિને ખરાબ ન લાગે તે રીતે ઉદ્યાનમાંથી પાછો બોલાવી લેવા માટે તેણે યુદ્ધની ભેરી વગડાવી તેમજ કપટવડે રાજ્યસભામાં કહ્યું "આપણા તાબાનો પુરૂષસિંહ નામનો સામંત ઉદ્ધત થએલો છે તેથી તેને જીતવા હું જઈશ." આ સમાચાર સાંભળી સરળસ્વભાવી વિશ્વભૂતિ ઉદ્યાનમાંથી રાજસભામાં

આવ્યો અને ભક્તિવડે રાજાની અનુજ્ઞા લઇ લશ્કર સાથે પુરૂષસિંહ સામે લડવા ગયો. ત્યાં તેને આજ્ઞાવંત થયેલા જોઈ પોતે પાછો વળ્યો. માર્ગમાં પુષ્પકરંડક ઉદ્યાન પાસે આવ્યા. ત્યારે દ્વારપાલે જણાવ્યુ કે કુમાર વિશાખાનંદી અંદર છે. આ સાંભળી તેણે વિચાર્યું કે મને કપટથી ઉદ્યાનમાંથી બહાર કાઢયો છે. આથી તેને ઘણા ક્રોધ ચઢયો અને તેણે ક્રોધાવેશમાં સમીપના એક કોઠી વૃક્ષ પર બળપૂર્વક મુષ્ટિના પ્રહાર કર્યો તેથી સર્વ ફળો નીચે પડયાં. ક્રોધાવેશમાં વિશાખાનંદીના દ્વારપાલને કહ્યું કે 'જો પિતાશ્રી ઉપર મારી ભક્તિ ન હોત તો આ કોઠીના ફળોની જેમ હું તમારા સર્વના મસ્તક ભૂમિપર પાડી નાખત પણ પિતાશ્રી-પરની ભક્તિથી હું તેમ કરતો નથી. પણ આવા કપટવાળા ભોગની મારે હવે કાંઇ જરૂર નથી."

આ બનાવથી વિશ્વભૂતિને આવા રાજ્યખટપટવાળા સંસાર ઉપર વૈરાગ્યભાવ જાગ્યો અને તેણે સંભૂતિ નામના આચાર્યની પાસે દીક્ષા લીધી. છઠ્ઠ અઠ્ઠમ તપ અને આગમાદિ અભ્યાસમાં મન પરોવ્યુ. તેમનું શરીર અતિશય કૃશ બન્યુ એક વખત વિશ્વભૂતિ મુનિ મથુરામાં પધાર્યા. તે ગોચરીએ જતા હતા ત્યારે કોઇકે કહ્યું કે 'આ વિશ્વભૂતિકુમાર જાય છે' આ શબ્દ મથુરામાં રાજાની પુત્રીને પરણવા આવેલ વિશાખાનંદીના કાને પડયા. તેણે મુનિને ઓળખ્યા. તેવામાં તપઃકૃશ મુનિ ગાયના અથડાવાથી હેઠા પડી ગયા. વિશાખાનંદીએ કહ્યું કે 'હે મુનિ! કોઠીના ફળોને પાડનારૂ તમારૂં બલ કયાં ગયું?' આ સાંભળી મુનિને ક્રોધ ચઢયો. તેણે ક્રોધથી ગાયને સીંગડાવતી પકડી આકાશમાં ફેંકી અને 'આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી હુ ભવાંતરે મહાપરાક્રમવાળો થઈ વિશાખાનંદીનો પરાભવ કરૂ' એવું નિયાણું બાંધ્યુ. વિશ્વભૂતિ મુનિએ તે ભવનું કોટીવર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું અને મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

## (૪)

## પ્રથમ બલદેવ વાસુદેવ અને પ્રતિવાસુદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને ત્રિપૃષ્ઠનો વાસુદેવપણાનો અભિષેક

દક્ષિણ ભરતાર્ધમાં પોતનપુર નામે નગર હતું. તેમાં રિપુપ્રતિશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ભદ્રા નામે પટરાણી હતી. તેની કુક્ષિને વિષે પૂર્વે કહેલ સુબલનો જીવ અનુત્તર વિમાનમાંથી ચ્યવી અવતર્યો. ભદ્રા રાણીએ બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્ન જોયાં. તે સ્વપ્ન હાથી, વૃષભ, ચંદ્રમા અને સરોવરનાં હતાં. પૂર્ણમાસે શ્વેતવર્ણવાલા પુત્રનો જન્મ આપ્યો. શુભ મુહૂર્તે રાજાએ પુત્રનું અચલ એવું નામ પાડયુ. તે બાળક યૌવનવયને પામતાં એંશી ધનુષની કાયાવાળો થયો. ભદ્રા રાણીએ અચલ પછી એક પુત્રીનો જન્મ આપ્યો. તે પુત્રીનું રાજાએ મૃગાવતી એવું નામ પાડયું. આ પુત્રી ખુબ સુંદર હતી. ઉંમર વધતાં માતાને તેની ચિંતા થવા લાગી. માતાએ આ ચિંતામાં તેના પિતા પણ ભાગ લે એ આશાએ પુત્રીને રાજાની પાસે મોકલી. પણ રાજાની તેના

સભામાં મોકલ્યો અને કહ્યુ કે 'સિંહવાલા શાલિ ક્ષેત્રની રક્ષા તમારે કરવાની છે.' પ્રજાપતિ રાજાએ આ અશકય છતાં તેની આજ્ઞા માન્ય રાખી અને દૂતને સત્કાર કરી પાછો મોકલ્યો. અશ્વગ્રીવ અને અચલે શાલિક્ષેત્રની રક્ષા કરવાનું માથે લીધું. તે બન્ને એકલાજ રક્ષા કરવા ઉપડયા. સિંહ આવ્યો. ત્રિપૃષ્ઠે પોતાના શાસ્ત્રોને હેઠાં મૂકી દીધાં અને તેનું જડબું પકડી તેને ત્યાંજ ચીરી નાખ્યો. ધ્રુજતા સિંહને ત્રિપૃષ્ઠના સારથિએ કહ્યું કે 'તું લજ્જા પામીશ તું પશુસિંહ છે તો આ નરસિંહ છે. તારો પરાભવ કોઇ સામાન્ય માણસથી થયો નથી' આ કથનથી સિંહનો જીવ પરલોકે ગયો. આ પછી સિંહને ચીર્યાના અને હવે તમે સુખેથી શાલિનું ભોજન કરો તેવા ત્રિપૃષ્ઠે મોકલેલા સમાચાર અશ્વગ્રીવને મળ્યા. આ પછી અશ્વગ્રીવને ખાતરી થઇ કે 'ત્રિપૃષ્ઠ મારો શત્રુ છે.'

ત્રિપૃષ્ઠકુમારના પ્રસરતા જતા યશ-પ્રકાશને લક્ષમાં લઇ વૈતાઢ્યગિરિની દક્ષિણશ્રેણિમાં આવેલા રથનુપુરચક્રવાલ નામે નગરના વિદ્યાધર રાજા જ્વલનજટીએ રૂપગુણ સંપન્ન પોતાની પુત્રી તેને આપવાનો વિચાર કર્યો, પરંતુ તે અશ્વગ્રીવથી ડરતો હતો. એટલે પોતાના મોભા પ્રમાણે રસાલો લઈ તે સીધો પોતનપુર ગયો ને ત્યાં વિધિપૂર્વક પોતાની પુત્રીનો લગ્ન મહોત્સવ કર્યો. શુભ દિવસે સ્વયંપ્રભા-ત્રિપૃષ્ઠકુમારનાં લગ્ન થયાં.

ત્રિપૃષ્ઠ-સ્વયંપ્રભાના લગ્નના સમાચારે અશ્વગ્રીવ વધારે કોપાયમાન થયો. પોતનપુર રવાના કરવા માટે તેણે પોતાના ખાસ દૂતને તૈયાર કર્યો.

દૂત ઝડપભેર પોતનપુરમાં આવ્યો. પ્રથમ તો ત્યાં રહેલા જ્વલનજટીને મળ્યો, અને પોતાની પુત્રી બીજે પરણાવવા બદલ તેને ઠપકો આપ્યો. પછી તે સીધો રિપુપ્રતિશત્રુ રાજા પાસે ગયો અને પોતાના સ્વામિએ કહેલા શબ્દો યાદ કરતો તે બોલ્યો, 'હે રાજન! પ્રતિવાસુદેવના કોપનો ભોગ ન થવું હોય તો સમજીને સ્વયંપ્રભાને મારી સાથે મોકલી આપો. ત્રિપૃષ્ઠકુમાર તેને લાયક ન ગણાય. એ તો પ્રતિવાસુદેવનીજ પટરાણી થવાને યોગ્ય છે.

દૂતના વિષ ઝરતા શબ્દો સાંભળી પાસે બેઠેલા કુમારો લાલચોળ થઇ ગયા. ત્રિપૃષ્ઠ કુમાર તેને ઉદ્દેશીને બોલ્યો, 'તારા રાજાને જઇને કહેજે કે જાતે સ્વયંપ્રભાને લેવા આવે. તું તો દૂત છે, તેથી તને નહિ મારૂ. પણ તારા એ અન્યાયી રાજાને હું પાપ કરવા માટે હવે વધુ નહિંજ જીવવા દઉં.

કુમારના આગ ઝરતા શબ્દો ગોખતો દૂત તાબડતોબ ત્યાંથી રવાના થઇ ગયો. તેણે અશ્વગ્રીવને સઘળા સમાચાર જણાવ્યા.

સમાચાર સાંભળતાંજ રાજા તપી ગયો. તેની આંખોમાંથી ક્રોધનાં કિરણો ઝરવા લાગ્યાં. તેણે જોરથી એક ત્રાડ નાંખી. જવાબમાં સેંકડો વિદ્યાધર રાજાઓ હાજર થયા. તેમને અશ્વગ્રીવે આજ્ઞા કરી કે હાલને હાલ લશ્કર લઇને પોતનપુર જાઓ અને પ્રજાપતિ રાજા તથા તેના પુત્રોને પરાજય પમાડો.

વિદ્યાધરો વિદ્યુત્વેગે પોતનપુર નજીક આવી પહોંચ્યા. તેમને પડકારવા માટે જ્વલન-જટી ત્રિપૃષ્ઠ વિગેરે સૌ તૈયારજ હતા. આવેલા વિદ્યાધરોના મોવડીને ઉદ્દેશીને જ્વલનજટીએ

કહ્યું, તમારો રાજા ક્યાં છૂપાઇ ગયો ? પાછા જાઓ અને તેનેજ રથાવર્ત પર્વત ઉપર મોકલો. લડવાની ત્યાંજ મઝા આવશે.

વિદ્યાધરો સમજીને પાછા વળ્યા. હવે અશ્વગ્રીવ જાતે યુદ્ધમાં જવા તૈયાર થયો. સેનાપતિના વારવા છતાં તે એકનો બે ન થયો, તે નજ થયો. ને શુભ દિવસે રથાવર્ત્ત પર્વતને માર્ગે લશ્કરસહિત આગળ વધ્યો.

ટુંક સમયમાં રથાવર્ત પર્વત ઉપર રક્તની સરિતાઓ વહેવા લાગી. બન્ને પક્ષના અસંખ્ય નિર્દોષ સૈનિકો યુદ્ધમાં કપાવા માંડયા એ બધું જોઇને ત્રિપૃષ્ઠ કુમાર જાતે મોખરે આવ્યો અને ભરમેદાનમાં ઘૂમતા પ્રતિવાસુદેવને સંબોધીને બોલ્યો 'અહીં આવો હું તમારી જ સામો ઉભો છું.' પોતાના મહાન શત્રુને પોતાનીજ સામે જોઇને અશ્વગ્રીવને શૂર ચડયું. તેણે એક પછી એક શસ્ત્ર વાપરવા માંડયાં. ત્રિપૃષ્ઠ કુમાર તે શસ્ત્રોને અધવચ્ચેજ નકામાં બનાવી દેવા માંડયો. છેવટે થાકીને પ્રતિવાસુદેવે ચક્રને સ્મર્યું. તે તેના હાથમાં આવ્યું.

ચક્ર ભમાવી તેણે તે ત્રિપૃષ્ઠ કુમાર ઉપર છોડયું. વિદ્યુત્ તણખા વેરતું ચક્ર ત્રિપૃષ્ઠની છાતી આગળ જઇને પડયું. ચક્ર નિષ્ફળ જતાં અશ્વગ્રીવ હતાશ થઇ ગયો. ત્રિપૃષ્ઠે તેજ ચક્ર ભમાવીને અશ્વગ્રીવ ઉપર છોડયું. ક્ષણ માત્રમાં અશ્વગ્રીવનું મસ્તક છેદાઈ ગયું. અને તેનો આત્મા સાતમી નરકે રવાના થયો.

તેજ પળે 'આ અચલ અને ત્રિપૃષ્ઠ પહેલા બલભદ્ર અને વાસુદેવ છે' એવી દૈવી ઘોષણા થઇ. આ પછી અશ્વગ્રીવનું સૈન્ય ત્રિપૃષ્ઠને શરણે આવ્યું. ત્યારબાદ ત્રિપૃષ્ઠે માગધ વરદામ પ્રભાસદેવને સાધી ત્રણ ખંડ સાધ્યા. અને પોતનપુરમાં પ્રવેશ કર્યો. રાજાઓએ ત્રિપૃષ્ઠનો અર્ધચક્રીપણાનો અભિષેક કર્યો.

## (૫)

## ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ

આ તરફ બે માસ પર્યંત છદ્મસ્થ પણે વિહાર કરતા ભગવાન સહસ્રામ્ર વનમાં પધાર્યા. અશોક વૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. શુક્લ ધ્યાન ધ્યાવતાં મહા વદ અમાસના દિવસે શ્રવણ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો તે વખતે છઠ તપમાં વર્તતા પ્રભુને કેવળજ્ઞાન થયું. દેવોએ સમવસરણ રચ્યું. ભગવાને દેશના આપી. કોઇએ સર્વ વિરતિ તો કોઇએ દેશવિરતિ લીધું. ભગવાનને ગોશુભ વિગેરે છોતેર ગણધરો થયા. અને તેમણે ભગવાનના મુખથી ત્રિપદી સાંભળી દ્વાદશાંગીની રચના કરી દેવો કેવળજ્ઞાનનો મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

એક વખત પોતનપુરના પરિસરમાં ભગવાન સમવસર્યા. દેવોએ સમવસરણ રચ્યું. વનપાલે ભગવાન સમવસર્યાના ત્રિપૃષ્ઠને સમાચાર આપ્યા. તેણે તેને સાડાબાર ક્રોડ સોનૈયાનું ઈનામ આપ્યું. બલભદ્ર અને બીજા પરિવાર સાથે ત્રિપૃષ્ઠ સમવસરણમાં ગયો.

ભગવાનને વાંદી, સ્તુતિ કરી તે ઇન્દ્રની પાછળ બેઠો. ભગવાને દેશના આરંભી. દેશનામાં ભગવાને સકામ અકામ નિર્જરાનું સ્વરૂપ, નવતત્ત્વોનુ સ્વરૂપ સમજાવ્યું. બલદેવે અને વાસુદેવે સમકિત ગ્રહણ કર્યું. પહેલી પોરિસી પૂર્ણ થઈ એટલે ભગવાને દેશના સમાપ્ત કરી અને ત્રિપૃષ્ઠના પુરૂષો જે બલિ લાવ્યા હતા તે ઉડાડવામાં આવ્યો. તે દેવો અને રાજાઓ વિગેરેએ લીધો. બીજી પોરિસીમાં ભગવાનની પાદપીઠ ઉપર બેસી ગોશુભ ગણધરે દેશના આપી. દેશના પૂર્ણ થતાં સૌ ભગવંતને વાંદી સ્વસ્થાને ગયા.

શ્રેયાંસનાથ સ્વામિના શાસનમાં ઇશ્વર નામે યક્ષ કે જેનું બીજું નામ મનુજ છે તે શાસનદેવ અને માનવી નામે યક્ષિણી કે જેનું બીજુ નામ શ્રીવત્સા છે. તે શાસનદેવી થઇ, ઇશ્વર યક્ષ શ્વેતવર્ણવાળો, ત્રણ નેત્રવાળો, વૃષભના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં બીજોરૂં અને ગદાને ધરનારો અને બે વામ ભુજામાં નકુલ અને અક્ષસૂત્ર ધારણ કરનારો થયો. તથા યક્ષિણી માનવી ગૌર અંગવાળી, સિંહના વાહનવાળી, દક્ષિણ ભુજામાં વરદ અને મુદ્દગર ધારણ કરનારી અને વામભુજામાં કલશ અને અંકુશ રાખનારી શાસનદેવી થઇ.

શ્રેયાંસનાથ પ્રભુને ચોરાશી હજાર સાધુ, એક લાખને ત્રણ હજાર સાધ્વી, તેરસો ચૌદ પૂર્વધારી, છ હજાર અવધિ જ્ઞાની, છ હજાર મનઃપર્યવ જ્ઞાની, સાડા છ હજાર કેવળજ્ઞાની, અગ્યાર હજાર વૈક્રિય લબ્ધિવાળા, પાંચ હજાર વાદ લબ્ધિ વાળા, બે લાખ અને ઓગણાશી હજાર શ્રાવકો તથા ચાર લાખ અને અડતાલીશ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી એક વીશ લાખ વર્ષ સુધી પૃથ્વી ઉપર વિચરી ભગવાન શ્રેયાંસનાથ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી સંમેતશિખરે પધાર્યા અને એક હજાર મુનિઓની સાથે એક માસનું અણુશણુ સ્વીકાર્યું. એક માસને અંતે શૈલેશિ ધ્યાનમાં રહી શ્રાવણ વદ ૩ના દિવસે, ધનિષ્ઠા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે હજાર મુનિઓની સાથે ભગવાન શ્રેયાંસ નાથ પરમ પદને પ્રાપ્ત થયા.

શ્રેયાસનાથ પ્રભુએ કુમારવયમાં એકવીશ લાખ વર્ષ, રાજ્યાવસ્થામાં બેંતાળીશ લાખ વર્ષ, અને દીક્ષાવસ્થામાં પણ એકવીશ લાખ વર્ષ એમ કુલ ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. શીતળનાથ સ્વામિના નિર્વાણ પછી છાસઠ લાખ તથા છવીશ હજાર વર્ષ તથા સો સાગરોપમે ઉણા એક કોટિ સાગરોપમ ગયા ત્યારે શ્રી શ્રેયાંસનાથ પ્રભુ મુક્તિમાં ગયા.

સર્વે ઇન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો. ભગવંતના દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઇને નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણોત્સવ ઉજવી દેવો સ્વસ્થાને ગયા.

## (૯)

## વાસુદેવનું નરકગમન અને બળદેવનું મુકિતગમન

ત્રિપૃષ્ઠ વાસુદેવે સ્ત્રીઓ સાથે વિલાસ કરતાં પોતાનું કેટલુંક આયુષ્ય પસાર કર્યું. અનુક્રમે સ્વયંપ્રભા રાણીથી શ્રીવિજય નામે (શાંતિનાથ તીર્થંકરનો જીવ) પુત્ર થયો. અને બીજો વિજય નામે પુત્ર થયો. એક વખત ત્રિપૃષ્ઠ પાસે કેટલાક ગવૈયાઓ આવ્યા. તેઓએ સુંદર ગાન કરી ત્રિપૃષ્ઠના મનને વશ કર્યું ત્રિપૃષ્ઠ શય્યામાં પોઢ્યો હતો ગવૈયાઓ ગાન તાન કરતા હતા. શય્યાપાલકને તેણે કહ્યું કે, 'હું ઉંઘી જાઉં પછી આ ગાનતાન બંધ કરાવજે.' થોડીવારે ત્રિપૃષ્ઠ ઉંઘી ગયો. શય્યાપાલકને ગાનમાં રસ લાગ્યો. તે વાસુદેવની આજ્ઞા ભૂલી ગયો. પાછલી રાત્રે ત્રિપૃષ્ઠ જાગ્યો. તેણે શય્યાપાલકને પૂછ્યુ કે 'તેં મારી આજ્ઞાનું પાલન કેમ કર્યું નથી ? અને ગવૈયાઓને અત્યાર સુધી શા માટે રોકી રાખ્યા છે?' શય્યાપાલકે કહ્યુ, 'ગાનમાં મુગ્ધ બનેલ હું આ બધું વિસરી ગયો.' વાસુદેવે ક્રોધને અંદર સમાવ્યો. અને સૌને રજા આપી પ્રાતઃકાલે સભામાં સેવકોને આજ્ઞા કરી કે શય્યાપાલકને મારી આજ્ઞા કરતાં તેને ગાયન વધુ મીઠાં લાગ્યાં છે. તો તેના કાનમાં તપેલું તરૂ અને તાંબુ રેડો. શય્યાપાલકને એકાંતમાં લઈ જઇ સેવકોએ રાજાની આજ્ઞાનો અમલ કર્યો શય્યાપાલક મૃત્યુ પામ્યો. વાસુદેવે આથી તીવ્ર અશાતા વેદનીય કર્મ બાંધ્યુ. અને શય્યાપાલક અને તેમની વચ્ચે વૈરપરંપરા જાગી.

ત્રિપૃષ્ઠ વાસુદેવ ચોરાશીલાખ વર્ષનું આયુષ્ય પૂરૂ કરી મૃત્યુ પામી સાતમી નરકમાં ગયો. ત્રિપૃષ્ઠ વાસુદેવે કુમારવયમાં પચીશ હજાર, માંડલીકપણામાં પચીસ હજાર, દિગ્વિજયમાં એક હજાર અને રાજ્ય પાળવામાં ત્યાસીલાખ અને ઓગણપચાશ વર્ષ ગાળ્યાં. એમ કુલ ચોરાશીલાખ વર્ષનુ આયુષ્ય પૂરૂં કર્યું.

ભાઇના મૃત્યુ પછી અચલને કોઇ જગ્યાએ ચેન ન પડયુ. તેણે ધર્મઘોષસૂરિની પાસે દીક્ષા લીધી અને પંચાશીલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સર્વ કર્મ ખપાવી મુક્તિપદને પામ્યા.

**[ આ રીતે શ્રી શ્રેયાંસનાથ, પ્રથમ વાસુદેવ ત્રિપૃષ્ઠ, પ્રથમ બલદેવ અચલ અને પ્રથમ પ્રતિવાસુદેવ અશ્વગ્રીવનું ચરિત્ર સંપૂર્ણ. ]**

---

# શ્રી વાસુપૂજયસ્વામિ ચરિત્ર

## (૧)

### પૂર્વ ભવ વર્ણન.

**પ્રથમ દ્વિતીય ભવ-પદ્મોત્તર રાજા અને દશમા દેવલોકમાં દેવ.**

પૂષ્કરવર દ્વીપાર્દ્ધમાં પૂર્વવિદેહ ક્ષેત્રના આભૂષણરૂપ મંગલાવતી નામના વિજયમાં

રત્નસંચયા નામની નગરી હતી. તેમાં પદ્મોત્તર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના હૃદયમાં હરહમેશ જૈનશાસન હોવાથી રાજ્ય કરતાં છતાં તે સર્વ વૈભવને [૧]ક્ષણિક માનતો હતો. આથી તેણે કેટલાક વખત બાદ વજ્રનાભ આચાર્યની પાસે દીક્ષા ગ્રહણ કરી, વીશ સ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું. અને દોષરહિત વ્રતને આરાધી પદ્મોત્તરરાજર્ષિ દશમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

(૨)

## તૃતીયભવ–શ્રી વાસુપૂજ્યસ્વામિ

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં ચંપા નામે નગરી હતી. તે નગરીમાં વસુપૂજ્ય રાજા રાજ્ય કરતા હતા. તેમને જયા નામે રાણી હતી. પદ્મોત્તર રાજર્ષિનો જીવ સ્વર્ગલોકમાથી ચ્યવી જેઠ શુદ ૯ ના દિવસે શતભિષાખા નક્ષત્રમાં પુત્રપણે ઉત્પન્ન થયો. રાણીએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણકનો મહોત્સવ કર્યો. પૂર્ણ દિવસે જયા માતાએ ફાગણ વદ ૧૪ના દિવસે શતભિષાખા નક્ષત્રમાં રક્તવર્ણવાળા અને મહિષના લાંછનવાળા પુત્રનો જન્મ આપ્યો. અને દેવો, દિક્કુમારિકાઓ અને રાજાઓએ જન્મ મહોત્સવ કર્યો.

પિતાએ સારા દિવસે પુત્રનું નામ વાસુપૂજ્ય પાડયું. અનુક્રમે ભગવાન યૌવનવયને પામ્યા. અને તેમના દેહની ઉંચાઇ સીત્તેર ધનુષની થઇ. યૌવનવય પામેલા પુત્રને માટે દેશ દેશથી કન્યાઓના પિતા વિવાહ માટે કહેવરાવવા લાગ્યા. પિતાએ પુત્રને એકાંતમાં બોલાવી આ માગાં સ્વીકારી તેના લગ્ન કરાવવાની પોતાની ઇચ્છા દર્શાવી. વાસુપૂજ્ય ભગવાને કહ્યું 'મારી સંસારમાં પડવાની ભાવના નથી. મારૂં ભોગાવલી કર્મ ક્ષીણ થયું છે. માટે મને લગ્નનો આગ્રહ ન કરો. મારી ઇચ્છા દીક્ષા લઈ શ્રેય સાધવાની છે.' પિતાએ ફરી વિનવણીપૂર્વક કહ્યું કે, 'આપણા વંશમાં થએલા ઋષભદેવ વિગેરે એ લગ્ન અને રાજ્ય ભોગવી સ્વશ્રેય સાધ્યું છે માટે તમે પણ લગ્ન અને રાજ્ય ભોગવી જરૂર સ્વશ્રેય સાધજો.' વાસુપૂજ્યે જવાબમાં જણાવ્યું કે, 'પિતા! સૌનો એક માર્ગ નથી. [૨]મલ્લીનાથ, નેમિનાથ અને પાર્શ્વનાથ વિવાહ અને રાજ્ય ભોગવ્યા વિના દીક્ષા લેશે અને ચરમ તીર્થંકર ભોગ્યકર્મ થોડું હોવાથી વિવાહ કરશે પણ રાજ્ય કર્યા વગર દીક્ષા લઇ સિદ્ધિગતિ પામશે. ઋષભદેવ વિગેરે તીર્થંકરોને ભોગાવલી કર્મ બાકી હતું તેથી તેમણે વિવાહ અને રાજ્ય સ્વીકાર્યું. મારે તે નથી માટે લગ્નનો આગ્રહ ન કરો.' ભગવાન અઢારલાખ વર્ષના થયા ત્યારે લોકાન્તિક દેવો આવ્યા અને ભગવાનને 'હે સ્વામિ! તીર્થને પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ કરી. ભગવાને વાર્ષિક દાન આપ્યું અને પૃથ્વી નામની શિબિકામાં આરૂઢ થઈ વિહારગૃહ નામના

---

૧ વાસુપૂજ્ય ચરિત્રમાં પદ્મોત્તર રાજાને વૈરાગ્ય થવાના કારણમાં વિમળબોધ મંત્રીએ રાજાને ભુજબળ કરતાં પૂન્યબળ પ્રબળ છે તે ઉપર પૂણ્યાઢ્ય રાજાનું ચરિત્ર કહ્યું તે દર્શાવેલ છે.

૨ મૂળ ત્રિષષ્ટિ અને લઘુ ત્રિષષ્ટિ બંન્નેમાં વાસુપૂજ્ય સ્વામિ પરણ્યા નથી પણ બાલબ્રહ્મચારી છે એમ જણાવ્યું છે. પણ વર્ધમાન સંસ્કૃત વાસુપૂજ્ય ચરિત્રમાં પદ્માવતી સાથે લગ્ન થાય છે તેમ લખ્યું છે.

ઉદ્યાનમાં પધાર્યા. તેમજ છસો રાજાઓની સાથે ફાગણ વદ અમાસના દિવસે શતભિષાખા નક્ષત્રમાં ચતુર્થ તપપૂર્વક દીક્ષા ગ્રહણ કરી.

બીજે દિવસે મહાપુર નગરમાં સુનંદ રાજાને ઘેર ભગવાને ક્ષીરાન્નથી પારણું કર્યું. પંચદિવ્ય પ્રગટ થયાં. સુનંદે ત્યાં રત્નપીઠિકા કરી અને ભગવાન ત્યાંથી વિહાર કરી અન્યત્ર જગતને પવિત્ર કરતા છતા વિચરવા લાગ્યા.

(૩)

# દ્વિતીય વાસુદેવ દ્વિપૃષ્ઠ, બળદેવ વિજય અને પ્રતિવાસુદેવ તારક ચરિત્ર.

## બીજા બળદેવ વાસુદેવ અને પ્રતિવાસુદેવનો પૂર્વભવ.

પૃથ્વીપુર નગરને વિષે પવનવેગ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યા બાદ તેમણે શ્રમણસિંહ મુનિ પાસે દીક્ષા લીધી અને દુષ્કર તપ તપી મૃત્યુ પામી અનુત્તર વિમાનમાં દેવ થયા.

આ અરસામાં જંબુદ્વીપના દક્ષિણાર્ધ ભરતમાં વિંધ્યપુર નામનું નગર હતું. તે નગરમાં વિંધ્યશક્તિ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજા સભામાં બેઠો હતો તે વખતે એક ચર પુરૂષ સભામાં દાખલ થયો. અને રાજાને નમસ્કાર કરી વિનતિ કરવા લાગ્યો કે 'હે દેવ! આપના જાણવામાં હશે કે દક્ષિણ ભરતાર્ધમાં સાકેતપુર નામે નગર છે, ત્યાં પર્વત નામે મોટી ભુજાવાળો રાજા રાજ્ય કરે છે. તે રાજાને ઉર્વશી અને રંભાને પરાભવ કરે તેવી ગુણમંજરી નામે વેશ્યા પ્રાણથી પણ અધિક વહાલી છે. હે દેવ! તે ગુણમંજરીને લઇને પર્વત રાજા અધિક છે. પરંતુ લક્ષ્મી, સૈન્ય અને રૂપ વિગેરે ગુણોની વિશેષતાથી તો તે ગુણમંજરી આપને માટે જ યોગ્ય છે. આપ તેને મેળવવા પ્રયત્ન કરો.'

રાજાએ તુરત ગુણમંજરીની માગણી માટે પર્વત રાજા પાસે પોતાના મંત્રીને દૂત બનાવી મોકલ્યો. મંત્રીએ પર્વત રાજાને જઈ કહ્યું કે 'હે રાજન્! વિંધ્યશક્તિ રાજા કહેવરાવે છે કે 'આપણે બન્ને મિત્રો છીએ, જે તારા શત્રુ તે મારા શત્રુ, અને જે તારી લક્ષ્મી તે મારી લક્ષ્મી, તો મારા કૌતુકને માટે ગુણમંજરીને વગર વિલંબે મોકલી આપ. કારણકે વેશ્યા સ્ત્રીને આપવામાં અને ગ્રહણ કરવામાં કાંઈ નિંદા જેવું નથી.' આ વચન સાંભળતાં જ પર્વત રાજાને ક્રોધ ચઢયો. અને મંત્રીને કહ્યું કે 'તું અહીંથી ચાલ્યો જા. અને તારા રાજાને કહેજે કે ગુણમંજરી તો શું પણ મારી દાસી પણ તને નહિ મળે.'

પર્વત રાજાના આ વચન મંત્રીએ વિંધ્યશક્તિને કહ્યાં. તરતજ વિંધ્યશક્તિ લશ્કર લઇ ચાલ્યો. પર્વત પણ સૈન્ય સહિત સામે આવ્યો. બન્ને વચ્ચે ભયંકર રણસંગ્રામ થયો.

કેટલોક વખત યુદ્ધની રમઝટ જામ્યા બાદ તે યુદ્ધમાં પર્વત રાજા પરાભવ પામી નાસી છૂટયો અને તેણે **સંભવસૂરિની** પાસે દીક્ષા લીધી. વિંધ્યશકિતએ પર્વત રાજાના નાસી ગયા પછી પર્વતના નગરમાં પ્રવેશ કર્યો. અને હસ્તિ, અશ્વ, રત્ન અને ગુણમંજરી વેશ્યા વિગેરે પોતાને સ્વાધિન કરી, પોતાના નગરમાં આવ્યો.

પર્વત રાજર્ષિ દીક્ષાને સારી રીતે પાળે છે પણ હજી સંસાર વાસનાથી પૂર્ણ મુકત નહિ થએલ હોવાથી અને વિંધ્યશકિતનો પરાભવ સાલતો હોવાથી ઉગ્ર તપ કરતાં કરતાં પણ 'આ તપના પ્રભાવથી ભવાંતરમાં વિંધ્યશકિતનો નાશ કરવાની શકિત મને પ્રાપ્ત થાઓ' એવુ નિયાણુ કરી અણસણપૂર્વક મૃત્યુ પામી પ્રાણુત દેવલોકમાં દેવ થયા.

( ૪ )

## બીજા પ્રતિવાસુદેવ, બળદેવ અને વાસુદેવની ઉત્પત્તિ, યુદ્ધ, અને દ્વિપૃષ્ઠનો વાસુદેવપણાનો અભિષેક.

રાજા વિંધ્યશકિત પણ કેટલોક વખત સંસારમાં ભમી એક ભવમાં દીક્ષા ગ્રહણ કરી દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચ્યવી વિંધ્યશકિતનો જીવ વિજયપુર નગરમાં **શ્રીધર** રાજાની **શ્રીમતી** નામની રાણીના ઉદરને વિષે પુત્ર રૂપે ઉત્પન્ન થયો. તેનું નામ માત પિતાએ **તારક** પાડયુ. તેની કાયા સીત્તેર ધનુષની અને તેનો વર્ણ શ્યામ હતો. તે ઘણો પરાક્રમી અને તેજસ્વી હોવાથી ચક્રરત્નને મેળવી અર્ધભરતનો સ્વામિ થયો. ( અર્થાત્ પ્રતિવાસુદેવ થયો. )

આ અરસામાં સૌરાષ્ટ્ર દેશમાં **દ્વારિકા** નામે નગરી હતી. ત્યાં **બ્રહ્મ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **સુભદ્રા** અને **ઉમા** નામે બે રાણીઓ હતી. **પવનવેગનો** જીવ અનુત્તર વિમાનથી ચ્યવી સુભદ્રાની કુક્ષિમાં અવતર્યો. તે રાત્રે સુભદ્રાદેવીએ ચાર મોટાં સ્વપ્ન દેખ્યાં. અને સમય પૂર્ણ થતાં સુભદ્રાએ શ્વેતવર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. જેનું નામ બ્રહ્મ રાજાએ **વિજય** એવું પાડયુ. કેટલાક વખત બાદ ઉમાદેવીની કુક્ષિને વિષે પર્વત રાજાનો જીવ પ્રાણુત દેવલોકથી ચ્યવી અવતર્યો. ઉમાદેવીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત મહાસ્વપ્ન દેખ્યાં. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસ પૂર્ણ થતાં શ્યામ વર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. બ્રહ્મ રાજાએ પુત્ર જન્મનો મોટો ઉત્સવ કર્યો અને સારા મુહૂર્તે તેનું **દ્વિપૃષ્ઠ** એવું નામ રાખ્યું. દિવસે દિવસે કુમાર વધવા લાગ્યો. અને વિજય કુમાર સાથે તેને ગાઢ સ્નેહ બંધાયો. આ બંને બાંધવોએ જોતજોતામાં સર્વ કલાઓ શીખી લીધી અને ખુબજ પરાક્રમી થયા.

તારક રાજાને બાતમીદારે સમાચાર આપ્યા કે 'બ્રહ્મરાજાના વિજય અને દ્વિપૃષ્ઠ એ બે પુત્રો મહા પરાક્રમી છે અને તે તમારી આજ્ઞા માનતા નથી. તમારે તેનો નિગ્રહ કરવો જોઇએ.' તારકે તુર્તજ તેના વધ માટે આજ્ઞા કરી પણ મંત્રીના વચનથી તે આજ્ઞા પાછી ખેંચી બ્રહ્મ રાજાને દૂત મારફત કહેવરાવ્યું કે "તમારી પાસે રહેલા હાથી, ઘોડા, રત્નો વિગેરે જે કાંઇ સાર વસ્તુ હોય તે ભરતાર્ધપતિ તારકને સ્વાધિન કરો. કારણકે ત્રણ ખંડનો અને તમારો તે સ્વામિ છે." આ વચન સાંભળતાંજ દ્વિપૃષ્ઠ ક્રોધથી ધમધમી

ઉઠયો અને દૂતને કહ્યું 'તું અહીંથી તુરત ચાલ્યો જા. અને તારા સ્વામિને જઇને કહેજે કે તારા મસ્તકની સાથે હાથી, ઘોડા, રત્ન વિગેરે અમેજ લેવા આવીએ છીએ.' દૂત તારક પાસે ગયો અને તેણે દ્વિપૃષ્ઠના વચનો સંભળાવ્યાં. તુર્તજ તારકે સૈન્ય સજ્જ કરી દ્વારિકા તરફ પ્રયાણ કર્યું. તેનો સત્કાર કરવા બ્રહ્મરાજા, વિજય, દ્વિપૃષ્ઠ અને સૈન્ય સહિત સામો ઉભો હતો. બન્નેનો મેળાપ થતાં યુદ્ધની શરૂઆત થઈ. દ્વિપૃષ્ઠ કુમારે પાંચજન્ય શંખ ફુંકયો કે તુરત તારકનું સૈન્ય નાસવા માંડયું. આથી તારક પોતે રથ ઉપર ચઢી દ્વિપૃષ્ઠ કુમારની સામે આવ્યો. પરસ્પર બાણુના અને અસ્ત્રોના યુદ્ધમાં તારક ન ફાવ્યો, એટલે તેણે કોપ કરી દ્વિપૃષ્ઠ ઉપર ચક્ર છોડયું. ચક્રના આઘાતથી દ્વિપૃષ્ઠ ક્ષણભર મૂર્છા પામ્યો પણ તુર્ત બેઠો થયો અને તે ચક્ર તેના હાથમાં આવ્યું. આજ ચક્ર દ્વિપૃષ્ઠે પ્રતિવાસુદેવ ઉપર છોડયું. ચક્રે તારક પ્રતિવાસુદેવનું માથું છેદી નાંખ્યું, અને પાછું દ્વિપૃષ્ઠનાં હાથમાં આવીને સ્થિર થયું. આકાશમાથી દેવોએ તેના પર પુષ્પવૃષ્ટિ કરી અને આ બાજુ તારકની સ્ત્રીઓએ આંખમાથી અશ્રુવૃષ્ટિ કરી. યુદ્ધમાં સર્વત્ર દ્વિપૃષ્ઠનો જયજયકાર ફેલાયો.

તારક પક્ષના રાજાઓ દ્વિપૃષ્ઠને આવી નમી પડયા. અને તેની આજ્ઞાના ધારક થયા. ત્યારબાદ દ્વિપૃષ્ઠે માગધ–વરદામ–પ્રભાસ તીર્થના અધિપતિ દેવોને સાધ્યા. કોટી શિલાને ઉપાડી વાસુદેવપણું સિદ્ધ કર્યું. અને તેઓ દ્વારિકા નગરીમાં આવ્યા. ત્યારે બ્રહ્મરાજાએ, વિજયકુમારે અને સર્વ રાજાઓએ મળીને દ્વિપૃષ્ઠને સિંહાસન ઉપર બેસાડી અર્ધચક્રીપણાનો અભિષેક કર્યો. અને ત્રણે ખંડમાં તેની આજ્ઞા પ્રવર્ત્તી.

## (૫)
## કેવળજ્ઞાન અને મોક્ષ.

વાસુપૂજય સ્વામિ એક માસ પર્યંત છદ્મસ્થપણામાં વિહાર કરી અનુક્રમે વિહાર ગ્રહ નામના ઉદ્યાનમાં પધાર્યા અને પાટલ વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ધ્યાન શ્રેણીમાં આગળ વધતાં ભગવાને ઘાતી કર્મનો ક્ષય કર્યો. એટલે મહા સુદ બીજના દિવસે શતભિષા નક્ષત્રમાં ચતુર્થ તપવાળા ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવોએ સમવસરણ રચ્યું ભગવાને દેશના આપી અને તીર્થની સ્થાપના કરી. ભગવાનને સૂક્ષ્મ વિગેરે છાસઠ ગણધરો થયા. તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી. બીજી પોરિસીએ પાદપીઠ ઉપર બેસી ગણધર ભગવંતે દેશના દીધી. એક વખત વાસુપૂજય ભગવાન દ્વારિકાની સમીપે સમવસર્યા. દેવોએ સમવસરણ રચ્યું. ભગવાનના આગમનના સમાચાર સાંભળી વાસુદેવ વિજયકુમાર બલભદ્રની સાથે ત્યાં આવ્યો. ભગવાનને નમી સ્તુતિ કરી ઇન્દ્રની પછવાડે બેઠો. ભગવાને દેશના આરંભી. દેશનામાં અહિંસા, સત્ય, શૌચ, બ્રહ્મચર્ય, વિગેરે દશ પ્રકારના યતિધર્મને સમજાવ્યો. અને સાથેસાથે વેદ પુરાણ વિગેરેમાં અહિંસા, સત્ય એને શૌચને કઈ ઉંધી રીતે સમજાવ્યું છે તે પણ સમજાવ્યું. આ પ્રમાણે ભગવાનની દેશના સાંભળી દ્વિપૃષ્ઠ વાસુદેવે સમકિત ગ્રહણ કર્યું. અને બલભદ્રે શ્રાવકપણાનો સ્વીકાર કર્યો. બીજી પોરિસીએ દેશના પૂરી થતાં ભગવાનને નમી સૌ સ્વસ્થાને ગયા.

વાસુપૂજ્ય સ્વામિના શાસનમાં કુમાર નામે યક્ષ શાસનદેવ અને ચંદ્રા નામે યક્ષિણી શાસનદેવી થઈ. કુમાર યક્ષ શ્વેતવર્ણવાળો, હંસના વાહનને ધારણ કરનારો, બે દક્ષિણ ભૂજાઓમાં બીજોરૂં અને બાણને ધરનારો તથા બે વામ ભુજામાં નકુલ અને ધનુષ્ય ધરનારો હતો. તથા ચંદ્રા યક્ષિણી શ્યામવર્ણવાળી, અશ્વના વાહનને ધારણ કરનારી, બે દક્ષિણ ભુજામાં વરદ અને શક્તિ તથા બે વામ ભુજામાં પુષ્પ અને ગદાને ધારણ કરનારી હતી.

વાસુપૂજ્ય સ્વામિને બોંતેર હજાર સાધુ, એક લાખ સાધ્વી, એક હજાર બસો ચૌદ પૂર્વધારી, પાંચ હજારને ચારસો અવધિજ્ઞાની, છ હજારને એકસો મનઃપર્યવજ્ઞાની, છ હજાર કેવળજ્ઞાની, દશ હજાર વૈક્રિયલબ્ધિવાળા, ચાર હજારને સાતસો વાદ લબ્ધિવાળા, બે લાખને પંદર હજાર શ્રાવકો, અને ચાર લાખને છત્રીસ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી ચોપન લાખ વર્ષ પૃથ્વી ઉપર વિચરી ભગવાન વાસુપૂજ્ય સ્વામિ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી ચંપા નગરી પધાર્યા. ત્યાં છસો મુનિઓ સાથે અણસણ અંગીકાર કર્યું. એક માસને અંતે અશાડ શુદ ચૌદશ દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં ચંદ્રમા હતો ત્યારે વાસુપૂજ્ય સ્વામિ છસો મુનિઓની સાથે નિર્વાણ પામ્યા.

વાસુપૂજ્ય સ્વામિએ કુમારવયમાં અઢાર લાખ વર્ષ અને દીક્ષાવસ્થામાં ચોપનલાખ વર્ષ એમ કુલ બોંતેર લાખ વર્ષનું આયુષ્ય સંપૂર્ણ ભોગવ્યુ. શ્રેયાંસનાથ સ્વામિના નિર્વાણ પછી ચોપન સાગરોપમ ગયા બાદ ભગવાન વાસુપૂજ્ય સ્વામિ મોક્ષે ગયા.

સર્વે ઈન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓનં દેહોનો યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો અને ભગવંતના દાઢા આદિ અવયવોને યથાયોગ્ય વહેચી લઈ તે સર્વ નંદીશ્વર દ્વીપે ગયા. ત્યાર બાદ નિર્વાણોત્સવ ઉજવી સૌ સ્વસ્થાને ગયા.

(૬)

## વાસુદેવનું નરકગમન અને બળદેવની મુક્તિ.

દ્વિપૃષ્ઠ વાસુદેવ મૃત્યુ પામી છઠ્ઠી નરકમાં ગયો. તેણે કુમારવયમાં પંચોતેર હજાર વર્ષ, માંડલિકપણામાં પંચોતેર હજાર વર્ષ, દિગ્વિજયમાં એકસો વર્ષ અને રાજ્યમાં બહોંતેર લાખ ઓગણ પચાસ હજાર અને નવસો વર્ષ પસાર કર્યાં કુલ ચુમ્મોતેર લાખ વર્ષનું આયુષ્ય દ્વિપૃષ્ઠ વાસુદેવે ભોગવ્યુ.

વાસુદેવના મૃત્યુ પછી વિજય બલભદ્રે શ્રીવિજયસૂરિની પાસે દીક્ષા ગ્રહણ કરી નિરતિચાર ચારિત્રપાળી મોક્ષ પામ્યા.

[ આ રીતે વાસુપૂજ્ય સ્વામિ, બીજા વાસુદેવ દ્વિપૃષ્ઠ, બીજા બલદેવ વિજય અને બીજા પ્રતિવાસુદેવ તારક ચરિત્ર સંપૂર્ણ. ]

# શ્રી વિમળનાથ ચરિત્ર

## (૧)
## પૂર્વભવ વર્ણન

### પ્રથમ દ્વિતીયભવ–પદ્મસેનરાજા અને સહસ્રાર દેવલોકમાં દેવ.

ધાતકીખંડના પૂર્વવિદેહમાં ભરત નામની વિજયમાં મહાપુરી નામે નગરી હતી. ત્યાં પદ્મસેન નામે રાજા હતો. નિસર્ગ સંયમ રુચિવાળા તે રાજાએ કેટલોક વખત રાજ્ય પાળી સર્વગુપ્ત નામના આચાર્યની પાસે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષાબાદ અર્હદ્‌ભક્તિ અને વીશસ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અંતે આયુષ્ય પૂર્ણ કરી સહસ્રાર દેવલોકમાં મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)
## તૃતીયભવ શ્રી વિમળનાથ ભગવાન

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં કાંપિલ્યપુર નામે નગર હતું. ત્યાં કૃતવર્મા નામે પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તેને શ્યામા નામે પટરાણી હતી. સહસ્રાર દેવલોકમાંથી પદ્મસેન રાજાનો જીવ ચ્યવી શ્યામા રાણીની કુક્ષિને વિષે વૈશાખ શુદ બારસના દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં ઉત્પન્ન થયો. માતાએ ગજ વિગેરે ચૌદ સ્વપ્ન દેખ્યાં. અને પૂર્ણ સમયે મહાશુદ ત્રીજની મધ્યરાત્રિએ ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં ડુક્કરના લાંછનવાળા, સુવર્ણ વર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. દિક્કુમારીકા અને ઇન્દ્રોએ જન્મ મહોત્સવ કર્યો. પિતાએ પણ બાર દિવસ સુધી પુત્ર ઉત્સવ ઉજવ્યો. શુભ મુહૂર્તે પુત્ર ગર્ભમાં હતો ત્યારે તેમની માતા ખુબ નિર્મળ થયાં હતાં. તેથી તેમનું નામ વિમળનાથ એવું પાડયું. યૌવનવય પામતાં ભગવાન સાઠધનુષની ઉંચાઇવાળા થયા. પિતાએ રાજકન્યાઓ પરણાવી. અને જ્યારે તેમની પંદર લાખ વર્ષની ઉંમર થઇ ત્યારે તેમના પિતાએ તેમનો રાજ્યાભિષેક કર્યો. આ રાજ્ય ત્રીશ લાખ વર્ષની ઉંમર સુધી પાળ્યું. તેવામાં લોકાન્તિક દેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિનંતિ કરી, ભગવાને વાર્ષિક દાન આપી દેવદત્તા નામની શિબિકા ઉપર આરૂઢ થઇ મહાશુદ ચોથના દિવસે હજાર રાજાઓની સાથે છઠ તપ પૂર્વક દીક્ષા અંગીકાર કરી. છઠને પારણે ધાન્યકુટ નગરમાં જયરાજાને ઘેર પરમાન્નથી પારણું કર્યું. પંચદિવ્ય પ્રગટ થયાં અને ભગવાન ચાર જ્ઞાન પામી ત્યાંથી વિહાર કરી જગતમાં વિહાર કરવા લાગ્યા.

## (૩)
## ત્રીજા વાસુદેવ સ્વયંભૂ, બલદેવ ભદ્ર અને પ્રતિવાસુદેવ મેરાકનું ચરિત્ર.

### ત્રીજા બળદેવ, વાસુદેવ અને પ્રતિ વાસુદેવનો પૂર્વભવ.

આ જંબુદ્વીપની અંદર પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં આનંદકરી નામની નગરી હતી.

તેમાં નંદીસુમિત્ર (ચક્ષુમાન) નામનો રાજા હતો. તેણે સુવ્રત નામના આચાર્યની પાસે દીક્ષા લીધી. સુંદર ચારિત્ર પાળી અંત કાળે તે અનશન કરી અનુત્તર વિમાનમાં દેવપણાએ ઉત્પન્ન થયો.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં શ્રાવસ્તી નામે નગરી હતી. તેમાં ધનમિત્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. એક વખતે ધનમિત્ર રાજા પોતાના મિત્ર બલિ સાથે જુગાર રમતાં પોતાનું રાજ્ય હારી ગયો. બલિ રાજાએ રાજ્યનો કબજો લીધો. તેની રાણીઓ પોતાના પિએર ગઇ અને પોતે રાજ્ય વિહુણો થઇ જ્યાં ત્યાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એક દિવસ તેને સુદર્શન નામના મુનિ મલ્યા. તેમણે તેને ધર્મોપદેશ આપ્યો આથી ધનમિત્રે દીક્ષા લીધી. દીક્ષા લીધા બાદ તે ખુબ તપશ્ચર્યાઓ કરવા લાગ્યો છતાં તે બલિ રાજાનો પરાભવ વિસરી શકયો નહિ. આથી તપશ્ચર્યા દરમિયાન "મારા તપના પ્રભાવથી હું ભવાંતરે બલિરાજાનો વધ કરનાર થાઉં" એવુ નિયાણું બાંધ્યુ. અને અણુસણુથી મૃત્યુ પામી બારમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. આ બાજુ બલિ રાજાએ પણ દીક્ષા લઈ કેટલોક વખત પાળી મૃત્યુપામી દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

## (૪)

## ત્રીજા પ્રતિવાસુદેવ બળદેવ અને વાસુદેવની ઉત્પત્તિ યુધ્ધ અને સ્વયંભૂનો વાસુદેવપણાનો અભિષેક.

દેવતાના સુખો ભોગવી બલિનો જીવ ચ્યવી આ ભરતક્ષેત્રમાં નંદન નામના નગરમાં સમરકેશરી રાજાની સુંદરી નામે રાણીની કુક્ષિ થકી પુત્રપણે જન્મ્યો. માતપિતાએ તેનું નામ મેરાક પાડયું. સાઠ ધનુષ્યની કાયા અને સાઠ લાખ વર્ષના આયુષ્યવાળો મેરાક અનુક્રમે પ્રતિવાસુદેવ બની ત્રણ ખંડનો ભોક્તા થયો.

આ અરસામાં ભરતક્ષેત્રમાં દ્વારિકા નગરીમાં રૂદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સુપ્રભા અને પૃથ્વી નામે બે રાણીઓ હતી. નંદીસુમિત્રનો જીવ અનુત્તર વિમાનથી ચ્યવી સુપ્રભાદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. માતાને તે રાત્રે બલદેવના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્ન આવ્યાં. અનુક્રમે નવમાસ અને સાડાસાત દિવસે સુપ્રભાએ કાંતિથી ઉજ્જવળ પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ પિતાએ ભદ્ર પાડયું.

ધનમિત્રનો જીવ અચ્યુત દેવલોકમાંથી ચ્યવી રૂદ્ર રાજાની બીજી રાણી પૃથ્વીના ગર્ભમાં આવ્યો. વાસુદેવના જન્મને સૂચવનારાં સાત મહાસ્વપ્ન રાણીએ જોયાં. અને અવસર પ્રાપ્ત થતાં પૃથ્વી રાણીએ શુભ લક્ષણોથી યુક્ત પુત્રનો જન્મ આપ્યો. જેનું નામ રાજાએ સ્વયંભૂ પાડયું. બલદેવ ભદ્ર, અને વાસુદેવ સ્વયંભૂ પરસ્પર સ્નેહથી મોટા થવા લાગ્યા.

એક વખત આ બન્ને રાજકુમારો ઉદ્યાનમાં ક્રીડા કરતા હતા ત્યારે તેમણે મોટું લશ્કર જોયું કે જે લશ્કર શશિસૌમ્ય રાજાએ પ્રતિવાસુદેવ મેરાકને દંડરૂપે મોકલ્યું

લેવું. સ્વયંભૂ વાસુદેવને આ દંડ સાલ્યો. અને મેરાકને શિખામણ આપવા તેના સૈન્યને લૂંટી લીધું. આ ખબર મેરાકને પડી. તે ક્રોધે ભરાયો અને સૈન્ય સહિત દ્વારિકા તરફ ઉપડયો. સ્વયંભૂવાસુદેવ પણ વડિલ બંધુ ભદ્ર અને લશ્કર સહિત સામે આવ્યો. બન્ને વચ્ચે પરસ્પર યુદ્ધ થયું. સર્વ શસ્ત્ર અસ્ત્ર ખુટી જતાં મેરાકે સ્વયંભૂ ઉપર ચક્ર છોડયુ. થોડીક વખત સ્વયંભૂ મૂર્છા પામ્યો પણ તુરત બેઠા થઈ તે ચક્ર સ્વયંભૂએ મેરાક ઉપર છોડયુ. તુરત ચક્રે મેરાકનું મસ્તક છેદી નાંખ્યું. અને સ્વયંભૂના હાથમાં આવી ઉભું રહ્યું. આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ. મેરાકનું સૈન્ય વિલખું પડયું. અને સ્વયંભૂને સ્વાધીન થયું. સ્વયંભૂએ કોટિશિલા ઉપાડી ત્રણ ખંડને સાધ્યા. અને મહોત્સવ પૂર્વક દ્વારિકામાં આવ્યા. દ્વારિકામાં રૂદ્રે અને સર્વ સામંત રાજાઓએ સ્વયંભૂનો વાસુદેવ—અર્ધચક્રીપણાનો અભિષેક કર્યો.



## (૫)
## ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ.

વિમળનાથ પ્રભુ બે વર્ષ સુધી સતત વિહાર કરી સહસામ્રવનમાં પધાર્યા અને જંબુવૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અહિં પોષ શુદ ૬ ના દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં ક્ષપકશ્રેણિ ધ્યાવતાં છઠ તપમાં ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓએ સમવસરણની રચના કરી. ભગવાને તેમાં બેસી સાધુધર્મ અને શ્રાવકધર્મ ઉપર દેશના આપી. આ દેશનાથી કેટલાકે સાધુવ્રત અને શ્રાવકવ્રતનો સ્વીકાર કર્યો. આ વખતે ભગવાનને મંદર વિગેરે સત્તાવન ગણધરો થયા. તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી.

વિમળનાથ સ્વામિના શાસનમાં ષણ્મુખ નામે યક્ષ શાસનદેવ અને વિદિતા નામે યક્ષિણી શાસનદેવી થઇ. ષણ્મુખ યક્ષ મયુરવાહનવાળો, શ્વેત વર્ણવાળો, દક્ષિણ તરફની છ ભુજાઓમાં ફલ, ચક્ર, ઇષુ, ખડ્ગ, પાશ અને અક્ષસૂત્ર તથા વામ તરફની છ ભુજાઓમાં નકુલ, ચક્ર, ધનુષ્ય, ફલક, વસ્ત્ર અને અભય ધારણ કરનારો થયો. વિદિતા યક્ષિણી પીળાવર્ણવાળી, પદ્મ ઉપર બેઠેલી, દક્ષિણ ભુજાઓમાં બાણ અને પાશ તથા વામ ભુજાઓમાં કોદંડ અને નાગને ધારણ કરનારી થઇ.

એક વખત વિમલનાથ ભગવાન દ્વારિકામાં પધાર્યા, દેવોએ સમવસરણ રચ્યું. ભગવાન 'नमो त्तित्थस्स' કહી સિંહાસન ઉપર બેઠા સ્વયંભૂ પણ પ્રભુનું આગમન સાંભળી બલભદ્ર સહિત સમવસરણમાં આવી ભગવાનને વંદન અને સ્તુતિ કરી ઇંદ્રની પાછળ બેઠો. આ પછી ભગવાને દેશના આરંભી. દેશનામાં ભગવાને જણાવ્યું કે 'મનુષ્ય ભવમાં ધર્મ એ ભૂષણરૂપ છે. અને તેમાં પણ સમકિત રત્નની પ્રાપ્તિ એ મહાદુર્લભ છે. આ દેશનાથી સ્વયંભૂ વાસુદેવે સમકિત ગ્રહણ કર્યું. અને બલભદ્રે બારવ્રતનો સ્વીકાર કર્યો. પ્રથમ પોરિસી પૂર્ણ થઈ ત્યારે મંદર ગણધરે દેશના આપી. દેશના પૂર્ણ થયે સૌ પોતપોતાના સ્થાને ગયા.

વિમલનાથ સ્વામીને અડસઠ હજાર સાધુ, એક લાખ અને આઠસો સાધ્વી, અગ્યારસો ચૌદ પૂર્વધારી, ચાર હજારને આઠસો અવધિજ્ઞાની, પાંચ હજારને પાંચસો મનઃપર્યવ જ્ઞાની, તેટલાજ કેવળજ્ઞાની, નવ હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે લાખ અને આઠ હજાર શ્રાવકો તથા ચાર લાખને ચોત્રીસ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી પંદર લાખ વર્ષ પૃથ્વી ઉપર વિચરી ભગવાન વિમલનાથ સ્વામિ પોતાનો મોક્ષ કાળ નજીક જાણી સંમેતશિખર પધાર્યા, ત્યાં છ હજાર મુનિઓની સાથે અણશણ વ્રત સ્વીકાર્યું. એક માસને અંતે અષાડ વદ સાતમના દિવસે ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં હતો ત્યારે છ હજાર મુનિઓ સાથે અવ્યયપદ પામ્યા.

વિમળનાથ સ્વામિએ કુમાર વયમાં પંદર લાખ વર્ષ, રાજ્યાવસ્થામાં ત્રીશ લાખ વર્ષ અને પંદર લાખ વર્ષ દીક્ષાવસ્થામાં એમ કુલ સાઠ લાખ વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. વાસુપૂજ્ય સ્વામિના નિર્વાણ પછી ત્રીશ સાગરોપમ ગયા બાદ વિમળનાથ પ્રભુ મોક્ષે પધાર્યા.

સર્વે ઈન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો. તેમજ ભગવંતના દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લીધા અને નંદીશ્વર દ્વીપે જઇ નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને પધાર્યા.

(૬)

### વાસુદેવનું નરકગમન અને બળદેવનું મુક્તિગમન.

સ્વયંભૂ વાસુદેવ સાઠ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી છઠ્ઠી નરકમાં ગયો તેણે બાર હજાર વર્ષ કુમારપણામાં, બાર હજાર વર્ષ માંડલિકપણામાં, નેવું વર્ષ દિગ્વિજયમાં અને ઓગણ સાઠ લાખ પંચોતેર હજાર નવસો અને દશવર્ષ રાજ્ય ભોગવવામાં ગાળી સર્વ આયુષ્ય સાઠ લાખ વર્ષનું પૂર્ણ કર્યું.

બલભદ્ર બલદેવ વાસુદેવના મૃત્યુ પછી વિરક્ત દશા પામ્યા. તેમને કોઇ જગ્યાએ ચેન ન પડ્યુ. છેવટે મુનિચંદ્ર મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી પાંસઠ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષ પામ્યા.

[આ પ્રમાણે વિમળનાથ ભગવાન અને ત્રીજા વાસુદેવ, બલદેવ અને પ્રતિવાસુદેવનું ચરિત્ર સંપૂર્ણ.]

---

## શ્રી અનંતનાથ ચરિત્ર

(૧)

### પૂર્વભવ વર્ણન.

**પ્રથમ-દ્વિતીયભવ-પદ્મરથ રાજા અને પ્રાણતદેવલોકમાં દેવ.**

ધાતકીખંડના પૂર્વ વિદેહમાં આવેલ ઐરાવત વિજયને વિષે અરિષ્ટા નામે નગરી

હતી. તેમાં પદ્મરથ નામે રાજા રાજ્ય કરતો હતો. કેટલોક વખત રાજ્ય પાળ્યા બાદ ચિત્તરક્ષ નામના મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. તેમણે નિરતિચાર ચારિત્ર પાળી વીશસ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું. અને અંતે સમાધિપુર્વક મૃત્યુ પામી પ્રાણતદેવલોકમાં પુષ્પોત્તર વિમાનને વિષે દેવપણે ઉત્પન્ન થયા.

(૨)

## ત્રીજોભવ–શ્રી અનંતનાથ ભગવાન

આ જંબુદ્વીપના દક્ષિણભરતાર્ધમાં અયોધ્યા નામે નગરી હતી. તેમાં સિંહસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સુયશા નામે રાણી હતી. તેની કુક્ષિને વિષે પદ્મરથ રાજાનો જીવ દેવલોકમાંથી ચ્યવી શ્રાવણ વદ ૭ના દિવસે રેવતિ નક્ષત્રમાં ઉત્પન્ન થયો. માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. પૂર્ણ માસે વૈશાખ વદ ૧૩ના દિવસે પુષ્ય નક્ષત્રમાં સિંચાણાના ચિહ્નવાળા અને સુવર્ણવર્ણવાલા પુત્રનો જન્મ આપ્યો. દેવોએ અને તેમના પિતાએ જન્મ મહોત્સવ કર્યો. તેમના પિતાએ ભગવાન ગર્ભમાં હતા ત્યારે શત્રુના અનંતબળને જીત્યું હતું, તેથી તેમનું 'અનંતનાથ' એવું નામ રાખ્યું. યૌવન પામતાં ભગવાન પચાસ ધનુષ્યની કાયાવાળા થયા. પિતાએ રાજકન્યાઓ પરણાવી. અને જ્યારે ભગવાન સાડાસાતલાખ વર્ષની ઉમરના થયા ત્યારે તેમને પિતાએ રાજ્ય સોંપ્યુ. પંદર લાખ વર્ષની ઉંમર સુધી રાજ્ય પાલન કર્યું. અનંતનાથના મનમાં દીક્ષા લેવાનો વિચાર ઉત્પન્ન થયો કે તુરતજ લોકાન્તિકદેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિજ્ઞપ્તિ કરી. વાર્ષિક દાન આપી ભગવાન સાગરદત્ત શિબિકા ઉપર આરૂઢ થઈ સહસ્રામ્રવનમાં પધાર્યા. અને વૈશાખ વદ ૧૪ના દિવસે રેવતી નક્ષત્રમાં છઠનો તપ કરી હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. દેવો દીક્ષા મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

બીજે દિવસે વર્ધમાન નગરમાં વિજયરાજાને ત્યાં ભગવાને પારણું કર્યું. દેવોએ પંચદિવ્ય પ્રગટ કર્યા. વિજયરાજાએ પારણાના સ્થાનકે રત્નમય પીઠીકા રચાવી. અને ત્યાંથી ભગવાન અપ્રતિબંધપણે જગતમાં વિહાર કરવા લાગ્યા.

(૩)

# ચતુર્થવાસુદેવ પુરૂષોત્તમ, બલદેવ સુપ્રભ, પ્રતિવાસુદેવ મધુર ચરિત્ર

## ચોથા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ પૂર્વભવ.

જંબુદ્વીપના પૂર્વવિદેહને વિષે નંદપુરી નામે નગરી હતી. તેમાં મહાબલ નામે રાજા રાજ્ય કરતો હતો. કેટલોક વખત રાજ્ય પાળ્યા બાદ તેણે ઋષભમુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી ચારિત્ર પાળી સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

તે સમયમાં જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં કોશાંબી નામે નગરી હતી. તેમાં સમુદ્રદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો. તેને નંદા નામે રાણી હતી. એક વખત સમુદ્રદત્તનો મિત્ર મલયભૂમિનો રાજા ચંડશાસન તેને ત્યાં આવ્યો. નંદારાણીને દેખી તેનું ચિત્ત ડોળાયું. નંદા ઉપર તેને કુદૃષ્ટિ થઇ અને મિત્રના બહાનાતળે શત્રુ થઇને ત્યાં કેટલોક કાળ રહ્યો.

એક વખતે સમુદ્રદત્તને ગાફેલમાં રાખી ચંડશાસન નંદાને ઉપાડી ગયો. સમુદ્રદત્તે તેને મેળવવાને ઘણાં ફાંફાં માર્યાં પણ તેમાં તે સફળ ન થયો. છેવટે કંટાળી શ્રેયાંસ-મુનિ પાસે દીક્ષા લીધી. મુનિપણામાં ઘણી તપશ્ચર્યા કરી પણ નંદાને હરણ કરનાર ચંડ-શાસન ઉપરનું વૈર ન વિસરાયુ. તેથી 'આ તપના પ્રભાવથી આવતા ભવે ચંડશાસનનો હું વધ કરનાર થાઉં' એવું નિયાણું બાંધ્યું. આ પ્રમાણે અપરિમિત ફલવાળા તપને પરિમિત ફલવાળું કરી સમુદ્રદત્ત મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

## (૪)

## ચોથા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને વાસુદેવ પુરૂષોત્તમનો વાસુદેવપણાનો અભિષેક.

કાળક્રમે ચંડશાસન પણ મૃત્યુ પામી ઘણા ભવ કરી ભરતક્ષેત્રમાં આવેલા પૃથ્વી-પુર નગરના વિલાસ રાજાની ગુણવતીરાણીના ઉદરથી મધુ નામે પુત્ર થયો. આ મધુ ચોથો પ્રતિવાસુદેવ થયો. તેણે ત્રણે ખંડ સાધ્યા, ચક્ર સાધ્યું. અને સર્વે રાજા-ઓને પોતાની આજ્ઞા ધારક બનાવ્યા. મધુને કૈટભ નામે એક પરાક્રમી ભાઇ હતો.

આ સમયમાં દ્વારિકા નગરીમાં સોમ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સુદર્શના અને સીતા નામે બે ભાર્યાઓ હતી. મહાબલ રાજાનો જીવ સહસ્રાર દેવ-લોકમાંથી ચ્યવી સુદર્શના દેવીની કુક્ષિને વિષે અવતર્યો. સુદર્શના દેવીએ બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર મહાસ્વપ્ન જોયાં. અનુક્રમે નવમાસ અને સાડા સાત દિવસે સુદર્શના એ ચંદ્ર સમાન કાંતિવાળા પુત્રનો જન્મ આપ્યો. સોમરાજાએ તેનું નામ સુપ્રભ રાખ્યું. સમુદ્રદત્તનો જીવ સહસ્રાર દેવલોકમાંથી ચ્યવી સીતા રાણીની કુક્ષિને વિષે અવતર્યો. સીતાદેવીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્ન જોયાં. પૂર્ણ સમયે નીલમણીના જેવી કાંતિવાળા પુત્રનો જન્મ આપ્યો. સોમ રાજાએ સારા દિવસે તેનું પુરૂષોત્તમ એવું નામ રાખ્યું. નીલા અને પીલા વસ્ત્રને ધારણ કરતા અને હાથમાં તાડ અને ધનુષ્યને રાખતા સુપ્રભ અને પુરૂષોત્તમ જોડલે જન્મેલા ભાઇ જેવા પ્રીતિવાળા થયા. યૌવનવય પામતાં દેવોએ બલભદ્રને હળ અને પુરૂષોત્તમને સારંગ ધનુષ્ય વિગેરે વિજયાયુધ આપ્યાં. એક વખત નારદ મધુ રાજાની સભામાં જઇ ચડયા. તેમણે બડાઇ મારતા મધુ રાજાને કહ્યું કે 'બહુ રત્નાવસુંધરા' આથી જગતમાં બળવાનથી બળવાન અને મોટાથી મોટા મનુષ્યો પણ જોવામાં આવે છે. હાલ દ્વારિકા નગરીમાં સોમ રાજાને ઘેર સુપ્રભ અને પુરૂષોત્તમ નામે બે પુત્રો છે તે મહા બલવાન અને દુઃસહ છે. નારદના આ વચનથી મધુ

રાજાને ક્રોધ ચઢયો. અને સોમરાજા તરફ દૂત મોકલ્યો. દૂતે સોમરાજાની સભામાં જઇ કહ્યું કે 'તમે પહેલાં અમારી તરફ ખૂબ ભક્તિ રાખતા હતા પણ હમણાં પુત્રના પરાક્રમથી બદલાઇ ગયા છો. મારા રાજાએ દંડ તરીકે તમારી પાસે જે કિંમતી વસ્તુઓ હોય તે મંગાવી છે. પુરૂષોત્તમ કુમારે દૂતને કહ્યું 'તું દૂત હોવાથી અવધ્ય છે. તારો રાજા અમારો સ્વામિ નથી.' દૂત વિલખો થઈ પાછો ફર્યો અને મધુ રાજાને સર્વ વાત કહી. મધુએ સૈન્ય લઇ દ્વારિકા તરફ પ્રયાણ કર્યું. પુરૂષોતમ વાસુદેવ, સોમ, સુપ્રભ, સેનાપતિ અને સૈન્ય લઇ સામે તુર્ત આવ્યો. બન્ને વચ્ચે પરસ્પર યુદ્ધ થયું. વાસુદેવ પાંચજન્ય શંખ ફુંકયો તેથી મધુના સૈનિકો ત્રાસ પામ્યા. મધુ સૈન્યને વિહ્વળ દેખી હાથમાં ધનુષ્ય લઇ સામે આવ્યો. પુરૂષોત્તમ અને મધુ વચ્ચે રસાકસી ભર્યું યુદ્ધ ચાલ્યું. સર્વ શસ્ત્રાસ્ત્ર ખૂટતાં મધુએ પુરૂષોતમ ઉપર ચક્ર છોડયુ. તેના પ્રહારથી વાસુદેવ ક્ષણભર મૂર્છા પામ્યો. પણ તરતજ તે ચક્ર તેણે મધુ ઉપર છોડયુ. ચક્રે મધુનુ મસ્તક છેદી નાંખ્યું. અને તેના હાથમાં આવી ઉભું રહ્યું. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. મધુના ભાઈ કૈટભને વાસુદેવના સેનાપતિએ મારી નાંખ્યો. મધુનું સૈન્ય અને રાજાઓ વાસુદેવને શરણે આવ્યા. વાસુદેવે ત્રણ તીર્થો સાધ્યાં. કોટીશિલા ઉપાડી અને દ્વારિકામાં આવ્યા સોમ રાજા, બલભદ્ર અને બીજા રાજાઓએ પુરૂષોત્તમનો વાસુદેવપણાનો અભિષેક કર્યો.

[૫]

## ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ.

અંનતનાથ ભગવાન છદ્મસ્થપણે વિહાર કરતા ત્રણ વર્ષ બાદ સહસાઆવનમાં પધાર્યા. અને અશોક વૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. શુક્લધ્યાન ધ્યાવતાં ઘાતિકર્મનો ક્ષય કરી વૈશાખ વદ ૧૪ના દિવસે રેવતિ નક્ષત્રમાં ભગવાનને છઠ હતો તે વખતે ભગવાનને કેવલજ્ઞાન થયુ. દેવોએ સમવસરણ રચ્યું. ભગવાને દેશના આપી અને યશ વિગેરે પચાશ ગણધરો સ્થાપ્યા. અને તેઓએ દ્વાદશાંગી વિગેરેની રચના કરી.

અનંતનાથ સ્વામિના શાસનમાં પાતાળ નામે યક્ષ શાસનદેવ તથા અંકુશા નામે શાસનદેવી થઇ. પાતાળ યક્ષ ત્રણ મુખવાળો, મગરના વાહન વાળો, રાતાવર્ણવાલો, ત્રણ દક્ષિણ ભુજાઓમાં પદ્મ, ખડ્ગ અને પાશ તથા વામ તરફની ત્રણ ભૂજાઓમાં નકુળ, ફલક અને અક્ષસૂત્ર ધારણ કરનારો હતો. તથા અંકુશાદેવી ગૌરવર્ણવાળી, પદ્મના આસન ઉપર બેસનારી, બે દક્ષિણ ભુજાઓમાં ખડ્ગ અને પાશ તથા વામ ભુજાઓમાં ફલક અને અંકુશને ધારણ કરનારી હતી.

એક વખત ભગવાન દ્વારિકાના પરિસરમાં સમવસર્યા. દેવોએ છસો ધનુષ્ય ઉંચાં ચૈત્યવૃક્ષથી શોભિત સમવસરણ રચ્યું. પ્રભુ તીર્થને નમસ્કાર કરી પૂર્વાભિમુખ સિંહાસન ઉપર બેઠા. પુરૂષોત્તમ વાસુદેવ ભગવાન સમવસર્યાના સમાચાર સાંભળી મોટાભાઇ બલદેવ સાથે સમવસરણમાં આવ્યો. અને પ્રભુને વાંદી ઈન્દ્રની પછવાડે બેઠો. પછી ઈન્દ્રે, વાસુદેવે અને બલભદ્રે ઉભા થઈ ભગવાનની સ્તુતિ કરી. સ્તુતિ બાદ ભગવાને દેશના આરંભી. દેશ-

નામાં જીવોના ભેદો, ગુણસ્થાનક અને અજીવતત્ત્વ વિગેરે સમજાવ્યું. પ્રભુની દેશનાથી કેટલાકે દીક્ષા લીધી અને કેટલાકે શ્રાવકપણું સ્વીકાર્યું. પુરૂષોત્તમ વાસુદેવે સમકિત સ્વીકાર્યું અને સુપ્રભ બલભદ્રે શ્રાવકપણું સ્વીકાર્યું. પ્રથમ પોરિસીપૂર્ણ થયા બાદ યશ ગણધરે પાદપીઠ ઉપર બેસી દેશના આપી. અને બીજી પોરિસી પૂર્ણ થતાં દેશના પૂર્ણ થઈ. ઇન્દ્ર વિગેરે સ્વસ્થાને ગયા.

અનંતનાથ પ્રભુને છાસઠ હજાર સાધુ, નવસો ચૌદ પૂર્વધારી, ચાર હજાર ત્રણસો અવધિજ્ઞાની, ચાર હજાર પાંચસો મનઃપર્યવજ્ઞાની, પાંચ હજાર કેવળજ્ઞાની, આઠ હજાર વૈક્રિયલબ્ધિવાળા, ત્રણ હજાર બસો વાદલબ્ધિવાળા, બાસઠ હજાર સાધ્વી, બે લાખ અને છ હજાર શ્રાવક અને ચાર લાખ અને ચૌદ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા પછી સાડા સાત લાખ વર્ષ પૃથ્વી ઉપર વિચરી ભગવાન અનંતનાથ સ્વામિ પોતાનો મોક્ષકાળ નજીક જાણી સંમેતશિખર પધાર્યા. એક હજાર સાધુઓ સાથે અણશણ વ્રત ગ્રહણ કરી એક માસને અંતે ચૈતર શુદ પાંચમના દિવસે પુષ્ય નક્ષત્રમાં ચંદ્રમા હતો ત્યારે ભગવાન અનંતનાથ એક હજાર મુનિઓ સાથે મોક્ષ પામ્યા.

અનંતનાથ પ્રભુએ સાડા સાત લાખ વર્ષ કુમાર વયમાં, રાજ્યાવસ્થામાં પંદર લાખ વર્ષ, અને દીક્ષાવસ્થામાં સાડા સાત લાખ વર્ષ એમ કુલ ત્રીશ લાખ વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. વિમળનાથ સ્વામિના નિર્વાણ પછી નવ સાગરોપમ ગયા બાદ અનંતનાથ સ્વામિ મુક્તિમાં પધાર્યા.

સર્વે ઇન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો, અને ભગવંતના દાઢા આદિ અવયવોને યથાયોગ્ય વહેંચી લઇને નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

[૯]

## વાસુદેવનું નરકગમન અને બળદેવની મુક્તિ.

પુરૂષોત્તમ વાસુદેવ કુલ ત્રીસ લાખ વર્ષનું આયુષ્ય ભોગવી છઠ્ઠી નરકમાં ગયો. તેણે કુમારવયમાં સાતસો વર્ષ, માંડલિકપણામાં તેરસોં વર્ષ, દિગ્‌વિજયમાં એંશી વર્ષ, અને રાજ્ય ભોગવવામાં ઓગણત્રીશ લાખ સત્તાણુ હજાર ત્રણસોને વીશ વર્ષ પસાર કર્યાં. સુપ્રભ બલભદ્ર વાસુદેવના મૃત્યુ પછી વૈરાગ્ય પામ્યા. અને મૃગાંકુશ મુનિની પાસે વ્રત ગ્રહણ કરી કેવળજ્ઞાન પામી પંચાવન લાખ વર્ષનું આયુષ્ય ભોગવી સિદ્ધિગતિ પામ્યા.

[આ રીતે અનંતનાથ, ચોથા વાસુદેવ પુરૂષોત્તમ ચોથા બલભદ્ર સુપ્રભ અને ચોથા પ્રતિવાસુદેવ મધુ ચરિત્ર સંપૂર્ણ.]

---

# શ્રી ધર્મનાથ ચરિત્ર

[૧]

## પૂર્વભવ વર્ણન

### પ્રથમ દ્વિતીય ભવ-દઢરથ રાજા અને વૈજયંત વિમાનમાં દેવ.

ધાતકીખંડના પૂર્વ મહાવિદેહમાં ભરત નામના વિજયને વિષે દઢરથ નામે રાજા રાજ્ય કરતો હતો. થોડો વખત રાજ્ય પાળી વિમલવાહન ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી, વીશ સ્થાનક તપ આરાધી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અને અંતે સમાધિ પૂર્વક મૃત્યુ પામી વૈજયંત વિમાનમાં મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા.

[૨]

## તૃતીય ભવ-શ્રી ધર્મનાથ ભગવાન

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં રત્નપુર નગરમાં ભાનુ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સુવ્રતા નામે રાણી હતી. તેની કુક્ષિને વિષે દઢરથ રાજાનો જીવ વૈજયંત વિમાનમાંથી ચ્યવી વૈશાખ શુદિ સાતમના દિવસે પુષ્ય નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે ઉત્પન્ન થયો. રાણીએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણક મહોત્સવ કર્યો. અનુક્રમે પૂર્ણ સમયે મહાશુદ ત્રીજના દિવસે પુષ્ય નક્ષત્રમાં વજ્રના લાંછનવાળા, સુવર્ણવર્ણી પુત્રનો જન્મ આપ્યો. દેવોએ અને પિતાએ જન્મ મહોત્સવ કર્યો. ભાનુ રાજાએ સારા મુહૂર્તે પુત્રનુ 'ધર્મનાથ' એવું નામ પાડયું. કારણકે જયારે તે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને ધર્મ કરવાનો દોહલો ઉત્પન્ન થયો હતો. યૌવનવય પામતાં પ્રભુ પીસ્તાલીશ ધનુષની કાયાવાળા થયા. પિતાએ તેમનાં રાજ્ય કન્યાઓ સાથે લગ્ન કર્યાં. જયારે ભગવાન અઢી લાખ વર્ષના થયા ત્યારે પિતાએ રાજ્યભાર સોંપ્યો. તે રાજયભાર પોતાની પાંચ લાખ વર્ષની ઉંમર સુધી સંભાળ્યો. તેવામાં લોકાન્તિકદેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિજ્ઞપ્તિ કરી. ભગવાન વાર્ષિક દાન આપી નાગદત્તા નામની શિબિકામાં આરૂઢ થઇ વપ્રકાંચન ઉદ્યાનમાં પધાર્યા. અને મહા શુદ ૧૩ના દિવસે પુષ્ય નક્ષત્રમાં હજાર રાજાઓની સાથે છઠ તપ પૂર્વક દીક્ષા લીધી. બીજે દિવસે સોમનસપુરમાં ધર્મસિંહ રાજાને ત્યાં પારણુ કર્યું. પંચ દિવ્ય પ્રગટ થર્યા. રાજાએ ભગવાનના પગલાંની ભૂમિ પર રત્નનીપીઠ કરાવી. ભગવાન ત્યાંથી વિહાર કરી અસ્ખલિતપણે પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

[૩]

# પાંચમા વાસુદેવ પુરૂષસિંહ; બલદેવ સુદર્શન. અને પ્રતિવાસુદેવ નિશુંભ ચરિત્ર.

### બલદેવ વાસુદેવ અને પ્રતિવાસુદેવનો પૂર્વભવ.

જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં અશોકા નગરીમાં પુરૂષવૃષભ નામે રાજા હતો.

તેણે અજાપાલક મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી, અને તે નિરતિચાર ચારિત્ર પાળી સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

તે દેવના આયુષ્યના સોળ સાગરોપમ ગયા પછી પોતનપુર નગરમાં વિકટ નામે રાજા થયો. તેને રાજસિંહ રાજાએ જીતી લીધો. વિકટે લજ્જા પામી અતિભુતિ મુનિ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. તપશ્ચર્યા કરતાં વિકટે 'પરભવમાં રાજસિંહને ઉચ્છેદ કરનારો થાઉં' એવું નિયાણુ બાંધ્યુ. કાલયોગે મૃત્યુ પામી વિકટ બીજા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો,

(૪)

## પાંચમાં પ્રતિવાસુદેવ, વાસુદેવ અને બળદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને વાસુદેવ પુરૂષસિંહનો અર્ધચક્રી અભિષેક.

રાજસિંહ રાજા લાંબો કાળ સંસારમાં ભમી હરિપુર નામના નગરમાં નિશુંભ નામે રાજા થયો. તેની કાયા પીસ્તાલીશ ધનુષ્યની ઉંચી, આયુષ્ય દશ લાખ વર્ષનું અને વર્ણ કૃષ્ણ હતો. તે ભરતના ત્રણ ખંડ સાધી પાંચમો પ્રતિવાસુદેવ કહેવાયો.

આ અવસરે ભરતખંડના અશ્વપુર નગરમાં શિવ નામે પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તેને વિજયા અને અંમકા નામે બે રાણીઓ હતી પુરૂષ વૃષભનો જીવ સહસ્રાર દેવલોકમાંથી ચ્યવી વિજયાની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. તે રાત્રે વિજયાને બલભદ્રના જન્મને સુચવનારાં ચાર મહા સ્વપ્ન આવ્યાં. પૂર્ણ માસે વિજયાએ પુત્રનો જન્મ આપ્યો. શિવ રાજાએ પુત્રનું 'સુદર્શન' એવું નામ પાડયું.

વિકટ રાજાનો જીવ બીજા દેવલોકથી ચ્યવી સાત સ્વપ્ન વડે વાસુદેવના જન્મને સુચવતો અમકાની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. પૂર્ણ માસે માતાએ પુત્રનો જન્મ આપ્યો. પિતાએ આ પુત્ર પુરૂષોમાં સિંહ રૂપ થશે એમ ધારી 'પુરૂષસિંહ' એવું નામ પાડયું. સુદર્શન અને પુરૂષસિંહ પરસ્પર ખુબ પ્રીતિવાળા થયા.

એક વખત શિવ રાજાએ સીમાડાના રાજાને સાધવાં સુદર્શન બલભદ્રને મોકલ્યાં. સ્નેહને લીધે પુરૂષસિંહ પણ તેની પાછળ ગયો. તેવામાં પિતા તરફથી સંદેશો આવ્યો કે 'મને દાહજ્વર ઉત્પન્ન થયો છે માટે તું જલ્દી આવ.' પુરૂષસિંહ જલદી પોતાના નગરમાં પાછો ફર્યો. પુત્રના દર્શનથી શિવ રાજા આશ્વાસન પામ્યા. પણ વ્યાધિ અટકી નહિ. પુરૂષસિંહ પિતાની ચિંતામાં છે તેવામાં સેવકે ખબર આપ્યા કે 'રાજમાતા અગ્નિસ્નાન કરી જીવનનો અંત આણે છે' તુર્ત વાસુદેવ માતા પાસે દોડી આવ્યા, અને પગે લાગી માતાને કહ્યું કે 'દાઝયા ઉપર અમને ડામ ન દો' માતાએ કહ્યું, 'હું વિધવા કહેવરાવવા તૈયાર નથી પતિની પહેલાં મને જવા દે' એમ કહી અગ્નિસ્નાન કરી પોતાના જીવનનો તેણે અંત આણ્યો. થોડા વખત પછી શિવ રાજા પણ મૃત્યુ પામ્યા. પુરૂષસિંહ વાસુદેવ વિલાપ કરવા લાગ્યો. સ્નેહિઓએ માંડમાંડ બોધ આપી ધૈર્ય પમાડયો.

હજી શોક ઉતર્યો નથી તેવામાં નિશુંભ પ્રતિવાસુદેવનો દૂત આવ્યો. દૂતે નમસ્કાર કરી બલદેવ વાસુદેવને કહ્યું, 'શિવરાજાના સ્વર્ગવાસથી તમારા સ્વામિ નિશુંભને ઘણો શોક થયો છે. તમે હજુ નાના છો. તેથી રાજ્ય ન સાચવી શકાય માટે તમે હમણાં મારી પાસે રહો' પુરુષસિંહને દૂતનું આ વચન આકરું લાગ્યું. 'તેને નિશુંભ પોતાનો સ્વામિ અને રાજ્ય ન સાચવી શકો' તે શબ્દો અપમાનજનક લાગ્યા. દૂતનો તેણે તિરસ્કાર કર્યો. દૂતે આ વાત નિશુંભને કહી. અને તે અશ્વપુર ઉપર ચઢી આવ્યો. પુરુષસિંહ જ્યેષ્ઠ બંધુ અને લશ્કર લઈ સામે ગયો. પરસ્પર યુદ્ધ થયું. પુરુષસિંહે પાંચજન્ય શંખ ફુંક્યો. એટલે નિશુંભનુ સૈન્ય હતવિહત થયું. નિશુંભ પોતે પુરુષસિંહ સામે આવ્યો. શસ્ત્રાસ્ત્ર ખૂટતાં નિશુંભે પુરુષસિંહ ઉપર ચક્ર મૂકયું. ચક્રે પુરુષસિંહને ક્ષણભર મૂર્ચ્છિત કર્યો. પણ ફુટેલા સામંતની પેઠે તેને તે સ્વાધીન થયું. પુરુષસિંહે આ ચક્ર નિશુંભ ઉપર છોડયું. ચક્રે તુરત નિશુંભનુ મસ્તક છેદી નાંખ્યું અને આકાશમાંથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. ત્યારબાદ પુરુષસિંહે ત્રણ ખંડ સાધ્યા. કોટિશિલા ઉપાડી અને નગરમાં પાછા ફરતાં તેનો બલભદ્ર અને બીજા રાજાઓએ તેનો વાસુદેવપણાનો અભિષેક કર્યો.

[૫]

## ભગવાનનું કેવળજ્ઞાન અને નિર્વાણ.

શ્રી ધર્મનાથ ભગવાન છદ્મસ્થપણે વિચરી પ્રકાંચન નામના ઉદ્યાનમાં પધાર્યા. અને દધિપર્ણ વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ભગવાનને પોષ શુદ પૂનમના દિવસે પુષ્ય નક્ષત્રને વિષે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવોએ સમવસરણ રચ્યું. ભગવાને દેશના આપી અને અરિષ્ટ વિગેરે તેંતાલીશ ગણધરો કર્યા.

ધર્મનાથ ભગવાનના શાસનમાં કિન્નર નામનો યક્ષ શાસનદેવ થયો અને કંદર્પા નામે યક્ષિણી શાસનદેવી થઈ. કિન્નર ત્રણ મુખવાળો, કાચબાના વાહનવાળો, દક્ષિણભુજામાં બીજોરૂ, ગદા અને અભયને તથા વામભૂજાઓમાં નકુલ, પદ્મ અને અક્ષમાળાને ધરનારો રક્તવર્ણી અને તેજસ્વી બન્યો. કંદર્પા ગૌર અંગવાળી, મત્સ્યના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં ઉત્પલ અને અંકુશ ધારણ કરનારી તથા બે વામભુજામાં પદ્મ અને અભયને ધારણ કરનારી હતી.

એક વખત ભગવાન અશ્વપુર નગરના પરિસરમાં આવ્યા. દેવોએ સમવસરણ રચ્યું વાસુદેવ અને બલભદ્રને ખબર પડતાં તેઓ પણ ત્યાં આવી ઇન્દ્રની પાછળ બેઠા. ઇન્દ્રે વાસુદેવે અને સુદર્શને ભગવાનની સ્તુતિ કરી, ત્યારબાદ ભગવાને દેશના આરંભી. દેશનામાં ચાર પુરુષાર્થનુ વર્ણન કર્યું. તથા વિનય, વિવેક, ક્રોધ, માન, અને માયાનુ સ્વરૂપ સમજાવ્યું. આથી કેટલાકે દીક્ષા અને કેટલાકે શ્રાવકપણુ સ્વીકાર્યું. વાસુદેવે સમકિત અને બલભદ્રે શ્રાવકપણુ સ્વીકાર્યું. બીજી પોરિસીએ ગણધર ભગવંતે દેશના આપી. દેશના પૂર્ણ થતાં સૌ પોતપોતાના સ્થાનકે ગયા.

ધર્મનાથ સ્વામિને ચોસઠ હજાર સાધુ, બાસઠ હજાર અને ચારસો સાધ્વી, નવસો ચૌદ પૂર્વધારી, ત્રણહજાર અને છસો અવધિજ્ઞાની, ચારહજાર અને પાંચસો મનઃપર્યવજ્ઞાની, તેટલાજ કેવળજ્ઞાની, સાતહજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર ને આઠસો વાદલબ્ધિવાળા, બે લાખને ચાલીશ હજાર શ્રાવક તથા ચાર લાખને તેર હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા બાદ અઢીલાખ વર્ષ આ પૃથ્વી ઉપર વિચરી ભગવાન ધર્મનાથ પોતાનો નિર્વાણ કાળ નજીક જાણી સંમેતશિખર પધાર્યા અને એકસો આઠ મુનિઓ સાથે અણસણ ગ્રહણ કર્યું. એક માસને અંતે જેઠ શુદ પાંચમના દિવસે ચંદ્ર પુષ્ય નક્ષત્રમાં હતો ત્યારે ભગવાન ધર્મનાથ એકસો આઠ મુનિ સાથે મુક્તિ પામ્યા.

ધર્મનાથ પ્રભુએ કુમારવયમાં અઢીલાખ વર્ષ, રાજ્યાવસ્થામાં પાંચલાખ વર્ષ અને દીક્ષાવસ્થામાં અઢીલાખ વર્ષ, એમ કુલ દશલાખ વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું અનંતનાથ સ્વામિના નિર્વાણ પછી ચાર સાગરોપમ વ્યતીત થયે ધર્મનાથ ભગવાન મુક્તિ પામ્યા.

સર્વે ઇન્દ્રોએ પ્રભુના અને અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. ભગવંતના દાઢા આદિ અવયવોને યથાયોગ્ય વહેંચી લઈને નંદીશ્વરદ્વીપે નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

## (૬)

### વાસુદેવનું નરકગમન અને બલદેવની મુક્તિ

પુરુષસિંહ મૃત્યુ પામી છઠ્ઠી નરકે ગયો. તેણે કુમારવયમાં ત્રણસો વર્ષ, માંડલિક પણામાં સાડાબારસો વર્ષ દિગ્વિજયમાં સીત્તેર વર્ષ અને રાજ્યમાં નવલાખ અઠ્ઠાણુહજાર ત્રણસોને એંશી વર્ષ એ પ્રમાણે દસલાખ વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવ્યું.

બલભદ્રે વાસુદેવના મૃત્યુ પછી કીર્તિધર મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી અને સત્તરલાખ વર્ષનું આયુષ્ય પાળી કેવળજ્ઞાન પામી સિદ્ધિગતિ પામ્યા.

**[આ પ્રમાણે ધર્મનાથ, પાંચમા વાસુદેવ પુરુષસિંહ, પાંચમા બલદેવ સુદર્શન અને પાંચમાં પ્રતિવાસુદેવ નિશુંભ ચરિત્ર સંપૂર્ણ.]**

---

# તૃતીય શ્રી મઘવાચક્રવર્તિ ચરિત્ર

## ( ૧ )

### પૂર્વભવનું વર્ણન.

**નરપતિ રાજા તથા ગ્રૈવેયકદેવ.**

આ ભરતક્ષેત્રમાં મહીમંડલ નામે નગર હતું. ત્યાં નરપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાએ કેટલોક વખત રાજ્ય પાળ્યાબાદ દીક્ષા ગ્રહણ કરી સુંદર ચારિત્ર પાળ્યુ. પ્રાંતે કાલધર્મ પામી મધ્યમ ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થયો.

## ( ૨ )

## બાલ્યકાળ, યુવાકાળ ચક્રીપદ અને સ્વર્ગગમન.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે શ્રાવસ્તી નામે નગરી હતી. તે નગરીમાં સમુદ્રવિજય નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ભદ્ર અંગવાળી ભદ્રા નામે ભાર્યા હતી. તેની કુક્ષિને વિષે ગ્રૈવેયક દેવલોકમાંથી ચ્યવી નરપતિ રાજાનો જીવ અવતર્યો. ભદ્રાદેવીએ ચક્રવર્તિના જન્મને સૂચવનારાં ચૌદ સ્વપ્નો જોયા. પૂર્ણ સમયે ભદ્રાદેવીએ સુવર્ણવર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. સારા મુહૂર્તે સમુદ્રવિજય રાજાએ પુત્ર પૃથ્વિમાં ઇન્દ્ર જેવો થશે એમ ધારી તેનું 'મઘવા' એવું નામ પાડયું.

મઘવા ઉંમરલાયક થતાં સાડીબેંતાલીશ ધનુષની કાયાવાળો થયો. સમુદ્રવિજયે તેને રાજ્યગાદી સોંપી. ઘણા વર્ષ સુધી તેણે રાજ્ય પાળ્યા બાદ તેના શસ્ત્રાગારમાં એક વખત ચક્રરત્ન ઉત્પન્ન થયું. તે પછી બીજાં પણ પુરોહિત વિગેરે તેર રત્નો તેને આવી મળ્યાં. મઘવાએ ચક્ર વિગેરે રત્નોની પૂજા કરી બહુમાન કર્યું દિગ્વિજય સાધવા ચક્રે પ્રયાણ કર્યું તેની પાછળ મઘવા રત્નો સહિત ઉપડયો. સૌ પ્રથમ માગધ–વરદામ–અને પ્રભાસના અધિપતિ દેવોને સાધ્યા. ત્યારપછી સિંધુદેવી, વૈતાઢ્ય કુમારદેવ અને તમિસ્રા ગુફાના અધિપતિ કૃતમાળદેવને સાધ્યા. ત્યારબાદ ચક્રવર્તિએ પશ્ચિમનિષ્કૂટને સાધવા સેનાપતિને મોકલ્યો. તે પશ્ચિમનિષ્કૂટને સાધી પાછો આવ્યો અને તેણે દંડરત્નથી તમિસ્રા ગુફાના કમાડ ઉઘાડયાં. ચક્રીએ સૈન્યસહિત ગુફામાં પ્રવેશ કર્યો અને ગુફામાં કાકિણી રત્નવડે માંડલાં દોર્યાં. ઘોર અંધાર ગુફા મણિરત્નથી જળહળી ઉઠી ગુફામાં રહેલ ઉન્મગ્ના અને નિમગ્ના નદીને વાર્ધકિ રત્નથી પુલ બાંધી ઉલ્લંઘી. અને છેવટે ખુલ્લાં થઇ ગયેલાં બારણાવાળા ઉત્તર દરવાજે થઈ ચક્રવર્તિ સૈન્ય સહિત ઉત્તર ભરતમા આવ્યો. સૌ પ્રથમ તેણે અહિં આપાત નામના કિરાતોને જીત્યા અને સેનાપતિ મોકલી સિંધુના પૂર્વનિષ્કૂટને સાધ્યો. ત્યારબાદ હિમાલય કુમારદેવને સાધી ઋષભકૂટ ઉપર કાકિણી રત્નથી 'મઘવા ચક્રવર્ત્તિ' એવુ પોતાનુ નામ લખ્યું. ત્યાંથી પાછા ફરતાં સેનાપતિ દ્વારા ગંગાનદીના પૂર્વ નિષ્કૂટને સધાવ્યો અને પોતે ગગાદેવી અને વિદ્યાધરોને સાધ્યા. ત્યારબાદ નાટયમાલ દેવને સાધી તમિસ્રા ગુફાની પેઠે ખંડપ્રપાતા ગુફામાંથી સૈન્યસહિત પસાર થઇ દક્ષિણ ભરતાર્ધમા દાખલ થયો. અહીં સૌ પ્રથમ તેણે નવનિધિ સાધ્યા. સેનાપતિએ મોકલી ગંગાનો પશ્ચિમ નિષ્કૂટ સધાવ્યો. આમ છ ખંડ સાધી પરિવાર સહ મઘવાચક્રવર્તિ શ્રાવસ્તી નગરીમાં આવ્યો રાજાઓએ અને દેવોએ તેનો ચક્રવર્તિપણાનો અભિષેક કર્યો.

ચક્રવર્તિ મઘવાની બત્રીસ હજાર રાજાઓ, સોલ હજાર યક્ષો હંમેશા સેવા કરતા હતા. તેને ચોસઠ હજાર સ્ત્રીઓ હતી, નવનિધિઓ હતા એવી કેટલીએ સામગ્રી એની પાસે હતી કે જેથી તે પ્રમાદમા પડી ભવ હારી જાય તો પણ મઘવા હંમેશા કુલપરંપરાએ આવેલ શ્રાવકધર્મને કદી વિસરતો ન હતો. તે દરરોજ ચૈત્યપૂજા કરતો હતો. સાધર્મિકવાત્સલ્ય કરતો હતો. હરહમેશા નવા નવા વ્રતનિયમો ધારણ કરતો હતો.

મઘવાએ પાછલી વયે દીક્ષા ગ્રહણ કરી સુંદર ચારિત્ર પાળ્યું અને સનત્કુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

મઘવા ચક્રવર્તિએ કુમારાવસ્થામાં પચીશ હજાર વર્ષ, માંડલિકપણામાં પચીશ હજાર વર્ષ, દિગ્વિજયમાં દશ હજાર વર્ષ, ચક્રવર્તિપણામાં ત્રણલાખને નેવું હજાર વર્ષ અને દીક્ષાવસ્થામાં પચાસ હજાર વર્ષ એમ કુલ પાંચલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું.

આ પ્રમાણે ત્રીજા ચક્રવર્ત્તિ મઘવા ચરિત્ર સંપૂર્ણ.

---

# ચતુર્થ શ્રી સનત્કુમાર ચક્રવર્તિ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ–વિક્રમયશારાજા, જિનધર્મશેઠ અને સૌધર્મેન્દ્ર.

જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે કાંચનપુરી નગરીને વિષે વિક્રમયશા નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં નાગદત્ત નામે સાર્થવાહ રહેતો હતો. તેને વિષ્ણુશ્રી નામે સ્ત્રી હતી. એક વખત વિક્રમયશા રાજાની દૃષ્ટિ વિષ્ણુશ્રી ઉપર પડી. તેનું રૂપ દેખતાં રાજાનું મન વિહ્વળ બન્યું. આથી તેને કોઈ જગ્યાએ ચેન ન પડયું. લોક લજ્જાએ તેને રોકયો પણ વાસના વૃત્તિએ તેમ કરવામાં તેને કાયર જણાવ્યો. આખરે વાસનાવૃત્તિ જય પામી અને તેણે વિષ્ણુશ્રીનું હરણ કરી અંતઃપુરમાં દાખલ કરી. નાગદત્ત ગાંડો બન્યો. 'વિષ્ણુશ્રી ! વિષ્ણુશ્રી ' ! ની બૂમો પાડતો જ્યાં ત્યાં રખડવા લાગ્યો. વિક્રમયશા રાજાની રાણીઓને વિષ્ણુશ્રી ઉપર ઈર્ષ્યા ઉપજી. તેમણે તેના ઉપર કામણ ટુમણ કર્યાં. રાજાએ ઘણું જતન કર્યાં છતાં તે ન બચી. અને છેવટે ક્ષય રોગીની પેઠે ઘસાઇ ઘસાઈ મૃત્યુ પામી. વિષયાસક્તિથી ભાન ભૂલેલો રાજા વિષ્ણુશ્રીના મૃતકને ઉપાડવા દેતો નથી: તેને જોઈ જોઈને રડે છે. પ્રધાનોએ યુક્તિપૂર્વક મૃતકને જંગલમાં ખસેડયું. તે એમ માનતા હતા કે રાજાનો શોક ધીમે ધીમે ઓછો થશે, પણ તેમની તે ધારણા ખોટી પડી. રાજાએ અન્નપાણીનો ત્યાગ કર્યો. ત્રણ ઉપવાસ થયા. મંત્રીઓ રાજાને જંગલમાં લઇ ગયા અને વિષ્ણુશ્રીનું કલેવર તેને સોંપ્યું. કલેવર જોતાં વિક્રમયશા ચમકયો. તેમાંથી ભયંકર દુર્ગંધ ઉછળતી હતી. ચારે બાજુ કીડીઓ ચડી હતી. મોં બિહામણું બન્યું હતું. માખીઓ ગણુગણાટ કરી રહી હતી, નેત્રોમાં કાણાં પડયાં હતાં અને તેના સ્તન ગીધોએ કોચી નાખ્યા હતા. રાજાને જીવનની અનિત્યતા સાથે વિરસતા સમજાઈ. રાજા નગરે પાછો ફર્યો અને કલેવર અગ્નિદાહ માટે સોંપ્યું. વિષ્ણુશ્રી જતાં રાજાની સર્વ સંસાર માયા ગઈ અને તેણે સુવ્રતાચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરી. નિસ્પૃહજીવન જીવી વિક્રમયશા રાજર્ષિ મૃત્યુ પામી સનત્કુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. દેવસંબંધી આયુષ્ય પૂર્ણ કરી રત્નપુર નગ-

રમાં જિનધર્મ નામે શ્રેષ્ઠિ પુત્ર થયો. તે જતે દિવસે જીનમર્યાદાને પાલન કરનાર અગ્રગણ્ય શ્રાવક તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

આ તરફ નાગદત્ત સાર્થવાહ પ્રિયાના વિરહથી દુઃખી થઈ મૃત્યુ પામી કેટલાક ભવ કરી સિંહપુર નગરમાં અગ્નિશર્મા નામે બ્રાહ્મણ થયો. કેટલાક કાળ પછી તે ત્રિદંડી બન્યો. અને તે નગરનો હરિવાહન રાજા તેનો ભક્ત બન્યો. હરિવાહને અગ્નિશર્માને ભોજન માટે નિમંત્રણ આપ્યું. અગ્નિશર્માએ રાજદ્વારે જિનધર્મશ્રેષ્ઠિને જોયો. તેણે હરિવાહનને કહ્યું. 'જિનધર્મની પીઠ ઉપર થાળ મુકી મને ભોજન કરાવે તો હું ખાઉં.' રાજાએ તે કબુલ કર્યું. જિનધર્મને સુવરાવ્યો અને ધગધગતા ભોજનના થાળ મૂકી ત્રિદંડીને જમાડયો. જિનધર્મે પૂર્વભવ સંચિત કર્મ જાણી સહન કર્યું. પણ ત્યારપછી તેણે દીક્ષા લીધી. વિવિધ ઉપસર્ગો સહન કરી મૃત્યુ પામી સૌધર્મ કલ્પમાં ઇન્દ્ર થયો. ત્રિદંડી મૃત્યુ પામી ઇન્દ્રનો ઐરાવત હાથી થયો. ત્યાંથી મરી વચ્ચે ભવ કરી અસિત નામે યક્ષરાજ થયો.

(૨)

## સનત્કુમાર ચક્રી–બાલ્યકાળ, યુવાકાળ, ચક્રીપદ અને સ્વર્ગ ગમન

આ જંબુદ્વીપના હસ્તિનાપુર નગરમાં અશ્વસેન રાજાની સહદેવીની કુક્ષિને વિષે જિનધર્મનો જીવ મૃત્યુ પામી અવતર્યો. રાણીએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. પૂર્ણ માસે પુત્રનો જન્મ આપ્યો અશ્વસેન રાજાએ મોટા ઉત્સવથી તેનું સનત્કુમાર એવું નામ પાડયું. આ સનત્કુમારને મહેન્દ્રસિંહ નામે એક મિત્ર થયો. આ બન્ને મિત્રો મકરંદ નામના ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા. ત્યાં સનત્કુમાર પિતાએ ભેટ આપેલ જલધિકલ્લોલ નામના અશ્વ ઉપર આરૂઢ થયો. અશ્વ તુર્તજ દોડવા લાગ્યો. જોતજોતામાં સૌને દેખતાં કુમાર સહિત અશ્વ અદૃશ્ય થયો. રાજાએ ઠેરઠેર ઘોડેસ્વારો મોકલી તપાસ કરાવી પણ તેનો પત્તો ન લાગ્યો. આખરે મહેન્દ્રસિંહે તેને શોધવાનું માથે લીધું. શોધતાં શોધતાં વર્ષ વીત્યું. પણ તેનો પત્તો ન લાગ્યો.

એક વખત મહેન્દ્રસિંહે સનત્કુમારની શોધમાં અટવી પ્રવેશ કર્યો. દૂર જતાં તેણે કેટલીક સ્ત્રીઓથી વીંટાએલ આનંદ કરતા એક યુવાનને દેખ્યો. યુવાને તેને તુર્ત ઓળખ્યો અને કહ્યું કે 'હે મહેન્દ્રસિંહ ! તું કેમ અને કયાંથી અહિંઆ આવ્યો.' મહેન્દ્રસિંહે તેના ગયા પછીની બધી વાત કહી અને તેનો વૃત્તાંત જાણવા તેની વાત પૂછી, સનત્કુમારે આંખ ઘેરાય છે તે બ્હાનું કાઢી બકુલમતીને સર્વ વાત જણાવવાનું કહી રતિગૃહમાં પોઢી ગયો. બકુલમતીએ પતિની બનેલ ઘટના પતિ મિત્રને કહેવા માંડી. "તે અશ્વ તમારા મિત્રને લઈ દૂર અટવીમાં લઈ ગયો. અને બીજે દિવસે ઉભો રહ્યો. અશ્વ ઉપરથી તમારા મિત્ર ઉતર્યા કે તુર્ત અશ્વ મરણ પામ્યો. આર્યપુત્ર જલપાન કરવાનો વિચાર કરે છે તેટલામાં તે

વનનો અધિષ્ઠાયક યક્ષ જળપાત્ર સાથે હાજર થયો, જળપાન કરાવ્યું અને માનસ સરોવરમાં સ્નાન પણ કરાવ્યું. ત્યારબાદ તે યક્ષ અંતર્ધાન થયો. આ વખતે પૂર્વ ભવના શત્રુ અસિત યક્ષે આર્યપુત્રને જોયા. અને તેણે વૃક્ષ, પિશાચ, પર્વત, નાગપાશ વિગેરેના અનેક ઉપસર્ગો કર્યા. છેવટે તમારા મિત્રે બાહુયુદ્ધથી યક્ષનો પરાભવ કર્યો. ત્યારપછી આર્યપુત્ર પગે ચાલી અટવી બહાર આવ્યા ત્યા ભાનુવેગ વિદ્યાધરની આઠ કન્યાઓએ તેમને જોયા. અને તેમની સાથે પિતાની સંમતિથી પરણી એક વખત રતિગૃહમાં આર્યપુત્ર સુતા હતા તે વખતે અસિતયક્ષે તેમને ઉપાડી કોઈ ભયંકર અરણ્યમાં મૂક્યા, જાગૃત્ થતાં તે જંગલમાં તેમણે એક મહાપ્રાસાદ જોયો. તે પ્રાસાદમાં રહેલ ચંદ્રયશાની સુનંદા કુમારીને પરણ્યા. જે જતે દિવસે સ્ત્રીરત્ન થયુ. જંગલમાં આર્યપુત્ર સુનંદા સાથે હર્ષથી વાત કરે છે તેટલામાં વજ્રવેગ વિદ્યાધર તેમના ઉપર ચઢી આવ્યો પણ તેને મુષ્ટિ પ્રહારથી આર્યપુત્રે મારી નાખ્યો. વજ્રવેગનુ ઉપરાણુ લઈ સન્ધ્યાવળી નામની તેની બહેન ત્યાં આવી પણ આર્યપુત્રને જોતાંજ તેમની રાગી થઈ ગાંધર્વ વિવાહથી પરણી. વજ્રવેગનો પિતા અશનિવેગ પુત્રના વૈરનો બદલો લેવા તેમના ઉપર ચઢી આવ્યો પણ ચંદ્રવેગ અને ભાનુવેગ આર્યપુત્રને સહાયે ધાયા. ભયંકર યુદ્ધ જામ્યુ. છેવટે આર્યપુત્રે અશનિવેગના મસ્તકને છેદી નાંખ્યુ. ચંદ્રવેગ વિગેરે વિદ્યાધરો આર્યપુત્રને વૈતાઢ્યગિરિ ઉપર લઇ ગયા અને વિદ્યાધરોના મહારાજાપણાનો તેમનો અભિષેક કર્યો. મારા પિતા ચંદ્રવેગે મારી સાથે સો બીજીવિદ્યાધર પુત્રીઓના આર્યપુત્ર સાથે લગ્ન કર્યાં. આ પછી અમે આનંદથી સમય પસાર કરીએ છીએ. આજે અમે 'ક્રીડા કરવા માટે તમારા મિત્ર સાથે અહિં આવ્યાં છીએ.' એટલામાં સનત્કુમાર રતિગૃહમાંથી બહાર આવ્યો. અને મહેન્દ્રસિંહને વૈતાઢ્ય ગિરિ ઉપર લઇ ગયો. મહેન્દ્રસિંહ મિત્રની ઋદ્ધિ સિદ્ધિ જોઈ આનંદ પામ્યો. પણ તેનુ મન સનત્કુમારને લઈ રાજા પાસે જવાનુ હતું. એક વખતે તેણે મિત્રને કહ્યુ ' તમારા વિના માતપિતા ઝુરે છે. ' તત્કાળ સનત્કુમાર વિદ્યાધરોથી વીંટળાઇ હસ્તિનાપુર તરફ ચાલ્યા. અને હસ્તિનાપુર આવી સ્ત્રીઓ અને પરિવાર સહ માતપિતાને નમ્યા. પિતા પુત્ર, અને તેની ઋદ્ધિસિદ્ધિ જોઇ આનંદ પામ્યા. અને પોતાનુ રાજ્ય તુર્ત પુત્રને સોંપ્યુ. અને મહેન્દ્રસિંહને સેનાપતિપદે સ્થાપ્યો. કૃતકૃત્ય અશ્વસેન રાજાએ ધર્મનાથ તીર્થંકરના તીર્થના સ્થવિર મુનિ પાસે દીક્ષા અંગીકાર કરી અને પોતાનો સ્વાર્થ સાધ્યો.

સનત્કુમારને અનુક્રમે ચૌદ મહારત્નો પ્રાપ્ત થયાં. તેણે ચક્રરત્નને અનુસરી ભરતક્ષેત્રના છ ખંડ સાધ્યાં અને નૈસર્પ વિગેરે નવનિધિ સાધ્યા. રાજાઓએ ચક્રીપણાનો અભિષેક કરવાનો વિચાર કર્યો તે અવસરે સૌધર્મેન્દ્રે સનત્કુમારને જોયા. અને તેમને પોતાના બંધુવત્ તરીકે ગણી તેમના અભિષેકમાં દેવો મોકલી પોતે પણ જોડાયા. અને હાર, ચંદ્રમાળા, છત્ર, બે ચામર, મુગટ, બે કુંડલ, બે દેવ દુષ્યો, સિંહાસન, પાદુકા અને પાદપીઠ વિગેરે કુબેરને અર્પણ કર્યાં. તિલોત્તમા, ઉર્વશી, મેના, રંભા, તુંબરૂ વિગેરે સાથે કુબેર હસ્તિનાપુર આવ્યો. સનત્કુમારની આજ્ઞા લઇ રોહણગિરિના તટ આગળ દિવ્ય મંડપ કર્યો અને

'રોગના પ્રતિકારની લબ્ધિ હોવા છતાં દેહ પર નિર્મમપણું દાખવનાર રાજર્ષિ આપને ધન્ય હો!' મુનિને વાંદી પોતાનું સ્વરૂપ જણાવી દેવો સ્વસ્થાને ગયા.

સનત્કુમાર ચક્રવર્તિ ત્રણ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, નિર્મળ ચારિત્ર આરાધી, અણુસણ કરી સનત્કુમાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. તેમણે કુમારવયમાં અર્ધ લાખ વર્ષ, માંડલિકપણામાં અર્ધ લાખ વર્ષ, દિગ્વિજયમાં દશ હજાર વર્ષ, ચક્રવર્તિપણામાં નેવું હજાર વર્ષ અને વ્રતમાં એક લાખ વર્ષ એમ કુલે ત્રણ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સનત્કુમાર ચક્રી જગત ઉપર ઉપકાર કરી ત્રીજા દવલોકે સિધાવ્યા.

**આ પ્રમાણે ચોથા ચક્રવર્તિ સનત્કુમાર ચરિત્ર સંપૂર્ણ.**

**[ શ્રી શ્રેયાંસનાથ, શ્રી વાસુપૂજ્ય સ્વામી, શ્રી વિમળનાથ, શ્રીઅનંતનાથ શ્રી ધર્મનાથ, શ્રી મઘવા ચક્રવર્તિ અને સનત્કુમાર ચક્રવર્તિ ચરિત્ર રૂપ ચોથું પર્વ સંપૂર્ણ. ]**



**[ સોળમા જિનેશ્વર અને પાંચમા ચક્રવર્તિ ]**

# શ્રી શાંતિનાથ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન.

**પ્રથમ ભવ-શ્રીષેણ રાજા.**

શ્રી શાંતિનાથ ભગવાન ચક્રવર્તિ અને તીર્થંકર બન્ને પદને પામેલા છે. તેનું ચરિત્ર અહિં સંક્ષેપથી કહેવામાં આવે છે.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં રત્નપુર નામનું નગર હતું. ત્યાં શ્રીષેણ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને અભિનંદિતા અને શિખીનંદિતા (સિંહનંદિતા) નામે બે રાણીઓ હતી. એક વખતે અભિનંદિતા રાણીએ રાત્રિને વિષે સૂર્ય અને ચંદ્ર બન્નેને એકી સાથે સ્વપ્નમાં દેખ્યા. સવારે રાજાને સ્વપ્નની વાત કહી. રાજાએ વિચાર કરી જણાવ્યું કે-'તમારે સૂર્યચંદ્ર સરખા બે પુત્રો ઉત્પન્ન થશે.' પૂર્ણમાસે અભિનંદિતાએ જોડલે બે પુત્રનો જન્મ આપ્યો. રાજાએ ઇન્દુષેણ અને બિન્દુષેણ એવાં તેમનાં નામ રાખ્યાં. અનુક્રમે બાલકો વૃદ્ધિ પામ્યા. અને શસ્ત્ર તથા શાસ્ત્રકલામાં પ્રવિણ થયા.

આ અરસામાં ભરતક્ષેત્રમાં અચલપુર નામનુ નગર હતું. ત્યાં ધરણીજટ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને પતિપરાયણ યશોભદ્રા નામે ભાર્યા હતી. આની સાથે સંસાર સુખ ભોગવતાં ધરણીજટની નંદિભૂતિ અને શ્રીભૂતિ (શિવભૂતિ) નામે બે પુત્રો થયા. આ બ્રાહ્મણને ત્યાં કપિલા નામની દાસી હતી. તે સુંદર રૂપવાળી હોવાથી ધરણિજટનું દીલ તેની પ્રત્યે બગડયું. આ દાસીથી ધરણિજટને એક પુત્ર થયો તેનું નામ કપિલ રાખ્યું.

ધરણિજટ. નંદિભૂતિ અને શ્રીભૂતિને વેદ વિગેરેનો અભ્યાસ કરાવતો હતો. તેમની પ્રત્યે ખુબ ધ્યાન આપતો હતો, કપિલ પ્રત્યે તદ્દન બેદરકાર હતો તેમ છતાં બુદ્ધિશાળી કપિલ વેદપારગામી અને વિદ્વાન નિવડયો.

કપિલ વિદ્વાન અને બુદ્ધિશાળી હોવા છતાં દાસીપુત્ર હોવાથી લોકોને કે ધરણિજટને તેની પ્રત્યે માન ન હતું તેથી તેને જનોઈ ન આપી. કપિલે અચલગ્રામ છોડયું. અને પોતાના હાથે જનોઇ ધારણ કરી રત્નપુર નગરમાં આવ્યો. આ નગરમા સત્યકી નામનો ઉપાધ્યાય મહાપંડિત હતો. તેનો તેને ભેટો થયો. તેણે તેની સત્યભામા નામે પુત્રી પરણાવી. કપિલ સત્યભામા સાથે સુખ ભોગવતો પોતાનો કાલ નિર્ગમન કરે છે. આ અરસામાં કપિલ અને સત્યભામાના સંસારમાં વિષ કંટક ઉભું થયું.

એક વખત કપિલ વર્ષાઋતુમાં નૃત્ય જોઇ મોડી રાત્રે ઘેર પાછો ફર્યો. રસ્તામાં કપડાં ન ભીંજાય તે માટે તેણે તેને બગલમાં રાખ્યાં. પણ ઘર નજીક આવતાં તેણે વસ્ત્ર પહેરી લીધાં. વરસાદથી ભીંજાયેલા પતિની ઠંડી દૂર કરવા સંભ્રમથી સત્યભામા વસ્ત્રો લઈ સામે આવી. કપિલે કહ્યું 'મારાં વસ્ત્રો ભિંજાયાં નથી. મેં વિદ્યા પ્રયોગથી મુશળધાર વરસાદમાં પણ તેને કોરાં ને કોરાં રાખ્યાં છે.' સત્યભામા પંડિતપુત્રી હોવાથી કપિલને જોતાંજ સત્ય વસ્તુ સ્થિતિ સમજી ગઈ. તેનો સર્વ દેહ ભીંજાએલો હતો. શરીરમાંથી પાણી ઝમતું હતું. પતિની મંત્રની વાત તેને ગલત લાગી. અને તેણે નિર્ણય કર્યો કે નગ્ન થઇ વસ્રો તેણે કોરાં રાખ્યાં છે સાદી ભોળી આ વાતને તે જેમજેમ વિચારતી ગઇ તેમતેમ તેનુ હૃદય બળવા લાગ્યુ. તેણે વિચાર્યું કે 'કપિલ ભલે વિદ્વાન હોય પણ અધમ કુલનો હોવો જોઈએ.'

આ પ્રસંગ પછી સત્યભામા ગૃહસંસાર ચલાવતી પણ તેનામાં પહેલાંની આનંદ જ્યોત પ્રજ્વલિત ન થઇ. એક વખત ધરણીજટ નિર્ધન થવાથી કપિલને ઘેર આવ્યો. ધરણીજટનો કપિલે ખુબ આદર સત્કાર કર્યો. એકાંત મળતાં સત્યભામાએ ગૌહત્યાના શપથ આપ્યા અને કપિલ સંબંધી સાચી વાત પૂછી. ધર્મભીરૂ ધરણિજટ વાત છૂપાવી ન શકયો. અને તેણે કપિલદાસી પુત્ર છે, તે વાત કમને પણ સત્યભામાને જણાવી. સત્યભામાનું દીલ કપિલ ઉપરથી ઉઠી ગયું. અને તે રાજાને આશ્રયે ગઇ. આપછી તે વિવિધ તપશ્ચર્યાથી પોતાનું જીવન પસાર કરવા લાગી.

*આ અરસામાં વિમળબોધ નામના આચાર્ય રત્નપુર નગરમાં પધાર્યા. તેમની દેશનામાં શ્રીષેણ રાજા તેની બે રાણીઓ અને સત્યભામા સહિત ધર્મદેશના સાંભળવા ગયો. મુનિએ ધર્મમાં પ્રમાદ નહિ કરવા ઉપર દેશનામાં મંગળકળશ વિગેરેની કથા કહી. આ સાંભળી રાજાએ સમકિત સહિત બારવ્રત સ્વીકાર્યાં.

આ અરસામાં કોશાંબીના બલરાજાએ પોતાની પુત્રી શ્રીકાંતા શ્રીષેણના પુત્ર ઇન્દુષેણને આપી. ÷શ્રીકાંતા હું લઉં હું લઉં એમ કરતા શ્રીષેણના બન્ને પુત્રો એક સ્ત્રી માટે લડી પડયા.

*મૂળત્રિષષ્ટિમાં આ પ્રસગ નથી. લઘુત્રિષષ્ટિમા શાંતિનાથ ચરિત્રને અનુસરી આ પ્રસંગ લીધો છે

÷મૂળ ત્રિષષ્ટિમા શ્રીકાંતાની સાથે આવેલ અનંગમતિકા માટે બે કુમારો વચ્ચે યુદ્ધ થયુ તેમ છે.

પુત્રોની આવી તુચ્છ વઢવાડ દેખી રાજાને કંટાળો ઉપજ્યો આથી તેણે વિષમિશ્રિત પુષ્પ સુંઘી પોતાના જીવનનો અંત આણ્યો. શ્રીષેણના મૃત્યુ સમાચાર સાંભળી શિખિનંદિતા, અભિનંદિતા અને સત્યભામા પણ તત્કાળ મૃત્યુને વર્યાં. આ અરસામાં ઈન્દુષેણ અને અને બિન્દુષેણને એક ચારણમુનિએ ધર્મોપદેશ આપી લડતા શાંત પાડયા. અને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. એક સ્ત્રી માટે લડતા આ બે કુમારો છેવટે મુક્તિ માટે સરસાઈ કરી ઉત્તમ ચારિત્ર પાળી મોક્ષે સીધાવ્યા.

**બીજો ભવઃ—યુગલિક મનુષ્ય.**

શ્રીષેણરાજા અને અભિનંદિતાએ ઉત્તર કુરૂક્ષેત્રમાં પુરૂષ સ્ત્રીના એક યુગલ રૂપે જન્મ લીધો. અને બીજા યુગલરૂપે શિખિનંદિતા અને સત્યભામાએ જન્મ ધારણ કર્યો.

**ત્રીજો ભવ—સૌધર્મ દેવલોકમાં દેવ.**

ત્યારબાદ નિષ્પાપ યુગલિક જીવન જીવી આ ચારે જીવો સૌધર્મ દેવલોકમાં ઉત્પન્ન થયાં.

**ચોથો ભવ—અમિતતેજ વિદ્યાધર.**

આ ભરતક્ષેત્રમાં વૈતાઢય પર્વત ઉપર **રથનુપૂર** નામે નગર હતું. ત્યાં જ્વલન-જટી નામે વિદ્યાધર રાજા રાજ્ય કરતો હતો. તેને **વાયુવેગા** નામે પત્નીથી **અર્કકીર્તિ** નામે પુત્ર અને **સ્વયંપ્રભા** નામે પુત્રી હતી અર્કકીર્તિનુ લગ્ન **મેઘમાલિ** વિદ્યાધરની પુત્રી જ્યોતિર્માલા સાથે થયું હતું. શ્રીષેણ રાજાનો જીવ દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી જ્યોતિર્માલાની કુક્ષિને વિષે અવતર્યો. આ અવસરે જ્યોતિર્માલાએ જળહળતા સૂર્યને પોતાના મુખમાં પ્રવેશ કરતો દીઠો. સમય પૂર્ણ થતાં તેણે પુત્રનો જન્મ આપ્યો. પિતા અર્કકીર્તિએ સ્વપ્નને અનુરૂપ તેનું નામ **અમિતતેજ** રાખ્યું. સમય જતાં દાદા જ્વલન-જટીએ જગન્નંદન અને **અભિનંદન** ચારણ ઋષિ પાસે અર્કકીર્તિને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણ કરી.

કેટલાક સમયબાદ સત્યભામાનો જીવ સૌધર્મ દેવલોકમાંથી આવી જ્યોતિર્માલાની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થયો. જન્મ થતાં અર્કકીર્તિએ તેનું નામ **સુતારા** પાડયું.

અર્કકીર્તિની બહેન અને અમિતતેજની ફોઈ *સ્વયંપ્રભાનું લગ્ન ત્રિપૃષ્ઠ વાસુદેવ સાથે થયું. ત્રિપૃષ્ઠ વાસુદેવની સાથે સંસાર ભોગવતાં સ્વયંપ્રભાની કુક્ષિને વિષે અભિનંદિતાનો જીવ સૌધર્મ કલ્પમાંથી ચ્યવી શ્રી **વિજયકુમાર** રૂપે ઉત્પન્ન થયો. સ્વયંપ્રભાને ત્યાર પછી બીજો એક **વિજયભદ્ર** નામે પુત્ર થયો. કેટલાક સમયબાદ સ્વયંપ્રભાની કુક્ષિને વિષે શ્રીનંદિતાનો જીવ દેવલોકમાંથી ચ્યવી પુત્રીરૂપે ઉત્પન્ન થયો. ત્રિપૃષ્ઠે તેનું નામ **જ્યોતિપ્રભા** રાખ્યું.

આ બાજુ ભવભ્રમણ કરતો કપિલનો જીવ **ચમરચંચા**માં **અશનિઘોષ** નામે વિદ્યાબળી વિદ્યાધર રૂપે ઉત્પન્ન થયો.

---

*સ્વયંપ્રભાના લગ્ન અંગે ત્રિપૃષ્ઠ વાસુદેવ અને અશ્વગ્રીવ પ્રતિવાસુદેવને યુધ્ધારંભ થઈ યુદ્ધ થયું. વિગેરે સર્વ અધિકાર પ્રથમ વાસુદેવ ચરિત્રમાં આવી ગયેલ છે.

એક વખતે અર્કકીર્તિ પરિવાર સહ ત્રિપૃષ્ઠ વાસુદેવનો મેમાન બન્યો. અહિં ત્રિપૃષ્ઠે પોતાની પુત્રી જ્યોતિપ્રભાને અમિતતેજ વેરે પરણાવી અને અર્કકીર્તિએ પોતાની પુત્રી સુતારા ત્રિપુષ્ઠના પુત્ર શ્રીવિજય વેરે પરણાવી (અર્થાત આ ભવમાં પૂર્વના શ્રીષેણ અને શિખિ-નંદિતા પતિ પત્ની રૂપે તેમજ અભિનંદિતા અને સત્યભામા પતિપત્ની રૂપે બને છે.)

કેટલાક વખત પછી અર્કકીર્તિએ પોતાનું રાજ્ય અમિતતેજ પુત્રને સોંપી દીક્ષા ગ્રહણ કરી. હવે અમિતતેજ રથનુપૂર ચક્રવાલ નગરમાં રાજ્યધૂરાને વહન કરતો પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો. આ તરફ સમય જતાં ત્રિપૃષ્ઠ વાસુદેવ મૃત્યુ પામ્યા. અને અચલ બલભદ્ર શોકથી ઘેરાયા. આ અરસામાં સુવર્ણકલશ નામના આચાર્ય (શ્રેયાંસજિનના શિષ્ય) પોતનપુર નગરમાં પધાર્યા. અચલ તેમને વાંદવા ગયો. અને દેશનાના અંતે આચાર્યને પૂછ્યુ કે 'હે ભગવંત! મારો બાંધવ મૃત્યુ પામી ક્યાં ગયો છે? મને એના વગર ચેન પડતું નથી.' મુનિએ કહ્યું. 'શોક ન કરો પોતાની જેવી કરણી હોય તેવી જીવ ગતિ પામે છે. વાસુદેવો નરકે જાય છે અને તમારો ભાઇ વાસુદેવ હોવાથી સાતમી નરકે ગયો છે, છતા આ ચોવીશીમાં છેલ્લા તીર્થંકર થશે,' અચલ રડી પડયો. અને તેણે મુનિને શરણે શ્રીવિજયને રાજ્ય સોંપી પોતાનું જીવન ધર્યું.

એક વખત શ્રીવિજય રાજા રાજસભામાં ખુશાલી પૂર્વક બેઠા છે. ત્યાં એક નિમિ-ત્તિયાએ કહ્યું કે 'આજથી સાતમે દિવસે મધ્યાહ્ન સમયે પોતનપુરના રાજા ઉપર વિદ્યુત્પાત થશે.' રાજા અને મંત્રી બેહોશ બન્યા. અને તેમાંથી કેટલાક નિમિત્તિયાનો તિરસ્કાર કરવા લાગ્યા. નિમિત્તિયાએ કહ્યું 'મારા ઉપર ક્રોધ ન કરો. મને જે સાચું લાગ્યુ છે. તે મેં તમને કહ્યું છે. પછી તમારે જેમ કરવું હોય તેમ કરો.' નિમિત્તિયો આ વચન સંભળાવી ચાલ્યો ગયો, મંત્રીઓ જુદા જુદા અભિપ્રાયો રજુ કરવા માંડયા. કોઇએ રાજાને દરિયામાં રહેવાની સલાહ આપી, કોઇએ વૈતાઢ્ય ગિરિ ઉપર રહેવાની તો કોઇએ નિર્ધનને રાજા બનાવી રાજાને બચાવવાની યુક્તિ શોધી. રાજાએ આ બધું સાંભળી પોતાનો અભિપ્રાય જણાવ્યો કે 'મારી ખાતર મારે બીજા કોઇનો વધ થવા દેવો નથી.' છેવટે એવો નિર્ણય થયો કે 'રાજ્ય ઉપર વૈશ્રવણની પ્રતિમાનો અભિષેક કરવો. અને રાજાએ ઉપાશ્રયમાં રહેવું.' બન્યું પણ એમજ કે સાતમે દિવસે ઓચિંતા પોતનપુર નગર ઉપર વાદળ છવાયાં. મેઘનો ગર્જારવ થયો. ધમધોકાર વરસાદ પડવા માંડયો અને કડાકા લેતી વિજળી યક્ષમૂર્તિ ઉપર પડી. લોકોએ, રાજાએ અને અંતઃપુરની રાણીઓએ નિમિત્તિયાને ભેટોથી નવાજ્યો. શહેરમાં ઉત્સાહ મંડાયો. સૌ કોઇ આનંદમાં મગ્ન બન્યા. આ અરસામાં જ્યોતિપ્રભા સાથે અમિતતેજ પોતાની બેન-સુતારા તથા બનેવી શ્રીવિજયને ત્યાં આવ્યો. તેણે પણ આનંદ ઉત્સવમાં ભાગ લીધો.

એકવાર શ્રીવિજય સુતારા સાથે જ્યોતિર્વનમાં ક્રીડા કરવા ગયો. સામે સુવર્ણ મૃગને દેખતાં સુતારાએ સુવર્ણમૃગ લાવવા પતિને વિંનંતિ કરી. શ્રીવિજય મૃગની પાછળ પડયો પણ મૃગ જોતજોતામાં અદશ્ય થયો અને તેની સાથે સુતારાની દૃષ્ટિથી શ્રીવિજય

પણ અદૃશ્ય બન્યો. સુતારાને પતિવિહોણી એકલી દેખી કપિલનો જીવ અશનિઘોષ વિદ્યાધર સુતારાને ઉપાડી આકાશ માર્ગે ચાલ્યો. અને સુતારાની જગ્યાએ એક બનાવટી સુતારા મુકી દીધી. આ બનાવટી સુતારાએ બૂમ પાડી કે 'મને સાપ કરડયો ! મને સાપ કરડયો !' આ બૂમે શ્રીવિજય પાછો ફર્યો અને સુતારાને ખોળામાં લઇ અનેક ઉપચાર કરવા લાગ્યો. પણ તેના સર્વ ઉપાયો નિષ્ફળ ગયા. કારણકે સુતારાજ બનાવટી હતી તો પછી ઉપચાર કયાંથી સાચા નીવડે ? શ્રીવિજય બેહોશ બન્યો. 'સુતારા ! સુતારા !' બૂમો પાડી પોતે રડવા લાગ્યો અને જગતના પશુપંખી અને વૃક્ષોને રડાવવા લાગ્યો. છેવટે સુતારાના મૃતદેહ સાથે બળી મરવાનો નિર્ણય કરી ચિતામાં પડવાની તૈયારી કરે છે તેવામાં બે વિદ્યાધરો આવ્યા. અને તેમણે મંત્રિત જળ જેવું છાંટયું કે તુર્ત અટ્ટહાસ્ય કરતું મૃતક ચાલી અદૃશ્ય થયુ. શ્રીવિજય વિચારમગ્ન બન્યો. તેને આમાં કાંઇ સમજાયુ નહિ. તેણે વિદ્યાધરોને પૂછયુ કે 'આમાં સત્ય શું છે. ?' તેમણે કહ્યું 'અમે અમિતતેજના સેવકો છીએ. મારૂં નામ **સંભિન્નશ્રોત** અને મારા પુત્રનુ નામ **દીપશિખ** છે. સુતારાને ચમરચંચાના અધિપતિ અશનિઘોષને ઉઠાવી જતો અમે માર્ગમાં જોયો. અમે તેનો સામનો કરતા હતા પણ તેવામાં તમારી અગ્નિપ્રવેશની તૈયારીની જાણ થતાં તમને રોકવા અને સાચી વાતથી વાકેફ કરવા સર્વ છોડી અહિં આવ્યા છીએ. આ સુવર્ણમૃગ, કુર્કટસર્પનો ડંશ અને સુતારાનું મૃતક તે સર્વ તેની માયા છે. તેમજ તમારી સત્ય સુતારાને તે ઉઠાવી ગયો છે.' શ્રી વિજયનો શોક ક્રોધરૂપે પરિણમ્યો. તેની આંખો લાલ થઇ અને તે બોલી ઉઠયો 'હાલને હાલ હુ ત્યાં જાઉં છું અને સુતારાને છોડાવી લાવું છુ'

સંભિન્નશ્રોતે કહ્યું 'અશનિઘોષ એ સામાન્ય વિદ્યાધર નથી. તે મહાબલવાન અને અને મહાવિદ્યાવાન્ છે માટે હાલ તો તમે અમિતતેજની પાસે પધારો અને તેની સાથે વિચાર કરી અશનિઘોષ ઉપર ચઢાઇ કરજો.' શ્રી વિજય રથનુપૂર આવ્યો. તેણે સર્વ વાત અમિતતેજને કહી. અમિતતેજ પણ ક્રોધથી પ્રજ્વલિત બન્યો. અને તેણે તુર્ત તેના **રશ્મિવેગ** અને **રવિવેગ** નામના બે પુત્રોને લશ્કર સહિત શ્રી વિજયસાથે મોકલ્યા. તેમજ શસ્ત્રાવરણી, બંધની અને મોક્ષણી એ ત્રણ વિદ્યાઓ આપી તેમજ મહાજ્વાલા વિદ્યા સાધવા પોતાના પુત્ર સહસ્રરશ્મિને સાથે લઇ હિમવંત પર્વત ઉપર ગયો. અને જણાવ્યું કે હું પણ થોડી વારમાં તમને આવી મળું છું.

શ્રીવિજયે ચમરચંચામાં દૂતને મોકલી અશનિઘોષને કહેવરાવ્યું કે 'સુતારાને પાછી સોંપો નહિ તો લડવા તૈયાર થાઓ' અશનિઘોષે દૂતનો તિરસ્કાર કર્યો અને લડવા તૈયાર થયો. શ્રીવિજય અને અશનિઘોષના લશ્કરો સામસામાં બાટકયાં. કેઇ યોદ્ધાઓએ સ્વામિભક્તિથી પ્રાણ આપ્યા. આ યુદ્ધમાં અશનિઘોષના પુત્રો રશ્મિવેગ અને રવિવેગને હાથે મરાયા. અશનિઘોષ પોતે શ્રીવિજય સામે આવ્યો. પણ તુર્ત શ્રીવિજયે તલવારથી તેના બે ટુકડા કર્યા. જેમ જેમ તેના ટુકડા શ્રીવિજય કરતો ગયો. તેમ તેમ ટુકડા જેટલા અશનિઘોષ થતા ગયા. શ્રીવિજય મુંઝાયો. પોતાનું પરાક્રમ પોતાને ઘાતક નિવડતું લાગ્યુ. આજ અરસામાં મહાજ્વાલા વિદ્યા સાથે અમિતતેજ ત્યાં આવી પહોંચ્યો. શ્રીવિજયમાં નવો

ઉત્સાહ આવ્યો. અમિતતેજે ઘણાં રૂપો કરી લડતા અશનિઘોષ ઉપર મહાજ્વાલા ફેંકી. અશનિઘોષ રણાંગણ છોડી નાઠો. મહાજ્વાલા તેની પાછળ પડી. કોઇ માર્ગ ન સૂઝવાથી તે સીમંતગિરિ ઉપર કેવળજ્ઞાન પામેલા બલદેવ મુનિને શરણે ગયો. મહાજ્વાલા પાછી ફરી કારણકે કેવલીની સભામાં ઇન્દ્રના વજ્રની પણ શક્તિ ચાલતી નથી. ત્યાં બિચારી મહાજ્વાલા શું કરે ? અશનિઘોષનું સૈન્ય શ્રીવિજયને શરણે આવ્યુ. અને મહાજ્વાલાએ શ્રીવિજયાદિકને બલદેવ મુનિને કેવલજ્ઞાન થયાના સમાચાર કહ્યા. આ સમાચાર સાંભળતાં જ અમિતતેજ અને શ્રીવિજય બલભદ્રની દેશનામાં ગયા. અને સુતારાને લાવવાની મરિચી નામના સેવકને આજ્ઞા કરી. અશનિઘોષની માતા સુતારા ને સાથે લઇ સભામાં આવી. દેશનાના અંતે અશનિઘોષે કેવળી ભગવાનને પૂછ્યું 'હે ભગવન ! સુતારા ઉપર મારી દુષ્ટ બુદ્ધિ ન હતી છતાં મેં તેને કેમ હરી?' ભગવાને તેને કપિલ અને સત્યભામાનો વૃત્તાંત કહી બતાવ્યો. અને જણાવ્યું કે આ ભવનો સ્નેહ અને દ્વેષ પરભવના કારણો ઉપર આધાર રાખે છે. મુનીશ્વરે વિશેષમાં કહ્યું કે 'શ્રીષેણ, અભિનંદિતા, શિખિનંદિતા અને સત્યભામા મૃત્યુ પામી યુગલિયા થયાં ત્યાંથી સૌધર્મ દેવલોકમાં દેવ થયા અને ત્યાંથી ચ્યવી શ્રીષેણનો જીવ અમિતતેજ થયો. શિખિનદિતાનો જીવ તેની પત્ની જ્યોતિપ્રભા થયો. અભિનંદિતાનો જીવ શ્રીવિજય થયો. કપિલ મૃત્યુ પામી અનેક યોનિમાં રખડી જટીલકૌશિક તાપસની પવનવેગા નામની પત્નીથી ધર્મિલ નામે ઉત્પન્ન થયો. મોટો થતાં પિતાની પરંપરા મુજબ તે અનેક તપ કરવા લાગ્યો. આ તપ દરમિયાન તેણે એક મહર્દ્ધિ દેવની જેમ વિમાનમાં બેસી આકાશમાર્ગે જતા એક વિદ્યાધરને જોયો અને ત્યાં તેણે નિયાણું કર્યું કે 'આ તપના પ્રભાવથી હું ભવાંતરે આવો થાઉં, આથી હે અશનિઘોષ ! કપિલનો જીવ ધર્મિલ બની તું અશનિઘોષ થયો છે.

આ પછી અમિતતેજે ભગવાનને પૂછ્યું, 'હે ભગવન્ ! હું ભવ્ય છું કે અભવ્ય છું ?' ભગવાને કહ્યું, 'તમે નવમા ભવે સોલમા શાંતિનાથ નામે તીર્થંકર અને પાંચમા ચક્રવર્તિ થવાના છો. અને શ્રીવિજય તે ભવમાં તમારો પુત્ર અને પાછળથી ગણધર થશે.'

અશનિઘોષે પુત્રને રાજ્યગાદી સોંપી બલભદ્ર મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી સ્વયંપ્રભાએ પણ ઘણી સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી અને શ્રીવિજયે અમિતતેજ સહિત શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો.

અમિતતેજ અને શ્રીવિજય પોતપોતાની રાજધાનીમાં ગયા. અને ધર્મમય જીવન પસાર કરવા લાગ્યા. એક અરસામાં તે બન્ને નંદનવનમાં શાશ્વત પ્રતિમાઓને વંદન કરવા ગયા. ત્યાં ભમતાં ભમતાં તેમણે વિપુલમતિ અને મહામતિ નામના બે વિદ્યાધર મુનિઓને જોયા. તેમને નમી ધર્મદેશના સાંભળી અને પૂછ્યું, 'અમારૂં આયુષ્ય કેટલું બાકી છે' મુનિએ કહ્યું. 'તમારૂં છવીસ દિવસનું આયુષ્ય બાકી છે.' તેઓએ દાન આપવાની શરૂઆત કરી અને પુત્રને રાજ્યગાદિ સોંપી વ્રત ગ્રહણ કર્યું. ઓછો સમય હોવાથી બન્નેએ અણુસણનો સ્વીકાર કર્યો. શ્રીવિજયે આ તપ તપતાં પોતાના પિતાનું સ્મરણ કર્યું. અને

તેમની અધિક સમૃદ્ધિ અને પોતાની હીન સમૃદ્ધિને વિચારીને 'હું તેમના જેવો થાઉં' તેવું નિયણું બાંધ્યુ.

**પાંચમો ભવ-દશમા દેવલોકમાં દેવ.**

શ્રીવિજય અને અમિતતેજ મૃત્યુ પામી પ્રાણુત નામના દશમા દેવલોકમાં સુસ્થિતાવર્ત અને નંદિતાવર્ત વિમાનના સ્વામિ મણિચૂડ અને દિવ્યચૂડ નામે દેવતા થયા. અને પોતાનું વીશ સાગરોપમનું આયુષ્ય સુખપૂર્વક નિર્ગમન કરવા લાગ્યા.

**છઠ્ઠો ભવ અપરાજિત બળદેવ.**

જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં રમણીય નામના વિજયમાં સુભગા નામે નગરી હતી. આ નગરીમાં સ્તિમિતસાગર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને વસુંધરી અને અનુદ્ધરી નામે બે રાણીઓ હતી શ્રી શાંતિનાથ ભગવાનનો જીવ જે પૂર્વ ભવમાં અમિતતેજ હતો તે પ્રાણુત દેવલોકથી ચ્યવી વસુંધરીની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. વસુંધરી રાણીએ બલદેવના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્ન જોયાં. પૂર્ણ માસે સુવર્ણ કાંતિવાળા પુત્રનો જન્મ આપ્યો. માતપિતાએ તેનુ નામ અપરાજિત એવું પાડયું. થોડા સમય પછી શ્રી વિજયનો જીવ પણ દેવલોકમાંથી ચ્યવી અનુદ્ધરાની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. અનુદ્ધરા રાણીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્ન દેખ્યાં. અવસરે શ્યામ કાંતિવાળા પુત્રનો જન્મ આપ્યો. અને જેનુ નામ રાજાએ અનંતવીર્ય પાડયું. આ બન્ને બાંધવો થોડા સમયમાં શાસ્ત્રોને શીખ્યા અને કામીજનના કામણરૂપ યૌવન વયને પામ્યા.

એક વખત અતિશયવાળા સ્વયંપ્રભ નામના આચાર્ય ત્યાં પધાર્યા. સ્તિમિત સાગર રાજા તેમને વાંદી યથાસ્થાને બેઠો. મુનિએ ધર્મદેશના આરંભી. તેમાં જણાવ્યું કે 'ક્રોધ-માન-માયા લોભનો ત્યાગ કરવો જોઇએ. કારણકે આ કષાયો જીવને ચારે ગતિમાં રખડાવે છે. આ પ્રસંગે તેમણે મિત્રાનંદની કથા પણ કહી.' રાજા આથી પ્રતિબોધ પામ્યો. અને તેણે અનંતવીર્યને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણ કરી. પ્રાંતે કાંઈક વિરાધના થવાથી મૃત્યુ પામી ચમરેન્દ્ર થયો. અનંતવીર્ય પોતાના ભાઈ અપરાજિત સાથે રાજ્યધૂરાને વહન કરે છે તેવામાં એક અવસરે નારદઋષિ તેની સભામાં પધાર્યા. અનંતવીર્ય અને અપરાજિત બર્બરી અને કિરાતી દાસીઓના ગાનતાનમાં મસ્ત હતા. તેમણે નારદનો આદરસત્કાર ન કર્યો. નારદને આથી માઠું લાગ્યું. અને તે દમિતારિ પ્રતિવાસુદેવની સભામાં પહોંચ્યા. દમિતારિએ નારદના કુશળ સમાચાર પૂછયા અને પૂછયું કે, 'હે મહર્ષિ ! મારે ત્યાં ન હોય અને બીજે હોય એવી કોઈ અપૂર્વ વસ્તુ આપે જોઇ છે ખરી?' નારદે કહ્યું, 'હું આજે સુભગા નામે નગરીમાં ફરતો ફરતો ગયો હતો. ત્યાં બર્બરીકા અને કીરાતી નામની નર્તકીઓ એવું સુંદર નૃત્ય કરતી હતી કે તેને જોનાર બીજું સર્વ ભૂલી જાય. આવું નૃત્ય મેં કોઇ જગ્યાએ જોયું નથી. ખામી હોય તો તમારે ત્યાં આની છે. નારદ દમિતારિના હૃદયમાં શલ્યશંકુ નાંખી અન્યત્ર વિદાય થયા. દમિતારિએ અનંતવીર્યને ત્યાં દૂત મોકલ્યો અને કિરાતી તથા બર્બરીની માગણી કરી. ડાહ્યા અનંતવીર્યે દૂતને કહ્યું, 'હમણાં તું ચાલ્યો

જા, વિચાર કરીને હું દાસીઓને મોકલી આપીશ.' દૂત દમિતારિ પાસે પહોંચ્યો, અને કહ્યું કે, 'અનંતવીર્યે થોડા વખતની માગણી કરી છે પણ તે જરૂર મોકલી આપશે.'

દૂતના ગયા બાદ બન્ને ભાઇ એકઠા મળ્યા અને વિચાર કર્યો કે આપણે શું કરવું ? જો આપણે આની ધમકીને વશ થઇએ છીએ તો આપણી તેમાં નામરદાઇ જણાય છે. અને વશ નથી થતા તો દમિતારિ વિદ્યાબલી હોવાથી આપણે ગમે તેટલુ પરાક્રમ કરીશું તો પણ તેને જીતી શકીશું નહિ. આપણી પાસે જો વિદ્યાઓ હોત તો દમિતારિનો કાંઈ હિસાબ નથી. એટલામાં પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓ હાજર થઇ અને એમણે કહ્યું; 'અમે તમારે સ્વાધીન છીએ.' આજ અરસામાં ફરી દમિતારિનો દૂત આવ્યો અને કહેવા લાગ્યો કે, 'પ્રબળ દમિતારિને કોપ કરાવી શું લાભ કાઢવાનો છે ? તે તમારી પાસે હીરા, માણેક કે દેશ માગતો નથી. તે માગે છે માત્ર હલકાકુળની બે દાસીઓ. વિચાર કર્યા વગર તેને જલદી મોકલો અને તેનો ગાઢ સંપર્ક સાધી સુખ મેળવો.'

દમિતારિ રાજાને કનકશ્રી નામે રૂપવતી પુત્રી હતી. તેને મેળવવા અનંતવીર્ય ઝંખી રહ્યો હતો. તે વાત મનમાં છૂપાવી દૂતને કહ્યું, 'તમારો રાજા બે ચેટીઓથી સંતોષ પામતો હોય તો સુખેથી તું તેને લઇ જા.' એમ કહી અનંતવીર્ય અને અપરાજિત બન્નેએ ચેટીનુ રૂપ ધારણ કરી દૂતની સાથે દમિતારિની સભામાં ગયા. દમિતારિ તેમનુ ગીત નૃત્ય જોઇ ખુશી થયો. અને પોતાની પુત્રી કનકશ્રીને નૃત્યકળા શીખવવા તે બંનેને રાખી. કનકશ્રી આગળ વચ્ચે ચેટીના રૂપમા રહેલ અપરાજિત અનંતવીર્યના ગુણની પ્રશંસા કરતો હતો. ઘણી પ્રશંસા સાંભળી કનકશ્રીએ એકવાર કહ્યું, 'અનંતવીર્યની તું પ્રશંસા તો ખૂબ કરે છે પણ તેને બતાવે ત્યારે ખબર પડે કે તે કેવો સુંદર છે ?' અપરાજિતે કહ્યું. 'હાલ બતાવું.' એમ કહી થોડીવારે અનંતવીર્યને મૂલરૂપે કનકશ્રી પાસે હાજર કર્યો. કનકશ્રી મુગ્ધ થઈ. પણ ઉંડો નિશાસો નાંખી બોલી 'મારૂં એવું ભાગ્ય ક્યાં કે હું તમને મેળવી શકું.' અનંતવીર્યે કહ્યું, 'શા માટે ગભરાય છે. તું મારી સાથે અત્યારે આવવા ઇચ્છે છે ?' કન્યાએ હા પાડી પણ કહ્યું કે, 'તમે મારા પિતાના પરાક્રમથી વાકેફગાર છો કે નહિ ?' અનંતવીર્ય અને અપરાજિતે કહ્યું, 'તારા પિતા ગમે તેવા બલિષ્ઠ હોય તોપણ અમને જીતી શકે એમ નથી. તેની તું બીલકુલ ફીકર ન કર. અને તું અમારી સાથે સુભગા નગરી ચાલ.'

અનંતવીર્ય, અપરાજિત અને પાછળ કનકશ્રી એમ ત્રણે જણા ચાલ્યા. અને બન્ને ભાઇઓએ ઉદ્‌ઘોષણાપૂર્વક કહ્યું કે, 'હે દમિતારિ! પ્રધાનો, સૈનિકો અને નગરલોકો! સાંભળો, કીરાતી અને બર્બરી તો તમને મળવાની હશે ત્યારે મળશે પણ તમારી સૌની વચ્ચે તમારા નગરમાં આવી અમે આ કનકશ્રીને લઇ જઇએ છીએ જેનામાં પરાક્રમ હોય તે છોડાવવા આવજો.' આમ બોલતા તેઓ આકાશમાર્ગે ઉડ્યા. દમિતારિ બેબાકળો બન્યો. પકડો પકડોની તેણે બૂમો પાડી પણ જોતજોતામાં તેઓ કયાંય આગળ વધી ગયા. દમિતારિનું સૈન્ય તેમની પાછળ પડયું. અનંતવીર્યે વિદ્યાબળે સૈન્ય વિકુર્વ્યું, ભયંકર રણસંગ્રામ થયો.

બન્નેની રસાકસી જામી. અનંતવીર્યે પાંચજન્ય શંખ ફુંક્યો કે તુરત દમિતારિના લશ્કરમાં ભંગાણ પડ્યું. દમિતારિ પોતે સામે આવ્યો અને તેણે અનંતવીર્ય ઉપર ચક્ર મૂક્યું પણ ચક્ર તેને કાંઇ નુકશાન કરી શક્યુ નહિ પણ અનંતવીર્યથી પાછું મોકલાએલ તેણે દમિતારિનું મસ્તક કાપી નાંખ્યું. અનંતવીર્યનો જયજયારવ થયો. દમિતારિનું લશ્કર અને પ્રધાનો અનંતવીર્યના શરણે આવ્યા. ઉત્સવપૂર્વક કનકશ્રીના લગ્ન થયાં. અને સુભગા નગરી તરફ પ્રયાણ કર્યું. રસ્તામા મેરૂપર્વત ઉપર રહેલ શાશ્વતચૈત્યોને વાંદી પાછા ફરે છે તેવામાં તેમને કીર્તિધર નામના કેવલિમુનિ મળ્યા. અનંતવીર્ય પ્રદક્ષિણા દઇ તેમની પર્ષદામાં બેઠા. દેશનાબાદ કનકશ્રીએ કેવલિભગવાનને પૂછ્યું, 'હે ભગવંત ! મને પિતાનો વધ અને બાંધવોનો વિરહ શા કારણે થયો.' ભગવાને કહ્યું.

"ધાતકીખંડના ભરતક્ષેત્રમાં શંખપુર નામના નગરમાં શ્રીદત્તા નામની તું પૂર્વ ભવમાં દુઃખીયારી સ્ત્રી હતી. એક વખત તું દેવગિરિ પર્વત ઉપર ગઇ. ત્યાં તને સત્યયશા મુનિનાં દર્શન થયાં. અને તેમની પાસેથી તેં ચક્રવાલ તપ કરવાનો નિયમ કર્યો. આ તપના પ્રભાવથી તારી પાસે દિવસે દિવસે સમૃદ્ધિ વધવા લાગી અને તેં તે તપનું ઉદ્યાપન પણ કર્યું. તપશ્ચર્યાને અંતે તેં મુનિને પ્રતિલાભ્યા અને ધર્મોપદેશ સાંભળી સમ્યક્ત્વ સહિત વ્રતોનો સ્વીકાર કર્યો. વ્રતનું આરાધન કરતાં એક વખત તને સંદેહ ઉપજ્યો કે આ ધર્મ કરવાનું ફલ મને મલશે કે નહિ ? આ સંદેહની તેં આલોચના ન લીધી અને મૃત્યુ પામી તેથી તને આ બંધુવિયોગ વિગેરે દુઃખ થયાં છે.' વધુમાં તું સાંભળ. 'વૈતાઢ્યગિરિ ઉપર શિવમંદિર નામનું એક નગર હતું ત્યાં કનકપૂજ્ય નામનો રાજા હતો. તેને વાયુવેગા નામની ધર્મપત્નીની કુક્ષિથી કીર્તિધર નામનો પુત્ર થયો. તેને અનિલવેગા સાથે પરણાવવામાં આવ્યો. સમય જતાં અનિલવેગાને દમિતારિ નામે પ્રતિવાસુદેવ પુત્ર થયો. અને તેને એક છોકરી થઈ તે તું કનકશ્રી અને તારો દાદો કીર્તિધર તે હું કીર્તિધર મુનિ. તેં પૂર્વભવે ધર્મમાં સંશય કર્યો તેથી તને આ બંધુવિયોગાદિ દુઃખ પ્રાપ્ત થયાં. આ સાંભળી કનકશ્રીનું મન સંસાર તરફથી પાછું વળ્યું. તેણે વાસુદેવને પોતાની દીક્ષાની ભાવના જણાવી. આ પછી કેટલાક સમયબાદ સુભગાપુરીમાં સ્વયંપ્રભાચાર્ય પધાર્યા ત્યારે તેણે તેની પાસે દીક્ષા અંગીકાર કરી અને શુદ્ધ ચારિત્ર પાળી મુક્તિગતિને મેળવી.

અનંતવીર્ય અને અપરાજિત વિવિધ સુખ ભોગવતાં પોતાનો કાલ નિર્ગમન કરે છે. તેવામાં અપરાજિતને વિરતા નામે સ્ત્રીથી સુમતિ નામે પુત્રી ઉત્પન્ન થઇ. આ પુત્રી સરળ સુશીલ અતિધર્મિષ્ઠ, વિવેકી અને ધર્મઅભ્યાસી હતી. એક વખત ઉપવાસને પારણે એક મુનિને તેણે પ્રતિલાભ્યા. આથી બલભદ્રને ત્યાં પંચદિવ્ય થયા. સુમતિ મોટી થતાં બલભદ્રને તેને પરણાવવાની ચિંતા થઈ. તેણે તેને માટે સ્વયંવરમંડપ આરંભ્યો. દેશદેશના રાજાઓથી મંડપ ચિકાર બન્યો. સુમતિ વસ્ત્રાભૂષણથી સજ્જ થઈ, સખીઓ અને દાસીઓથી માર્ગ દેખાડાતી મંડપમાં દાખલ થઇ. સૌની નજર તેના ઉપર પડી. બધા 'આ મને વરશે આ મને વરશે, તેમ ગર્વોન્નતથી પોતાનું મસ્તક ઉંચું કરતા હતા અને પોતાની ટાપટીપ સાચવ

રાખતા હતા તેવામાં અચાનક આકાશમાર્ગે સૂર્ય સરખું પ્રકાશિત વિમાન આવ્યું. વિમાનમાંથી એક દેવી ઉતરી અને સભામંડપમાં દાખલ થઈ સિંહાસન ઉપર અધિષ્ઠિત થઈ. આ પછી તે દેવી સુમતિપ્રત્યે બોલી 'હે ધનશ્રી ! સબુર કર ! પૂર્વભવ યાદ કર અને સંસારમાં ન પડ !' સૌ ચમકી ઉઠયા. આ શું તેવો પરસ્પર વિચાર કરે છે તેવામાં તો દેવી બોલી ઉઠીકે 'આપણે બન્ને પૂર્વભવમાં મહેન્દ્રરાજા અને અનંતમતિરાણીની કનકશ્રી અને ધનશ્રી નામે બે પુત્રીઓ હતી. ધર્મ આરાધી મૃત્યુ પામી હું સૌધર્મદેવલોકના અધિપતિની નવમિકા નામે પત્ની થઇ અને તું કુબેરની અગ્રમહિષી થઇ. આપણે તે વખતે બન્નેએ એવો સંકેત કર્યો હતો કે જે પ્રથમ મનુષ્ય લોકમા જાય તેને બાકીનીએ સંસારમાં પડતી બચાવી ધર્મમાર્ગે યોજવી.' હું આથી મારી ફરજ બજાવવા અહિં આવી છું. આ કહેતાં તુર્તજ દેવી અદશ્ય બની. સભા દિગ્મૂઢ બની. સુમતિને જાતિ સ્મરણ જ્ઞાન થયું. અને તે બોલી 'પિતા અને બાંધવ સમા હે રાજવીઓ ! તમે અહિં મને વરવાને આશયે આવ્યા હતા. પણ તમે જાણો છો કે હું સંસારથી છૂટવા માગું છું. આપ મને દીક્ષા લેવાની રજા આપો. અને તમે વિવાહોત્સવ ને બદલે દીક્ષા મહોત્સવમાં જોડાઇ મને ઉપકૃત કરો.' સર્વે સભાએ હા પાડી અને સુમતિએ સાતસો કન્યાઓ સાથે સુવ્રત મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી અને ઉગ્ર તપ તપી મોક્ષમાં ગઇ.

અનંતવીર્ય વાસુદેવ ચોરાસી લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી પ્રથમ નરકમાં ગયો. અહિં તેણે બેંતાલીશ હજાર વર્ષ નરકની વેદના સહન કરી, પણ પોતાના પૂર્વભવના પિતા જે ચમરેન્દ્ર બન્યા હતા. તે વચ્ચે વચ્ચે વેદનાને શાંત કરતા હતા.

**સાતમો ભવ–અચ્યુત દેવ લોકમાં દેવ.**

અનંતવીર્યના મૃત્યુ બાદ અપરાજિતને ચેન ન પડયું. તેણે રાજ્ય પુત્રને સોંપી યશોધર ગુરૂપાસે દીક્ષા ગ્રહણ કરી અને સુંદર ચારિત્ર પાળી મૃત્યુ પામી અચ્યુત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

**આઠમો ભવ—વજ્રાયુધ ચક્રવર્તિ.**

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં વૈતાઢય પર્વત ઉપર ગગનવલ્લભ નામના નગરમાં મેઘવાહન નામે રાજા હતો. તેની મેઘમાલિની રાણીની કુક્ષિને વિષે અનંતવીર્યનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. પિતાએ તેનું નામ મેઘનાદ રાખ્યુ. યૌવનવય પામતાં પુત્રને રાજ્ય સોંપી પિતાએ દીક્ષા ગ્રહણ કરી.

એક વખત મેઘનાદ પ્રજ્ઞપ્તિ વિદ્યા સાધવા મેરૂ પર્વત ઉપર ગયો. અને ત્યાં નંદન વનમાં રહેલ શાશ્વત પ્રતિમાનું પૂજન કરવા લાગ્યો. તેવામાં બારમા દેવલોકના દેવો ત્યાં આવ્યા. અપરાજિતના જીવ દેવે મેઘનાદને જોઇ કહ્યું ' ભાઈ ! આ સંસારનો ત્યાગ કરો સંસાર ત્યાગના ફળથી હું સ્વર્ગ પામ્યો અને તું નરકમાં રખડયો.' મેઘનાદે અમરમુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. અને નંદનગિરિમાં ધ્યાનારૂઢ થયા. પૂર્વ ભવના અશ્વગ્રીવ પ્રતિવાસુદેવના પુત્રનો જીવ જે દૈત્ય થયો હતો તેણે તેને જોયો. અને પૂર્વ વૈર તાજું થયું. તેણે મુનિને

ઘણા ઉપસર્ગ કર્યા. પણ મેઘનાદ મુનિ ધ્યાનમાં સ્થિર રહ્યા. અંતે અણુસણ કરી મૃત્યુ પામી મેઘનાદ બારમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

જંબુદ્વીપના પૂર્વ વિદેહમાં મંગલાવતી વિજયને વિષે રત્નસંચયા નામની નગરી હતી. ત્યાં ક્ષેમંકર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રત્નમાલા નામે રાણી હતી. અપરાજિતનો જીવ અચ્યુતદેવલોકથી ચ્યવી તેની કુક્ષિને વિષે પુત્રરૂપે ઉત્પન્ન થયો. માતાએ હાથી વિગેરે ચૌદ સ્વપ્ન જોયાં અને ત્યાર પછી વજ્રનું સ્વપ્નું જોયું. પૂર્ણમાસે રત્નમાલાએ પુત્રનો જન્મ આપ્યો. માતપિતાએ તેનું નામ વજ્રાયુધ પાડયું. યૌવનવય પામતાં તેનાં લક્ષ્મીવતી નામની રાજકન્યા સાથે લગ્ન થયાં. આ તરફ અનંતવીર્યનો જીવ અચ્યુત કલ્પમાંથી ચ્યવી લક્ષ્મીવતીની કુક્ષિને વિષે અવતર્યો. સારા દિવસે માતપિતાએ તેનું સહસ્રાયુધ એવું નામ પાડયુ. આ સહસ્રાયુધ કનકશ્રી નામની રાજકન્યા સાથે પરણ્યો અને તેને પણ શતબલ નામે પુત્ર થયો.

આ તરફ ઈશાન કલ્પમાં દેવોની સભામાં ઇન્દ્રે કહ્યું કે 'વજ્રાયુધ જેવો કોઇ દઢ સમકિત ધારી નથી' કેટલાકે ઇન્દ્રની શ્રદ્ધાથી તો કેટલાકે ભોળા ભાવથી ઇન્દ્રની વાતમાં હા ભણી. પણ ચિત્રચૂલ નામના દેવને તેમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થઇ. અને તે પુત્ર પરિવાર સહિત બેઠેલા ક્ષેમંકર રાજાની રાજસભામાં આવ્યો. અને બોલ્યો 'આ જગતમાં પુન્ય, પાપ, જીવ, પરલોક વિગેરે કાંઇ નથી. ફોગટ પ્રાણીઓ આસ્તિકતાની બુદ્ધિથી કષ્ટ સહન કરે છે.' વજ્રાયુધે જવાબ આપતાં કહ્યું કે 'હે મહાનુભાવ ! તમે દેવ છો અને આ દેવપણું પૂર્વભવના સુકૃતને લઇને મળ્યું છે. આમ છતાં તમે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકશો તો તમને માલુમ પડશે કે તમે પૂર્વભવમાં કાંઇ ને કાંઇ સુકૃત કર્યું હતું તેને લઇને આ દેવપણું પ્રાપ્ત થયું છે. જો પરલોક અને જીવ ન હોત તો તમે મનુષ્યમાંથી દેવ કેવીરીતે થાત ?' દેવે કહ્યું 'તમારી વાત સત્ય છે અને મને સત્ય સમજાવી ખૂબ ઉપકાર કર્યો છે,' નહિ ઇચ્છા છતાં વજ્રાયુધને રત્નાભૂષણ ભેટ ધરી દેવ ઇશાન દેવલોકમાં ચાલ્યો ગયો અને સભામાં જઇ કહ્યુ કે; 'વજ્રાયુધ સાચેજ દઢ સમ્યક્‌ત્વી છે.'

એક વખત વસંતઋતુમાં વજ્રાયુધ પોતાની રાણીઓ સાથે ઉદ્યાનમાં ગયા. અહિં વિવિધ ક્રીડા કરતા તેમને જોઈ વિદ્યુતદંષ્ટ્ર નામના દેવને તેમની ઉપર વેર જાગ્યુ. કારણ કે તે દેવ દમિતારિનો જીવ હતો. અને અહિં કેટલાક ભવ ભમી વિદ્યુતદંષ્ટ્ર તરીકે ઉત્પન્ન થયો હતો. તે એક મોટો પર્વત ઉઠાવી લાવ્યો. અને વજ્રાયુધ ઉપર ફેંકયો. તેમજ નાગપાશના બંધ બાંધ્યા. વજ્રાયુધે નાગપાશોને તુર્ત દુર ફેંકયા. અને પર્વતના ટુકડે ટુકડા કરી નાંખ્યા. દેવ સમજી ગયો કે આની ઉપર હું ગમે તે ઉપદ્રવ કરૂં તો પણ મારા ઉપદ્રવો તેને કાંઇ પણ અસર કરે તેમ નથી. આ અરસામાં શક્રેન્દ્ર મહાવિદેહ ક્ષેત્રના જીનેશ્વરને નમી નંદીશ્વરની યાત્રાએ જતા હતા. તેમણે વજ્રાયુધના બળને જોયું. અને તેથી તે વિસ્મય પામી તેમની પાસે આવ્યા. અને નમન કરી કહ્યું કે 'આપ આ ભવમાં ચક્રવર્ત્તિ અને પછીના એક ભવ બાદ તીર્થંકર અને ચક્રીપદ પામવાના છો ' ઇન્દ્ર સ્તુતિ કરી નમી નંદીશ્વર દ્વીપે ગયા. અને વજ્રાયુધ ક્રીડાબાદ સ્વસ્થાને પધાર્યા.

આ અરસામાં ક્ષેમંકર રાજાને લોકાન્તિકદેવોએ 'નાથ ! તીર્થ પ્રવર્તાવો'ની વિનંતિ કરી. અવસરજાણ ક્ષેમંકર રાજાએ વજ્રાયુધને રાજ્ય સોંપી સાંવત્સરિક દાન આપી, દીક્ષા ગ્રહણ કરી. અને વિવિધ અભિગ્રહ તથા તપ તપી કેવળજ્ઞાન મેળવ્યું. દેવોએ સમવસરણની રચના કરી અને તેમાં બેસી ક્ષેમંકર ભગવાને દેશના આપી. દેશના બાદ ઈન્દ્ર અને વજ્રાયુધ સ્વસ્થાને ગયા.

આ પછી વજ્રાયુધને તેના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયુ અને બીજાં પણ તેર રત્નો ઉત્પન્ન થયાં. તેના સામર્થ્યથી વજ્રાયુધે છ ખંડ જીત્યા. અને ચક્રીપદ મેળવ્યું. તેમજ સહસ્રાયુધને યુવરાજ પદ આપ્યુ.

એક વખત વજ્રાયુધ રાજસભામાં બેઠા હતા. તેવામાં એક વિદ્યાધર 'બચાવો બચાવો !' એમ પોકાર કરતો આવ્યો. રાજાએ તેને આશરો આપ્યો. કે તુર્ત તેની પાછળ બીજો વિદ્યાધર આવ્યો. બીજા વિદ્યાધરે રાજાને કહ્યું 'હે રાજન્ ! આ દુષ્ટને અમારે સ્વાધિન કરો. કારણકે આ દુષ્ટે પ્રજ્ઞપ્તિ વિદ્યાને સાધતી મારી શાન્તિમતી પુત્રીને ઉઠાવી મારો અપરાધ કર્યો છે.' વજ્રાયુધે કહ્યુ 'તમે કહોછો તે સત્ય છે પરન્તુ તમારી પુત્રીને હરણ કરવામાં તેનો પૂર્વભવ કારણરૂપ છે અને તે તું સાંભળ.' અવધિજ્ઞાનથી ચક્રી કહેવા લાગ્યા કે 'વિન્ધ્યદત્ત નામે રાજાનો નલિનીકેતુ નામે તું પુત્ર હતો તેજ નગરમાં ધર્મમિત્ર નામના સાર્થપતિનો દત્તનામે પુત્ર આ વિદ્યાધર હતો તેને પ્રિયંકરા નામે પત્ની હતી. તેં પ્રિયંકરાનુ હરણ કર્યું. દત્ત સુમન મુનિપાસે દીક્ષા લઈ અનુક્રમે અજિતસેન નામે વિદ્યાધર થયો. અને જે પ્રિયંકરા હતી તે આ શાંતિમતી નામે તારી પુત્રી થઈ છે. આથી એણે પૂર્વ ભવના સંબંધને લઈને આનુ હરણ કર્યું છે. વજ્રાયુધ પાસેથી પૂર્વવૃત્તાંત સાંભળી શાંતિમતીએ દીક્ષા લીધી. અને અજિતસેને પણ દીક્ષા લઈ સ્વશ્રેય સાધ્યું.

વજ્રાયુધચક્રી સહસ્રાયુધ પુત્રની સાથે રાજ્ય કરતા હતા, તે અરસામાં સહસ્રાયુધની પત્ની જયનાને કનકશક્તિ નામે પુત્ર થયો. અને તેને કનકમાળા તથા વસંતમાલા નામની બે કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો. એક વખત કનકશક્તિ તેમની સાથે હિંમવાન પર્વત ઉપર ગયો. ત્યાં મુનિની દેશના સાંભળી કનકશક્તિએ બન્ને સ્ત્રીઓ સાથે દીક્ષા અંગીકાર કરી, કનકશક્તિમુનિને હિમચૂલદેવે ઘણા ઉપસર્ગો કર્યા પણ તે નિશ્ચળ રહ્યા. છેવટે તેમને રત્નસંચયા નગરીના ઉદ્યાનમાં કેવળજ્ઞાન થયું.

**નવમો ભવ–ગ્રૈવેયકમાં દેવ.**

આ પછી કેટલાક કાળે ક્ષેમંકર ભગવાન રત્નસંચયા નગરીમાં પધાર્યા. વજ્રાયુધે સહસ્રાયુધને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણ કરી અને ત્યારબાદ સહસ્રાયુધે પણ પિહિતાશ્રવ મુનિ પાસે દીક્ષા લીધી. અંતે બન્નેએ અણસણ કર્યું. અને ત્રીજા ગ્રૈવેયક દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયા.

**દશમો–અગિઆરમોભવ–મેઘરથ રાજા અને અનુત્તર વિમાનમાં દેવ.**

આ જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહમાં પુષ્કલાવતી વિજયને વિષે પુંડરિકીણી નામે નગરી હતી. ત્યાં ઘનરથ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પ્રિયમતી અને મનોરમા

નામે બે રાણીઓ હતી. વજ્રાયુધનો જીવ ગ્રૈવેયક વિમાનથી ચ્યવી પ્રિયમતીની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. જન્મ થતાં પિતાએ તેનું નામ મેઘરથ પાડ્યું. આ અરસામાં મનોરમાની કુક્ષિને વિષે સહસ્રાયુધનો જીવ ગ્રૈવેયકમાથી ચ્યવી ઉત્પન્ન થયો. તેનું નામ પિતાએ દૃઢરથ પાડ્યું. આ બન્ને બાંધવો બલદેવ અને વાસુદેવ સરખા સ્નેહથી વધવા લાગ્યા. યૌવનવય થતાં મેઘરથના લગ્ન નિહતશત્રુ રાજાની પ્રિયમિત્રા અને મનોરમા નામની રાજકન્યાઓ સાથે થયાં અને દઢરથનાં લગ્ન નિહતશત્રુની ત્રીજી કન્યા સુમતિ સાથે થયાં.

મેઘરથ અને દઢરથના લગ્ન સુમંદિરપુરમાં થવાનાં હતાં. માર્ગમાં સુરેન્દ્રદત્ત રાજાનો સીમાડો વીંધી જવાનું હતું. તેણે મેઘરથ અને તેના પરિવારને તેમાં પ્રવેશવાની ના પાડી. મેઘરથને આમાં પોતાનું અપમાન લાગ્યુ. અને તેથી ત્યાં સુરેન્દ્રદત્ત સાથે યુદ્ધ કરી તેનું રાજ્ય કબજે કર્યું. પણ લગ્નબાદ પાછા ફરતાં તેનેજ ફરી આજ્ઞાધારક બનાવી રાજ્ય પાછું સોંપ્યુ.

કેટલાક સમય બાદ મેઘરથને પ્રિયમિત્રાથી નંદિષેણ અને મનોરમાથી મેઘસેન નામે પુત્ર થયો. દઢરથની પત્ની સુમતિએ રથસેન નામના પુત્રનો જન્મ આપ્યો.

એક વખત ધનરથ રાજા અંતઃપુર સાથે આનંદ વિનોદમાં ગુલતાન હતા. તેવામાં સુરસેના નામની વેશ્યા કહેવા લાગી 'મારો કુકડો કોઈ કુકડાથી હારે તેમ નથી.' મનોરમા બોલી 'મારે તારી સાથે શરત કરવી નથી પણ મારા કુકડાને તારો કુકડો જીતશે નહિ.' બન્નેના કુકડાઓ લડવા માંડયા, ઘણીવાર સુધી લઢયા તો પણ તેમાંથી એકે હાર્યો નહિ. આથી ધનરથ રાજા બોલ્યા કે આમાંથી એકે હારે તેવો નથી તેનુ કારણ એ છે કે 'રત્નપુર નગરમાં ધનવસુ અને દત્ત નામે બે મિત્રો રહેતા હતા. તે નિર્ધન હતા. આથી કમાવાની ઇચ્છાએ જ્યાં ત્યાં ફરતા હતા અને લોકોને ખોટા તોલ માન આપાથી ઠગતા હતા. કોઈ કારણુસર તે બન્ને લોભી પરસ્પર લઢી પડયા. અને આખરે આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી, પ્રથમ ભવે હાથી, બીજા ભવે અયોધ્યા નગરીમાં નંદિમિત્રને ત્યાં પાડા થયા. ત્યાંથી મરી ઘેટા અને ત્યાંથી આ બે કુકડા થયા છે. વળી વિશેષમાં આ બે કુકડા ચંદ્રતિલક અને સૂર્યતિલક ખેચરોથી અધિષ્ઠિત છે. તેથી તેમના ઝઘડાનો અંત આવે તેમ નથી. પૂર્વભવનો વૃત્તાંત સાંભળી લઢતા કુકડા થંભ્યા અને અધિષ્ઠિત ખેચરો પણ પ્રગટ થયા. કુકડાઓ પોતાનો પૂર્વભવ સાંભળી શુદ્ધ ભાવ રાખી સારી ગતિ પામ્યા. અને ખેચરોએ પણ દીક્ષા લઈ સ્વશ્રેય સાધ્યુ.

એક વખત મેઘરથ મહારાજા પૌષધ લઇ પૌષધશાળામાં બીજા રાજાઓને ધર્મદેશના આપતા હતા. તેટલામાં એક પારેવો પક્ષિ 'મારૂં રક્ષણ કરો ! મારૂં રક્ષણ કરો ! હે રાજા હું તમારે શરણે છું.' એમ પોકાર કરતો મેઘરથના ખોળામાં પડયો. તેની પાછળ તુર્ત બાઝ પક્ષિ પણ આવ્યું અને તેણે રાજાને કહ્યું 'આ મારૂં ભક્ષ્ય છે. હું ભૂખ્યો છું, માટે મને આપો' રાજાએ શરણાગતનું કોઈપણ ભોગે રક્ષણ કરવું તે ક્ષત્રિય ધર્મ છે. માટે હું તને તે પાછું નહિ આપું. શ્યેને કહ્યું 'રાજા હું ભુખે મરૂં છું. મારા પ્રાણ જાય છે એકને બચાવી બીજાને મારવામાં શું ધર્મ સમાયો છે ?' રાજાએ કહ્યું 'હું તને તું કહે તે બીજો

ખોરાક આપું પણ પારેવું તો નહિજ મળે.' શ્યેને કહ્યું 'મારો ખોરાક તો માંસ છે. અને તે પણ મારી સમક્ષ છેદીને અપાય તેજ માંસ મારે જોઈએ.' રાજાએ કહ્યું. 'હું મારા શરીરમાંથી કબુતરના વજન જેટલુ કાપીને તને માંસ આપુ તો તારે ચાલે કે કેમ?' પક્ષિએ કહ્યુ 'જરૂર ચાલશે પણ હે મુગ્ધ રાજવી! પક્ષિ ખાતર હજારોનો પાલક તું શા માટે તારો જીવ હોડમાં મુકે છે.' રાજાએ કહ્યું 'પક્ષિ! આણુ કરતાં પણ શરણાગતની રક્ષા મારે મન વધુ મહત્ત્વવાળી છે,' તુર્ત ત્રાજવું મંગાવ્યું. એક પલ્લામાં કબુતર મુકયું અને બીજા પલ્લામાં સત્વશાળી દયાવાન મેઘરથ રાજા છરીથી કાપી કાપીને પોતાના શરીરનુ માંસ નાંખવા લાગ્યા. પણ કબુતરનું પલ્લું ઉંચું ન આવ્યું. તુર્ત રાજા પોતે પલ્લામાં ચડી બેઠો. આ બાજુ પ્રજા, સેવક અને પરિવાર આંખમાં આંસુ લાવી વિનંતિ કરે છે કે 'આપ હજારોના પાલક છો. પક્ષિ કરતાં ઉત્તમ છો અને જ્ઞાની છો' રાજા કહે છે કે 'અંગીકાર કરેલ કાર્યને જીવને જોખમે પણ પાર પાડવું જોઈએ.' આ પરસ્પર વાર્તાલાપ ચાલે છે તેવામાં આકાશમાંથી અવાજ આવ્યો કે 'હે મેઘરથ રાજા! ધન્ય તારા સત્વને અને ધન્ય તારા જીવનને!' ત્યાં તો એક દેવ હાજર થયો. અને રાજાને કહેવા લાગ્યો. 'હે રાજન! આ પરસ્પર વિરોધવાળાં બે પક્ષિમાં હું અધિષ્ઠિત થઈ તમારી પરીક્ષા કરવા માટે આવ્યો હતો. ખરેખર આપનો જન્મ અને જીવન સફળ છે. મને ઇશાનેન્દ્રની પ્રશંસામાં શંકા ઉપજી તેથી હું આપના સત્વની પરીક્ષા કરવા આવ્યો હતો પણ મેં તો ઇન્દ્રની પ્રશંસા કરતાં પણ આપનામાં અધિક સત્ત્વ નિહાળ્યું. રાજાની ક્ષમા માગી દેવ દેવલોકમાં ગયો.

આ પછી મેઘરથ બે પક્ષિઓનાં પરસ્પર વિરોધનું કારણ કહે છે. 'આ નગરમાં સાગરદત્ત શેઠની વિજયસેના નામની પત્નીની કુક્ષિથી ધન અને નંદન નામના બે પુત્રો થયા. એક વખત તેઓ વ્યાપાર કરવા ગયા, ત્યાં એક રત્નના કારણે પરસ્પર ઝઘડો થયો અને લડતાં લડતાં મૃત્યુ પામી કબુતર અને શ્યેન થયા. અને આ પરીક્ષા કરવા આવેલ દેવ જે દમિતારિ પ્રતિવાસુદેવનો જીવ હાલ ઇશાન દેવલોકમાં સુરૂપ નામે દેવ થયો છે. તે પૂર્વવૈરથી પરીક્ષા કરવા આવ્યો હતો.' બન્ને પક્ષિઓને પૂર્વભવનો વૃત્તાંત સાંભળી પૂર્વ ભવ યાદ આવ્યો. અને તેઓ વૈર વિસરી અંતે મૃત્યુ પામી દેવગતિમાં ગયા. લોકો અને પરિવાર પૂર્વ ભવના નજીવા વૈર સંબંધો કેવાં અનિષ્ટ ઉત્પન્ન કરે છે તે વિચારતા સ્વસ્થાને ગયા.

ઇશાનેન્દ્રે અંતઃપુરમાં રહ્યાં રહ્યાં અવધિજ્ઞાનથી એક વખત મેઘરથ રાજાને અઠ્ઠમ તપ કરી કાયોત્સર્ગમાં રહેલા દીઠા અને 'नमो भगवते तुभ्यं' કહી પ્રણામ કર્યો. દેવાંગનાઓએ પૂછયું 'રંગરાગના આ સમયે તમે કોને નમસ્કાર કર્યો?' ઇશાનેન્દ્રે કહ્યું 'જેને સર્વ દેવમાયા ન ચલાવી શકે તેવા કાયોત્સર્ગસ્થિત મેઘરથ રાજાને મેં નમસ્કાર કર્યો. દેવાંગનાઓને શંકા ઉપજી. અને તેમણે મેઘરથ રાજા આગળ હાવભાવ પૂર્વક દેવમાયા વિકુર્વી. ઘણા ઘણા અનુકુળ અને પ્રતિકુલ ઉપસર્ગ કર્યા. પણ મેઘરથનું રૂંવાડું ન ફરકયું છેવટે દેવાંગનાઓ થાકી અને તેમની ક્ષમા માગી દેવલોકમાં પાછી આવી. ઇન્દ્રને કહેવા લાગી કે 'તમે વખાણ્યા તેવાજ મેઘરથ રાજા છે.'

ધનરથ જિનેશ્વર વિહાર કરતા કરતા પુંડરિકિણી નગરીના પરિસરમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. મેઘરથ રાજાએ દેશના બાદ પોતાના પુત્ર મેઘસેનને રાજ્ય અને દૃઢરથના પુત્રને યુવરાજપદ આપી લઘુબંધુ દૃઢરથ, ચાર હજાર રાજાઓ અને સાતસો રાજકુમારો સાથે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા બાદ મેઘરથ રાજર્ષિએ વીશસ્થાનક તપની આરાધના કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અંતે મેઘરથ અને દૃઢરથ મુનિ શુદ્ધ ચારિત્ર પાળી સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)

## બારમો ભવ શ્રી શાંતિનાથ ભગવાન.

### જન્મ, બાલ્યકાળ, ગૃહસ્થાવસ્થા અને ચક્રીપદ.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નામે નગર હતું તેમાં વિશ્વસેન નામના પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. તે રાજા કલ્યાણકારી, દાનવીર અને ધર્મવીર હતા. તેમને અચિરા નામની પતિપરાયણ રૂપગુણસંપન્ન રાણી હતી.

એક વખત સર્વાર્થસિદ્ધ વિમાનથી મેઘરથ રાજાનો જીવ ચ્યવી મહા વદ ૭ના દિવસે ભરણી નક્ષત્રમાં અચિરાની કુક્ષિમાં ઉત્પન્ન થયો. અચિરા માતાએ તીર્થંકર અને ચક્રવર્તિ બન્ને પદને ધારણ કરનાર પુત્રના જન્મને સૂચવનારાં ચૌદ સ્વપ્ન જોયાં. દેવોએ ચ્યવન કલ્યાણકનો મહોત્સવ કર્યો. અને શેષ રાત્રિ ધર્મ જાગરણથી પસાર કરી પ્રાતઃકાલે સ્વપ્ન-દર્શનની વાત માતાએ રાજાને કહી. રાજાએ સ્વપ્ન પાઠક બોલાવી ફલ પૂછયું. તો સ્વપ્ન પાઠકે કહ્યું કે 'તમારે તીર્થંકર અને ચક્રવર્તિપદને ભોગવનાર ભાગ્યશાળી પુત્ર થશે.' નવ માસ અને સાડાસાત દિવસ પૂર્ણ થયા બાદ જેઠ વદ ૧૩ના દિવસે ભરણી નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે સુંદર પુત્રનો જન્મ આપ્યો. દેવોનાં આસન કંપ્યાં. તેઓએ જન્મ કલ્યાણક મહોત્સવ કર્યો. રાજાએ પણ આખા નગરમાં પુત્ર મહોત્સવ ઉજવ્યો. સર્વત્ર આનંદ આનંદ ફેલાયો, અને જગતમાં સર્વ જીવોએ સુખ અનુભવ્યું.

સારા મુહૂર્તે વિશ્વસેન રાજાએ પુત્રનું 'શાંતિનાથ' એવું નામ પાડયું કારણકે જ્યારે ભગવાન માતાના ઉદરમાં હતા ત્યારે દેશમાં વ્યાપેલ ઉપદ્રવ શાંત થયો હતો. ભગવાન બાલ્યકાળમાં દેવોએ સંચારેલ અમૃતવાળા અંગૂઠાને ધાવી ક્ષુધા સમાવતા હતા. આમ બાલ્યકાળની બાળક્રીડા બાદ ભગવાન યૌવનવયને પામ્યા. ત્યારે વિશ્વસેન રાજાએ તેમને અનેક રાજકન્યાઓ સાથે પરણાવ્યા.

ભગવાન જ્યારે પાંચ હજાર વર્ષની ઉંમરના થયા ત્યારે વિશ્વસેન રાજાએ તેમને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણ કરી અને પોતે સ્વશ્રેય સાધ્યું. આ પછી શાંતિનાથ ભગવાને રાજ્યની લગામ હાથમાં લીધી અને પ્રજાને સુખવૈભવ સાથે ધર્મ અને નીતિના માર્ગે દોરી.

શાંતિનાથ રાજા આમ અનેક રાજ્યકન્યાઓ સાથે સુખ ભોગવવા પૂર્વક પોતાનો કાળ નર્ગમન કરે છે. તેવામાં યશોમતી નામની મુખ્ય રાણીની કુક્ષિમાં દૃઢરથ મુનિનો જીવ

સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવી ઉત્પન્ન થયો. યશોમતિએ સ્વપ્નમાં ચક્ર દેખ્યું. આથી પુત્રનો જન્મ થતાં સ્વપ્નને અનુસરી પુત્રનું નામ ચક્રાયુધ એવું પાડયું. ચક્રાયુધ પણ અનુક્રમે યુવાવસ્થા પામ્યો અને તેને પણ અનેક રાજપુત્રીઓ સાથે પરણાવવામાં આવ્યો.

સમય જતાં એક વખત શાંતિનાથ ભગવાનના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. અને ત્યાર પછી બીજાં તેર રત્નો તેમને પ્રાપ્ત થયાં. આ રત્નના પ્રભાવથી તેમણે છ ખંડ સાધ્યા. અને ચક્રીપદ મેળવી શાંતિનાથ ચક્રવર્તિ થયા.

## (૩)

## દીક્ષા. કેવળજ્ઞાન અને નિર્વાણ

આમ ભગવાને આઠસો વર્ષ ન્યૂન પચીશ હજાર વર્ષ જીવનનાં પસાર કર્યાં. ત્યારે લોકાન્તિક દેવોએ 'હે નાથ ! તીર્થ પ્રવર્તાવો'ની વિનંતિ કરી. ભગવાને વાર્ષિકદાન આપવા માંડયું અને વાર્ષિક દાનને અંતે ચક્રાયુધને રાજ્યપર સ્થાપી સર્વાર્થસિદ્ધ શિબિકામાં આરૂઢ થઈ ભગવાન સહસામ્રવનમાં પધાર્યા. અહિં આવી ચક્રીપદની ઋદ્ધિને છોડેલ શાંતિનાથે શરીર ઉપર રહેલ શેષ આભૂષણનો પણ ત્યાગ કર્યો. અને જેઠ વદ ૧૪ના દિવસે ભરણી નક્ષત્રમાં છઠ્ઠ તપપૂર્વક એક હજાર રાજાઓ સાથે દીક્ષા ગ્રહણ કરી. બીજે દિવસે ભગવાને મંદિરપુરમાં સુમિત્ર રાજાને ઘેર પારણું કર્યું. દેવોએ પંચદિવ્ય પ્રગટ કર્યાં. અને સુમિત્ર રાજાએ પ્રભુના ચરણના સ્થાને રત્નપીઠ બનાવી.

જગત ઉપર ઉપકાર કરતા નિસ્નેહી ભગવાન વિચરતા વિચરતા ફરી એક વર્ષબાદ સહસામ્રવનમા પધાર્યા. અહિં છઠ્ઠ તપ કરી નંદિવૃક્ષની નીચે ધ્યાન ધરતાં પ્રભુનાં ઘાતિકર્મ તૂટયાં. અને પોષ વદ ૯ના દિવસે ભરણી નક્ષત્રમાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવોએ સમવસરણ રચ્યું. ચક્રાયુધ રાજા પણ પરિવાર સહિત સમવસરણમાં આવ્યો. અને ઈન્દ્રની પાછળ બેઠો. ભગવાને પૂર્વદ્વારથી પ્રવેશી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી અને 'નમો તિત્થસ્સ' કહી સિંહાસન ઉપર બેઠા એટલે ઇન્દ્રે ઉભા થઈ ભગવાનની સ્તુતિ કરી. આ પછી ભગવાને દેશના આરંભી. તે દેશનામાં ભગવાને સાધુધર્મ અને શ્રાવકધર્મનો ઉપદેશ આપ્યો. અને તેથી કેટલાકે સાધુપણું તો કેટલાકે શ્રાવકપણું અંગીકાર કર્યું. ચક્રાયુધે પોતાના પુત્ર કુરૂચંદ્રને રાજ્ય સોંપી પાંત્રીશ રાજાઓ સાથે દીક્ષા અંગીકાર કરી. અને તે ચક્રાયુધ સહિત છત્રીશે ભગવાનના ગણધરો થયા આ છત્રીસ ગણધરોએ ભગવાનની પાસેથી ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી ભગવાને તેમને અનુજ્ઞા આપી અને જ્યારે પ્રથમ પોરિસી પૂર્ણ થઇ ત્યારે ચક્રાયુધ ગણધરે પાદપીઠ ઉપર બેસી બીજી પોરિસીમાં દેશના આરંભી. તે પૂર્ણ થતાં સૌ ભગવાનને વાંદી સ્વસ્થાનકે ગયા.

ભગવાન શાંતિનાથ સ્વામિના શાસનમાં સુવરના વાહનવાળો, શ્યામવર્ણવાળો, ડુક્કરના જેવા મુખવાળો, બે દક્ષિણ ભૂજામાં બીજોરૂં અને કમળ તથા બે વામ ભૂજામાં નકુળ અને અક્ષસૂત્રને ધારણ કરનારો ગરૂડ નામે યક્ષ શાસનદેવ થયો. તથા ગૌરઅં-

ગવાળી, કમળના આસનવાળી, બે દક્ષિણ ભૂજામાં પુસ્તક અને ઉત્પલ અને બે વામ ભૂજામાં કમંડળ અને કમળને ધારણ કરનારી **નિર્વાણી** નામે શાસનદેવી થઇ. શાસનદેવ જેમના સાનિધ્યમાં હંમેશ રહેતા હતા એવા શાંતિનાથ ભગવાને ભવ્યપ્રાણીઓના પ્રતિબોધ માટે અન્યત્ર વિહાર કર્યો.

એક વખત વિહાર કરતા કરતા ભગવાન ફરી હસ્તિનાપુરના પરિસરમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યુ. કુરૂચંદ્ર પણ ત્યાં આવ્યો. દેશનાના અંતે ભગવાનને નમી કુરૂચંદ્ર બોલ્યો, 'હે ભગવાન! પૂર્વજન્મના કયા કર્મથી હું આ જન્મમાં રાજા થયો અને મને કયા કર્મથી દરરોજ અદ્‌ભૂત પાંચ વસ્ત્ર, અને ફલ વિગેરે વસ્તુઓ મલ્યા કરે છે. છતાં તે વસ્તુઓનો હું ઉપયોગ નહિ કરતાં તેને ઇષ્ટજનને આપીશ એમ માની સંગ્રહી રાખું છું.' ભગવાને કહ્યું 'આ સર્વ પૂર્વભવના મુનિદાનનો પ્રભાવ છે. તું પૂર્વભવમાં **શ્રીપુર** નગરમાં **સુધન, ધનપતિ, ધનદ** અને **ધનમિત્ર** નામના ચાર વણિક મિત્રોનો નોકર હતો. તે મિત્રોની સાથે તું પણ પરદેશ ગયો. માર્ગમાં એક મુનિનો વનમાં સમાગમ થયો તેં મુનિને વહોરાવ્યુ. અને તેની તેં તથા ચાર મિત્રોએ અનુમોદના કરી. આથી તું મરી કુરૂચંદ્ર થયો અને સુધન અને ધનદ મરી કંપીલપુર અને કૃતિકાપુરમાં વણિક પુત્રો થયા. જ્યાં સુધનનું નામ હાલ વસંતદેવ છે. અને ધનદનું નામ કામપાલ છે. બીજા બે ધનપતિ અને ધનેશ્વર મરીને **મદીરા** અને **કેશરા** નામે સ્રીરૂપે જન્મ પામ્યા છે. તેમાં મદિરાનો વિવાહ કામપાલની સાથે અને કેશરાનો વિવાહ વસંતદેવની સાથે થયો છે. તે પણ આ સમવસરણમાં અહિં બેઠા છે. તને મુનિદાનના પ્રભાવથી રાજ્ય અને પાંચ અદ્‌ભૂત વસ્તુઓ મળી છે. પરન્તુ તું આ પાંચ વસ્તુનો ઉપયોગ એકલો કરી શકતો નથી. તેનું કારણ આ દાનમાં પાંચેનો સહકાર હતો. હવે તું તેમની સાથે તેમનો ઉપયોગ કરી શકીશ. પ્રથમ પોરિસી પૂર્ણ થતાં ભગવાને દેશના સમાપ્ત કરી એટલે ગણધર ભગવંતે દેશના આરંભી અને તે પૂર્ણ થતાં મુનિદાનની પ્રશંસા કરતા ભાવિકો, ઈન્દ્રો, દેવો અને રાજાઓ ભગવાનને વાંદી સ્વસ્થાને ગયા. દેશના બાદ કુરૂચંદ્ર પૂર્વના ચારે મિત્રોને પોતાને ત્યાં લઇ ગયો. તેમનો ખુબ આદર સત્કાર કર્યો અને તેમની સાથે દેવી વસ્તુઓના ઉપભોગ પૂર્વક પોતાનો કાળ પસાર કરવા લાગ્યો.

શાંતિનાથ સ્વામિને બાસઠ હજાર સાધુ, એકસઠ હજાર છસો સાધ્વી, આઠસો ચૌદ પૂર્વધારી, ત્રણ હજાર અવધિજ્ઞાની, ચાર હજાર મનઃપર્યવજ્ઞાની, ચાર હજારને ત્રણસો કેવળજ્ઞાની, છ હજાર વૈક્રિય લબ્ધિવાળા, બે હજારને ચારસો વાદ લબ્ધિવાળા, બે લાખને નેવું હજાર શ્રાવક અને ત્રણ લાખ અને ત્રાણું હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

શાંતિનાથ પ્રભુ દીક્ષા લીધા બાદ પચીસ હજાર વર્ષ પૃથ્વી ઉપર વિચરી પોતાનો નિર્વાણ કાળ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. ત્યાં નવસો મુનિઓની સાથે અણસણ વ્રત સ્વીકાર્યું. અને એક માસને અંતે જેઠ વદ ૧૩ ના દિવસે ભરણી નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે શાંતિનાથ પ્રભુ નવસો મુનિઓની સાથે મોક્ષે ગયા.

શાંતિનાથપ્રભુએ કુમારવયમાં, માંડલિકપણામાં, ચક્રવર્તિપણામાં અને દીક્ષાવસ્થામાં, એ દરેકમાં પચીશ પચીશ હજાર વર્ષ વ્યતીત કરી કુલ એક લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું. શ્રી ધર્મનાથ સ્વામિના નિર્વાણ પછી પોણા પલ્યોપમે ઉણા ત્રણ સાગરોપમ ગયા બાદ શાંતિનાથ પ્રભુ મુક્તિ પામ્યા.

સર્વે ઈન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિ સંસ્કાર કર્યો ભગવંતના દાઢા આદિ અવયવોને યથાયોગ્ય વહેંચી લઇને દેવો નંદીશ્વરદ્વીપે જઇ નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

શ્રી શાંતિનાથ ચરિત્ર.

લઘુ ત્રિષષ્ઠિશલાકા પાંચમું પર્વ સંપૂર્ણ.

---

## છઠ્ઠા ચક્રવર્તિ અને સત્તરમા તીર્થંકર

# શ્રી કુન્થુનાથ સ્વામિ ચરિત્ર.

## (૧)

### પૂર્વભવ વર્ણન.

### પ્રથમ દ્વિતીય ભવ-સિંહાવહ રાજા અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ.

આ જંબૂદ્વીપના પૂર્વ વિદેહના આવર્ત વિજયમાં ખડ્ગી નામે નગરી હતી તે નગરીમાં સિંહાવહ નામે રાજા રાજ્ય કરતો હતો. કેટલોક વખત રાજ્ય કર્યા પછી સંવર આચાર્યની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી તીવ્ર વ્રતને પાળતા તે રાજર્ષિએ વીશ સ્થાનક તપથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અંતે મૃત્યુ પામી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

## [૨]

### તૃતીયભવ—શ્રી કુંથુનાથ ભગવાન.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નામે નગર હતું ત્યાં શૂર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને શ્રીદેવી નામે રાણી હતી આ શ્રીદેવીની કુક્ષિને વિષે સિંહાવહ રાજાનો જીવ અનુત્તર વિમાનથી ચ્યવી શ્રાવણ શુદ ૯ના દિવસે કૃતિકા નક્ષત્રમાં ઉત્પન્ન થયો. માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણક વિધિ કરી. શ્રીદેવીએ પૂર્ણ માસે વૈશાખ વદ ૧૪ ના દિવસે કૃતિકા નક્ષત્રમાં છાગના લંછનવાળા અને સુવર્ણવર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો. પિતાએ, દેવોએ અને દિક્કુમારિકાઓએ જન્મમહોત્સવ કર્યો.

સારા મુહૂર્તે શૂરરાજાએ પ્રભુ ગર્ભમાં હતા ત્યારે તેમની માતાએ કુન્થુનામનો રત્ન રાશિ જોયો હતો તેથી તેમનું 'કુન્થુનાથ' એવું નામ પાડયું. યૌવનવય પામતાં પ્રભુ

પાંત્રીશ ધનુષ્યની કાયાવાળા થયા. પિતાએ અનેક રાજકન્યાઓ સાથે તેમનો વિવાહ કર્યો. ભગવાન તેવીસ હજાર અને સાડાસાતસો વર્ષના થયા ત્યારે તેમને પિતાએ રાજ્યારૂઢ કર્યા. ભગવાને રાજ્યને પામી રાજ્યવ્યવસ્થા સુંદર રીતે ચલાવી. એક વખત આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. કુન્થુનાથે તેની પૂજા કરી અને પછી ચક્રરત્નને અનુસરી માગધ-વરદામ-પ્રભાસ, સિંધુદેવી, વૈતાઢ્યકુમાર દેવ અને કૃતમાલદેવ વિગેરેને સાધવાદ્વારા દક્ષિણ ભરતાર્ધના મધ્યખંડને પોતે સાધ્યો અને સિંધુ નિષ્કૂટને સેનાપતિ પાસે સધાવ્યું. ત્યારબાદ તમિસ્રાગુફામાં પેસી ઉત્તર ભરતના મધ્ય [illegible] રહેલા આપાત ભિલ્લોને સાધ્યા. અને સેનાપતિ પાસે સિંધુના નિષ્કૂટને સ[illegible] ત્યાંથી આગળ વધતાં પ્રથમ ક્ષુદ્રહિમવંતકુમારદેવને સાધ્યો અને ઋષભ[illegible] ઉપર પોતાનુ નામ લખી વૈતાઢ્યના વિદ્યાધરોને સ્વાધીન કરી ગંગાદેવી અને નાટ્યમાલ દેવને સાધ્યા. ગંગાના ઉત્તર નિષ્કૂટને સેનાપતિ પાસે સધાવ્યું. પછી ખંડપ્રપાતા ગુફા દ્વારા દક્ષિણ ભરતમાં પેસી નવનિધિ પ્રાપ્ત કર્યા. અને ગંગાનું બીજું નિષ્કૂટ સેનાપતિ પાસે સધાવ્યું. આ રીતે સંપૂર્ણ ભરત ક્ષેત્ર સાધી કુન્થુનાથ હસ્તિનાપુરમાં આવ્યા. દેવ અને મનુષ્યોએ ચક્રવર્તિપણાનો અભિષેક કર્યો. ચક્રવર્તિપણાના વૈભવમાં રાચતા ભગવાન તેવીસ હજાર અને સાડા સાતસો વર્ષના થયા ત્યારે લોકાન્તિક દેવોએ તીર્થ પ્રવર્તાવવાની વિજ્ઞપ્તિ કરી. કુન્થુનાથ ભગવાન પુત્રને રાજ્યગાદી પર સ્થાપી વાર્ષિકદાન આપી વિજયા શિબિકા ઉપર આરૂઢ થઇ સહસ્રામ્રવનમાં પધાર્યા. શિબિકામાંથી ઉતરી વૈશાખ વદ ૫ ના દિવસે કૃતિકા નક્ષત્રમાં એક હજાર રાજાઓની સાથે છઠ તપ પૂર્વક દીક્ષા અંગીકાર કરી. દેવોએ દીક્ષા મહોત્સવ કર્યો. બીજે દિવસે ચક્રપુર નગરમાં વ્યાઘ્રસિંહ રાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યાં. વ્યાઘ્રસિંહે તે સ્થાને રત્નમય પીઠ કરાવી. ત્યારબાદ ભગવાને અન્યત્ર વિહાર કર્યો.

સોળ વર્ષ સુધી વિહાર કર્યા બાદ ભગવાન ફરી સહસ્રામ્રવનમાં પધાર્યા. અને તિલક વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. શુકલ ધ્યાન ધ્યાવતાં પ્રભુને ચૈતર શુદ ત્રીજના દિવસે કૃતિકા નક્ષત્રમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવોએ સમવસરણ રચ્યુ ભગવાને દેશના આરંભી. તેમાં ચાર ધ્યાનનું વર્ણન કર્યું. દેશના બાદ કોઇએ શ્રાવકપણું તો કોઇએ સાધુપણું અંગીકાર કર્યું. ભગવાનને સ્વયંભૂ વિગેરે પાત્રીસ ગણધરો થયા. તેમણે ભગવાન પાસેથી ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી. પ્રથમ પોરિસી પૂર્ણ થતાં ગણધર ભગવંતે દેશના આપી. દેશના પૂર્ણ થતાં દેવો અને રાજાઓ પ્રભુને વાંદી મહોત્સવ કરી સ્વસ્થાને ગયા.

કુંથુનાથ સ્વામિના શાસનમાં ગંધર્વ નામે યક્ષ શાસનદેવ અને બલાદેવી નામે યક્ષિણી શાસનદેવી થઈ. ગંધર્વ યક્ષ રથના વાહનવાળો, શ્યામવર્ણવાળો, બે દક્ષિણભૂજામાં વરદ અને પાસ તથા બે વામભૂજામાં બીજોરૂ અને અંકુશ ધારણ કરનારો થયો. બલાદેવી ગૌરવર્ણવાળી, મયૂરના વાહનવાળી, બે દક્ષિણભૂજામાં બીજોરૂ અને ત્રિશૂળ તથા બે વામ ભૂજામા મુષંઢી અને કમળને ધારણ કરનારી થઇ.

કુંથુનાથ સ્વામિને સાઠ હજાર સાધુ, સાઠ હજાર અને છસો સાધ્વી, છસોસીત્તેર ચૌદ પૂર્વધારી, અઢી હજાર અવધિજ્ઞાની, ત્રણ હજાર ત્રણસો અને ચાલીશ મનઃપર્યવજ્ઞાની, ત્રણ હજાર અને બસો કેવળજ્ઞાની, પાંચ હજાર અને એકસો વૈક્રિય લબ્ધિવાળા, બે હજાર વાદ લબ્ધિવાળા, એક લાખ ઓગણએંશી હજાર શ્રાવક, ત્રણ લાખ અને એકાશી હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

કુંથુનાથ પ્રભુ કેવળજ્ઞાન થયાબાદ તેવીસ હજાર સાતસોને ચોત્રીસ વર્ષ ગયા પછી પોતાનો મોક્ષ કાળ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. અને એક હજાર મુનિઓ સાથે અણુશણ વ્રતનો સ્વીકાર કર્યો માસને અંતે વૈશાખ વદ એકમના દિવસે કૃતિકા નક્ષત્રમા ચંદ્રનો યોગ હતો ત્યારે હજાર મુનિઓ સાથે મુક્તિ પામ્યા.

કુંથુનાથ પ્રભુએ કૌમારપણામાં, રાજવીપણામાં, ચક્રવર્તિપણામા અને વ્રતમાં સરખા ભાગે આયુષ્ય ભોગવી કુલ પંચાણું હજાર વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. શાંતિનાથ સ્વામિના નિર્વાણ પામ્યા બાદ અર્ધો પલ્યોપમ કાળ વીત્યા બાદ ભગવાન મોક્ષ પામ્યા.

સર્વે ઇન્દ્રોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. ત્યારબાદ ભગવંતના દાઢા આદિ અવયવોને યથાયોગ્ય વહેંચી લઇને દેવો નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

[ શ્રી કુંથુનાથ ચરિત્ર સંપૂર્ણ ]



## સાતમા ચક્રવર્તિ અને અઢારમા તીર્થંકર

# શ્રી અરનાથ ભગવાન ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન

### પ્રથમ-દ્વિતીય ભવઃ-ધનપતિ રાજા અને નવમા દેવલોકમાં દેવ.

આ જંબુદ્વીપના પૂર્વવિદેહ ક્ષેત્રમાં વત્સ નામે વિજયને વિષે સુસીમા નામે નગરી હતી. ત્યાં ધનપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે કેટલોક વખત રાજ્ય પાળ્યા બાદ સંવર મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષા બાદ વિવિધ અભિગ્રહને ધારણ કરતા તે રાજર્ષિ ઉત્કટ તપશ્ચર્યા કરવા લાગ્યા. એક વખત તેમણે ચતુર્માસના ઉપવાસ કર્યા. પારણાના દિવસે જિનદાસ નામે શ્રેષ્ઠિ પુત્રે તેમને પ્રતિલાભ્યા. અનુક્રમે વીશ સ્થાનક તપ આરાધી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અને મૃત્યુ પામી નવમા દેવલોકમાં મહર્ધિક દેવપણે ઉત્પન્ન થયા.

[૨]

## તૃતીય ભવ-શ્રી અરનાથ સ્વામિ

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નામે નગરને વિષે સુદર્શન રાજાની મહાદેવી રાણીની કુખે ફાગણ સુદિ બીજના દિવસે રેવતિ નક્ષત્રમાં ધનપતિ રાજાનો જીવ અવતર્યો માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં અને દેવોએ ચ્યવન કલ્યાણક મહોત્સવ કર્યો. પૂર્ણ સમયે મહાદેવીએ માગશર સુદ ૧૦ મે ચંદ્ર રેવતિ નક્ષત્રમાં હતો ત્યારે નંદાવર્તના લાછનવાળા અને સુવર્ણવર્ણ સરખા પુત્રનો જન્મ આપ્યો. માતાએ સ્વપ્નમાં ચક્રના આરા દીઠા હતા. તેથી પિતાએ તેમનુ નામ અરનાથ પાડયું. પ્રભુ યૌવનવય પામતા ત્રીશ ધનુષ્યની કાયાવાળા થયા. અને યોગ્ય સમયે રાજકન્યાઓ સાથે પરણ્યા. ભગવાન જયારે એકવીશ હજાર વર્ષના થયા ત્યારે પિતાની રાજ્યધૂરા સંભાળી. તેટલાંજ માંડલિકપણામાં ગાળ્યા બાદ તેમના શસ્ત્રાગારમાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. અને તેની પછી બીજાં પણ તેર રત્નો ઉત્પન્ન થયાં. આ રત્નોના સામર્થ્યથી ચારસો વર્ષ સુધી ફરી આખા ભરત ક્ષેત્રના છ ખંડ સાધ્યા. અને ચક્રવર્તિ પદ મેળવ્યું. એકવીશ હજારવર્ષ ચક્રવર્તિપણામાં ગાળ્યા બાદ લોકાન્તિક દેવોની 'તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિથી પોતાના પુત્ર અરવિન્દને રાજ્ય સોંપી વૈજયન્તી શિબિકામાં બેસી સહેસ્રામ્રવનમાં પધાર્યા અને માગશર શુદ અગિઆરસના દિવસે રેવતિ નક્ષત્રમાં હજાર રાજાઓની સાથે છઠ તપ પૂર્વક દીક્ષા લીધી. તુર્ત તેમને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. બીજે દિવસે અપરાજિત રાજાને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. પંચ દિવ્ય પ્રગટ થયાં. અને રાજાએ પારણાના સ્થાને રત્નપીઠ રચાવી.

અનુક્રમે વિહાર કરતા કરતા ભગવાન ત્રણ વર્ષ બાદ તેજ ઉદ્યાનમાં પધાર્યા. અને આમ્રવૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. છઠ તપ પૂર્વક શુક્લ ધ્યાન ધ્યાવતાં પ્રભુને કાર્તિક શુદ બારસના દિવસે રેવતિ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો તે વખતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. દેવોએ સમવસરણની રચના કરી ભગવાને પૂર્વદ્વારથી પ્રવેશી ત્રણસો સાઠ ધનુષ ઉંચા ચૈત્ય વૃક્ષને પ્રદક્ષિણા કરી 'नमो तित्थस्स' કહી સિંહાસન ઉપર બેઠા. અને ધર્મદેશના આરંભી. દેશનાના અંતે કોઇએ સાધુપણું, કોઈએ શ્રાવકપણું તો કોઇએ જુદા જુદા વ્રત નિયમ લીધા. ભગવાનને કુંભ વિગેરે તેત્રીસ ગણધરો થયા. પ્રથમ પોરિસી બાદ પાદપીઠ ઉપર બેસી કુંભ ગણધરે દેશના આપી. બીજી પોરિસી પૂર્ણ થઇ ત્યારે તેમણે દેશના સમાપ્ત કરી. દેવો અને રાજાઓ ભગવાનને નમી સ્વસ્થાને ગયા.*

અરનાથ સ્વામિના શાસનમાં ષણ્મુખ નામે યક્ષ શાસનદેવ અને ધારિણી નામે યક્ષિણી શાસન દેવી થઈ. ષણ્મુખ યક્ષ ત્રણ નેત્રવાળો, શ્યામવર્ણવાળો, શંખના વાહનવાળો,

* બૃહત્ ત્રિષષ્ટિમાં આ પછી કુંભ ગણધરને સાગરદત્ત શ્રેષ્ઠિએ વીરભદ્ર સંબંધી હકીકત પૂછી. અને તેનો સંબંધી વૃત્તાંત કુંભ ગણધરે કહ્યો તે અધિકાર આવે છે. પરંતુ ભગવાનના ચરિત્રમાં નહિ સમાતો હોવાથી લઘુત્રિષષ્ટિકારે નોંધ લીધેલો જણાય છે.

છ દક્ષિણ ભુજાઓમાં બીજોરૂ, બાણ, ખડ્ગ, મુદ્ગર, પાશ અને અભય ધારણ કરનારો તથા છ વામ ભુજાઓમાં નકુલ, ધનુષ્ય, ઢાલ, શૂલ, અંકુશ અને અક્ષસૂત્રને ધારણ કરનારો થયો. તથા ધારિણીદેવી નીલવર્ણવાળી, કમળ પર બેસનારી, બે દક્ષિણ ભુજામાં બીજોરૂ અને કમળ તથા બે વામભૂજામા પદ્મ અને અક્ષસૂત્ર ધારણ કરનારી થઈ.

અરનાથ સ્વામિને પચાસ હજાર સાધુ, સાઠ હજાર સાધ્વી, છસો ને દશ ચૌદ પૂર્વધારી, બે હજારને છસો અવધિજ્ઞાની, પચીસોને એકાવન મનઃપર્યવજ્ઞાની. બે હજાર ને આઠસો કેવળજ્ઞાની, સાત હજારને ત્રણસો વૈક્રિય લબ્ધિવાળા, એક હજારને છસો વાદ લબ્ધિવાળા, એક લાખને ચોરાશી હજાર શ્રાવક અને ત્રણ લાખ અને બહોંતેર હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

કેવળજ્ઞાન થયા પછી ભગવાન ત્રણ વર્ષ ન્યૂન એકવીશ હજાર વર્ષ પૃથ્વી ઉપર વિચરી પોતાનો મોક્ષ કાલ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. અને એક હજાર મુનિઓની સાથે અણુસણ વ્રતનો સ્વીકાર કરી એક માસને અંતે એક હજાર મુનિઓની સાથે માગસર શુદિ દશમના દિવસે રેવતિ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે મુક્તિ પામ્યા.

અરનાથ સ્વામિએ કૌમારાવસ્થામાં, માંડળિકપણામાં, ચક્રવર્તિપણામાં, અને દીક્ષા વસ્થામાં સરખે ભાગે ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. શ્રી કુંથુનાથ મોક્ષે ગયા બાદ કોટી હજાર વર્ષે ઉણો પલ્યોપમનો ચોથો ભાગ ગયો ત્યારે અરનાથ પ્રભુ મોક્ષે પધાર્યા

સર્વે ઇન્દ્રોએ ભગવંતના દેહનો તેમજ અન્ય મુનિઓના દેહનો અગ્નિ સંસ્કાર કરી, દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઈ નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

---

## છઠ્ઠા આનંદ બલદેવ, પુરુષપુંડરિક વાસુદેવ અને બલિ પ્રતિવાસુદેવનું ચરિત્ર

(૧)

### છઠ્ઠા બલદેવ. વાસુદેવ અને પ્રતિવાસુદેવ પૂર્વભવ.

વિજયપુર નામના નગરમાં સુદર્શન નામનો રાજા રાજ્ય કરતો હતો. કેટલોક વખત રાજ્ય પાળ્યા બાદ તેણે દમધર મુનિ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું અને મોટી તપશ્ચર્યાપૂર્વક મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

આ ભરતક્ષેત્રમા પોતનપુર નામના નગરમાં પ્રિયમિત્ર નામે રાજા હતો તેની પ્રિયાને સુકેતુ નામના વિદ્યાધરે હરણ કરી. પ્રિયમિત્રે આ પરાભવથી વૈરાગ્ય પામી વસુભૂતિ

મુનિ પાસે દીક્ષા લીધી. તેણે ઘણું તપ કર્યાં છતાં 'સુકેતુનો વધ કરનાર થાઉં' એવું નિયાણું બાંધ્યુ. અ તે એ નિયાણાની આલોચના કર્યા વગર અણુસણુ કરી મૃત્યુ પામી મહેન્દ્ર કલ્પમાં પ્રિયમિત્ર મહર્દ્ધિક દેવ થયો.

[૨]

## છઠ્ઠા બલદેવ, વાસુદેવ પ્રતિવાસુદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને મૃત્યુ.

સુકેતુ કેટલાક ભવભ્રમણુ કરી બલિ નામે પ્રતિવાસુદેવ થયો. તે પચાસ હજારવર્ષના આયુષ્યવાળો, કૃષ્ણુવર્ણુવાળો અને છવીસ ધનુષ્યની કાયાવાળો હતો.

આ અરસામાં આ જંબુદ્વીપના દક્ષિણુભરતાર્ધમાં ચક્રપુર નામે નગર હતું. તેમાં મહાશીલ નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને વૈજયન્તી અને લક્ષ્મીવતી નામની બે રાણીઓ હતી. સુદર્શનનો જીવ સહસ્રાર દેવલોકમાંથી ચ્યવી વૈજયન્તી દેવીની કુક્ષિને વિષે અવતર્યો. માતાએ બલભદ્રના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્ન દેખ્યાં. પૂર્ણમાસે તેણીએ પુત્રનો જન્મ આપ્યો. અને મહાશીલ રાજાએ તેનુ આનંદ એવું નામ પાડ્યું. પ્રિયમિત્રનો જીવ ચોથા દેવલોકથી ચ્યવી લક્ષ્મીવતીની કુક્ષિમાં અવતર્યો. લક્ષ્મીવતીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્નો દેખ્યાં. અને પૂર્ણ સમયે પુત્રનો જન્મ આપ્યો અને રાજાએ તેનુ પુરૂષપુંડરિક એવું નામ પાડ્યું. બન્ને કુમારોની ઓગણત્રીશ ધનુષની ઉંચાઇ થઈ અને બનેમાં પરસ્પર ખૂબ પ્રેમ હતો.

રાજેન્દ્રપુર નગરના ઉપેન્દ્રસેન નામના રાજાએ પોતાની પદ્માવતી નામની કન્યા પુંડરિકવાસુદેવને આપી, પણુ આ વાત પ્રતિવાસુદેવ બલિને ન ગમી તેથી તે તેનું હરણુ કરવા આવ્યો. આનંદ અને પુંડરિક અન્યાયી બલિની સામે થયા. દેવોએ તેમને સારંગ ધનુષ્ય અને હળ વિગેરે શસ્ત્રો આપ્યાં. બલિ અને પુંડરિક વચ્ચે મહાન યુદ્ધ મંડાણું. પુંડરિકે પાંચજન્ય શંખ ફુંક્યો. એટલે બલિનુ સૈન્ય ગભરાયું, આથી બલિ પોતે લડવા આવ્યો. બલિ અને પુંડરિક પરસ્પર લડતાં બલિનાં સર્વ શસ્ત્રઅસ્ત્ર ખુટ્યાં એટલે પુંડરિક ઉપર બલિએ ચક્ર ફેંક્યું, પણુ તેણે ઘડીભર મૂર્છા સિવાય કાંઇ વધુ ન કર્યું. પુંડરિક બેઠો થયો અને તેજ ચક્ર બલિ ઉપર મુક્યુ. ચક્રે બલિનું મસ્તક ઉડાડી દીધું. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. પુંડરિકનો જય થયો અને બલિનુ સર્વસૈન્ય પુંડરિકના શરણે આવ્યું.

પુંડરિકે ત્રણુ ખંડ સાધ્યા. કોટિ શિલા ઉપાડી અને વાસુદેવ થયો અને જ્યારે તે નગરમાં પાછો ફર્યો ત્યારે સર્વે રાજાઓએ તેનો અર્દ્ધચક્રીપણાની અભિષેક કર્યો. પુંડરિક વાસુદેવ પાંસઠ હજાર વર્ષનું આયુષ્ય પાળી છઠ્ઠી નરકમાં ગયો. તેણે અઢીસો વર્ષ કુમારવયમાં, અઢીસો વર્ષ માંડલિકપણામાં, સાઠવર્ષ દિગ્વિજયમાં અને ચોસઠ હજાર ચારસોને ચાલીશ વર્ષ રાજ્યમાં એ રીતે પાંસઠ હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું. આનંદ બલભદ્રે વાસુદેવના મૃત્યુ પછી કેટલોક કાળ નિર્ગમન કર્યો, પણુ તેને કોઇ ઠેકાણે ચેન ન પડ્યું. આથી તે સુમિત્ર મુનિ પાસે દીક્ષા ગ્રહણુ કરી કેવળજ્ઞાન પામી સિદ્ધિગતિને પામ્યા.

છઠ્ઠા આનંદ બલદેવ, પુરૂષપુંડરિક વાસુદેવ પ્રતિવાસુદેવ બલિચરિત્ર સંપૂર્ણ.

# આઠમા શ્રી સુભૂમ ચક્રવર્તિ ચરિત્ર

## (૧)

## સુભૂમચક્રવર્તિનો પૂર્વભવ.

અરનાથ ભગવાનના તીર્થમાં થએલ સુભૂમ ચક્રવર્તિનું ચરિત્ર અહિં કહેવામાં આવે છે.

આ ભરતક્ષેત્રમા વિશાલ નામે નગર હતું. ત્યાં ભૂપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખતે તેના ઘણા શત્રુઓએ સાથે મળી તેના ઉપર હલ્લો કર્યો અને તેનો પરાભવ કર્યો. આથી વૈરાગ્ય પામી ભૂપાલે સંભૂતિ મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી અને ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી. તપ તપતાં છતાં રાજ્યના પરાભવનું દુઃખ નહિ વિસરાયું હોવાથી તેણે નિયાણું બાંધ્યું કે 'હું આ તપના પ્રભાવથી મહાભોગને ભોગવનારો મહારાજવી થાઉં.' આ પાપને આલોચ્યા વિના ભૂપાલ રાજર્ષિ મૃત્યુ પામી મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

## (૨)

## પરશુરામ ચરિત્ર.

શ્રી ઋષભદેવ ભગવાનને કુરૂ નામે એક પુત્ર હતો તેથી તેના દેશનું નામ કુરૂદેશ પડયું. કુરૂને હસ્તિ નામે પુત્ર હતો તેથી કુરૂદેશના મુખ્ય શહેરનું નામ હસ્તિનાપુર પડયું. આ કુરૂના વંશમાં પરંપરાએ હસ્તિનાપુરમાં મહાપરાક્રમી અનંતવીર્ય રાજા થયો.

આ અરસામાં વસંતપુર નગરમાં રહેનાર અગ્નિક નામે એક દુઃખિયારો છોકરો હતો. જેના જન્મ થયા પછી વંશના બધા માણસો નાશ પામ્યા તે ફરતો ફરતો એક ઋષિના આશ્રમે આવી ચઢ્યો. આશ્રમના કુલપતિ યમદગ્નિઋષિએ તેને પુત્ર તરિકે રાખ્યો, તેથી તેનું નામ લોકમાં જમદગ્નિ પડયું. આ જમદગ્નિ ઉગ્રતપશ્ચર્યા કરનારો થયો, તેથી અગ્નિના જેવો દુઃસહતેજવાળો અને લોકમાં અતિપ્રસિદ્ધિ પામ્યો. જમદગ્નિની તપશ્ચર્યાથી તાપસભક્ત ધન્વંતરીદેવ તેનો ભક્ત થયો.

એક વખત આ ધન્વન્તરી દેવ અને પૂર્વજન્મમાં શ્રાવક હતો એવા જૈનભક્ત વૈશ્વાનરદેવ વચ્ચે વાદવિવાદ થયો. ધન્વંતરી કહે, 'તાપસધર્મ ઉત્તમ છે' અને વૈશ્વાનર કહે, જૈનધર્મ ઉત્તમ છે.' છેવટે બન્નેએ નિર્ણય કર્યો, કે આપણે આર્હત્ધર્મમાં રહેલા અને તાપસધર્મમાં રહેલાની પરીક્ષા કરીએ. તુર્ત બન્ને દેવો પરીક્ષા કરવા ઉપડયા. સૌ પ્રથમ નવિન દીક્ષા પામેલ મિથિલા નગરીના પદ્મરથ'રાજર્ષિને મળ્યા. તેમણે અનુકૂલ અને પ્રતિકૂલ ઘણા ઉપસર્ગો કર્યા, પણ મુનિ નિશ્ચળ રહ્યા. ત્યારપછી તે બન્ને દેવ ઉગ્ર તપશ્ચર્યા કરનાર જમદગ્નિની દાઢીમાં ચકલા–ચકલીનુ રૂપ કરી રહ્યા. ચકલાએ ચકલીને કહ્યું 'હું હિમાલય ઉપર જઈ તુર્ત આવું છું.' ચકલીએ કહ્યું, 'તું ત્યાં જાય અને તને બીજી ચકલી

મળે તો તું પાછો ન આવે તેનું શું?' ચકલાએ વિશ્વાસ પમાડતાં કહ્યુ. 'જો ન આવું તો મને ગૌહત્યાનુ પાપ.' ચકલીએ કહ્યું, "એમ નહિ. જો હું પાછો ન આવું તો આ તાપસ મુનિનુ પાપ મને લાગે' એવા જો તું સોગન લઇને જાય તો જવા દઉં." ચકલાએ ચકલીના કહ્યા મુજબ સોગન લીધા આથી ચકલીએ ચકલાને જવાની રજા આપી, પણ ચકલા-ચકલીના આ સંવાદે મુનિને કોપ ઉત્પન્ન કર્યો તેણે બન્ને પક્ષિઓને પકડ્યાં અને કહ્યું, 'આટલી ઉગ્ર તપશ્ચર્યા કરૂં છું છતાં હું પાપી !' ચકલી બોલી, "તપસ્વી ! કોપ ન કરો ! તમારૂં તપ વ્યર્થ છે. 'अपुत्रस्य गतिर्नास्ति' અપુત્રીયાની ગતિ નથી હોતી. આ આ શ્રુતિવચન શું તમે નથી સાંભળ્યુ ? તમે ગમે તેટલું તપ કરો પણ તે પુત્ર વિના સર્વ વ્યર્થ છે." જમદગ્નિ ક્ષોભ પામ્યા. ધ્યાનથી ચલિત થયા આથી ત્યારબાદ ધન્વંતરી દેવ તાપસ ભક્ત મટી જૈનધર્મી બન્યો.

જમદગ્નિ નેમિકોષ્ટક નામના નગરમાં આવ્યો. તે નગરના રાજા જિતશત્રુને ઘણી કન્યાઓ હતી, તેથી તેની પાસે એક કન્યાની માગણી કરી. રાજાએ ઋષિને કહ્યું, 'મારે સો કન્યાઓ છે, તેમાંથી તમને જે ઇચ્છે તેની સાથે લગ્ન કરો.' મુનિએ બધી કન્યાઓને પૂછ્યુ. કોઇએ હા પાડી નહિ પણ મુનિની મશ્કરી કરી. મુનિએ મંત્રથી સર્વેને કુબડી બનાવી. આ અરસામાં એક નાની કન્યા રેતીનો ઢગલો કરતી હતી તેને મુનિએ રેણુકા કહી બોલાવી અને તેને બીજોરૂં આપી લોભવી તે પોતાની સાથે લઇ ગયો ઉંમરલાયક થતાં જમદગ્નિ રેણુકાને અગ્નિ સાક્ષિએ પરણ્યો. સાળીના સંબંધથી કુબડી કહેલ કન્યાઓને તેણે સાજી કરી.

જ્યારે રેણુકા ઋતુકાળને પામી ત્યારે જમદગ્નિને પુત્રની ઇચ્છા થઇ. તેથી તેણે રેણુકાને કહ્યું, 'હું અજોડ બ્રાહ્મણ પુત્ર પ્રાપ્તિ માટે ચરૂમંત્ર સાધું છુ.' રેણુકાએ કહ્યુ, 'તો બ્રાહ્મણ ચરૂમંત્ર સાથે મારી બેન જે અનંતવીર્ય રાજાની પત્ની છે તેને માટે ક્ષત્રિયચરૂમંત્ર પણ સાધજો.' મુનિએ સારૂં કહી બન્ને ચરૂ સાધ્યાં અને રેણુકાને આપ્યા. રેણુકાએ વિચાર કર્યો, કે 'બ્રાહ્મણ ચરૂ કરતા ક્ષત્રિયચરૂ હુંજ ખાઉં' તેથી ક્ષત્રિયચરૂ પોતે ખાધો અને બ્રાહ્મણ ચરૂ તેની બહેનને આપ્યો. આ પછી રેણુકાને રામ નામે પુત્ર જન્મ્યો અને તેની બહેનને કૃતવીર્ય નામે પુત્ર જન્મ્યો.

એક વખત અતિસાર રોગથી પીડાતા વિદ્યાધરને રામે ઔષધોપચારથી સાજો કર્યો આથી તેણે રામને પરશુ વિદ્યા આપી. આ વિદ્યાની સાધનાથી રામ પરશુરામ કહેવાયો.

એક વખત રેણુકા પોતાની બહેનને ત્યાં ગઇ. અનંતવીર્ય તેને જોઈ આસક્ત બન્યો. અને અનંતવીર્યથી રેણુકાને એક પુત્ર થયો. સમય જતાં જમદગ્નિ પુત્ર સહિત રેણુકાને પોતાના આશ્રમે તેડી લાવ્યો. આ જોઇ પરશુરામને કોપ ચઢયો અને તેણે પરશુવડે પુત્ર સહિત માતાને મારી નાંખી. આ સમાચાર રેણુકાની બહેને અનંતવીર્યને કહ્યા. તે તરત ત્યાં આવ્યો. અને જમદગ્નિનો આશ્રમ તોડી ફોડી નાંખ્યો. તપસ્વિઓએ કોલાહલ કરી મૂકયો તેથી પરશુરામ પરશુ સહિત દોડી આવ્યો અને તેણે અનંતવીર્યના ટુકડે ટુકડા કરી નાંખ્યા.

## (૩)

## સુભૂમ ચક્રવર્તિ.

અનંતવીર્યના મૃત્યુ બાદ પ્રધાનોએ કૃતવીર્યને ગાદી ઉપર બેસાડયો. તેને તારા નામે પત્ની હતી તેની કુક્ષિને વિષે ભૂપાલ રાજાનો જીવ મહાશુક્ર દેવલોકમાંથી ચ્યવી ઉત્પન્ન થયો. પિતાના મૃત્યુના સમાચાર સાંભળી કૃતવીર્ય ફરી તાપસોના આશ્રમે આવ્યો અને તેણે જમદગ્નિને મારી નાખ્યો. આ સાંભળી પરશુરામના ક્રોધે માઝા મૂકી. તેણે કૃતવીર્ય વિગેરે તમામ ક્ષત્રિયોને મારી નાખ્યા. ગર્ભવતી તારા ઋષિઓના આશ્રમમાં છૂપી રીતે ચાલી ગઇ અને ત્યાંજ ભૂમિગૃહમાં ચૌદ સ્વપ્ન સૂચિત ચક્રવર્તિ પુત્રનો જન્મ આપ્યો. ભૂમિગૃહમાં જન્મ થએલ હોવાથી તેનું નામ **સુભૂમ** એવું પાડયુ.

પરશુરામે શોધી શોધીને ક્ષત્રિયોને મારી નાંખ્યા. પણ તેને હજી ભય મટયો નહોતો. તેણે કોઈ નિમિત્તિયાને પૂછયુ 'મારો પરાભવ કોઇ કરશે ખરો.' નિમિત્તિયાએ કહ્યું 'જે સિંહાસન ઉપર બેસી તમે ક્ષત્રિયોની દાઢાનો જે થાળ ભર્યો છે તેને ક્ષીરરૂપ બનાવી પી જશે તે તમારો પરાભવ કરશે.' પરશુરામે દાનશાળા ખોલી તેની આગળ સિંહાસન પધરાવ્યુ. અને તેની ઉપર દાઢાનો થાળ મુકયો.

આ તરફ ભૂમિગૃહમાં મોટો થતો સુભૂમ અઠયાવીશ ધનુષ્યની કાયાવાળો થયો. નિમિત્તિયાના વચનથી **મેઘનાદ** વિદ્યાધરે પોતાની **પદ્મશ્રી** નામની કન્યા પરણાવી. એક વખત સુભૂમે માતાને પૂછયુ 'આ લોક આટલોજ છે કે કેમ?' માતાએ પોતાની બધી પૂર્વ ઘટના કહી અને પૃથ્વીને પરશુરામે ક્ષત્રિય વગરની કરી છે તે સમાચાર જણાવ્યા. સુભૂમ ભોંયરામાંથી બહાર નીકળ્યો. દાનશાળાએ પહોંચ્યો. સિંહાસન ઉપર બેઠો અને તત્કાળ ક્ષીર રૂપ થએલ દાઢાના થાળને મોઢે ચઢાવી પી ગયો. પરશુરામ ક્રોધથી ધમધમતો પરશુ સાથે આવ્યો અને તેણે સુભૂમ ઉપર પરશુ મુકી. પણ તે પરશુ પાણીમાં તણખો બૂઝાય તેમ બૂઝાઇ ગઇ. સુભૂમ પાસે કશુ શસ્ત્ર ન હોવાથી તે દાઢાના થાળને પરશુરામ પ્રત્યે ફેંકયો. દેવતાઈ પ્રભાવથી થાળ ચક્રરૂપ બન્યો. અને તેણે પરશુરામનુ મસ્તક કાપી નાંખ્યુ. પરશુરામે સાત વાર પૃથ્વીને નિક્ષત્રીય કરી હતી તેનુ વૈર સંભારી સુભૂમે પૃથ્વીને એકવીશ વાર નિર્બ્રાહ્મણી કરી.

આ પછી સુભૂમને બીજાં પણ તેર રત્નો આવી મળ્યાં. તેણે છ ખંડ સાધ્યા. અને રાજાઓ તથા દેવોએ તેને ચક્રીપદ ઉપર આરૂઢ કર્યો. કાળ પરિણામે સુભૂમ મૃત્યુ પામી સાતમી નરકે ગયો. તેણે કુમારપણામાં પાંચ હજાર વર્ષ, માંડલિકપણામાં પાંચ હજાર વર્ષ, દિગ્વિજયમાં પાંચસો વર્ષ અને ચક્રીપણામાં પાંચ ઉણા અર્ધો લાખ વર્ષ એમ કુલ સાઠ હજાર વર્ષનુ આયુષ્ય પૂર્ણ કર્યું.

[ પરશુરામ ચરિત્ર સહિત સુભૂમ ચક્રવર્તિ ચરિત્ર સંપૂર્ણ. ]

૨૦

# સાતમા નંદન બલભદ્ર, દત્ત વાસુદેવ અને પ્રહ્લાદ પ્રતિવાસુદેવ ચરિત્ર.

[ ૧ ]

## બલભદ્ર, વાસુદેવ અને પ્રતિ વાસુદેવ પૂર્વભવ.

હવે શ્રી અરનાથ પ્રભુના તીર્થમાં દત્ત, નંદન અને પ્રહ્લાદ નામે વાસુદેવ, બલદેવ અને પ્રતિવાસુદેવ થયા તેનું ચરિત્ર કહેવામા આવે છે.

આ જંબુદ્વીપના પૂર્વ વિદેહ ક્ષેત્રમાં **સુસીમા** નામે નગરી હતી. તેમાં **વસુંધર** નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે લાંબો વખત રાજ્ય પાળી **સુધર્મ** મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. અંતે ચારિત્ર પાળી બ્રહ્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

આ જંબુદ્વીપના દક્ષિણ ભરતાર્ધમાં **શીલપુર** નગરને વિષે **મંદરધીર** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **લલિતમિત્ર** નામે પુત્ર હતો. રાજાના **ખલ** નામના મંત્રીએ કુમાર લલિતમિત્ર સંબંધી આડું અવળું ભરાવી રાજાના નાના ભાઇને યુવરાજપદ ઉપર સ્થપાવ્યો. આ પરાભવથી લલિતમિત્રે **ઘોષસેન (બોધસેન)** મુનિ પાસે દીક્ષા લીધી. લલિતમિત્રમુનિએ તપશ્ચર્યા કરતાં છતાં ' આ તપના પ્રભાવ વડે હું ખલ મંત્રીનો વધ કરનાર થાઉં ' એવું નિયાણું કર્યું. અંતે નિયાણાની આલોચના લીધા વિના મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં લલિતમિત્ર રાજર્ષિ દેવપણે ઉત્પન્ન થયા.

[ ૨ ]

## પ્રતિવાસુદેવ, વાસુદેવ અને બલદેવની ઉત્પત્તિ, યુદ્ધ અને મૃત્યુ.

પેલો ખલ મંત્રી લાંબો વખત સંસારમાં રખડી તિલકપુર નામના નગરમાં વિદ્યાધરોનો ઇન્દ્ર **પ્રહ્લાદ** નામે પ્રતિવાસુદેવ થયો.

આ જંબુદ્વીપના દક્ષિણ ભરતાર્ધમાં **વાણારસી** નામે નગરી હતી. ત્યાં **અગ્નિસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **જયંતી** અને **શેષવતી** નામે બે સ્ત્રીઓ હતી. વસુંધર રાજાનો જીવ પાંચમા દેવલોકમાંથી ચ્યવી જયંતીની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. જયંતી માતાએ બલદેવના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્નો દેખ્યાં. પૂર્ણ સમયે જયંતીએ પુત્રનો જન્મ આપ્યો. અગ્નિસિંહે તેનું **નંદન** એવું નામ રાખ્યું. લલિતમિત્રનો જીવ સૌધર્મ દેવલોકથી ચ્યવી શેષવતીની કુક્ષિને વિષે અવતર્યો. માતાએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્ન જોયાં. માતાએ પૂર્ણ સમયે પુત્રનો જન્મ આપ્યો અને માતાપિતાએ તેનું **દત્ત** એવું નામ રાખ્યું. શ્વેત અને શ્યામ વર્ણવાળા, નીલ અને પીત વસ્ત્રવાળા, ગરૂડ અને તાડના ચિહ્નવાળા નંદન અને દત્ત બન્ને ભાઇઓ છત્રીસ ધનુષ્યની કાયાવાળા થયા.

એક વખત ભરતાર્ધના સ્વામિ પ્રહ્‌લાદ પ્રતિવાસુદેવે નંદન અને દત્તની પાસે ઐરાવણ જેવો હાથી છે એવું સાંભળી તેની માગણી કરી. તેમણે તે ન આપ્યો તેથી પ્રહ્‌લાદ નંદન અને દત્તની ઉપર સૈન્ય સહિત ચડી આવ્યો. પરસ્પર યુદ્ધ થયું. સર્વ શસ્ત્રાસ્ત્ર ખુટતાં પ્રહ્‌લાદે દત્ત ઉપર ચક્ર છોડયુ. ક્ષણભર ચક્રે દત્તને મૂર્છા પમાડી પણ તે તેના હાથમાં આવી ઉભું રહ્યું. દત્તે તે ચક્ર પ્રતિવાસુદેવ ઉપર છોડયુ. તેણે પ્રતિવાસુદેવનુ માથું કાપી નાંખ્યુ. ત્યારપછી તે દત્તના હાથમાં આવી ઉભું રહ્યું. સર્વત્ર જયજયકાર ફેલાયો. પ્રતિવાસુદેવનું લશ્કર વાસુદેવને શરણે આવ્યું. આ પછી દત્તવાસુદેવે ત્રણ ખંડ સાધ્યા. કોટિશિલા ઉપાડી અને આ ભરતક્ષેત્રના સાતમા વાસુદેવ થયા

દત્તવાસુદેવે કુમારપણામાં નવસો વર્ષ માંડલીકપણામાં પચાસ વર્ષ, દિગ્‌વિજયમાં પચાસ વર્ષ, અને વાસુદેવપણામાં પંચાવન હજાર વર્ષ એવી રીતે છપન્ન હજાર વર્ષનું આયુષ્ય ભોગવ્યુ. અંતે પાપ કર્મ ઉપાર્જી પાંચમી નરકભૂમિમાં ગયો. દત્ત વાસુદેવના અવસાન પછી નંદન બલભદ્રે દીક્ષા અંગીકાર કરી. અને પાંસઠ હજાર વર્ષનું આયુષ્ય પાળી તીવ્ર તપ તપી સિદ્ધિપદને પામ્યા.

# શ્રી મલ્લિનાથ ચરિત્ર

## (૧)

## પૂર્વભવ વર્ણન

### પ્રથમઃ-દ્વિતીયભવ મહાબલ રાજા અને અનુત્તર વિમાનમાં દેવ.

આ જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહને વિષે સલિલાવતી વિજયમાં વીતશોકા નામે નગરી હતી. આ નગરીમાં બલનામે રાજા રાજ્ય કરતોહતો. તેને ધારિણી પત્નીથી કેશરીસિંહ સ્વપ્ન સૂચિત મહાબલ નામે પરાક્રમી પુત્ર થયો. યૌવનવય પામતાં મહાબલને કમલશ્રી વિગેરે પાંચસો રાજકન્યા સાથે પરણાવ્યો આ મહાબલ રાજકુમારને અચલ, ધરણ, પૂરણ, વસુ, વૈશ્રવણ અને અભિચંદ્ર નામે છ રાજાઓ બાલમિત્ર હતા. એક વખત નગરના ઉદ્યાનમાં કેટલાક મુનિઓ સમવસર્યા. આ મુનિની દેશના સાંભળી બલ રાજાએ મહાબલને રાજ્ય સોંપી દીક્ષા અંગીકાર કરી સુંદર ચારિત્ર પાળી મોક્ષે ગયા.

સમય જતાં કમલશ્રી રાણીથી મહાબલને બલભદ્ર નામે પુત્ર થયો. તેને ઉંમર લાયક થતાં યુવરાજ પદવી આપી. અને પોતે મિત્રો સાથે ધર્મમાં સ્થિર થયો. એક વખત તેને વૈરાગ્ય ભાવના જાગી. અને તેણે બલભદ્રને રાજ્યગાદી સોંપી દીક્ષા લેવાનો વિચાર કર્યો. મિત્રોએ કહ્યું 'અમે તમારી સાથે દીક્ષા લઈશુ.' તેઓ પોતાના રાજ્યમાં જઇ પોતાના પુત્રોને રાજ્યગાદી આપી મહાબલ સાથે દીક્ષા અંગીકાર કરી. સૌએ એવો નિર્ણય કર્યો કે 'આપણે એક સરખી તપશ્ચર્યા કરીએ અને એક સાથે પારણું કરીએ.' પણ મહાબલ માયા રાખી સૌ કરતાં કાંઈને કાંઈ અધિક તપ કરતા. તેમજ જ્યારે બીજા મુનિઓ

ઉપવાસ કરે ત્યારે તે બે કરતા. અને બીજા બે કરે ત્યારે તે ત્રણ ઉપવાસ કરતા. અને પારણા વખતે આજે મારી તબીયત બરાબર નથી એમ બ્હાનુ કાઢી તપ વધારતા. આ માયાને અ ગે ઉગ્રતપ અને વીશસ્થાનક તપથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યા છતાં મહાબલ રાજર્ષિએ સ્ત્રીકર્મ ઉપાર્જન કર્યું. છ મિત્રો સહિત મહાબલ કુમારે સિંહનિષ્કિડિત, એકાવલિ વિગેરે અનેક તપ કરી ચોરાશીલાખ પુર્વનુ આયુષ્ય પાળી અંતે અણસણ પૂર્વક મૃત્યુ પામી અનુત્તર વિમાનમાં સૌ સાથે દેવપણે ઉત્પન્ન થયા.

[૨]

## તૃતીયભવ–શ્રી મલ્લિનાથ ભગવાન.

આ જંબુદ્વીપના દક્ષિણાર્ધ ભરત મિથિલા નામે નગરી હતી. ત્યાં કુંભ નામના રાજાના પ્રભાવતી રાણીની કુક્ષિને વિષે મહાબલનો જીવ અનુત્તર વિમાનથી ચ્યવી ફાગણ શુદ ચૌદસના દિવસે અશ્વિની નક્ષત્રમાં ઉત્પન્ન થયો. પ્રભાવતી રાણીએ ચૌદ સ્વપ્ન જોયાં. દેવોએ ચ્યવન મહોત્સવ કર્યો પૂર્ણ સમયે માગશર શુદ ૧૧ના દિવસે અશ્વિની નક્ષત્રમાં પ્રભાવતીએ કુંભલંછન વાળી પુત્રીનો જન્મ આપ્યો. દેવોએ જન્મ મહોત્સવ કર્યો. પિતાએ તેનુ નામ મલ્લિ રાખ્યુ. કારણકે પ્રભુ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેની માતાને પુષ્પમાલ્ય ઉપર શયન કરવાનો દોહદ ઉત્પન્ન થયો હતો. અનુક્રમે મલ્લિકુમારી વૃદ્ધિ પામવા લાગ્યાં.

આ તરફ મલ્લિકુમારીના પૂર્વભવના મિત્રોમાંથી અચલનો જીવ વૈજયન્ત વિમાનમાંથી ચ્યવી સાકેતપુર નગરનો પ્રતિબુદ્ધ નામનો રાજા થયો. તેને પદ્માવતી નામની રાણી હતી. રાણીએ નાગદેવની બાધા રાખી હતી. આથી રાજા પરિવાર સહિત નાગમંદીરે ગયો. સુંદર શોભા દેખી રાજાના મનમાં અભિમાન આવ્યું. અને તેણે સ્વયંબુદ્ધિ મંત્રીને પૂછ્યું 'આવું સ્ત્રીરત્ન અને પુષ્પમંડપ તથા પુષ્પમુદ્ગર તમારા જોવામાં કોઇ દિવસ આવ્યો છે ખરો?' મંત્રીએ નમ્રભાવે કહ્યું 'મહારાજા! કુંભરાજાની પુત્રી મલ્લિકુમારીનુ રૂપ અને તેનો પુષ્પમુદ્ગર જેણે જોયો હોય તે આને વખાણી ન શકે' રાજાને પૂર્વજન્મના અનુરાગથી મલ્લિકુમારી પ્રત્યે અનુરાગ જાગ્યો. તેણે તેના માગામાટે કુંભરાજાના દરબારમાં દૂતને મોકલ્યો.

બીજા ધરણનો જીવ વિજયંત વિમાનમાંથી ચ્યવી ચંદ્રચ્છાય નામે રાજા થયો. તેના રાજ્યમાં અર્હન્નક નામે શ્રાવક હતો. તે એક વખત વ્યવસાય માટે વહાણમાં બેસી જતો હતો ત્યારે દેવે તેને ધર્મથી ચલિત કરવા ખુબ ઉપસર્ગ કર્યા. પણ અર્હન્નક સમકિતથી ચલિત ન થયો. આથી દેવે પ્રસન્ન થઇ તેને કુંડલની બે જોડી આપી. અર્હન્નકે એક જોડીકુંભરાજાને ભેટ ધરી અને બીજી જોડી ચન્દ્રછાયને આપી. બીજી જોડ લેતાં ચન્દ્રછાયે કુંડળ સંબંધી વિગત પૂછી. અર્હન્નકે સવિસ્તર વાત કહી અને જણાવ્યું કે 'અદ્ભૂત રૂપવાળી મલ્લિકુમારીને મેં એક જોડી આપી છે. અને બીજી જોડી આપને આપું છું.' રાજાને પૂર્વના સંસ્કારથી તેની પ્રત્યે સ્નેહ જાગ્યો. અને તેણે પણ મલ્લીકુમારીના માગામાટે કુંભરાજાની પાસે દૂતને રવાના કર્યો.

ત્રીજા પૂરણનો જીવ વૈજયંત વિમાનમાંથી ચ્યવી શ્રાવસ્તીપુરીમાં રૂકિમ નામે રાજા થયો. તેને ધારિણી નામની પત્નીથી સુબાહુ નામે પુત્રી થઇ. તેના સ્નપન મહોત્સવ વખતે રાજાએ તેની ખુબ પ્રશંસા કરી. કંચુકીએ તે વખતે મલ્લીકુમારીના રૂપનું વર્ણન કર્યું. અને જણાવ્યું કે 'સુબાહુ સ્વરૂપવાન છે છતાં મલ્લીકુમારી તો તેનાથી અત્યંત સુંદર અને સ્વરૂપવાન છે. આથી રાજાને પૂર્વના સંસ્કારથી તેના પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થયો. તેણે મલ્લીકુમારીના માગા માટે કુંભરાજા પાસે દૂત મોકલ્યો.

ચોથો મિત્ર વસુ વાણારસી નગરીમાં શંખ નામે રાજા થયો. તેણે પોતાની સભામાં પરદેશી સુવર્ણકારોને આવેલા જોઇ પૂછ્યું 'તમારે શા માટે અહિં આવવું થયું છે ?' જવાબમાં તેઓએ જણાવ્યું કે 'મલ્લીકુમારીનું એક દિવ્યકુંડળ તૂટી ગયું. તેને સાંધવા અમે ઘણો પ્રયત્ન કર્યો છતા પણ પહેલાના જેવું ન બનાવી શકયા. તેથી રાજાએ અમને કાઢી મુકયા.' મલ્લીનું નામ અને રૂપવર્ણન સાંભળી રાજાને પૂર્વ સંસ્કારથી તેની પ્રત્યે સ્નેહ જાગ્યો. તેથી તેણે પણ કુંભરાજા પાસે દૂત મોકલ્યો.

પાંચમા મિત્ર વૈશ્રમણનો જીવ હસ્તિનાપુરમાં અદીનશત્રુ રાજા થયો. તેની સભામાં એક પરદેશી ચિત્રકારે આવી કહ્યું 'મહારાજ ! મેં મલ્લીકુમારની ચિત્રશાળામાં મલ્લીકુમારીનું આબેહુબ રૂપ ચિતર્યું આ રૂપ દેખી મલ્લિકુમાર સાક્ષાત્ મલ્લીકુમારી છે એમ માની ચિત્રશાળામાં ક્રીડા કરવા જતાં ખચકાયો. તેણે મારા ચિત્રની કદર ન કરતાં મારો હાથ કાપ્યો અને મને કાઢી મૂક્યો, અદીનશત્રુને મલ્લીકુમારીનું વર્ણન સાંભળી અનુરાગ થયો. તેણે પણ તેના માગા માટે દૂતને મોકલ્યો.

છઠ્ઠા અભિચંદ્ર મિત્રનો જીવ કાંપિલ્યપુરમાં જીતશત્રુ રાજા થયો. તેને હજાર રાણીઓ હતી. મિથિલામાં એક ચોક્ષા નામે પરિવ્રાજિકા હતી. તે શૌચધર્મનો ઉપદેશ કરતી હતી. તે અચાનક એક વખત રાજસભામાં આવી ચઢી, અને મલ્લીકુમારીને પણ શૌચધર્મનો ઉપદેશ કરવા લાગી. મલ્લીકુમારીએ તેને સાચો શૌચધર્મ પવિત્રતામાં છે. નહિ કે ન્હાવા ધોવામાં, તેમ સમજાવ્યુ. તેથી તે વિલખી પડી. અને ઘણી સ્ત્રીઓની શોક બનાવવાના આશયે જિતશત્રુ રાજા પાસે પહોંચી. તેણે મલ્લિકુમારીનું વર્ણન કર્યું, પૂર્વ-ભવના સ્નેહથી જિતશત્રુએ પણ તેના માગામાટે કુંભરાજા પાસે દૂત મોકલ્યો.

મલ્લીકુમારીએ અવધિજ્ઞાનથી આ છએ રાજાનું પ્રતિબોધ સ્થાન જાણી અશોકવાડીમાં મહેલની અંદર મધ્યમાં રત્નપીઠ રચાવી પોતાની પોલી સુવર્ણપ્રતિમા બનાવી, અને તેનામાં મસ્તક ઉપર એક છિદ્ર રખાવી સુવર્ણ કમળનું ઢાંકણું બનાવ્યુ. તેમજ પ્રતિમાવાળા ઓરડાને ભીંત ચણાવી ખંડ પૂર્વકનાં જુદાં જુદાં દ્વાર કરાવ્યાં. પ્રતિમાની પછવાડે એક નાનું દ્વાર રખાવ્યુ. આ દ્વારથી મલ્લીકુમારી પોતે જે ખાતાં તેનો એક એક કોળીઓ પેલું ઢાંકણું ઉઘાડી પ્રતિમામાં નાંખતાં હતાં.

આ તરફ છ એ રાજાના દૂત મલ્લીકુમારીના માગા માટે કુંભરાજાની સભામાં આવ્યા. કુંભરાજાએ તેઓને તિરસ્કાર કરી કાઢી મૂકયા. એટલે છએ રાજાઓએ લશ્કર

સહિત આવી કુંભરાજાની નગરીને ઘેરો ઘાલ્યો. કુંભરાજા છએ રાજાઓનો મુકાબલો કરવાના પ્રસંગથી સચિંત હતો. તેવામાં મલ્લીકુમારી પિતા પાસે આવી અને કહેવા લાગી કે 'આપ ચિંતા ન કરો અને છએ રાજાઓને 'જુદા જુદા માણસ મોકલીને 'હું મલ્લીકુમારી તમને આપીશ' એમ કહેવરાવી મારી સુવર્ણ પ્રતિમા છે તે મહેલના જુદા જુદા ખંડમાં બોલાવો.' ચતુર અને જ્ઞાની પુત્રીના વચનમાં રાજાને અવિશ્વાસનુ કારણુ ન હોવાથી કબુલ રાખ્યુ. છએ રાજાઓ ઉદ્યાનવાળા મહેલમાં આવ્યા. દરવાજો ઉઘડતાં છએ જણાએ મલ્લીકુમારીની આભૂષણુ યુક્ત સુવર્ણ પ્રતિમા દેખી સૌ સૌના મનમાં અતિ આનંદ પામવા લાગ્યા. આજ સમયે પાછળથી નાના દરવાજે મલ્લીકુમારીએ ગુપ્તરીતે દાખલ થઇ. ઉપરનું ઢાંકણું ઉઘાડી નાંખ્યુ. ઢાંકણું ઉઘાડતાં ચારે તરફ એકદમ બદબો ફેલાઇ. રાજાઓએ મોંઢે લુગડું ધર્યું. અને સ્મશાનથી ઝટપટ નાસે તેમ તેઓએ નાસવા માંડયું. તુર્ત મલ્લીકુમારી પ્રગટ થયાં. અને તેમને કહેવાં લાગ્યાં 'રાજવીઓ ! ઉભા રહો! આ રહી હું મલ્લી. જેવી આ પ્રતિમા બહારથી સુંદર છે પણ અંદર બદબો છે તેમ મારો દેહ ભલે સુંદર હોય પણ તે સમગ્ર લોહી પરૂથી ભરેલો છે. આ પ્રતિમામાં તો રોજ મારાથી એકજ ગ્રાસ નાખવામાં આવ્યો છે છતાં આ આટલી દુર્ગંધ મારે છે તો મારામા કેટલાએ ગ્રાસ પડેલા છે. રાજવીઓ! યાદ કરો ! આજથી ત્રીજે ભવે આપણે સાતે જણે પૂર્વ ભવે દીક્ષા અંગીકાર કરી હતી. દેવલોકમાં સાથે રહ્યાં હતાં. બહારના સુદર શરીરથી શું લલચાઓ છો ? અંદર ને તપાસો ! ' મલ્લીકુમારીના વચને તેમને મૂર્છા આવી. પૃથ્વી ઉપર ઢળી પડયા અને થોડીવારે જાતિસ્મરણ જ્ઞાન પૂર્વક જાગૃત્ થઇ કહેવા લાગ્યા. ' ભદ્રે ! તમે અમારાં ઉપકારી છો. પૂર્વે ત્રીજે ભવે પણ દીક્ષા પમાડી અમને તાર્યા અને અત્યારે પણ અમને સાચે રાહે લાવ્યા. આપની શી આજ્ઞા છે ? અમે તમારા સેવક છીએ ' મલ્લીકુમારીએ કહ્યું ' હાલતો મારે કાંઇ કહેવું નથી પણ અવસર આવે દીક્ષા ગ્રહણુ કરજો.'' રાજાઓએ કુંભ રાજાની ક્ષમા માગી. અને મલ્લીકુમારીને પગે લાગી સ્વસ્થાને ગયા.

તુર્ત લોકાન્તિક દેવોએ આવી ' નાથ ! તીર્થ પ્રવર્તાવો. 'ની વિનંતિ કરી. જૃંભક દેવતાઓએ વસુ વૃષ્ટિ કરી. અને ભગવાને વાર્ષિક દાન દેવું આરંભ્યું. પચીસ ધનુષ્યની કાયાવાળાં મલ્લિકુમારી સો વર્ષની ઉંમરે જયંતિશિબિકા ઉપર આરૂઢ થઇ સહસ્રામ્ર વનમાં પધાર્યાં. એક હજાર પુરૂષો તથા ત્રણુ હજાર સ્ત્રીઓ સાથે માગશર શુદ ૧૧ના દીવસે અશ્વિની નક્ષત્રમાં અઠ્ઠમ તપ પૂર્વક દીક્ષા ગ્રહણુ કરી. આજ વખતે મલ્લિનાથ ત્રણું જ્ઞાન સાથે મનઃપર્યવજ્ઞાન પામી ચાર જ્ઞાની થયાં. કેવળજ્ઞાન પણુ વધુ વિલંબને સહન ન કરવાથી તેજ દિવસે થોડા સમયમાં આવી મળ્યુ. આથી પંચજ્ઞાનને ધારણુ કરનારાં થયાં. દેવોએ સમવસરણુ રચ્યું. અને તેની વચ્ચે ત્રણસો ધનુષ્ય ઉંચું ચૈત્યવૃક્ષ રચ્યું. ભગવાન પૂર્વ દ્વારે પ્રવેશી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી ' તિર્થાય નમ ' કહી સિંહાસન ઉપર આરૂઢ થયા. કુંભ રાજા અને છમિત્ર રાજાઓ ઇન્દ્રની પાછળ આવી બેઠા. દેવોએ અને રાજાઓએ સ્તુતિ કર્યા બાદ ભગવાને દેશના આરંભી. આ દેશનાથી કોઇએ ચારિત્ર તો કોઇએ સમકિત

ગ્રહણ કર્યું. છ મિત્ર રાજાઓએ ચારિત્ર ગ્રહણ કર્યું. અને કુંભ રાજાએ પણ સમકિત ગ્રહણ કર્યું. મલ્લિનાથ પ્રભુને ભિષક વગેરે અઠયાવીશ ગણધરો થયા. ભગવાનની દેશના બાદ બીજી પોરિસીમાં પાદપીઠ ઉપર બેસી ભિષક ગણધરે દેશના આપી. અને ત્યારપછી સૌ ભગવાનને નમી સ્વસ્થાને ગયા. બીજે દિવસે તેજ વનમાં રહેલ વિશ્વસેન રાજાને હાથે ભગવાને પરમાન્નથી પારણું કર્યું.

મલ્લીનાથ ભગવાનના શાસનમાં કુબેર નામે યક્ષ શાસનદેવ અને વૈરોટયા નામે યક્ષિણી શાસન દેવી થઈ. કુબેર યક્ષ ઇન્દ્રાયુધ સરખા વર્ણવાળો, ચાર મુખવાળો, હાથીના વાહનવાળો, ચાર દક્ષિણ ભૂજામાં વરદ, પરશુ, ત્રિશૂળ અને અભયને ધારણ કરનારો તથા ચાર વામ ભુજાઓમાં બીજોરું, શક્તિ, મુદ્‌ગર અને અક્ષસૂત્રને ધારનારો થયો. વૈરોટ્યા નામે શાસનદેવી શ્યામવર્ણવાળી, કમળના આસન ઉપર બેસનારી, બે દક્ષિણભુજામાં વરદ અને અક્ષસૂત્ર તથા બે વામભુજામાં બીજોરૂં અને શક્તિ ધારણ કરનારી થઈ.

મલ્લીનાથ ભગવાનને ચાલીસ હજાર સાધુ, પંચાવન હજાર સાધ્વી, છસો અને અડસઠ ચૌદ પૂર્વધારી, બે હજાર બસો અવધિજ્ઞાની, સત્તરસો પચાસ મનઃપર્યવજ્ઞાની, બે હજારને બસો કેવળજ્ઞાની, બે હજારને નવસો વૈક્રિય લબ્ધિવાળા, એક હજારને ચારસો વાદ લબ્ધિવાળા, એક લાખને ત્યાસી-હજાર શ્રાવક, ત્રણ લાખને સીત્તેર હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

મલ્લીનાથ પ્રભુ દીક્ષા લીધા બાદ ઘણો કાળ પૃથ્વી ઉપર વિચરી પોતાનો નિર્વાણ કાળ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. ત્યાં પાંચસો સાધુ અને પાંચસો સાધ્વીઓ સાથે અણુશણ વ્રત સ્વીકારી એક માસને અંતે ફાગણ શુદ ૧૨ના દિવસે ભરણી નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે પ્રભુ મલ્લીનાથજી નિર્વાણ પામ્યા.

ભગવાન મલ્લીનાથે કૌમારાવસ્થામાં અને વ્રત પર્યાયમાં મળીને કુલ પંચાવન હજાર વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. અરનાથ સ્વામિના મુક્તિ પામ્યા બાદ કોટી હજાર વર્ષ ગયા બાદ મલ્લીનાથ તીર્થંકર મોક્ષે ગયા.

સર્વે ઈન્દ્રોએ ભગવંતના તથા અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો અને પ્રભુના દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઈને નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણપર્વોત્સવ ઉજવી ઈન્દ્રો સ્વસ્થાને ગયા.

---

# શ્રી મુનિસુવ્રત સ્વામિ ચરિત્ર

## (૧)

### પૂર્વભવ વર્ણન.

**પ્રથમ દ્વિતીય ભવ-શુરશ્રેષ્ઠ રાજા અને પ્રાણતદેવલોકમાં દેવ.**

આ જંબુદ્વીપના પશ્ચિમવિદેહમાં ભરતનામના વિજયને વિષે ચંપા નામે નગરી

હતી. ત્યાં શૂરશ્રેષ્ઠ નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજા દાનવીર, રણવીર, ધર્મવીર અને આચારવીર હતો. કેટલોક વખત રાજ્ય પાળ્યાબાદ તેણે નંદનમુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી, વીશસ્થાનક તપનું આરાધન કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અને પ્રાંતે મૃત્યુ પામી પ્રાણત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

**હરિવંશની ઉત્પત્તિ.**

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં કોશાંબી નામે નગરી હતી. તે નગરીમાં સુમુખ નામે રાજા હતો. આ રાજા એકદા વસંત સમયે ફરવા નીકળ્યો. માર્ગમાં તેણે વીરકુવિંદની સ્ત્રી વનમાળાને દેખી. તેનું રૂપ જોઈ રાજા મુગ્ધ થયો. મંત્રીના પ્રયત્નથી તેણે તેને અંતઃપુરમાં દાખલ કરી. વીરકુવિંદ વનમાળાના જવાથી ગાંડો બન્યો. તે શેરીએ ભટકે છે અને 'વનમાળા ! વનમાળા !' એવી બૂમો પાડે છે. લોકોનાં ટોળેટોળાં એની પછવાડે ભમે છે. એક વખત વર્ષાઋતુમાં રાજમહેલ આગળ કોલાહલ સાંભળી સુમુખ વનમાળા સાથે અગાસીમાં આવ્યો. તેણે લોકોના ટોળાથી ઘેરાએલા ગાંડા બનેલ વીરકુવિંદને જોયો. જોતાંજ પોતાના કૃત્ય માટે બન્નેને દુઃખ થયુ. અને પોતાના વિષયલંપટપણા માટે ધિક્કાર ઉપજ્યો. આજ અરસામાં વિજળી પડી અને વિજળીથી સુમુખ અને વનમાળા મૃત્યુ પામી હરિવર્ષક્ષેત્રમાં યુગલિયાપણે ઉત્પન્ન થયા. માતપિતાએ હરિ અને હરિણી એવાં તેમનાં નામ રાખ્યાં.

રાજા રાણીને વિદ્યુત્પાતથી મરેલાં દેખી વીરકુવિંદ આનંદ પામ્યો. અને બાળતપ તપી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં કિલ્બિષીક દેવપણે ઉત્પન્ન થયો. અવધિજ્ઞાનથી તેણે પોતાનો પૂર્વજન્મ અને યુગલિક હરિ–હરિણીને દેખ્યાં. તેમને દેખતાં તેને પૂર્વનું વેર તાજું થયુ. અને તેણે વિચાર્યું કે 'હું એમને એવી સ્થિતિમાં મુકું કે તેઓ દુઃખ પરંપરા પામી સંસારમાં રખડે.' આથી તેણે બન્નેને ઉપાડી ચંપા નગરીમાં અપુત્રિયા મૃત્યુ પામેલા ચંદ્રકીર્તિ રાજાની ગાદી ઉપર સ્થાપન કર્યાં અને પ્રધાનોદ્વારા કલ્પવૃક્ષના ફળ સાથે માંસ મદિરા અપાવી ભ્રષ્ટ કર્યાં. આ હરિ રાજાના નામથી જતે દિવસે તે વંશ હરિવંશ તરીકે ખ્યાતિ પામ્યો. છેવટે હરિરાજા મૃત્યુ પામી શીતળનાથ ભગવાનના સમયમાં નરકે ગયો. હરિરાજા પછી તે વંશમાં પૃથ્વીપતિ–મહાગિરિ, હિમગિરિ વસુગિરિ, ગિરિ, વિમલગિરિ વિગેરે અનેક રાજાઓ થયા. તેમાં કોઇક સ્વર્ગે તો કોઇક નરકે અને કોઇક મોક્ષે પણ ગયા.

## [ ૨ ]

## તૃતીયભવ–શ્રીમુનિસુવ્રત સ્વામિ

આમ અનુક્રમે તે વંશમાં ઉત્પન્ન થએલ સુમિત્રરાજા રાજગૃહી નગરીમાં રાજ્ય કરતો હતો. તેને પદ્માવતી નામે રાણી હતી. એક વખત તેની કુક્ષિમાં શૂરશ્રેષ્ઠ રાજાનો જીવ પ્રાણત કલ્પમાંથી ચ્યવી શ્રાવણ સુદ પૂનમના દિવસે શ્રવણ નક્ષત્રમાં પુત્રપણે ઉત્પન્ન થયો. માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણક મહોત્સવ કર્યો. અનુક્રમે પૂર્ણમાસે

પદ્માવતીએ જેઠ વદ આઠમના દિવસે શ્રવણ નક્ષત્રમાં કુર્મના લાંછનવાળા, શ્યામકાંતિવાળા પુત્રને જન્મ આપ્યો. દેવોએ અને દિક્કુમારિકાઓએ જન્મ મહોત્સવ કર્યો. પિતાએ બાર દિવસ સુધી જન્મ મહોત્સવ કર્યા બાદ સારા મુહૂર્તે મુનિસુવ્રત એવું નામ રાખ્યું. કારણ કે ભગવાન જ્યારે ગર્ભમાં હતા ત્યારે માતા મુનિ જેવાં સુવ્રતા થયાં હતાં. યૌવનવય પામતાં પ્રભુ વીશ ધનુષની કાયાવાળા થયા. અને માતાપિતાએ પ્રભાવતી વિગેરે અનેક રાજકન્યાઓ સાથે પરણાવ્યા. આ પ્રભાવતીદેવીથી મુનિસુવ્રત સ્વામિને સુવ્રત નામે રાજકુમાર થયો. ભગવાન જ્યારે સાડાસાત હજાર વર્ષની ઉંમરના થયા ત્યારે પિતાએ તેમને રાજ્યભાર સોંપ્યો. ભગવાને પંદરહજાર વર્ષ સુધી પૃથ્વીનું પાલન કર્યું. તેવામાં 'સ્વામિન્! તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ લોકાન્તિક દેવોએ કરી. ભગવાને સુવ્રતને રાજગાદી ઉપર બેસાડયો. સાંવત્સરિક દાન આપ્યું અને અપરાજિતા નામની શિબિકા ઉપર આરૂઢ થઈ નિલગુહા નામના ઉદ્યાનમાં પધાર્યા. આભૂષણ વિગેરેનો ત્યાગ કરી ફાગણ શુદ બારસના દિવસે શ્રવણનક્ષત્રમાં હજાર રાજાઓની સાથે છઠ તપપૂર્વક ભગવાને દીક્ષા અંગિકાર કરી. બીજે દિવસે રાજગૃહિ નગરમાં બ્રહ્મદત્ત રાજાને ઘેર ક્ષીરાન્ન વડે પારણું કર્યું. પંચદિવ્ય પ્રગટ થયાં. અને પારણાસ્થાને બ્રહ્મદત્ત રાજાએ રત્નપીઠીકા કરાવી. ભગવાને ત્યાંથી અન્યત્ર વિહાર કરવાનું આરંભ્યું.

છદ્મસ્થપણે અગિયાર માસ સુધી વિહાર કર્યા બાદ ફરી ભગવાન નીલગૂહા ઉદ્યાનમાં આવ્યા અને ચંપકવૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અહિં તેમણે ફાગણ વદ બારસના દિવસે શ્રવણ નક્ષત્રમાં ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન ઉપાર્જ્યું દેવોએ સમવસરણની રચના કરી.ભગવાન પૂર્વદ્વારે પેસી ચાલીશ ધનુષ્યના ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી નમો તિત્થસ્સ કહી સિંહાસન ઉપર આરૂઢ થયા.

ભગવાન સમવસર્યાના સમાચાર સાંભળી સુવ્રત રાજા પરિવાર સહિત ત્યાં આવ્યો. અને ઇન્દ્રની પાછળ બેઠો. ઇન્દ્રે સ્તુતિ કર્યા બાદ ભગવાને દેશના આરંભી, અને તે દેશનામા માર્ગાનુસારી, શ્રાવક અને સાધુપણાનો ઉપદેશ આપ્યો. દેશના સાંભળી કેટલાકે દીક્ષા, કેટલાકે શ્રાવકપણું અને કેટલાકે જુદા જુદા વ્રતનિયમો લીધા. મુનિસુવ્રત સ્વામિ ભગવાનને ઇન્દ્રાદિક અઢાર ગણધરો થયા તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી અને પહેલી પોરિસી પૂર્ણ થયા બાદ ગણધર ભગવંતે પાદપીઠ ઉપર બેસી દેશના આપી. તેમજ તે પૂર્ણ થતાં સૌ સ્વસ્થાને ગયા.

મુનિસુવ્રત સ્વામિના શાસનમાં વરૂણ નામે યક્ષ શાસનદેવ તથા નરદત્તા નામે યક્ષિણી શાસનદેવી થઈ. વરૂણ યક્ષ ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, શ્વેતવર્ણવાળો, જટા ધારી, વૃષભના વાહનવાળો, ચાર દક્ષિણ ભૂજામાં બીજોરૂં, ગદા, બાણ તથા શક્તિ ધારણ કરનારો તથા વામ ભૂજામાં નકુળ, અક્ષસૂત્ર, ધનુષ્ય અને પરશુ ધારણ કરનારો થયો. તથા નરદત્તા યક્ષિણી ગૌરવર્ણવાળી, ભદ્રાસન ઉપર બેસનારી, બે દક્ષિણ ભૂજાઓમાં વરદ અને અક્ષ સૂત્ર તથા બે વામ ભૂજાઓમાં બીજોરૂ અને ત્રિશુલ ધારણ કરનારી થઈ.

શાસનદેવની સાનિધ્યવાળા ભગવાન એક વખત ભરૂચ નગરે સમવસર્યા. ભગવાન સમવસર્યાના સમાચાર સાંભળી તે નગરનો જિતશત્રુ રાજા અશ્વ ઉપર ચઢી વંદન કરવા આવ્યો. દેશનાને અંતે ગણધર ભગવંતે ભગવાનને પૂછયું. 'આ સમવસરણમાં કોણ ધર્મને પામ્યુ ?' પ્રભુ બોલ્યા 'જિતશત્રુ રાજાના અશ્વ સિવાય કોઈ ધર્મ પામ્યુ નથી.' જિતશત્રુ રાજાએ ભગવાનને આશ્ચર્યથી પૂછયું 'ભગવાન ! આ અશ્વ કોણ છે ?'

પદ્મિની ખંડ નામના નગરમાં જિનધર્મ નામે એક શેઠ હતો. તેને સાગરદત્ત નામે મિત્ર હતો. તે ભદ્રિકપણાથી જિનધર્મની સાથે ચૈત્યમાં દર્શન કરવા અને ગુરૂવંદન કરવા જતો હતો. એક વખતે મુનિની દેશનામાં તેણે એવું સાંભળ્યું કે 'જે અરિહંત પ્રભુનુ બિંબ કરાવે તે જન્માન્તરમાં સંસારને દૂર કરી ભવાન્તરમાં શ્રેષ્ઠ ધર્મને પામે. અર્થાત્ જે માણસ આ ભવમાં જેવી સેવા કરે તેવી પરભવમાં તેને મળે છે.' આ પછી તેણે એક સુવર્ણનું જિન બિંબ કરાવ્યુ અને સાધુની પાસે પ્રતિષ્ઠા કરાવી. આ સાગરદત્ત પ્રથમ મિથ્યાત્વી હતો. તેથી તેણે નગર બહાર શિવાલય કરાવ્યું હતું. ઉત્તરાયણ પર્વને દિવસે સાગરદત્ત ત્યાં ગયો. અહિં તેણે ઘીના ઘડાની નીચે ચોંટેલી ઉધેઇને પૂજારીઓના હાથે ઘડા લેવાથી જ્યાં ત્યાં વેરાયેલી દેખી અને આમતેમ ચાલતાં પૂજકોથી ચગદાતી પણ જોઈ. સાગરદત્તને દયા આવી અને તે વસ્ત્રથી ઉધેઇને દૂર કરે છે તેટલામાં પૂજારીઓ મશ્કરી પૂર્વક કહેવા લાગ્યા કે 'આ તું જૈન સાધુઓની શિક્ષાનો અમલ કરતો હોઇશ' એમ કહી ઉધેઇને વધુ બળથી ચગદવા માંડી. સાગરદત્તે આ વાત પૂજારીઓના આચાર્યને કહી. પણ તેણે તેની ઉપેક્ષા કરી. સાગરદત્તને લાગ્યું કે 'આ લોકો દુર્ગતિમાં પડે છે અને બીજાને પાડે છે,' આમ છતાં તેણે શિવ પૂજન તો કર્યું. ત્યાંથી મૃત્યુ પામી સાગરદત્ત આ જાતિવંત અશ્વ થયો છે પૂર્વ જન્મમાં તેણે જિનપ્રતિમા કરાવેલી હતી તેથી અમારો ધર્મોપદેશ સાંભળી થોડીવારમાં પ્રતિબોધ પામ્યો છે. ભગવંતના આ વચન સાંભળી રાજાએ અશ્વને ખમાવ્યો અને ત્યાર પછી ભરૂચ અશ્વાવબોધ તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું.

ભગવાન મુનિસુવ્રત સ્વામિ એક વખત હસ્તિનાપુર નગરમાં પધાર્યા. આ નગરમાં ગૈરિક નામે એક તાપસ હતો. ત્યાંનો રાજા તાપસ ભક્ત હોવાથી તેને જમવાનું આમંત્રણ આપ્યું. પણ તાપસે કહ્યું. 'મને કાર્તિક શેઠ પીરસે તો હું જમવા આવું'. રાજાના આગ્રહથી કાર્તિક શેઠે તેને ભોજન પીરસ્યું પણ મનમા વિચાર્યું કે 'જો મેં પહેલાં દીક્ષા ગ્રહણ કરી હોત તો મારે આ પરાભવ સહન કરવો ન પડત'. આમ વિચારી ભગવાન પાસે હજાર શ્રાવકો સાથે તેણે દીક્ષા ગ્રહણ કરી. ચારિત્ર પાળી કાર્તિક શેઠ સૌધર્મ દેવલોકમાં ઈન્દ્રપણે ઉત્પન્ન થયો અને ગૈરિક તેનું વાહન ઐરાવણ હાથી રૂપે ઉત્પન્ન થયો. ઈન્દ્રને દેખી તેને પૂર્વવૈર તાજુ થયું. અને તેણે બે મસ્તક કર્યાં. ઇન્દ્રે બે રૂપ કર્યાં. આમ છતાં પલાયન કરતા તેને ઈન્દ્રે વજ્રપ્રહાર કરી વશ કર્યો.

ભગવાન મુનિસુવ્રત સ્વામિને ત્રીસ હજાર સાધુ, પચાસ હજાર સાધ્વી, પાંચસો ચૌદ પૂર્વધારી, અઢારસો અવધિજ્ઞાની, પંદરસો મનઃપર્યવજ્ઞાની, અઢારસો કેવળજ્ઞાની, બે

હજાર વૈક્રિયલબ્ધિવાળા, એક હજાર બસો વાદલબ્ધિવાળા, એક લાખને બોંતેર હજાર શ્રાવક, ત્રણ લાખને પચાસ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

દીક્ષા લીધા બાદ ત્રણ ઓછા સાત હજાર વર્ષ પૃથ્વી ઉપર વિચરી મુનિસુવ્રત સ્વામિ પોતાનો મોક્ષકાળ સમીપ જાણી સંમેતશિખર પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓ સાથે અનશન વ્રત સ્વીકાર્યું. અને એક માસને અંતે જેઠ વદ ૯ ના દિવસે શ્રવણ નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે એક હજાર મુનિઓ સાથે મોક્ષે ગયા.

મુનિસુવ્રત સ્વામિએ સાડાસાત હજાર વર્ષ કુમારપણામાં, તેટલાંજ વર્ષ વ્રતમાં, અને તેટલાં જ વર્ષ રાજ્યમાં એમ કુલ ત્રીસ હજાર વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું. મલ્લીનાથ સ્વામિના નિર્વાણ પામ્યા બાદ ચોપન લાખ વર્ષે મુનિસુવ્રત સ્વામિ મોક્ષે ગયા.

સર્વે ઇન્દ્રોએ ભગવંત તથા અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. ભગવંતના દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઈ નંદીશ્વર દ્વીપે જઈ નિર્વાણપર્વોત્સવ ઉજવી સૌ સ્વસ્થાને ગયા.

---

# નવમા શ્રી મહાપદ્મ ચક્રવર્ત્તિ ચરિત્ર

## (૧)

### ચક્રવર્તિનો પૂર્વભવ.

શ્રી મુનિસુવ્રતસ્વામિ વિહાર કરતા હતા તે સમયમાં **મહાપદ્મ** નામના ચક્રવર્તિ થયા છે. તેમનું ચરિત્ર હવે અહિં કહેવામાં આવે છે.

આ જંબુદ્વીપના પૂર્વ વિદેહના સુકચ્છ નામના વિજયમાં **શ્રીનગર** નામે એક નગર હતું તે નગરમાં **પ્રજાપાલ** નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખત તેણે અકસ્માત વિદ્યુત્પાતને દેખ્યો. અને તેથી તે વૈરાગ્ય પામ્યો. ત્યારબાદ તેણે **સમાધિગુપ્ત** નામના મુનિની પાસે દીક્ષા લઈ સુંદર ચારિત્ર પાળ્યુ અને અંતે બારમા દેવલોકમાં ઇંદ્રપણે ઉત્પન્ન થયો.

## (૨)

### મહાપદ્મ ચક્રવર્તિ

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **હસ્તિનાપુર** નામે નગર હતું. તે નગરમાં **પદ્મોત્તર** રાજાને **જ્વાળા** નામે રાણીથી **વિષ્ણુકુમાર** નામે પુત્ર થયો. ત્યારપછી પ્રજાપાળ રાજાનો જીવ અચ્યુત દેવલોકમાંથી ચ્યવી ચૌદ સ્વપ્ન સૂચિત જ્વાળારાણીની કુક્ષિને વિષે અવતર્યો. પૂર્ણ સમયે પુત્રનો જન્મ થયો. અને પિતાએ **મહાપદ્મ** એવું નામ રાખ્યુ. વિષ્ણુકુમાર અને મહાપદ્મ બન્ને ભાઈઓએ જોતજોતામાં સર્વ કલાઓ સંપાદન કરી. મહાપદ્મ કુમારને વધુ બુદ્ધિશાળી જાણી પિતાએ યુવરાજપદે સ્થાપન કર્યો.

તે સમયે ઉજ્જૈનિમાં **શ્રીવર્મ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને[1] **નમુચિ** નામે

---

૧ લઘુ ત્રિષષ્ટિમાં નમુચિ નામે પુરોહિત હતો એમ જણાવેલ છે. પણ બીજે બધે નમુચિ નામે મંત્રી હતો તેમ હોવાથી તે મુકેલ છે.

મંત્રી હતો. એક વખતે મુનિસુવ્રત સ્વામિના તીર્થના સુવ્રત નામે આચાર્ય ઉજ્જૈનિમાં સમ વસર્યા. રાજા પરિવાર સહિત આચાર્યને વાંદવા નીકળ્યો. રાજાની સાથે મુનિને વંદન કરી નમુચિ જેમ તેમ પ્રશ્ન પૂછવા માંડયો. ગુરૂમૌન રહ્યા એટલે નમુચિ બોલ્યો 'આચાર્ય કાંઈ જાણતા નથી તેથી કશો ઉત્તર આપતા નથી.' આચાર્ય આનો જવાબ આપે તેટલામા તેમની પાસે રહેલા શિષ્યે નમુચિને કહ્યું 'તમારે પૂછવું હોય તે પૂછો'. તે બોલ્યો 'તમે અપવિત્ર અને વેદથી બાહ્ય છો તેથી કુશલ ઈચ્છનાર રાજાના દેશમા રહેવા યોગ્ય નથી' આનો મુનિએ જવાબ આપ્યો કે 'જે બ્રહ્મચારી હોય તે પવિત્ર અને અબ્રહ્મચારી હોય તે સદા અપવિત્ર ગણાય છે. અમે બ્રહ્મચારી છીએ વેદમાં પાણીનુ સ્થાન, ખાણીઓ, ઘંટી, ચૂલો, અને સાવરણી એ પાંચ સ્થાન ગૃહસ્થોને પાપ માટેના કહ્યાં છે. તે પાંચ સ્થાનોની નિત્ય સેવા કરે તેઓ વેદ બાહ્ય છે. અમે તો પાંચ સ્થાનથી રહિત છીએ બાકી બ્રહ્મચર્યથી બ્રાહ્મણ અને શિલ્પથી શિલ્પી. બ્રાહ્મણ કહેવા માત્રથી સાચો બ્રાહ્મણ ન કહેવાય.' ઇત્યાદિ યુક્તિથી મુનિએ નમુચિનો પરાભવ કર્યો. નમુચિને ખુબ લાગી આવ્યુ. રાત્રે તલવાર લઇ સુવ્રતા-ચાર્યને મારવા આવ્યો. પણ શાસનદેવીએ તેને સ્તંભિત કર્યો. લોકો સવારે તેને સ્તંભિત કરેલો દેખી તેની નિંદા કરવા લાગ્યા. નમુચિ ત્યારબાદ ઉજ્જૈની છોડી હસ્તિના-પુરમાં આવ્યો. મહાપદ્મ કુમારે તેને પ્રધાનપદે સ્થાપ્યો. નમુચિએ મહાપદ્મને રંજિત કરવા સિંહબલ નામના એક સામંતને જે ઘણા વખતથી વશ નહોતો થતો તેને વશ આણ્યો. મહાપદ્મ નમુચિ ઉપર પ્રસન્ન થયો. તેણે તેને વરદાન માગવાનું કહ્યું. નમુચિએ અવસરે માગીશ એમ કહી પતાવ્યુ.

એક વખતે મહા પદ્મની માતા જવાળાએ પૂજા માટે સુંદર રથ બનાવ્યો. શોકયની સરસાઈથી તેની અપર માતા લક્ષ્મીએ બ્રહ્મરથ બનાવ્યો. જલયાત્રાના વરઘોડામાં બન્ને જણીઓએ આગ્રહ કર્યો કે અમારો રથ પહેલો. રાજાએ બન્ને રથની યાત્રા અટકાવી. મહાપદ્મે પોતાની માતાના પ્રથમ રથપૂર્વકની યાત્રા માટે પ્રયત્ન કર્યો પણ તેમાં ફળીભૂત ન થવાથી તે હસ્તિનાપુર છોડી ચાલી નીકળ્યો. અને એક મહા જંગલમા આવ્યો. ત્યાં તેણે એક તાપસ આશ્રમ દેખ્યો. અજાણ્યા રાજકુમારનો તાપસોએ સત્કાર કર્યો અને તેને પોતાનો ગણી ત્યાં રાખ્યો.

આ આશ્રમમાં ચંપાનગરીના રાજા જનમેજયની નાગવતી નામે સ્ત્રી પોતાની પુત્રી મદનાવળી સાથે રહેતી હતી. આ મદનાવળી મહાપદ્મને જોઈ તેના ઉપર અનુ-રાગવાળી થઈ માતાએ તેને રોકી અને તેને કહ્યું કે 'તું ચક્રવર્તિની પત્ની થવાની છે તો શા માટે આટલી ઉતાવળ કરે છે?' મહાપદ્મે મનમાં સંતોષ માન્યો. તેણે માન્યુ કે 'હું ચક્રવર્તિ થવાનો છું આ હમણાં નહિ તો પછી પણ મારી પત્ની થશે.' કુમારે આશ્રમ છોડયો. અને સિંધુસદન નગર તરફ ચાલ્યો. અહિં રાજાનો હાથી ગાંડો થયો હતો. તેને વશ આણી મહાસેન રાજાને પ્રસન્ન કર્યો. મહાસેને તેને સો કન્યાઓ પરણાવી. એક વખત સુખમગ્ન શય્યામાં પોઢયો હતો તે વખતે વેગવતી નામની વિદ્યાધરી તેનું હરણ

કરવા આવી કુમારે તેનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું 'ઇન્દ્રધેનુ રાજાની રાણી શ્રીકાંતાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી જયચંદ્રા તમારા વિના તરફડે છે' હુ જયચંદ્રાને અપાવવા આવી છું. મહાપદ્મકુમાર વેગવતી સાથે વૈતાઢય ઉપર ગયો અને તેના પિતાની સંમતિથી જયચંદ્રા સાથે લગ્ન કર્યાં. પછીથી જયચંદ્રાના મામાના દીકરા ગંગાધર અને મહિધરે તેની સાથે યુદ્ધ કર્યું પણ તેનો તેણે પરાભવ કર્યો. ત્યારપછી મહાપદ્મને ચૌદ રત્નો ઉત્પન્ન થયાં. તે રત્નોથી તેણે છ ખંડ સાધ્યા. અને તાપસ આશ્રમમાં રહેલ મદનાવળીને પરણી તેને સ્ત્રી રત્ન બનાવ્યું. મહાપદ્મ સંપૂર્ણ ઋદ્ધિ સહિત હસ્તિનાપુર આવ્યો. માતપિતાએ તેનાં લુછણા લીધાં. આ અરસામાં સુવ્રતાચાર્ય હસ્તિનાપુર પધાર્યા. 'માતાપિતાએ તેમની પાસે દીક્ષા લેવાની ઇચ્છા કરી. વિષ્ણુકુમારને રાજ્ય આપવા માંડયુ. પણ તેણે રાજ્ય ન લેતાં પિતાની સાથે સુવ્રતાચાર્ય પાસે દીક્ષા લીધી. આ પછી મહાપદ્મનો રાજ્યાભિષેક થયો અને ચક્રી અભિષેક પણ થયો. મહાપદ્મે પોતાની માતાનો અધુરો રહેલ મનોરથ જૈનરથ કાઢી પુરો કર્યો. સુવ્રતાચાર્ય પદ્મોત્તર પ્રમુખ શિષ્યો સહિત કેટલોક વખત ત્યાં રહ્યા અને ત્યારબાદ બીજે વિહાર કર્યો જતે દિવસે પદ્મોત્તર મુનિ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા અને વિષ્ણુકુમાર ઉગ્ર તપશ્ચર્યાના બળે અનેક લબ્ધિઓ પામ્યા. અને આકાશગામિની લબ્ધિથી વિવિધ સ્થળે તીર્થયાત્રા કરતા સંયમ નિર્વાહમાં પોતાનું જીવન પસાર કરવા લાગ્યા.

મહાપદ્મ કુમારે પોતાના ચક્રીપણાના કાળમાં અનેક જીનમંદિરો બંધાવ્યાં અને ઘણા ધાર્મિક કાર્યો કર્યાં. એક વખત સુવ્રતાચાર્ય શિષ્યો સહિત ફરી હસ્તિનાપુર પધાર્યા. નમુચિએ તેમને જેયા અને વૈરનો બદલો લેવાની ઇચ્છા તેના મનમાં જાગૃત થઇ. તેણે રાજા પાસે મારો યજ્ઞ ચાલે ત્યાંસુધી રાજ્ય મારી હકુમતમાં રહે તેવી વરદાન બદલની માગણી કરી. એક વચની રાજાએ તે કબુલ કરી તેને રાજ્ય સોંપ્યું. યજ્ઞમાં આશીર્વાદ આપવા સર્વ ધર્માચાર્યો આવ્યા. માત્ર શ્વેતાંબરી જૈન સાધુ આવ્યા નહિ. નમુચિને બ્હાનું મલ્યુ. તેથી તેણે તેમને કહ્યું 'રાજાનુ નહિ કલ્યાણ ઈચ્છનારા તમે અહિંથી ચાલ્યા જાવ! હું હાલ રાજા છું.' સુવ્રતાચાર્યે કહ્યું 'હાલ અમારે ચાતુર્માસ છે. ચાતુર્માસ પછી અમે જઈશું' નમુચિએ ન માન્યુ. તેણે જવાની સાત દિવસની મહેતલ આપી. સુવ્રતાચાર્યે મેરૂ પર્વત ઉપર રહેલ વિષ્ણુકુમાર પાસે એક મુનિને મોકલ્યો. વિષ્ણુકુમાર મુનિને સાથે લઈ તુર્ત ત્યાં આવ્યા. નમુચિને ખુબ શાંતિથી સમજાવ્યો. પણ નમુચિ એક નો બે ન થયો. વિષ્ણુકુમાર નમુચિને કહેવા લાગ્યા કે 'ત્રણ ડગલાં જમીન તો આપીશ કે નહિ?' નમુચિએ કહ્યું 'હું તમને ત્રણ ડગલાં ભૂમિ આપું છું પણ તે ભૂમિની બહાર જે રહેશે તેને હું તત્કાળ હણી નાંખીશ.' વિષ્ણુકુમારે 'તથાસ્તુ' એમ કહી સ્વીકાર કર્યો. નમુચિ વિષ્ણુકુમારને ત્રણ ડગલાં જમીન લઇ લેવાનું જણાવતો ઉભો રહ્યો. મુનિએ પોતાની કાયા લાખ યોજન વિકુર્વી. માનવો દેવો અને સર્વ જગત્ ક્ષોભ પામ્યુ. ઇન્દ્રોએ દેવસભાના નાટારંભ બંધ કર્યો. પાતાલવાસી દેવો ક્ષણમાં શું થશે તે વિચારી કંપવા લાગ્યા. મુનિના ક્રોધે માઝા મૂકી હતી. સર્વ જગત ભયમાં આવી પડયુ હતું. બે ડગલા માત્રમાં સર્વ જગત

રોકી લીધું. નમુચિને કહ્યું 'બોલ ત્રીજો પગ કયાં મુકું?' તેણે ત્રીજું ડગ નમુચિના મસ્તક ઉપર મૂક્યું. દેવો, ઇન્દ્ર, મહાપદ્મ અને સકલ સંઘ મુનિને કોપ સંહરી જગતની રક્ષા કરવાનું વિનવી રહ્યા હતા. મહાપદ્મ કહેવા લાગ્યો 'આ મારો અપરાધ છે. મેં પૂરૂં ધ્યાન ન આપ્યું. આ મારા અને દુષ્ટ નમુચિના અપરાધથી બીજા ન દુઃખી થાય!' મુનિએ સંઘ સામે દૃષ્ટિ નાંખી, પૂજ્ય સંઘની આજ્ઞા માથે ચઢાવી પોતાનું સ્વરૂપ હતું તેવું બનાવ્યું. ગુરૂ પાસે આલોચના લીધી. છેવટે કેવળજ્ઞાન પામી વિષ્ણુકુમાર મોક્ષે ગયા. પણ તે પ્રસંગ પછી વિષ્ણુકુમાર ત્રિવિક્રમ કહેવાયા. મહાપદ્મ રાજા આ બધા પ્રસંગો દેખી વૈરાગ્ય પામ્યો. તેણે છ ખંડ પૃથ્વી છોડી દીક્ષા અંગીકાર કરી સુંદર ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી સિદ્ધિગતિ પામ્યો.

મહાપદ્મ ચક્રવર્તિએ કુમારાવસ્થામાં પાંચસો વર્ષ, માંડલિકપણામાં પાંચસો વર્ષ, દિગ્વિજયમાં ત્રણસો વર્ષ, ચક્રવર્તિપણામાં અઢાર હજાર અને સાતસો વર્ષ તથા દીક્ષા વસ્થામાં દસ હજાર વર્ષ મળી ત્રીસ હજાર વર્ષનું આયુષ્ય ભોગવી સિદ્ધિગતિ પામ્યા.

**વિષ્ણુકુમાર ચરિત્ર સહિત મહાપદ્મચક્રવર્તિ ચરિત્ર સંપૂર્ણ.**

**[શ્રી કુંથુનાથ, શ્રી અરનાથ, છઠ્ઠા બલભદ્રાદિ, આઠમાચક્રી, સાતમા બલભદ્રાદિ, શ્રી મલ્લીનાથ, શ્રી મુનિસુવ્રત સ્વામિ, નવમા ચક્રી ચરિત્ર રૂપ છઠ્ઠું પર્વ સંપૂર્ણ.]**

**લઘુ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ૧-૨-૩-૪-૫-૬ પર્વરૂપ પૂર્વાર્દ્ધ સંપૂર્ણ.**

# લઘુત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર.

## ઉત્તરાર્ધ

## [પર્વ ૭–૮–૯–૧૦]

## રામાયણના મુખ્ય પાત્ર પરિચય.

### પુરૂષ પાત્ર

| | |
|---|---|
| રત્નશ્રવા | રાવણના પિતા |
| રાવણ | પ્રતિવાસુદેવ |
| કુંભકર્ણ | રાવણનો પ્રથમ લઘુબંધુ |
| વિભીષણ | રાવણનો બીજો ,, |
| ઇન્દ્રજિત–મેઘવાહન | રાવણના પુત્રો |
| વૈશ્રવણ | રાવણની માસીનો પુત્ર |
| હસ્તિ ભુવનાલંકાર | રાવણનું વાહન |
| પવનવેગ | યમરાજાના ત્રાસમાંથી બચાવવાની અરજ કરનાર |
| ઇન્દ્ર | વિદ્યાધરોનો રાજા |
| યમરાજા | ઇન્દ્રનો ખંડિયો રાજા |
| આદિત્યરજા–ઋક્ષરજા | કીષ્કીંધી રાજાના પુત્રો |
| વાલિ–સુગ્રીવ | આદિત્યરજાના પુત્રો |
| નલ–નીલ | ઋક્ષરજાના પુત્રો |
| ખર | રાવણનો બનેવી |
| વિરાધ | ખર સાથેના યુદ્ધમાં લક્ષ્મણને સહાય કરનાર વિદ્યાધર |
| ગગનચંદ્ર મુનિ | વાલિના ગુરૂ |
| ચંદ્રરશ્મિ | વાલિનો પુત્ર |
| અંગદ, જયાનંદ | સુગ્રીવના પુત્રો |
| સાહસ ગતિ | સુગ્રીવ સમાન રૂપ કરનાર વિદ્યાધર |
| સહસ્રાંશુ | રાવણની પૂજામાં વિક્ષેપ કરનાર રાજા |
| શતબાહુ મુનિ | સહસ્રાંશુના સાંસારિક પિતા |
| અનરણ્ય | દશરથના પિતા |
| નારદ | કલહપ્રિય બ્રહ્મચારી |
| મરૂત | યજ્ઞ કરનાર રાજા |
| વસુ | સત્યમાટે પ્રસિદ્ધિ પામેલ રાજા |
| ક્ષીરકદંબ | નારદના ગુરૂ |
| પર્વત | ક્ષીરકદંબનો પુત્ર |
| મહાકાળ | યજ્ઞની ઉત્પત્તિના કારણરૂપ દેવ |
| હરિવાહન | મથુરાનો રાજા |
| મધુ | હરિવાહનનો પુત્ર |
| નલ કુબર | દુર્લંઘ્ય પુરનો રાજા |
| સહસ્રાર | ઇન્દ્ર રાજાનો પિતા |
| દત્તવીર્ય | ઇન્દ્રનો પુત્ર |
| મહેન્દ્ર | અંજનાનો પિતા |
| પ્રસન્નકીર્તિ | અંજના સુંદરીનો ભાઈ |
| પ્રહ્લાદ | પવનજયના પિતા |
| પ્રહસિત | પવનંજયનો મિત્ર |
| પવનંજય | અંજનાનો પતિ |
| વિદ્યુત્પ્રભ | અંજના માટે પવનંજયનો હરિફ |
| વરૂણ | રાવણનો હરિફ રાજા |
| અમિતગતિ મુનિ | અંજનાને પૂર્વભવ કહેનાર મુનિ |
| પ્રતિસૂર્ય | અંજનાનો મામો |
| હનુમાન | પવનજય–અંજનાનો પુત્ર |

| | |
|---|---|
| દશરથ | રામ, લક્ષ્મણ, ભરત શત્રુઘ્નના પિતા |
| રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન—દશરથના પુત્રો | |
| ચંદ્રગતિ | ભામંડળનો પાલક પિતા |
| ભામંડળ. | સીતાનો ભાઇ |
| જનક | સીતાનો પિતા |
| કનક | સીતાના કાકા |
| સત્યભૂતિ મુનિ | દશરથના પૂર્વભવ કહેનાર |
| સિંહોદર | અનંતિનો રાજા |
| વજ્રકર્ણ | સિંહોદરનો ખંડીયો રાજા |
| વાલિખીલ્ય | કલ્યાણમાળાના પિતા |
| રૂદ્રદેવ | પલ્લીપતી |
| કપિલ | એક ગરીબ બ્રાહ્મણ |
| ગોકર્ણ—ઇભકર્ણ યક્ષ—રામને માટે નગરી વસાવનાર | |
| અતિવીર્ય— | સ્ત્રી સૈન્યથી પરાભવ પામનાર |
| વિજયરથ | અતિવીર્યનો પુત્ર |
| કુલભૂષણ, દેશભૂષણ | પૂર્વભવો સંભળાવનાર ગુરૂ |
| ત્રિગુપ્ત, સુગુપ્ત | દંડકારણ્યનો ઇતિહાસ જણાવનાર મુનિઓ |
| શંબુક—સુંદ | રાવણની બેનના પુત્રો |
| રત્નજટી | સીતાની ભાળ આપનાર |
| અક્ષકુમાર | રાવણનો પુત્ર |
| વિશાળ | રાવણ—વિભીષણ વચ્ચે થએલ વિખવાદ જણાવનાર |
| મહાલોચનદેવ—રામ લક્ષ્મણને દિવ્ય અસ્ત્રો આપનાર | |
| પ્રતિચંદ્ર | વિશલ્યાનો પ્રભાવ જણાવનાર |
| અપ્રમેયબલ | મંદોદરી, ઇંદ્રજિત, મેઘવાહનના પૂર્વભવ કહેનાર મુનિ |
| કૃતાંતવદન | રામનો સેનાપતિ |
| સાત ઋષિઓ | મથુરાને નિરોગી બનાવનાર |
| વિજય સુરદેવ વિગેરે આઠ કર્મચારીઓ—સીતાનો અપવાદ જણાવનાર | |
| વજ્રજંઘ | સીતાનો આશ્રય આપનાર |
| અનંગલવણ—મદનાંકુશ | રામના પુત્રો |
| સિદ્ધાર્થ | રામના પુત્રોનો અધ્યાપક |
| પૃથુરાજા | લવણ અંકુશ સાથે યુદ્ધ કરનાર |
| જયભૂષણમુનિ—સીતા અગ્નિ પ્રવેશ વખતે પધારેલ મુનિ | |
| હરિણેગમેષી— | સીતાને સહાય કરનાર દેવ |
| અમૃતઘોષ—જેની પાસે અનંગ લવણે દીક્ષા લીધી તે | |
| જટાયુ—કૃતાંતવદન દેવ રામને પ્રતિબોધ કરનાર દેવ | |
| સુવ્રતમુનિ—રામે જેની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું તે | |
| અનંગદેવ | લવણનો પુત્ર |
| પ્રતિનંદી | રામર્ષિને પારણું કરાવનાર |
| સીતેન્દ્ર—રામને ધ્યાનમાંથી ચલિત કરવા આવનાર સીતાનો જીવ. | |

### સ્ત્રી પાત્ર

| | |
|---|---|
| કૈકેસી | રાવણની માતા |
| સુર્પણખા | રાવણની બેન |
| મંદોદરી | રાવણની પટરાણી. |
| શ્રીપ્રભા કનકપ્રભા, રત્નાવળી—રાવણની પત્નીઓ | |
| તડિન્માળા | કુંભકર્ણની પત્ની. |
| પંકજશ્રી | વિભીષણની પત્ની. |
| ઈન્દુમાલિની | આદિત્યરજાની પત્ની |
| હરિકાન્તા. | ઋક્ષરજાની પત્ની |
| તારામતી | સુગ્રીવ પત્ની. |
| ઉપરંભા—રાવણ ઉપર મોહિત થનાર નલકુબરની પત્ની. | |
| અંજનાસુંદરી | પવનંજયની પત્ની |
| વસંતતિલકા | અંજનાસુંદરીની સખી. |
| સત્યવતી, અનંગકુસુમા, લંકાસુંદરી—હનુમાનની પત્નીઓ | |
| અપરાજિતા, સુપ્રભા, સુમિત્રા—કૈકેયી,—દશરથની પત્નીઓ. | |
| વિજયસુંદરી, ભદ્રા— | ભરતની પત્નીઓ. |
| રૂપવતી, અભયમતી, કલ્યાણમાળા, વનમાળા, રતિમાળા, જિતપદ્મા, વિશલ્યા; મનોરમા—લક્ષ્મણની આઠ પટરાણી | |
| સીતા શ્રીદામા, રતિનિભા, પ્રભાવતી—રામની પત્નીઓ | |
| શશીચૂલા, મંદાકિની.— અનંગલવણની પત્નીઓ. | |
| ચંદ્રમુખી, કનકમાલા— | મદનાંકુશની પત્નીઓ. |

# રા...મા...ય...ણ

## બલદેવ રામ, વાસુદેવ લક્ષ્મણ અને પ્રતિવાસુદેવ રાવણચરિત્ર.

### રાવણનો જન્મ.

શ્રી **અજિતનાથ** ભગવાનના સમયમાં લંકાનગરીમાં **મેઘવાહન** નામે એક રાક્ષસ કૂળમાં જન્મેલો મહા બળવાન અને પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો એણે અત્યંત કૂશળતાપૂર્વક રાજ્યનો કારભાર ચલાવ્યો પરંતુ વૃદ્ધાવસ્થા થતાં એણે લંકાનું રાજ્ય પોતાના કરતાં વધુ પરાક્રમી અને વીર્યવાન પુત્ર **મહારાક્ષસ**ને સોંપ્યું અને પોતે દીક્ષા અંગિકાર કરી સ્વશ્રેય સાધ્યું.

મહારાક્ષસની પછી એ કૂળમાં અનેક રાજાઓ થઈ ગયા એમા સૌથી વિખ્યાત રાજા **કીર્તિધવલ** થયો એ **શ્રેયાંસસ્વામિ**ના કાળમાં થઇ ગયો.

આ બાજુ લંકામા **કીર્તિધવલ** રાજ્ય કરતો હતો ત્યારે **મેઘપુર** નગરમાં વિદ્યાધરોનો રાજા **અતીંદ્ર** પોતાની આણ વર્તાવી રહ્યો હતો એને સર્વગુણસંપન્ન **શ્રીમતી** નામની શીયળવતી રાણી હતી. એ રાણીની કુખે **શ્રીકંઠ** નામનો પુત્ર અને **દેવી** નામની પુત્રી ઉત્પન્ન થયાં હતાં બન્ને ભાઇબેન અત્યંત સ્વરૂપવાન અને દૈવી સ્વરૂપવાળાં હતાં. દેવીનાં રૂપનાં વખાણ દેશદેશના રાજાઓના કાને પહોંચવા લાગ્યા.

એ જ અરસામાં **રત્નપુર** નગરની અંદર **પુષ્પોત્તર** નામે એક વિચક્ષણ સ્વભાવનો રાજા રાજ્ય કરતો હતો એના સુભટોએ દેવીનાં ઘણાં જ વખાણ કર્યાં ત્યારે પુષ્પોત્તરે મનમાં નિશ્ચય કર્યો કે કોઈ પણ હિસાબે મારે દેવીને પરણવી એવા નિશ્ચયથી એણે દેવીનું માગું અતીંદ્ર પાસે કર્યું. પરંતુ અતીંદ્રે એની માગણીનો અસ્વીકાર કરી દેવીને કીર્તિધવલ સાથે અત્યંત ધામધૂમથી પરણાવી.

પુષ્પોત્તર રાજાને કાને સમાચાર આવી પહોંચ્યા કે દેવીનાં લગ્ન તો કીર્તિધવલ સાથે થયાં છે. એ સાંભળતાં જ પુષ્પોત્તર રાજાના મનમા ક્રોધની ઝાળ વ્યાપી ગઈ આથી કીર્તિધવલ અને અતીંદ્ર પર વેર લેવાનો મનમાં એણે નિશ્ચય કર્યો.

એવામાં એક દિવસ અતીંદ્ર રાજાનો વીરપુત્ર શ્રીકંઠ ફરતો ફરતો પુષ્પોત્તર રાજાના ક્રિડાંગણ સમા એક મનોહર ઉદ્યાનમાં જઈ ચડયો. ચારે બાજુ લીલાં ઝાડો શોભી રહ્યાં હતા સૃષ્ટિનું સૌંદર્ય જાણે ત્યાં આવીને ઊભુ હોય એવું સુંદર દૃશ્ય ત્યાં જામ્યુ ,હતું. એટલામાં પુષ્પોત્તર રાજાની પુત્રી **પદ્મા** એક વૃક્ષ પાછળથી બહાર આવી. એ અત્યંત સ્વરૂપવાન અને આકર્ષક પુત્રી હતી એને જોતાં જ શ્રીકંઠ એના પ્રત્યે અનુરાગી બન્યો શ્રીકંઠ પણ દેવ જેવો દેખાવડો અને સોહામણો હતો. એટલે પદ્માના હૃદયમા પણ શ્રીકંઠ પ્રત્યે અનુરાગ જન્મ્યો ને મનમાં શ્રીકંઠનું સામીપ્ય ઈચ્છવા લાગી શ્રીકંઠ પદ્માની ઇચ્છા તરત જ કળી ગયો એટલે એણે પદ્માને પોતાના વિશાળ સ્કંધ પર બેસાડી દીધી અને પોતે આકાશમાર્ગે ઉડવા લાગ્યો

ઉદ્યાનના માળીઓ અને રક્ષકોએ આમ શ્રીકંઠને પદ્મા સહિત આકાશમાર્ગે ઉડતો જોયો એટલે બૂમરાણ પાડી ઉઠયા: 'બચાવો, બચાવો! રાજકન્યા પદ્માનું હરણ આ શ્રીકંઠ કરી જાય છે! જલદી એની પાછળ કોઇ દોડો.'

પુષ્પોત્તર રાજમહેલમાં હતો. એના કાને આ શબ્દો પડયા કે તરત જ એ શ્રીકંઠની પાછળ જવા તૈયાર થઈ ગયો. એક વિરાટ સૈન્ય એણે તૈયાર કરી શ્રીકંઠની પાછળ પ્રયાણ કર્યું.

પુષ્પોત્તર રાજાને પોતાની પછવાડે આવતો જોઇને શ્રીકંઠને મનમાં ફાળ પડી. આવડા મોટા સૈન્યનો પોતે સામનો કેમ કરી શકશે એ એક મોટો સવાલ એના મનમાં થઇ પડયો, પરંતુ તરત જ એને કીર્તિધવલ યાદ આવ્યો.

પોતાની જાતનો બચાવ કરવા માટે શ્રીકંઠ કીર્તિધવલના આશરે ગયો. કીર્તિધવલને એણે પોતાની સર્વ હકીકત સવિસ્તર કહી સંભળાવી. કીર્તિધવલે શ્રીકંઠને બચાવવા મનમાં નિશ્ચય કર્યો.

એટલામાં તો પુષ્પોત્તર રાજા ત્યાં આવી પહોચ્યો, એણે કીર્તિધવલને કહેવડાવ્યું કે મારા દુશ્મન શ્રીકંઠને મારે હવાલે કર; નહિ તો પરિણામ ઘણુ ખરાબ આવશે

કીર્તિધવલ કોઈથી ડરે એવી પોચી માટીનો માનવી નહોતો એણે એક વીરપુરુષને છાજે એવો જવાબ પાઠવ્યો: 'તારી ધમકીથી હું ડરી જાઉં એવો કાયર નથી. પણ મને તારા હિતની પડી છે એટલે હું તને સલાહ આપુ છું કે તારો આ કોપ અને વૈર બન્ને નકામાં છે શ્રીકંઠે તારી પુત્રીનું હરણ નથી કર્યું. તારી પુત્રીની ઈચ્છાનુસાર એણે એ કાર્ય કર્યું છે. બળાત્કારપૂર્વકનું એ હરણ નથી. બન્ને એકબીજાને સાચા હૃદયથી ચાહે છે. તારી પુત્રી શ્રીકંઠ પ્રત્યે અનુરાગી છે શ્રીકંઠ માટે એને પ્રેમની લાગણી જન્મી છે. ધાર કે તું શ્રીકંઠને યુદ્ધમાં મારી શકીશ તોપણું તને કયું સુખ લાધવાનું છે એથી તો તારી પુત્રી દુઃખી થશે અને પરિણામે તું દુઃખી થવાનો આવી સ્થિતિ અને સંજાગો જોતાં તો તારે એક સાચા પિતા તરીકે તારા જ હાથે કન્યાદાન દેવું જોઈએ'

કીર્તિધવલના આ વિચારવાન જવાબથી પુષ્પોત્તર રાજા જરા વિચારમાં પડી ગયો. એ અરસામા દૂતીદ્વારા પદ્માએ જણાવ્યું: 'હે પિતા! કીર્તિધવલની વાત રજેરજ સાચી અને ગ્રહણ કરવા યોગ્ય છે મારા મનથી હુ શ્રીકંઠને વરી ચૂકી છુ એમણે બળાત્કારે મારું હરણ કર્યું નથી મારી સ્વેચ્છાએ જ મેં એમને એમ કરવા પ્રેર્યા છે. હરણનું સાચું કારણ અમારી બન્ને વચ્ચેનો અનુરાગ જ છે બીજું કંઈ નથી આથી આપને હું વિનંતિ કરું છું કે આપ શ્રીકંઠને મારી નાખવાનો આ ખોટો દુરાગ્રહ છોડી દો અને એક કન્યાના સાચા પિતા તરીકેની આપની ફરજ બજાવવાનું સાચુ કાર્ય હાથ ધરો.'

પુષ્પોત્તર રાજા આથી સમજદાર બન્યો અને પોતાની વહાલી દીકરીનાં આવાં સુંદર વચનો સાંભળીને એણે શ્રીકંઠ પર વેર લેવાનો નિશ્ચય જતો કર્યો એના મનમાં ભભૂકેલો

ક્રોધાગ્નિ તરત જ બુઝાઈ ગયો. એનું મન અને હૃદય કાચ જેવાં નિર્મળ થઈ ગયાં અને એની વિચારધારામાં સદ્‌ભાવનાનાં જળ સિંચાયાં

એણે પોતાના સૈન્યને આગળ વધવાની મના કરી દીધી. કીર્તિધવલની શુભ સલાહ અનુસાર એણે સ્વહસ્તે કન્યાદાન દીધું અને શ્રીકંઠને વેરે પદ્માનાં લગ્ન કર્યાં લગ્નની ક્રિયાવિધિની પતાવટ બાદ પુષ્પોત્તર રાજા પોતાના સૈન્ય સાથે પોતાના નગર તરફ પાછો વળ્યો કીર્તિધવલે એને ભાવભીનું વિદાયમાન આપ્યું. શ્રીકંઠે કીર્તિધવલનો ઘણો જ આભાર માન્યો અને પોતાને નગર જવા પોતાનો વિચાર જણાવ્યો

કીર્તિધવલના મનમાં એક બીજો જ વિચાર રમતો હોવાથી એણે શ્રીકંઠને જણાવ્યુ કે 'હે શ્રીકંઠ! તું હવે મારા રાજ્યની અંદર જ રહે! તુ મારા એક નાના ભાઇ જેવો જ છે. તારે હવે મારા રાજ્યની હદ છોડીને બીજે ક્યાંય જવાનુ નથી'

શ્રીકંઠે કીર્તિધવલની આ આજ્ઞાનો સહર્ષ સ્વીકાર કર્યો કીર્તિધવલે પોતાના રાજ્યમાં આવેલ વાનરદ્વીપ નામનો પ્રદેશ શ્રીકંઠને સોંપી એને એ પ્રદેશનો રાજા બનાવ્યો એ પ્રદેશમાં આવેલ કિષ્કિંધા નામના નગરને રાજધાની બનાવવામાં આવ્યું આ પ્રદેશની એક વિશેષતા એ હતી કે ત્યા પુષ્કળ પ્રમાણમાં વાનરો રહેતા હતા શ્રીકંઠને વાનરો પર ઘણું જ હેત હતું. એટલે એણે પોતાના રાજ્યના લોકોને વાનરોની હિંસા કરવાની મનાઇ ફરમાવી આ મનાઈ હુકમના કારણે ત્યાંના વાનરો નિર્ભય મને વિચરવા લાગ્યા એ જોઇને એ પ્રદેશની બહાર વસતા અન્ય પ્રદેશના વાનરો પણ ત્યા આવીને વસવા લાગ્યા.

શ્રીકંઠ નિષ્કંટક રીતે રાજ્ય ચલાવતો હતો એને વજ્રકંઠ નામે એક પરાક્રમી પુત્ર થયો એક દિવસ શ્રીકંઠના મનમા જિનેશ્વરની યાત્રા કરવાનો મનસુબો જન્મ્યો. એણે પરમ તીર્થધામરૂપ નંદીશ્વરદ્વીપની શાશ્વત યાત્રાએ જવાનો નિશ્ચય કર્યો એણે પોતાનુ વિમાન તૈયાર કર્યુ અને યાત્રાએ જવા નીકળ્યો રસ્તામા એક પર્વત ઓળગતાં એનુ વિમાન સ્ખલિત થયું આમ અધવચ્ચે જ એ અટકી પડયો. યાત્રા કરવાની ઈચ્છા મનમાં જ રહી ગઇ આથી નિર્વેદ પામી એણે તરત જ વજ્રકંઠને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણકરી અને દીક્ષાને સમ્યક્ રીતે પાળીને તેણે સિદ્ધિગતિ મેળવી.

આ જ કૂળની અંદર અનુક્રમે **ઘનોદધિ** નામનો એક રાજા થયો એના અરસામાં લંકામા **તડિત્કેશ** નામનો રાજા રાજ્ય કરતો હતો એને **શ્રીચંદ્રા** નામની સ્વરૂપવાન રાણી હતી. એક દિવસ તડિત્કેશ શ્રીચંદ્રાની સાથે રતિક્રિડા કરતો પોતાના ઉદ્યાનની અંદર વિચરી રહ્યો હતો એવામા અચાનક એક દિશાથી એક વાનર દોડતો ત્યાં આવી પહોચ્યો અને શ્રીચંદ્રાના સ્તન ઉપર એણે ઉઝરડા ભર્યા આ જોતાં જ તડિત્કેશ કોપાયમાન થઈ ગયો. એણે પોતાના ધનુષ્યને પોતાના સ્કંધ પરથી હાથમા લીધું ને વાનર પર જોરથી ફેકયું આ બાણના સચોટ પ્રહારથી પેલો વાનર ઉછળીને બાજુના એક ઝાડ નીચે ધ્યાન ધરતા એક મુનિની પાસે જઈ પડયો સાધુએ વાનર સામે જોયુ વાનરના શરીરમાથી ધખધખ કરતું રક્ત વહી જતું જોઇને મુનિને લાગ્યું કે વાનર હવે વધુ જીવી શકે

એમ નથી. એટલે સર્વભૂતોમાં સમદૃષ્ટિ રાખનાર એ મુનિએ વાનરના કાનમાં સર્વપાપ-હારી નવકારમંત્ર કહ્યો. નવકારમંત્ર સાંભળતાં સાંભળતાં વાનરનો જીવનદીપ બુઝાઇ ગયો. મરીને તે વાનર અબ્ધિકુમાર નિકાય નામના દેવલોકમાં દેવતા થયો

દેવતારૂપ થએલા એ વાનરે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી લીધો. એથી એ પેલા મુનિને વંદન કરવા માટે આવ્યો પરંતુ તડિત્કેશના અનુચરો વાનરો પર ત્રાસ ગુજારતા એની નજરે પડયા આથી એણે તડિત્કેશના અનુચરો પર પ્રહાર કરવા માંડયા તડિત્કેશ તરત જ તે જગાએ આવી પહોંચ્યો અને એની પૂજા કરવા લાગ્યો.

પેલા દેવતાના રૂપમાં રહેલા વાનરે તરત જ તાડિત્કેશને પોતાની ઓળખાણ આપી. ત્યારબાદ બન્ને જણ પેલા મુનિની પાસે આવ્યા અને પોતાના બન્ને વચ્ચે શાથી વેર-ભાવની લાગણી જન્મી હતી તેનું કારણ પૂછયું

મુનિએ એ બન્નેને પોતાની નજીક બેસાડયા ને જણાવ્યું કે, "હે લંકાપતિ તાડિત્કેશ! પૂર્વજન્મની અંદર તું શ્રાવસ્તિ નગરીની અંદર એક પ્રધાનનો પુત્ર હતો અને આ વાનર એક શિકારી હતો. સંસારથી વિરક્ત થઇને તે દીક્ષાવ્રત ગ્રહણ કર્યું. કાશીમાં તે દીક્ષા લીધી દીક્ષા લઈને તું વિહાર કરતો હતો ત્યાં પેલા શિકારીએ તને બાણથી વિંધી નાખ્યો શુભ અવસ્થામાં મૃત્યુ પામેલ હોવાના કારણે તું દેવતા થયો. ત્યાંથી ચ્યવીને તું અહિ લંકાપતિ થયો પેલો શિકારી નરકની ઘોર યાતનાઓ ભોગવીને લંકામાં વાનરરૂપે જન્મ્યો.'

પેલો દેવતા આ વાત સાંભળીને અંતર્ધાન થયો. તડિત્કેશ દુ:ખી હૃદયે પોતાના નિવાસસ્થાન તરફ પાછો વળ્યો. થોડા દિવસ વિત્યા એટલે તડિત્કેશે લંકાની ગાદી પર પોતાના પુત્ર સુકેશને સ્થાપિત કર્યો અને પોતે દીક્ષા અંગિકાર કરી કાળક્રમે મૃત્યુ પામીને એણે પરમપદ પ્રાપ્ત કર્યું. આ બાજુ રાજા ઘનોદધિએ પણ પોતાના પુત્ર કિષ્કિંધિને રાજ્ય સોંપી દીક્ષા લીધી.

આજ અરસામાં રથનુપૂરમા અશનિવેગ રાજા રાજ્ય કરતો હતો એને બે મહા પરાક્રમી પુત્રો હતા. એમના નામ અનુક્રમે વિજયસિંહ અને વિદ્યુદ્વેગ હતાં. બન્ને પુત્રોની વીરતા જગવિખ્યાત બની હતી.

આદિત્યપુરના રાજા મંદિરમાળીની શ્રીમાળા નામની રાજકુવરીનો સ્વયંવર છે એના સમાચાર અશનિવેગના દરબારમાં આવી પહોંચ્યા એ સમાચાર સાંભળીને વિજયસિંહ અને વિદ્યુદ્વેગ સ્વયંવરમાં જવાને તૈયાર થયા એ સ્વયવરમા શ્રીમાળાને મેળવવા દેશદેશના રાજાઓ એકઠા થયેલા હતા કિષ્કિંધી પણ એ સ્વયંવરમાં એના અનુજબંધુ અંધકની સાથે હાજર હતો શ્રીમાળા વરમાળા લઇને સભામાં હાજર થઈ. એક પછી એક રાજા એણે જોવા માંડયા પણ કોઇ રાજા પર એની આંખ ઠરતી નથી. કિષ્કિંધીને જોતા જ એના હૃદયમાં પ્રેમની લાગણી થઈ આવી. એણે તરત જ વરમાળા કિષ્કિંધીના કંઠમાં આરોપી. બધા રાજાઓ મો વકાસીને જોઈ રહ્યા। આ જોઇને વિજયસિંહને

મનમાં ઝાળ વ્યાપી ગઈ એણે તરત જ પોતાના મ્યાનમાંથી તરવારને ખેંચી અને તે કિષ્કિંધીને મારવા માટે દોડયો. બન્ને પક્ષના માણસો યુદ્ધ લડવાને માટે સજ્જ થઇ ગયા ખૂબ દારૂણ યુદ્ધ બન્ને પક્ષો વચ્ચે ખેલાવા લાગ્યું. કિષ્કિંધીની મદદે એનો નાનો ભાઇ અંધક દોડી આવ્યો એણે વિજયસિંહના મસ્તકને એક જ તરવારનો ઝાટકો મારી ધડથી જુદું કર્યું. વિજયસિંહ તરત જ મરણ પામ્યો. કિષ્કિંધી શ્રીમાળાને લઈ પોતાના નગરમાં મહા આનંદની લાગણી અનુભવતો પાછો ફર્યો. આખા નગરમાં એક મહા ઉત્સવ જેવું વાતાવરણ થઇ રહ્યું.

આ બાજુ વિજયસિંહના પિતા અશનવેગને વિજયસિંહના મૃત્યુના સમાચાર મળ્યા એને કિષ્કિંધી રાજા પર ઘણો જ ક્રોધ ચડયો એણે એક પ્રચંડ સેના તૈયાર કરી અને કિષ્કિંધા નગરી પર ચડાઈ કરી. બન્ને પક્ષે એક ઘોરતમ યુદ્ધનાં મંડાણ મંડાયાં. બન્ને પક્ષે સારી એવી માનવખુવારી થઇ. કિષ્કિંધી રાજાના પક્ષમા સૌથી મહાન અને બળવાન કોઇ પણ વ્યકિત હોય તો તે અંધક હતો અશનિવેગે અંધકનો શિરોચ્છેદ કર્યો ત્યારે કિષ્કિંધિરાજા, રાક્ષસો અને વાનરો લશ્કરમાં આમતેમ દોડવા લાગ્યા અન્તે તેઓ બધા યુદ્ધભૂમિ છોડીને પાતાળ લંકામાં નાસી ગયા. અશનિવેગે ત્યાં એક નિર્ઘાત નામના ખેચરને રાજા બનાવ્યો અને પોતે પોતાની નગરીમાં પાછો ફર્યો

અશનિવેગના ત્રીજા પુત્રનુ નામ **સહસ્રાર** હતું. રાજસુખ ભોગવતાં ભોગવતાં અશનિવેગ વૃદ્ધાવસ્થાને પામ્યો એટલે એણે પોતાનુ રાજ્ય સહસ્રારને સોંપ્યું અને દીક્ષાવ્રત ગ્રહણ કર્યું.

પાતાળ લંકામાં રહેલા સુકેશને અનુક્રમે **માળી, સુમાળી** અને **માલ્યમાન** એમ પ્રતાપી ત્રણ પુત્રો થયા કિષ્કિંધી રાજાને **આદિત્યરજા** અને **ઋક્ષરજા** એમ બે પુત્રો થયા. સુકેશના પુત્રો બહુ જ બળવાન અને શૂરવીર હતા એમણે થોડા જ વખતમાં લંકા પર ચડાઇ કરી અને નિર્ઘાત ખેચરનો વધ કરી લંકાનુ રાજ્ય પાછુ સર કર્યું. લંકાની ગાદી પર માળીને બેસાડવામાં આવ્યો. કિષ્કિંધા નગરીમાં આદિત્યરજા રાજા તરીકે બેઠો.

અશનિવેગના પુત્ર સહસ્રારને **ચિત્તસુંદરી** નામે એક સ્વરૂપવાન અને શિયળવાન રાણી હતી. એ ગર્ભવતી હતી. એને એક વખત એવો દોહદ (ઇચ્છા) થયો કે 'મારે ઈંદ્ર સાથે સંભોગ કરવો ' એને મનમાં મુંઝવણ થવા લાગી કે મારે આ વાત સહસ્રારને જણાવવી કે નહિં ? અંતે એ વાત સહસ્રારને જણાવવી એવો એણે મનમાં નિશ્ચય કર્યો

એક દિવસ એણે એ વાત સહસ્રારને જણાવી સહસ્રાર પાસે એક એવી મંત્રસિદ્ધિ હતી કે તે ધારે તેવું સ્વરૂપ એ મંત્રબળે ધારણ કરી શકે. એથી એણે ઈંદ્રનું સ્વરૂપ ધારણ કર્યું અને એ રીતે ચિત્તસુંદરીનો દોહદ પૂરો કર્યો

આથી ચિત્તસુંદરીને જે બાળક અવતર્યો. એનું નામ ઈંદ્ર રાખવામાં આવ્યું. ઈંદ્ર ભારે સ્વરૂપવાન અને તેજસ્વી બાળક નીવડયો ઉમર થતાં સહસ્રારે દીક્ષા લીધી અને ઇંદ્રને ગાદી પર સ્થાપિત કર્યો ઈન્દ્ર રાજ્યગાદી ઉપર આવ્યા પછી દેવલોકના ઇન્દ્રની પેઠે તેણે લોકપાળ વિગેરેની વ્યવસ્થા કરી સાચા ઇન્દ્ર જેવો ભાસ ઊભો કર્યો

ઈંદ્ર ભારે પરાક્રમી હોવાથી એણે પોતાની ભુજાશક્તિથી પોતાના રાજ્યની સીમા વધારવા માંડી અનેક રાજાઓને ખંડિયા બનાવ્યા. લંકાની ગાદી પર બેઠેલા માળીથી આ સહન થઈ શકતુ નહોતુ. ઈંદ્રના વધતા જતા આ રાજવિસ્તારથી મનમાં ને મનમાં એ ઈર્ષા પામવા લાગ્યો અન્તે ઈંદ્ર પર ચડાઈ કરવાનો એણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

એક શુભ દિવસ જોઈને માળીએ અનેક રાક્ષસો વાનરો સહિત ઈંદ્ર પર ચઢાઈ કરી. માળીની પ્રચંડ સેનાનો યથાયોગ્ય સામનો કરવા ઈંદ્ર પણ પોતાની વિશાળ સેના સાથે યુદ્ધભૂમિ પર હાજર થયો

ઈંદ્ર રાજાપક્ષે રહેલા વિદ્યાધરોએ માળીના પક્ષે રહેલા રાક્ષસો અને વાનરોની ભારે ખુવારી બોલાવી. ઐરાવત હાથીની મનોહર અંબાડી પર બેઠેલા શકેન્દ્રની જેમ અજબ છટાથી બેઠેલા ઇંદ્ર અને મહાપરાક્રમી રાક્ષસોના સમૂહવડે વીંટળાયેલ રાક્ષસપતિ માળી વચ્ચે જીવ સટોસટનુ યુદ્ધ મંડાયું. બન્ને યુદ્ધવિદ્યામાં પ્રવીણ હતા, કાયરતા જેવું નામ બન્નેમાં નહોતું અને યુદ્ધભૂમિના બન્ને લાડકવાયા પનોતા પુત્ર જેવા હતા એથી યુદ્ધભૂમિને કાયરતાથી લાંછન લગાડી એ ભાગી છૂટે એવી કોઈ સંભાવના નહોતી બન્નેએ પોતપોતાની લડવાની કળા બતાવવા માંડી. બન્નેમાંથી કોણ જીતશે એ કહી શકાય એમ નહોતુ.

પરંતુ વિધિનિર્માણ તો ચોક્કસ જ હતું. એટલે વિદ્યાધરોના રાજા ઈંદ્રે માળીના મસ્તક પર તલવારનો એક જોરથી ફટકો માર્યો. માળીનું મસ્તક ધરણી પર ઢળી પડ્યુ અને માળીની આખી સેના ચંદ્ર વિનાની રાત્રિ જેવી અનાથ બની ગઈ. માળીની આખી સેના માળીનાં જતાં પાતાલ લંકામાં આશરો લેવા દોડી ગઇ.

ઈંદ્રને કંઈ લંકામાં રાજ્ય કરવું નહોતું એટલે એણે વિશ્રવાના પુત્ર **વૈશ્રમણને** લંકાનું રાજ્ય સોંપી તે પોતાની રાજધાનીએ પાછો ફર્યો.

પાતાળલંકામાં માળીના ભાઇ સુમાળીને **રત્નશ્રવા** નામનો એક પુત્ર હતો એ ભારે દૃઢ નિશ્ચયી અને તપસાધનામાં પ્રવીણ હતો એક દિવસ એ એક મનોહર ઉદ્યાન વિશે તપ કરતો હતો, એ દરમ્યાન એક સુંદર યુવતી તેની સમક્ષ આવીને કહેવા લાગી: 'હે રત્નશ્રવા! સાંભળ, હુ **કૌતુકમંગળ** નામના નગરના રાજા **વ્યોમબિંદુ** વિદ્યાધર રાજાની રાજકુંવરી છું મારી મોટી બેન **કૌશિકાનો** પુત્ર વૈશ્રમણ હાલ લંકાની ગાદી પર છે. મારૂં નામ **કૈકસી** છે. મારા પિતાએ મને અહિંઆં મોકલી છે.

રત્નશ્રવા કૈકસી પ્રત્યે અનુરાગી બન્યો. એણે એ વાત વડિલોને કહી જણાવી વડિલોએ રત્નશ્રવાને કૈકસી સાથે પરણવાની સંમતિ આપી એટલે રત્નશ્રવા કૈકસી સાથે પરણ્યો.

થોડો સમય પસાર થયો એટલે કૈકસીએ એક દિવ્ય કાંતિવાળા પુત્રનો જન્મ આપ્યો. એ બાળક નાનો હતો છતાં એણે પાસે પડેલા એક માણેકના હારને પોતાના કંઠમાં ધારણ કર્યો. બાળકની માતા કૈકસી આ જોઈ ઘણું જ આશ્ચર્ય પામી રત્નશ્રવા જ્યારે કૈકસી પાસે આવ્યો ત્યારે કૈકસીએ હારની વાત કહી સંભળાવી. 'હે વહાલા પતિ! આ હાર કોઈ સામાન્ય માનવી ધારણ કરી શકવાને સમર્થ નથી કારણ કે આ દૈવી હાર રાક્ષસેંદ્રે

તમામ પૂર્વજ મેઘવાહનને આપ્યો હતો જેને આ નાના બાળકે સ્વહસ્તે પોતાના કંઠમાં આરોપણ કર્યો છે.

રત્નશ્રવાને થોડા વખત પહેલાં એક મુનિએ કહેલું વચન યાદ આવતાં એણે કહ્યું કે 'હે કૈકસી! એક મુનિએ મને કહ્યું હતું કે જે આ હારને ધારણ કરશે તે પ્રતિવાસુદેવ થશે '

એ હારમા રહેલાં નવ માણેકની અંદર તે બાળકના મુખના નવ પ્રતિબિંબ પડયાં જેથી રત્નશ્રવાએ એનું નામ દશમુખ રાખ્યું. કૈકસીએ બીજા બે પુત્રો બિભીષણ અને કુંભકર્ણને અનુક્રમે જન્મ આપ્યો સુર્પણખા નામની એક પુત્રીનો પણ એના પેટે જન્મ થયો

[ ૨ ]

## વિજયી રાવણ

દશમુખે ( રાવણે ) એક દિવસ વૈશ્રવણ રાજાને વિમાનમાં જતો જોયો. વૈશ્રવણને જોઈને રાવણે એની માતાને પૂછયુ : "હે વહાલી માતા! આ દૈવી વિમાનમાં ભારે ઠાઠમાઠ અને વૈભવથી આમ નિર્ભયપણે આકાશમાર્ગે જનાર આ વ્યક્તિ કોણ છે?"

રાવણની માતાએ અત્યંત ધૈર્યથી જવાબ આપ્યો. "હે પરાક્રમી પુત્ર! એ વિમાન મારફત જનાર વૈશ્રવણ છે. એણે તારા ભલા પિતાને લંકાનગરીમાં પરાજિત કરીને નગરીની બહાર કાઢી મૂકયા હતા અત્યારે લંકાની રાજગાદી પર આ જ વૈશ્રવણ રાજા રાજ્ય કરે છે. અનેકવિધ રાજભોગવિલાસો એ ભોગવી રહ્યો છે. આપણી રાજલક્ષ્મીને પણ એ અનેક પ્રકારે ભોગવી રહ્યો છે તને હું કેવી રીતે સમજાવું કે એને જોતાં જ મારૂં કાળજુ કંપી ઊઠે છે. એને જોતા જ મારૂં અંતર ભયંકર વેદનાથી ફાટી પડે છે. મને રાત દિવસ જંપ વળતો નથી. તારા પિતાના એ વેરીનું મસ્તક કયારે ધૂળમાં જઇને પડે એ જ વિચાર મને રાતદિવસ આવ્યા કરે છે. તારા જેવો પરાક્રમી અને બળવાન પુત્ર એની માતાનું દુઃખ દૂર નહિં કરે તો અન્ય કોણ કરશે? તારા જેવા આજ્ઞાપાલક પુત્રની એ પવિત્ર ફરજ છે કે તારા પિતાએ ગુમાવેલું રાજ્ય પાછુ મેળવવું અને એ દેશ પર પોતાની આણ ફરી વર્તાવવી."

રાવણની સાથે એના અનુજ બંધુઓ બિભીષણ અને કુંભકર્ણ પણ ત્યાં હાજર હતા. એ બન્ને ભાઇઓએ માતાની આંખમાંથી આંસુ પડતાં જોયા એટલે એમણે કહ્યું "હે વહાલી માતા! શા માટે તમે આમ દુઃખી થઇને રડો છો? તમારે માટે આમ કલ્પાંત કરવું શોભાસ્પદ નથી અને હે માતા! તને રાવણની શક્તિની કયાં ખબર નથી એની લડાયક શક્તિ અને યુદ્ધ નિપૂણતાની ખ્યાતિથી કોણ અજાણ છે? દેશદેશમાં એના પરાક્રમની સુવાસ ફેલાઇ છે. એની સામે લડવા કોઈ હિંમત કરી શકે તેમ નથી અને અમે બે ભાઈઓ પણ કોઇથી ગાંજ્યા જઇએ એમ નથી. અમે પણ યુદ્ધકળા સારી પેઠે જાણીએ છીએ ગમે તેવા શક્તિશાળી અને બળવાન રાજાની સામે અમે યુદ્ધ કરવા તૈયાર છીએ

એટલે એ વિશે તારે દિલમાં સહેજ પણ રજ રાખવો નહિ. તારા જેવી સુખી માતા આ જગતમાં બીજી કોણ છે?"

રાવણે જવાબ દીધો: "હે માતા! આ બન્ને ભાઈઓનું કથન સર્વથા યોગ્ય છે! મારી સામે લડી શકે એવો કોઈ શક્તિશાળી રાજા આ દુનિયાના પટ પર હું જોતો નથી. પછી આ વૈશ્રવણ તો કોણ મારી સામે! આખના પલકારામા એને ધૂળ ચાટતો ન કરી દઉં તો મારુ નામ રાવણ નહિ લંકાનું ગુમાવેલુ રાજ્ય હું પાછુ મેળવ્યા સિવાય જંપીને બેસવાનો નથી. પણ એમ છતા મને એક બીજો વિચાર આવે છે કે જો સાથે સાથે હું થોડી વિદ્યાઓ સાધી લઉં તો એને તરત જ વશ કરી શકાય અને એ રીતે એને પરાજિત કરી શકાય. આ વિદ્યાઓ કંઇ ઘરને ખૂણે બેસી સાધી શકાતી નથી ઘોર જંગલમાં જઈને તપશ્ચર્યા કરવી પડે છે અને એ માટે અમારે ત્રણે ભાઈઓને કોઈ વિકટ અરણ્યમાં જવું પડશે! માટે હે માતા! આપ રાજીખુશીથી અમને જવાની રજા આપો જેથી અમે જિંદગીમાં મહાન પરાક્રમો કરી શકીએ

કૈકસી માતાએ ત્રણે ભાઈઓને આશીર્વાદ આપ્યા એટલે ત્રણે ભાઈઓએ નગર છોડયું અને જંગલ તરફ પ્રયાણ કર્યું. એક ઘોર અને ભયંકર જંગલમાં જઈને એમણે મહાકષ્ટકારી તપની શરુઆત કરી. તપના પ્રભાવે એમણે અષ્ટાક્ષરી વિદ્યાને સાધી. અષ્ટાક્ષરી વિદ્યાને સાધ્યા બાદ એમણે ષોડશાક્ષર મંત્રનો જાપ જપવો શરૂ કર્યો.

આ ત્રણે ભાઈઓ આ પ્રમાણે તપ કરતા હતા ત્યાં અનાદૃત નામનો એક દેવતા એની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતો ત્યાં આવ્યો પેલા ત્રણ ભાઈઓના તપમાં ભંગ પાડવાને માટે એ દેવતાએ એની સ્ત્રીઓને તેમની પાસે મોકલી. પણ પેલી સ્ત્રીઓ આ સ્વરૂપવાન બંધુઓને જોતા જ તેમના મોહમાં પડી ગઈ અને બોલવા લાગી. "હે પરાક્રમી વીર-પુરુષો! તમે તમારી આંખ ખોલીને અમારી સામે તો જુઓ, અમે અપ્સરા જેવી દેવીઓ મોહિત થઈ તમારે સ્વાધીન છીએ. તમારે હવે અન્ય વિદ્યાની કે સિદ્ધિની કાંઈ જરૂર રહી નથી તમે અમારી સાથે ભોગવિલાસ ભોગવો અને તમારા જીવનને સાર્થક બનાવો."

તો પણ પેલા ત્રણ ભાઈઓ એમના ધ્યાનમાંથી સહેજ પણ ચલિત થયા નહિ પોતાની સ્ત્રીઓ કાર્યમાં નિષ્ફળ ગઇ જાણી પેલો દેવતા પોતે ત્યા હાજર થયો ને કહેવા લાગ્યો: "હે વીર પુરુષો! તમારે આ કષ્ટસાધનાની જરાપણ જરૂર નથી. કોઈ પાખંડી અને મિથ્યામતવાદીએ તમને આવો યોગ સાધવા કહ્યું હોય એમ જણાય છે, માટે તમે આ બધું છોડી દો. તમારે કોઇપણ વરદાન જોઈતું હોય તો મારી પાસે માગો, હું તમને તે આપીશ અને તમારા મનની મનોકામના હું પરિપૂર્ણ કરીશ."

એના આ વચન સાભળીને પણ પેલા ત્રણે ભાઈઓ ધ્યાનમાંથી લેશ માત્ર ચલિત થયા નહિ આથી અનાદૃત દેવનો ક્રોધ સળગી ઉઠયો. એણે પોતાના અનુચરોને બોલાવ્યા અને ત્રણે ભાઈઓનું ધ્યાન છોડાવવા જાતજાતના ઉપસર્ગો કરવાની આજ્ઞા કરી પેલાઓએ અનેક પ્રકારનાં બિહામણાં અને વિચિત્ર પ્રકારનાં સ્વરૂપો ધારણ કરીને તપસ્વીઓને

ડગાવવા પ્રયત્નો કર્યા. પણ એમના બધા જ પ્રયત્નો પાણીમા ગયા. એમણે કૈકસી સૂર્પણખા અને રત્નશ્રવાના રૂપો ધારણ કર્યાં અને એ લોકો મરી ગયાં હોય એવા માયાવી દશ્યો ઉભાં કર્યાં. તોપણ પેલા ભાઈઓ ધ્યાનમાં અડગ જ રહ્યા.

આ જોઈને તો પેલો દેવ ઘણો જ ક્રોધાયમાન થઈ ગયો એણે માયાવી વિદ્યાથી ત્રણે ભાઈઓનાં માથાંઓ છેદી નાખેલાં દેખાડયાં રાવણનું માથું કુંભકર્ણ અને વિભીષણની આગળ નાંખ્યું અને કુંભકર્ણ તથા વિભીષણનાં મસ્તક રાવણની આગળ નાંખ્યાં.

મોટાભાઈ રાવણનું મસ્તક જોઈને વિભીષણ અને કુંભકર્ણ ધ્યાનમાંથી સહેજ ચલિત થયા એ બન્ને ભાઈઓને રાવણ તરફ પૂજ્યભાવ હોવાથી જ એમ બન્યું.

પરંતુ રાવણ તો પોતાના ધ્યાનમાંથી લવલેશ પણ ડગ્યો નહિ. ઉલટો એ તો પોતાના ધ્યાનમાં વધુ દૃઢ થયો, એની આવી મહાન તપસ્યા જોઈને આકાશમાંથી દેવવાણી થઈ કે "રાવણ એક મહાન તપસ્વી છે. એ ખરો નિશ્ચયી છે"

અને તરત જ પ્રજ્ઞપ્તિ આદિ એક હજાર વિદ્યાઓ "હે રાવણ ! અમે તને તાબે છીએ" બોલતી આકાશને પ્રકાશિત કરી રહી કુંભકર્ણને સંવૃદ્ધિ આદિ પાંચ વિદ્યાઓ અને બિભીષણને સિદ્ધાર્થા આદિ ચાર વિદ્યાઓ અનુક્રમે સિદ્ધ થઈ.

પેલા યક્ષે તરત જ રાવણને પ્રણામ કર્યાં અને પોતાના પાપના પ્રાયશ્ચિત્ત રૂપે એણે રાવણને માટે સ્વયંપ્રભ નામે નગર રચાવ્યું.

વિદ્યાઓની સિદ્ધિ મેળવીને રાવણ પોતાનાં સગાંવહાલાંઓની સાથે પાછો પોતાના નગરમાં પ્રવેશ્યો એ ઉપરાંત રાવણે છ ઉપવાસનુ તપ કરીને ચંદ્રહાસ નામનું એક ઉત્તમ ખડ્ગ સાધ્યું.

તે અરસામાં **વૈતાઢય** પર્વત પર **સુરસંગીત** નામના નગરમાં વિદ્યાધરનો રાજા **મય** રાજ્ય કરતો હતો. એની સ્ત્રીનું નામ **હેમવતી** હતું અને પુત્રીનું નામ **મંદોદરી** હતું

મંદોદરી ઉંમરલાયક થવાથી મય રાજા પોતાના એક મંત્રીની સલાહ મુજબ મંદોદરીનો વિવાહ પરાક્રમી રાવણ સાથે નક્કી કરવા સ્વયંપ્રભ નગરમાં આવ્યો રાવણના વડિલોએ અને સ્વજનોએ એ વાતને સંમતિ આપી એટલે થોડા જ દિવસમાં રાવણ અને મંદોદરીનાં ભારે ધામધૂમથી લગ્ન થયાં.

**મેઘરવ** નામના પર્વત પર આવેલા ક્ષીરસાગરમા ક્રીડા કરવાને માટે એક વખત રાવણ ગયો એ ક્ષીરસાગરમા છ હજાર ખેચરકન્યાઓ ત્યારે સ્નાન કરી રહી હતી. રાવણનું સ્વરૂપવાન મુખ અને સ્નાયુબદ્ધ સુંદર શરીર જોતા જ એ છ હજાર કન્યાઓ તેના પર મોહિત થઇ ગઇ અને કહેવા લાગી: "હે સ્વરૂપવાન અને પરાક્રમી રાજા રાવણ ! અમે તારા પર મોહિત છીએ. અમે તને પરણવા માગીએ છીએ. તું અમને નહિ પરણે તો અમે અહિં પાણીમાં ડૂબીને મરી જઈશું."

એમની એ વિનવણી સાંભળીને રાવણે તેમનો સ્વીકાર કર્યો. અને ગાંધર્વ વિધિથી તે તેમની સાથે ત્યાં જ પરણ્યો અને એ છ હજાર કન્યાઓને લઈને એ પોતાના નગર તરફ પાછો ફર્યો

આ બાજુ કન્યાઓના રક્ષકપુરુષોએ કન્યાઓના માતાપિતાઓને ખબર આપી કે તમારી કન્યાઓને પરણીને કોઈ અજાણ્યો માણસ ચાલ્યો જાય છે. એ સાંભળતાં જ પેલી કન્યાઓના માતાપિતાઓ વિદ્યાધરોના ઇંદ્ર **અમરસુંદર** પાસે આવ્યા અને કોઈપણ ઉપાયે પોતાની કન્યાઓને છોડાવી લાવવા માટે આજીજી કરવા લાગ્યા.

તરત જ અમરસુંદર પેલી કન્યાઓના પિતાઓ અને સુભટો સાથે રાવણની પાછળ પડ્યો અમરસુંદરને પાછળ આવતો જોઈને પેલી કન્યાઓ ગભરાવા લાગી ને રાવણને કહેવા લાગી : “હે દશાનન ! આ અમરસુંદર ઘણો જ બહાદુર અને પરાક્રમી છે ! એની સાથે યુદ્ધ કરવામા કોઇ ફાવતું નથી. માટે તમે તેની સાથે લડવાનું માંડી વાળો અને અમને બચાવો ”

રાવણે જવાબ દીધો; “અરે સુંદરીઓ ! તમે હજી આ રાવણની શક્તિને પીછાનતાં નથી. હું એને યુદ્ધમા કેવી રીતે હરાવું છું એ તમે જોયા કરો.”

રાવણે મનમાં નિશ્ચય કર્યો હતો કે પેલા લોકોને જાનથી મારી નાખવા નથી એટલે એણે **પ્રસ્વાપન** નામનું અસ્ત્ર ફેંક્યું. જેથી કરીને અમરસુંદર અને કન્યાઓના પિતાઓ તથા અન્ય સૈનિકો મોહિત થઇ ગયા. રાવણે એમને નાગપાશવડે પશુની જેમ બાંધી લીધા. પેલી કન્યાઓએ પોતાના પિતાઓને છોડી મૂકવાની આજીજી કરી એટલે રાવણે એ બધાને અન્તે છોડી મૂક્યા ને પોતે સ્વયપ્રભ નગરમા આવ્યો.

કુંભકર્ણના લગ્ન **કુંભપુર**ના રાજા **મહોદર**ની સ્વરૂપવાન કન્યા **તડિન્માળા** સાથે થયાં અને વિભીષણના લગ્ન **જ્યોતિષ્પુર**ના રાજા **વીર**ની રાણી **નંદવતી**ને કુખે જન્મેલ **પંકજશ્રી**ની સાથે થયાં. રાવણની રાણી મંદોદરીએ **ઇંદ્રજિત** નામના એક પરાક્રમી પુત્રને જન્મ આપ્યો થોડા સમય બાદ એક બીજો પુત્ર પણ તેને થયો જેનું નામ **મેઘવાહન** રાખવામાં આવ્યું.

કુંભકર્ણ અને વિભીષણના મનમાં લંકાપતિ વૈશ્રવણ, આંખમાં કણું ખૂંચે એમ ખૂંચી રહ્યો હતો એ બન્ને ભાઈઓ લંકાવાસીઓને હેરાન કરવા લાગ્યા. વૈશ્રવણે દૂત મોકલીને સુમાળીને કહેવડાવ્યું કે આ બન્ને ભાઇઓને એમ કરતાં અટકાવો. જો તમે એમને એમ કરતાં નહિ અટકાવો તો હું મારી સર્વશક્તિથી એમને હણી નાખીશ મારી શક્તિને હજી તમે પૂરેપૂરી જાણતા નથી. માટે તમે તમારા હિતને માટે તે બન્ને ભાઈઓને તેમ કરતાં રોકો

ભરસભામાં વૈશ્રવણના દૂતે એ સમાચાર સુમાળીને કહી સંભળાવ્યા. સભામાં રાવણ પણ હાજર હતો. એણે કહ્યું : “હે રાજદૂત ! એ વૈશ્રવણ કોણ છે ? બીજાના બળથી એ જીવનાર છે ! એક ખડિયા રાજા જેવો છે. તારા મુખથી આ સમાચાર સાંભળીને મને

તને મારી નાખવાની ઈચ્છા થઈ આવે છે પણ તું રાજદૂત હોવાથી હું લાચાર છું. તારા વૈશ્રવણને જઈને કહે કે હું એનાથી જરા પણ બીતો નથી."

રાજદૂત તરત જ ભરસભામાંથી ચાલ્યો ગયો અને વૈશ્રવણને જઈ રાવણે કહેલા શબ્દો કહ્યા. રાવણના એ અભિમાની શબ્દો રાજદૂતે વૈશ્રવણના મુખે કહ્યા કે તરત જ મહા-અગ્નિની પેઠે વૈશ્રવણનો ક્રોધ ભભૂકી ઉઠયો. આ બાજુ રાવણે પણ પોતાની મહાન સેનાને તૈયાર કરવા યુદ્ધનાં રણશીંગા ફુકયાં. સમુદ્રની જેવી વિશાળ સેના લઈને રાવણે યુદ્ધ પ્રયાણ કર્યું.

રાવણની સેનાનો સામનો કરવા વૈશ્રવણ પણ મહાસેના સાથે હાજર થયો. બન્ને લશ્કરો વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યું. બે મોટા સમુદ્રો આથડે એવી ભયંકર ચીચીયારિયો થવા લાગી. પણ રાવણની મહાન વિદ્યાઓ અને સિદ્ધિઓ આગળ વૈશ્રવણની સેનાનું કશું જ ચાલ્યું નહિ. વૈશ્રવણની સેનામાં ભંગાણ પડયું

પોતાના લશ્કરનો આવો કરૂણ અંજામ જોતાં જ વૈશ્રવણે મનમાં વિચાર્યું કે પોતાની હાર ચોક્કસ છે! અને તરત જ તેણે મનમાં નિર્ણય કર્યો કે આ અલ્પસુખ આપનાર દુન્યવી રાજવૈભવને છોડીને પોતે દીક્ષા ગ્રહણ કરવી જેથી પોતે અનંતા સુખનો અધિકારી બને અને એણે સાથે સાથે વિભીષણ અને કુંભકર્ણનો પણ મનમાં ઉપકાર માન્યો કારણ કે એમને લીધે જ આ યુદ્ધ થયું અને પોતાને દીક્ષા લેવાનું મન થયું. પછી એણે તરત જ દીક્ષા લીધી

વૈશ્રવણે દીક્ષા લીધી છે એ વાતની જાણ થતા જ રાવણ વૈશ્રવણની સામે આવ્યો અને કહેવા લાગ્યો "હે જયેષ્ઠબંધુ! ગમે તેમ તોય તમે મારા ભાઈ થાવ છો! તમે વયે મારા કરતાં મોટા છો! તો હું લંકાનું રાજ્ય આપને પાછુ સોંપુ છું આપ તેનો સ્વીકાર કરો "
પણ વૈશ્રવણે લંકાનું રાજ્ય પાછું લેવા ના પાડી અને તરત જ ધ્યાન આદર્યું.

વૈશ્રવણ સાચો સાધુ બન્યો જાણીને અન્તે રાવણે લંકાનું રાજ્ય પોતાના હાથમાં લીધું ત્યારબાદ પુષ્પકવિમાનમાં બેસીને રાવણ સમેતશિખર પર અર્હંતની પ્રતિમાને વાંદવા માટે ગયો તે વંદના કરીને પાછો ફરતો હતો ત્યાં તેના કાન પર સુંદર અવાજ પડયો એના એક અનુચરને પૂછતાં જણાયું કે એ વનમાં એક સુંદર દૈવી હાથી છે. રાવણે એ હાથીને જોયો ત્યારે તેને ખાત્રી થઈ કે પોતાનું વાહન થવા માટે એ હસ્તિ સર્વથા યોગ્ય છે તરત જ એ હાથી પર બેઠો. રાવણ એ હાથી પર ઈંદ્રની જેમ શોભી રહ્યો. આથી ખૂશ થઈને રાવણે એનું ભુવનાલંકાર એવું નામ આપ્યું

બીજે દિવસે દરબાર ભરીને રાવણ બેઠો હતો ત્યા લોહીથી ખરડાયેલા અંગવાળો એક પવનવેગ નામવાળો વિદ્યાધર સભામા આવ્યો ને રાવણને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "હે મહાપરાક્રમી નરાધિપ! આપને હું એક અરજ કરવા આવ્યો છુ આપ મારૂં કહેવું ધ્યાનપૂર્વક સાંભળો કિષ્કિંધી રાજાના દીકરા સૂર્યરજા અને ઋક્ષરજા પાતાળ લંકામાંથી કિષ્કિંધી નગરીમા ગયા હતા ત્યાં એ બન્ને જણને મહા ભયંકર સ્વરૂપવાળા

બીહામણા અને નરકો વિગેરેના રચના પૂર્વક રાજય કરવાથી યમસદૃશ ઈંદ્રના લોકપાળ **યમરાજા** નામના રાજા સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. એ યુદ્ધમાં એ બન્ને જણુની હાર થઇ અને યમરાજાએ એ બન્ને જણુને ચોરની જેમ દોરડા વડે કસકસાવીને બાંધી દીધા. હવે યમરાજા એ લોકોને નરકમાં જેવા છેદનભેદનનાં દુઃખો અપાય એવા પ્રકારનાં મહા ભયંકર દુઃખો આપે છે એથી કરીને એ બન્ને જણા આ પ્રમાણે મહાન નરકયાતના ભોગવી રહ્યા છે, અમે તમારે શરણે આવ્યા છીએ! શરણે આવેલાની રક્ષા કરવી એ તમારા જેવા મહાન પરાક્રમી વીર પુરૂષોની પવિત્ર ફરજ છે! તમે અમને નહિ બચાવો તો અમે બીજા કોની પાસે જઇશું!"

એનું એ પ્રમાણે કહેલું સાંભળીને રાવણે વીર પુરૂષને છાજે એવા પ્રકારનો જવાબ આપતાં કહ્યું: "નબળા અને દુર્બળ માનવને પીડનાર દુર્જન માણસોનો નાશ કરવો એજ મારો જીવન ધ્યેય છે માટે હે પવનવેગ! તું હવે મનમાં સહેજપણ શોક કરીશ નહિ હમણાંજ હુ મારી પ્રચંડ સેનાને લઇને એ યમરાજ રાજવીનો પરાભવ કરવા જાઉં છું."

ત્યારબાદ રાવણ પોતાની પ્રચંડ સેના લઇને યમરાજાની સામે લડવાને માટે રવાના થયો. ત્યાં રાવણે સાત પ્રકારનાં નરકો જોયાં. એ નરકોમાં પોતાના સેવકોને મહા દુઃખમાં રીબાતા જોઇને તરત જ રાવણે એ સાતે નરકોનો નાશ કર્યો અને પોતાના સેવકોને તેમાંથી છોડાવ્યા નરકોનુ રક્ષણ કરનારા રક્ષકોએ તરત જ એ સમાચાર યમરાજાને કહી સંભળાવ્યા યમરાજા ક્રોધથી ધૂવાફૂંવા થઈને રાવણુની સામે લડવા આવ્યો. ભયંકર પ્રકારનો દંડ લઇને યમરાજા રાવણુની સામે ધસ્યો પણ રાવણે પલકમાત્રમાં એ દંડને નકામો બનાવી દીધો. યમરાજાએ ત્યારબાદ બાણોનો વરસાદ રાવણ પર વરસાવવા માંડયો પણ રાવણે સર્વ બાણોને દૂર કર્યાં. અંતે યમરાજા પરાભવ પામીને રથનુપૂરના રાજા ઇંદ્ર પાસે ગયો ને હાથ જોડી કહેવા લાગ્યો; "હે રાજાધિરાજ! મારે આ યમરાજપણું હવે જોઈતું નથી, તમારી મહેરબાની હવે મારે કોઈ કામની રહી નથી, કારણ કે મહાન બળવાન રાજા રાવણ મારા પર રૂઠયો છે એના ક્રોધની સામે હવે કોઇ ટકી શકે એમ નથી. બધી જ નરકોનો એણે નાશ કરી દીધો છે અને નરકમાં વસતા માણસોને મુક્ત કરી દીધા છે. એ સાચો ક્ષત્રિય હોવાથી જ મને રણમાંથી જીવતો અહીં એણે આવવા દીધો છે. એની જગાએ બીજો કોઇ હોત તો હૂ અત્યારે જીવતો પણ ન આવી શકત! એ રાવણે પોતાના બાહુબળથી જ લંકા અને **પુષ્પકવિમાન** કબજે કર્યા છે. **સુરસુંદર** જેવા વિદ્યાધરને પણ એણે જીતી લીધો છે"

યમરાજ રાજાનાં આ વચનો સાંભળીને ઇંદ્ર રાજા તરત જ રાવણની સામે યુદ્ધ લડવા તૈયાર થયો. પણ રાવણની શક્તિની સાચી પિછાનવાળા ઇંદ્રના મંત્રિઓએ ઇંદ્રને એમ કરતાં રોકયો ઇંદ્રને પણ પોતાની ભૂલ સમજાઈ એથી એણે યમરાજને સુરસંગીત નામનુ એક નગર આપીને રાજી કર્યો રાવણે કિષ્કિંધાપુરી આદિત્યરજાને અને ઋક્ષપુર ઋક્ષરજાને આપીને લંકા નગરી પાછો ફર્યો.

કૂળ અને પોતાનુ કૂળ એક હોવાથી વાલી આ વાતનો સ્વીકાર કરશે એવી રાવણને મનમાં ખાત્રી હતી પણ વાલીએ એ વાતનો સ્વીકાર કર્યો નહિ. રાજદૂતને કહ્યું : "હે રાજદૂત! તારા સ્વામી રાવણ અને મારી વચ્ચે ભલે લોહીનો સંબંધ હોય. છતાં પણ હું એને સ્વામિ તરીકે સ્વીકારી શકું નહિ. દુનિયાનો સ્વામિ એક જ છે અને તે વીતરાગ જિન અર્હંત એ સિવાય કોઈ અન્ય મારો સ્વામિ થવાને યોગ્ય નથી રાવણને સ્વામિ થવાનો આ મિથ્યા મોહ શાથી થયો તે મારાથી સમજાઇ શકાતું નથી. મારાવતી જઈને તારા રાજા રાવણને જણાવજે કે એ આવા મિથ્યા મનોરથો સેવવા છોડી દે અને સાચો રસ્તો ગ્રહણ કરે. રાવણ મને જ્યાં સુધી કશું નુકશાન કરશે નહિ ત્યાં સુધી હું પણ તેના પ્રત્યે કશુ અપ્રિય વા અઘટિત વસ્તુ આદરીશ નહિ. એ મારા મિત્રકૂળનો હોઈને એને નુકસાન પહોંચે એવી પ્રવૃત્તિ હું આદરીશ નહિ જો રાવણ પોતાની વિપરીત બુદ્ધિથી કશી અઘટિત પ્રવૃત્તિ મારી સામે આદરશે તો ન છૂટકે મારે એની સામે લડવું પડશે હવે તુ તારે સુખેથી અહિંથી ચાલ્યો જા; અને તારા સ્વામીને મારો સંદેશ પહોંચાડ."

મનમાં અનેક પ્રકારના તર્કવિતર્કો કરતો પેલો રાજદૂત લંકામાં પાછો ફર્યો ને રાવણને વાલીનો સંદેશો કહી સંભળાવ્યો.

રાવણને વાલીના સંદેશાથી ઘણો જ ગુસ્સો ચડયો. એક જ ક્ષણમાં એણે પોતાની પ્રચંડ સેના તૈયાર કરી અને કિષ્કિંધા નગરી પર ચડી આવ્યો. રાવણને પોતાની રાજધાની પર ચડી આવતો જોઈને વાલી પણ પોતાની સેના સાથે રાવણની સેનાનો પ્રતિકાર કરવા સજ્જ થઈને સામે આવ્યો. બહાદુર પુરુષોને યુદ્ધભૂમિ પર દુશ્મનોનું સ્વાગત કરવામાં પણ ઘણો આનંદ આવે છે.

બન્ને લશ્કરો વચ્ચે ઘણું જ તુમુલ યુદ્ધ શરુ થયું. એ યુદ્ધમાં જાતજાતનાં હથિયારો અને શસ્ત્રો વપરાવા લાગ્યા જેથી કરીને અનેક વાનરો હાથીઓ અને બીજા તિર્યંચો મરણને શરણ થવા લાગ્યા આ ક્રૂર સંહાર થતો જોઈને દયાવાન વાલિનું હૃદય દુઃખથી કંપિત થઇ ગયું. એણે તરત જ પોતાનાં સર્વ શસ્ત્રો સંકેલી લીધાં અને રાવણ પાસે આવીને કહ્યું: "હે પરાક્રમી રાવણ! તું શ્રાવક છે. જીવ અહિંસામાં તું માનવાવાળો છે. તો આ પ્રાણીઓની નાહક હિંસા કરવાથી આપણને શો લાભ થવાનો છે? એથી તો આપણને મૃત્યુ બાદ નરક જ મળશે. આથી આપણે બન્ને જણ જ લડીએ."

વાલીની સૂચના રાવણને વ્યાજબી લાગવાથી એણે તરત જ તેનો સ્વીકાર કર્યો. એ બાદ તરત જ તે બન્ને યોદ્ધાઓએ યુદ્ધનો આરંભ કર્યો. રાવણે પોતાને સિદ્ધ થયેલી સર્વ વિદ્યાઓની અજમાયશ વાલી પર કરી; પણ વાલીએ એ સર્વ વિદ્યાઓનો સુંદર રીતે સામનો કર્યો અને રાવણની એક પણ વિદ્યા એણે કામ આવવા દીધી નહિ રાવણે છેલ્લે દૈવી ચંદ્રહાસ નામનું ખડ્ગ વાલીની સામે ઉગામ્યું. વાલીએ તરત જ ખડ્ગ સાથે ધસી આવતાં રાવણની સામે જોરથી દોટ દીધી અને રાવણને કેડમાંથી ઊંચકી લીધો. અને પલકમાત્ર જેટલા સમયમાં વાલીએ રાવણને બગલમાં રાખીને પૃથ્વીની ચાર વખત

પ્રદક્ષિણા કરી. પછી રાવણને છોડી દેતાં વાલીએ રાવણને સુંદર પ્રતિબોધ કરતાં કહ્યું: "આજે મારા મનમાં ખોટું અભિમાન જાગ્યું કે જેથી મોહ પામીને મને તને નમાવવાની લાલસા થઈ આવી પણ હું તને મુક્ત કરું છું. મને હવે વિજયની લાલસા રહી નથી. જો મને વિજયની લાલસા હોત તો તને હું જીવતો છોડત જ ક્યાંથી? હું તો હવે મોક્ષના રાજ્યની જ ઇચ્છા કરી રહ્યો છુ. માટે હુ દીક્ષા જ ગ્રહણ કરવાનો સુગ્રીવ હવે આ કિષ્કિંધા નગરીનો રાજા બનશે"

ત્યારબાદ તરત જ વાલીએ કિષ્કિંધાની ગાદી પર સુગ્રીવને સ્થાપિત કર્યો અને પોતે ગગનચંદ્ર મુનિ પાસે ગયા અને દીક્ષા ગ્રહણ કરી. અનેક પ્રકારના વ્રતો અને પ્રતિમાઓનું આચરણ કરતા વાલી મુનિયે પૃથ્વી પર વિહાર કરવા માંડયો. અષ્ટાપદગિરિ પર જઇને ઊંચા હાથ કરીને કાયોત્સર્ગ કર્યો અને એક મહિના સુધી કાયોત્સર્ગ પાર્યો ત્યાર બાદ પારણું કર્યું. આમ અનેકવાર મહિના મહિના સુધી કાયોત્સર્ગ કરી તે પારણું કરવા લાગ્યા.

સુગ્રીવે પોતાની બહેન શ્રીપ્રભાને રાવણની સાથે પરણાવી. રાવણ બીજી પણ વિદ્યાધરોની સ્વરૂપવાન કન્યાઓને બળાત્કારે પરણ્યો. સુગ્રીવે વાલીના પુત્ર ચંદ્રરશ્મિને યુવરાજપદે સ્થાપ્યો.

એ સમયે નિત્યાલોક નગરમાં નિત્યાલોક નામે રાજા રાજ્ય કરતો હતો એને રત્નાવલી નામની એક સુંદર કન્યા હતી. રાવણે રત્નાવલીનાં રૂપની ઘણી જ વાતો સાંભળી હતી એટલે રત્નાવલીને પરણવા માટે રાવણ પોતાના દૈવી વિમાન પુષ્પકમાં બેસીને નિત્યાલોક જવા ઉપડયો રસ્તામાં અષ્ટાપદગિરિ આવતાં એનું વિમાન સ્ખલિત થયું આમ એકાએક વિમાનને અટકેલું જોઈને રાવણને મનમાં ઘણું દુઃખ થયું પોતાના વિમાનને આમ રસ્તામાં અટકાવનાર કયો પુરુષ છે એ વાતને જાણવા રાવણ અષ્ટાપદગિરિ પર ઉતર્યો. ત્યાં એની નજર કાયોત્સર્ગમાં રહેલા મહામુનિ વાલી પર પડી. વાલીને જોતાં જ રાવણ કોપાયમાન થયો ને વાલીને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "અરે વાલી મુનિ! હજી પણ તમે મારા પર ક્રોધ રાખી રહ્યા છો! હજી પણ તમે મારા દુશ્મન છો? તમારૂં આ સાધુપણું તો એક દંભસમાન જ છે અગાઉ મને કોઇ મંત્રના પ્રભાવે તમે હરાવ્યો હતો પણ હવે મારો વારો આવ્યો છે આ રાવણમાં કેવું ભૂજાબળ છે એનો પરચો આજે તમને મારે બતાવવો પડશે એ સિવાય તમારી સાન ઠેકાણે નહિ આવે, તમે તે દિવસે મને ચંદ્રહાસ ખડ્ગ સહિત ઉપાડી પૃથ્વીની આજુબાજુ ચાર વખત ફેરવ્યો હતો તે પ્રમાણે આજે હું તમને આ પર્વતસહિત લવણસમુદ્રની અંદર નાખી દઈશ. હું આજે મારા વેરનો બદલો જરૂર લઈશ"

પછી તરત જ પોતાની વિદ્યાબળથી રાવણ પર્વતને ફાડી અંદરના ભાગમાં પેઠો અને આખા પર્વતને એણે ઉપાડયો. ભયંકર અને વિચિત્ર પ્રકારના અવાજો થવા લાગ્યા જેથી તે વનમાં રહેતાં હાથીઓ અને અન્ય તિર્યંચો ભયથી ધ્રુજવા લાગ્યા ને મરણને શરણ

થવા લાગ્યા આ જોઈને દયાવાન અને પવિત્ર મનવાળા મુનિ વાલીના હૃદયમાં અનુકંપા જાગી. એમણે પોતાના જાતના બચાવ માટે નહિ પણ મંદિરો ને અન્ય પ્રાણીઓની થતી હિંસા અટકાવવાની શુભ ભાવનાથી રાવણને યોગ્ય શિક્ષા કરવાનો મનમાં વિચાર કર્યો.

એમણે પોતાના જમણા પગનો અંગુઠો સહેજ પર્વત પર દબાવ્યો તરત જ રાવણનાં સર્વ અંગો સંકોચ પામી ગયાં એના બળવાન બાહુઓ શિથિલ બન્યા અને મુખથી લોહીની ઉલટીઓ થવા લાગી ભયંકર સ્વરે તે રુદન કરવા લાગ્યો અને એજ દિવસથી બૂમો પાડવાથી એનુ નામ **રાવણ** પડયું. રાવણને આમ રડતો જોઈને વાલી મુનિના હૃદયમા અનુકંપા જાગી ને તરત જ તેમણે રાવણને મુક્ત કર્યો

મુનિએ રાવણને મુક્ત કર્યો એટલે એ પશ્ચાતાપ કરવા લાગ્યો. "હું મારી શક્તિની મર્યાદાને જાણતો નથી. હું અન્યાયી છું અને લોભમાં ફસાયેલો છું. વારંવાર અપરાધ કર્યા કરૂં છું તો મને હવે ક્ષમા આપો. આપ સાગરની જેમ ઉપસર્ગો સહન કર્યા કરો છો. તમે મારા પર કૃપા કરીને પૃથ્વીને છોડી દીધી છે એ વાતની પણ મને જાણ છે પરંતુ એ વાતની જાણ હમણાં જ મને થઈ. મે મારી શક્તિની મર્યાદા જાણી નહિ તેથી જ આવું અપકૃત્ય મેં આજે કર્યું. તમારી આગળ તો હે નાથ! હુ એક ક્ષુદ્ર જંતુ સમાન છું આપ સાગર છો તો હું એક ખાબોચિયું છું આપ ભાનુ છો તો હું એક ઘરખૂણે સળગતું નાનું કોડિયું છું. આપ દયાના સાગર છો. હું મહા પાપી છું. તમે મને આજે જીવતદાન આપ્યું છે તે માટે હું આપનો ભવોભવનો ઋણિ છું."

રાવણે આ પ્રમાણે પશ્ચાત્તાપ કરીને વાલી મુનિને ત્રણવાર પ્રદક્ષિણા દીધી વાલી મુનિની આવી અદ્વિતીય પ્રકારની સાધના અને ધર્મ પ્રત્યે અનુરાગ જોઈને આકાશવાણી થઇ કે 'વાલી મુનિ સાચા સાધુ છે' થોડી જ વારમાં આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. ચારે તરફ આનંદનું વાતાવરણ સર્જાઈ રહ્યું

રાવણે ફરી એક વધુવાર વાલી મુનિને ભાવપૂર્વક વંદના કરી, ભરતરાજાએ રચાવેલ અર્હંતના ચૈત્ય તરફ ગયો. પોતાનું પેલું દેવી ખડ્ગ અને અન્ય શસ્ત્રો એણે ચૈત્યની બહાર મુકયાં ને પોતે સર્વ સંસારની આધિવ્યાધિ મનમાંથી કાઢી નાખીને શ્રી અર્હંતની ભક્તિમાં લીન થયો, તેની સાથે અંતઃપુરની સ્ત્રીઓ મધુર સરોદે ગાઈ રહી હતી સમગ્ર વાતાવરણમાં સ્વર્ગીય ભક્તિગીતની જાણે હેલ ન વરસી રહી હોય એવું સંગીતનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું. આજ અરસામાં વીણાની તાંન તુટવાની અણી ઉપર આવી રાવણે વિચાર્યું કે તાંત તુટતાં ભક્તિરસમાં ભંગ પડશે એથી પોતાની નસ કાઢી ઝડપથી તાંતમાં જોડી દીધી અને ભક્તિરસનો જમાવ અખંડિત રાખ્યો. આ ભક્તિરસમાં રાવણ ભાન ભૂલ્યો અને ત્યાં તેણે તીર્થંકર નામકર્મ બાંધ્યું.

બગબર એ જ ટાણે પન્નગપતિ **ધરણેન્દ્ર** તે ચૈત્યની અંદર અર્હંતની યાત્રાએ આવ્યા અર્હંતની સેવાપૂજાની સમાપ્તિ કરીને ધરણેંદ્રે પ્રભુભક્તિમાં મનવચનકાયાએ લીન બનેલા મહાન ભક્ત રાવણ તરફ પ્રેમભીની દૃષ્ટિ કરી

પછી એણે કહ્યુ: ‘ હે દશાનન ! ( રાવણ ) તારી આ અનન્ય અને અજોડ ભક્તિ જોઈને હુ તારા પ્રત્યે પ્રસન્ન થયો છું તારી આ ભક્તિનું સાચુ પરિણામ અથવા ફળ એક મોક્ષ જ હોઈ શકે પરંતુ હજી તું સ સારી છે સંસારને। તેં ત્યાગ કર્યો નથી. તારી સંસાર માટેની લાલસા ક્ષય પામી નથી. એથી હું તને શું આપુ ? આમ છતાં તારી ઇચ્છામાં આવે એ મારી પાસેથી માગી લે હુ તને તું માગીશ તે બધુ જ આપીશ.

રાવણે ધીર ગભીર સ્વરે જવાબ વાળ્યો: “ હે ધરણેંદ્ર ! આપનું કહેલું યથાર્થ છે પરતુ એમ કરવાથી આપની સ્વામિભક્તિ વધે છે. જ્યારે હું કઇ માગું તો મારી સ્વામિભક્તિ હીન થાય. ”

ધરણેન્દ્ર રાવણના આ વચનો સાભળીને ભારે સંતોષ પામ્યા એમણે રાવણને **અમોઘવિજયા** શક્તિ અને **રૂપવિકારિણી** વિદ્યા આપી. રાવણે ત્યાં રહેલા સર્વ તિર્થંકરોને વંદના કરી પોતાની ભક્તિ પૂર્ણ કરી પછી તે નિત્યાલોક નગરે ગયો ત્યાં **રત્નાવલીને** પરણીને લકામા તે પાછો ફર્યો. તે સમયે વાલી મુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. અને તેમણે યોગ્ય સમયે તપ કરીને પરમપદને પ્રાપ્ત કર્યું.

**વૈતાઢયગિરિ** પર આવેલા **જ્યોતિપુર** નગર મધ્યે **જ્વલનશિખ** નામે એક વિદ્યાધર રાજા રાજ્ય કરતો હતો. તેને **શ્રીમતી** નામની રાણીથી **તારામતી** નામની કન્યા થઈ એકદા તે **ચક્રાંક** નામના રાજાના પુત્ર **સાહસગતિના** જોવામાં આવી. તારા પર સાહસગતિ મોહિત થઇ ગયો તારાના પિતા પાસે સાહસગતિએ તારાની માગણી કરી. બીજી બાજુ વાનરપતિ સુગ્રીવે પણ તારાની માગણી કરી હતી, આ બન્નેમાંથી કોને પોતાની પુત્રી આપવી એ વાતની ચિતા તારાના પિતાને થવા લાગી છેવટે એક નિમિત્તને પૂછવાથી સાહસગતિ અલ્પાયુષી જણાયો તેથી તેણે પોતાની પુત્રી તારા સુગ્રીવને આપી આ વાત જાણીને સાહસગતિ ઘણો જ ક્રોધાયમાન થયો. એણે મનમાં નિશ્ચય કર્યો કે ‘હું કોઇપણ પ્રકારે તારાનું હરણ કરીશ’ એમ ચિંતવન કરતો તે દિવસો પસાર કરવા લાગ્યો તે **શેમુષી** નામની વિદ્યાને સાધવા માટે **ક્ષુદ્રહિમાચલની** એક ગુફામાં ચાલ્યો ગયો અને તેણે તે વિદ્યાની આરાધના કરવા માંડી

આ બાજુ સુગ્રીવ અને તારા સંસારસુખ ભોગવવા લાગ્યાં તારાએ અનુક્રમે અંગદ અને **જયાનદ** નામના બે પરાક્રમી પુત્રોને જન્મ આપ્યો

રાવણ દિગ્વિજય માટે નીકળ્યો તેમાં તેણે સૌ પ્રથમ ઇન્દ્રને જીતવાનો નિશ્ચય કર્યો. સુર્પણખાનો પતિ ખર, અને એના ચૌદ હજાર પરાક્રમી વિદ્યાધરો રાવણની સાથે ચાલતા હતા. એ ઉપરાત સુગ્રીવ પણ પોતાની પ્રચંડ સેના લઇને રાવણની સાથે ચાલતો હતો

રસ્તામાં વિંધ્યપર્વતથી વહેલી **રેવા** નદી તેમના જેવાના આવી રેવા નદીમા પાણીની પ્રચુરતા હોવાથી રેવા નદી અત્યત મનોહર જણાતી હતી. રાવણે રેવાને કાંઠે પોતાની

સેનાનો પડાવ નાંખવાનો હુકમ કર્યો રાવણે રેવાનાં નિર્મળ નીરમાં સ્નાન કર્યું અને શુદ્ધ વસ્ત્રો પહેરી રેવા નદીની સુવર્ણ રેતી પટમાં અર્હંતની રત્નમય પ્રતિમા સ્થાપન કરી પૂજા કરવા બેઠો. બરાબર એજ સમયે રેવા નદીમાં એકાએક ઘોડાપૂર આવ્યું પૂરના પ્રચંડ વેગને લીધે કાંઠે નાંગરેલા વહાણો પાણીમાં તણાવા લાગ્યા કાંઠા પરનાં ઝાડો મૂળમાંથી ઉખડી જવા લાગ્યાં ને ચારે તરફ જળચરો ઉછળી ઉછળીને કાંઠા પર પછડાવા લાગ્યાં. એ પૂરનું એક પ્રચંડ મોજું રાવણે સ્થાપેલ અર્હંતની પ્રતિમા પર અથડાયું ને રાવણે કરેલી પૂજામાં ભંગ પાડયો. આ જોઇને રાવણને હૃદયમાં ભારે કોપ વ્યાપી ગયો. એનુ મગજ ક્રોધથી ધૂવાપૂવા થઇ ગયું. એણે પોતાના અનુચરોને બોલાવીને કહ્યું કે 'મારા બહાદુર અનુચરો ! આવું મહાન પુર અહિ મોકલીને અર્હંતની પૂજામાં ભંગ કરાવનાર દુષ્ટ વ્યક્તિ કોણ છે ? તે કોઈ વિદ્યાધર છે ? કોઇ વાનર છે ? કોઈ દેવ છે ? કોઇ દાનવ છે ? કોણ છે એ અધમ નર ? જલદી તપાસ કરી મને જવાબ આપો !'

એ વખતે એક વિદ્યાધરે આવીને રાવણને સમાચાર આપ્યા કે, "હે નાથ ! અહિંથી થોડે જ દૂર આવેલ **માહિષ્મતી** નગરીમાં **સહસ્રાંશુ** નામે રાજા છે. તે મહાન પરાક્રમી અને બળવાન્ છે. અનેક રાજાઓ એના ખંડિયા છે, એ રાજાએ પોતાની રાણીઓની સાથે જળક્રીડા કરવા માટે રેવા નદીમા એક બંધ બાંધી જળને રોકી લીધું હતું. હજારો સૈનિકો રેવા નદીના કાંઠા પર ચોકી કરતા ઉભા હતા જ્યારે જળક્રીડા પૂરી થઈ ત્યારે તે રાજાએ રેવાના રોકી રાખેલા જળને છૂટા મૂકી દીધાં જેથી નદીમાં ભારે પૂર આવ્યું. એ જળનાં પૂરે આવીને તમારી અર્હંતની પૂજામાં ભંગ પાડયો, એની ખાત્રી માટે આપ જોશો તો જણાશે કે આ પૂરનાં પાણી પર સહસ્રાંશુ રાજાની રાણીઓએ માથે બાંધેલ વેણીનાં ફૂલ તરે છે. આ અપકૃત્યનું કારણ રાજા સહસ્રાંશુ છે; અન્ય કોઇ નથી."

વિદ્યાધરનું કહેવું સાંભળીને રાવણ ઘણો જ કોપાયમાન થયો ને એણે કહ્યું: "એ રાજાએ જળક્રીડા કરીને દુષિત કરેલું જળ અહિં રેલાવી અર્હંતની ભક્તિમાં ભંગ પાડયો છે માટે મારે એને યોગ્ય શિક્ષા કરવી જ રહી. "હે મારા પરાક્રમી વીરો ! તમે એના નગરમાં જાવ અને સહસ્રાંશુ રાજાને બાંધીને મારી સામે હાજર કરો."

રાવણની આજ્ઞા માથે ચડાવીને એના અનુચરો તરત જ સહસ્રાંશુ રાજાને પકડવા ઉપડયા અને સહસ્રાંશુ રાજાના સૈનિકો તથા રાવણના અનુચરો વચ્ચે ઘણું જ ભયંકર યુદ્ધ થયું. રાવણના અનુચરોએ સહસ્રાંશુના સૈનિકોની ભારે ખુવારી કરી. સહસ્રાંશુને એ વાતની જાણ થતાં જ તે રાવણની સેનાની સામે આવ્યો અને પોતાના અદ્ભુત વિદ્યામંત્રથી એણે રાવણની સેનાને ભગાડી મૂકી.

પોતાની સેનાને આમ રણક્ષેત્રમાંથી પાછી ભાગી આવતી જોઈને રાવણને ઘણો જ ખેદ થયો. તેણે તરત જ પોતાનુ ચંદ્રહાસ નામનું દૈવી ખડ્ગ હાથમાં લીધુ અને સહસ્રાંશુ

સામે લડવા માટે આકાશમાર્ગે ઉડયો રાવણે થોડી જ વારમા સહસ્રાંશુને હરાવ્યો અને એને પકડી તે પોતાની છાવણીમાં લાવ્યો

સહસ્રાંશુ પર વિજય મેળવીને હર્ષિત બનેલો રાવણ સભામાં બેઠો હતો ત્યાં આકાશમાથી **શતબાહુ** નામે એક મુનિ સભામા પધાર્યા રાવણે તુર્ત મુનિને ભક્તિ-પૂર્વક પ્રણામ કરી તેમની ઓળખાણ આપવા વિનતિ કરી મુનિએ કહ્યું: 'હે રાજન! મારૂં નામ શતબાહુ છે! હુ માહિષ્મતી નગરીનો રાજા હતો સંસારની અસારતાથી નિવેદ પામીને મેં દીક્ષા લીધી ને મારા પુત્ર સહસ્રાંશુને રાજગાદી સોંપી

રાવણે પૂછ્યુ: "આપ સહસ્રાંશુના પિતા થાવ?" "હા!" મુનિએ જવાબ દીધો

તરત જ રાવણે કહ્યુ· "આપના પુત્ર સહસ્રાંશુએ મારી અર્હંતની પૂજામાં ભંગ પાડેલ હોવાથી મેં એને કેદ કરેલ છે. પણ હવે મને જણાય છે કે તમારા જેવા પવિત્ર મુનિનો પુત્ર, જાણી જોઈને એવું કૃત્ય કરે નહિ અજાણતા જ એનાથી એ કૃત્ય થઈ ગયું હશે"

પછી રાવણે સહસ્રાંશુને પોતાની સમક્ષ બોલાવ્યો ને કહ્યું: "હે વીર સહસ્રાંશુ! આજે તમે મારા નાના બંધુ જેવા છો. તમારા પિતા એ મારા પિતા છે. માટે હવે તમે તમારૂં રાજ્ય સુખેથી ચલાવો અમે ત્રણ ભાઈઓ છીએ, આજથી તમે અમારા ચોથા ભાઇ છો.

પણ સહસ્રાંશુએ તરત જ પોતાનો પુત્ર રાવણને સોંપી દીધો ને પોતે પોતાના પિતાની જેમ દીક્ષા ધારણ કરી.

અયોધ્યાનો રાજા **અનરણ્ય** સહસ્રાંશુનો પરમ મિત્ર હતો. સહસ્રાંશુની દીક્ષાની વાત સાંભળીને એણે પણ પોતાના પુત્ર દશરથને રાજગાદી સોંપીને પોતે દીક્ષા લીધી.

## 'અજ'ના અર્થભેદથી થયેલ યજ્ઞ હિંસા

શતબાહુ અને સહસ્રાંશુ વિદાય થયા કે તરત જ યષ્ટિના પ્રહારથી વેદના પામેલા **નારદ** રાવણની સભામાં હાજર થઇ બોલવા લાગ્યા· 'અન્યાય! અન્યાય!' રાવણે પૂછ્યું: 'હે નારદમુનિ! આપ શાંત થાઓ અને કંઇક માંડીને વાત કરો તો અમને સમજણ પડે! હું તમારૂં સર્વ કષ્ટ કાપીશ"

રાવણના આ માયાળુ વચન સાંભળી નારદ મુનિએ કહ્યુ: 'હે રાજા! **મરૂત** નામનો રાજા રાજપુર નામે નગરમા રાજ્ય કરે છે. તે મિથ્યાદષ્ટિવાળા બ્રાહ્મણોનો સહવાસ સેવે છે બ્રાહ્મણોના કહેવાથી યજ્ઞ કરે છે અને એ યજ્ઞમા મૂગા પશુઓની કતલ કરીને હોમે છે. મને મૂગા જીવોની દયા આવી એટલે આકાશમાંથી ઉતરીને હું તેની પાસે ગયો ને તેને પૂછ્યુ "હે રાજા! આ સર્વ તમે શું આરંભ્યું છે?"

"આપ કોઈ અજાણ્યુ અને મૂઢ લાગો છો હું અહિં યજ્ઞ કરૂં છુ. બ્રાહ્મણોનું કહેવુ છે કે જે માણસ આ યજ્ઞમાં પશુઓનું બલિદાન આપે છે એ માણસ મરીને સ્વર્ગ તથા

મોક્ષનો અધિકારી બને છે. એ માટે આ પ્રાણીઓને હોમીને હું પણ મરણુ બાદ મોક્ષનો અધિકારી બનીશ" આ પ્રમાણે મરૂત રાજાએ જવાબ દીધો.

પછી મેં તેમને જણુાવ્યું કે "હે રાજન્! આ બધું મિથ્યા છે. શરીર એ યજ્ઞ છે અને આપણા જે કષાયો છે એ અંદર હોમવા માટેની સાધનસામગ્રીઓ છે. જે માણસ પોતાના કુકર્મોને એ યજ્ઞમાં હોમે છે એ જ માણુસ સાચા મોક્ષનો અધિકારી બને છે. આમ યજ્ઞ કરીને મૂંગાં પ્રાણીઓને હોમવાથી તો આપણે નરકના જ અધિકારી બનીએ છીએ આપ તો વિદ્વાન્ અને મહાન બુદ્ધિશાળી છો. તો આપ આવા યજ્ઞો બંધ કરો ને પશુઓને અભયદાન આપો." "મારૂં આ કહેવુ સાંભળીને યજ્ઞ કરાવનાર બધા પુરોહિતો ગુસ્સે થઈ ગયા તેમણે હાથમા દંડ અને લાકડાં લઈને મને મારવા માંડયો. ત્યાથી નાસીને હું તમારી પાસે આવ્યો છું; તમારે એ મરૂત રાજાને આવા પાપકર્મમાથી પાછો વાળવો જોઈએ"

તરત જ રાવણુ મરૂત રાજા પાસે ગયો ને હિંસાત્મક યજ્ઞનુ મિથ્યાત્વ તેણે મરૂત રાજાને કહ્યુ: અને યજ્ઞો બંધ કરવા તેણે આજ્ઞા કરી. રાવણુ મહાન શક્તિશાળી છે એ વાતની મરૂત રાજાને ખબર હોવાથી એણે યજ્ઞો બંધ કર્યા ને એ રીતે અસંખ્ય પશુઓની કતલ થતી અટકી ગઈ

રાવણે નારદમુનિને પુછ્યું કે "આવા યજ્ઞો ક્યારથી શરૂ થયા હશે?"

નારદમુનિએ કહ્યુ: "હે રાવણુ! આ યજ્ઞની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે હુ કહું છું. **ચેદી** નામના દેશમાં **મુનિસુવ્રત** સ્વામીના સમયમાં **અભિચંદ્ર** નામનો રાજા **શુક્તિમતી** નામની નગરીમાં રાજ્ય કરતો હતો. એને **વસુ** નામે એક પુત્ર હતો. એ વસુ **ક્ષીરકદંબ** નામના એક ગુરૂ પાસે અભ્યાસ કરતો હતો. ક્ષીરકંદબનો પુત્ર **પર્વત**, હું, અને વસુ ત્રણે જણુ સાથે જ અભ્યાસ કરતા હતા. એક દિવસ અમે ત્રણે જણુ રાત્રિના સમયમાં અગાશીમાં સૂતા હતા એ વખતે બે ચારણુમુનિ આકાશમાર્ગે ઉડી રહ્યા હતા, એ લોકોએ અંદરો અદર વાતો કરતા કહ્યું કે "આ ત્રણુ જણુમાંથી બે જણુ મરીને નરકમાં જશે" એમનું કહેવું અમારા ગુરુના કાને પડ્યું. એમને એથી ઘણું જ દુઃખ થયુ. અમારા ત્રણમાંથી કોણુ બે જણુ નરકમાં જશે? એ વાતની ખાત્રી કરવા એમણે અમને એક એક કુકડો આપ્યો ને કહ્યુ કે "જ્યાં કોઈ દેખે નહિ એ જગાએ તમારે આ કૂકડાને મારી નાંખવો" અમે ત્રણે જણે કૂકડાને લઈને જંગલમાં ચાલવા માંડયું. વસુ અને પર્વત કોઈ નિર્જન સ્થળે ગયા અને તેમણે કુકડાને મારી નાખ્યો. હું જંગલના એક છેડે ગયો અને કુકડાને મારી નાખવાનો મેં વિચાર કર્યો. પણુ મને વિચાર થયો કે અહિ લોકપાળો જુએ છે. દિક્પાળો જુએ છે, હું જોઉં છું તો મારે કુકડાને મારી નાંખવો જોઈએ નહિ. એવા વિચારથી કુકડાને માર્યા સિવાય હું પાછો ફર્યો, અમે ત્રણે જણુ ગુરુની સમક્ષ હાજર થયા. પેલા બે જણાએ કુકડો માર્યો હતો. મેં કુકડો શા માટે ન માર્યો એ વાત ગુરુને મેં કારણુ સાથે જણાવી મારા કથનથી અને કાર્યથી ગુરુને મનમાં ખાત્રી થઇ કે આ છોકરો

જરૂર સ્વર્ગે જશે અને પેલા બે જણ મરીને નરકવાસી થશે. વસુ અને પર્વત નરકમાં જશે એ વિચારથી ગુરુને મનમાં ઘણું દુઃખ થયુ અને સસાર ઉપર એમને વૈરાગ્ય ઉત્પન્ન થયો એમણે પોતાની જગા પર પોતાના પુત્ર પર્વતને સ્થાપિત કર્યો અને પોતે દીક્ષા લીધી. આ બાજુ યોગ્ય સમય આવતા વસુને એના પિતા અભિચન્દ્ર રાજાએ ગાદી પર બેસાડયો ને પોતે દીક્ષા ગ્રહણ કરી. વસુ રાજાની ખ્યાતિ આખી પૃથ્વીમાં એક સત્યવાદી રાજા તરીકે ફેલાવા લાગી. એક વખત વિંધ્ય પર્વતના એક ભાગમાં એક શિકારી હરણનો શિકાર કરી રહ્યો હતો. એણે પોતાનું બાણ ફેંકયુ પણ એ બાણ વચ્ચે જ સ્ખલિત થઈ ગયું. પેલા શિકારીને આ જોઈ ને ઘણી જ નવાઈ લાગી એ નજીક ગયો તો તેને જણાયું કે ત્યા સ્ફટિકની એક શિલા હતી જે આખથી જોઈ શકાતી નહોતી માત્ર સ્પર્શ કરવાથી જ એની હસ્તીની ખબર પડે એણે મનમાં વિચાર્યું કે આ સ્ફટિક શિલા તો વસુરાજાની ગાદીના સિહાસન માટે યોગ્ય છે એણે એ શિલા વસુરાજાને આપી વસુ-રાજાએ એ શિલા પર પોતાનું સિંહાસન રચાવ્યુ. લોકો તો આંખથી એ શિલાને જોઈ શકતા નહોતા એટલે એમને તો એમ જ જણાતું કે સિંહાસન કોઇ દૈવી શક્તિથી જમીનથી અદ્ધર જ રહે છે વસુરાજા કોઇ મહાન વ્યક્તિ છે એવી ખ્યાતિ દિગતમા વ્યાપી ગઇ જેથી અનેક રાજાએ એની આણ સ્વીકારી.

એકદા ફરતો ફરતો હુ પર્વતના આશ્રમમાં ગયો. પર્વત એના શિષ્યોને अजैर्यष्टव्यं એ ઋગવેદની લીંટીનો અર્થ આપતાં કહેતો હતો કે अज એટલે મેંઢુ અર્થાત્ બકરું. એનો જે હોમ કરી યજ્ઞ કરે છે એ સ્વર્ગનો અધિકારી બને છે. મે તરત જ કહ્યુ 'હે પર્વત! તું આ અર્થ ખોટો કરે છે अज એટલે તો ત્રણ વર્ષનું જુનુ ધાન્ય કે જે ફરી વખત ઉગતુ નથી. આપણા ગુરૂએ પણ એ જ અર્થ આપણને શીખવ્યો હતો. તો શા માટે તું એનાથી જુદો અર્થ શિષ્યોને સમજાવે છે" પણ પર્વતે મારૂ કહ્યું માન્યું નહિ અને ગુરુએ પણ મેઢુ એવો અર્થ કર્યો હતો એમ એણે મને જણાવ્યું. મેં કહ્યું કે હવે આપણી વચ્ચે આ વાત વિવાદની વાત બની છે માટે આપણે કોઇ ત્રાહિત માણસ પાસે ન્યાય કરાવીએ અને એ માટે વસુરાજા સર્વથા યોગ્ય છે. એ સત્યવાદી રાજા કદાપિ જૂઠું બોલશે નહિ માટે આપણે એને આ બાબત પૂછીને નિર્ણય કરીએ. આ વાતની પર્વતની માને ખબર પડી. એને ખબર હતી કે પર્વતના પિતાએ अजનો અર્થ ત્રણ વર્ષનુ જૂનુ ધાન્ય એવો કર્યો હતો એણે એના પુત્રને સમજાવ્યો કે તુ તારી જીદ છોડી દે અને નારદની વાત માની જા પણ પર્વત એકનો બે થયો નહિ આથી એની માતા વસુરાજા પાસે ગઈ વસુરાજાને એણે સઘળી વાત જણાવી વસુરાજા કહે 'મારાથી મિથ્યા કેવી રીતે બોલી શકાય?' ત્યારે પર્વતની માતાએ કહ્યુ કે 'તારા ગુરુના પુત્રને બચાવવો એ તારા હાથમા છે. તને તારા ગુરુ પ્રત્યે જો માન હોય તો તારે એને સાચો ઠેરવવો જ રહ્યો પછી તારી મરજી' અન્તે વસુરાજાએ પર્વતની માતાની વાત સ્વીકારી

બીજે દિવસે દરબારમાં વસુરાજા ઈંદ્રની જેમ સિંહાસન પર બેઠો હતો એ વખતે હું અને પર્વત એની સભામા ગયા અને અમારો ઝઘડો તેમની સમક્ષ મૂકયો ત્યાં હાજર

રહેલા પંડિતોએ પણ વસુરાજાને યોગ્ય અને સાચો ન્યાય આપવા જણાવ્યું. સત્ય એ જ જેનો જીવનસિદ્ધાંત ગણાયો છે એવા વસુરાજાએ જ્યારે અજનો અર્થ 'મેંઢો' એવો કર્યો ત્યારે તે જ ક્ષણે સ્ફટિકની શિલા તૂટી પડી અને વસુરાજા જાણે નરક તરફ પ્રયાણ કરતો હોય એમ પૃથ્વી પર ગબડી પડયો. થોડી જ ક્ષણમાં એ મરણ પામીને ઘોર નરકની અંદર ગયો. એના મરણ બાદ એના આઠ પુત્રો ગાદી પર આવ્યા પણ તે તત્કાળ જ મરણ પામવા માંડયા સુવસુ નામનો નવમો પુત્ર નાગપુર ગયો ને બૃહદ્ધ્વજ નામનો દશમો પુત્ર મથુરાપુરી ગયો પછી તે નગરના લોકોએ પર્વતની ભારે ઉપેક્ષા કરી નગરની બહાર કાઢી મૂકયો એ પર્વતને એક મહાકાળ નામના અસુરે ગ્રહણ કર્યો.

"**અયોધન** રાજાની દુહિતા **સુલસા** ઉમરવાન થતાં એના પિતાએ એક સ્વયંવર રચ્યો. એ સ્વયંવરની અંદર સગર રાજા પણ આવ્યા હતા સુલસાની માતાની ઇચ્છા **મધુપિંગ** નામના એક રાજકુંવરને સુલસા પરણે એમ હતી સુલસાએ માતાની આ શિખામણનો સ્વીકાર કર્યો. પણ આ વાતની ખબર દાસીદ્વારા સગરરાજાને પડી એથી સગરરાજાએ પોતાના એક પુરોહિત પાસે તત્કાળ એક **રાજલક્ષણસંહિતા** રચાવી. એ પુસ્તકમા પુરોહિતે એવું લખ્યું કે જેથી સગરરાજા સર્વ રાજલક્ષણોથી યુક્ત ગણાય અને મધુપિંગ સર્વ રાજલક્ષણોથી રહિત ગણાય આ નવું પુસ્તક એક પેટીમાં એવી રીતે મુકાવ્યું કે જેથી અન્ય માણસોને એ કોઇ પ્રાચીનગ્રંથ લાગે. ત્યારબાદ અયોધન રાજાના દરબારમાં સૌ એકઠા થયા બાદ સગરરાજાના પુરોહિતે એ ગ્રંથનું વાંચન કર્યું. આ પુસ્તકના વાંચનથી મધુપિંગ રાજલક્ષણ રહિત ગણાયો તે લજ્જા પામી ત્યાંથી ઉઠી ગયો અને સુલસાએ સગરરાજાને વરમાળા આરોપી."

અપમાન પામેલા મધુપિંગ બાળતપ કરી મરણ પામી મહાકાળ નામે અસુર થયા. તેણે અવધિજ્ઞાનથી સગરનું પૂર્વનું માયાવીપણું જાણ્યું અને તેથી સગરરાજાના રાજ્યમાં એણે અનેક પ્રકારના રોગો વિકુર્વ્યા મહાકાળે પોતાનું મૂળસ્વરૂપ બદલી બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી પોતાનું નામ **શાંડિલ્ય** રાખી પર્વતને મળ્યા અને પર્વતના હાથે યજ્ઞ કરાવનારનું કલ્યાણ કરવા લાગ્યો આથી સગરરાજા પણ પર્વતનો ઉપદેશ માનવા લાગ્યા અને એમણે પણ પોતાના રાજ્યમા આવા યજ્ઞો કરાવવા માંડયા.

"મારા જાણવામાં આ વાત આવી આથી મેં મારા મિત્ર દિવાકર વિદ્યાધરદ્વારા પશુઓને હરણ કરાવ્યાં. પણ પેલા મહાકાળ અસુરે અવધિજ્ઞાનથી આ વાત જાણી યજ્ઞની અંદર ઋષભદેવની પ્રતિમા પધરાવી એથી અમે નિરુપાય થઇ ગયા. અન્તે પેલા દુષ્ટ અસુરે માયાથી સગરરાજા અને સુલસાને પણ યજ્ઞમાં હોમી મારી પોતાનું વૈર વસુલ કર્યું. અને ત્યારબાદ તે મહાકાળ અસુર પોતાને સ્થાને પાછો ગયો. આ રીતે યજ્ઞોની ઉત્પત્તિ થઈ તમારે એ યજ્ઞોને તત્કાળ બંધ કરાવવા જોઇએ નહિ તો અહિંસાની મહત્તા ઘટી જશે."

નારદની આ વાત સાંભળી રાવણે મનમાં આ યજ્ઞો અટકાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. અને એણે નારદને વિદાય આપી

પણ મરૂત રાવણને નમીને બોલ્યો, "હે રાજન! આ કૃપાના ભંડાર કોણ હતા?" રાવણે નારદની ઉત્પત્તિ જણાવતા કહ્યુ 'બ્રહ્મરૂચિનામે એક બ્રાહ્મણ હતો તે તાપસ થયો છતા તેની કુર્મી નામે સ્ત્રી સગર્ભા થઇ એક વખત તેને ઘેર સાધુઓ આવ્યા તેમાંથી એક સાધુએ કહ્યું 'તમે ગૃહવાસનો ત્યાગ કર્યો છતાં સ્ત્રીનો સંગ રાખી વિષયમા લુબ્ધ રહો છો તો ગૃહવાસથી આ વનવાસ શી રીતે સારો ગણાય આ સાંભળી બ્રહ્મરૂચિએ જીનશાસનનો સ્વીકાર કરી દીક્ષા લીધી અને તેની સ્ત્રી કુર્મી શ્રાવિકા થઈ આ પછી ધર્મી પૂર્વની સગર્ભા હોવાથી તેણે એક પુત્રનો જન્મ આપ્યો આ પુત્ર જન્મ સમયે રડ્યો નહિ તેથી તેનું નામ નારદ પાડ્યું એક વખત કુર્મી ક્યાંક ગઇ હતી ત્યારે તેના છોકરાને જૃંભકદેવતાઓએ હરી લીધો આથી કુર્મીએ શોકથી **ઇન્દુમાલા** નામની સાધ્વી પાસે દીક્ષા લીધી. જૃંભક દેવતાઓએ તે છોકરાને ઉછેર્યો તેને શાસ્ત્ર ભણાવ્યા. અને આકાશગામિની વિદ્યા આપી ઉમર થતાં નારદ યૌવનવય પામ્યો અને તેણે શ્રાવકના અણુવ્રત લીધા તેણે તેનો વેશ યતિ કે ગૃહસ્થ બેમાં ન સમાય તેવો રાખ્યો. તેને કજીઓ પસંદ છે. ગીત અને નૃત્યનો શોખ છે કામચેષ્ટાથી રહિત હોવા છતા તે વાચાળ અને વત્સલ છે દેવતાઓએ તેને ઉછેર્યો હોવાથી પૃથ્વીમા દેવર્ષિના નામે પ્રસિદ્ધ છે" આ પ્રમાણે નારદની વાત સાભળી મરૂતરાજાએ અજ્ઞાનથી કરેલા યજ્ઞનો અપરાધ ફરી ફરી ખમાવ્યો અને પોતાની **કનકપ્રભા** નામની કન્યા રાવણ વેરે પરણાવી.

મરૂતના યજ્ઞનો ભંગ કરી રાવણ **મથુરા** આવ્યો મથુરાનો રાજા **હરિવાહન** પુત્ર સહિત–પોતાના પુત્ર મધુ સાથે રાવણ સામે આવ્યો. રાવણે મધુને ત્રિશુળ સહિત જોઇ પુછ્યું કે 'આ ત્રિશુળ તમને ક્યાંથી મળ્યું?' મધુએ જવાબ આપ્યો કે 'આ ત્રિશુળ મને પૂર્વભવના મિત્ર ચમરેન્દ્રે આપેલુ છે. અને આપતી વખતે તેણે મને મારો અને તેનો પૂર્વ જન્મનો સંબધ કહી બતાવ્યો હતો તેણે કહ્યું હતું કે 'ધાતકીખંડના ઐરાવત ક્ષેત્રમાં શતદ્વાર નગરમા સુમિત્ર અને પ્રભવ નામે બે મિત્રો હતા સુમિત્ર રાજા થયો એટલે તેણે પોતાના મિત્ર પ્રભવને સમૃદ્ધિવાન બનાવ્યો જતે દિવસે સુમિત્ર **વનમાલાને** પરણ્યો વનમાલાનું રૂપ દેખી પ્રભવ મોહાધ બન્યો પણ તે વાત કહી શક્યો નહિ એક વખતે દિવસે દિવસે સુકાતો જોઈ સુમિત્રે પ્રભવને પુછ્યુ કે 'તારે શું દુઃખ છે?' પ્રભવે સુમિત્રને કહ્યું કે 'તારી સ્ત્રી વનમાલા ઉપર મારૂ મન ચોટ્યુ છે. મિત્ર પાસે પ્રાણ મંગાય પણ પ્રિયા થોડી જ મંગાય છે' સુમિત્રે કહ્યું 'ગભરા નહિ મિત્રથી પ્રિયા મારે વધુ નથી' તેણે એક વખત વનમાલાને પ્રભવ પાસે મોકલી પ્રભવ તેને જોતાં લજ્જા પામ્યો અને ખડ્ગ ઉપાડી આત્મહત્યા કરે છે તેવામા સુમિત્રે તેનો હાથ પકડી લીધો અને મરતાં રોક્યો આ પછી પ્રભવ વનમાલાને વિસરી ગયો સમય જતા સુમિત્ર દીક્ષા લઈ મૃત્યુ પામી તું હરિવાહન રાજા અને માધવીની કુક્ષિથી મધુ નામે પુત્ર થયો છે અને પેલો પ્રભવ વિશ્વાવસુની જ્યોતિર્મતી નામે સ્ત્રીથી શ્રીકુમાર નામે પુત્ર થઈ નિયાણા પૂર્વક તપ તપી હુ ચમરેન્દ્ર થયો છુ હું તારો પૂર્વભવનો મિત્ર છુ' આમ કહી તેણે મને આ ત્રિશૂળ આપ્યું છે રાવણ આ સાંભળી ખુશ થયો અને તેણે મધુકુમારને પોતાની મનોરમા નામે કન્યા આપી.

## સુદર્શન ચક્રની પ્રાપ્તિ.

ઇંદ્રરાજાના પૂર્વદિક્પાલ દુર્લંઘ્યપુરના નલકુબરે નગર ફરતો, આશાળી વિદ્યાની મદદથી એક અગ્નિમય કિલ્લો બાંધ્યો હતો. એ કિલ્લાનો ઘેરાવો સો યોજનનો હતો. એ અગ્નિકિલ્લાથી સુરક્ષાવાલા નગરને જીતવા માટે વિભીષણ અને કુંભકર્ણ ગયા પરંતુ તેમા તેમને સફળતા મળી નહિં એમની એ નિષ્ફળતાની વાત રાવણના કાને આવતાં રાવણ જાતે ત્યા આવ્યો. રાવણ અત્યંત મનોહર દેખાવનો હતો એથી નલકુબરની રાણી ઉપરંભા રાવણને જોતાં જ રાવણ પર મોહિત થઈ ગઈ. એણે એક પોતાની સખી મારફત રાવણને કહેવરાવ્યું કે જો રાવણ એની સાથે અંગક્રીડા કરે તો એ રાવણને આશાળી વિદ્યા શીખવે. જેથી રાવણ નલકુબર પર વિજય પ્રાપ્ત કરી શકે.

રાવણ પરસ્ત્રીને માતા બરોબર માનતો હોવાથી તેણે ઉપરંભાની આ દરખાસ્તને પ્રથમ સ્વીકારી નહિ પરંતુ વિભિષણે કહ્યું ‘હે વડિલ બંધુ! આપ અત્યારે એની દરખાસ્તને સ્વીકારી લ્યો આશાળી વિદ્યાની પ્રાપ્તિ બાદ એનો અંગીકાર આપ કરશો નહિ. વાણીની કોઇ યુક્તિ રચી આપ એને છોડી દેજો.” રાવણે વિભીષણની સલાહનો સ્વીકાર કર્યો. ઉપરભાએ રાવણને આશાળી વિદ્યા શીખવી જેથી રાવણે નલકુબર પર વિજય મેળવ્યો સાથે અજય શસ્ત્ર સુદર્શન ચક્રની પણ રાવણે પ્રાપ્તિ કરી

ઉપરંભાને એણે કહ્યું: “હે ઉપરંભા! તેં મને વિદ્યા શીખવી તેથી તું ગુરુસ્થાને ગણાય. અને હું પરસ્ત્રીને હંમેશા માતા યા બહેન તરીકેજ ગણુ છું તેથી હું તારો સ્વીકાર કરી શકુ નહિ.” પછી ઉપરભાને રાવણે નવલકુબરને પાછી સોંપી

## રાવણ અને ઈંદ્ર વચ્ચે યુદ્ધ.

ત્યારબાદ રથનૂપુર નગરના રાજા સહસારના પુત્ર ઈંદ્ર સાથે યુદ્ધ કરવાની રાવણને ફરજ પડી. પ્રથમ તો રાવણે એ યુદ્ધને ટાળવા ઇંદ્રને ઘણો ઘણો સમજાવ્યો પરંતુ ઈંદ્રે રાવણની સલાહ કાન ધરી જ નહિ આથી અન્તિમ ઉપાય તરીકે રાવણે યુદ્ધની જાહેરાત કરી.

રાવણના લશ્કરની સામે ઇંદ્ર પણ એક મહા પ્રચંડ સેના લઇને હાજર થયો. રાવણને મનમાં થયું કે આ બન્ને લશ્કરો જો સામસામા લડશે તો ઘણી જ માનવખુવારી થશે એવી હિંસા કરવી ઉચિત નથી એ વિચારથી એણે ઇંદ્રને કહેવડાવ્યું કે આપણે બે જ જણ યુદ્ધ કરીએ. એ યુદ્ધમાં જે જીતે તે વિજયી થયો ગણાશે. નાહકનાં લશ્કરો લડાવી હિંસા શા માટે કરવી? ઇંદ્રે રાવણની આ દરખાસ્તનો સ્વીકાર કર્યો

બન્ને વચ્ચે યુદ્ધ જામ્યું અને રાવણે ઈન્દ્રનો પરાભવ કરી એને કેદ કરી લીધો. કેદ કરીને એને લંકા નગરીની અંદર લાવવામાં આવ્યો, એટલામાં ઈન્દ્રના પિતા સહસારને આ વાતની જાણ થતા તે લંકામાં રાવણની પાસે આવ્યા અને પોતાના પુત્ર ઇન્દ્રને મુક્ત કરવા રાવણને એણે આજીજી કરી સહસારની વિનંતિથી રાવણે ઇન્દ્રને મુક્ત કર્યો. ઈન્દ્ર

પોતાના નગરમા પાછો ફર્યો. વખત જતાં ઇંદ્રે પોતાના પુત્ર **દત્તવીર્ય**ને રાજ્ય સોંપી મોક્ષદાયી દીક્ષા ગ્રહણ કરી.

## પવનંજયનો અંજના સાથે વિવાહ.

**માહેન્દ્રપુર**ના રાજા **મહેન્દ્ર**ને **અંજનાસુંદરી** નામની એક સ્વરૂપવાન પુત્રી હતી અંજનાસુંદરીના લગ્ન માટે બે જણનાં નામ હતાં. એક **પ્રહ્લાદ** રાજાના પુત્ર **પવનંજય**નું અને બીજું હિરણ્યાભના પુત્ર **વિદ્યુત્પ્રભ**નું પરંતુ જોશીઓએ મહેન્દ્ર રાજાને એમ જણાવ્યું કે વિદ્યુતત્પ્રભનું આયુષ્ય અતિ ટૂંકુ છે માટે એની સાથે અજનાનો વિવાહ યોજવો ઉચિત નથી આથી મહેન્દ્ર રાજાએ અંજનાનો વિવાહ પવનંજય સાથે કરવા વિચાર કર્યો.

લગ્નની તિથિ નક્કી કરવામાં આવી. આ બાજુ પવનંજયને અંજનાસુંદરીને લગ્નતિથિ પહેલાં મળવાની તીવ્ર ઇચ્છા થઈ. આ વાત એણે પોતાના મિત્ર **પ્રહસિત**ને જણાવી **પ્રહસિત**ની યોજના અનુસાર પવનંજય અને પ્રહસિત બન્ને જણ રાત્રિના સમયે છૂપા વેશે, અંજના જે ઉદ્યાનમા સખીઓ સહિત ફરી રહી હતી ત્યાં ગયા. અંજનાની એક સખી પવનંજયનાં વખાણ કરી રહી હતી તો એની બીજી સખી **વસંતતિલકા** વિદ્યુત્પ્રભનાં વખાણ કરી રહી હતી. અજનાસુંદરી શાંત ચિત્તે બેય સખીઓનું કહેવું સાંભળી રહી હતી પવનંજયને આ જોઇને મનમાં ઘણો જ ખેદ થવા લાગ્યો. એને મનમાં વિચાર આવ્યો કે શા માટે અંજનાસુંદરી વિદ્યતપ્રભનાં વખાણ કરતી એની સખીને બોલતાં અટકાવતી નથી આ વિચારથી પવનંજયને અંજના ઉપર ઘણો જ ગુસ્સો ચડયો. એ તરવાર ખેંચીને અંજનાસુંદરીને મારવા તૈયાર થયો પરંતુ એના મિત્ર પ્રહસિતે એને એમ કરતાં અટકાવ્યો ને કહ્યુ. "હે મિત્ર! આમ ગુસ્સો કરવાથો કે અંજના પર ક્રોધ કરવાથી કશું જ વળવાનું નથી. અજનાસુંદરી માત્ર લજ્જાને લીધે જ પેલી સખીને બોલતાં અટકાવતી નથી."

પ્રહસિતનાં આ વચનોથી પવનંજયે તરવાર મ્યાન કરી પણ એના મનમાં અંજના પ્રત્યે જાગી ઉઠેલો ક્રોધાગ્નિ ન બુઝાયો અંજનાની સાથે એનું લગ્ન થયું. તેઓ પરણીને ઘેર આવ્યાં તોપણ પવનજયના મનમાં અંજના પ્રતિ જાગેલો ગુસ્સો ભડભડ બળતો જ રહ્યો. એથી પવનંજયે કોડભરી સાસરે આવેલી અંજનાને મીઠી વાણીથી બોલાવી નહિ અંજનાની આ વિપત્તિ અન્ય માણસો ક્યાથી જાણી શકે?

## પવનજયનું રાવણની મદદ માટે જવું

આજ અરસામાં રાવણને ઇન્દ્ર રાજાના દિક્પાળ વરૂણની સાથે યુદ્ધમાં ઉતરવાની ફરજ પડી. વરૂણ રાજા ભારે બળવાન અને પરાક્રમી હોવાથી રાવણે વિદ્યાધર રાજાઓની પણ મદદ માગી. પ્રહ્લાદ રાજાએ પોતાના પુત્ર પવનંજયને રાવણની મદદે મોકલવા નિશ્ચય કર્યો. પિતા આજ્ઞાપાલક પવનંજયે તત્કાળ પિતાના એ નિર્ણયને વધાવી રાવણની કુમકે જવાનું કબુલ્યું.

અંજનાસુંદરીને આ વાતની જાણ થઈ તેથી તે વિદાય થતા પતિને કહેવા લાગી

"હે પ્રાણનાથ! વિદાય થતાં તમે આપણાં અન્ય સગાં સંબંધીઓ સાથે હસો બોલો છો અને મારી જ સાથે આપ આમ ઉદાસીન વૃત્તિ કેમ કેળવો છો? મેં એવાં કયાં પાપ કર્યાં છે કે જેથી હું આ પ્રકારનું દુઃખ ભોગવી રહી છું. હું તમારી પ્રત્યેક આજ્ઞાનું પાલન કરનાર આપની ધર્મપત્ની છું એ વાત શું આપના ખ્યાલમાં કદાપિ આવતી જ નથી. હશે! એમાં તમને હું શા માટે દોષ દઉં? મારાં પૂર્વકર્મ હશે કે જેથી આ ભવે હું આવી યાતના ભોગવી રહી છું. અંતરથી પ્રાર્થના કરું છું કે આપ વિજયી બની જલદી ઘર પાછા વળો."

પણ આ શબ્દોની અસર પવનંજય પર કશી જ ન થઈ. અંજનાના શબ્દો તરફ એણે કશું લક્ષ જ આપ્યું નહિ અંજનાસુંદરીના ભણી બે મીઠા શબ્દો પણ એણે કહ્યા નહિ. અંજનાને આમ રડતી મૂકી એ વિદાય થયો.

રસ્તામાં એક દિવસ પવનંજય એક સરોવરના કિનારે બેઠો હતો. ધરતી પર ચાંદનીનો શીતળ પ્રકાશ અમિધારા રેલાવી રહ્યો હતો એટલામાં પવનંજયે એક ચક્રવાકીને જોઈ એ ચક્રવાકી પોતાના ચક્રવાકના વિયોગથી ભયંકર કલ્પાંત કરી રહી હતી.

આ જોતાં જ પવનંજયને વિચાર આવ્યો કે, 'ઓહો આખો દિવસ આ ચક્રવાકીએ એના પાત સાથે ક્રીડા કરી હશે! તો પણ એ રાત્રિના પતિવિરહને સહી શકતી નથી અને આવું ઘોર કલ્પાંત કરી રહી છે! જો એને પતિવિરહ આટલો વેદના ઉત્પન્ન કરે છે તો મારી પત્ની બિચારી અંજનાની શી દશા હશે? એને કેવી વિરહ વેદના થતી હશે? મેં એના ભણી ઉદાસીનવૃત્તિ સેવીને કેવો અપરાધ કર્યો છે! ખરેખર! હું એનો અપરાધી છું. એ અપરાધ મારે એની પાસે કબુલ કરવો જ રહ્યો"

આ વાત એણે પોતાના મિત્ર પ્રહસિતને જણાવી. પછી બન્ને જણ રાત્રિનો ખ્યાલ કર્યા સિવાય આકાશમાર્ગે ઉડીને અંજનાના મહેલમાં આવ્યા પવનંજયે અંજનાની માફી માગી પ્રહસિત પહેરેગીર બની બહાર ઉભો રહ્યો હતો.' પવનંજય અને અંજના આનંદમાં એટલાં બધાં મગ્ન બની ગયાં કે રાત્રીના પહોરનું પણ એમને ભાન રહ્યું નહિ. પ્રહસિતે પવનંજયને બૂમ પાડીને બોલાવ્યો એટલે તે મહેલની બહાર આવ્યો. પવનંજયને મનમાં દહેશત લાગી કે જો તે પોતાના માતાપિતા કે અન્ય સગાંઓને પોતાના આગમનની જાણ કરશે તો તે લોકો તેને ધિક્કારશે આ દહેશતથી તે છાનોમાનો સરોવર ભણી વિદાય થઇ ગયો.

### અંજના સાથે આવી પડેલું દુઃખ.

અંજનાસુંદરીને તે દિવસથી ચડતા દિવસ રહ્યા સગાંવહાલાંને એ વાતની જાણ થઈ. એની સાસુએ કહ્યું: "હે પાપિણી! મારો પુત્ર યુદ્ધમાં છે ને તને ગર્ભ કઇ રીતે રહ્યો? તું કોઈ વ્યભિચારિણી છે: માટે હવે આ ઘરમાં તારું કોઇ સ્થાન નથી. તું અત્યારે જ મારા ઘરમાંથી બહાર નીકળ!"

પવનજયે જતી વખતે અંજનાસુંદરીને વ્હાલથી પોતાના નામની સંજ્ઞાવાળી એક રત્નજડિત મુદ્રિકા આપી હતી એ મુદ્રિકા અંજનાએ બતાવી અને કહ્યું: "તમે મારા પર વિશ્વાસ રાખો, તેઓ રાત્રે અહિ આવ્યા હતા; પરપુરુષનો સંગમ મેં સેવ્યો નથી હું તદ્દન નિર્દોષ છું."

રાજાના અનુચરો અંજનાને એક રથમાં બેસાડી તેના પિતાના નગર મહેન્દ્રપુર નજીક મૂકી આવ્યા. અંજનાની સાથે એની પ્રિયસખી વસંતતિલકા પણ હતી.

અંજનાને મનમાં એમ હતું કે મારા પિતા મને જરૂર આશ્રય આપશે. આથી એણે પોતાની સખી વસંતતિલકાને પોતાના પિતાના પ્રતિહારી પાસે મોકલી. વસંતતિલકાએ એ પ્રતિહારી મારફત અંજનાના આગમનના સમાચાર તેના પિતા પાસે પહોંચાડયા અંજનાની આ અવસ્થા જાણી પિતા ગંભીર વિચારમાં પડી ગયા અને કલંકવતી પુત્રીને ઘરમા આશરો આપવો કે નહિ એ પ્રશ્નમાં જ એની બુદ્ધિ વમળ લેવા લાગી. એટલામાં એનો પુત્ર પ્રસન્નકીર્તિ આવ્યો એને પિતાએ સર્વ હકીકતો કહી વાકેફ કર્યો.

તત્કાળ પ્રસન્નકીર્તિએ અંજનાનો તિરસ્કાર કરતાં કહ્યું કે "જા દુષ્ટા! ચાલી જા! તારા જેવી કલંકિતાને અમારા ઘરમાં સ્થાન નથી."

રાજાના એક બુદ્ધિમાન અને વિચારક મંત્રીએ રાજાને કહ્યુ: "આપ આમ ગુસ્સે થાવ છો તે યોગ્ય નથી. એના પર લગાડવામા આવેલુ કલંક સાચું છે કે ખોટું એની તમને ખબર નથી તો પછી તમે કેવી રીતે એને ભ્રષ્ટા કહી રહ્યા છો? ગમે તેમ તોએ તમે એના પિતા છો! તમારી એ પુત્રી છે! છોરૂકછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય એ કહેવત અનુસાર આપે ઉદાર મને એને આશરો આપવો જ જોઈએ"

પરંતુ રાજાના મન પર મંત્રીનાં એ વચનોની કશી જ અસર થઈ નહિ. રાજાએ કહ્યું: "તમારૂં કહેવું ગમે તેટલું યથાર્થ હોય તો પણ હું તે માનવાને તૈયાર નથી મને થાય છે કે પવનંજયને અંજના પ્રત્યે મૂળથી પ્રીતિ નથી એ અંજનાને તિરસ્કારતો આવ્યો છે એ સ્થિતિમાં અંજનાને પવનંજયથી ગર્ભ રહે એ વાત તદ્દન અસંભવિત છે. એની સાસુએ કાઢી મૂકી એ બરાબર છે. હું પણ કાઢી મુકીશ. હવે અરણ્ય એ જ એનો આશરો છે."

પોતાના પિતાના મુખથી આવા અપમાનભર્યા શબ્દો સાંભળી બિચારી અંજનાની આંખમા આંસુની નીક વહેવા લાગી. એણે આંસુને છુપાવવા પ્રયત્ન કર્યો પણ એનાથી આંસુ રોકી શકાયાં નહિ એણે પોતાના પિતાને 'પિતા' એટલું સંબોધન કરવા પ્રયત્ન કર્યો પણ એ શબ્દો જીભ પર આવતાં પહેલાં જ મરી ગયા

દુઃખની અવધિ બાકી રહી હોય એમ પ્રતિહારીએ અંજનાનો હાથ ખેંચી એને બારણા બહાર ધકેલી દીધી ચોધાર આસુએ રડતી નોધાર અંજના એની પ્રિય સખી વસંતતિલકાની સાથે પાછી ફરી.

પાછી ફરીને એ ક્યાં જાય ! ઊંચે આભ નીચે ધરતી ! એને આશરો આપનાર કોણ હતું ? માનવી માત્ર એને જાકારો દેતું હતું. કોઈ એના ભગ્ન હૃદયને આશ્વાસન આપે એમ હતું નહિ.

ભૂખ અને તરસથી પીડાતી અંજનાએ બબડવા માંડયું: "હે કુળની આબરૂનું જતન કરનાર મારી સાસુ! તેં મને ભ્રષ્ટાને ઘરમાંથી કાઢી મૂકીને તારા ઘરની આબરૂને અખંડિત રાખી એ સારુ જ કર્યું છે! અને પિતાજી! તમે પણ તમારી કલંકવાન પુત્રીને તમારા બારણેથી ધક્કા મરાવીને દૂર કરી એ સર્વથા યોગ્ય જ છે! અને પ્રિય પ્રસન્નકીર્તિ ભાઈ! તને પણ મારા અભિનંદન છે કે તે તારી બહેનની પાપમય કાયાને અરણ્ય ભેગી કરી. પણ હું આમ કટાક્ષ શા માટે કરું છું! એમાં એ લોકોનો શો દોષ! મારા નશીબનો જ વાંક! વિધિની સામે થવાથી ફાયદો પણ શો? કર્મનો જ કંઈ વાંક હશે? આજે મારા પતિ મારી નિકટ નથી. પતિ વિનાની પત્નીને કેવાં કેવાં કષ્ટો સહન કરવાં પડે છે એનો અનુભવ મને આજે થાય છે!"

આમ રોતી કકળતી અંજનાએ જંગલનાં ઝાડોને પણ રોવરાવ્યાં જ હોય એમ ઝાડ ઉપરથી પાન ખરવા લાગ્યાં. આ અરસામાં અમિતગતિ મુનિ મળ્યા. ધર્મલાભ આશિષ આપી અને તેને તેનો પૂર્વભવ કહી સંભળાવી ધીરજ આપી

## હનુમાનનો જન્મ

નવમાસ બાદ અંજનાએ એક પરાક્રમી પુત્રને જન્મ આપ્યો. પણ એ પુત્રજન્મનો ઉત્સવ ઉજવવા માટે અત્યારે અંજના પાસે એક ફૂટી બદામ પણ ક્યાં હતી? એવામાં પ્રતિસુર્ય નામનો એક ખેચર ત્યાં આવ્યો. એણે અંજનાનો વૃત્તાંત સાંભળીને અંજનાને કહ્યું: "હે અંજના! તું મને ઓળખતી નથી પરંતુ હું તારો મામો થાઉં છું. માટે તમે બધાં મારી સાથે ચાલો." પછી તે બધાંને એક વિમાનમાં બેસાડી પોતાના નગર હનુસ્થાનપુર જવા નીકળ્યો. રસ્તામાં અંજનાનો પુત્ર વિમાનમાં રહેલા રત્નમય ઝુમખાને પકડવા માટે માતાના ખોળામાંથી બહાર કૂદી પડયો. તે કુદેલો બાળક એક પર્વત પર પડયો, અને તેના પગના આઘાત માત્રથી તે પર્વતના ચૂરેચૂરા થઈ ગયા. પ્રતિસૂર્યે તે બાળકને પાછો તેની માતાના ખોળામાં લાવી મૂકયો તે બાળક પ્રથમ હનુમાનપૂર નગરમાં આવેલ હોવાથી તેનું નામ **હનુમાન** એમ રાખવામાં આવ્યું અને પર્વતના ચૂરેચૂરા કરેલ હોવાથી એનુ બીજુ નામ **શ્રીશૈલ** રાખવામાં આવ્યું દિવસે દિવસે હનુમાન મોટો થવા લાગ્યો.

## અંજના અને પવનંજયનો મેળાપ

રાવણની સાથે ગયેલ પવનંજયે વરૂણનો પરાજય કર્યો અને પોતાનું પરાક્રમ અન્ય રાજાઓને બતાવ્યું. તે રાવણની રજા લઇ ઘેર આવ્યો ત્યારે તેને ખબર પડી કે ગર્ભ-સંભાવનાને લીધે અંજનાને ઘરમાંથી કાઢી મુકવામા આવી છે પવનંજય અત્યંત વિલાપ

કરતો કરતો જંગલમાં ચાલી નીકળ્યો. અંજનાના પિયેર ગયો. ત્યા પણ અજનાનો કોઈએ સત્કાર કર્યો નહોતો એ સાંભળીને પવનંજય ઘણો જ દુઃખી થયો એણે અગ્નિ પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો. એણે એના માતાપિતાને પોતાના આ અગ્નિ પ્રવેશના નિર્ણયની જાણ કરી. એના પિતા તરત જ બેબાકળા બની ગયા. દિશેદિશામાં અંજનાની શોધ કરવા એમણે પોતાના અનુચરોને સત્વર રવાના કર્યા; અને પોતે પોતાની પત્ની સાથે જ્યાં પવનંજય અગ્નિ પ્રવેશ કરવાનો હતો ત્યાં આવી પહોંચ્યા. એના અનુચરો ફરતા ફરતા હનુપુર પહોચ્યા, અજનાએ પવનજયનો નિર્ણય સાંભળી ભારે વિલાપ કરવા માડયો. એનો વિલાપ સાંભળી પ્રતિસૂર્યે એને આશ્વાસન આપ્યું અને તે એક વિમાનમાં અંજના તથા હનુમાનને બેસાડી જ્યાં પવનંજય હતો તે જંગલમાં આવી પહોંચ્યો અંજનાને જોઈને પવનંજયે પોતાની ભૂલની માફી માગી.

એટલામાં ફરી વખત રાવણને વરૂણ સાથે યુદ્ધ કરવાની ફરજ પડી. તેમાં હનુમાન કેટલાક સામતો લઈ યુદ્ધમાં ગયો વરૂણ પોતાના સો પુત્રો લઈને યુદ્ધ કરવા આવ્યો. હનુમાને એના સો પુત્રોને પશુઓની જેમ બાંધી લીધા રાવણ અને વરૂણ વચ્ચે ભયકર યુદ્ધ ચાલ્યું અંતે રાવણ વરૂણ અને એના પુત્રોને પકડીને પોતાની છાવણીમાં લાવ્યો ને પછી એ બધાને છોડી મુકયા વરૂણે પોતાની સત્યવતી નામની પુત્રી હનુમાનને પરણાવી ને રાવણે સૂર્પનખાની અનંગકુસુમા પુત્રી હનુમાનને આપી, એવી હજાર કન્યાઓને પરણી પરાક્રમી હનુમાન ઘેર પાછો ફર્યો.

[ ૪ ]

# બલદેવ રામ અને વાસુદેવ લક્ષ્મણ

### દશરથનો જન્મ.

અયોધ્યા નામના નગરમાં ઈક્ષ્વાકુ વંશમાં સુર્યવંશી અનેક રાજાઓ થઈ ગયા. ચતુર્મુખ, હેમરથ, શતરથ, ઉદયપૃથુ, વારિરથ, ઇન્દુરથ, આદિત્યરથ, માંધાતા, વીરસેન, પ્રતિમન્યુ, પદ્મબંધુ, રવિમન્યુ, વસંતતિલક, કુબેરદત્ત, કુંથુ, શરભ, દ્વિરદ, સિંહદર્શન, હિરણ્યકશિપુ, પુંજસ્થળ, કાકુસ્થળ અને રઘુ આદિ પરાક્રમી રાજાઓ એ વંશમાં થઇ ગયા

આજ કુળની અંદર અનરણ્ય નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને અનંતરથ અને દશરથ એમ બે પુત્રો હતા અનરણ્યે પોતાના જ્યેષ્ઠપુત્ર અનંતરથ સહિત દીક્ષા લીધી અને એક માસના દશરથને ગાદી પર સ્થાપિત કર્યો

દશરથ યુવાન થયો. એની કીર્તિ ચારે દિશામાં ફેલાવા લાગી. એક મહાન રાજવી તરીકે એણે નામના મેળવી. એ દર્ભસ્થળ નગરના રાજા સુકોશલની રાણી અમૃતપ્રભાની કુખે જન્મેલી અપરાજિતા (કોશલ્યા), કમળસંકુલ નગરના રાજા સુબંધુતિલકની રાણી

મિત્રાદેવીના પેટે જન્મેલ સુમિત્રા અને સુપ્રભા નામની રાજકુંવરી એમ ત્રણ સુંદર કન્યાઓ સાથે પરણ્યો

એક દિવસ રાવણને એક નૈમિત્તિકે જણાવ્યું "હે રાવણ! તારૂં મરણ જનકરાજાની પુત્રી જાનકીના કારણે, રાજા દશરથના થનાર પુત્રના હાથથી થશે" આ સાંભળીને રાવણ મનમાં ઘણો જ ખેદ પામ્યો. એનો અનુજ બંધુ વિભીષણ પણ આ વચનોથી મનમાં ભય પામ્યો. વિભીષણે મનમાં નિશ્ચય કર્યો કે કોઇપણ હિસાબે દશરથ તથા જનકરાજાને મારી નાંખવા આથી વડીલબંધુ રાવણના આશિર્વાદ લઈને વિભીષણે પોતાના આ કાર્ય માટે પ્રયાણ આદર્યુ.

## દશરથનુ છુપા વેશે પરિભ્રમણ.

વિભીષણ, દશરથ તથા જનકરાજાને મારવા જાય છે એ વાતની નારદને ખબર પડી એટલે તરત જ નારદ દોડતા દશરથરાજા પાસે આવ્યા ને દશરથને સર્વ વાતથી વાકેફ કર્યા દશરથે પોતાના બુદ્ધિવાન મંત્રીઓને બોલાવ્યા. અને આ અંગે શું કરવું એનો તેઓ વિચાર કરવા લાગ્યા. અન્તે એમ નક્કી કરવામાં આવ્યુ કે દશરથરાજાની એક લેપ્યમયમૂર્તિ બનાવી રાજમહેલની અંદર રાખવી ને દશરથરાજાએ રાજ્યની બહાર છાનામાના ચાલ્યા જવું જનકરાજાના મંત્રીઓએ પણ જનકરાજાને આવી જ શિખામણ આપી આથી દશરથ તથા જનકરાજા છૂપાવેશે પૃથ્વી પર ફરવા લાગ્યા.

દશરથરાજાની લેપ્યમય મૂર્તિ રાજમહેલમાં એક અંધારાવાળા ઓરડામાં મૂકવામાં આવી હતી વિભીષણે સાચો દશરથરાજા માની એ લેપ્યમયમૂર્તિનો નાશ કર્યો અયોધ્યાની પ્રજા પણ મંત્રીઓની આ યુક્તિથી અજાણ હતી એટલે લોકોએ રડવા માંડયું. વિભીષણને લાગ્યુ કે હવે જનકરાજાને મારવાની જરૂર નથી. એટલે એ અયોધ્યાથી સીધો લંકામાં પાછો આવ્યો

## કૈકેયીના સ્વયંવરમાં

દશરથ અને જનકરાજા છૂપા વેશમાં ફરતા ફરતા દ્રોણમેઘ રાજાની બેન કૈકેયીના સ્વયંવરમાં ગયા. કૈકેયીએ દેખાવડા દશરથના ગળામાં વરમાળા આરોપી.

સ્વયંવરમાં આવેલા બધા રાજાઓ આ જોઇ દશરથ પર ગુસ્સે થયા. એમણે દશરથની સામે યુદ્ધ આરંભ્યુ. એ યુદ્ધમાં દશરથરાજાના સારથિ તરીકે કૈકેયીએ કામ કર્યું. દશરથે સર્વ રાજાનો પરાભવ કર્યો દશરથને લાગ્યું કે આ વિજયનો સાચો યશ કૈકેયીને ફાળે જાય છે એની મદદ વિના આ યુદ્ધ કદાચ ન જીતી શકાયું હોત! આથી દશરથરાજાએ કૈકેયીને વરદાન માગવા કહ્યું. પરંતુ કૈકેયીએ કહ્યું કે "હે નાથ! હમણાં મારે કશું જ માગવું નથી. વખત આવે હું વરદાન માગીશ" દશરથે કહ્યું: "ઠીક"

ત્યારબાદ દશરથરાજાએ મગધપતિનો પરાજય કર્યો. દશરથે મનમાં વિચાર્યું કે હમણાં

અયોધ્યા જવું ઉચિત નથી એટલે એણે અયોધ્યા જવાનું માંડી વાળ્યુ ને મગધદેશની રાજધાની રાજગૃહીમાં જ રહેવાનું કર્યું. અયોધ્યાથી પોતાના અંતઃપુરને પણ એણે રાજગૃહીમાં જ બોલાવી લીધું

## રામ લક્ષ્મણ જન્મ.

આજ અરસામાં કૌશલ્યાએ બલદેવના સ્વપ્નસૂચિત એક સુદર પુત્રનો જન્મ આપ્યો. દશરથરાજાએ આ દેખાવડા પુત્રનું નામ **પદ્મ** રાખ્યું. લોકોમાં **રામ** એવા નામથી એ ઓળખાવા લાગ્યો સુમિત્રાએ પણ વાસુદેવના સાત સ્વપ્ન સૂચિત એક પુત્રને જન્મ આપ્યો. એનું નામ **નારાયણ** રાખવામાં આવ્યુ ને લોકોમાં તે **લક્ષ્મણ** એવા નામે જાણીતો થયો કૈકેયીએ ભરત નામના પુત્રનો જન્મ આપ્યો. સુપ્રભાને **શત્રુઘ્ન** નામનો પુત્ર અવતર્યો.

## સીતાનો જન્મ.

આ સમયે **દારૂ** ગામમાં **વસુભૂતિ** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેના પુત્રનું નામ **અતિભૂતિ** હતું. અતિભૂતિની પત્નીનું નામ **સરસા** હતું. પરંતુ **કયાન** નામના એક બ્રાહ્મણે છળ વડે સરસાનું અપહરણ કર્યું સરસા મરણ પામીને દેવીપણે ઉત્પન્ન થઈ. અતિભૂતિ એક હંસનો શિશુ થયો. એ બાદ ત્યાથી ચ્યવીને **પ્રકાશસિંહ** રાજાનો **કુંડલમંડીત** નામનો પુત્ર થયો પેલો કયાન **ધૂમ્રકેશ** પરોહિતના પુત્ર **પિંગલ** રૂપે અવતર્યો. પિગલ અતિસુદરી નામની કન્યા સાથે અનુરાગી થયો પણ કુંડલમંડિતે અતિસુંદરીનું અપહરણ કર્યું પછી બન્ને જણ **દુર્ગદેશ**મા રહેવા લાગ્યાં કુંડલમંડિત મરણ પામી જનક રાજાની સ્ત્રી વિદેહાના ગર્ભમા પુત્ર રૂપે ઉત્પન્ન થયો. પેલી સરસા દેવી રૂપે હતી તે ત્યાથી ચ્યવીને એક પુરોહિતની **વેગવતી** નામે પુત્રી થઈ તે ત્યાથી મરણ પામીને વિદેહા રાણીના પેટમાં પુત્રી રૂપે થઈ વિદેહા રાણીએ એ રીતે યુગલનો જન્મ આપ્યો પણ પેલા દેવરૂપે રહેલા પિગલે કુડલમડિતને જનકરાજાના પુત્ર રૂપે અવતરેલો દીઠો એવો એણે ક્રોધ કર્યો ને એ બાળકને **ચંદ્રગતિ** નામના રાજાના ઉદ્યાનમાં મૂકી દીધો અપુત્ર ચદ્રગતિએ એને પાળક તરીકે પોષ્યો ને એનું નામ **ભામંડળ** પાડયું

જનકરાજાએ પોતાના ચોરાયેલા બાળકની ખુબ શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. પુત્રીનું નામ **સીતા** એવુ રાખવામા આવ્યું

## રામનું પરાક્રમ.

જનકરાજાને **અર્ધબર્બર** દેશના મ્લેચ્છો વારંવાર હેરાન કરતા હતા. એટલે એમની સામે યુદ્ધ કરવા તેમણે નિશ્ચય કર્યો ને તેમા રાજા દશરથની મદદ લેવા તેણે વિચાર કર્યો દશરથે રામના આગ્રહથી રામ તથા અન્ય પોતાના પુત્રોને સેના સહિત **મિથિલા** મોકલ્યા શરૂઆતમા મ્લેચ્છોએ ઘણું બળ દાખવ્યું પણ રામે પોતાના ધનુષ્યને વહેતું મૂકયું કે પલક માત્રમા કોટિ મ્લેચ્છો મરણ પામ્યા ને તેમનો પરાજય થયો. જનક રાજાએ આ

વિજયી રામનુ આવું અદ્‌ભુત પરાક્રમ જોઇને પોતાની પુત્રી સીતા તેને આપી. આ પછી રામ મિથિલામાં જ થોડા દિવસ રહ્યા.

જાનકી–સીતાનાં રૂપનાં વખાણુ સાંભળી નારદ અંતઃપુરમાં આવ્યા. પણુ સીતા નારદને ઓળખતી ન હોવાથી તેમજ નારદનું વિચિત્ર સ્વરૂપ જોઇને ભય પામી. સીતાની દાસીઓએ નારદને પકડયા નારદ માંડ માંડ તેમના હાથમાંથી છૂટયા નારદને આથી ઘણું જ ખોટું લાગ્યું. તે સીધા ભામડળ પાસે પહોચ્યા ને સીતાની ચિત્રાકૃતિ બતાવી ભામડળને તેની પ્રત્યે આતુર બનાવ્યો. ભામડળના પિતા ચંદ્રગતિને આ વાતની ખબર પડી ભામંડળની ઇચ્છા સીતા સાથે પરણવાની જાણી ચંદ્રગતિએ જનકરાજાને પોતાના નગરમાં બોલાવ્યા ને સીતાનું લગ્ન ભામંડળ સાથે કરવા કહ્યુ પણુ જનકે કહ્યું કે સીતા તો મેં રામને આપી છે. તો પણુ ચદ્રગતિએ માન્યું નહિ અન્તે ચંદ્રગતિએ કહ્યું: "હું આ વજ્રવર્ત્ત અને અર્ણુ-વાવર્ત્ત નામના બે ધનુષ્ય આપુ છું. એ દૈવી ધનુષ્યો છે. જો રામ એમાંથી એક પણુ બાણુ ચઢાવશે તોપણુ અમે અમારો પરાજય થયો માનીશું. પછી રામ સીતા સાથે પરણે તો અમારે કશો વાંધો નથી!"

## સીતા સ્વયંવર.

જનકરાજા મિથિલા આવ્યા. નિયત દિવસે પેલા બે ધનુષ્યો રાજસભામાં લાવવામાં આવ્યાં, ભામંડળ પણુ એના સામંતો સાથે મિથિલા આવ્યો રામે તો ધનુષ્યની દોરીને ઘણી જ આસાનીથી કાન સુધી ખેંચીને તીર છોડયું જેથી દશે દિશાઓ શબ્દથી ગૂંજી ઉઠી. ભામંડળ લજ્જિત પામી સભામાંથી ચાલ્યો ગયો દશરથને રામના આ પરાક્રમની જાણુ કરવામાં આવી. આ પછી જનકરાજાએ આગ્રહથી તેમને મિથિલા બોલાવ્યા અને જનકના ભાઇ કનકે ભદ્રા નામની પોતાની પુત્રી ભરતની સાથે પરણાવી પછી દશરથ મિથિલામાંથી પરિવાર સાથે અયોધ્યા પાછા ફર્યા.

એક વખત દશરથ રાજાએ મોટી સમૃદ્ધિથી શાંતિસ્નાત્ર કરાવ્યું. અને તેનું સ્નાત્રજળ પ્રથમ પટરાણીને મોકલ્યું અને ત્યારબાદ દાસીઓ દ્વારા બીજી રાણીઓને મોકલ્યું. બીજી રાણીઓનું સ્નાત્રજળ પ્રથમ પહોચ્યુ આથી પટરાણીને માઠું લાગ્યું અને મનમાં ચિંતવ્યું કે 'રાજાનો મારી ઉપર સદ્‌ભાવ ઓછો છે તો મારે જીવીને શું કામ છે ?' તેટલામાં દશરથ ત્યાં આવી પહોંચ્યા અને રાણીને કહેવા લાગ્યા કે 'તમે કેમ નિરાશ છો ?' તેવામાં તો વૃદ્ધ કંચુકી આવ્યો અને સ્નાત્રજળ આપ્યું રાજાએ કંચુકીને કહ્યું 'આટલું બધું મોડું કેમ થયું ?' તેણે કહ્યું 'રાજન્! મોડા થવામાં મારી આ વૃદ્ધાવસ્થા કારણુરૂપ છે' રાજાને લાગ્યું મારે પણુ વૃદ્ધાઅવસ્થા મને પાંગળો કરે તે પહેલાં કંઈક સ્વશ્રેય સાધવું જોઇએ. પટરાણી સાચી વસ્તુ સમજ્યાં અને દુઃખનું કારણુ વિદાય થતાં તેમણે શોકને વિદાય આપી.

એવામાં સત્યભૂતિ નામના ચતુર્જ્ઞાની મુનિ સમવસર્યા. દશરથરાજા મુનિની દેશના સાંભળી

રહ્યા હતા. રામ સીતા અને બીજો એનો પરિવાર ત્યાં હાજર હતો. એ સમયે એક વિમાનમાં બેસીને ભામંડળ તેના પિતા અને માતા આકાશમાર્ગે જતાં હતા. સત્યભૂતિ મુનિનું પ્રવચન સાંભળવા તેઓ ત્યાં ઉતર્યાં મુનિએ તક જાણીને સીતા ભામંડળ વગેરેના પૂર્વજન્મની કથા કહી સંભળાવી આથી ભામંડળ ઘણો જ લજ્જા પામ્યો સીતા અને રામની તેણે માફી માગી. તરત જ એ લોકોએ જનકરાજા તથા વિદેહાને બોલાવ્યાં ને ભામંડળની વાત જણાવી જનકરાજા પોતાના પુત્ર ભામંડળને સ્નેહથી ભેટી પડયો. ચંદ્રગતિએ ભામંડળને ગાદી પર બેસાડયો ને પોતે દીક્ષા લીધી. ત્યાર પછી દશરથ રામ વિગેરેને નમી ભામંડળ પોતાના નગરે ગયો

## દશરથના પૂર્વભવ.

આ પછી દશરથે સત્યભૂતિ મહર્ષિને પોતાના પૂર્વભવો પૂછ્યા. મુનિએ કહ્યું: “સેનાપુરમાં ભાવન નામના વણિકને **દીપીકા** નામની પત્નીથી ઉપાસી નામે કન્યા હતી તે સાધુઓની પ્રત્યે દ્વેષ રાખવાથી ઘણો વખત સંસારમા રખડી **વંગપુરમાં** ધન્યવણિકની **સુંદરી** નામના પત્નીથી વરૂણ નામે પુત્ર થયો અહિં સાધુઓને દાન આપી પુણ્ય ઉપાર્જન કરી યુગલિક થઈ દેવ બની **પુષ્કલાવતી** વિજયમાં નંદીઘોષના પુત્ર **નંદીવર્ધન** નામે રાજપુત્ર થયો. અહિં તે શ્રાવકપણું પાળી દેવલોકે જઈ **રત્નમાળીની** વિદ્યુત્લતા નામની સ્રીથી **સુર્યજય** નામે મહાપરાક્રમી પુત્ર થયો. એક વખતે રત્નમાળી વજ્રનયન નામના વિદ્યાધરને જીતવા સિંહપુર ગયો ત્યાં તેણે આખા સિંહપુરને બાળવા માંડયું તે વખતે ઉપમન્યુ નામના તેના પૂર્વજન્મના પુરોહિતનો જીવ જે સહસ્રાર દેવલોકમાં દેવ થયો હતો તેણે આવી કહ્યું.

‘હે મહાનુભાવ! ઉગ્રપાપ ન કર તું પૂર્વજન્મમાં ભૂરિનંદન રાજા હતો તેં પુરોહિતના કહેવાથી માંસ ભોજનની પ્રતિજ્ઞા ભાંગી તું મૃત્યુ પામી અજગર થઈ નરકમાં જઇ રત્નમાળી રાજા થયો. અને હુ ઉપમન્યુ ત્યાંથી મૃત્યુ પામી હાથી થઈ સહસ્રાર દેવલોકમાં દેવ થયો છું અહિં તને ઘોર પાપ કરતો દેખી પ્રતિબોધ કરવા આવ્યો છું. આ પ્રમાણે પૂર્વજન્મ સાંભળી રત્નમાળી યુદ્ધથી અટકયો અને તારા (સૂર્યજયના) સૂર્યનંદન નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને સૂર્યજય પુત્રસહિત **તિલકસુંદર** નામના આચાર્યની પાસે દીક્ષા લીધી. આ પછી બન્નેજણ સહસ્રાર દેવલોકમા જઈ સૂર્યજય તે તું **દશરથ** થયો અને રત્નમાળી ચ્યવીને જનકરાજા થયો પુરોહિત ઉપમન્યુનો જીવ સહસ્રાર દેવલોકથી ચ્યવી જનકનો અનુજબંધુ કનક થયો નંદિવર્ધનના ભવમાં તારો પિતા જે નંદિઘોષ હતો તે હુ ગ્રૈવેયકથી ચ્યવી સત્યભૂતિ થયો છું.”

આ પ્રમાણે પૂર્વભવ સાંભળી દશરથને વૈરાગ્યભાવના ઉત્પન્ન થઈ એણે બધાને બોલાવ્યા ને પોતાનો વિચાર જણાવ્યો ભરતે પિતાની સાથે દીક્ષા લેવા તૈયારી બતાવી એથી કૈકેયીએ દશરથને કહ્યુ: “હે સ્વામી મારૂ એક વરદાન તમારી પાસે લેણું છે હું માગું છું કે ‘મારા ભરતને ગાદી પર સ્થાપિત કરો”

## રામના વનવાસની તૈયારી.

ભરત આ સાભળીને ઘણો જ વિસ્મય પામ્યો ને 'રામ હોય ત્યાંસુધી પોતાનાથી ગાદી પર બેસાય નહિ' એમ જણાવ્યુ પરંતુ રામે ભરતને સમજાવ્યો. પણ ભરતે તેમ છતાં રાજ્ય ગ્રહણ કરવા માન્યું નહિ આથી રામે વિચાર્યું કે હું અહિં હોઈશ ત્યાંસુધી ભરત રાજગાદી પર બેસશે નહિ. એટલે રામે વનવાસ જવાનો વિચાર કર્યો. એમણે એ વિચાર દશરથને જણાવ્યો. તે સાંભળીને પુત્ર પરના અધિક વાત્સલ્યને લીધે દશરથ રાજા મૂર્છા પામ્યા.

રામ કૌશલ્યાની રજા લેવા જતાં કૌશલ્યા પણ એ વાત સાંભળીને મૂર્છા પામ્યાં. આ પછી સીતા પોતાની પાસે રહેશે એવા વિચારથી તે ભાનમાં આવ્યા. પણ સીતાએ રામની સાથે જવા તૈયારી કરી. એથી કૌશલ્યાની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. રામ અને સીતા વનવાસ જાય છે એ વાત જ્યારે લક્ષ્મણે સાંભળી ત્યારે તે ભારે ક્રોધાયમાન થયો. પણ તેણે વિચાર્યું કે ગમેતેમ હોય પણ મારૂં પોતાનું પહેલું કર્તવ્ય તો એ છે કે રામની સેવા કરવી. માટે મારે રામની સાથે વનવાસ જવું તે તેની માતાની રજા લેવા ગયો સુમિત્રાએ રજા આપી ને લક્ષ્મણને પળને પણ વિલંબ કર્યા વિના સીતા અને રામની પાછળ જવા કહ્યું. આખી નગરી એમના જવાથી શોકમાં ડૂબી ગઈ

ભરત રામની ગેરહાજરીથી વ્યાકૂળ થઇ ગયો. એણે રામને પાછા લાવવા માટે પોતાના સામંતોને રામની પાછળ મોકલ્યા પણ રામે સામંતોને પાછા વાળ્યા ને પોતે ગંભીરા નામની નદી પાર કરી આગળ વધ્યા સામંતોને પાછા આવેલાં જોઈ ભરતને ભારે ખેદ થયો આ પછી ભરત, પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરતી કૈકેયી તથા અન્ય અનુચરો રામને પાછા બોલાવવા ગયા પણ રામ પાછા ન જ આવ્યા એમણે કહ્યું: 'હે ભરત! તારી ભ્રાતૃભક્તિ હું સમજી શકું છું પણ મેં લીધેલી પ્રતિજ્ઞા હું તોડું તો આપણા રઘુકુળની કીર્તિ પર પાણી ફરી વળે આપણા કુળની સ્થાપિત થયેલી ખાનદાની પર મારે લાંછન લગાડવું જોઇએ નહિ'

આ પછી કૈકેયી બોલી 'વત્સ! ભરતનું વચન માન્ય કરી પાછા ફરો આમાં નથી દોષ તમારા પિતાનો કે નથી દોષ ભરતનો, દોષમાત્ર હોય તો આ એક કૈકેયીનો છે તેણે પતિને, પુત્રને અને પ્રજાજનોને દુઃખ ઉત્પન્ન કર્યું છે. રડાવ્યા છે મારા ઉપર કૃપા કરી પાછા ફરો અને મારા ઉપર ફેલાએલો અપવાદ દૂર કરો. કારણ કે તમે મારા પણ પુત્ર છો. હું ઓરમાન તો પણ તમારી માતા છું.' આમ બોલતાં કૈકેયી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી રામે કહ્યું 'માતા! રડો નહિ. દોષ કોઈનો નથી આમાં તો મારી કસોટીનો પ્રસંગ છે. દશરથનો પુત્ર થઈ પિતાની આજ્ઞાનો હું કેમ ભંગ કરૂં? પિતાએ ભરતને રાજ્ય આપ્યું હું તેમાં સંમત છું મારે બીજું કાંઇ કહેવાનું નથી હું ભરતને એટલું જ કહું છું કે મારી આજ્ઞા માનીને પણ તું રાજ્ય સ્વીકાર.' તુર્ત રામે સીતા પાસે જળ મંગાવ્યું અને સામંતો સમક્ષ રામે સ્વહસ્તે ભરતનો રાજ્યાભિષેક કર્યો, છેવટે કચવાતા દિલે કૈકેયી, ભરત અને સામંતો અયોધ્યા તરફ વળ્યા અને રામ લક્ષ્મણ તથા સીતા દક્ષિણ દિશા તરફ

વળ્યાં આ પછી દશરથ રાજાએ મહામુનિ સત્યભૂતિ પાસે દીક્ષા અંગીકાર કરી. ભરતે રામના સેવક બની અયોધ્યાનું રાજ્ય ચલાવ્યું.

સીતા લક્ષ્મણ અને રામ ફરતાં ફરતાં અનુક્રમે અવંતીદેશના એક ભાગમાં આવી પહોંચ્યાં.

[ ૫ ]

# રામ વનવાસ કાળ

એ સમયે અવંતીમાં સિંહોદર નામે રાજા હતો તેનો વજ્રકર્ણ નામનો એક સામંત દશાંગપુરમાં રહેતો હતો. એણે એક મુનિના ઉપદેશથી મનમાં નક્કી કર્યું કે તિર્થંકર સિવાય કોઇને નમવુ નહિ. તેણે પોતાની આંગળીની મુદ્રિકામાં તિર્થંકરની પ્રતિમા સ્થાપિત કરી સિંહોદરને આ છળ સબંધી ખબર પડી. તેણે વજ્રકર્ણને મારી નાંખવાનો મનમાં નિશ્ચય કર્યો સિંહોદર પોતાના પર ગુસ્સે થયો છે એ વાતની વજ્રકર્ણને ખબર પડી. સિંહોદરે દશાંગપુરને પ્રચંડ સેનાથી ઘેરી લીધું અને એણે વજ્રકર્ણને કહેવરાવ્યુ કે 'તેં તારી વીંટીમાં તિર્થંકરની પ્રતિમા રાખી મને છેતર્યો છે તો તે મુદ્રિકા કાઢીને મને પ્રણામ કર.' પણ વજ્રકર્ણે એ વાતનો સ્વીકાર કર્યો નહિ ને કહ્યું કે 'હુ તિર્થંકર સિવાય કોઇને નમીશ નહિ' આથી સિંહોદર નગરને ઘેરો ઘાલી બેસી રહ્યો

રામ પણ ચાલતાં ચાલતાં દશાંગપુર નજીક આવી પહોંચ્યા ને તેમણે આ સઘળો વૃત્તાંત જાણ્યો. એમણે લક્ષ્મણને દશાંગપુરમાં મોકલ્યો અને પોતે સીતાની સાથે બહાર ઉદ્યાનમાં રહ્યા. વજ્રકર્ણે લક્ષ્મણનો સારો સત્કાર કર્યો ત્યાંથી સિંહોદર પાસે લક્ષ્મણ ગયો ને એણે ભરતરાજાની આણ સ્વીકારીને વજ્રકર્ણની સાથે સંધી કરવા કહ્યું. પણ સિંહોદરે લક્ષ્મણની વાતને તિરસ્કારી કાઢી જેથી બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયુ લક્ષ્મણે પોતાના અદ્‌ભૂત પરાક્રમથી સિંહોદરને બાંધી લીધો અને રામની સામે હાજર કર્યો સિંહોદર તરત જ રામને નમી પડયો. રામે તેને માફી આપી. સિંહોદરે વજ્રકર્ણ સાથે સંધિ કરી અને ભરતની આણ માથે ધરી. વજ્રકર્ણે પોતાની આઠ કન્યા અને સિંહોદરે પોતાની ત્રણસો કન્યા લક્ષ્મણને આપી. પણ લક્ષ્મણે એ કન્યાઓને ત્યાંજ રાખવા કહ્યું અને એક દિવસ રહીને તેઓએ આગળ ચાલવા માંડયુ.

### કલ્યાણમાળા કથની

થોડે દૂર ચાલ્યા એટલે તેઓ કલ્યાણમાળા નામના રાજાના પ્રદેશમાં પહોંચ્યા. અહિ તેમના અતિથિ તરીકે રહીને તેમણે ભોજન કર્યું. પણ રામના જાણવામાં આવી ગયું કે કલ્યાણમાળા રાજા સ્ત્રી છે અને એણે પુરૂષનો પોશાક પહેર્યો છે. એટલે કલ્યાણમાળાને ખાનગીમા બોલાવીને રામે એનો ખુલાસો માગ્યો કલ્યાણમાળાએ કહ્યુ કે "મારા પિતા વાલિખિલ્યને મ્લેચ્છો હરાવીને પકડી ગયા તે વખતે મારી માતાએ મને જન્મ આપ્યો મંત્રીઓએ વિચાર કર્યો કે જો પુત્રી છે એમ જાહેર કરીશું

તો ગાદી ઉપર કોઈક બીજો ચડી બેસશે. એટલે એમણે પુત્રપ્રસવની ઘોષણા કરી ત્યારથી હું રાજ કરૂં છુ પણ મારા પિતાને હજુ હું છોડાવી શકી નથી. આપ સમર્થ છો મારા પિતાને આપ છોડાવી શકો એમ છો."

આથી રામ લક્ષ્મણ અને સીતા ત્યાંથી મ્લેચ્છના પ્રદેશ ભણી ગયા. સીતાનું સ્વરૂપ જોઇને મ્લેચ્છપતિએ એના અનુચરોને એ બન્ને મુસાફરોને મારીને સીતાને પકડી લાવવાનું ફરમાન કર્યું પણ રામે જ્યાં ધનુષ્યટંકાર કર્યો ત્યાં તો ધનુષ્યના શબ્દ માત્રથી મ્લેચ્છના હાથીઓ ભાગવા લાગ્યા. એ જોઈને તરત જ મ્લેચ્છપતિ રામ અને લક્ષ્મણની શક્તિ પામી ગયો ને તેમને શરણે ગયો

મ્લેચ્છપતિએ કહ્યુ 'હું કોશાંબીપુરીના વૈશ્વાનર નામના બ્રાહ્મણનો રૂદ્રદેવ નામે પુત્ર છુ હું જન્મથી ચોર, પરસ્ત્રી લંપટ અને પાપી હતો એક વખતે મને રાજાએ પકડયો અને શૂળીએ ચઢાવવા મોકલ્યો પણ એક દયાળુ વણિકે મારો દંડ ભરી મને છોડાવ્યો આ પછી મેં ચોરી નહિ કરવાનું કબુલ કરી કોશાંબીપુરીનો ત્યાગ કર્યો અને આ પલ્લીમાં હું આવી રહ્યો. અહિ લોકો મને કાક કહે છે અને હું લુંટારાઓની મદદથી મોટા શહેરને લુંટું છું અને રાજાઓને પકડું છુ પણ આજે તો હું તમારો સેવક છું. અને આપ આજ્ઞા કરો તે કરવા હુ તૈયાર છું'. રામે કહ્યું 'વાલિખિલ્યને છોડી દો.' તેણે તત્કાળ વાલિખિલ્યને છોડી મુકયો વાલિખિલ્યે રામને પ્રણામ કર્યા અને પોતાના નગરમાં જઈ પોતાની પુત્રી કલ્યાણમાળાને મળ્યો

**કપિલની અજ્ઞાનતા.**

ત્યાંથી તાપી નદી ઉતરીને તેઓ અરૂણ નામના નગરમાં આવ્યાં. ત્યાં કપિલ નામના એક ક્રોધી અગ્નિહોત્રી બ્રાહ્મણને ઘેર તેઓ રહ્યાં. કપિલની પત્ની સુશર્માએ તેમને પ્રેમપૂર્વક જમાડયાં. ત્યાં ક્રોધી કપિલ બહારથી આવી પહોચ્યો. એણે રામ તથા લક્ષ્મણનું ભયંકર અપમાન કર્યું તેથી લક્ષ્મણે તેને ગળામાંથી પકડયો પણ અન્તે રામની આજ્ઞાથી તેને છોડી મૂકયો

ચોમાસાની ઋતુ શરૂ થતી હોવાથી અરૂણ નગરની બાજુમા આવેલ એક જંગલમાં એક વડ નીચે ચોમાસુ રહેવાનું તેમણે નક્કી કર્યું. વડ ઉપર રહેતો ઈભકર્ણ આથી ગભરાયો ને તેને મોટા ગોકર્ણયક્ષને આ લોકોની વાત કરી. ગોકર્ણે કહ્યું કે 'એ દુષ્ટજનો નથી પરંતુ બળભદ્ર અને વાસુદેવ છે જેમની પૂજા કરવી જોઇએ, પછી ગોકર્ણે એક જ રાતમાં રામપુરી નામની સુંદર નગરી ત્યાં ઉભી કરી દીધી. બીજે દિવસે એ રામ પાસે ગયો અને રામપુરીમાં નિરાતે ચોમાસુ રહેવાનું કહ્યું એક દિવસ પેલો કપિલ રામપુરીમાં લાકડાં લેવા આવ્યો એને ગોકર્ણ યક્ષનો ભેટો થયો. એણે કપિલને રામ અને લક્ષ્મણની વાત કરી. બળભદ્ર અને વાસુદેવ જાણીને કપિલને પોતાના કૃત્ય માટે ઘણો જ પશ્ચાતાપ થયો એણે તરત જ રામ તથા લક્ષ્મણની માફી માગી કપિલ ઘણો જ ગરીબ હતો એટલે પોતાની ગરીબાઈ દૂર થાય એવી રામ પાસે તેણે આજીજી કરી. રામે તરત જ તેને ઘણું

દ્રવ્ય આપી એની ગરીબાઈ દૂર કરી. આ પછી કપિલ પોતાના ગામ ગયો અને ત્યા તેણે પણ યથારૂચિ દાન આપી નંદાવર્તંસ નામના આચાર્યની પાસે દીક્ષા લીધી ચોમાસુ પૂરું થતાં રામે જ્યારે ત્યાથી વિદાય લીધી ત્યારે ગોકર્ણ યક્ષે રામને સ્વયંપ્રભ નામનો એક હાર. લક્ષ્મણને બે દિવ્ય કુંડળો અને સીતાને ચુડામણિ ને એક વીણા ભેટ આપી.

## વનમાળા સાથે લક્ષ્મણનો વિવાહ.

વિજયપુરના રાજા મહિધરની પુત્રી વનમાળા નાનપણથી જ લક્ષ્મણને મનથી વરી ચૂકી હતી પરંતુ તેના પિતાએ એનો વિવાહ વૃષભના પુત્ર સુરેંદ્રરૂપની સાથે યોજવા વિચાર કર્યો આથી વનમાલા કંટાળીને જંગલમા ચાલી ગઈ અને એક વડના ઝાડની ડાળે ગળાફાસો ખાવાની તૈયારી કરવા લાગી. એટલામાં રામ અને લક્ષ્મણ ત્યાં આવી પહોચ્યા. તેમણે તેને આપઘાતનું કારણ પૂછ્યું. વનમાલાએ કારણ જણાવ્યું પછી લક્ષ્મણે કહ્યુ કે 'હું જ લક્ષ્મણ છુ હુ તારો સ્વીકાર કરૂં છુ' એટલામા તો મહીધર ત્યાં સૈન્ય સાથે આવી પહોચ્યો ને પોતાની પુત્રીને લઈ જનાર લક્ષ્મણને ચોર માની એણે આક્રમણ કર્યું લક્ષ્મણની અદ્ભુત લડાયક શક્તિની સામે તેના સૈન્યનું કશું જ ચાલ્યુ નહિ. અન્તે મહીધરને જાણ થઇ કે આ તો લક્ષ્મણ છે ત્યારે એણે યુદ્ધ બધ કર્યું અને લક્ષ્મણને સહર્ષ પોતાની વનમાળા આપી. મહીધરે રામ અને લક્ષ્મણને પોતાના નગરમા થોડા દિવસ રહેવાનુ કહ્યું તેથી તેઓ થોડા દિવસ ત્યાં રહ્યા.

## અતિવીર્યનો થયેલો પરાભવ.

તે દરમ્યાન નંદાવર્તપુરના રાજા અતિવીર્યનો રાજદૂત મહીધરની સભામાં આવ્યો ને કહેવા લાગ્યો કે 'ભરતે અતિવીર્યની આણ ન સ્વીકારી માટે તે યુદ્ધ કરવા માગે છે એમ જણાવીને મહીધરને એ યુદ્ધમા અતિવીર્યને મદદ આપવા કહ્યું.' મહીધરે મદદ આપવાનું કહી રાજદૂતને પાછો વાળ્યો રામ અને લક્ષ્મણ આ સાંભળીને નવાઈ પામ્યા. મહીધરને પણ અતિવીર્યના આ કાર્ય પર ગુસ્સો આવ્યો અન્તે લક્ષ્મણ અને રામ તથા મહીધરનું સૈન્ય નદાવર્તપુર જવા રવાના થયું કોઇ પણ ઉપાયે તેમને અતિવીર્યને હરાવવો હતો એમણે શહેરના એક ઉપવનમાં પડાવ નાંખ્યો ત્યા તે ક્ષેત્રના અધિષ્ઠાયક દેવે, રામ પ્રત્યેની અનન્ય ભક્તિ હોવાના કારણે એ સમગ્ર સૈન્યને સ્ત્રીસૈન્યમાં ફેરવી નાંખ્યું જેથી જગતમા એમ કહેવાય કે અતિવીર્ય એક સ્ત્રીસૈન્યથી પરાજય પામ્યો. અતિવીર્યને ખબર પડી કે મહીધર જાતે આવ્યો નથી અને સ્ત્રીઓનું સૈન્ય અત્રે મોકલ્યુ છે એથી એણે તરત જ લડવાનું શરુ કર્યું યુદ્ધમા એનો પરાજય થયો અને પેલા યક્ષે સ્ત્રીસૈન્યને મૂળ સ્વરૂપમા ફેરવી નાંખ્યું એટલે રામ અને લક્ષ્મણને અતિવીર્યે ઓળખી કાઢયા. તરત જ તેણે માફી માગી પોતાની ભૂલ પર એને પશ્ચાતાપ થયો આથી પોતે દીક્ષા લઇ પોતાના પુત્ર વિજયરથને એણે ગાદી પર બેસાડયો

આ પછી વિજયરથે રતિમાળા નામની પોતાની બહેન લક્ષ્મણને આપી લક્ષ્મણે તેને ગ્રહણ કરી ત્યારબાદ રામ સૈન્ય સહિત વિજયપુર ગયા અને વિજયરથ ભરતની સેવા કરવા

અયોધ્યા ગયો. ભરતે વિજયરથનો સત્કાર કર્યો અને વિજયરથે રતિમાળાથી નાની વિજયસુંદરી નામની પોતાની બહેન ભરતને આપી. આ અરસામાં અતિવીર્ય મુનિ ફરતા ફરતા અયોધ્યામાં આવ્યા. ભરત વિગેરે રાજાઓએ સામા જઇ વંદન કર્યું. ખમાવ્યા અને ત્યારબાદ ભરતની રજા લઈ વિજયરથ નંદાવર્તપુરે ગયો.

શ્રીરામે મહીધરરાજા પાસેથી રજા માગી પ્રયાણ કર્યું લક્ષ્મણે પણ વનમાળાની રજા માગી વનમાળા બોલી 'હે પ્રાણેશ! વિરહનું દુઃખ અસહ્ય છે. હમણાં જ પરણીને મને મૂકતા તમે તમારા હાથે મને યમસદને પહોંચાડશો. લક્ષ્મણે કહ્યું 'પ્રિયે! વડિલ બંધુની સેવામાં તું વિઘ્ન કરનાર ન બન! વડિલ બંધુને ઈચ્છિત સ્થાને પહોંચાડી તુર્ત પાછો આવી તને મળીશ' લક્ષ્મણે સોગન ખાધા, વનમાળાએ કહ્યુ 'હું બીજા સોગન ન માનું, જો તમે રાત્રિભોજનના પાપના સોગન લો તો હું માનું કે તમે જરૂર આવશો. કારણ કે તે મહાપાપ છે.' લક્ષ્મણે રાત્રિભોજનના સોગન લીધા અને તેણે વનમાલાને મનાવી રામ સાથે પ્રયાણ કર્યું.

કુલભુષણ મુનિ.

અનુક્રમે પ્રયાણ કરતાં તેઓ **ક્ષેમાંજલિ** નગરમાં આવ્યા. અહિં **શત્રુદમન** રાજાની પુત્રી **જિતપદ્માને** લક્ષ્મણે પોતાના શરીર પર શત્રુદમનના પાંચ દુઃસહ શક્તિઓના પ્રહાર સહન કરીને ગ્રહણ કરી. અને જિતપદ્માને પણ ત્યાં જ રહેવા દઈને તેઓ આગળ વધ્યાં.

પછી તેઓ **વંશસ્થળ** નગરે આવી પહોંચ્યા. ત્યાં બે મુનિઓ કાયોત્સર્ગે રહેલાં હતા. એમણે મુનિઓને વંદના કરી. એટલામાં **અનલપ્રભ** નામનો એક દેવ વેતાળનું રૂપ ધારણ કરી મુનિ પર ઉપદ્રવ કરવા લાગ્યો. રામે તરત જ તેની સામે લડવાનું શરૂ કર્યું. રામના પ્રતાપી તેજને સહન કરવાને અસમર્થ એવો આ અનલપ્રભ પોતાના મૂળ સ્થાને પાછો ચાલ્યો ગયો. તત્ક્ષણે મુનિઓને કેવળજ્ઞાન થયું. રામે ઉપસર્ગનું કારણ પૂછ્યું. કૂળભુષણે કહ્યુ: "**પદ્મિની** નગરીના રાજા **વિજયપર્વતને અમૃતસ્વર** નામે દૂત હતો. તે દૂતને **ઉદિત** અને **મુદિત** બે પુત્રો હતા અને તેને **વસુભુતિ** નામે એક મિત્ર હતો દૂતની પત્ની ઉપયોગા વસુભૂતિ ઉપર અનુરાગી હોવાથી તે અમૃતસ્વરને મારી નાંખવા ઈચ્છતી હતી. કઈ કાર્ય અંગે અમૃતસ્વર અને વસુભૂતિને બહારગામ જવાનું થયું. રસ્તામાં અમૃતસ્વરને વસુભુતિએ મારી નાંખ્યો. પછી ઉપયોગાએ ઉદિત અને મુદિતને મારી નાંખવા વસુભુતિને જણાવ્યું. મુદિત અને ઉદિતને આ વાતની જાણ થતાં તેમણે વસુભુતિને મારી નાખ્યો. વસુભૂતિ મરીને **નવપલ્લીમાં** મ્લેચ્છ રૂપે ઉત્પન્ન થયો.

હવે મુદિત અને ઉદિતે દીક્ષા લીધી. સંમેતશિખરની જાત્રાએ જતાં નવપલ્લીમાં તેમને આવવાનું થયું. ત્યા પેલો મ્લેચ્છરૂપે રહેલો વસુભૂતિ તે બન્નેને મારવા દોડયો પણ મ્લેચ્છપતિએ તેને રોકયો. મ્લેચ્છપતિ પૂર્વજન્મમા પક્ષી હતો. મુદિત અને ઉદિત ખેડૂત હતા. તેમણે એ પક્ષીને શિકારીના પંજામાંથી બચાવેલ જેથી અહિં મ્લેચ્છપતિએ પેલા વસુભુતિને રોકયો. પછી તે મુનિઓ કાળક્રમે મરણ પામી **મહાશુક્ર** દેવલોકમાં

સુંદર અને સુકેશ નામે દેવ થયા ને ત્યાથી ચ્યવીને પ્રિયંવદ રાજાના રત્નરથ અને ચિત્રરથ પુત્ર રૂપે જન્મ્યા અને પેલો વસુભૂતિ પણ તેજ રાજાની કનકાભા નામની બીજી રાણીના પેટે અનુદ્ધર નામે પુત્ર રૂપે જન્મ્યો. પ્રિયવદે રત્નરથને ગાદી પર બેસાડયો અને પોતે દીક્ષા લીધી અનુદ્ધર રત્નરથની સાથે લડયો રત્નરથે એને હરાવ્યો આથી અનુદ્ધર તાપસ થયો અને ત્યાં મરણુ પામીને અનલપ્રભ નામે દેવ થયો ચિત્રરથ અને રત્નરથે દીક્ષા લીધી. પછી તેઓ અચ્યુત કલ્પમા અતિબલ અને મહાબલ નામે દેવતાઓ થયા ત્યાંથી ચ્યવીને તેઓ સિદ્ધાર્થપુરના ક્ષેમંકરની રાણી વિમલાદેવીના પેટે જન્મ્યા તે બન્ને અમે જ. મારૂ નામ કુલભૂષણ અને આનુ નામ દેશભૂષણ પણ અમને બાર વર્ષ સુધી ઘોષ નામના એક આચાર્યને ત્યાં રાખેલ હોવાથી અમારી બેન કનકપ્રભાને ન ઓળખવાથી અમે એના પર અનુરાગી થયા અમારી માતાને એ વાતની જાણ થતા તેણે ખરી હકીકત જણાવી. અમે તરતજ લજ્જિત થઈ દીક્ષા લીધી. અમને કેવળજ્ઞાન થશે એમ લાગવાથી અનલપ્રભે ઉપસર્ગ યોજ્યો પણ તમારા પ્રતાપે એ અહિંથી નાસી ગયો ” એટલામાં વંશસ્થળનો રાજા સુરપ્રભ ત્યાં આવ્યો એણે રામની સેવા કરી અને તેણે એ પર્વત પર ચૈત્યો બધાવ્યા જેથી તે પર્વત જતે દિવસે રામગિરિ નામે ઓળખાયો

દંડકારણ્યની ઉત્પત્તિ.

એક દિવસ ત્રિગુપ્ત અને સુગુપ્ત નામના બે ચારણમુનિ ત્યાં આવ્યા. તેઓ બે માસના ઉપવાસી હતા. સીતાએ તેમને પારણું કરાવ્યું. તે સમયે દેવતાઓએ સુગંધી જળની વૃષ્ટિ કરી. વળી રાજા રત્નજટીએ રામને સુંદર રથ અને અશ્વ આપ્યા. સુગંધી જળની ગંધથી તે વૃક્ષ પર રહેલ કોઈ ગીધ જાતિનો રોગી પક્ષી મૂર્છા ખાઈને પેલા મુનિઓના ચરણોમાં પડયો. મુનિના ચરણસ્પર્શે તે તરત જ નિરોગી થઇ ગયો. તેના માથા પર રત્નાંકુરની શ્રેણી જેવી જટા દેખાઈ તેથી તે પક્ષીનું નામ જટાયુ પડ્યું રામે જટાયુનો પૂર્વભવ પૂછયો. મુનિએ જણાવ્યુ. ‘આ પક્ષી પહેલાં કુંભકારકટ નગરમાં દંડક નામે રાજા હતો તે સમયે શ્રાવસ્તીમા જિતશત્રુ રાજા હતો તેને સ્કંદક નામે પુત્ર અને પુરંદરયશા નામે પુત્રી હતી દંડકરાજા પુરંદરયશાને પરણ્યો એક વખત દંડકે પાલક નામના બ્રાહ્મણ દૂતને જિતશત્રુ પાસે મોકલ્યો જિતશત્રુ પૂજામાં હતો પેલો દૂત જૈન-ધર્મને દૂષિત કરવા લાગ્યો. સ્કંદકકુમારે તેને સુંદર દલીલ યુક્તિઓથી હરાવી મે નિરૂત્તર બનાવી દીધો આથી સભ્ય જનોએ પાલકનો ઉપહાસ કર્યો પાલકને સ્કંદક પર ગુસ્સો ચડયો

સ્કંદકે એક વખતે પાચસો રાજકુમારો સાથે મુનિસુવ્રત પ્રભુ પાસે દીક્ષા લીધી. એક વખતે તેમણે પોતાની બેન પુરંદરયશાને બોધ આપવા માટે કુંભકારકટ નગરે જવા પ્રભુની આજ્ઞા માગી. પ્રભુ બોલ્યા ‘ત્યાં જવાથી તમને મરણાંત ઉપસર્ગ થશે’ સ્કંદકમુનિએ ફરી ભગવાનને પુછ્યું ‘હે ભગવાન! ઉપસર્ગ નડશે પણ તેમાં અમે આરાધક થઈશું કે નહિ?’ પ્રભુએ કહ્યું ‘તમારા વિના સર્વે આરાધક થશે!’ સ્કંદકે કહ્યું ‘તો તો ઘણું સારૂ!’

આમ કહી ભગવાનને વંદી પાંચસો મુનિઓ સાથે તે કુંભકારકટ નગર નજીક આવ્યા. તેની પેલા પાલકને ખબર પડતા એણે એ ઉદ્યાનની જમીનમાં શસ્ત્રો દાટયાં. મુનિની દેશના સાંભળીને આવેલા દંડક રાજાને પાલકે કહ્યું કે 'આ સ્કંદક મુનિ પાખંડી છે. એ તમારા રાજ્યને લઇ લેવા ઇચ્છે છે. મુનિઓના વેશમાં એની સાથે યોદ્ધા છે એણે ઉદ્યાનની જમીનની અંદર શસ્ત્રો દાટયાં છે '

પાલકના કહેવાથી રાજાએ ઉદ્યાનની જમીન ખોદાવી તો અંદરથી શસ્ત્રો મળી આવ્યાં. દંડકે સ્કંદક અને અન્ય મુનિઓને શિક્ષા કરવાનું કાર્ય પણ પાલકને સોંપ્યું. પાલકે બધા જ મુનિઓને એક યંત્રમાં પીલવા માંડયા. છેવટે એક બાળમુનિને યંત્રમાં એણે પીલવા લીધા ત્યારે સ્કંદકમુનિને દયા આવી એણે પેલા બાળમુનિની પહેલાં પોતાને પીલી નાંખવા પાલકને જણાવ્યું પણ પાલકે ન માન્યું ને પેલા બાળમુનિને પીલી નાંખ્યો. આ સર્વ મુનિઓ ત્યા ને ત્યાં અંતકૃત કેવળિ થયા છેવટે સ્કંદકને પણ પીલી નાંખ્યો. મરતી વખતે સ્કંદકે કહ્યું કે 'હું આ દંડક, પાલક, એના કુળ અને રાજ્યનો નાશ કરનાર થાઉં' એવું નિયાણું કરી મૃત્યુ પામી સ્કંદક **અગ્નિકુમાર** નામે દેવ થયો ને એણે પાલક, દંડક અને નગરજનો બધાંને બાળીને ભસ્મ કરી દીધાં. આ બાજુ પુરંદરયશાએ સ્કંદકના રુધિરથી ખરડાયેલ ઓઘો દેખી સંસાર તજ્યો અને દીક્ષા લીધી. તે દિવસથી કુંભકારકટ દંડકારણ્ય બન્યું. અને તે દંડક અનેક યોનિઓમાં પરિભ્રમણ કરીને અન્તે અહિં ગીધ જાતિનો રોગિષ્ટ પક્ષી ઉત્પન્ન થયો છે. આ જટાયુ તમને ઉપયોગી થશે "

પછી જટાયુને સાથે લઈ રામ લક્ષ્મણ અને સીતા રથમાં બેસી આગળ વિદાય થયાં.

## લક્ષ્મણે શંબુકનો કરેલ શિરોચ્છેદ.

એ સમયે ખર અને ચંદ્રણખાના બે પુત્રો અનુક્રમે શંબુક અને સુંદ યૌવનવયને પામ્યા. શંબુક **સુર્યહાસ** નામના ખડ્ગને સાધવા માટે જંગલમા તપ કરવાને ચાલી નીકળ્યો ત્યાં જંગલની અંદર આવેલી એક ગાઢ વાંસની ગુફામાં એણે પોતાનું તપ આદર્યું. બાર વરસ અને ચાર દિવસ સુધી એણે ઉંધે મસ્તકે રહી ઘોર તપસ્યા કરી. એના આવા મહાન તપના બળે ચંદ્રહાસ ખડ્ગ આકાશમાં પ્રકાશ ફેલાવતું વંશ ગુફા નજીક આવ્યું

એ જ વખતે ત્યાં લક્ષ્મણ અચાનક આવી પહોંચ્યો એના જોવામાં પેલું ખડ્ગ આવ્યું. તરત જ લક્ષ્મણે તે ખડ્ગ હાથમાં લીધું ને મ્યાનમાંથી બહાર ખેંચ્યું. આ દૈવી ખડ્ગની શક્તિ જોવાનું તેને કુતૂહલ થયું. અને તરત જ એણે વંશજાળ પર ઘા કર્યો આથી એ વંશજાળમા રહેલા શંબુકનું માથુ કપાઈ ગયું અને લક્ષ્મણના પગ પાસે તે મસ્તક આવીને પડયું. ગુફામાં પ્રવેશ કરી લક્ષ્મણે જોયું તો વડની ડાળી પર માથા વિનાનું ધડ પણ તેને લટકતું જણાયું નિરપરાધી માણસને મારવાના કૃત્ય બદલ લક્ષ્મણને ઘણોજ પશ્ચાતાપ થયો. લક્ષ્મણે રામને આ વાત કરી. રામે જણાવ્યુ કે 'એ બીજા કોઇનું નહિ પણ શંબુકનું જ મસ્તક છે. આ ખડ્ગનો સાધક એ જ છે.'

આ બાજુ શંબુકની માતાને થયું કે મારા પુત્ર શંબુકની સાધના હવે પૂરી થવા આવી હશે તો મને જંગલમાં તેની પાસે જવા દે. જંગલમાં આવીને તે જુએ છે તો શંબૂકનું માથું છેદાયેલું તેની નજરે પડ્યું. એની દૃષ્ટિ રામ ને લક્ષ્મણ પર પડી અને રામના સોહામણા શરીરને જોતાં જ તે રામ પર મોહિત થઇ ગઈ. એણે તુર્ત રામ સાથે પરણવા મનમાં નિશ્ચય કર્યો. આ પછી એણે એક સુંદર નાગકન્યાનુ સ્વરૂપ ધારણ કર્યું. અને નાગ-કન્યાના સ્વરૂપમાં રહી એણે રામને પોતાની સાથે પરણવા કહ્યું. રામ અને લક્ષ્મણને ખબર પડી કે આ સાચી નાગકન્યા નથી પરંતુ નાગકન્યાના રૂપમાં રહેલી કોઈ માયાવી સ્ત્રી છે એટલે એની માગણીનો સ્વીકાર કરવો ઉચિત નથી.

એમણે એનો સ્વીકાર કર્યો નહિ. આથી ક્રોધે ભરાઇને તે શંબુકની માતા પાછી પાતાળ લંકામાં આવી અને પોતાના પતિ ખરને શંબુકના મૃત્યુની વાત કહી સંભળાવી. ખર મહાન સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો. આ પછી ચંદ્રણખા પોતાના ભાઇ રાવણ પાસે ગઇ ને શબુકના મરણની વાત કરી તે ઉપરાંત સીતાના રૂપની વાત પણ કરી. જેથી રાવણને સીતા ઉપર આસક્તિ ઉત્પન્ન થઈ. તરત જ તે પુષ્પક વિમાનમાં બેસીને દંડ-કારણ્યમા આવ્યો

## સીતા હરણ

ખરની સામે લક્ષ્મણ લડવા ગયો હતો. રામ સીતાની પાસે હતા. કષ્ટ પડે તે સમયે લક્ષ્મણે સિંહનાદ કરીને પોતાને બોલાવવો એમ રામે લક્ષ્મણને સૂચના આપી હતી. પૂર્વ સંકેત અનુસાર રાવણના એક અનુચરે લક્ષ્મણના જેવો સિંહનાદ કર્યો એથી સીતાને એકલી મૂકીને રામ યુદ્ધભૂમિ પર ગયા. સીતાને એકલી જોઈને તરત જ રાવણે સીતાને વિમાનમાં બેસાડી દીધી અને લંકા ભણી પોતાના વિમાનને રવાના કર્યું. જટાયુએ રાવણને રોકવા પ્રયત્ન કર્યો પણ રાવણે એની પાંખો કાપી નાખી અને જટાયુને લોહીલોહાણ બનાવી નાંખી દીધો. રસ્તામાં સીતાએ જોરથી રૂદન કરીને રામ લક્ષ્મણને મદદે બોલાવવા ચીસો નાખી આ ચીસો સાંભળી રત્નજટી વિદ્યાધરે રાવણનો સામનો કર્યો પણ તેણે તેની બધી વિદ્યાઓ સંહરી તેને કંબુદ્વીપ ઉપર નાંખ્યો. રાવણે સીતાને પોતાના વૈભવની અને શક્તિની લાલચ આપી પોતાની સાથે પરણવા કહ્યુ પણ સીતાએ જણાવ્યું કે આ અપકૃત્યના બદલામાં તને મૃત્યુ મળવાનું છે લકામા રાવણના મંત્રિઓએ સીતાનો સત્કાર કર્યો અને સીતાને દેવરમણ નામના એક ઉદ્યાનમાં એક લાલ અશોક વૃક્ષની નીચે રાખવામાં આવી રાવણે સીતાની ફરતા ચોકીદારો ગોઠવી દીધા પછી મનમા હર્ષ પામતો ગવણ પોતાના રાજમહેલમાં ગયો સીતાએ મનમાં અભિગ્રહ ધારણ કર્યો કે 'જ્યાં સુધી રામ ને લક્ષ્મણના કુશળ સમાચાર ન આવે ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ.'

રામ યુદ્ધ ભૂમિમાં જઇ પહોંચ્યા રામને આમ અચાનક આવેલા જોઇ લક્ષ્મણે પૂછ્યું: 'હે વડીલ બંધુ ! આપનું આગમન અત્રે શાથી થયુ ?' રામે પ્રત્યુત્તર વાળ્યો કે 'હે લક્ષ્મણ ! તેં સિહનાદ કર્યો, જેથી હું અહિં આવ્યો છું.' રામના આ કથનથી

આશ્ચર્ય પામેલા લક્ષ્મણે કહ્યું: 'હે બંધુ ! મેં એવો સિંહનાદ કર્યો જ નથી. જરૂર કોઈ માયાવી પુરુષે એવો સિંહનાદ કર્યો હોવો જોઈએ માટે આપ હવે પાછા જાવ. ત્યાં સીતાજી એકલાં છે'

લક્ષ્મણનાં આવાં વચનો સાંભળી રામ પાછા વળ્યા. આવીને જુએ છે તો સીતાજી તેમને જણાયાં નહિ એક બાજુ જટાયુ મરવાની અણી ઉપર હતો રામે જટાયુને નવકારમંત્ર સંભળાવ્યો નવકારમંત્રના પ્રભાવે તે જટાયુ મરીને મહેન્દ્રકલ્પમાં દેવતા થયો

અંહિ રણભૂમિમાં લક્ષ્મણે ખરના અનુજ બંધુ **ત્રિશિરાનો** વધ કર્યો દરમ્યાન પાતાળલંકાના રાજા **ચંદ્રોદર** રાજાનો પુત્ર **વિરાધ** સૈન્ય લઇ ત્યાં આવી પહોંચ્યો તેણે લક્ષ્મણને કહ્યું: "આ રાક્ષસોએ મારા પિતાને પાતાળલંકામાંથી કાઢી મૂકયા છે એટલા માટે તેઓ મારા શત્રુ છે તો હવે એ રાક્ષસો સાથે અવશ્ય હું યુદ્ધ કરીશ."

હવે ખર અને લક્ષ્મણ વચ્ચે દારૂણ જંગ જામ્યો આ અરસામાં આકાશમાંથી આકાશવાણી થઈ કે 'પ્રતિવાસુદેવ કરતાં પણ ખર ઘણો જ બળવાન છે. આ વાતની જાણ થતાં જ લક્ષ્મણે ખરનું માથુ છેદી નાખ્યું ખરના મરણ બાદ ખરનો ભાઈ લક્ષ્મણ સાથે લડવા આવ્યો, પરંતુ લક્ષ્મણે એનો પણ વધ કર્યો

યુદ્ધ કરીને લક્ષ્મણ પણ વિરાધ સાથે રામની પાસે આવ્યો લક્ષ્મણે જોયું કે રામની આંખમાં આંસુ ભરાઈ ગયાં છે. લક્ષ્મણ તરત જ પામી ગયો કે સીતાના હરણથી રામ એ બાકળા બની વિલાપ કરી રહ્યા છે

લક્ષ્મણે આથી રામને આશ્વાસન આપવા માંડ્યું. આ ઉપરાંત વિરાધે પોતાના શૂરવીર સૈનિકોને સીતાની શોધ માટે ચારે દિશા ભણી દોડાવ્યા. સૈનિકો ચારે દિશા જોઈ વળ્યા કિન્તુ સીતાનો પત્તો તેમને લાગ્યો નહિ આથી તેઓ નિરાશ વદને લક્ષ્મણ પાસે પાછા આવ્યા.

વિરાધે રામ અને લક્ષ્મણને પાતાળલંકા આવવા જણાવ્યુ. રામ અને લક્ષ્મણ પાતાળલંકામાં આવ્યા પાતાળલંકામાં ખરનો પુત્ર સુંદ ગાદી પર હતો. રામ અને લક્ષ્મણે સુંદને ગાદી પરથી ઉઠાડી મૂકયો ને એમણે સુંદને લંકા તરફ હાંકી કાઢયો.

### સુગ્રીવની શરમકથા અને રામની મદદ

હવે આ બાજુ સુગ્રીવના દુશ્મન સાહસગતિએ તપ કરી પ્રતારણી વિદ્યાની પ્રાપ્તિ કરી અને તે પ્રતારણી વિદ્યાના પ્રભાવે ધારે તેવું સ્વરૂપ ધારણ કરી શકવા લાગ્યો.

આ વિદ્યાના બળે સાહસગતિએ સુગ્રીવનું રૂપ ધારણ કર્યું અને કિષ્કિંધાપુરી પાસે આવ્યો. જે વખતે સુગ્રીવ ક્રીડા કરવાને ઉદ્યાનમાં ગયો હતો તે વખતે તારાદેવીથી સુશોભિત એવા અંતઃપુરમા એણે પ્રવેશ કર્યો. થોડીવારમા સાચો સુગ્રીવ ઉદ્યાનમાંથી પાછો ફર્યો. સાચા સુગ્રીવને અટકાવી દ્વારપાળોએ કહ્યું કે 'સુગ્રીવ રાજા તો અંદર ગયા છે.'

એક જ સ્વરૂપવાળા બે સુગ્રીવને જોઇ વાલીના પુત્રના મનમાં સંદેહ ઉત્પન્ન થયો; તેથી અંતઃપુરમાં કોઇ પ્રકારની હાનિ ન થવા દેવાને માટે તે ત્યાં ગયો, ને તેણે અંતઃપુરમાં પેસતાં જ જાર સુગ્રીવને અટકાવ્યો પછી તો ચૌદ અક્ષૌહિણી સેના ત્યાં એકઠી મળી. પરન્તુ સાચા અને જાર સુગ્રીવ વચ્ચેનો ભેદ માલમ નહિ પડવાથી સેના બે ભાગમાં વહેંચાઇ ગઈ

સુગ્રીવે પોતાની મદદે હનુમાનને બોલાવ્યો હનુમાનને પણ ખબર ન પડી કે સાચો સુગ્રીવ કોણ અને જાર સુગ્રીવ કોણ? સુગ્રીવ પણ આ પરિસ્થિતિથી ભારે મુંઝાવા લાગ્યો.

એને મનમા વિચાર્યું કે 'આ જાર સુગ્રીવને હરાવવા માટે કોઇ વધુ બળવાન માણસની જરૂર છે.' તરત જ એને રામ અને લક્ષ્મણ યાદ આવ્યા.

આ વિચારની સાથે સુગ્રીવ પાતાળલંકામા આવ્યો ને એણે રામ તથા લક્ષ્મણને પોતાની વિતક કથા કહી સંભળાવી.

રામે સુગ્રીવને સીતાહરણની વાત કરી સીતાનુ હરણ થયું જાણી સુગ્રીવ ઘણો જ ખેદ પામ્યો એણે કહ્યુ "હે રાજા! આપ મારી મદદે આવી મારા દુશ્મનનો પરાભવ કરશો તો જરૂર હું આપને સીતાની શોધ કરવાના કાર્યમાં મદદ કરીશ મારા પર આપ વિશ્વાસ રાખો."

રામે સુગ્રીવને મદદ કરવાનો મનમાં નિર્ધાર કર્યો રામની સાથે વિરાધ પણ લશ્કર લઇ આવવા તૈયાર થયો, પરંતુ રામે વિરાધને પાછો વાળ્યો ને પોતે લક્ષ્મણ સાથે મહાન સેના સહિત સુગ્રીવની સાથે જવા ઉપડયા.

રામની સામે જાર સુગ્રીવ લડવા આવ્યો રામે ધનુષ્યનો ટંકાર કરી જાર સુગ્રીવની પ્રતારણી વિદ્યાનો નાશ કર્યો એટલે જાર સુગ્રીવ એના અસલ રૂપમાં પ્રગટ થયો તરત જ રામે તેના પર એક જોરથી બાણનો પ્રહાર કર્યો જેથી જાર સુગ્રીવના પ્રાણ ઊડી ગયા

પછી સાચા સુગ્રીવને ગાદી પર બેસાડી રામ પાતાળલંકામાં પાછા ફર્યા આ બાજુ રાવણની પાસે ચંદ્રણખા અને સુંદ આવ્યા ને પોતાની વિતક કથા રાવણને કહી સંભળાવી. રાવણ તો સીતા વિશે જ વિચાર કરી રહ્યો હતો એણે તરત જ પોતાની રાણી મંદોદરીને બોલાવી ને સીતાને કોઈ પણ પ્રકારે સમજાવવા આજ્ઞા કરી. પતિની આજ્ઞા માથે ચડાવી એ સીતાની પાસે ગઈ સીતાને રાવણની સાથે પરણવા ઘણું સમજાવ્યું પરંતુ સીતાએ એ વાતનો સ્વીકાર કર્યો નહિ

અન્તે રાવણ પણ ત્યા આવી પહોંચ્યો ને સીતાને પોતાની સાથે પરણવા કહ્યુ સીતાએ રાવણનો તિરસ્કાર કર્યો આથી રાવણે સીતા પર ઉપસર્ગો કરવા માંડયા ભ પ્રાણીઓનાં રૂપ વિકુર્વિને બીવરાવવા પ્રયત્નો કર્યા પણ નવકારમંત્રમાં મગ્ન બનેલ

પોતાના ધ્યાનમાંથી સહેજ પણ ચલિત થયાં નહિ. આ વાતની ખબર પડતાં જ વિભીષણ સીતાની પાસે આવ્યો. એણે સીતા કોણ છે એ જાણી લીધું સતી સીતાની પવિત્ર જન્મ કથા સાંભળીને વિભીષણને રાવણના દુષ્ટકર્મનો ખ્યાલ આવ્યો. એણે રાવણને એ દુષ્ટ કર્મ છોડી દેવા કહ્યું. પરંતુ કામાતુર બનેલ રાવણના કામી મન પર વિભીષણના કહેવાની કશી જ અસર થઈ નહિ ઉલટો રાવણનો કામ વધુ પ્રમાણમાં પ્રજ્જવલિત થયો. એણે સીતાને પોતાના વિમાનમા બેસાડીને પોતાના વિશાળ રાજ્યનું દિગ્દર્શન કરાવ્યું તો પણ સીતાએ રામ સિવાય અન્ય પુરુષનું સ્મરણ કર્યું નહિ. છેવટે રાવણે સીતાને અશોકવનમાં મૂકી. વિભીષણે રાજ્યના અમાત્યોને બોલાવ્યા ને રાવણને આ કાર્યમાંથી પાછો વાળવા શું કરવું એ અંગે એમની સલાહ પૂછી. પ્રધાનોએ એ સર્વ કામ વિભીષણ પર જ છોડી દીધું

અહિં રામ સીતાના વિરહથી શોકમાં દિવસો પસાર કરી રહ્યા હતા સુગ્રીવ રામની પાસે આવ્યો નહિ એટલે રામે લક્ષ્મણને સુગ્રીવની પાસે મોકલ્યો. લક્ષ્મણે સુગ્રીવને રામને મદદ આપવાના વચનને ભૂલી જવા માટે ઠપકો આપ્યો સુગ્રીવે પોતાની ભુલની માફી માગી ને સત્વર તે મહાસૈન્ય સાથે રામની પાસે આવ્યો તેણે સીતાની શોધ માટે સૈન્ય રવાના કર્યું ને પોતે પણ સીતાની શોધ માટે ચાલી નીકળ્યો.

## હનુમાનની પરાક્રમ ગાથા

ભામંડળને સીતાહરણની જાણ થતાં રામની પાસે આવ્યો. સુગ્રીવ ભામંડળના એક અનુચર રત્નજટીને મળ્યો. રત્નજટીએ જણાવ્યું કે સીતાનું હરણ રાવણે કર્યું છે અને તે સીતાને લંકામાં લઈ ગયેલ છે. સુગ્રીવે આ વાત લક્ષ્મણને કરી. લક્ષ્મણે તરત જ એ દુષ્ટ રાવણના મસ્તકને છેદીને સીતાને પાછા લઈ આવવાની પ્રતિજ્ઞા કરી. સુગ્રીવ સહિત વિદ્યાધરોએ લક્ષ્મણને કહ્યું આપ રાવણનો પરાભવ કરશો તેમાં અમને શંકા નથી. છતાં કોટિશિલા જે ઉપાડે તે વાસુદેવ બની પ્રતિવાસુદેવનો પરાભવ કરશે તેવું જ્ઞાની વચન છે. તેથી લક્ષ્મણને તેઓ કોટિશિલા પાસે લઈ ગયા અને લક્ષ્મણે તે કોટિશિલા ઉપાડી. આથી વિદ્યાધરો આનંદ પામ્યા અને બોલી ઉઠયા કે 'લોકોને રંજાડનાર રાવણનો પરાભવ તમારા હાથે જ નિર્માયો છે' આ પછી સૌ રામ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે હવે રાવણની સામે યુદ્ધ જાહેર કરો. પરંતુ આ સાચા વીરપુરુષો હોવાથી એમણે રાવણની સામે યુદ્ધ કરવા સૈન્ય મોકલ્યું નહિ, પરંતુ હનુમાનને રાજદૂત તરીકે રાવણની પાસે મોકલ્યો. એમણે હનુમાનને રાવણનો વળતો જવાબ લઈ અને સીતાની સ્થિતિ જોઇને તરત જ પાછા ફરવાની સૂચના આપી. રામ લક્ષ્મણ અને અન્ય વડીલોના આશિર્વાદ લઈને વાયુપુત્ર હનુમાન લંકા તરફ રવાના થયો.

લંકા તરફ આકાશમાં ઉડતાં ઉડતાં હનુમાન એની માતા અંજનાના પિતા મહેન્દ્ર રાજાના રાજ્યમાં આવ્યો. પોતાની માતાને નહિ સંઘરનાર રાજા મહેન્દ્ર પર હનુમાનને ભારે ક્રોધ ચડયો, આથી હનુમાને રણવાદ્ય વગાડી યુદ્ધ જાહેર કર્યું મહેન્દ્ર સૈન્ય સહિત સામે આવ્યો અને દારૂણ જંગ ખેલાયો. તેમાં હનુમાને તરત જ મહેન્દ્રરાજાને કેદ કર્યા.

હવે હનુમાનની સામે મહેન્દ્રરાજાનો પુત્ર પ્રસન્નકીર્તિ ઉતર્યો હનુમાને થોડી જ વારમાં પ્રસન્નકીર્તિનો પણ પરાભવ કર્યો કેદ કરીને હનુમાને પ્રસન્નકીર્તિને કહ્યું: "હે પ્રસન્નકીર્તિ! તું મને ઓળખતો નથી, પણ હું તારો ભાણેજ થાઉં છું હું તારી બેન અંજનાનો પુત્ર હનુમાન છું. આ સાંભળીને પ્રસન્નકીર્તિ ઘણો જ લજ્જા પામ્યો પછી હનુમાને પ્રસન્નકીર્તિ અને મહેન્દ્રરાજાને મુક્ત કર્યા; અને રામલક્ષ્મણનો સર્વ વૃતાન્ત તેમને જણાવ્યો. આથી મહેન્દ્ર સૈન્ય સાથે રામ પાસે આવ્યો. અને હનુમાન લંકા તરફ જવાને ઉપડયો.

રસ્તામાં દધિમુખ નામનો દ્વીપ આવ્યો. ત્યાં બે મુનિઓ અને ત્રણ કુમારિકાઓ ધ્યાન ધરતી હતી. એટલામાં અચાનક દાવાનળ સળગ્યો. આથી હનુમાને તરત જ સાગરમાંથી જળ લાવી દાવાનળ ઓલવી મુનિ તથા કન્યાઓને બચાવી લીધા પછી હનુમાને કન્યાઓને પૂછયું: 'તમે કોણ છો?" કન્યાઓએ જવાબ દીધો: "આ દ્વીપના રાજા ગંધર્વ રાજાની અમે પુત્રીઓ છીએ. અંગારક નામના એક ખેચરે અમારી માગણી કરી પણ મારા પિતાએ ના પાડી. વળી એક મુનિએ કહ્યું કે, 'જે સાહસગતિ વિદ્યાધરનો વધ કરશે એ આ ત્રણે કન્યાઓનો પતિ થશે' અમારા પિતાએ તે પુરુષની શોધ કરી પણ કશો જ પત્તો લાગ્યો નહિ તેથી એનો પત્તો મેળવવા અમે આ વિદ્યાની સાધના આરંભી હતી. પણ પેલા અંગારકે આ દાવાનળ વિકુર્વ્યો પરંતુ તમે અમને બચાવી લીધી અને અમારી વિદ્યા પણ સિદ્ધ થઈ. પછી હનુમાને સાહસગતિનો વધ કરનાર રામ છે એમ જણાવી રામનો સઘળો વૃત્તાંત તે કન્યાઓને કહ્યો. કન્યાઓએ તેમના પિતા પાસે જઇને આ વાત કરી જેથી ગંધર્વરાજ ત્રણે કન્યાઓ સહિત રામની પાસે ગયો

આ બાજુ હનુમાન લંકા પહોંચ્યો. લંકાના કિલ્લાનું રક્ષણ કરતી શાલિકા વિદ્યાનો પરાભવ કરી હનુમાને લંકાના કિલ્લાને એક માટીના કિલ્લાની માફક તોડી નાખી દ્વારપાળનો વધ કર્યો. આથી તે દ્વારપાળની પુત્રી લંકાસુંદરી હનુમાન સાથે યુદ્ધ કરવા આવી. લંકાસુંદરીના હાથમાં રહેલ સર્વ શસ્ત્રોનો હનુમાને નાશ કર્યો લંકાસુંદરી હનુમાનના આ પરાક્રમથી હનુમાન પર મોહિત થઇ ગઈ એણે હનુમાનને પોતાની સાથે પરણવા આગ્રહ કર્યો. હનુમાને લંકાસુંદરીની માગણી માન્ય રાખી તે લંકાસુંદરીને પરણ્યો. આખી રાત તે બન્નેએ આનંદપ્રમોદમાં ગાળી.

બીજે દિવસે હનુમાન વિભીષણના રાજમહેલમાં ગયો. હનુમાને વિભીષણને સીતાનું હરણ કરી રાવણે નોતરેલા વિનાશની વાત કરી પછી એણે વિભીષણને શિખામણ આપતાં જણાવ્યું કે 'તમારે રાવણને સીતાને મુક્ત કરવા અંગે સમજાવવો જોઇએ.' વિભીષણે હનુમાનને વચન આપ્યું કે પોતે રાવણને એ પ્રમાણે સમજાવશે. પછી હનુમાન ત્યાંથી ઉડીને અશોક વનમા રહેલ સીતાની પાસે ગયો. અશોક વનમા રહેલ સીતાની આંખમાંથી રામની યાદથી ટપક ટપક આંસુ વહી રહ્યાં હતાં. એ જોતા જ હનુમાનની આંખમા આંસુ આવી ગયાં હનુમાને ઝાડ ઉપર રહી વિદ્યાથી પોતાની જાતને છુપાવી, રામે આપેલ મુદ્રિકા સીતાના ખોળામાં ફેંકી. રામની મુદ્રિકા જોઈ સીતા હર્ષ પામી. રામની મુદ્રિકાને સીતાએ

આગળી પર ધારણ કરી. સીતાને આમ આનંદિત જોઈ સીતાની ચોકી કરતી ત્રિજટા નામની એક રાક્ષસીએ એ વાત રાવણના કાને પહોચાડી. તરત જ રાવણે મંદોદરીને સીતા હર્ષમાં છે એમ જણાવી મંદોદરીને સીતાની પાસે મોકલી. મંદોદરીએ રાવણના વૈભવનાં વખાણ કર્યાં પણ સીતાએ મંદોદરીની વાત ભણી ઉદાસીનતા સેવી આથી નિરાશ થઈ મંદોદરી રાવણ પાસે જવા નીકળી.

મંદોદરીના ગયા પછી હનુમાન ઝાડ પરથી છલંગ મારી સીતાની સામે આવ્યો. એણે કહ્યું 'હે માતા! હું રામ લક્ષ્મણની આજ્ઞાથી તમારી શોધ કરવા માટે આવ્યો છું તમારા વિયોગથી રામ ઘણું જ દુઃખ ભોગવી રહ્યા છે મેં જ તમારા ખોળામાં રામની મુદ્રિકા ફેંકી હતી જેથી આપને વિશ્વાસ આવે કે હું રામનો અનુચર છું. મારે તમારી પાસેથી ચૂડામણિ લેતા જવાનો છે જેથી રામને ખાત્રી જ થાય કે હું આપને મળેલ છું'

આ પછી રામના સમાચારથી હર્ષ પામી સીતાએ હનુમાનના આગ્રહથી એકવીસ દિવસના અંતે ભોજન કર્યું.

ભોજન બાદ સીતાએ હનુમાનને ત્યાંથી ચાલી જવા કહ્યુ કારણ કે સીતાને મનમાં ભય હતો કે રાક્ષસો હનુમાનનો વધ કરશે પણ હનુમાને નિર્ભયતાથી જવાબ આપ્યો કે "હે માતા! મારો વધ કોઈ કરી શકે તેમ છે નહિ. હે માતા! તમારી જો અનુમતિ હોય તો હુ અત્યારે જ રાવણનો અને એની સેનાનો પરાભવ કરી આપને મારા વિશાળ સ્કંધ પર બેસાડીને રામની પાસે લઇ જાઉ."

સીતાએ કહ્યુઃ "તમે જરૂર રામ લક્ષ્મણની કીર્તિને વધારશો એવી મને મનમાં ખાત્રી છે. તમારામા બધુજ સંભવી શકે છે તેમ છતાં હું તમારા સ્કંધ પર બેસી શકું નહિ કારણ કે પરપુરુષનો પરિચય યોગ્ય નથી માટે હવે સત્વર રામલક્ષ્મણ પાસે તમે પહોંચી જાવ ને રામને સર્વ હકીકતથી વાકેફ કરો."

પછી સીતાએ પોતાનો ચૂડામણિ આપીને હનુમાનને ત્યાંથી વિદાય આપી. હનુમાનને લાગ્યું કે "દુષ્ટ રાવણને જતા જતાં પોતાના પરાક્રમનો થોડો ઘણો પરચો બતાવવો જેથી રાવણને પણ લાગે કે રામની સેનામાં આવા મહાન વીર્યમાન સૈનિકો રહેલા છે.

આવા વિચારથી હનુમાને અશોક વનમાં અને દેવરમણ ઉદ્યાનમાં આવેલા અસંખ્ય ઝાડો અને છોડોને મૂળમાંથી ઉખેડી નાંખ્યા. ઉદ્યાનનું રક્ષણ કરતા રક્ષકો તરત જ હનુમાનની સામે દોડી આવ્યા. પરંતુ હનુમાને તેમનો પરાભવ કર્યો. રાવણની પાસે આ વાત પહોંચતાં એણે પોતાના બળવાન પુત્ર અક્ષકુમારને હનુમાનની સામે યુદ્ધ કરવા મોકલ્યો. માત્ર પલકવારમાં જ હનુમાને અક્ષકુમારનો શિરચ્છેદ કર્યો અક્ષતકુમારના મૃત્યુના સમાચારથી આઘાત પામીને રાવણનો પુત્ર ઇંદ્રજિત હનુમાનની સામે મેદાનમાં ઉતર્યો. બન્ને વચ્ચે ઘણુંજ દારુણ યુદ્ધ ચાલ્યું હનુમાને ઇંદ્રજિતનાં બધાં જ શસ્ત્રો નકામાં કરી દીધાં. અન્તે ઇંદ્રજિતે નાગપાશ અસ્ત્રથી હનુમાનને બાંધી લીધો. હનુમાન ધારત તો ક્ષણવારમાં

એ નાગપાસમાથી મુક્ત થઈ શકત પણ એને તો રાવણને પોતાની શક્તિનો પરચો બતાવવો હતો જેથી એણે નાગપાશને એમને એમ રહેવા દીધો

હનુમાનને રાવણની સામે લાવવામાં આવ્યો. હનુમાને રાવણને નમન કર્યું નહિ પણ રાવણે કહ્યુ: "હે ક્ષુદ્ર હનુમાન! રામ અને લક્ષ્મણ જેવા નિર્બળ મનુષ્યને સ્વામી તરીકે સ્વીકારવાથી તારું શું કલ્યાણ થવાનું છે. માટે તું મારો સેવક થઇને રહે."

હનુમાને કહ્યુ: "હે દુષ્ટ રાવણ! પરસ્ત્રી પર કુદૃષ્ટિ કરીને તે તારી નીચતાની જગતમાં લાણુ કરી છે તારી અધમ મનોવૃત્તિ જરૂર તારૂં મૃત્યુ લાવશે એકલા લક્ષ્મણ તારી આખી સેનાનો નાશ કરી શકે એવા બળવાન છે, તો પછી રામની તો શી વાત જ કરવી."

રાવણને આથી ઘણો જ ગુસ્સો ચડયો ને પોતાના અનુચરોને હનુમાનને ગધેડા પર બેસાડીને આખી લંકાનગરીમાં ફેરવવા હુકમ કર્યો તરતજ હનુમાને નાગપાશને તોડી નાંખ્યો અને રાવણના મસ્તકે રહેલા મુગુટને પગની લાત મારી મુગુટના ચૂરેચૂરા કરી નાંખ્યા. એ જોઈને રાવણના અનુચરો એને પકડવા દોડયા પણ હનુમાન એમ કયાં પકડાય એમ હતો? પાદપ્રહારથી લંકાનગરીને ખેદાનમેદાન કરતો હનુમાન આકાશ માર્ગે ઉડયો ને થોડીવારમાં જ રામની સામે હાજર થયો ને તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને ચૂડામણિ રામની પાસે ધર્યો. આથી રામે સાક્ષાત્ સીતા આવ્યા હોય તેમ તેને હૃદયમાં ધર્યો.

## [ ૬ ]

# રાવણનો વધ

ભામંડળ, નલ, મહેંદ્ર, હનુમાન, વિરાધ, સુષેણ, અંગદ, જાંબવાન અને નીલ આદિ શૂરવીર રાજાઓ અને સુભટો સહિત રામલક્ષ્મણ લંકા પ્રતિ રાવણની સાથે યુદ્ધ કરવા રવાના થયા. રસ્તામાં **સમુદ્ર, સેતુ** અને **સુવેલ** નામના દુર્જય રાજાઓનો પરાભવ કર્યો હંસદ્વીપના રાજા હંસરથને પણ મહાત્ કર્યો.

રામની સેનાને આવતી સાંભળી રાવણે પણ પોતાની સેનાને સાબદી કરવા માંડી. રાવણનું કલ્યાણ ઈચ્છનાર વિભીષણ રાવણની પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે, "હે વડિલબંધુ! આપ વિનાશકારી પ્રવૃત્તિ આદરી રહ્યા છો સીતાનું હરણ કરીને આપે એક મહાન્ અનર્થ ઉભો કર્યો છે તો હવે આપ રાજીખુશીથી આપણા આગણે આવેલ રામને સીતા સોંપીને આપ એ અનર્થમાંથી મુક્ત થાવ! એમાં જ આપણું કલ્યાણ સમાયેલ છે હનુમાન જેવો દૂત પણ કેવો-વીર્યવાન અને પરાક્રમી છે! એવા તો અનેક સુભટો રામની સેનામા છે તો આપ આ મારૂં કથન સ્વીકારો" વિભીષણનાં આ વચનોથી રાવણનો ક્રોધ ભભૂકી ઉઠયો એના પુત્ર ઈંદ્રજીતે વિભીષણને બાયલો કહ્યો ને વિભીષણની સલાહની એણે અવગણના કરી. રાવણે ગુસ્સાથી વિભીષણ સામે તલવાર ખેંચી વિભીષણે

પણ પોતાનું ખડ્ગ રાવણની સામે ઉપાડયું. એટલામાં રાવણના ત્યાં હાજર રહેલા સુભટોએ વચ્ચે પડી બન્ને ભાઈઓને યુદ્ધ કરતાં અટકાવ્યા.

વિભીષણને મનમાં થયું કે હવે રાવણના અસત્ય પક્ષે રહેવું યોગ્ય નથી. એટલે એ રામની પાસે જવા વિદાય થયો એની સાથે રાવણની સેનાના કેટલાક સૈનિકો પણ ચાલી નીકળ્યા.

વિભીષણને આમ સુભટો સાથે આવતો જોઈને રામની સેના યુદ્ધ કરવા તત્પર થઈ પરંતુ વિશાળ નામના ખેચરે વિભીષણ અને રાવણ વચ્ચે બનેલ વૃત્તાંત જણાવવાથી રામે સેનાને તેમ ન કરવા આજ્ઞા કરી. વિભીષણની સાધુતા વિખ્યાત હતી. વિભીષણે આવીને રામના ચરણમાં નમન કરી કહ્યું:

"હે રામભદ્ર ! આજથી હું તમારે શરણે છું. આપનો સેવક છું." રામે તરત જ વિભીષણને સેવક તરીકે સ્વીકાર્યો ને લંકાનું રાજય તેને આપવા વચન આપ્યું

રામનું સૈન્ય લંકાના પાદરમાં આવી પહોંચ્યું. એના વિશાળ લશ્કરના અવાજથી જાણે મોટો સમુદ્ર ગર્જતો હોય એવો ભાસ થવા લાગ્યો રાવણ પણ પોતાના પરાક્રમી પુત્રો સહિત પ્રચંડ સેના લઈને રામની સામે લડવાને માટે લંકામાંથી બહાર નીકળ્યો રાવણના લશ્કરમાં જૂદીજૂદી સંજ્ઞાની ધજાઓ ધારણ કરતા રણરથો હતા યોદ્ધાઓ પાસે અનેકવિધ અસ્ત્રો હતા અનેક પ્રકારની વિદ્યાઓ સાધનાર વીર પુરુષો હતા.

રામની સેનામાં રહેલ વાનરોએ પ્રથમ રાવણના લશ્કર સાથે યુદ્ધ ખેલવા માંડયું. એમાં રાવણના બે મહાન્ પરાક્રમી સુભટો હસ્ત અને પ્રહસ્તનો વધ રામના બે મહાન કપિસુભટો નલ અને નીલે કર્યો. એ વખતે દેવોએ આકાશમાથી વિજયની કીકીયારી કરીને નલ અને નીલ પર પુષ્પવૃષ્ટિ કરી. રાવણપક્ષના સુભટોની સારી એવી ખુવારી થઇ સૂર્ય અસ્ત થયો એટલે પ્રથમ દિવસનું યુદ્ધ બંધ થયું.

બીજે દિવસે સૂર્ય ઉગતાં, અનેક પ્રકારનાં અસ્ત્રો સજીને રાવણ પોતે યુદ્ધભૂમિ પર હાજર થયો. યમરાજથી પણ ભયંકર એની મુખમુદ્રા જણાતી હતી રાવણને રણભૂમિમા આવતો જોઈને રામના બળવાન અને પરાક્રમી સેનાપતિઓ પણ યુદ્ધભૂમિ તરફ પ્રયાણ કરવા લાગ્યા.

રાવણની આગેવાનીથી રાક્ષસોમા નવું જોમ આવ્યું એટલે વાનરસેનાને એમણે પાછી હઠાવી દીધી આ જોઇને સુગ્રીવે પોતાનું ધનુષ્ય રાક્ષસસેનાનો સંહાર કરવા માટે ચડાવ્યું. પરંતુ હનુમાને સુગ્રીવને ધનુષ્ય પાછુ ખેંચી લેવા કહ્યું. હનુમાન પોતે રાક્ષસોની સામે લડવા ગયો.

હનુમાને માલી નામના મહાભયંકર રાક્ષસને યુદ્ધમાં અસ્ત્રવિહીન બનાવી મૂકયો. માલીની એવી દશા જોઇને વજોદર નામનો બીજો રાક્ષસ હનુમાનને મારી નાખવાની ધમકી આપતો હનુમાન સાથે યુદ્ધ ખેલવા લાગ્યો બન્ને વચ્ચે ઘણીવાર સુધી યુદ્ધ

ચાલ્યું અન્તે હનુમાને વજ્રોદરનો વધ કર્યો. વજ્રોદરના વધથી કોપિત થયેલ રાવણનો પુત્ર જમ્બુમાલિ હનુમાનની સામે આવ્યો. એ પણ હનુમાનની સામે ટકી શક્યો નહિ ને મૂર્છિત થઈ જમીન પર પડયો પછી મહોદર અને બીજા અનેક રાક્ષસો હનુમાનની સામે યુદ્ધ કરવા આવ્યા પરંતુ હનુમાને પોતાના અદ્ભુત પરાક્રમથી એ સર્વ રાક્ષસોનો પરાભવ કર્યો

## કુંભકર્ણ અને સુગ્રીવનું યુદ્ધ

રાક્ષસોના આવા કરુણ અંજામથી કોપિત થયેલ મહા બળવાન કુંભકર્ણ યુદ્ધમેદાનમાં બહાર પડયો એણે પોતાનાં અનેકવિધ શસ્ત્રોથી વાનરોનો સંહાર કરવા માંડયો. એટલે ભામંડળ આદિ રામના સેનાપતિઓ એની સામે યુદ્ધ કરવા આવ્યા એમણે કુંભકર્ણની સામે સારો એવો પ્રતિકાર કર્યો કુંભકર્ણે **અસ્વાપન** નામના અસ્ત્રથી વાનરસેનાને ગાઢનિદ્રામાં નાંખી દીધી તો સુગ્રીવે **પ્રબોધિની** નામની વિદ્યાથી નિદ્રામાં પડેલી વાનર-સેનાને ફરીથી જાગૃત કરી. જાગેલી સેનાએ કુંભકર્ણના રથ, હાથી અને અશ્વોનો સંહાર કરવા માંડયો કુંભકર્ણ ગદા લઈને સુગ્રીવની સામે ધસ્યો ત્યારે કુંભકર્ણની વિશાળ કાયાને લીધે અનેક વાનરો ભૂમિ પર પડી ગયા. એક જ ગદાના પ્રહારે એણે સુગ્રીવના રથના ચૂરેચૂરા કરી નાખ્યા. આ જોઈને સુગ્રીવે તડતડ શબ્દ કરનાર વિદ્યુત્ અસ્ત્ર કુંભકર્ણ પર ફેંક્યુ. એ વિદ્યુત્ અસ્ત્રને પાછુ વાળવા કુંભકર્ણે અનેક અસ્ત્રો ધર્યાં પરંતુ એમાં એને સફળતા મળી નહિ, અન્તે કુંભકર્ણ એ વિદ્યુત્ અસ્ત્રથી પૃથ્વી પર મૂર્છિત થઈને ઢળી પડયો પરંતુ થોડી જ વારે તે તુર્ત જ બેઠો થયો અને હનુમાનને ગદા મારી મૂર્છિત કરી બગલમાં લઈ નાસવા માડયો

## ભામંડળ, સુગ્રીવ અને હનુમાનની મુક્તિ

એટલામાં અંગદ હનુમાનને બગલમા નાખી લઇ જતા કુંભકર્ણની સાથે યુદ્ધ કરવા લાગ્યો અંગદનો પ્રતિકાર કરવા માટે જેવો કુંભકર્ણે પોતાનો હાથ ઉંચો કર્યો કે તરતજ તેની બગલમાથી હનુમાન મુક્ત થઈ આકાશમાર્ગે ઊડી ગયો આ બાજુ વિભીષણ ઇંદ્રજિત અને મેઘવાહનની સાથે યુદ્ધ કરવા આવ્યો પણ પોતાના કાકાને યુદ્ધ કરવા આવતા જોઇ ઇંદ્ર-જિત તથા મેઘવાહને સુગ્રીવ તથા ભામંડળને ત્યાંજ મુક્ત કર્યા કારણ કે કાકાની સામે યુદ્ધ કરવું એ પિતાની સામે યુદ્ધ કરવા બરોબર છે એમ એ ભાઇઓ માનતા હતા. આથી જ એમણે ભામંડલ તથા સુગ્રીવને તરત જ છોડી દીધા પરંતુ તેઓ નાગપાશથી બંધાયેલ હોવાથી મૃતપ્રાય હતા એથી ગ્લાનિ પામેલા રામે મહાલોચન નામના દેવને યાદ કર્યો તેણે તત્કાળ હાજર થઇ બળદેવ યોગ્ય દિવ્ય અસ્ત્રો રામને તથા વાસુદેવને યોગ્ય શસ્ત્રો લક્ષ્મણને આપી વિદાય થયો. રામ લક્ષ્મણ સુગ્રીવ પાસે આવે એટલામાં તો લક્ષ્મણના ગરૂડ વાહનને જોતાં જ સુગ્રીવ અને ભામંડળના નાગપાશ છૂટી ગયા આથી રામના સૈન્યમા જયજયકાર ફેલાયો

**રાવણ વિભીષણ વચ્ચે સંવાદ**

ત્રીજે દીવસે પરાભવ પામતા પોતાના લશ્કરને જોઈ રાવણ પોતે યુદ્ધમાં ઉતર્યો અને વિભીષણને કહેવા લાગ્યો 'હે વિભીષણ! તું આઘો ખસ! મારા હાથને ભાઈને મારવાનું કલંક ન આપ' વિભીષણે કહ્યું 'વડિલ બંધુ! હજુ પણ તમે સીતાને છોડી દો નહિંતર તમારી ગમે તેવી શક્તિ અને વિદ્યા છતાં કમોતે મૃત્યુ પામશો.' રાવણે બાણ ફેંક્યું અને કહ્યું કે 'હું તારી ઉપર આ બાણ ફેંકત પણ ભ્રાતૃહત્યાનું કલંક ન લાગે તે ખાતર પત્થર સાથે મેં અફળાવ્યું છે' વિભીષણે પણ બાણ અફળાવી કહ્યું 'હે રાવણ તું મારો ભાઇ છે આથી મને તારી ઉપર દયા આવે છે અને મેં જ આડા પડી રામ અને લક્ષ્મણને તારી સામે લડવા આવતાં રોકયા છે.' આ પછી બન્ને ભાઈઓ વચ્ચે ઘોર સંગ્રામ થયો. રામ અને લક્ષ્મણની સાથે ઈન્દ્રજિત અને કુંભકર્ણે યુદ્ધ કરી સામનો કર્યો પણ થોડીજવારે તેઓ નાગપાશથી બંધાઈ ગયા અને રામની આજ્ઞાથી છાવણીમાં મોકલવામાં આવ્યા. રાવણ પોતાના મહાસુભટોને પરાભવ પામતા દેખી ધુંધવાયો. અને અમોઘવિજયા નામની શક્તિ હાથમાં લઇ વિભષણને કહેવા લાગ્યો કે 'ભ્રાતૃદ્રોહનું ફળ તને હમણાં જ આપું છું.'

**રાવણના શક્તિ શસ્ત્રથી લક્ષ્મણની મૂર્ચ્છા.**

રામે આ વખતે લક્ષ્મણને કહ્યુ 'વિભીષણ આપણો અતિથિ છે. તે મરણ પામે તેમાં આપણી શોભા નથી.' આથી લક્ષ્મણ વચ્ચે આવ્યો. રાવણે લક્ષ્મણને કહ્યું 'મારે તમને અને એને બન્નેને મારવા છે પણ પહેલાં તો આ ભ્રાતૃદ્રોહીનેજ મારે પૂરો કરવો છે. તું આઘો ખસ નહિતર તારા પ્રાણ પહેલાં જશે' લક્ષ્મણ વચ્ચે અડગ રહ્યો રાવણે લક્ષ્મણ ઉપર અમોઘવિજયાશક્તિ ફેંકી લક્ષ્મણ મૂર્ચ્છા ખાઇ ભૂમિ ઉપર પટકાયો રામે રાવણના રથ ઉપર ઘા કર્યો. અને રથના ચૂરેચુરા ઉડાવી દીધા. આમ પાંચ વખત રાવણને રથ વિનાનો બનાવ્યો તેવામાં 'લક્ષ્મણ મૂર્ચ્છા પામ્યો છે' તેવા શબ્દ તેમના કાને પડયા. રામ લક્ષ્મણ પાસે પહોંચ્યા અને 'ભાઈ! ભાઈ!' કહેતાં રડી પડયા અને બોલી ઉઠયા કે 'સ્રીને લેવા જતા ભાઈને પણ ગુમાવ્યો' વિભીષણ, વિરાધ વિગેરેએ રામને આશ્વાસન આપ્યું અને તેઓએ રામ લક્ષ્મણની આસપાસ સાતકિલ્લા કર્યા.

આ બાજુ અશોકવનમા રહેલાં સીતાને પણ લક્ષ્મણ મર્યાના સમાચાર કોઇએ આપ્યા. સીતા મૂર્છા પામ્યાં અને વિલાપ કરતા કહેવા લાગ્યાં કે 'મંદભાગિની મને ધિક્કાર હો! કે મારા રૂપના કારણે મે આર્યપુત્ર અને દીયરબંધુ લક્ષ્મણને મુશ્કેલીમાં નાખ્યા અને છેવટે મેં લક્ષ્મણનો જીવ લીધો. હે પૃથ્વિ! મને માર્ગ આપ, મારે હવે જીવવાની જરૂર નથી.' તેવામાં એક વિદ્યાધરી બોલી 'દેવી! ફોગટ શોક ન કરો! લક્ષ્મણ મર્યા નથી પણ મૂર્ચ્છા પામ્યા છે. અને તે પ્રાતઃકાલે સાજા થઇ તમને આનંદ પમાડશે.'

આ બાજુ રાવણ લક્ષ્મણની આ સ્થિતિ જોઇ મનમાં આનંદ પામ્યો પણ સાથે પોતાના મહાસુભટ મેઘવાહન, કુંભકર્ણ, જંબુમાલી અને ઇંદ્રજિતનો પરાભવ જોઈ તેટલો જ ખેદ પામ્યો.

## વિશલ્યાના પાદજળથી લક્ષ્મણનું બેઠા થવું.

રામની છાવણીમાં સો લક્ષ્મણની મૂર્છાવસ્થા દેખી શોકાતુર હતા તેવામાં એક વિદ્યાધર ભામંડળ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "હું શશીમંડળ રાજાનો પ્રતિચંદ્ર નામે પુત્ર છું. એક વખત મારી સ્ત્રી સાથે આકાશમાર્ગે જતો હતો, તેવામા સહસ્રવિજય નામના વિદ્યાધરે મારી સાથે યુદ્ધ કયુ અને મને ચંડરવાશક્તિ મારી આકાશમાથી પૃથ્વી ઉપર ફેંકી દીધો હું અયોધ્યાના સીમાડે મૂર્છા ખાઇ પડયો. આ અવસરે અયોધ્યાનો રાજા ભરત ત્યા આવ્યો અને તેણે મારા ઉપર મંત્રેલું પાણી છાટયું કે તુર્ત મારા શરીરમાંથી શક્તિ નીકળી ગઇ અને હું સાજો થયો મે આ પછી ભરતને મંત્રેલ પાણીની વિગત સંબંધી પૂછયું તેમણે મને કહ્યું કે 'એક વખતે વિન્ધ્ય નામનો સાર્થવાહ ગજપુરથી અહિં આવ્યો હતો તેની સાથે એક પાડો હતો આ પાડો અતિભારથી ઢળી પડયો લોકોએ તેની અવજ્ઞા કરી અને તેના ઉપર પગ મુકી ચાલ્યા પાડો મૃત્યુ પામી પવનપુત્રક નામે વાયુકુમાર દેવ થયો તેણે અવધિજ્ઞાનથી પૂર્વભવ જોયો. અને ક્રોધ કરી મારા નગરમાં મરકી ફેલાવી વેર લેવા માડયુ. પરતુ આશ્ચર્યની વાત તો એ બની કે મારો મામો દ્રોણમેઘ તે વખત મારી ભુમિમા હતો છતા તેને કાંઈ ન થયુ મેં દ્રોણમેઘને પૂછયુ કે 'આમ કેમ?' જવાબમા તેણે કહ્યુ કે ' આ સર્વ પ્રભાવ વિશલ્યાના સ્નાન જળનો છે. મારે પ્રિયંકરા રાણીથી વિશલ્યાનામે પુત્રી છે તમારા દેશની પેઠે મારા દેશમાં પણ ઉપદ્રવ થયો હતો. એક વખત અમારે ત્યાં સત્યભૂતિ નામના મુનિ પધાર્યા તેમણે અમને કહ્યું કે ' આ વિશલ્યાએ પૂર્વભવમાં મહાતપ કર્યું છે તેથી તેના સ્નાનજળથી વ્રણ રૂઝાશે, શલ્ય નીકળશે, વ્યાધિઓનો નાશ થશે અને છેવટે લક્ષ્મણની તે પત્ની થશે.' મેં વિશલ્યાનું સ્નાનજળ જ્યા જ્યાં નાખ્યું ત્યાં ત્યાંથી રોગ મરકી ગઈ મે પણ એ સ્નાન જળ તેમની પાસેથી લીધું અને મારા દેશમા તેનુ સિંચન કરી ઉપદ્રવ કાઢયો મારા પાસે થોડું સંઘરેલુ જળ હતું તે તમારા ઉપર છાટયું. અને તેથી તમે નિરૂપદ્રવી થયા !' આ પ્રમાણે મને ખાત્રી થઈ છે માટે લક્ષ્મણને મૂર્છામાંથી જગાડવા જલ્દી જળ ભરત પાસેથી મંગાવો ને લક્ષ્મણ ઉપર સિંચન કરો."

રામે લક્ષ્મણની મૂર્છાના સમાચાર ભરતને મોકલ્યા ને વિશલ્યાનું સ્નાનજળ લઈ આવવા કહ્યુ. ભરત તરત જ દ્રોણમેઘની પાસે પહોંચ્યો ને બધી વાત કરી. એથી દ્રોણમેઘે વિશલ્યાને ભરતની સાથે રામની પાસે મોકલી. વિશલ્યાના માત્ર કરસ્પર્શથી જ શક્તિએ લક્ષ્મણનો ત્યાગ કર્યો હનુમાને તેને પકડી લીધી શક્તિએ કહ્યું 'મને વિશલ્યાનું તેજ અસહ્ય છે હું નિરપરાધી છુ' આથી હનુમાને તેને મુક્ત કરી. ત્યારબાદ લક્ષ્મણની મૂર્છા વળી લક્ષ્મણ બેઠા થયા બધાને ભેટયા પછી એક હજાર કન્યા સહિત તે વિશલ્યાને પરણ્યા

## રાવણનો વધ

રાવણને આ વાતની ખબર પડી એના મંત્રીઓએ સીતાને છોડી દેવા રાવણને ફરી સલાહ આપી રાવણે મંત્રીઓની એ સલાહનો ઈન્કાર કર્યો. રાવણે ઉલટું રામને દૂત

મારફત કહેવડાવ્યું કે 'તમે મારા પુત્રોને છોડી મૂકો સીતાને મારી સાથે પરણાવો તો હું તમને મારું અર્ધું રાજ્યપાટ આપીશ. આ માગણીનો જો તમે ઇન્કાર કરશો તો હું તમારો સર્વનાશ કરીશ'

જવાબમાં રામે જણાવ્યું કે "હે દૂત! હું તારા સ્વામિની દરખાસ્તનો અસ્વીકાર કરું છું" લક્ષ્મણે પણ રાવણના દૂતને જણાવ્યું કે "હે રાજદૂત! તારા રાવણને જઈ લડવાનું કહે!"

દૂતે રાવણને આ હકીકત કહી. રાવણના મંત્રીઓએ રાવણને ફરી વખત સીતાને છોડી દેવા જણાવ્યું પરંતુ રાવણે પોતાનો હઠાગ્રહ છોડયો નહિ. રાવણ શાંતિનાથના ચૈત્યમાં ગયો ત્યાં એણે બહુરૂપા નામની વિદ્યાની સાધના આરંભી. એની રાણી મંદોદરીએ નગરજનોને આઠ દિવસ સુધી હિંસા કરવાની મના ફરમાવી.

આ વાત સાભળી સુગ્રીવે રામને કહ્યું કે 'જો રાવણ આ વિદ્યાની પ્રાપ્તિ કરશે તો તેને મારવો બહુ મુશ્કેલ બનશે.' આથી રાવણને ધ્યાનમાંથી ચલિત કરવા ઘણા વાનરો ત્યાં ગયા તોપણ તેમને કશી ફાવટ ન આવી અન્તે આકાશમાંથી બહુરૂપા વિદ્યા પ્રગટ થઈ રાવણને કહેવા લાગી કે "હે રાવણ! હું તને વશ થઇ છું" રાવણે કહ્યું કે 'હું તને સવારે યાદ કરું ત્યારે તું હાજર થજે.'

બહુરૂપા વિદ્યા સાધ્યા બાદ રાવણ સીતા પાસે ગયો સીતાની સાથે એણે ગમેતેવો બકવાદ શરુ કર્યો. સીતા આથી મૂર્છા ખાઈ જમીન પર ઢળી પડી થોડીવારે ભાનમાં આવી સીતાએ રાવણને કહ્યું 'હે રાવણ! ધાર કે કદાચ રામ અથવા લક્ષ્મણ મરણ પામશે તો હું અનશન વ્રત લઇ દેહત્યાગ કરીશ પણ તારે સ્વાધીન તો નહિ જ થાઉં' આથી રાવણ ધીરો પડયો અને તેને મનમા થયું કે અત્યારે હવે જો હું સીતાને છોડી દઇશ તો લોકો મને કાયરમાં ગણી કાઢશે માટે પ્રથમ રામ અને લક્ષ્મણને હુ બાધીને અહિં હાજર કરું ત્યારબાદ સીતાને હું મુક્ત કરીશ. આથી લોકો મને કાયર ગણશે નહિ.

બીજે દિવસે રાવણ અને લક્ષ્મણ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. લક્ષ્મણ પર રાવણે પ્રતિવાસુદેવનુ ચક્ર છોડયુ. પણ લક્ષ્મણે તે ચક્ર પોતાના જમણા હાથમાં આસાનીથી ઝીલી લીધું પછી લક્ષ્મણે તત્કાળ તે ચક્રથી રાવણની છાતીને છેદી નાંખી આથી દેવોને કપાવનાર રાવણ મૃત્યુ પામી ચોથી નારકીને વિષે ગયો. દેવોએ લક્ષ્મણના આ વિજયથી હર્ષિત થઈ આકાશમાથી પુષ્પવૃષ્ટિ કરી.

## (૭)

# સીતાનો ત્યાગ.

### કુંભકર્ણાદિની દીક્ષા અને રામ લંકાપ્રવેશ.

રાવણના મૃત્યુબાદ રાક્ષસો ભયભ્રાન્ત થયા. અને કયાં નાશી જવુ તેની ગડમથલમાં પડયા. તેવામાં વિભીષણે તેમને કહ્યું, 'હે રાક્ષસ વીરો! તમે ગભરાવ નહિ રામ આઠમા

બળદેવ છે અને લક્ષ્મણ આઠમા વાસુદેવ છે તેઓ શરણુ કરવા યોગ્ય છે માટે તેને તમે શરણે જાઓ ' વિભિષણના વચનથી તેઓ રામ લક્ષ્મણના શરણે ગયા રામે અને લક્ષ્મણે પ્રસન્નતાથી તેમનો સ્વીકાર કર્યો.

વિભીષણ રાવણના મૃત્યુથી શોકગ્રસ્ત બન્યો. અને તે આપઘાત કરી જીવનનો અંત લાવે તેટલામાં રામે તેને પકડી લીધો અને કહ્યુ 'તમારે શોક કરવાનું કાંઈ કારણ નથી રાવણ પ્રતાપી હતો જેનાથી દેવતાઓ પણ કંપતા હતા અને કોઈને મોડુ તો કોઇને વહેલું મૃત્યુ તો વરેજ છે. આ રાવણ રણમાં વીરવૃત્તિ રાખી મૃત્યુને વરેલ છે' આમ આશ્વાસન આપી રામે કુંભકર્ણ, ઈન્દ્રજિત, મેઘવાહન વિગેરેને છોડી દીધા. અને ત્યારબાદ તે સૌએ ગોશીર્ષ ચંદનના કાષ્ઠની ચિતા રચી રાવણનો અગ્નિસંસ્કાર કર્યો. અને સૌએ તેને અંજલિ આપી આ પછી કુંભકર્ણ ઇન્દ્રજિત વિગેરેને ઉદ્દેશીને રામે કહ્યું 'હે વીરો! તમે તમારૂં રાજ્ય કરો અમારે નથી જોઈતું તમારૂ રાજ્ય કે નથી જોઈતી તમારી લક્ષ્મી!' રામનો આ ઉદાર સ્વભાવ દેખી વિસ્મય પામેલ કુંભકર્ણાદિકે કહ્યું 'હે મહાભૂજ! અમારે હવે રાજ્ય નથી જોઇતું. જે સામ્રાજ્યોને કંપાવે તેવો વીર અને વિદ્યાબલી રાવણ કમોતે રણમાં રગદોળાયો તેને જોયા પછી કોણ અમારા જેવો મૂર્ખ હોય કે જે રાજ્યની ઈચ્છા કરે અમે તો હવે દીક્ષા અંગીકાર કરી મોક્ષ સામ્રાજ્ય લઈશું.'

આ અરસામાં **અપ્રમેયબલ** નામે જ્ઞાની મુનિ પધાર્યા તેમને રામ લક્ષ્મણ, કુંભકર્ણ વિગેરે સૌએ વંદન કર્યું અને દેશના સાંભળી. દેશનાના અંતે ઇન્દ્રજિત અને મેઘવાહને વૈરાગ્ય પામી પોતાના પૂર્વભવ પૂછ્યા.

## ઈન્દ્રજિત, મેઘવાહન અને મંદોદરીનો પૂર્વભવ

મુનિએ કહ્યું 'આ ભરતક્ષેત્રની કોશાબી નગરીમાં તમે બે **પ્રથમ** અને **પશ્ચિમ** નામે નિર્ધન ભાઇઓ હતા કાળક્રમે ભવદત્ત નામના મુનિ પાસે દીક્ષા લીધી અને ફરતા ફરતા પાછા કોશાબીના ઉદ્યાનમાં આવ્યા ત્યા પોતાની **ઈન્દુમુખી** રાણીની સાથે નદીઘોષ રાજાને ક્રીડા કરતો જોઇ પશ્ચિમ મુનિએ 'આ તપશ્ચર્યાથી આવી ક્રીડા કરનાર આ રાજા રાણીનો હું પુત્ર થાઉં.' એવું નિયાણુ બાંધ્યું. ત્યારબાદ આલોચના લીધા વિના પશ્ચિમ મુનિ મૃત્યુ પામી **રતિવર્ધન** નામે તેમના પુત્ર થયા અને પેલા પ્રથમ મુનિ પાંચમા કલ્પમા દેવપણે ઉત્પન્ન થયા તેમણે અવધિજ્ઞાનથી પોતાના ભાઇ પશ્ચિમને જોયો અને મુનિ રૂપ લઇ તેની પાસે આવી તેને પૂર્વભવ કહ્યો આથી રતિવર્ધને દીક્ષા લીધી અને તે પણ બ્રહ્મદેવલોકમાં દેવ થયો ત્યાથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમા બન્ને ભાઇ બની દીક્ષા લઈ અચ્યૂત દેવલોકમા જઇ પ્રથમ તે રાવણનો ઈન્દ્રજિત નામે પુત્ર બન્યો અને પશ્ચિમ તે મેઘવાહન નામે પુત્ર થયો ઈન્દુમુખી પણ ભવભ્રમણ કરતી તમારી માતા મંદોદરી નામે થઈ.'

આ પૂર્વભવ સાભળી કુંભકર્ણ, ઈન્દ્રજિત, મેઘવાહન અને મંદોદરી વિગેરેએ દીક્ષા લીધી

આ પછી રામે લક્ષ્મણ સહિત લંકામાં પ્રવેશ કર્યો અને તે સૌ પ્રથમ સીતાને મળ્યો વિદ્યાધરો હર્ષથી બોલી ઉઠયા. 'મહાસતી સીતાનો જય!' લક્ષ્મણ સીતાના પગમાં પડયો અને સીતાએ આશીષ આપી તેને ઉભો કર્યો. આ પછી ભામંડલ, સુગ્રીવ વિભીષણ, હનુમાન, અંગદ, વિગેરે સીતાને પગે લાગ્યા ત્યારબાદ સૌ રાવણના મંદિરમાં આવ્યા અને ત્યા શ્રીશાંતિનાથ ભગવાનની પૂજા કરી આનંદ પામ્યા આપેલ વચનને અનુસરી સૌની સાથે રામે લંકાના રાજ્ય ઉપર વિભીષણનો અભિષેક કર્યો. આ પછી લક્ષ્મણ અનેક ખેચર કન્યાઓને પરણ્યો અને રામે લંકામા છ વર્ષ વીતાવ્યાં. તે અરસામા વિન્ધ્યસ્થલ ઉપર ઈંદ્રજિત અને મેઘવાહન મોક્ષ પામ્યા તેથી તે સ્થળ **મેઘરથ** નામનું તીર્થ થયું અને નર્મદા નદીના કાંઠે કુંભકર્ણ મોક્ષે ગયા તેથી તે **પૃષ્ટરક્ષિત** નામે તીર્થ થયું.

## રામ લક્ષ્મણ સીતા વિગેરેનું અયોધ્યામાં આગમન અને ભરતની દીક્ષા

આ તરફ અયોધ્યામા રામલક્ષ્મણની માતાઓ પુત્રના સમાચાર નહિ જાણવાથી દુ:ખી થઈ જીવન પસાર કરતી હતી, તેવામાં નારદ ઉતર્યા. અને પૂછયું 'તમે કેમ દુઃખી છો?' તેઓએ કહ્યું 'રામ લંકામા ગયા છે. રાવણે શક્તિથી લક્ષ્મણને પ્રહાર કર્યો છે. તે સમાચાર અમે સાભળ્યા છે પણ પછી શું થયુ તેની અમને ખબર નથી.' નારદે કહ્યું 'હું ત્યાં જાઉ છુ અને બધા સમાચાર આપુ છુ' નારદ લંકામાં આવ્યા અને રામ લક્ષ્મણને તેમની માતા દુઃખી થાય છે તે જણાવ્યું. આ પછી રામ, લક્ષ્મણ, વિભીષણ, સુગ્રીવ અને ભામંડલ વિગેરે ને લઈ વિમાનમાં બેસી અયોધ્યા આવ્યા. દૂરથી રામને આવતા જોઈ ભરત શત્રુઘ્ન ઉભા થયા અને વિમાનમાંથી ઉતરતાં જ તે રામને નમ્યા. આ પછી રામ અને લક્ષ્મણ કુટુંબી પરિજનો અને માતાઓને મળ્યા, નમ્યા. અને આશીર્વાદ લીધા આ પછી રામના આગમનનો અયોધ્યામાં મોટો ઉત્સવ પ્રવર્ત્યો.

એક વખતે ભરતે રામને પ્રણામ કરી કહ્યુ 'હે આર્ય! મેં આપની આજ્ઞા મુજબ રાજ્ય ચલાવ્યું. હવે આપ રાજ્ય સંભાળો.' રામે કહ્યુ 'ભાઈ! આવું ન બોલ, અમે તો તમારા તેડાવવાથી આવ્યા છીએ અમારે રાજ્યની જરૂર નથી.'

ભરતને દીક્ષા ન લેવા દેવી એવા વિચારથી બધાએ ભરતને અંતઃપુર સહિત જળક્રીડા કરવા બોલાવ્યા ભરતે એક મુહૂર્તપર્યંત જળક્રીડા કરી એટલામા ભુવનાલંકાર નામનો હાથી મદાંધ અવસ્થામાં ત્યાં આવ્યો પણ ભરતને જોતાંવેંત જ તે મદરહિત થઇ ગયો. એવામાં દેશભૂષણ અને કુલભૂષણ મુનિ પધાર્યા રામે સપરિવાર તેઓની વાંદ્યા અને પૂછયુ કે 'ભુવનાલંકાર ભરતને જોતાં કેમ મદરહિત થયો?' મુનિઓએ જણાવ્યું કે: "શ્રીઋષભદેવ ભગવાન સાથે ચાર હજાર રાજાઓએ દીક્ષા લીધી હતી વખત જતાં તેઓ વનવાસી તાપસો થયા. તેમાં **પ્રહ્‌લાદન** અને **સુપ્રભ** રાજાના **ચંદ્રોદય** અને **સુરોદય** પુત્રો હતા તે બન્ને ભવભ્રમણ કરીને અનુક્રમે ચંદ્રોદય ગજપુરમાં હરિમતીનો **કુલંકર** નામે પુત્ર થયો ને સુરોદય પણ એ જ શહેરમાં વિશ્રભુતિ બ્રાહ્મણને ત્યાં **શ્રુતિરત્ત** નામે પુત્ર થયો કુલંકર મોટો થતા રાજા થયો. એક વખત તે તાપસની

આશ્રમમા જતો હતો. ત્યાં એક **અભિનંદન** નામના અવધિજ્ઞાની મુનિએ કહ્યું કે. "એ તાપસ એક કાષ્ઠ બાળી રહ્યો છે તેમા એક સર્પ છે એ સર્પ પૂર્વભવે ક્ષેમકર નામનો તમારો પિતામહ હતો માટે તમે તરત જ તેને બચાવો." કુલંકરે પેલું કાષ્ઠ ફડાવ્યુ તો અંદરથી સાપ નીકળ્યો. આ પછી એણે તરત જ દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. પરંતુ તરત જ શ્રુતિરતિ આવી પહોચ્યો ને કુલંકરને દીક્ષા લેતાં અટકાવ્યો

કુલકરને **શ્રીદામા** નામે રાણી હતી. તે શ્રુતિરતિ સાથે આસક્ત હતી રાણીને શંકા ગઈ કે રાજા તેમના સબંધને જાણી ગયા છે તેથી તરત જ તેણે કુલકરને ઝેર આપીને મારી નાખ્યો. શ્રુતિરતિ પણ કાળક્રમે મરણ પામ્યો પછી તે બન્ને અનેક ભવભ્રમણ કરી **રાજગૃહ** નગરમાં **કપિલ** નામના બ્રાહ્મણને ત્યાં **વિનોદ** ને **રમણ** નામે બે જોડલે પુત્ર થયા રમણ વેદ ભણવાને માટે પરદેશ ગયો. વેદ ભણીને તે પાછો આવ્યો પણ રાત પડવાથી તે નગર બહાર એક યક્ષ મંદિરમાં રાત વાસો રહ્યો. તે વખતે વિનોદની સ્રી **શાખા**, **દત્ત** નામના એક બ્રાહ્મણની રાહ જોતી બેઠી હતી. રમણને દત્ત ધારીને શાખાએ એના સાથે ક્રીડા કરવા માંડી વિનોદ પણ તેની પાછળ આવ્યો હતો એણે રમણને દત્ત સમજીને મારી નાંખ્યો શાખાએ પણ વિનોદને મારી નાંખ્યો ત્યાર બાદ બન્નેએ ભવભ્રમણ કર્યું. વિનોદ એક શેઠિયાને ત્યાં અવતર્યો. એનું નામ **ધન** રાખવામાં આવ્યું. રમણ પણ તેનો જ ભુષણ નામે પુત્ર થયો. તે મોટો થયો ત્યારે એક મુનિની પાસે દીક્ષા લેવા જતાં રસ્તામાં તેને સાપ કરડયો ને તે તરત જ મરણ પામ્યો ત્યાંથી તે **અચલ** નામના ચક્રવર્ત્તીને ત્યાં **પ્રિયદર્શન** નામે પુત્ર થયો પેલો ધન ભવભ્રમણ કરીને **અગ્નિમુખ** નામના બ્રાહ્મણને ઘેર **મૃદુમતિ** નામના પુત્ર રૂપે અવતર્યો મૃદુમતિને એના પિતાએ ઘરમાંથી કાઢી મૂકયો તેથી તે મોટો ધૂતારો બન્યો તેણે ઘણું ધન ઉપાર્જન કર્યું અને તે **વસંતસેના** નામની વેશ્યા સાથે ભોગ ભોગવવા લાગ્યો. છેવટે દીક્ષા લઈને તે પણ દેવતા થયો પછી ત્યાંથી ચ્યવીને તે **ભુવનાલંકાર** નામે હાથી થયો છે અને તે પ્રિયદર્શનનો જીવ દેવલોકમાથી ચ્યવી ભરત થયેલ છે. ભરતને જોતાંજ ભુવનાલંકાર ને જાતિસ્મરણ જ્ઞાન થયુ અને ભરતને પોતાનો પૂર્વભવનો બાંધવ જાણી મદરહિત બન્યો.

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી ભરતે એક હજાર રાજાઓ સાથે દીક્ષા લીધી અને અનુક્રમે ભરત મોક્ષે ગયો રાજાઓએ પણ પોતાનું કલ્યાણ સાધ્યું ભુવનાલંકાર હાથી વૈરાગ્યથી વિવિધ તપ કરી બ્રહ્મદેવલોકમા દેવતા થયો ભરતની માતા કૈકેયીએ દીક્ષા લીધી અને અન્તે મોક્ષ પામી

### લક્ષ્મણનો અર્ધચક્રી અભિષેક

ભરતની દીક્ષા બાદ રાજાઓએ રામને રાજ્યાભિષેકની પ્રાર્થના કરી પણ રામે 'આ લક્ષ્મણ વાસુદેવ છે માટે તેનો રાજ્યાભિષેક કરો' એમ કહી લક્ષ્મણનો રાજ્યાભિષેક કર્યો આ પછી રામ આઠમા બલદેવ અને લક્ષ્મણ આઠમા વાસુદેવ બની ત્રણ ખંડનું રાજ્ય કરવા લાગ્યા

રામે વિભીષણુને રાક્ષસદ્વીપ, સુગ્રીવને કપિદ્વીપ, હનુમાનને શ્રીપુર, વિરાધને પાતાલ લંકા, નીલને ઋક્ષપુર, પ્રતિસૂર્યને હનુપુર, રત્નજટીને દેવોપવીતનગર અને ભામંડલને રથનુપુર નગર આપ્યું

**શત્રુઘ્નને મથુરાનું રાજ્ય.**

શત્રુઘ્નને તેની ઇચ્છાથી મથુરાનું રાજ્ય આપવામાં આવ્યું ત્યાંનો રાજા **મધુ** ભારે બળવાન હતો. શત્રુઘ્ન મોટા સૈન્ય સાથે મથુરા પ્રતિ ગયો. પણ મધુરાજા પાસે એક દૈવી ત્રિશુળ હતું જેનાવડે દૂરથી તે શત્રુઓનો નાશ કરી શકતો. શત્રુઘ્ને સૌ પ્રથમ મધુના પુત્ર લવણુને મારી નાંખ્યો. તે વખતે મધુ તેની રાણીઓ સાથે ક્રીડા કરતો હતો તેથી તેનું ત્રિશુળ શસ્ત્રાગારમાં પડેલું હતું આથી શત્રુઘ્ને લક્ષ્મણે આપેલ દૈવી બાણથી મધુનો પરાભવ કર્યો. આથી મનમાં દુ:ખ પામીને મધુ રાજાએ ભાવ દીક્ષા લીધી ને તત્કાળ મરણ પામીને દેવગતિને પામ્યો

મધુના મરણ બાદ ત્રિશુળ ચમરેન્દ્ર પાસે ગયું ચમરેન્દ્રને ક્રોધ ચઢયો. અને તે શત્રુઘ્નને મારવા માટે ઉપડયો પણ રસ્તામાં ગરુડપતિએ તેને કહ્યું ‘તું ફોગટ પ્રયત્ન કરે છે. કારણકે અમોઘવિજયાશક્તિ જેવી શક્તિવાળો રાવણ પણ જેને કાંઈ ન કરી શકયો તેવા લક્ષ્મણના ભાઇ શત્રુઘ્નને તું શું કરવાનો છે?’ ચમરેન્દ્રે આ વાત ન માની અને શત્રુઘ્નના દેશમાં ગયો તેણે સૌ પ્રથમ તે દેશમાં રોગચાળો ઉત્પન્ન કર્યો આથી શત્રુઘ્ન અયોધ્યામાં રામ લક્ષ્મણની પાસે રહ્યો.

અહિં અયોધ્યામાં રામલક્ષ્મણ વગેરેએ દેશભૂષણ ને કુલભૂષણ નામના મુનિઓને શત્રુઘ્ન શામાટે મથુરામાં રહેવાનું પસંદ કરે છે એનું કારણ પૂછયું મુનિઓએ જણાવ્યું.

“પૂર્વભવે શત્રુઘ્ન **શ્રીધર** નામે મથુરામાં બ્રાહ્મણ હતો. તે રૂપવાન હોઇને રાજાની કુવરી **લલિતા** એની સાથે રાજઉદ્યાનમાં ક્રીડા કરવા લાગી. પણ તરત જ રાજા આવી પહોચ્યો એટલે ‘ચોર ચોર’ કહી લલિતાએ બૂમ પાડી રાજાએ શ્રીધરને વધ સ્થાને મોકલાવી આપ્યો. ત્યાથી **કલ્યાણ** નામના મુનિએ તેને બચાવ્યો. તેણે દીક્ષા લીધી. પછીના ભવમાં તે **ચંદ્રપ્રભ** નામના રાજાને ત્યાં **અચલ** નામે પુત્ર થયો. ભાઇઓ સાથે નહિ બનવાથી તે જંગલમાં ચાલ્યો ગયો એક વખત જંગલમા તેને કાંટો વાગ્યો ત્યાં **અંક** નામના કઠિયારે એ કાંટો કાઢયો પછી અચલ કૌશાંબી ગયો ત્યાં ઇંદ્રદત્તની પુત્રી દત્તા સાથે તે પરણ્યો ને સૈન્યની મદદવડે કેટલોક પ્રદેશ તેણે સર કર્યો પછી તે સૈન્ય સાથે મથુરા આવ્યો અને તેણે તેના ઓરમાન ભાઈઓને હરાવ્યા તેના પરાક્રમથી તેના પિતા હર્ષ પામ્યા ને તેને ગાદીપર સ્થાપિત કર્યો આ પછી તેણે **અંકને** શ્રાવસ્તી નગરી આપી આ અચલકુમાર મરણ પામીને શત્રુઘ્ન રૂપે અહિં અવતર્યો અને કાંટો કાઢનાર અંક મરીને **કૃતાંતવદન** થયો ત્યાર બાદ મુનિવરોએ વિહાર કર્યો

પ્રભાપુરના રાજા શ્રીનંદનની ધારિણી નામની સ્રીને સાત પુત્રો થયા આ સાત પુત્રો સહિત શ્રીનંદને **પ્રીતિકર** ગુરુની પાસે દીક્ષા લીધી શ્રીનંદન વ્રત પાળી

મોક્ષે ગયો અને આ સાત પુત્રો અનુક્રમે ફરતા ફરતા મથુરામાં આવ્યા અને ગિરિગુફામાં ચોમાસું રહ્યા અહિં તેમના પ્રભાવથી ચમરેન્દ્રે કરેલો વ્યાધિ નાશ પામ્યો.

સપ્તર્ષિઓના પ્રભાવથી પોતાનો દેશ નિરોગી થયો છે એ સમાચાર સાંભળી શત્રુઘ્ન મથુરામાં આવ્યો પણ તે વખતે કાર્તિકી પૂનમ હતી. તેથી શત્રુઘ્ને મુનિઓને થોડો વખત સ્થિરતા કરવા વિજ્ઞપ્તિ કરી. પણ મુનિઓએ કહ્યું 'ચાતુર્માસ પૂર્ણ થયું હોવાથી અમે હવે અહિં નહિ રહીએ ?' શત્રુઘ્ને મુનિઓને પોતાને ત્યાં પધારી આહાર વહોરવાનું કહ્યુ ત્યારે મુનિઓએ કહ્યુ 'રાજપિંડ કલ્પે નહિ ?' શત્રુઘ્ને મુનિઓને કહ્યું ''આપના પ્રભાવથી નગરી નિરૂપદ્રવ થઈ છે પણ આપ જતા કોણ જાણે શુ બનશે ?' મુનિઓએ કહ્યુ 'ઘરે ઘર જિનબિંબ કરાવજો એટલે નગરીમાં વ્યાધિ નહિ થાય' આ પછી શત્રુઘ્ને પ્રતિગૃહે જિનબિમ્બ કરાવ્યાં અને સપ્તર્ષિની રત્નમય પ્રતિમાઓ ચારે દિશાએ સ્થાપી. આ પછી મથુરા નિરૂપદ્રવ અને આબાદ બની

## રામ લક્ષ્મણનો સ્ત્રી પરિવાર.

એક સમયે નારદ ફરતા ફરતા રત્નપુર નગરમાં **રત્નરથ** રાજાની સભામાં આવી પહોંચ્યા રાજા પોતાની **મનોરમા** નામે પુત્રી કોને આપવી તેની ચિંતામાં હતા નારદે લક્ષ્મણનું નામ સૂચવ્યું પણ ગોત્રવૈરને કારણે રત્નરથને આ વાત ન ગમી અને નારદનો તિરસ્કાર કર્યો નારદ મનોરમાનું રૂપ લઈ લક્ષ્મણ પાસે પહોચ્યા. લક્ષ્મણે રત્નરથને જીતી લીધો. રત્નરથે **શ્રીદામા** નામની કન્યા રામને આપી અને મનોરમા લક્ષ્મણને આપી. આ પછી રામલક્ષ્મણ પત્ની સહિત અયોધ્યા આવ્યા અને સુખપૂર્વક રાજ્ય કરવા લાગ્યા

લક્ષ્મણને સોળ હજાર સ્ત્રીઓ થઇ તેમાં વિશલ્યા, રૂપવતી, વનમાળા, કલ્યાણમાળા, રત્નમાળા જિતપદ્મા, અભયમતી અને મનોરમા એ આઠ પટરાણીઓ થઈ. અને અઢીસો પુત્રો થયા આ આઠ પટરાણીઓથી અનુક્રમે શ્રીધર, પૃથ્વીતિલક, અર્જુન, શ્રીકેશી, મંગલ, સુપાર્શ્વકીર્તિ, વિમલ, અને સત્યકાર્તિક નામે પુત્રો થયા રામને ચાર રાણીઓ હતી સીતા. પ્રભાવતી રતિનિભા અને શ્રીદામા.

## લોકાપવાદથી રામે કરેલ સીતાનો ત્યાગ

એક વખતે સીતાએ સ્વપ્નમાં બે અષ્ટાપદ પ્રાણીને મુખમા પ્રવેશતાં દીઠા. સવારે આ સ્વપ્નની વાત રામને કહી રામે કહ્યું તમારે બે વીરપુત્રો થશે સીતા સગર્ભા બની અને રામને પ્રથમ કરતાં પણ વધુ પ્રિય થઇ પડી

સીતાને સગર્ભા જાણી શોકચોને ઈર્ષ્યા ઉત્પન્ન થઇ તેમણે હસતાં હસતાં એકવાર પૂછયુ કે 'સીતા ! રાવણનું રૂપ કેવું હતું ?' સીતાએ કહ્યું 'મેં એના પગ શિવાય કાંઈ જોયું જ નથી.' શોકચોએ કહ્યુ 'પગ તો પગ આળેખી બતાવ' સીતાએ કહ્યું 'એ પાપીના પગ આળેખીને શું કામ છે ?' શોકચોએ કહ્યુ 'હવે તો એ ગયો આપણે કૌતુક તો પુરૂં કરીએ આલેખ ! આલેખ !' સીતા શોકચોના આગ્રહથી આલેખે છે. તેટલામા રામ અચાનક

આવી ચડયા. અને શોકયો બોલી ઉઠી કે 'નાથ! રાવણ ગયો પણ સીતાના મનમાંથી હજી વિસર્યો નથી જુઓ આ એણે એના પગ આળેખ્યા' રામે શોકયોની વાતમાં માથું ન માર્યું અને તુર્ત પાછા ફર્યા પણ શોકયોએ આ વાત દાસીઓ દ્વારા લોકોમાં વહેતી મુકી અને લોકો અપવાદ બોલવા લાગ્યા.

વસંતઋતુ આવી. સૌ નરનારીઓ આનંદમાં હતા. રામ પણ સીતાને સાથે લઇ મહેન્દ્રોદય ઉદ્યાનમાં પધાર્યા, સીતાએ દેવાર્ચનનો દોહલો રામને જણાવ્યો રામે સીતા સાથે અરિહંતની પૂજા ભક્તિ કરી. એવામા સીતા બોલી 'નાથ! કહો કે ન કહો આજે ધર્મ કાર્યમાં રકત છીએ છતાં મારૂ હૃદય કેમ બળે છે? અને જમણું નેત્ર કેમ ફરકે છે? દૈવને શું હજી રાક્ષસ દ્વીપમાં મોકલી પતિના વિરહથી સળગાવ્યાં છતા કાંઈ બીજો ઓરતો રહી ગયો છે?' રામે કહ્યું 'દેવિ! ખોટા વિકલ્પો ન કરો.' સુખદુઃખ કર્મને આધીન છે પાપ પુન્યથી ઠેલાય છે માટે પુન્યમાં ચિત્ત પરોવો'

એક વખત રામ બેઠા છે તેની આગળ વિજય, સુરદેવ, મધુમાન, પિંગલ, કાશ્યપ, વિગેરે અધિકારીઓ આવ્યા અને નમન કરી ઉભા રામે કહ્યું 'તમારે શું કામ છે? અને જે હોય તે જણાવો' અધિકારીઓ જીભ બહાર કાઢી શકતા નથી. અને કંઠે આવેલા શબ્દો પાછા હૃદયમાં ઉતારી જાય છે રામે કહ્યુ 'તમે શા માટે મુંઝાવ છો? નિર્ભયપણે જે કહેવું હોય તે કહો' વિજય અધિકારીએ કહ્યુ, 'નાથ! કહેતાં જીભ ઉપડતી નથી પણ ન કહીએ તો સ્વામીના વચક કહેવાઈએ લોકોમાં ચોરેને ચૌટે એવી વાત થાય છે કે રાવણે સીતાને હરણ કરી અને ઘરમાં ઘણા દીવસ રાખી. સીતા ગમે તેવા પવિત્ર હોય પણ દુષ્ટ રાવણ તેમનુ શિયળ લૂટયા વગર રહે ખરો? અને તે માયાવી પિશાચ આગળ અબળા સીતાનુ ગજુ શુ? આપણે પ્રજા છીએ એટલે બહુ બોલાય નહિ. બાકી રામને સીતા ઉપર ભલે ભરોંસો રહ્યો. આપણે તો આવી રીતે સ્ત્રી ઉપર ભરોંસો ન રાખી શકીએ.' રામને અધિકારીઓના વચનો સાભળી વિવિધ વિચારો આવ્યા પણ તે સર્વ મનમા સમાવી અધિકારીઓને કહ્યું 'તમે સીધાવો! હું લોકોનો અપવાદ દૂર કરીશ. અને સ્ત્રીની ખાતર કુલની કીર્તિને ઝાંખપ નહિ લાગવા દઉં.' અધિકારીઓ વિદાય થયા રામ વેશપલટો લઇ ઠેર ઠેર રખડયા. તેમણે પણ લોકોના મોંઢે એવા જ શબ્દો સાંભળ્યા કે 'રામ સીતાનો રાગી છે એથી તેના માન્યામાં આવતું નથી બાકી વિષયી રાવણના ઘરમાં સીતા લાંબો વખત રહ્યા છતા પવિત્ર રહે એ બની શકેજ કેમ? અને આટલા વખત રાવણના ઘરમા રહેલી સીતાને પવિત્ર માની ફરી ઘરમાં રાખનાર રામ શિવાય બીજો કોણ રાગી જડે?' રામે આ પછી બીજા બાતમીદારોને ચોજ્યા. તેઓએ પણ ઉપર પ્રમાણે જ લોકાપવાદ કહ્યા

રામની સ્થિતિ વિષમ બની તે સમજતા હતા કે 'સીતા નિષ્કલંક છે' પણ લોકાપવાદ આગળ શું કરવુ તે તેમને ન સૂઝયું ઘડીક તેમને લોકાપવાદને તરછોડવાની વૃત્તિ જાગી તો ઘડીક સીતાના ત્યાગની વૃત્તિ જાગી. લોકાપવાદને તરછોડવામા રઘુકુળની

કીર્તિ જ ખવાય તેમ જણાયું. અને સીતાને તજવામાં સતી પ્રાણપ્રિયાને દગો દેવાનું પાતક દેખાયું છેવટે લોકાપવાદથી રામ મહાત થયા. અને સમ્મેતશિખરની યાત્રાનું બ્હાનું ધરી સીતાને રથમાં બેસાડી જંગલમા મૂકી આવવાનું કૃતાંતવદનને સોપ્યુ આ વાત લક્ષ્મણે જાણી અને તે ભાઈને પગે પડી રડી બોલી ઉઠયો 'વડિલ! આ અયોગ્ય પગલું ન ભરો! સીતામા દોષ સંભવેજ નહિ' રામે કહ્યું 'હું પણ સમજુ છુ કે સીતા શુદ્ધ છે છતાં રાજાએ લોકવિરુદ્ધનો ત્યાગ કરવો જોઈએ આ લોકાપવાદ ત્યારે જ જાય કે 'જેવી સીતાને રામ લંકામાંથી લાવ્યા તેવી જ તેમણે સ્વહસ્તે જંગલમા પણ મોકલાવી.' લક્ષ્મણ વધુ કહે તે પહેલાં રામે કહ્યું 'આમા તમે આગ્રહ ન કરો' લક્ષ્મણ રડતા રહ્યા. અને આ બાજુ કૃતાંતવદન સીતાને રથમા બેસાડી સિંહનિનાદક જંગલમા લાવ્યો તે મધ્ય જંગલમા રથ ઉભો રાખી હેઠો ઉતરી આખમા આંસુ સાથે કહેવા લાગ્યો 'માતા! ક્ષમા કરજો આ દુષ્ટ કામ મારે શિરે કરવાનુ વિધાતાએ નિર્માણ કર્યું છે આપ રાવણના ઘરમાં શુદ્ધ શિયળ પૂર્વક રહ્યાં છતા લોકોને તેમા શ્રદ્ધા ન ઉપજી અને તેઓ તમારા શિયળ માટે શંકા લાવવા માડયા આ લોકાપવાદથી બચવા રામે તમોને જંગલમાં છોડી દેવાનો મને હુકમ કર્યો છે' સીતા આ શબ્દો સાંભળતા જ જમીન પર ઢળી પડયા. અને રૂદન પૂર્વક કહેવા લાગ્યાં 'હે ભદ્ર! લોકો તો ગમે તે અપવાદ બોલે પણ રામે મારી કોઈ રીતે પરીક્ષા તો કરવી હતી ને? હુ મારા કર્મને ભોગવીશ અને તમે રામને કહેજો કે, તમે તમારા કુળની કીર્તિ અને લોકની આબરૂ સાચવજો વિવેકી અને પ્રતિષ્ઠાસંપન્ન રામ અવિચારી ન કરે, તેમણે જે કાંઇ કર્યું તેને હુ સારૂ માની નિભાવીશ ભદ્ર! રામને મારા નમન કહેજે. લક્ષ્મણને મારા આશીષ કહેજે અને લોકોને કલ્યાણ કહેજે અને જણાવજે કે સીતાને તમે કસોટી પ્રસંગ આપી લોકોત્તર માનવ જીવન જીવવાનો પ્રસંગ લાવી મૂકયો છે.' સીતા આંસુ સાથે આમ બોલતા રહ્યાં અને કૃતાંતવદન ધ્રુસકે ધ્રુસકે રોતો અયોધ્યા તરફ પાછો ફર્યો.

(૮)

## સીતાની ચારિત્ર્યપવિત્રતા અને દીક્ષાગ્રહણ.

સીતા વનમાં ભયથી ફરવા લાગ્યાં એટલામાં ત્યાંનો રાજા વજ્રજંઘ હાથીઓ પકડવા માટે મોટા સૈન્ય સાથે ત્યા આવ્યો. દુઃખી સીતાને આમ વનમાં રખડતાં જોઈ તે તેની પાસે આવ્યો તે સીતાનું નામઠામ પૂછવા લાગ્યો સીતાએ પોતાનો સર્વ વૃત્તાત કહી સંભળાવ્યો. તરત જ સીતાના દુઃખથી દુખ પામેલા દયાવાન વજ્રજંઘે સીતાને પોતાના નિવાસ સ્થાને આવવા જણાવ્યું. સીતાએ એને ભાઈ તરીકે ગણીને તેની સાથે જવા પ્રયાણ આદર્યું પોતાના પિયેર જાય છે એવા ભાવથી સીતા વજ્રજંઘની નગરી પુંડરિકપુરીમાં ગયાં.

અહિ કૃતાંતવદન પાછો અયોધ્યામા આવ્યો ને રામને સીતાનો કલ્યાણકારી સંદેશો આપ્યો. રામને પછી ઘણોજ પશ્ચાતાપ થયો. લોકોના કહેવા માત્રથી મહાસતી સીતાનો

પરિત્યાગ કર્યો એ વિચારથી ખેદ પામીને, અને મંત્રીઓ તથા સ્વજનોના આગ્રહથી વિમાનમાં બેસીને રામ સીતાની શોધ કરવા નીકળી પડયા. દુ:ખી હૃદયે એમણે એકેએક સ્થાન જોયું પણ સીતાનો પત્તો કયાંય લાગ્યો નહિ સીતા જરૂર મરણ પામ્યાં હશે એમ માની નિરાશ થઇને તેઓ પાછા અયોધ્યા આવ્યા અને સીતાનું પ્રેતકાર્ય કર્યું.

સીતાએ **અનંગલવણ** ને **મદનાંકુશ** નામના બે મહાન વીરપુત્રોને જન્મ આપ્યો. કાળક્રમે બન્ને ભાઈઓ યુવાન થયા ને સિદ્ધાર્થ નામના એક સિદ્ધ પુરૂષ પાસેથી વિદ્યા મેળવી સર્વકળા વિશારદ બન્યા વજ્રજંઘે પોતાની પુત્રી શશિચૂલા અને બીજી બત્રીશ કન્યા લવણુને પરણાવી. ઉપરાંત પૃથ્વીપુરના રાજા પૃથુની પુત્રી કનકમાલાની માગણી અંકુશને માટે કરી પણ એ કુમારોનો વંશ નહિ જાણવાથી પૃથુરાજાએ એ માગણી સ્વીકારી નહિ આથી લવણ અને અંકુશ યુદ્ધ કરવા ગયા. યુદ્ધમાં બન્ને ભાઇઓનું અદ્‌ભુત પરાક્રમ જોઈને પૃથુરાજાએ તરત જ કનકમાલાને અંકુશની સાથે પરણાવી એટલામાં નારદ ત્યાં આવી પહોંચ્યા અને લવણ તથા અંકુશના વંશ વિશે સર્વ હકીકત જણાવી આથી પૃથુરાજા અત્યંત હર્ષ પામ્યો

## રામને અનંગલવણ અને મદનઅંકુશના પરાક્રમનો પરિચય.

લવણ અંકુશને રામલક્ષ્મણને પરચો બતાવવા પૂર્વક જોવાની ઈચ્છા થઈ. આ વાત તેમણે વજ્રજંઘને કહી. વજ્રજંઘે સંમતિ આપી. સીતાએ તેમને તેમ કરવા ના પાડી છતાં પેલા બન્ને પરાક્રમી પુત્રો ન અટકયા અને સૈન્ય સાથે કુચ આરંભી. અયોધ્યા પહોંચ્યા ત્યારે આ બાજુ રામલક્ષ્મણને મનમાં થયું કે હાથે કરીને મરવા માટે આ વળી કયો રાજા અત્રે આવે છે.

નારદની પાસે લવણ અંકુશના સમાચાર સાંભળી ભામંડળ સીતાની પાસે પુંડરિકપુરિનગરીમાં આવ્યો ને પોતાના વિમાનમાં સીતાને બેસાડીને તે અયોધ્યામા લવણઅંકુશની છાવણીમાં આવ્યો તેણે પેલા બન્ને ભાઈઓને યુદ્ધ ન કરવા ઘણું સમજાવ્યા તોપણ લવણઅંકુશ માન્યા નહિ ને રામ લક્ષ્મણ સાથે યુદ્ધ કરવા તૈયાર થયા.

ભામંડળે સુગ્રીવ આદિ રામના સુભટોને આ વીર કુમારોની ઓળખાણ આપી એટલે તેઓએ છાવણીમાં આવીને સીતાને પ્રણામ કર્યા. થોડીજ વારમાં આ બે વીરભાઈઓએ રામના સૈન્યની સારી એવી ખુવારી કરી.

આથી રામલક્ષ્મણ જાતે યુદ્ધ કરવા મેદાનમા આવ્યા લવણઅંકુશ રામલક્ષ્મણને ઓળખતા હોવાથી સંભાળીને એમની સાથે ખેલવા લાગ્યા. પરંતુ રામલક્ષ્મણ સંબંધને જાણતા ન હોવાથી નિરંકુશતાથી યુદ્ધ ખેલવા લાગ્યા. રામે વજ્રાવર્ત્ત ધનુષ્ય આદિ સર્વ અમોઘ શસ્ત્રો ફેંકી જોયાં પરંતુ બધાં જ શસ્ત્રો પાછા આવ્યાં લક્ષ્મણના પણ બધાં જ અસ્ત્રો નિષ્ફળ નિવડયાં અંકુશે જોરથી એક બાણ લક્ષ્મણને માર્યું જેથી લક્ષ્મણ મૂર્છા ખાઇ જમીન પર ઢળી પડયા. સેનાપતિ લક્ષ્મણને છાવણીમા લઇ ગયો ભાનમાં આવતાં લક્ષ્મણ

ફરી વખત અંકુશની સામે લડવા આવ્યા ને અમોઘશસ્ત્ર ચક્ર અંકુશ તરફ ફરી પાછું ફેંક્યું. પરંતુ તે ચક્ર અંકુશની પ્રદક્ષિણા કરીને લક્ષ્મણ તરફ પાછું વળ્યું. બીજી વખત ફેંક્યું તોપણ એમજ બન્યું રામ અને લક્ષ્મણ આથી વિમાસણમા પડી ગયા એટલામાં નારદ ત્યાં આવી પહોંચ્યા ને રામલક્ષ્મણને બન્ને વીરપુત્રોનો પરિચય આપ્યો રામ આથી ઘણાજ હર્ષ પામ્યા અને બન્ને વીરપુત્રોને છાતી સરસા ચાંપ્યા સીતાએ દૂરથી આ દૃશ્ય જોયું કે તરત જ તે વિમાનમાં બેસી પુંડરિકપુર ચાલ્યાં ગયાં. અહિ અયોધ્યામા ઉત્સવ ઉજવાયો.

## સીતાનો અનલ પ્રવેશ.

સુગ્રીવ આદિ સુભટોએ રામને સીતાની વાત કરી રામે સીતાને બોલાવી લાવવા અનુચરોને મોકલ્યા અયોધ્યાની પ્રજાનો અને રામનો અત્યંત આગ્રહ છે એમ જાણીને સીતા અયોધ્યા આવ્યાં પરંતુ તે નગરની બહારજ રહ્યા નગરમા પ્રવેશવાની એમણે ના પાડી પોતાની શુદ્ધિની પૂરેપૂરી ખાત્રી નગરજનોને ન થાય ત્યાંસુધી નગરમા પગ મૂકવાની સીતાએ હા ન પાડી.

સુગ્રીવ આદિ સુભટોએ ખુબખુબ વિનવણી કરી પણ સીતાએ જણાવ્યુ કે 'અનલ પ્રવેશથી મારી શુદ્ધિનો પ્રથમ ખાત્રી કરો અને પછીજ મને અયોધ્યામા પ્રવેશ કરવા દો આમ થતાં લોકાપવાદ નિર્મૂળ થશે અને મારો કરેલો ત્યાગ સફળ થશે' રામલક્ષ્મણ નિરાશ બન્યા જીવના જોખમવાળી કસોટી તેમને આકરી લાગી પણ સીતાનો આગ્રહ દેખી લોકોના અપવાદને નિર્મૂળ કરવા અનલ પ્રવેશને દુઃખાતા દીલે રામે કબુલ રાખ્યો.

સીતાનાં આ વચનોની ઉદ્‌ઘોષણાથી અયોધ્યાનગરની સમસ્ત પ્રજા કંપી ઉઠી. અયોધ્યામાં ચારેકોર હાહાકાર વ્યાપ્યો. નગરજનોએ કહ્યુ: "હે સીતા! તમે શુદ્ધ છો! આવી આકરી પરીક્ષા તમારે માટે નકામી છે. તમે શુદ્ધ છો એ વાતની અમને ખાત્રી છે માટે આપ આપનો એ નિર્ણય જતો કરો"

લોકવૃંદને ઉદ્દેશી રામે કહ્યું. "હે નગરજનો તમારી આ વાત સાંભળી મને ઘણું આશ્ચર્ય થાય છે. સીતાને વ્યભિચારિણી કહેનાર પણ તમેજ હતા. આજે સતી કહેનાર પણ તમેજ છો એથી મને લાગે છે કે તમારી શંકા સદા માટે દૂર થાય એટલા ખાતર સીતાએ અગ્નિ પ્રવેશ કરવો જરૂરી છે" રામની આજ્ઞા અનુસાર એક મોટો ખાડો જમીનમાં ખોદી એક મોટી લાકડાની ચિતા રચવામા આવી

આ અરસામાં વૈતાઢ્યગિરિના રાજા હરિવિક્રમના પુત્ર જયભૂષણે પોતાની એક સ્ત્રીનું દુશ્ચરિત્ર જોઈ વૈરાગ્ય પામી દીક્ષા લીધી તે મુનિ વિચરતા અયોધ્યાની નજીક પધાર્યા અને કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહ્યા તે વખતે પોતાની વ્યભિચારિણી સ્ત્રી જે રાક્ષસી થઇ હતી તે ત્યાં આવી ઉપદ્રવ કરવા માંડી પણ મુનિને શુભ ધ્યાનથી કેવળજ્ઞાન થયુ. દેવોએ ત્યા મહોત્સવ કર્યો તે વખતે ઈન્દ્રને સીતાના દિવ્યની ખબર થઈ તેથી તેણે સીતાને સહાય કરવા પોતાના સેનાપતિ દેવને મોકલ્યો

સીતા સળગતી ચિતા સમક્ષ ધીમે ડગ ભરતા આવી પહોંચ્યાં. આકાશ તરફ દૃષ્ટિ કરી, બે હાથની અંજલિ જોડી સીતાએ કહ્યુ: "હે નગરજનો! સાંભળો, મેં રામ વિના અન્ય પરપુરૂષની કોઈ પણ દિવસે જો અભિલાષા સેવી હોય તો મને આ અગ્નિ બાળીને ભસ્મિભૂત કરી નાખે. અથવા તો હું જો મનવચન કાયાએ પવિત્ર હોઉં તો આ ભડભડ બળી રહેલી અગ્નિશિખાઓ શાંત થઇ જાઓ."

પછી સીતાએ અગ્નિની ઝાળમાં પોતાના દેહને પડતો મૂક્યો. સીતાના દેહના સ્પર્શમાત્રથી ગગનચૂંબી અગ્નિની જ્વાળાઓ શાંત થઈ ઓલવાઈ ગઈ ખાડામાં પાતાળમાંથી પાણી ભરાઈ ગયું, અને એક સુંદર જળસરોવરના રૂપમાં તે ખાડો ફેરવાઈ ગયો સીતા એક સહસ્રદલ કમળપર લક્ષ્મીની જેમ શોભી રહ્યાં. આકાશમાંથી મંગળ ઘોષનાદ થયો. ત્યારબાદ રામે સીતાને પોતાની સાથે અયોધ્યામા આવવા જણાવ્યું પરંતુ સીતાએ ના કહી. કારણકે સીતાને હવે સંસારપરથી મોહ ઉઠી ગયો હતો. સંસારની અસારતા એમના હૈયાને કોરી ખાવા લાગી તત્કાળ સીતાએ પોતાના હસ્તે વાળનો લોચ કર્યો એ જોઈ સીતા પ્રત્યે મહાન અનુરાગી રામ મૂર્છા ખાઈ જમીન પર પડયા રામ એ મૂર્છામાંથી શુદ્ધિમાં આવે એ પહેલાં તો સીતા ત્યાંથી ચાલી ગયાં ને જયભૂષણ નામના મુનિની પાસે વિધિપૂર્વક દીક્ષા અંગિકાર કરી.

(૯)

# રામનું નિર્વાણ.

### રામનું પરિવાર સહિત જયભૂષણમુનિ પાસે જવું.

પરિવારે રામને જળ છાંટયું. થોડીવારે મૂર્છા વળી કે તુર્ત રામ બોલી ઉઠયા 'સીતા ક્યાં ગયાં? હું તેના વગર કઈ રીતે જીવી શકીશ? લક્ષ્મણ! શું જોઇ રહ્યો છે? ધનુષ્ય લાવ હુ હમણાજ સીતાને લઈ આવું?' લક્ષ્મણે કહ્યુ 'વડિલબંધુ! સીતાએ પોતાના હાથે કેશનો લોચ કરી દીક્ષા લીધી છે, દોષના ભયે લોકોએ અને તમે પ્રથમ તે દેવીને ત્યજ્યા પણ હવે તે દેવી કંચનસમ શુદ્ધ નિવડી, તમને અમને અને સંસારને છોડી સંયમ માર્ગે સીધાવ્યાં છે બંધુ! કોઈ રાજવી વિદ્યાધર કે દેવે તેમને ઉઠાવ્યાં હોત તો હું ધનુષ્ય લઇ ક્યારનો દોડયો હોત આતો કેવલિ જયભૂષણ મુનિ પાસે મમત્વ ત્યજી તપત્યાગ કરતા સ્વઇચ્છાએ બિરાજ્યા છે' રામ ધીરા પડયા ને કહેવા લાગ્યા કે 'ખરેખર સીતા ધન્ય છે તેણે મારા ત્યાગને સર્વ ત્યાગમાં ફેરવ્યો. તેણે મમત્વ છોડયુ અને હું હજી મમત્વવાળો રહ્યો.' આ પછી પરિવારસહ રામ જયભૂષણ મુનિ પાસે ગયા. વાંદી ભગવંતને પુછવા લાગ્યા કે 'હું ભવ્ય કે અભવ્ય?' મુનિએ કહ્યુ 'રામ! તમે ભવ્ય છો' એટલુંજ નહિ પણ આજ ભવે મુક્તિએ જનાર છો હજી તમારે સંયમની વાર છે કારણ કે લક્ષ્મણ ઉપરનો તમારો રાગ તમારે માટે દુસ્ત્યાજ્ય છે.'

### રામ, રાવણ, લક્ષ્મણ, સીતા, સુગ્રીવ અને વિભીષણના પૂર્વભવની પૃચ્છા.

સભામાં વિભીષણ, સુગ્રીવ, લક્ષ્મણ, લવણ, અંકુશ, ભામંડળ વિગેરે બેઠા હતા

તેમણે સૌએ પોતાના પૂર્વજન્મ વિષે પૂછયુ. તેમજ વિભીષણે રાવણનો પૂર્વજન્મ, સીતાનું હરણ અને લક્ષ્મણના હાથે રાવણનું મૃત્યુ વિગેરે વિગેરે પૂછયુ મુનિએ કહ્યુ 'આ દક્ષિણ ભરતમાં **ક્ષેમપુર** નગરમા **નયદત્ત** નામે વાણિયો હતો તેને **સુનંદા** નામની સ્ત્રીથી **ધનદત્ત** અને **વસુદત્ત** નામે બે પુત્ર થયા આ બન્ને પુત્રોને **યાજ્ઞવલ્કય** નામના બ્રાહ્મણની સાથે મિત્રતા થઇ. આજ નગરમા **સાગરદત્ત** શેઠને **ગુણધર** નામે પુત્ર અને ગુણવતી નામે પુત્રી હતી આ પુત્રીનો વિવાહ ધનદત્તની સાથે તેના પિતાએ કર્યો હતો પણ તેની માતાએ ધનલોભથી લલચાઇ શ્રીકાંત નામના એક ધનાઢયની સાથે ગુપ્તરીતે તેને આપવાનું નક્કી કર્યું હતુ. આ વાતની ખબર યાજ્ઞવલ્કય દ્વારા વસુદત્તને પડતાં તે શ્રીકાંત પાસે ગયો અને ત્યાં પરસ્પર લડી બન્ને મૃત્યુ પામ્યા. આમ ગુણવતીના કારણે વસુદત્ત અને શ્રીકાંતની વૈરપરંપરા જાગી અને યાજ્ઞવલ્કય, વસુદત્ત અને ધનદત્તની પરસ્પર પ્રેમ પરંપરા જાગી અને તે ભવોભવ વધતા ગુણવતી મરી મૃગલી થઈ અને ત્યાથી વેગવતી બની બ્રહ્મદેવલોકે જઈ **સીતા** થઇ અને વસુદત્ત, શ્રીભૂતિ પુરોહિત બની દેવલોકે જઇ પુનર્વસુ વિદ્યાધર થઇ ફરી દેવલોકમાં દેવ બની છેવટે **લક્ષ્મણ** થયો. અને ગુણવતી જેને આપી હતી તે ભદ્રિક ધનદત્ત મરી પદ્મરૂચિ શેઠ થયો અને ત્યાથી મરી ઈશાન દેવલોકમા દેવ, નયનાનંદ વિદ્યાધર, માહેન્દ્ર દેવ, શ્રીચંદ્રકુમાર, બ્રહ્મદેવ અને છેવટે બલભદ્ર **રામ** થયા ગુણવતીનો ભાઈ ગુણધર સંસાર રખડી કુલમંડિત રાજપુત્ર થઇ **ભામંડળ** બન્યો.

યાજ્ઞવલ્કય બ્રાહ્મણ પૂર્વભવમાં ધનદત્ત અને વસુદત્તનો મિત્ર હોવાથી સંસારમાં રખડી ફરી અહિ **વિભીષણ** થયો અને રામલક્ષ્મણનો મિત્ર બન્યો. આ સુગ્રીવ, ધનદત્ત મરી જ્યારે પદ્મરૂચિ શેઠ હતા ત્યારે તેમણે બળદનાભવમા રહેલ સુગ્રીવને નવકારમંત્ર આપી આરાધના કરાવી હતી તે કારણે બળદમાથી વૃષભધ્વજરાજા અને ત્યાર પછી ઈશાન દેવલોકમાં દેવ થઈ **સુગ્રીવ** થએલ છે. અને આ વિશલ્યા તે લક્ષ્મણે પુનર્વસુના ભવમા જેની ઉપર સ્નેહ રાખ્યો હતો તે ચક્રવર્તિ પુત્રી અનંગસુંદરી મરી **વિશલ્યા** થઇ

શ્રીકાંતનો જીવ મરી **મૃણાલકંદ** નગરમાં વજ્રકંઠનો પુત્ર **શંભુ** નામે થયો અને લક્ષ્મણનો જીવ વસુદત્તના ભવમાથી નીકળી રાજાનો **શ્રીભૂતિ** નામે પુરોહિત થયો. તેમજ ગુણવતીનો જીવ ભવભ્રમણ કરી શ્રીભૂતિની પુત્રી વેગવતી થઈ. આ વેગવતી રૂપવાન અને કલાવાન હતી એક વખતે કાઉસગ્ગ ધ્યાને રહેલા મુનિ ઉપર તેણે શિયળનું કલંક ચડાવ્યું. આ વાત તેના પિતા શ્રીભૂતિએ જાણી ત્યારે તેને ખુબ ઠપકો આપ્યો પછીથી તેને ખુબ પશ્ચાતાપ થયો અને શુદ્ધ શ્રાવિકા થઈ

રૂપવતી વેગવતીને તેના પિતાનો વિચાર કોઈ ધર્મશીલ શ્રાવકને આપવાનો હતો પણ રાજા શંભુએ તેની માગણી કરી. શ્રીભૂતિએ આનાકાની કરી એટલે શંભુએ શ્રીભૂતિને મારો નાંખ્યો. અને બળાત્કારે વેગવતીને ભોગવી વેગવતીએ શ્રાપ આપ્યો કે 'અત્યારે તો હું અનાથ છું પણ પરભવે મારા કારણે તારો મહાપરાભવ અને નાશ થશે' શંભુએ

તેને છોડી મૂકી વેગવતીએ દીક્ષા લીધી. ચારિત્ર પાળ્યું અને મૃત્યુ પામી દેવલોકે જઈ ત્યાંથી ચ્યવી સીતા થઈ

શંભુરાજા મરીને પ્રભાસ નામે બ્રાહ્મણ થયો. તેણે દીક્ષા લીધી અને તપ આદર્યું. તપ દરમિયાન કનકપ્રભ નામના વિદ્યાધર ઉપર તેની નજર પડી 'તેણે તે વખતે નિયાણું કર્યું' કે 'મારા તપ પ્રભાવથી ભવાંતરે આવી હુ ઋદ્ધિસિદ્ધિ મેળવું' આથી પ્રભાસ મરી રાવણ થયો.

આ રીતે પૂર્વભવની વૈરપરંપરાને કારણે લક્ષ્મણ અને રાવણની વૈરપરંપરા જાગી અને પૂર્વભવે મુનિને આપેલ કલંકથી સીતા ઉપર કલંક આવ્યું

## લવણ અંકુશનો પૂર્વભવ

કાકંદી નગરીમાં લવણ અને અંકુશનો જીવ પ્રથમ **વસુનંદ** અને **સુનંદ** નામે બે બ્રાહ્મણ હતા અહિં માસોપવાસી મુનિને ભાવથી પ્રતિલાભ્યા ને શુભ ભાવથી મૃત્યુ પામી વસુનંદ **પ્રિયંકર** અને સુનંદ **સુભંકર** નામે રાજપુત્ર થયો અંતે બન્નેએ દીક્ષા લીધી અને મૃત્યુ પામી દેવલોકે જઇ લવણ અંકુશ થયા

**સીતાનું સ્વર્ગગમન.**

આ પ્રમાણે જયભૂષણ મુનિદ્વારા પૂર્વભવ સાંભળી ઘણા પ્રતિબોધ પામ્યા. રામના સેનાપતિ **કૃતાંતે** તત્કાળ દીક્ષા લીધી. મુનિને વાંદી રામલક્ષ્મણ આર્યા સીતા પાસે જઇ નમસ્કાર કરી ખમાવી અયોધ્યા ગયા

આર્યા સીતા ઉગ્ર તપ કરી સાઠ વર્ષ ચારિત્ર પાળી બારમા દેવલોકે ઇંદ્ર થયાં અને કૃતાતવદન મૃત્યુ પામી બ્રહ્મલોકમાં દેવ થયો.

એક પ્રસંગે **કનકરથ** રાજાએ સ્વયંવર માંડયો કનકરથની પુત્રી **મંદાકીનીએ** લવણને અને ચંદ્રમુખીએ અંકુશને વરમાળા આરોપી આથી લક્ષ્મણના શ્રીધર વિગેરે અઢીસો પુત્રો લવણ અંકુશ સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. લવણ અંકુશ કાકાના છોકરા સાથે નહિ લડવાનો નિર્ણય કરી સ્થિર રહ્યા શ્રીધર વિગેરેને આ ખબર મળી તેથી તેઓએ લજ્જા પામી દીક્ષા લીધી લવણ અંકુશ મંદાકિની અને ચંદ્રમુખીને પરણી અયોધ્યા આવ્યા.

**ભામંડળનું મૃત્યુ અને હનુમાનની મુક્તિ**

એક વખતે ભામંડળ વિચારશ્રેણિએ ચઢતા વિચારવા લાગ્યો કે 'મેં વૈતાઢયની બન્ને શ્રેણીઓ વશ કરી છે. લીલાપૂર્વક જગતમા હું ફર્યો છુ હવે મારે દીક્ષા લઇ સ્વશ્રેય સાધવું જોઇએ' તેવામા આકાશમાંથી વીજળી પડી અને ભામંડળ મૃત્યુ પામી દેવકુરૂમાં યુગલિક થયો આ પછી હનુમાન પણ સૂર્યાસ્ત દેખી સૌના ઉદય અસ્ત વિચારી સાડા-સાતસો રાજાઓ સાથે દીક્ષા લઇ તપ તપી મુક્તિએ ગયા

**લક્ષ્મણનું મૃત્યુ.**

હનુમાનની દીક્ષાના સમાચાર સાંભળી રામ વિચારવા લાગ્યા 'ભોગ સુખ ત્યજી હનુ-

આને કુમારી કેમ દીક્ષા લીધી ?' આજ વખતે ઇન્દ્રે સભામાં કહ્યું 'રામચંદ્રનો લક્ષ્મણ ઉપર ગાઢ સ્નેહ છે તેથી તદ્‌ભવ મોક્ષગામી હોવા છતાં તે દીક્ષા લઇ શકતા નથી. અને સંસારમાં રહી વિષયસુખની પ્રશંસા કરે છે' આ વાત બે દેવોના ગળે ન ઉતરી. તેમણે લક્ષ્મણની આગળ રામની પાછળ આક્રંદ કરતી અંતઃપુરની સ્ત્રીઓ બતાવી. આ જોતાંજ લક્ષ્મણ આઘાત સાથે બોલી ઉઠયા 'મારા વડિલ બંધુ રામ મને મુકી મૃત્યુ પામ્યા. અરે ! આ શું કર્યું ?' આ વચનની પૂર્ણાહૂતિ સાથે જીવનનો અંત થયો. અને આઘાતથી લક્ષ્મણ મૃત્યુ પામ્યા. લક્ષ્મણે કુમારવયમાં સો વર્ષ, માંડલિકપણામાં ત્રણસો વર્ષ, ચાલીશ વર્ષ દિગ્વિજયમાં, અગ્યાર હજાર પાંચશો સાઠ વર્ષ વાસુદેવપણામાં એમ કુલ બાર હજાર વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવ્યું.

### રામની દીક્ષા

લક્ષ્મણના મૃત્યુ સમાચાર મળતા રામ તુર્તજ તેની પાસે ગયા. તેને ઢંઢોળ્યો અને કહેવા લાગ્યા કે 'હે બાંધવ ! તું કેમ રીસાયો છે. હું આટલું આટલુ બોલાવું છું છતાં તું કેમ કાંઈ પણ જવાબ આપતો નથી ?' મંત્રીઓએ રામને કહ્યુ 'લક્ષ્મણ મૃત્યુ પામ્યા છે અને હવે આપ તેના શબનો અગ્નિસંસ્કાર કરો' રામને ઘણાએ સમજાવ્યું પણ કોઈની વાત ગળે ન ઉતરી અને શબને છ છ મહિના સુધી રાખી ઉન્મત્તની પેઠે રામે ફર્યા કર્યું. લક્ષ્મણના મૃત્યુથી લવણ અંકુશ પણ વૈરાગ્ય પામ્યા અને અમૃતઘોષ મુનિ પાસે દીક્ષા લઈ મોક્ષે ગયા. આ અરસામાં ઇન્દ્રજિતના પુત્રોએ અયોધ્યા ઉપર ચડાઇ કરી પણ દેવની મદદથી તે પરાભવ પામ્યા અને છેવટે દીક્ષા લઇ તેમણે કલ્યાણ સાધ્યું. આ પછી રામને કૃતાંતદેવે અને જટાયુદેવે પણ સમજાવ્યા છતાં રામને લક્ષ્મણના મૃત્યુની વાતમાં શ્રદ્ધા ન બેઠી એક વખત દેવે એક સ્ત્રીનું શબ લઇ ઘુમવા માંડયું. તે જોઈ રામે મશ્કરી કરી દેવે જવાબમાં કહ્યું 'જેવું હું મડદું લઇ ભમું છું તેવું તમે લઈ ઘુમો છો' આથી રામનું ભાન ઠેકાણે આવ્યું અને તેમણે શબને છોડી દીધું અને અગ્નિ સંસ્કાર કરી લવણના પુત્ર અનંગદેવને રાજ્ય સોંપી સુવ્રત નામના મુનિ પાસે શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ, વિરાધ વિગેરે અનેક રાજાઓ સાથે રામે દીક્ષા લીધી

રાજર્ષિ રામે દીક્ષા બાદ તપ, ધ્યાન અને શ્રુતમાં આગળ વધી અવધિજ્ઞાન ઉપાર્જન કર્યું. અને લક્ષ્મણને નરકમાં પડેલો દેખી વધુ ધ્યાનમા લીન બન્યા. એક વખત તેમણે સ્યન્દન સ્થળ નામના નગરમાં પારણું કરવા માટે પ્રવેશ કર્યો લોકોએ તેમને જોઇ હર્ષની કીકીયારીઓ કરી. આથી નગરના હાથી અને ઘોડા ભડકયા. રામ ત્યાંથી પાછા ફર્યા. અને રાજગૃહમાં જઇ શુષ્ક આહાર લીધો અને તેજ વખતે અભિગ્રહ કર્યો કે 'અરણ્યમાં જે ભિક્ષા મળે તેથી પારણું કરવું.'

એક વખતે જંગલમાં પ્રતિનંદી રાજા ભૂલો પડી રામ બલભદ્ર હતા ત્યાં આવ્યો. તેણે તેમને પ્રતિલાભ્યા. રામરાજર્ષિએ દેશના આપી અને પ્રતિનંદીએ બારવ્રત ગ્રહણ કર્યા.

## સીતેંદ્રનો ઉપસર્ગ અને રામમુક્તિ.

આ પછી રામરાજર્ષિ માસ, બે માસ, ત્રણ માસ વિગેરેના ઉપવાસ કરી કોટીશિલા ઉપર ધ્યાનારૂઢ બન્યા. આ વખતે ઈન્દ્ર બનેલ સીતાના જીવે વિચાર્યું કે 'રામ થોડાજ વખતમાં મુક્તિએ જશે અને અમારો સદાકાળનો વિયોગ થશે લાવ! એક પ્રયત્ન કરૂં અને તેમને આકર્ષી દેવલોકમાં લાવું' આ પછી દેવે સીતાનુ રૂપ વિકુર્વ્યું અને પ્રાર્થના કરી કહેવા માંડ્યુ 'હે પ્રિય! હું તમારી પ્રિયા સીતા છું. આપણે સાથે રહીશું, સાથે રમીશું. આપ દીક્ષા છોડો અને મારા પૂર્વ અપરાધ સામે નજર ન નાંખો.' રામે સીતેન્દ્રના કરેલા બધા ઉપસર્ગો સહન કર્યા અને મહા શુદ બારસના દિવસે કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું. સીતેન્દ્રે ક્ષમા માગી અને ભક્તિ પૂર્વક કેવળજ્ઞાનનો મહિમા કર્યો. રામરાજર્ષિએ દેશના આપી. દેશના બાદ સીતેન્દ્રે રાવણ અને લક્ષ્મણની ગતિ પુછી. ઋષિએ કહ્યું 'શંબુક, રાવણ અને લક્ષ્મણ ચોથી નરકમા છે અહિંથી નીકળી રાવણ જિનદાસ અને લક્ષ્મણ સુદર્શન નામે વિજયાવતી નગરમાં થશે. ત્યાથી મરી સૌધર્મ દેવલોકમાં દેવ, વિજયાપુરીમાં શ્રાવક, હરિવર્ષ ક્ષેત્રમાં યુગલિક, વિજયાપુરીમાં જયકાન્ત અને જયપ્રભ નામે કુમાર. અને ત્યારબાદ છઠ્ઠા દેવલોકમાં દેવ થશે આ વખતે તું ભરતક્ષેત્રમાં સર્વરત્નમતિ નામે ચક્રવર્તિ થઇશ. અને રાવણ અને લક્ષ્મણના જીવ દેવલોકથી ચ્યવી ઈન્દ્રાયુધ અને મેઘરથ નામે તારા પુત્ર થશે. રાવણનો જી ઈન્દ્રાયુધ ત્રણભવ કરી તીર્થંકર બનશે અને તું દેવલોકે જઈ ચ્યવી તેનો ગણધર થઇશ. અને પ્રાંતે તમે બન્ને મોક્ષને પામશો. લક્ષ્મણનો જીવ મેઘરથ પછી અનેક ગતિ કરી રત્નચિત્રા નગરીમાં ચક્રવર્તિ થઈ તીર્થંકર બની મોક્ષ મેળવશે.

સીતેન્દ્ર પૂર્વના સ્નેહને લઇ લક્ષ્મણ, રાવણ અને શંબુક હતા તે નરકમાં આવ્યા ત્યાં ત્રણેને તેમણે લડતા જોયા સીતેન્દ્રે લક્ષ્મણ, શંબુક અને રાવણને રામે કહેલ પૂર્વભવો કહી સંભળાવ્યા અને સમતાથી દુઃખ સહન કરી વૈરવિરોધ સમાવવાનું જણાવ્યું. સીતેન્દ્રે લક્ષ્મણ વિગેરેને નરકમાથી ઉપાડ્યા પણ વધુ દુઃખ થવાના કારણે સંસાર સ્થિતિ વિચારતાં તેમણે તેઓને ત્યાં છોડી દીધા.

રામ બળભદ્ર કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી પચીસ વર્ષ પૃથ્વી ઉપર વિચરી ભવ્ય જીવોને બોધ કરી પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષપદ પામ્યા

પર્વ સાતમું સંપૂર્ણ........રામાયણ સંપૂર્ણ.

# શ્રી નમિનાથ ચરિત્ર

## [ ૧ ]

## પૂર્વભવ વર્ણન.

### પ્રથમ—દ્વિતીયભવ-સિદ્ધાર્થરાજા અને અપરાજિત દેવલોકમાં દેવ.

જંબુદ્વીપના પશ્ચિમ વિદેહમાં ભરત નામના વિજયમાં કોશાંબી નામે નગરી હતી ત્યાં સિદ્ધાર્થ નામે રાજા રાજ્ય કરતો હતો કેટલાક વખત રાજ્ય પાળ્યા બાદ તેણે

સુદર્શન મુનિની પાસે દીક્ષા લીધી અને વીશસ્થાનક તપ કરી **તીર્થંકર નામકર્મ** ઉપાર્જી મૃત્યુ પામી **અપરાજિત** દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

( ૨ )

**તૃતીય ભવ–શ્રી નમિનાથ ભગવાન**

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **મિથિલા** નામે નગરી હતી તે નગરીમાં **વિજય** નામે રાજા રાજ્ય કરતો હતો તે રાજાની **વપ્રા** નામે રાણીની કુક્ષિને વિષે સિદ્ધાર્થ રાજાનો જીવ અપરાજિત વિમાનથી ચ્યવી **આસો શુદ પૂનમ**ના દિવસે અશ્વિની નક્ષત્રમા અવતર્યો માતાએ ચૌદ સ્વપ્ન જોયા દેવોએ ચ્યવન મહોત્સવ કર્યો. ત્યારબાદ પૂર્ણ માસે વપ્રાદેવીએ **શ્રાવણ વદ આઠમ**ના દિવસે અશ્વિની નક્ષત્રમા નીલકમળના લાંછનવાળા અને સુવર્ણ વર્ણવાલા પુત્રનો **જન્મ** આપ્યો દિક્કુમારિકાઓએ, દેવોએ અને તેમના પિતાએ જન્મ મહોત્સવ કર્યો

સારા મુહૂર્તે વિજયરાજાએ પ્રભુનું **નમિ** એવું નામ પાડ્યું. કારણ કે જ્યારે પ્રભુ ગર્ભમા હતા ત્યારે શત્રુઓએ મિથિલાનગરી રુંધી હતી. તે વખતે વપ્રાદેવી મહેલ ઉપર ચઢ્યા. અને શત્રુઓની છાવણી ઉપર નજર નાંખી શત્રુ તેમને જોઈ ગર્ભના પ્રભાવથી વિજયરાજાને નમી પડ્યા હતા ઉંમર થતાં ભગવત પંદર ધનુષની કાયાવાળા થયા અને ઘણી રાજકન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું જન્મથી અઢીહજાર વર્ષના થયા ત્યારે પિતાએ રાજ્યગાદી સોંપી અને તેનુ પાલન પોતાની પાંચહજાર વર્ષની ઉંમર સુધી કર્યું. એ અરસામા લોકાન્તિક દેવોએ તીર્થપ્રવર્તાવવાની વિજ્ઞપ્તિ કરી. ભગવાને **સુપ્રભ** નામના પુત્રને રાજ્યગાદી સોંપી વાર્ષિકદાન આપી **દેવકુરૂ** નામની શિબિકા ઉપર આરૂઢ થઈ સહસ્રામ્રવનમાં પધાર્યા અહિં છઠ તપ પૂર્વક **અશાડ વદ ૯** ના દિવસે અશ્વિની નક્ષત્રમા હજાર રાજાઓ સાથે દીક્ષા ગ્રહણ કરી. દેવોએ દીક્ષા મહોત્સવ કર્યો

બીજે દિવસે **વીરપુર** નગરમાં **દત્ત** રાજાને ઘેર ક્ષીરાન્નથી પ્રભુએ પારણું કર્યું પંચદિવ્ય પ્રગટ થયા પારણાની જગ્યાએ દત્ત રાજાએ મણિપીઠ રચાવી અને ભગવાન અન્યત્ર વિહાર કરી ગયા.

છદ્મસ્થપણે નવમાસ વિહાર કર્યા બાદ ફરી ભગવાન સહસ્રામ્રવનમા પધાર્યા અને છઠ તપ પૂર્વક **બોરસલી**ના વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા અહિં તેમને **માગશર શુદ અગિયારસ**ના દિવસે કેવળજ્ઞાન થયુ દેવોએ સમવસરણ રચ્યું એકસોએંસી ધનુષ ઉંચુ ચૈત્યવૃક્ષ બનાવ્યું. ભગવાન તેને પ્રદક્ષિણા કરી તીર્થને નમી સિંહાસન ઉપર આરૂઢ થયા અને ધર્મદેશના આરંભી દેશનામાં સંસારની અસારતા જણાવી આથી કેટલાકે દીક્ષા અને કેટલાકે શ્રાવકવ્રતનો સ્વીકાર કર્યો. ભગવાનને **કુંભ** વિગેરે સત્તર ગણધરો થયા તેમણે ભગવાન પાસે ત્રિપદી પામી દ્વાદશાંગીની રચના કરી. પ્રથમ પોરિસીબાદ બીજી પોરિસીમાં ભગવાનની પાદપીઠ ઉપર બેસી ભગવાનના કુંભ ગણધરે દેશના આપી. દેશના પૂર્ણ થતા દેવો ભગવાનને નમી સ્વસ્થાનકે ગયા

નમિનાથ ભગવાનના શાસનમા ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, સુવર્ણ જેવા વર્ણવાળો, વૃષભના વાહનવાળો, ચાર દક્ષિણ ભુજામાં બીજોરૂ, શક્તિ, મુદ્‌ગર અને અભય તથા

ચાર વામ ભુજાઓમાં નકુલ, પરશુ, વજ્ર અને અક્ષમાળાને ધારણ કરનાર ભૃકુટિ નામે યક્ષ શાસનદેવ તથા **ગાંધારી** નામે યક્ષિણી શાસનદેવી થઇ તે શ્વેત અંગવાળી, હંસના વાહનવાળી, બે દક્ષિણ ભુજામાં ખડ્ગ અને વરદ તથા બે વામભુજામાં બીજારું અને કુંત ધારણ કરનારી હતી.

ભગવાન નવમાસે ઉણા અઢીહજાર વર્ષ પૃથ્વી પર વિચર્યા. તેટલા સમયમાં ભગવાનને વીસહજાર સાધુ, એકતાલીસ હજાર સાધ્વી, સાડાચારસો ચૌદ પૂર્વધારી, એકહજારને છસો અવધિજ્ઞાની, બારસો ને આઠ મનઃપર્યવજ્ઞાની, સોળસો કેવળજ્ઞાની, પાંચ હજાર વૈક્રિય લબ્ધિવાળા, એક હજાર વાદ લબ્ધિવાળા, એક લાખ અને સીત્તેર હજાર શ્રાવક તથા ત્રણ લાખ અને અડતાલીશ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો

અનુક્રમે ભગવાન પોતાનો નિર્વાણ સમય નજીક જાણી સંમેતશિખર પધાર્યા. ત્યાં એક હજાર મુનિઓની સાથે ભગવાને અનશન સ્વીકાર્યું. એક માસને અંતે **વૈશાખ વદ દશમના** દિવસે અશ્વિની નક્ષત્રમાં તે મુનિઓની સાથે ભગવાન અવ્યય પદ પામ્યા

પ્રભુએ કૌમારાવસ્થામાં અઢીહજાર વર્ષ, રાજ્યાવસ્થામાં પાંચ હજાર વર્ષ, વ્રતમાં અઢીહજાર વર્ષ એમ કુલ દશહજાર વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કર્યું.

મુનિસુવ્રતસ્વામિના નિર્વાણ પછી છ લાખ વર્ષ બાદ નમિનાથ ભગવાન નિર્વાણ પામ્યા.

અવધિજ્ઞાન વડે પ્રભુનુ નિર્વાણ જાણી ઈંદ્રો દેવો સહિત ત્યાં આવ્યા. ભગવાનના તથા અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કરીને નંદીશ્વરદ્વીપે નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા

# દશમા ચક્રવર્તિ શ્રી હરિષેણનું ચરિત્ર

## [ ૧ ]

### પૂર્વભવ વર્ણન.

ભરતક્ષેત્રમાં અનંતનાથ ભગવાનના શાસનમાં **નરપુર** નામના નગરને વિષે **નરાભિરામ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે કેટલોક વખત રાજ્ય પાલન કર્યા બાદ સંસારથી ઉદ્વેગ પામી દીક્ષા ગ્રહણ કરી. ચારિત્રનું સારી રીતે આરાધન કરીને નરાભિરામ રાજર્ષિ મૃત્યુ પામી સનત્કુમાર દેવલોકમાં મોટી ઋદ્ધિવાળા દેવ થયા.

### બાલ્યકાળ, યુવાકાળ, ચક્રિપદ અને મોક્ષ.

**પાંચાલ** દેશમાં આવેલા **કાંપિલ્યપુર** નામના નગરમાં સિંહના જેવો પરાક્રમી મહાહરિ નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **મહિષી** નામે શિયળવંતી રાણી હતી તે રાણીની કુક્ષિમા સનત્કુમાર દેવલોકમાંથી ચ્યવી નરાભિરામ રાજાનો જીવ ઉત્પન્ન થયો રાણીએ તે રાતને વિષે ચક્રવર્તિના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્ન જોયાં. અને રાણીએ પૂર્ણમાસે સુવર્ણ સમાન વર્ણવાળા પુત્રનો જન્મ આપ્યો તેનુ નામ રાજાએ હરિષેણ પાડ્યુ.

હરિષેણ કુમાર અનુક્રમે વૃદ્ધિ પામતો પંદર ધનુષ્યની કાયાવાળો થયો અને પિતાએ તેને રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો પિતાનું રાજ્ય પાળતાં હરિષેણ રાજાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. પછી અનુક્રમે પુરોહિત વિગેરે તેર રત્નો તેને આવી મળ્યાં ચક્રવર્તિએ દિગ્વિજય કરવાની તૈયારી કરી. પ્રથમ ચક્રની પાછળ ચાલતાં દિગ્વિજયની

શરૂઆતમાં પૂર્વ દિશામા રહેલ માગધ તીર્થના અધિપતિ માગધકુમાર દેવને સાધ્યો ત્યાંથી દક્ષિણ દિશા તરફ જઈ દક્ષિણ સમુદ્રમા રહેલ વરદામ તીર્થના અધિષ્ઠાયક વરદામ દેવને સાધ્યો. તેવીજ રીતે પશ્ચિમ દિશામાં જઈ પ્રભાસતીર્થના અધિપતિ પ્રભાસદેવને પણ વશ કર્યો ત્યાંથી આગળ પ્રયાણ કરીને ચક્રવર્તિએ સિંધૂ નદી પાસે જઈને સિંધુદેવીને સાધી ત્યારબાદ આગળ વધી વૈતાઢય પર્વત પાસે આવીને વૈતાઢયાદ્રિકુમારને વિધિ પૂર્વક વશ કર્યો અને વૈતાઢય પર્વતમા આવેલ તમિસ્રા ગુફાના અધિપતિને પણ સાધીને ચક્રવર્તિએ સેનાપતિ પાસે પશ્ચિમ નિષ્કૂટ સધાવી લીધું અને દંડ રત્નથી સેનાપતિએ તમિસ્રા ગુફાના દ્વાર ઉઘાડયાં અને ગુફામાં કાકિણી રત્નથી માંડલા દોર્યાં કે જેથી ગુફા પ્રકાશથી ઝળહળી ઉઠી. ચક્રવર્તિ સૈન્ય સાથે ગુફામાં આગળ વધ્યો અને વાર્ધકિરત્ને બાંધેલ પુલવડે ઉન્મગ્ના અને નિમગ્ના નદી પાર ઉતર્યો ગુફાનું ઉત્તર દ્વાર આપોઆપ ઉઘડી ગયુ ગુફામાથી બહાર નીકળી ચક્રવર્તિએ આપાત જાતિના મ્લેચ્છોને જીતી લીધા સિંધુ નદીના પશ્ચિમ નિષ્કૂટને સેનાપ ત પાસે જીતાવી લીધું ત્યારબાદ ક્ષુદ્રહિમાલય પાસે આવી તેના અધિપતિ દેવને સાધ્યો અને ત્યાં આવેલા ઋષભકૂટ ઉપર કાકિણી રત્નવડે ‘હરિષેણ ચક્રવર્તિ’ એવું પોતાનુ નામ લખ્યું. અને આગળ પ્રયાણ કરી ગગા નદી પાસે આવી ગંગાદેવીને સાધી. અને સેનાપતિ પાસે પશ્ચિમ નિષ્કૂટ સધાવી લીધુ. પછી વૈતાઢય પર્વતની બન્ને શ્રેણિના અ ધપતિ વિદ્યાધરો પાસેથી ભેટ મેળવીને ચક્રવર્તિએ ત્યા આવેલ ખંડપ્રપાતા ગુફાના સ્વામિ નાટયમાલ દેવને વશ કર્યો. સેનાપતિએ પૂર્વવત ગુફાના દ્વાર ઉઘાડયાં. ચક્રવર્તિ ચક્રને અનુસરીને ગુફામાં પ્રવેશી પ્રથમની જેમ સૈન્ય સહિત બહાર નીકળ્યો. સેનાપતિ પાસે ગ ગાનદીનું પૂર્વ નિષ્કૂટ સધાવી ચક્રવર્તિએ ગંગાના કિનારા પર પડાવ નાંખ્યો. ત્યાં તેના પુન્યબળથી ગંગાના મુખ પાસે વસનારા નવનિધિઓ તેને સ્વયમેવ પ્રાપ્ત થયા

આ પ્રમાણે ચક્રવર્તિએ ચક્રીપણાને યોગ્ય સંપૂર્ણ ઋદ્ધિસિદ્ધિ મેળવી ભરતના છ ખ ડનો વિજય કરીને કાંપિલ્યપુરમા પ્રવેશ કર્યો દેવોએ અને માનવોએ તેને ચક્રવર્તિપણાનો અભિષેક કર્યો તેનો મહોત્સવ નગરમાં બાર વર્ષ સુધી ચાલુ રહ્યો અને ચક્રવર્તિ ધર્મની સાચવણી પૂર્વક શાતિથી રાજ્યસુખ ભોગવવા લાગ્યા છેવટે ચક્રવર્તિએ સંસારથી વિરક્ત થઈ લીલા માત્રમા સર્વઋદ્ધિને ત્યાગી દીક્ષા ગ્રહણ કરી ચક્રવર્તિએ ચારિત્ર ધર્મનું નિરતિચાર પાલન કરી ઘાતિકર્મનો નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને પૃથ્વીતલ ઉપર વિચરી જગત્ ઉપર ઉપકાર કરી અવ્યયપદ પામ્યા.

હરિષેણ ચક્રવર્તિ કૌમારાવસ્થામાં સવાત્રણસો વર્ષ, તેટલાં જ વર્ષ માડલિકાવસ્થામા, દોઢસો વર્ષ દિગ્વિજયમાં, આઠહજાર આઠસો પચાસ વર્ષ ચક્રવર્તિપણામાં, અને સાડાત્રણસો વર્ષ દીક્ષાવસ્થામા એ રીતે કુલ દશ હજાર વર્ષનુ આયુષ્ય ભોગવી મોક્ષે ગયા

## અગ્યારમા જયચક્રવર્તિનું ચરિત્ર

શ્રી નમિનાથ ભગવાનના તીર્થમા જયચક્રવર્તિ થયા છે. તેનું ચરિત્ર નીચે મુજબ છે.

આ જ બુદ્વીપના ઐરાવત ક્ષેત્રમાં શ્રીપુર નામે નગર હતું તેમા વસુ ધર નામે રાજા

રાજ્ય કરતો હતો તેને **પદ્માવતી** નામે રાણી હતી રાણીના અચાનક મૃત્યુથી રાજાને વૈરાગ્ય ભાવના જાગી તેથી તેણે પોતાના પુત્ર **વિનયધરને** રાજ્યગાદી સોંપી **વરધર્મ** નામના મુનિની પાસે પ્રતિબોધ પામી દીક્ષા ગ્રહણ કરી લાંબો વખત દીક્ષા પાળી વસુધર રાજર્ષિ મૃત્યુ પામી સાતમા દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયા

**મગધદેશમાં રાજગૃહ** નામે નગર હતું. ત્યા **વિજય** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને **વપ્રા** નામે શીલવતી રાણી હતી. કેટલોક કાળ ગયા પછી વસુંધર રાજાનો જીવ મહાશુક્ર દેવલોકમાથી ચ્યવી તેની કુક્ષિમા અવતર્યો. રાણીએ ચૌદ સ્વપ્ન જોયાં અને પૂર્ણ કાળે પુત્રનો જન્મ થયો ત્યારે તેનું નામ **જયકુમાર** પાડ્યું યૌવનવયનો થયો ત્યારે તે કુમાર સુવર્ણવર્ણવાળો અને બારધનુષ્યની ઉંચાઇવાળો થયો. સમય જતાં પિતાએ રાજ્યાભિષેક કર્યો. જયકુમાર રાજ્યને રાજમર્યાદા પૂર્વક પાલન કરે છે તે અરસામાં તેના આયુધગૃહમાં **ચક્રરત્ન** ઉત્પન્ન થયું. ત્યાર પછી બીજા તેર રત્નો પણ આવી મળ્યાં.

ત્યારબાદ જયચક્રી દિગ્વિજય માટે નિકળ્યા સૌ પ્રથમ માગધકુમારદેવ, વરદામદેવ, પ્રભાસદેવ, સિંધુદેવી, વૈતાઢયાદ્રિકુમારદેવને સાધ્યા અને ત્યારબાદ સેનાપતિ પાસે સિંધુ નિષ્કૂટ સધાવી, તમિસ્રાગુફામા પ્રવેશ કરી ઉત્તરભરતાર્ધમા દાખલ થયા. અહિં આપાત ભિલ્લોને સાધ્યા. હિમવંત કુમારદેવને સાધ્યો, ઋષભકુટ ઉપર કાકિણી રત્નવડે પોતાનું નામ લખ્યું તેમજ સિંધુનો પશ્ચિમનિષ્કૂટ અને ગંગાના પૂર્વ નિષ્કૂટને સેનાપતિ દ્વારા સધાવ્યો ત્યારબાદ વિદ્યાધરોને જીતી નાટયમાલદેવને સાધી ખંડપ્રપાતા ગુફામાં પ્રવેશી ત્યાંથી દક્ષિણભરતમાં દાખલ થયા અને નવનિધિ સાધી ગગાના બીજા નિષ્કૂટને સેનાપતિ પાસે સધાવ્યો

આ રીતે છ ખંડ સાધી જયચક્રી પોતાના નગરમાં પાછો ફર્યો. દેવોએ અને માનવોએ ચક્રીપણાનો અભિષેક કર્યો જયચક્રવર્તિ ઘણો કાળ ષટ્ખંડ ભોગવી ત્રણ હજાર વર્ષનું આયુષ્ય પાળી કેવળજ્ઞાન પામી સિદ્ધિગતિને પામ્યા

જયચક્રવર્તિએ ત્રણસોવર્ષ કુમારપણામાં, ત્રણસોવર્ષ માંડલિકપણામાં, સો વર્ષ દિગ્વિજયમાં, એક હજાર ને નવસો વર્ષ ચક્રવર્તિપણામાં અને ચારસો વર્ષ દીક્ષાવસ્થામાં, એમ કુલ ત્રણ હજાર વર્ષનુ આયુષ્ય પોતાના જીવનકાલ દરમિયાન ભોગવ્યું હતું.

**[ આ પ્રમાણે રામાયણ, નમિનાથ ચરિત્ર, હરિષેણચક્રી ચરિત્ર, અને જયચક્રી ચરિત્ર રૂપ સાતમું પર્વ સંપૂર્ણ. ]**

# શ્રીનેમિનાથ ચરિત્ર

## [ ૧ ]

## પૂર્વભવ વર્ણન

### પ્રથમ-દ્વિતીયભવ-ધનકુમાર અને સૌધર્મ દેવલોકમાં દેવ

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **અચલપુર** નામના નગરમાં **વિક્રમધન** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ગુણ શીલ સંપન્ન **ધારિણી** નામે રાણી હતી એક દિવસે પાછલી

રાત્રે ધારિણીએ સ્વપ્નામાં "આમ્રવૃક્ષ દેખ્યું. અને તે સ્વપ્નામા તેને એક પુરૂષે કહ્યુ કે 'આ આમ્રવૃક્ષ સો પ્રથમ તારા આંગણામાં રોપવામાં આવે છે કુલ આ આમ્રવૃક્ષ નવવાર રોપવામાં આવશે અને એક કરતાં બીજીવારમાં તે વધુ ફળદાયક અને સમૃદ્ધ બનશે નવમીવાર તો તેની સમૃદ્ધિ માપી પણ નહિ શકાય' એમ કહી તે પુરૂષ ક્યાંક ચાલ્યો ગયો" રાણીએ જાગૃત્ થઇ શેષ રાત્રિ ધર્મજાગરણમાં પસાર કરી પ્રાતઃકાલે રાજાને સ્વપ્નની વાત કહી અને તેનું ફળ પૂછ્યું રાજાએ સ્વપ્ન પાઠકોને બોલાવી તેમની આગળ સર્વ સ્વપ્ન કહી બતાવ્યુ સ્વપ્નપાઠકોએ જવાબ આપ્યો 'હે રાજન્! આ સ્વપ્નથી તમારે ઉત્તમ પુત્ર રત્નની પ્રાપ્તિ થશે. પરન્તુ નવવાર આમ્રને રોપવાથી શુ ફળ થશે તેની અમને માહિતી નથી' પૂર્ણમાસે ધારિણીએ પુત્રનો જન્મ આપ્યો. રાજાએ તેનુ **ધનકુમાર** એવું નામ પાડયું. જતે દિવસે તે શાસ્ત્ર અને શસ્ત્રકળા શીખી યૌવનવય પામ્યો.

એ સમયે **કુસુમપુર**ના રાજા સિંહને **વિમળા** નામની પત્નીથી ઉત્પન્ન થએલી **ધનવતી** નામે કન્યા હતી એક વખત તે સખી સાથે ઉદ્યાનમાં ક્રીડા કરતી હતી તેવામાં કોઈ પુરૂષ ચિત્રપટ હાથમાં લઈ ત્યાં આવ્યો. રાજકુમારી આ શું ચિત્ર છે તેમ ચિત્રકારને પૂછે છે, તેટલામા તો તેની સખી **કમલિની**એ તે પુરૂષના હાથમાંથી ચિત્રનો પટ ઝડપથી લઈ લીધો અને ચિત્ર જોઈ બોલવા લાગી કે 'અહો! કેવું સુંદર રૂપ! આતો દેવ કે નાગકુમાર!' ધનવતીએ કમલિની પાસેથી ચિત્રપટ લઈ લીધું અને તે જોવામા લીન બની. ચિત્રકારે કહ્યું 'નથી આ દેવ કે નથી આ નાગકુમાર, આ ચિત્ર વિક્રમધન રાજાના પુત્ર ધનકુમારનું છે' રૂપ જોતાં જોતાં ધનવતી ધનકુમાર ઉપર રાગી બની.

ત્યારબાદ એક વખત કુસુમપુરમાં અચળપુરથી દૂત આવ્યો. સિંહરાજા પાસે તેણે ધનકુમારના રૂપ ગુણ અને કળાની પ્રશંસા કરી તે સાંભળી સિંહરાજાએ પોતાની ધનવતી કન્યા સાથે ધનકુમારનો સંબંધ બાંધવા માટે તેજ દૂતને વિક્રમધન રાજા પાસે મોકલ્યો ભાવતા ભોજનસમ પિતાએ કરેલ આ વિવાહથી ધનવતી ખુબ આનંદ પામી. અને ધનકુમાર પણ જેવું જોઈએ તેવું મળ્યાથી આનંદ પામ્યો બન્ને પરસ્પર પ્રીતિપત્રો લખવા માંડયાં. અને અવસરે સારા મુહૂર્તે માતાપિતાએ તેમનાં લગ્ન કર્યાં.

એક દિવસે અચલપુરના ઉદ્યાનમાં ચતુર્જ્ઞાની **વસુંધર** નામના મુનિ પધાર્યા. વિક્રમધનરાજા કુટુંબસહિત વાંદવા ગયો ધર્મોપદેશ સાભળી રાજાએ મુનિને પૂછ્યુ "હે ભગવંત! જ્યારે આ ધનકુમાર ગર્ભમાં હતો ત્યારે તેની માતાને સ્વપ્નમા "નવવાર આમ્રવૃક્ષ ફરી ફરી રોપવામા આવશે' એવું એક પુરૂષે કહ્યુ હતું. તેનું શું ફળ?" મુનિએ અવધિજ્ઞાનથી કેવળી પાસેથી તેનો ખુલાસો મેળવી નેમિનાથનું નવભવવાળું સંપૂર્ણ ચરિત્ર કહ્યુ. અને જણાવ્યું કે 'ધનકુમાર નવમા ભવે બાવીશમા **નેમિનાથ** તીર્થંકર થશે' રાજા વિગેરે સર્વ પરિવાર આ સાભળી ધર્મમા વધુ દૃઢ બન્યો અને મુનિને વાંદી પોતાના સ્થાનકે ગયો.

એક વખત ધનકુમાર ધનવતીની સાથે ક્રીડા કરવા સરોવર ઉપર ગયો. ત્યા તેણે એક મૂર્ચ્છા પામેલ મુનિને જોયા. ધનકુમારે તેમની શુશ્રુષા કરી સાવધ કર્યા. મુનિએ ધર્મલાભ પૂર્વક ધર્મોપદેશ આપ્યો ભાવિત ધનકુમારે ધનવતી સાથે સમ્યક્ત્વ પૂર્વક શ્રાવક ધર્મનો

સ્વીકાર કર્યો. છેવટે ધનકુમારે રાજ્ય ભોગવી પોતાના **ધનદત્ત** અને **ધનદેવ** એ બાંધવો અને ધનવતી રાણીની સાથે **વસુંધર** મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. શુદ્ધ ચારિત્ર પાળી સર્વે અંતે સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયાં.

**ત્રીજો-ચોથો ભવ-ચિત્રગતિ વિદ્યાધર અને મહેન્દ્ર દેવલોકમાં દેવ.**

વૈતાઢ્ય પર્વત ઉપર **સુરતેજ** નામના નગરમાં સૂર નામે વિદ્યાધર રાજા રાજ્ય કરતો હતો તેને **વિદ્યુન્મતી** નામની રાણી હતી. તેની કુક્ષિને વિષે સૌધર્મ દેવલોકથી ચ્યવી ધનકુમારનો જીવ અવતર્યો. પૂર્ણમાસે રાણીએ એક સુંદર પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ માતપિતાએ **ચિત્રગતિ** પાડયું કેટલાક સમયબાદ રાણીએ **ચપળગતિ** અને **મનોગતિ** નામના પુત્રનો જન્મ આપ્યો.

આ અરસામાં **શિવમંદીર** નામના નગરમાં **અનંગસિંહ** રાજાને **શશિપ્રભા** નામની રાણી હતી. તેની કુક્ષિને વિષે સૌધર્મ દેવલોકથી ચ્યવી ધનવતીનો જીવ પુત્રીપણે અવતર્યો પૂર્ણમાસે રાણીએ પુત્રીનો જન્મ આપ્યો તેનું નામ માતપિતાએ **રત્નવતી** પાડયુ. એક વખત અનંગસિંહે એક નિમિત્તકને પૂછયું કે 'રત્નવતીનો ભર્ત્તા કોણ થશે?' નિમિત્તકે જવાબ આપ્યો કે' યુદ્ધમા તમારૂં ખડ્ગરત્ન જે ખુચવી લેશે તથા સિદ્ધાયતનમાં જેના ઉપર પુષ્પવૃષ્ટિ થશે તે આ રત્નવતીનો પતિ થશે.' ત્યારબાદ નિમિત્તક સ્વસ્થાને ગયો કેટલાક સમયબાદ શશીપ્રભાએ કમળનામના પુત્રનો જન્મ આપ્યો.

આ અરસામા **ચક્રપુર** નગરમાં **સુગ્રીવ** નામનો રાજા રાજ્ય રાજ્ય કરતો હતો, તેને **યશસ્વતી** અને **ભદ્રા** નામની બે રાણીઓ હતી યશસ્વતીની કુક્ષિથી **સુમિત્ર** નામનો પુત્ર થયો અને ભદ્રાની કુક્ષિથી **પદ્મ** નામનો પુત્ર થયો તેમા સુમિત્ર ગુણવાન અને ભદ્રિક પ્રકૃતિનો હતો. પદ્મ ક્રૂર ને અવિનયી હતો આથી ભદ્રાને એક દિવસે વિચાર આવ્યો કે 'સુમિત્ર જીવશે ત્યાં સુધી મારા પુત્રને ગાદી નહિ મળે' આથી એણે સુમિત્રને ઝેર આપ્યું. રાજાને આની તરત ખબર પડી. તેણે ભુવા વૈદ્યો બોલાવ્યા પણ, ઝેર ન ઉતર્યું. ભદ્રા નાશી ગઈ. આખુ કુટુમ્બ શોકમગ્ન બન્યું આ અરસામાં ચિત્રગતિ વિમાન-માંથી પસાર થતો હતો તેણે સુગ્રીવ રાજાને શોક સહિત દીઠા, તેણે વિમાન નીચે ઉતાર્યું. મંત્રથી પાણી મંત્ર્યુ અને સુમિત્ર ઉપર છાંટી તેને સચેતન બનાવ્યો. આખું કુટુમ્બ આનંદ પામ્યું. સુમિત્ર તો જાણે ઉંઘમાથી ઉઠયો હોય તેમ ઉઠી સૌને પૂછવા લાગ્યો કે 'આ બધુ શુ છે?' ત્યારે રાજાએ તેને સર્વ વૃત્તાન્ત કહી બતાવ્યો આ પછી ચિત્રગતિનો વૃત્તાન્ત મંત્રીના પુત્રે સર્વને કહ્યો બધા આનંદ પામ્યા. ચિત્રગતિ અને સુમિત્ર બન્ને મિત્રો બન્યા આ અરસામાં કેવલી ભગવાન પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળી બન્ને મિત્રોએ સમ્યક્ત્વ પૂર્વક બારવ્રત ગ્રહણ કર્યા.

અંતે સુગ્રીવે કેવલિ ભગવાનને પૂછયું કે 'ભદ્રા નાશીને કયાં ગઈ?' ભગવાને જવાબ આપ્યો કે 'તેને રસ્તામાં ચોર મળ્યા તેઓએ તેને લૂટી વણઝારાને વેચી અંતે મૃત્યુ પામી પહેલી નરકે જઇ ચંડાલણી થઇ અનેક ભવ કરશે.' સુગ્રીવને વૈરાગ્ય ઉપજ્યો તેણે તેનુ રાજ્ય સુમિત્રને સોંપ્યું અને પોતે દીક્ષા ગ્રહણ કરી. સુમિત્રે રાજ્યનો થોડો ભાગ પદ્મને સોંપ્યો અને સુખ પૂર્વક રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસે અનંગસિંહના પુત્ર કમળે સુમિત્રની બેનનું હરણ કર્યું. સુમિત્રે મદદ માટે ચિત્રગતિને બોલાવ્યો. સુમિત્રની બેનને પાછી લાવવા માટે ચિત્રગતિ શિવમંદીર નગરમાં ગયો. ત્યાં તેણે કમળને મારી નાંખ્યો. આથી તેને અનંગસિંહ સાથે યુદ્ધ થયુ. તેમાં ચિત્રગતિએ ખડ્ગ ખુંચવી લીધું. અને સુમિત્રને તેની બહેન પાછી લાવી આપી. ત્યારબાદ સુમિત્રે દીક્ષા ગ્રહણ કરી. એક વખતે તે સુમિત્ર મુનિ કાયોત્સર્ગે રહ્યા હતા. તે વખતે તેમના ઓરમાન ભાઇ પદ્મે ત્યાં આવી તેમને છાતીમાં બાણ માર્યું. આથી મરણ પામી તે મુનિ બ્રહ્મદેવ લોકમાં ગયા. તેજ વખતે પદ્મને સર્પે ડંશ દીધો. અને તે પણ મરીને સાતમી નરકે ગયો.

એક વખત ચિત્રગતિ કુમાર યાત્રા માટે સિદ્ધાયતનમાં ગયો ત્યાં રત્નવતી સહિત અનંગસિંહ વિદ્યાધર પણ આવ્યો હતો, તે વખતે બ્રહ્મદેવ લોકથી આવેલા સુમિત્રદેવે ચિત્રગતિ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. ચિત્રગતિને જોઈ રત્નવતી કામાતુર થઇ. તે જોઈ અનંગસિંહને અહિં રત્નવતીના વરનો નિશ્ચય થયો. પછી તેઓ પોતપોતાના સ્થાને ગયા.

આ પછી એક વખત રત્નવતીની સાથે ચિત્રગતિનો સંબંધ કરવા માટે અનંગસિંહ રાજાએ સૂર રાજા પાસે પોતાનો પ્રધાન પુરૂષ મોકલ્યો. છેવટે તે બન્નેનાં લગ્ન થયાં. લગ્ન બાદ જે ધનદેવ અને ધનદત્તના જીવ આ ભવમાં મનોગતિ અને ચપલગતિ નામે ભાઈ થયા હતા તેમની સાથે યાત્રા કરી અનુક્રમે ચિત્રગતિ રાજા થયો. અવસરે પુરંદર નામના પોતાના પુત્રને રાજ્ય પર સ્થાપન કરી બન્ને ભાઇઓ અને રત્નવતી સહિત ચિત્રગતિએ દીક્ષા ગ્રહણ કરી. છેવટે તેઓ ચારે માહેન્દ્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

## પાંચમો છઠ્ઠોભવ–અપરાજિત રાજા અને આરણ દેવલોકમાં દેવ.

પશ્ચિમ મહાવિદેહમાં પદ્મ નામના વિજયમાં સિંહપૂર નામનુ નગર હતું તે નગરમાં હરિનંદી નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાની રાણી પ્રિયદર્શનાની કુક્ષિને વિષે મહેન્દ્રદેવલોકથી ચ્યવી ચિત્રગતિનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો પ્રિયદર્શનાએ પૂર્ણમાસે પુત્રનો જન્મ આપ્યો. અને તેનુ નામ પિતાએ અપરાજિત એવું પાડયુ. આ અરસામાં મંત્રીને વિમલબોધ નામનો પુત્ર થયો. આ બન્ને પરસ્પર ખૂબ સ્નેહાળ અને એક બીજાના દુઃખના ભાગીદાર સમા મિત્ર થયા. તેમજ અપરાજિત ઉપરાંત હરિનંદી રાજાને મનોગતિ અને ચપળગતિના જીવ દેવ લોકથી ચ્યવી સૂર અને સોમ નામના પુત્રપણે ઉત્પન્ન થયા.

એક વખતે અપરાજિત અને વિમળબોધ બન્ને મિત્રો ઘોડા ઉપર બેઠા. બેસતાની સાથે ઘોડાઓ નાઠા અને તેમને જંગલમાં લઇ ગયા. ત્યાં ઘોડા મૃત્યુ પામ્યા. આ પછી કૌતુકપ્રિય બન્ને મિત્રો ફરે છે. તેટલામાં એક ચોર તેમને શરણે આવીને કહેવા લાગ્યો કે 'મારૂં રક્ષણ કરો ! મારૂ રક્ષણ કરો.' અપરાજિત અને વિમલબોધે તેને શરણ આપ્યુ. ચોરની પાછળ સુકોશલ રાજાના સૈનિકો આવ્યા. કુમારે તેમનો પરાભવ કર્યો. આથી સુકોશલ રાજા જાતે લડવા આવ્યો. પણ અપરાજિતને જોતાં તેને ખ્યાલ આવ્યો કે આતો મારા

મિત્ર હરિનંદીનો પુત્ર છે. તેણે અપરાજિતનું સન્માન કર્યું અને પોતાને ત્યાં લઇ જઇ કનકમાલા નામની પોતાની પુત્રી પરણાવી.

સુકોશલને ત્યાંથી છૂપી રીતે વિમલબોધને લઇ અપરાજિત નીકળી ગયો. એક વખતે બન્ને મિત્રો જતા હતા. તેવામાં આકાશમાર્ગે શ્રીષેણુ વિદ્યાધરના પુત્રથી હરાતી અને રોતી રત્નમાલાને જોઇ. કુમારે વિદ્યાધરને ઘાયલ કરી તેની સાથે યુદ્ધ કરી તેને છોડાવી. આ વિદ્યાધર બન્ને મિત્રોનું પરાક્રમ દેખી આનંદ પામ્યો. અને તેણે પોતાના ઘા ઉપર ઔષધિ ચોપડવાનું કહ્યું. અપરાજિતે તેમ કર્યું આથી તેણે અપરાજિતને જખમને રૂઝવનાર ઔષધિ તથા કિંમતી મણિ આપ્યો. તેમજ વિમલબોધને વેશપરાવર્તન કરનાર ગુટિકા આપી. આ અરસામાં રત્નમાલાના પિતા જે રથનુપુર નગરનો રાજા અમૃતસેન હતો તે ત્યાં આવી પહોંચ્યો. અને તેણે પોતાની પુત્રી અપરાજિત કુમારને સોંપી. ત્યારબાદ શ્વસુરની રજા લઇ અપરાજિત મિત્ર સહિત આગળ ચાલ્યો. માર્ગે ચાલતાં તેઓ બે એક અરણ્યમાં આવ્યા. ત્યાં કુમાર તૃષાતુર થયો. વિમળબોધ જળ લેવા ગયો. જળ લઈ આવ્યો ત્યારે તેણે કુમારને તે સ્થળે જોયો નહિ તેથી તે આમતેમ તેની શોધ કરવા લાગ્યો. તેવામાં તેને બે વિદ્યાધરો મળ્યા. તેમણે વિમલબોધને કહ્યું કે "ભાનુ નામના વિદ્યાધર રાજાની **કમલિની** અને **કુમુદિની** નામની બે પુત્રીઓને પરણુવા માટે અમો ભાનુ રાજાની આજ્ઞાથી હરી ગયા છીએ, પણ તે કુમાર તારા વિયોગના દુઃખથી પરણુતો નથી." એમ કહી વિમળબોધને તેઓ ત્યાં લઇ ગયા. ત્યારબાદ કુમાર તે બન્ને કન્યાઓને પરણ્યો.

આ પછી કુમાર મિત્ર સહિત શ્રીમંદિર નામના નગરમાં ગયો. ત્યાં ક્ષુરિકાના પ્રહારથી પીડા પામેલા સુપ્રભ નામના રાજાને કુમારે મણિ અને મૂલિકાવડે સજ્જ કર્યો. તેથી પ્રસન્ન થએલા રાજાએ પોતાની રંભા નામની કન્યા સાથે પરણાવ્યો. ત્યાંથી નીકળી કુમાર મિત્ર સહિત કુંડપુર નગરમાં ગયો. ત્યાં તેણે કેવળીની પાસે ધર્મદેશના સાંભળી. 'પછી હું ભવ્ય છું કે અભવ્ય ?' એમ તેણે કેવળીને પૂછ્યું. ત્યારે કેવળીએ તેને કહ્યું કે 'હે કુમાર ! તું આગામી કાળે બાવીશમો તીર્થંકર થઈશ. અને આ વિમળ બોધ ગણધર થશે.' તે સાંભળી બન્ને મિત્રો ત્યાંથી અન્યત્ર ગયા.

તે સમયમાં આનંદપૂર નગરમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. તેને ધારિણી નામે રાણી હતી. મહેન્દ્ર દેવલોકથી રત્નવતીનો જીવ ચ્યવી ધારિણીની કુક્ષિને વિષે પુત્રીપણે ઉત્પન્ન થયો. માતપિતાએ તેનું નામ **પ્રીતિમતી** એવું પાડ્યું. સમયજતાં તે યૌવન વય પામી અને સર્વ કલા તથા વિદ્યામાં નિપુણ બની. તેણે એવી પ્રતિજ્ઞા કરી કે 'જે પુરૂષ મને વિદ્યામાં જિતશે તેને હું પરણીશ.' રાજાએ સ્વયંવર મંડપ રચાવ્યો. દેશદેશના રાજાઓ અને વિદ્યાધરોને આમંત્રણ આપ્યુ. રાજાઓ સમયસર ત્યાં આવ્યા. અને સૌ પોતપોતાના સ્થાને ગોઠવાયા. અપરાજિત કુમાર પણ મંત્રિપુત્ર સાથે વિદ્યાધરની આપેલી ગુટિકાના પ્રયોગથી રૂપ પરાવર્ત્તન કરી યોગ્ય સ્થાને બેઠો. વરમાળા સાથે પ્રીતિમતી વૃદ્ધ પ્રાતિહારીને લઇ સ્વયંવર મંડપમાં દાખલ થઈ. રાજાઓ તેનું રૂપ અને

તેજ જોઇ ચિત્રવત્ સ્થિર થયા. પ્રાતિહારિએ રાજાઓના નામગોત્ર ઉચ્ચારી તે તે રાજાઓને ઓળખાવ્યા. આ પછી પ્રીતિમતીએ ચાર પ્રશ્નો પૂછયા. ૧ "ગુરૂ કોણ ? ૨ ધર્મ કયો ? ૩. મનુષ્યોએ શું કરવું ? અને ૪ સાચું શું ?" સર્વે રાજકુમારો મૌન રહ્યા. કોઇ પ્રશ્નોનો જવાબ આપી શકયું નહિ. જિતશત્રુ રાજા વિચારવા લાગ્યો કે 'આવી પુત્રીને ઉત્પન્ન કરી. બ્રહ્માએ તેને અનુરૂપ જમાઇ કેમ ન કર્યો ?' તુરતજ અપરાજિત ઉભો થયો. અને તેણે ક્રમસર ચારે પ્રશ્નોના ઉત્તર ૧ તત્ત્વને જાણનારો. ૨ જીવદયા. ૩ સંસારનોનાશ. ૪ જીવોનું હિત કરવું. આ પ્રમાણે આપ્યા. આથી કુમારીએ કુબડા અપરાજિતના કંઠમાં વરમાલા આરોપી. રાજાઓએ તલવારો ખેંચી. અને બોલી ઉઠયા કે 'આવા કુબડાને પરણવું હતું તો અમને શા માટે બોલાવ્યા ?' સ્વયંવરમંડપ યુદ્ધમંડપ બન્યો, એકલ હાથે અપરાજિતે સર્વ રાજાઓને હંફાવ્યા. તેવામાં સોમપ્રભ નામના રાજાએ અપરાજિતને ઓળખ્યો અને કહ્યું કે 'આ સામાન્ય માણસ નથી પણ આ હરિનંદી રાજાનો પુત્ર છે.' અપરાજિતે અને વિમલબોધે પોતાનું સાચું રૂપ પ્રગટ કર્યું. જિતશત્રુ રાજાએ ઉત્સવપૂર્વક પ્રીતિમતીના અપરાજિત સાથે લગ્ન કર્યાં અને હરીફ રાજાઓ તેમાં સાજન બન્યા. જિતશત્રુ રાજાના મંત્રીએ પોતાની પુત્રી વિમલબોધને પરણાવી. રાજાઓ સ્વસ્થાને ગયા. આ પછી કુમાર અને વિમલબોધ ત્યાં આનંદપૂર્વક સમય વીતાવવા લાગ્યા.

આ પછી અપરાજિત વિમલબોધ સહિત સિંહપુર નગરમાં આવ્યો. રાજા તેને ભેટી પડયો. અને તેને રાજ્ય સોંપી દીક્ષા લઇ તેણે સિદ્ધિગતિ મેળવી.

અપરાજિત રાજા નવીન ચૈત્યો, રથયાત્રાઓ અને ધાર્મિક કાર્યો કરવા પૂર્વક પોતાનો રાજ્ય કાળ પસાર કરે છે તેવામાં તે એક વખત ઉદ્યાનમાં ગયો. ત્યાં તેણે એક શ્રેષ્ઠિ પુત્રને આનંદપૂર્વક સુખ ભોગવતો દેખ્યો. પણ બીજેજ દિવસે તેણે તેના મૃત્યુના સમાચાર સાંભળ્યા. આથી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી તેણે પ્રીતિમતી રાણી, વિમલબોધ મંત્રી અને સૂર અને સોમ નામના બે ભાઈઓ સાથે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષાબાદ સુંદર ચારિત્ર પાળી ચારે જણ અગ્યારમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

**સાતમો આઠમો. ભવ–શંખરાજા અને અપરાજિત વિમાનમાં દેવ.**

આ જંબુદ્વીપમાં હસ્તિનાપુર નગરમાં શ્રીષેણ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને શ્રીમતી નામે રાણી હતી. આરણદેવલોકમાંથી ચ્યવી અપરાજિતનો જીવ તેની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. રાણીએ સ્વપ્નમાં શંખ દેખ્યો. પૂર્ણમાસે શ્રીમતીએ પુત્રનો જન્મ આપ્યો. રાજાએ પુત્રનુ નામ શંખ એવું પાડયુ. શ્રીષેણરાજાના મંત્રી ગુણબુદ્ધિને ત્યાં વિમળબોધનો જીવ દેવલોકમાંથી ચ્યવી પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં તેનું નામ મતિપ્રભ રાખવામાં આવ્યું. રાજપુત્ર અને મંત્રીપુત્રને પૂર્વભવની પેઠે અહિં પણ મૈત્રિ થઇ.

એક વખત લોકોએ શ્રીષેણ આગળ ફરિયાદ કરી કે 'હે રાજન ! આપના રાજ્યમાં સમરકેતુ નામનો પલ્લીપતિ લૂંટ ચલાવે છે. અને પર્વત ઉપર કિલ્લો બાંધી સુખપૂર્વક રહે છે. અમે સર્વે તેનાથી ત્રાસ પામ્યા છીએ. આપ અમારૂં રક્ષણ કરો.' સભામાં

બેઠેલા કુમારે પલ્લીપતિને પકડી લાવવાનું માથે લીધું. મંત્રીપુત્ર અને શંખકુમાર લશ્કર સહિત પલ્લીપતિના કિલ્લે પહોંચ્યા. સાવધ પલ્લીપતિ—ચોર કિલ્લો છોડી બહાર સંતાયો. અગમબુદ્ધિ કુમારે થોડા લશ્કરને પહેલાં અંદર મોકલ્યુ અને થોડું લશ્કર તથા પોતે બહાર સંતાઇ રહ્યો. પલ્લીપતિ 'શંખકુમારને પકડો ! પકડો !' એમ બૂમો પાડતો જેવો કિલ્લામાં પેઠો કે તુર્ત પાછળથી અને આગળથી કુમારે લશ્કર સહિત તેને ઘેરી લીધો. પલ્લીપતિ શરણે આવ્યો. તેણે દંડ આપવાનું કબૂલ કર્યું. અને રાજકુમારની માફી માંગી.

જીત મેળવી કુમારે પાછા ફરતાં વચ્ચે પડાવ નાંખ્યો. અંધારી રાતે તેને કોઇ સ્ત્રીનો રૂદનસ્વર સંભળાયો, આથી કુમાર બેઠો થયો. અને તે સ્વરને અનુસરીને ચાલ્યો. ત્યાં તેણે એક આધેડ સ્ત્રીને રોતી દેખી. તેણે પૂછયું, 'બેન ! શા માટે રૂવે છે ?' તેણે કહ્યું, 'હે રાજન્ ! ચંપાપુરીના જિતારિ રાજાની યશોમતિ નામે પુત્રી છે. તેણે યૌવનવયને પામતાં શંખકુમારનાં ગુણ સાંભળી તેને વરવાનો નિશ્ચય કર્યો. જિતારિરાજાએ પુત્રીની વાત કબુલ કરી. અને તે હસ્તિનાપુર નગરમાં શ્રીષેણ રાજા પાસે શંખકુમારની સાથે વિવાહનું નક્કી કરવા માણસ મોકલે છે, તેવામાં તેને મણિશેખર વિદ્યાધરે હરી. હું રાજકુમારીના હાથે વળગી પડી. અહિં સુધી તો હું આવી પણ તેણે મને તરછોડી હેઠી નાંખી દીધી. હું યશોમતિની ધાવમાતા છું. મારા વગર તે બિચારી શું કરતી હશે. આથી હું રડું છું ?' શંખકુમારે તેને આશ્વાસન આપ્યુ અને કહ્યું, ' હમણાંજ હું તેને લાવી આપુ છું.' કુમાર ઉપડયો અને મણિશેખરને વિશાલ પર્વતના શિખર ઉપર પકડયો. મણિશેખર કન્યા તરફ મુખ કરી બોલ્યો. 'જો આ શંખકુમાર ! હમણાંજ તેને દેવલોકમાં પહોંચાડું છુ.' એટલામાં તો શંખ કુમારનું બાણ આવ્યું અને મણિશેખરને વંટોળથી વૃક્ષ પડે તેમ જમીન ઉપર પાડી નાંખ્યો. મણિશેખરે મોંમાં તૃણ લઈ તેની ક્ષમા માગી. અને કુમારનો દાસ બની કહેવા લાગ્યો. કે 'હે કુમાર ! તારૂં ભૂજાબલ દેખી હું આનંદ પામ્યો છું. મારા ઉપર ઉપકાર કરી તું વૈતાઢય પર્વતે ચાલ. તને ત્યાં શાશ્વત મંદિરોનાં દર્શન થશે અને વિદ્યાઓની પ્રાપ્તિ થશે.' કુમારે આ વિજ્ઞપ્તિ કબુલ રાખી. અને બે ખેચરોને મોકલી સૈન્ય હસ્તિનાપુર રવાના કર્યું તથા ધાવમાતાને ત્યાં બોલાવી લીધી. આ પછી કુમાર યશોમતી અને ધાવમાતાને સાથે લઇ મણિશેખર સહિત વૈતાઢય પર્વતનાં દેવાલયોને વાંદી મણિશેખરના નગરે ગયો. અહિં તેણે ઘણી વિદ્યાઓ મેળવી તેમજ ઘણા વિદ્યાધરોએ પોતાની પુત્રીઓ આપવા કહ્યું પણ શંખકુમારે કહ્યું કે 'જિતારિ રાજાને યશોમતી સોંપ્યા વિના કે તેને પરણ્યા વિના હું કોઇને પરણીશ નહિ.' આથી મણિશેખર વિગેરે વિદ્યાધરો પોતાની પુત્રીઓ સહિત શંખકુમાર અને યશોમતીને લઇ ચંપામાં આવ્યા. જિતારિ રાજા આનંદ પામ્યો. તેણે યશોમતીના લગ્ન શંખ સાથે ખૂબ ધામધૂમ પૂર્વક કર્યા. ત્યારબાદ શંખકુમાર વિદ્યાધર પુત્રીઓને પરણ્યો. ચંપાપુરીમાં વાસુપૂજ્ય ભગવંતના ચૈત્યોની યાત્રા કરી કેટલાક દિવસ બાદ યશોમતી વિગેરે સ્ત્રીઓ સહિત શંખકુમાર હસ્તિનાપુર આવ્યો.

હવે આરણદેવલોકથી ચ્યવી પૂર્વભવના ભાઇ શૂર અને સોમ શંખકુમારના યશોધર અને ગુણધર નામે લઘુ બંધુ થયા. સમય જતાં શ્રીષેણે શંખકુમારને રાજ્ય સોંપ્યું. અને ગુણધર ગણધર પાસે દીક્ષા લીધી. સમય જતાં શ્રીષેણમુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. અને ગ્રામાનુગ્રામ વિચરતા હસ્તિનાપુરના પરિસરમાં પધાર્યા. શંખકુમાર પરિવાર પૂર્વક વાંદવા આવ્યો. વાંદી તેણે ભગવાનને પૂછયું 'હે ભગવન ! મને આ યશોમતી ઉપર વધુ મમત્વ શાથી છે ?' ભગવાને ધનદેવના ભવથી માંડી સાતે ભવનો સંબંધ કહી બતાવ્યો. અને કહ્યું 'આગામી ભવમાં તમે નેમિનાથ નામના બાવીસમા તીર્થંકર થશો. અને આ યશોમતી રાજિમતી થશે.' શંખ વૈરાગ્ય પામ્યો. પુત્ર પુંડરિકને રાજ્ય સોંપી બે ભાઇઓ, મંત્રી અને યશોમતી સાથે દીક્ષા લીધી. દીક્ષા બાદ વીશસ્થાનક તપ આરાધી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું અને અંતે અણસણ કરી શંખ મુનિ તથા યશોમતી અપરાજિત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયાં.

આ રીતે પ્રથમ ભવમાં બંધાએલ રાગ ઉત્તરોત્તર વધુ સંપર્કવાળો થયો અને પ્રગતિશીલ બનતાં સાથેને સાથે બન્ને જીવોનો વિકાસ આગળ વધી અનુત્તરવિમાન સુધી પહોંચ્યો.

---

# શ્રી વસુદેવ ચરિત્ર.

## [૨]

### હરિવંશની ઉત્પત્તિ.

કોશાંબી નગરીમાં સુમુખ નામના રાજાએ વીર વણકરની સ્ત્રી વનમાલાનું હરણ કર્યું. આથી વીર વણકર ગાંડો થયો. અને નગરમાં ભમવા લાગ્યો. એક વખત સુમુખ રાજા અને વનમાલા અગાસીમાં બેઠાં હતાં. તેવામાં તેમની ઉપર વીજળી પડી. આ બન્ને મરી હરિવર્ષ ક્ષેત્રમાં યુગલિયા થયાં. વીર વણકર તપ તપી કિલ્બિષીક દેવ થયો. તેને પોતાનો પૂર્વભવ સાંભળ્યો. આથી તેણે વૈર લેવા આ બે યુગલિયાને ચંપાપુરીના અપુત્રીયા ચંદ્રકીર્તિ રાજાનું રાજ સોંપાવ્યું અને તેમનું હરિ અને હરિણી એવું નામ રાખ્યું. જતે દીવસે તે હરિનો વંશ હરિવંશ કહેવાયો.

આ હરિવંશમાં અનુક્રમે વસુ, બૃહદ્ધ્વજ વિગેરે ઘણા રાજાઓ પાછી મથુરામાં યદુ નામે રાજા થયો. અને તેના વંશજો યદુવંશ-યાદવો નામે ઓળખાયા. આ યદુને શૂર નામે પુત્ર હતો. અને તે શૂરને શૌરિ અને સુવીર નામે બે પુત્રો થયા. શૂર રાજાએ દીક્ષા લીધી અને શૌરિને રાજ્ય સોંપ્યું. પણ શૌરિ મથુરા છોડી કુશાર્ત્ત દેશમાં સૌર્યપુર વસાવી રાજ કરવા લાગ્યો. શૌરિને અંધકવૃષ્ણિ વિગેરે પુત્રો થયા. અને આ અંધકવૃષ્ણિને સુભદ્રા દેવીથી સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન, અચલ,

ધરણ, પૂરણ, અભિચંદ્ર, અને વસુદેવ નામે દશ પુત્રો થયા. અને એ દશે પુત્રો દશાર્હના નામે પ્રસિદ્ધ થયા. આ ઉપરાંત અંધકવૃષ્ણિને કુંતી અને માદ્રી નામે બે પુત્રીઓ થઈ. કુંતીને પાંડુ વેરે પરણાવી અને માદ્રી દમઘોષને પરણી. શૂરનો બીજો પુત્ર સુવીર જે મથુરામાં રહ્યો હતો તેને ભોજવૃષ્ણિ વિગેરે પુત્રો થયા. સુવીરે મથુરાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપ્યું. અને પોતે સૌવીરપુર વસાવીને રહ્યો. ભોજવૃષ્ણિને ઉગ્રસેન નામે પુત્ર થયો. આ રીતે યદુરાજાના વંશજો મથુરા, સૌર્યપુર અને સૌવીરપુરમાં રાજ્ય કરવા લાગ્યા.

એક વખત અંધકવૃષ્ણિ રાજાએ સુપ્રતિષ્ઠ નામના અવધિજ્ઞાની મુનિને પૂછ્યું, 'હે સ્વામિ! મારો દશમો પુત્ર વસુદેવ અત્યંત રૂપ, સૌભાગ્ય અને કળાનો ભંડાર શાથી છે?' મુનિએ વસુદેવનો પૂર્વભવ કહ્યો.

" મગધદેશમાં નંદીષેણ નામે બ્રાહ્મણ પુત્ર હતો. માબાપ મરી જવાથી તે મામાને ઘેર મોટો થયો. યૌવન વય પામતાં મામાએ તેને પરણાવવાનો વિચાર કર્યો પણ તે અત્યંત કદરૂપ હોવાથી કોઈ તેને પરણ્યું નહિ. ઠેરઠેર તિરસ્કાર પામતો નંદીષેણ સુસ્થિત મુનિના પરિચયમાં આવ્યો. અને તેણે દીક્ષા લઈ વૈયાવચ્ચ કરવાનો અભિગ્રહ લીધો. આ વૈયાવચ્ચની પ્રશંસા ખુદ ઇન્દ્રદેવે સભામાં કરી. મિથ્યાત્વી દેવ તેની પરીક્ષા કરવા ગ્લાન સાધુનું રૂપ લઈ આવ્યો. નંદીષેણે ગ્લાન સાધુને ઉપાડયા કે તુરત વિષ્ટાથી તેણે તેનું શરીર ભરી દીધું. અને આક્રોશભર્યા વચનથી તેણે નંદીષેણને તરછોડયો. નંદીષેણે ધીરજ રાખી મીઠા વચનથી તેની ખૂબ શુશ્રૂષા કરી આથી દેવ તેની ક્ષમા માગી દેવલોકે ગયો. આમ નંદીષેણ દુઃતપ તપી તપના ફળનું 'સ્ત્રીઓને વલ્લભ થાઉં' એવું નિયાણું કરી મૃત્યુ પામી મહાશુક્ર દેવલોકમાં દેવ થયો. અને ત્યાંથી ચ્યવી તમારો વસુદેવ પુત્ર થયો છે." આ પછી અંધકવૃષ્ણિએ વૈરાગ્ય પામી સમુદ્રવિજયને રાજ્ય સોંપી સુપ્રતિષ્ઠ સાધુ પાસે દીક્ષા સ્વીકારી. અને ભોજવૃષ્ણિએ પણ ઉગ્રસેનને રાજ્ય સોંપી દીક્ષા અંગીકાર કરી.

**કંસની ઉત્પત્તિ.**

એક દિવસે ઉગ્રસેન રાજા ઉદ્યાનમાં જતા હતા તેવામાં તેમણે મહીનાના ઉપવાસવાળો તાપસ દીઠો. રાજાએ તાપસને નમસ્કાર કર્યો અને ઉપવાસના પારણા માટે પોતાને ત્યાં નિમંત્રણ આપ્યુ. તાપસ પારણા માટે રાજગૃહે આવ્યો. પણ સૌ કોઇ ભુલી ગએલ હોવાથી તેનો કોઇએ સત્કાર ન કર્યો. તેથી તાપસ પાછો ફર્યો અને તેણે બીજા મહિનાના ઉપવાસ આદર્યા. રાજાને તાપસને પારણા માટે કરેલ નિમંત્રણ યાદ આવ્યું. અને તે ફરી તાપસ પાસે ગયા. અને તેમની ક્ષમા માગી. ઉપવાસના અંતે પારણા માટે ફરી પધારવાની વિજ્ઞપ્તિ કરી. તાપસ બીજા મહિનાના ઉપવાસ પછી ફરી રાજાને ત્યાં પારણા માટે આવ્યો. આ વખતે રાજસેવકો રાજા અને તેનો પરિવાર વ્યગ્ર હોવાથી કોઇએ તાપસની સારસંભાળ ન લીધી. આથી તાપસ પાછો ફર્યો. અને તેણે ત્રીજા મહિનાના ઉપવાસ આદર્યા. રાજા ફરી તાપસને

પગે લાગી વિનંતિ કરવા લાગ્યો. 'ભગવાન ! મારી ભુલ થઈ છે ક્ષમા આપો. આ વખતે જરૂર પધારજો.' તાપસ મૌન રહો. પણ તેણે માની લીધું કે 'રાજા મારી મશ્કરી કરે છે.' અને તેણે તે તપમાં 'આ તપના પ્રભાવથી હું આવતા ભવે આનો મારનાર થાઉં' એવું નિયાણું બાંધ્યું. તાપસ મરી ઉગ્રસેન રાજાની રાણી ધારિણીની કુક્ષિને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. જ્યારે તે ગર્ભમાં હતો ત્યારે રાણીને પતિનું માંસ ખાવાની ઇચ્છા થઇ, મંત્રીઓએ યુક્તિપૂર્વક રાજાના પેટે સસલાનું તાજું માંસ બાંધી તેની ઇચ્છા પૂર્ણ કરી. પણ જ્યારે તે દોહલાનો સમય ઉતરી ગયો ત્યારે રાણી પશ્ચાતાપ કરવા લાગી મંત્રીઓએ સાચી વાત જણાવી ત્યારે તેને ધીરજ વળી. આ પછી રાણીએ પૂર્ણ માસે પુત્રનો જન્મ આપ્યો. પણ પુત્ર ક્રુરકર્મી હોવાની માન્યતાથી પોતાના તથા રાજાના નામથી અંકિત કરેલી વીંટી તથા પત્રિકાપૂર્વક તેને પેટીમા નાંખી નદીમાં વહેવડાવી દીધો. આ પેટી શૌર્યપુર નગરના શ્રેષ્ઠિ સુભદ્ર પાસે આવી. તેણે પેટીમાંથી તેને કાઢી જોને સોંપ્યો. અને તેનું નામ કાંસાની પેટીમાં આવેલ હોવાથી કંસ રાખ્યું. કંસ ઘણો કજીયાખોર હોવાથી શેઠે તેને વસુદેવકુમારને સોંપ્યો. સેવક છતાં જતે દિવસે તે વસુદેવનો મિત્ર થઇ ગયો. અને તેમની પાસે રહી સર્વ કળાઓમાં પારંગત થયો.

આ અરસામાં શુક્તિમતી નગરમાં વસુરાજાને સુવસુરાજ નામે પુત્ર થયો. તેણે શુક્તિમતી છોડી નાગપુરમાં રાજ્ય સ્થાપ્યું. ત્યાં તેને બૃહદ્દરથ નામે પુત્ર થયો. તે રાજગૃહ નગરમાં ગયો આ બૃહદ્દરથની સંતતિમાં જયદ્દરથ રાજા થયો. તેને જરાસંઘ નામે પ્રતિવાસુદેવ પુત્ર થયો. તેણે ત્રણે ખંડમાં પોતાની આણા પ્રવર્તાવી.

એક વખતે સમુદ્રવિજય રાજાની સભામાં જરાસંઘનો દૂત આવ્યો. અને તેણે રાજાને કહ્યું. "સિંહપુર નગરના સિંહરથને બાંધી મારી સભામાં હાજર કરશે તેને હું જીવયશા પુત્રી અને ઇચ્છિત નગર આપીશ" એમ જરાસંઘે તમને મારી માર્ફત કહેવડાવ્યું છે. વસુદેવ તરત ઉભા થયા અને સમુદ્રવિજય રાજાને વિનંતિ કરી. 'આપ મને રજા આપો તો હું આ કામ કરી લાવુ.' રાજાએ થોડી આનાકાની બાદ હા પાડી. વસુદેવે કંસને સાથે લઇ લશ્કર સહિત સિંહપુર તરફ પ્રયાણ કર્યું. સિંહરથ પણ લશ્કર સહિત સામે આવ્યો. આ યુદ્ધમાં કંસ વસુદેવનો સારથિ હતો તો પણ કટોકટિના પ્રસંગે તેણે સારથિપણું છોડી સિંહરથને બાંધી વસુદેવના રથમાં નાંખ્યો. અને સિંહરથનું રાજ્ય કબજે કર્યું. આ પછી વસુદેવ કંસ સિંહરથ અને લશ્કર સહિત સમુદ્રવિજય પાસે આવ્યો. સમુદ્રવિજયે વસુદેવને એકાંતમાં કહ્યું 'ક્રોષ્ટુકિ નિમિત્તક જ્ઞાનીના વચનથી હું જાણું છું કે જરાસંઘની પુત્રી જીવયશા ઉભય કુલનો ક્ષય કરનારી થશે, માટે ઇનામમાં આ કન્યા તું કંસને અપાવજે કારણકે સિંહરથને જીતવામાં મુખ્યત્વે એનો ફાળો છે.' પરંતુ વસુદેવે કહ્યું 'તે વણિક્ પુત્ર છે, આથી સમુદ્રવિજયે સુભદ્ર શેઠને બોલાવી બધાની સમક્ષ કંસનો સાચો વૃત્તાંત જણાવવા કહ્યું. સુભદ્રે ઉગ્રસેન અને ધારિણીની વીંટી તથા પત્રિકા દ્વારા સાબિત કરી બતાવ્યું કે 'કંસ વણિક્ પુત્ર નથી પણ ઉગ્રસેનનો પુત્ર યાદવ છે.' સમુદ્રવિજયે જરાસંઘને સિંહરથ સોંપ્યો અને

કંસનુ પરાક્રમ કહી સંભળાવ્યું. આથી જરાસંઘે જીવયશા કન્યા કંસને પરણાવી. કંસને ઉગ્રસેન ઉપર ક્રોધ ઉપજ્યો. અને તેણે જરાસંઘ પાસેથી લશ્કર લઈ મથુરા કબજે કરી ઉગ્રસેનને પાંજરામાં નાંખ્યો. ઉગ્રસેનના ત્રીજા પુત્ર અતિમુક્ત કુમારે આ બધું દેખી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. સુભદ્રવણિક્‌ને પોતાના ઉપકારી માનતા કંસે બોલાવી સુવર્ણનું દાન આપી તેનો સત્કાર કર્યો.

એક દિવસે ધારિણી રાણીએ કંસને આવી કહ્યું 'તારા પિતા ઉગ્રસેન રાજાનો આમાં કાંઇ અપરાધ નથી. મેં એકલીએજ કાંસાની પેટીમાં નાંખી તને વહેવડાવ્યો હતો. હુંજ ખરી અપરાધી છું. તારે મને જે શિક્ષા કરવી હોય તે કર.' કંસને આ વાત કોઈ રીતે ગળે ન ઉતરી. તેણે ઉગ્રસેનને છુટા ન કર્યા. કારણકે કંસે પૂર્વભવનું નિયાણું બાંધ્યુ હતું તે કયાંથી વિફળ થાય?

## વસુદેવનું રૂપ દેખી સ્ત્રીઓનું આકર્ષણ.

સૌર્યપુર નગરમાં સમુદ્રવિજય રાજા સિંહાસન ઉપર આરૂઢ થયા હતા. રાજકર્મચારીઓ સૌ પોતપોતાના સ્થાને બિરાજ્યા હતા. તેવામાં નગરના આગેવાન પુરૂષોનું એક ટોળું સભામાં દાખલ થયું. અને આંખમાં આંસુસાથે રાજાને વિનંતિ કરવા લાગ્યું કે 'હે રાજન્! નગરમાં ખૂબ અવ્યવસ્થા પ્રગટી છે. અમારા ઘરમાં છોકરાંઓ ખાધાવિના રખડે છે. કારણકે તમારા ભાઇ વસુદેવ જ્યારે શહેરમાં ફરે છે. ત્યારે સ્ત્રીઓ કુલમર્યાદા અને ભાનભૂલી તેની પાછળ ફર્યા કરે છે. વધુ શું કહીએ? હે રાજન્! શહેરમાં એવા પણ દાખલા બન્યા છે કે ઘડાને પાસવાને બદલે છોકરાને પાસી કેટલીક સ્ત્રીઓએ કુવામાં નાંખ્યા છે. તેમજ કેટલીક સ્ત્રીઓએ તો ઉપરનાં કપડાં નીચે અને નીચેનાં કપડાં ઉપર પહેર્યાં છે. આપને ન કહી શકાય એવું શહેરમાં ઘણું ધાંધલ મચ્યું છે. આમાં વસુદેવનો કાંઇ વાંક નથી. વાંક માત્ર છે તેમના રૂપનો. રાજાએ કહ્યું 'હે મહાજનો! તમારા દુઃખને નિવારણ કરવાની વ્યવસ્થા હું કરીશ.' એમ સાન્ત્વન આપી સૌને વિદાય કર્યા.

એક વખતે સમુદ્રવિજય રાજાને વસુદેવ નમસ્કાર કરવા આવ્યા. રાજાએ વસુદેવને કહ્યું 'બાંધવ! તારૂં શરીર બહુ દુબળું થયું છે. હવે બહાર ફરવાનું તું ન રાખ. ઘેરે રહી સર્વકલાને શીખી પ્રવીણતા મેળવ'. ભદ્રિક વસુદેવે આ વાત કબુલ રાખી. અને ત્યારપછી ઘેરે રહી કલાનો અભ્યાસ આદર્યો અને પોતાનો સમય વીતાવવા માંડયો.

## વસુદેવ પ્રયાણ.

સમય જતાં એક વખત મહેલમાં વસુદેવની આગળથી કુબ્જા દાસી પસાર થઈ અને આખા મહેલમાં સુગંધ સુગંધ ફેલાઇ. વસુદેવે કુબ્જાને પૂછયુ 'આ ગંધદ્રવ્ય કોને માટે લઇ જાય છે?' તેણે કહ્યું 'શિવાદેવીએ સમુદ્રવિજય રાજાસાટે આ મોકલ્યુ છે.' 'ત્યારે તો મને પણ કામ આવશે.' એમ બોલી તેની મશ્કરી કરી કુબ્જાના હાથમાંથી ગંધદ્રવ્ય છીનવી લીધું. કુબ્જા બોલી 'તમારામાં આવાં કુલક્ષણ છે તેથી તો આ બંધનમાં

પડ્યા છો.' તે બોલ્યો 'શું કુલક્ષણ ?' દાસીએ નગરવાસીઓની બધી વાત આદિથી તે છેડા સુધી કહી સંભળાવી. કારણકે સ્ત્રીઓના હૃદયમાં ગમે તેવી છાનીવાત ટકી શકતી નથી. વસુદેવ વિચારમાં પડયો. તેને લાગ્યું કે 'મારા વડિલભાઇ શું મારે માટે એવો વિચાર ધરાવે છે કે સ્ત્રીઓની મારા તરફ રૂચિ કરવા હુ નગરમાં ભમું છું.' હવે મારે અહિં રહેવું નકામું છે દાસીને જવા દીધી. તેનું ગંધદ્રવ્ય તેને પાછું સોંપ્યુ. અને રાતે વેશ પરાવર્તન કરી નગર બહાર નીકળી સ્મશાનમા આવ્યો. અને એક ચિતા ખડકી, રખડતા એક મડદાને સળગાવ્યું. ને પોતાના હસ્તાક્ષરે થાંભલા ઉપર વડીલોને ક્ષમાવવા પૂર્વકના બે શ્લોક પત્ર ઉપર લખી બાંધ્યા.

" दोषत्वेनाभ्यधीयन्त, गुरुणां यद्गुणा जनैः ।
इति जीवन् मृतंमन्यो, वसुदेवोऽनलेऽविशत् " ॥१॥
ततः सन्तमसन्तं वा, दोषं मे स्ववितर्कितम् ।
सर्वे सहध्वं गुरवः, पौरलोकाश्च मूलतः " ॥२॥

અર્થ:—"જેના ગુણોને વડિલો આગળ દોષરૂપે કહી બતાવ્યા, તેથી જીવતાં છતાં પોતાને મૃત સમાન માનનાર વસુદેવે અગ્નિમાં પ્રવેશ કર્યો. માટે પોતાની કલ્પના પ્રમાણે મારો દોષ હોય કે ના હોય, છતાં હે વડિલો! તમે તે મને બધું સહન કરજો. અને નગરવાસીઓ પણ મૂલથી ક્ષમા આપજો."

આ પ્રમાણે લખી બ્રાહ્મણનો વેષ ધરી વસુદેવે ત્યાંથી પૃથ્વી ઉપર ફરવા માંડયું.

આ તરફ શ્લોક તથા ચિતાની વાત નગરમાં પ્રસરતાં રાજા પ્રજા સૌ કકળી ઉઠયાં. સમુદ્રવિજય આગળ ફરિયાદ કરનારાઓ શરમિંદા પડયા. રાજા તથા યાદવોએ છેવટે તેનુ મૃતકાર્ય કર્યું. આમ છતાં સમુદ્રવિજયને વસુદેવ બળી મરે તે વાત ઉપર શ્રદ્ધા ન ઉપજી. આથી તેણે તેના વિશ્વાસુ ક્રોષ્ટુકી નિમિત્તિઆને બોલાવી પૂછયું કે 'વસુદેવ જીવે છે કે મૃત્યુ પામ્યો છે ? જીવે છે તો તે અમને કયારે મળશે ?' નિમિત્તિઆએ નિમિત્ત જોઇ કહ્યું 'રાજન્ ! અધીરા ન બનો ! તમારો બાંધવ વસુદેવ જીવે છે. અને તમે ગમે તેટલો પ્રયત્ન કરશો તો પણ સો વર્ષ પહેલાં તમે તેનો પત્તો નહિ મેળવી શકો. સો વર્ષ બાદ પૂર્ણ વૈભવી અને અનેક હજાર કન્યાઓનો ભર્ત્તાર તે તમને યુદ્ધમાં સામે લડતો મળશે.' સમુદ્રવિજયને ભાઇના ગયાનું દુઃખતો થયું પણ જીવતો હોવાના સમાચારે અને પૂર્ણ વભવ પ્રાપ્ત કરવાના તેના ભાગ્યની આગાહીથી કંઇક ધીરજ વળી. છતાં તેણે માન્યું કે આગાહી તે તો આગાહી જ

## શ્યામા વિગેરે સ્ત્રીઓ સાથે લગ્ન.

આ બાજુ વસુદેવ આડા માર્ગે ભમતો ભમતો છેવટે એક ધોરી માર્ગ ઉપર આવ્યો. બાદ ફરતાં ફરતાં છેવટે તે વિજયખેટ નગરમાં આવ્યો. ત્યાં સુગ્રીવ રાજાની શ્યામા અને વિજયસેના નામની બે કન્યાઓને તે કળામાં પરાભવ પમાડી પરણ્યો. અને ત્યારબાદ વિજયસેનાએ અક્રુર નામના પુત્રનો જન્મ આપ્યો. પછી વસુદેવ વિજય-

કંસનુ પરાક્રમ કહી સંભળાવ્યું. આથી જરાસંઘે જીવયશા કન્યા કંસને પરણાવી. કંસને ઉગ્રસેન ઉપર ક્રોધ ઉપજ્યો. અને તેણે જરાસંઘ પાસેથી લશ્કર લઈ મથુરા કબજે કરી ઉગ્રસેનને પાંજરામાં નાંખ્યો. ઉગ્રસેનના બીજા પુત્ર અતિમુક્ત કુમારે આ બધું દેખી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. સુભદ્રવણિક્‌ને પોતાના ઉપકારી માનતા કંસે બોલાવી સુવર્ણનું દાન આપી તેનો સત્કાર કર્યો.

એક દિવસે ધારિણી રાણીએ કંસને આવી કહ્યું 'તારા પિતા ઉગ્રસેન રાજાનો આમાં કાંઈ અપરાધ નથી. મેં એકલીએજ કાંસાની પેટીમાં નાંખી તને વહેવડાવ્યો હતો. હુંજ ખરી અપરાધી છું. તારે મને જે શિક્ષા કરવી હોય તે કર.' કંસને આ વાત કોઈ રીતે ગળે ન ઉતરી. તેણે ઉગ્રસેનને છુટા ન કર્યા. કારણકે કંસે પૂર્વભવનું નિયાણું બાંધ્યુ હતું તે કયાંથી વિફળ થાય?

### વસુદેવનું રૂપ દેખી સ્ત્રીઓનું આકર્ષણ.

સૌર્યપુર નગરમાં સમુદ્રવિજય રાજા સિંહાસન ઉપર આરૂઢ થયા હતા. રાજકર્મચારીઓ સૌ પોતપોતાના સ્થાને બિરાજ્યા હતા. તેવામાં નગરના આગેવાન પુરૂષોનું એક ટોળું સભામાં દાખલ થયુ. અને આંખમાં આંસુસાથે રાજાને વિનંતિ કરવા લાગ્યુ કે 'હે રાજન્! નગરમાં ખૂબ અવ્યવસ્થા પ્રગટી છે. અમારા ઘરમાં છોકરાંઓ ખાધાવિના રખડે છે. કારણકે તમારા ભાઇ વસુદેવ જ્યારે શહેરમાં ફરે છે. ત્યારે સ્ત્રીઓ કુલમર્યાદા અને ભાનભૂલી તેની પાછળ ફર્યા કરે છે. વધુ શું કહીએ? હે રાજન્! શહેરમાં એવા પણ દાખલા બન્યા છે કે ઘડાને પાસવાને બદલે છોકરાને પાસી કેટલીક સ્ત્રીઓએ કુવામાં નાંખ્યા છે. તેમજ કેટલીક સ્ત્રીઓએ તો ઉપરનાં કપડાં નીચે અને નીચેનાં કપડાં ઉપર પહેર્યાં છે. આપને ન કહી શકાય એવું શહેરમાં ઘણું ધાંધલ મચ્યુ છે. આમાં વસુદેવનો કાંઇ વાંક નથી. વાંક માત્ર છે તેમના રૂપનો. રાજાએ કહ્યું 'હે મહાજનો! તમારાં દુઃખને નિવારણ કરવાની વ્યવસ્થા હું કરીશ.' એમ સાન્ત્વન આપી સૌને વિદાય કર્યા.

એક વખતે સમુદ્રવિજય રાજાને વસુદેવ નમસ્કાર કરવા આવ્યા. રાજાએ વસુદેવને કહ્યું 'બાંધવ! તારૂં શરીર બહુ દુબળું થયું છે. હવે બહાર ફરવાનું તું ન રાખ. ઘેરે રહી સર્વકલાને શીખી પ્રવીણુતા મેળવ'. ભદ્રિક વસુદેવે આ વાત કબુલ રાખી. અને ત્યારપછી ઘેરે રહી કલાનો અભ્યાસ આદર્યો અને પોતાનો સમય વીતાવવા માંડ્યો.

### વસુદેવ પ્રયાણ.

સમય જતાં એક વખત મહેલમાં વસુદેવની આગળથી કુબ્જા દાસી પસાર થઇ અને આખા મહેલમાં સુગંધ સુગંધ ફેલાઇ. વસુદેવે કુબ્જાને પૂછ્યુ 'આ ગંધદ્રવ્ય કોને માટે લઇ જાય છે.?' તેણે કહ્યું 'શિવાદેવીએ સમુદ્રવિજય રાજમાટે આ મોકલ્યુ છે.' 'ત્યારે તો મને પણ કામ આવશે.' એમ બોલી તેની મશ્કરી કરી કુબ્જાના હાથમાંથી ગંધદ્રવ્ય છીનવી લીધું. કુબ્જા બોલી 'તમારામાં આવાં કુલક્ષણ છે તેથી તો આ બંધનમાં

પડયા છો.' તે બોલ્યો 'શું કુલક્ષણ ?' દાસીએ નગરવાસીઓની બધી વાત આદિથી તે છેડા સુધી કહી સંભળાવી. કારણકે સ્ત્રીઓના હૃદયમાં ગમે તેવી છાનીવાત ટકી શકતી નથી. વસુદેવ વિચારમાં પડયો. તેને લાગ્યું કે 'મારા વડિલભાઇ શું મારે માટે એવો વિચાર ધરાવે છે કે સ્ત્રીઓની મારા તરફ રૂચિ કરવા હું નગરમાં ભમું છું.' હવે મારે અહિં રહેવું નકામું છે. દાસીને જવા દીધી. તેનું ગંધદ્રવ્ય તેને પાછું સોંપ્યુ. અને રાતે વેશ પરાવર્તન કરી નગર બહાર નીકળી શ્મશાનમા આવ્યો. અને એક ચિતા ખડકી, રખડતા એક મડદાને સળગાવ્યું. ને પોતાના હસ્તાક્ષરે થાંભલા ઉપર વડીલોને ક્ષમાવવા પૂર્વકના બે શ્લોક પત્ર ઉપર લખી બાંધ્યા.

" दोषत्वेनाभ्यधीयन्त, गुरूणां यद्गुणा जनैः ।
इति जीवन् मृतंमन्यो, वसुदेवोऽनलेऽविशत् " ॥१॥
ततः सन्तमसन्तं वा, दोषं मे स्ववितर्कितम् ।
सर्वे सहध्वं गुरवः, पौरलोकाश्च मूलतः " ॥२॥

અર્થ:—"જેના ગુણોને વડિલો આગળ દોષરૂપે કહી બતાવ્યા, તેથી જીવતાં છતાં પોતાને મૃત સમાન માનનાર વસુદેવે અગ્નિમાં પ્રવેશ કર્યો. માટે પોતાની કલ્પના પ્રમાણે મારો દોષ હોય કે ના હોય, છતાં હે વડિલો! તમે તે મને બધું સહન કરજો. અને નગરવાસીઓ પણ મૂલથી ક્ષમા આપજો."

આ પ્રમાણે લખી બ્રાહ્મણનો વેષ ધરી વસુદેવે ત્યાંથી પૃથ્વી ઉપર ફરવા માંડયું.

આ તરફ શ્લોક તથા ચિતાની વાત નગરમાં પ્રસરતાં રાજા પ્રજા સૌ કકળી ઉઠયાં. સમુદ્રવિજય આગળ ફરિયાદ કરનારાઓ શરમિંદા પડયા. રાજા તથા યાદવોએ છેવટે તેનુ મૃતકાર્ય કર્યું. આમ છતાં સમુદ્રવિજયને વસુદેવ બળી મરે તે વાત ઉપર શ્રદ્ધા ન ઉપજી. આથી તેણે તેના વિશ્વાસુ ક્રોષ્ટુકી નિમિત્તિઆને બોલાવી પૂછયું કે 'વસુદેવ જીવે છે કે મૃત્યુ પામ્યો છે ? જીવે છે તો તે અમને ક્યારે મળશે ?' નિમિત્તિઆએ નિમિત્ત જોઇ કહ્યું 'રાજન્ ! અધીરા ન બનો ! તમારો બાંધવ વસુદેવ જીવે છે. અને તમે ગમે તેટલો પ્રયત્ન કરશો તો પણ સો વર્ષ પહેલાં તમે તેનો પત્તો નહિ મેળવી શકો. સો વર્ષ બાદ પૂર્ણ વૈભવી અને અનેક હજાર કન્યાઓનો ભર્ત્તાર તે તમને યુદ્ધમાં સામે લડતો મળશે.' સમુદ્રવિજયને ભાઇના ગયાનું દુઃખતો થયું પણ જીવતો હોવાના સમાચારે અને પૂર્ણ વભવ પ્રાપ્ત કરવાના તેના ભાગ્યની આગાહીથી કંઇક ધીરજ વળી. છતાં તેણે માન્યું કે આગાહી તે તો આગાહી જ

## શ્યામા વિગેરે સ્ત્રીઓ સાથે લગ્ન.

આ બાજુ વસુદેવ આડા માર્ગે ભમતો ભમતો છેવટે એક ધોરી માર્ગ ઉપર આવ્યો. બાદ ફરતાં ફરતાં છેવટે તે વિજયખેટ નગરમાં આવ્યો. ત્યાં સુગ્રીવ રાજાની શ્યામા અને વિજયસેના નામની બે કન્યાઓને તે કળામાં પરાભવ પમાડી પરણ્યો. અને ત્યારબાદ વિજયસેનાએ અક્રુર નામના પુત્રનો જન્મ આપ્યો. પછી વસુદેવ વિજય-

ખેટથી નીકળ્યો. અને ફરતાં ફરતાં અનુક્રમે એક અટવીમાં જળાવર્ત સરોવરમાં એક હાથીને તેણે ખેદ પમાડયો. તેથી પ્રસન્ન થએલા અશનિવેગ નામના વિદ્યાધરે પોતાની શ્યામા નામની કન્યા વસુદેવને પરણાવી.

એક વખત સુતેલા વસુદેવનું અંગારક નામના વિદ્યાધરે હરણ કર્યું. આથી વસુદેવ અને અંગારક વચ્ચે યુદ્ધ થયું. અંગારક પરાભવ પામવાથી તેણે તેને આકાશમાંથી નાંખી દીધો. અને તેથી તે એક સરોવરમાં પડયો. વસુદેવ તરીને કિનારે આવ્યો ત્યાં તેને એક બ્રાહ્મણની સાથે ભેટો થયો. અને તેથી તે તેની સાથે ચંપા નગરીમાં ગયો. અહિં ચારૂદત્ત શ્રેષ્ઠીને સોંપેલ અમિતગતિ વિદ્યાધરની ગંધર્વસેના નામની કન્યાને ગાંધર્વવિદ્યામાં જીતી. આથી ચારૂદત્તે વસુદેવ સાથે તેનાં લગ્ન કર્યાં. કળાથી રંજિત થએલા સુગ્રીવે અને યશોગ્રીવે પણ પોતાની શ્યામા અને વિજયા નામની કન્યાઓ સાથે તેને પરણાવ્યો. આ પછી ચારૂદત્તે ગંધર્વસેનાનો વૃત્તાંત કહ્યો. "આ નગરમાં ભાનુ નામે શેઠની સુભદ્રા પુત્રીની કુક્ષિથી હું ચારૂદત્ત નામે પુત્ર થયો. યૌવનવય પામતાં ફરવા જતાં મેં એક કદલગૃહીમાં એક વિદ્યાધરને ખીલે જડેલો દીઠો. અને તેની સામે તલવાર ઉપર ત્રણ ઔષધિનાં વલયપણ મેં દીઠાં. મેં ઔષધિના એક વલયથી તેને છૂટો કર્યો. બીજાથી ઘા રૂઝાવ્યા. અને ત્રીજાથી સચેત બનાવ્યો. આ પછી તેણે પોતાની કથની કહેતાં જણાવ્યું 'હે મિત્ર! મારૂં નામ અમિતગતિ વિદ્યાધર છે. હું સુકુમાલિકા નામની વિદ્યાધર પુત્રી પરણ્યો હતો. પણ મારો મિત્ર ધૂમશિખ તેના ઉપર આસક્ત થયો તેણે મારા પ્રમાદનો લાભ લઈ મારી આવી દશા કરી સુકુમાલિકાને લઇ નાસી ગયો છે. આ પછી વધુમાં તેણે કહ્યું કે 'હુ તમારો શું પ્રત્યુપકાર કરૂં?' મેં જવાબ આપ્યો 'મારે ઉપકારની જરૂર નથી. આ પછી વિદ્યાધર તેને સ્થાને અને હું ગયો મારે ઘેર આવ્યો.

આ પછી તો મારા ઉપર અનેક વીતક વીત્યાં. માતાપિતા મૃત્યુ પામ્યા સોળક્રોડ સોનૈયા મેં વસંતસેના વેશ્યાને ત્યાં રહી ગુમાવ્યા. અને એક ત્રિદંડીના પાસમાં પડી સિદ્ધરસ મેળવવાના અને સુવર્ણભૂમિમાં જવાનાં મેં ઘણાં ફાંફાં માર્યાં. પણ નશીબ ચાર ડગલાં આગળને આગળ. આથી કોઈ ઠેકાણે ફાવટ ન મળી. એક વખત મારા મિત્ર ઈન્દ્રદત્તે બે મેંઢા માર્યા. એક મેંઢાને મારતાં મેં નવકાર મંત્ર સંભળાવ્યો. આ બે મેંઢાનુ ચામડું ઓઢી અમે બે મિત્રો રહ્યા. તેવામાં ભારંડપક્ષીઓએ મને અને મિત્રને ઉપાડયા. અને સરોવર ઉપર થઇ પસાર થતાં તે ભારંડપક્ષિઓ વચ્ચે યુદ્ધ થયું. તેમાં હું છટકયો અને સરોવરમાં પડયો. રખડતો રખડતો હું એક પર્વત ઉપર ગયો. ત્યાં પેલા અમિતગતિ વિદ્યાધર જે મુનિ થયા હતા તેમને હું નમી બેઠો. તેવામાં એક દેવ આવ્યો. તેણે સૌ પહેલાં મને નમસ્કાર કર્યો અને પછી મુનિને નમ્યો. અમે પૂછ્યુ કે 'આમ ઉલટું કેમ કર્યું?' તેણે કહ્યું મારી વાત સાંભળો.

"કાશીમાં સુભદ્રા અને સુલસા નામની સંન્યાસીનીઓ હતી. તેમને વિદ્યાનો ગર્વ હતો. પણ એક વખત સુલસાને યાજ્ઞવલ્કયે જીતી લીધી અને તેની દાસી બનાવી.

આ પછી યાજ્ઞવલ્કય તેની સાથે ભોગમાં પડયો, તેથી તેને એક પુત્ર થયો. પણ લોકોની શરમથી તે તેને પીપળાના પાંદડા નીચે ઢાંકી ચાલ્યો ગયો. જતે દિવસે તે મોટો વિદ્વાન બન્યો. અને પિપ્પલાદ એવા નામે પ્રસિદ્ધ થયો.

સમય જતાં પિપ્પલાદ સાથે યાજ્ઞવલ્કય અને સુલસા વાદ કરવા આવ્યાં. પણ બન્ને પરાભવ પામ્યાં. પિપ્પલાદને આ મારાં માતાપિતા છે તેની તેને ખબર પડી. આથી તેમના ઉપર તેને ખૂબ ક્રોધ ચડ્યો અને તેણે માતૃમેધ અને પિતૃમેધ યજ્ઞ કરી તેમને હોમ્યા. હું પિપ્પલાદનો વાગ્બળી નામે શિષ્ય થયો. મેં પણ યજ્ઞથી ઘણું પાપ કર્યું. અને અંતે મૃત્યુ પામી સંસારમાં ફરતો ફરતો ઘેટો થયો. આ ઘેટાના ભવમાં ચારૂદત્તે મને નવકાર મંત્ર સંભળાવ્યો. તેથી હું સારા અધ્યવસાયથી મૃત્યુ પામી દેવ થયો. આથી મારા પૂર્વ ઉપકારી ચારૂદત્તને મેં પ્રથમ નમસ્કાર કર્યો.

આ પછી અમિતગતિના પુત્રો ત્યાં આવ્યા. તેમણે પિતાના ઉપકારી એવા મને પણ પિતા જેવો માની તેમના નગર લઈ ગયા. ત્યાં હું ઘણો વખત રહ્યો. જતી વખતે મને તેમણે તેમની બેન ગંધર્વસેના આપી અને કહ્યું કે અમારા પિતાએ દીક્ષા લેતાં કહ્યું છે કે 'મારા ભૂચરમિત્ર ચારૂદત્તને આ કન્યા આપજો. તે વસુદેવની વેરે પરણાવશે. કારણ કે આનો પતિ વસુદેવ થવાનો છે તે નિશ્ચિત છે.' આથી હે વસુદેવ ! આ વણિકપુત્રી છે એમ માની તેની તું લઘુતા ન કરીશ. આ ગંધર્વસેના વિદ્યાધર રાજપુત્રી છે.

ત્યારબાદ સિંહદંષ્ટ્ર રાજાની નીલયશા નામની કન્યાને તે પરણ્યો. અને તેણીની સાથે તે હ્રીમંત પર્વત ઉપર ગયો. ત્યાં એક માયાવી મયૂરે નીલયશાનું હરણ કરવાથી વસુદેવ તેની પાછળ એક વ્રજમાં ગયો. પણ નીલયશાનો પત્તો મળ્યો નહિ. આ પછી વસુદેવ ગિરિનદીના કાંઠે આવેલા એક ગામમાં ગયો. ત્યાં તે સૂરદેવ બ્રાહ્મણની સોમશ્રી નામની કન્યાને વેદની પ્રતિજ્ઞામાં જીતી પરણ્યો. એક વખત વસુદેવ ઉદ્યાનમાં ગયો. ત્યાં ઇન્દ્રશર્માએ શિબિકામાં બેસાડી તેનુ હરણ કર્યું. શિબિકામાંથી ઉતારી તે તૃણશોષક નામના ગામમાં ગયો. ત્યાં તેણે લોકો ને ભક્ષણ કરનાર સોદાસ રાક્ષસને મારી ગામલોકનું રક્ષણ કર્યું. અને તેઓએ આપેલી પાંચસે કન્યાઓને તે પરણ્યો ! ત્યારબાદ વસુદેવ અચળ નામના ગામમાં ગયો. ત્યા તે સાર્થવાહની મિત્રશ્રી નામની કન્યાને પરણ્યો. પછી તે ફરતો ફરતો વેદસામ નામના નગરમાં ગયો. ત્યાં તેણે અશ્વનું મર્દન કરી કપિલ રાજાની પુત્રી કપિલાને પરણ્યો. કેટલોક સમય બાદ કપિલાએ કપિલ નામના પુત્રનો જન્મ આપ્યો. આ પછી વસુદેવ સાલગૃહ નામના નગરમાં ગયો. ત્યાં તે ભાગ્યસેન અને મેઘસેનની પુત્રી પદ્મમાવતી અને અશ્વસેના સાથે પરણ્યો. ત્યારબાદ તે ભદ્દિલપુરમાં ગયો ત્યાં તે પુંઢ્ર રાજાની પુંદ્રા નામની કન્યાને પરણ્યો ત્યાં તેણીએ પુંદ્ર નામના પુત્રનો જન્મ આપ્યો.

એક વખતે અંગારકે વસુદેવને ગંગા નદીમાં નાંખ્યો. પણ વસુદેવ ત્યાંથી તરીને પાસે આવેલા ઇલાવર્ધન પુરમાં ગયો. ત્યાં તે રત્નવતી નામની સાર્થવાહની કન્યાને

પરણ્યો. ત્યારબાદ વસુદેવ સાર્થવાહ સાથે મહાપુર નગરમાં ગયો. અને ત્યાં તે પૂર્વભવની પત્ની સોમશ્રીને પરણ્યો. એક વખત વસુદેવ ઉદ્યાનમાં ગયો. ત્યાં તેનો વેગવતી નામની વિદ્યાધરીએ પતિપણે સ્વીકાર કર્યો. ત્યારબાદ માનસવેગ નામનો વિદ્યાધર એકદમ વસુદેવને હરી ગયો અને તેને તેણે ગંગામાં નાંખ્યો. આથી ત્યાં વિદ્યા સાધતા ચંડવેગની ઉપર વસુદેવ પડયો. અને તેના પ્રભાવથી તેની વિદ્યા સિદ્ધ થઇ. આથી તેણે પ્રસન્ન થઇ આકાશગામિનીવિદ્યા વસુદેવને આપી. ત્યારબાદ વસુદેવ અમૃતધાર નામના નગરમાં ગયો. ત્યાં તે વિદ્યુદ્વેગ નામના વિદ્યાધરની મદનવેગા નામની પુત્રી પરણ્યો. કેટલાક સમયબાદ મદનવેગાએ અનાધૃષ્ટિ નામના પુત્રનો જન્મ આપ્યો.

ત્યારબાદ ત્રિશિખરની પત્ની સૂર્પણખાએ વસુદેવનું હરણ કર્યું. અને તેને મારી નાંખવા આકાશમાંથી પડતો મૂકયો. પરંતુ તે રાજગૃહ નગરની નજીક ઘાસના પુળા ઉપર પડયો. ત્યાં તેનું વેગવતી ધાવમાતાએ રક્ષણ કર્યું. અને વેગવતીની મદદથી તે બાળચંદ્રા નામની કન્યાને પરણ્યો.

ત્યારબાદ ફરતો ફરતો વસુદેવ શ્રાવસ્તી નગરીમાં ગયો. ત્યાં તે કામદત્ત શેઠની પુત્રી બંધુમતીને તથા ગાંધર્વવિધિથી પ્રિયંગુસુંદરીને પરણ્યો. ત્યારબાદ સુવર્ણાભપુરમાં સોમશ્રીને પરણ્યો ત્યાંથી સુપર્કે તેનું હરણ કરી તેને ગંગામાં નાંખી દીધો. તેમાંથી વસુદેવ બહાર નીકળી તાપસના આશ્રમમાં ગયો. અને ત્યાં જરાસંઘની પુત્રી નંદીષેણાને નિરોગી કરી. ત્યારબાદ વસુદેવને જરાસંઘના પુરૂષો પકડીને રાજગૃહમાં વધ્યસ્થાને લઇ જતા હતા. તેવામાં ગંધાર પિંગલનામના વિદ્યાધરે પોતાની પુત્રી પ્રભાવતીના વિવાહ માટે ભાગીરથી નામની ધાત્રીને રાજગૃહમાં વસુદેવને લાવવા મોકલી. તેણીએ ત્યાંથી વસુદેવને છોડાવી ગંધસમૃદ્ધ નગરમાં લઇ ગઇ. અહિં તે કોશલવિદ્યાધરની કોશલા નામની કન્યાને પરણ્યો.

**કનકવતી**

આ ભરતક્ષેત્રમાં પેઢાલપુર નગરમાં હરિશ્ચંદ્ર નામે રાજાને લક્ષ્મીવતી નામે પટરાણી હતી. કેટલેક કાળે રાણીએ મનોહર અંગવાળી પુત્રીનો જન્મ આપ્યો. આ પુત્રીનો પૂર્વભવનો પતિ ધનપતિ કુબેર હતો. તેથી તેણે હરિશ્ચંદ્રના ઘરમાં કનકવૃષ્ટિ કરી. આથી રાજાએ પુત્રીનું નામ કનકવતી રાખ્યુ. કનકવતીના મોહથી ધનદ અવસરે હરિશ્ચંદ્રરાજાને ત્યાં આવતો અને કનકવતીને દેખી આનંદ પામતો.

પુત્રીને માટે યોગ્ય વરની રાજાએ તપાસ કરી પણ ન મળવાથી રાજાએ સ્વયંવર મંડપ આરંભ્યો. કનકવતી એક વખત આવાસમાં બેઠી હતી. ત્યારે હંસરૂપધારી એક ખેચરે વસુદેવનું ચિત્ર તેના ખોળામાં નાંખ્યુ. અને કનકવતીનું રૂપ વસુદેવને દેખાડયું. બન્ને એકબીજાને વરવા તલપાપડ બન્યાં. વસુદેવ હજારો માઇલ દૂર હતો. સ્વયંવરના દીવસમાં માત્ર દશજ દિવસ ખૂટતા હતા. આથી હંસરૂપ ધારી ખેચર વસુદેવને વિમાનમાં બેસાડી પેઢાલપુર નગરના લક્ષ્મીરમણ ઉદ્યાનમાં લાવ્યો.

આ અરસામાં આકાશમાંથી એક વિમાન ઉતર્યું. અને તેમાંથી કુબેરદેવ બહાર નીકળ્યો. તેણે સૌ પ્રથમ ઉદ્યાનમાં રહેલ પ્રાસાદમાં બીરાજેલ પ્રતિમાનું વંદન કર્યું. અને ત્યારબાદ કુબેરદેવને જોવાની ઇચ્છાથી પાસે ઉભેલા વસુદેવને કહ્યું 'કુમાર ! મારૂં એક કામ કર ! તું કનકવતીના આવાસમાં જા અને તેને કહે કે 'ધનપતિ કુબેર કહેવરાવે છે કે તું દેવી બની જા અને મને પરણ' મારા પ્રભાવથી તું રોકટોક વગર તેના આવાસમાં જઇ શકીશ" કુમારે વિચાર કર્યો કે જેને દેવો પણ ઇચ્છી રહ્યા છે તે કનકવતી કેવી હશે ?' આમ વિચાર કરતો તે તુર્ત તેના આવાસમાં પહોંચ્યો. કનકવતી ઉભી થઇ. પતિદેવ ! સંબોધી પગે પડી. વસુદેવે કહ્યું 'કુમારિ ! ભૂલે છે. તારો પતિ તો ધનદ છે. હું તો તેનો મોકલેલ દૂત છું. તેણે મારી દ્વારા કહેવરાવ્યું છે 'તું દેવાંગના બની મને પરણ.' કનકવતીએ કહ્યું 'કુબેર મારો પૂર્વભવનો પતિ છે. મને વહાલો છે. હું મનુષ્ય છું તે દેવ છે. દેવ અને મનુષ્યનો સંબંધ ન થઇ શકે તેને જઈ તમે કહેજો કે 'મને ભૂલી જાવ !અને તમે મને જેને સંમતિથી સોંપો છો તે વસુદેવને આશીર્વાદ આપો.' આ પછી વારંવાર સત્કારતી કનકવતીને અનિમેષ નયને જોતો વસુદેવ તુર્ત ત્યાંથી અંતર્ધાન થયો. અને કુબેરને મળ્યો. કુબેરે તેના દેવો સમક્ષ વસુદેવની ધીરજ અને સત્યનિષ્ઠાની પ્રશંસા કરી. અને પ્રસન્ન થઇ તેને દેવદુષ્ય વસ્ત્ર, સુરપ્રભ મુગટ, દકગર્ભ કુંડલ શશિમયુખ હાર, લલિતપ્રભ બે બાજુબંધ, અર્ધ શારદા નક્ષત્રમાળા, સુદર્શન કંકણ, સ્મર દારૂણ કંદોરો તથા કુબેરકાંતા વીંટી વિગેરે અનેક વસ્તુઓ આપી તેને ધનદ સદૃશ બનાવ્યો.

સ્વયંવર મંડપ ચિકાર બન્યો. હરિશ્ચંદ્ર રાજા અને ધનદપણ સાક્ષાત્ મંડપમાં બીરાજ્યા રાજાને હર્ષનો પાર ન હોતો. કારણ કે તેની સભામાં રાજાઓની સાથે સાક્ષાત કુબેરે પણ સ્થાન લીધું હતું. થોડીવારમાં વરમાલા લઇ પ્રતિહારી સાથે કનકવતી મંડપમાં દાખલ થઇ એક છેડેથી બીજે છેડા સુધી તેણે ધારીધારીને સર્વ રાજાઓ જોયા પણ ચિત્રપટમાં ચિત્રેલ વસુદેવના રૂપ સરખી આકૃતિવાળો કોઈ રાજવી ન દીઠો. બે વાર ત્રણ વાર જોઇ તે થાકી અને રડી કહેવા લાગી. 'હે ધનદ ! તું મને તારી પૂર્વભવની પત્ની માની મશ્કરીથી હેરાન ન કર ! મને ભરસભામાં બનાવ નહિ. અને વસુદેવને તું પ્રગટ કર.' તુર્ત ધનદે વસુદેવને કુબેર કાંતા વીંટી કાઢી નાંખવાનું કહ્યું. એટલે વીંટી નીકળતાં સાક્ષાત્ વસુદેવ પ્રગટ થયો. કનકવતીએ વરમાળા વસુદેવના કંઠમાં આરોપી. સર્વત્ર આનંદ આનંદ ફેલાયો. કુબેર અને રાજાઓની સાક્ષિમાં વસુદેવ અને કનકવતીનાં લગ્ન થયાં.

કંકણદોરો પણ જેનો છૂટયો નથી તેવા વસુદેવે ધનદને પૂછયું કે ' કનકવતી અને તમારા વચ્ચેનો પૂર્વભવનો કઈ રીતે પતિ પત્નીનો સંબંધ છે. તે જરા કૃપા કરી સ્પષ્ટ સમજાવો. દેવે સભા સમક્ષ કહેવા માંડયું.

**કનકવતીનો પૂર્વભવ યાને નલ દમયંતી ચરિત્ર.**

" આ જંબુદ્વીપના ભરતમાં અતિપ્રસિદ્ધ સગર નામે એક નગર હતું. તેમાં મમ્મણ નામે રાજા અને વીરમતી નામે રાણી હતાં. એક વખત રાજા રાણી સાથે

શિકારમાં નીકળ્યો. તેવામાં સાર્થની સાથે આવતા એક મલિન વસ્ત્રવાળા મુનિરાજ સામા મળ્યા. રાજા રાણીએ તેને અપશુકન માન્યા. અને મુનિરાજને સાર્થથી જુદા પાડી બાર ઘડી સુધી રોકી રાખ્યા. બારઘડી બાદ રાજાએ મુનિને પૂછયુ 'તમે કયાંથી આવો છો? અને કયાં જાઓ છો ?' મુનિએ કહ્યું 'હું રોહિતકપુરથી સાર્થની સાથે આવું છું. અને અષ્ટાપદ પર્વત ઉપર જિનેશ્વર ભગવાનની પ્રતિમાને વંદન કરવા જાઉં છું પણ અહિં હું રોકાયો તેથી તેમાં મને અંતરાય થયો.' લઘુકર્મી દંપતીએ મુનિની ક્ષમા માગી અને ત્યારબાદ તેમની પાસે ધર્મ સાંભળી બારવ્રત અંગીકાર કર્યાં.

આ પછી એક વખત શાસનદેવી વીરમતીને અષ્ટાપદ પર્વત ઉપર લઈ ગઇ. ત્યાં તેણે ચોવીસે જીનને ભાવભક્તિથી વાંદ્યા અને ત્યારબાદ પોતાના નગરમાં આવી ચોવીસે જીનને ઉદ્દેશી ૨૦–૨૦ આયંબિલ કર્યાં તથા તપ ઉદ્યાપનમાં ચોવીસે જિનબિંબના રત્નયુક્ત સુવર્ણતિલક કરાવી સ્નાત્રપૂર્વક અષ્ટાપદ પર્વત ઉપર ચોવીસે જિનના ભાલ ઉપર સ્થાપન કર્યાં. આમ તપથી ભાવિત દંપતી મૃત્યુ પામી બીજે ભવે દેવલોકમાં દેવદેવીપણે ઉત્પન્ન થયાં.

દેવલોકથી ચ્યવી મમ્મણનો જીવ બહલીદેશના પોતનપુરમાં ધન્ય નામે ભરવાડ અને વીરમતીનો જીવ ધુસરી નામે તેની ભાર્યા થઇ. ભેંસો ચારતા ધન્યે અરણ્યમાં એક ધ્યાનસ્થ મુનિને દેખ્યા. વરસાદ પવન સાથે સુસવાટા મારતો હતો. મુનિ નિષ્કંપ ઉભા હતા. ધન્યે પોતાનું છત્ર મુનિ ઉપર ધર્યું વરસાદ શાંત થયો એટલે મુનિએ ધ્યાન પાર્યું અને ઉપદેશ આપ્યો. અંતે ધન્યે ધુસરી સાથે દીક્ષા અંગીકાર કરી. અને સાત વરસ શુદ્ધ ચારિત્ર પાળી મૃત્યુપામી હૈમવંત ક્ષેત્રમાં બન્ને યુગલિયાપણે ઉત્પન્ન થયા. ત્યાંથી મરી બન્ને ક્ષીર અને ડીંડીરા નામે દેવદેવીપણે ઉત્પન્ન થયા.

કોશલદેશમાં કોશલા નામની નગરીમાં નિષધ રાજાની સુંદરા નામે રાણીની કુક્ષિમાં દેવપણાથી ચ્યવી ધન્યનો જીવ નલ નામે પુત્ર થયો. તેને લઘુ બંધુ કુબેર નામે થયો.

વિદર્ભદેશમાં કુંડિનપુરમાં ભીમરથ રાજાની પુષ્પદંતી રાણીની કુક્ષિને વિષે ધૂસરીનો જીવ દેવલોકથી ચ્યવી પુત્રીપણે ઉત્પન્નથયો. પૂર્ણમાસે પુષ્પદંતીએ કપાળમાં પ્રકાશિત તિલકયુક્ત પુત્રીનો જન્મ આપ્યો. સારા મુહૂર્તે રાજાએ તેની માતા જ્યારે પુત્રી ગર્ભમાં હતી ત્યારે દવથી ભય પામેલ હસ્તિને જોયો હતો તેથી તેનું નામ દવદંતી યા દમયંતી પાડયું. દમયંતી સમજણી થઇ ત્યારથી શાંતિનાથ ભગવાનની પૂજા અને હરહંમેશ ધાર્મિક કાર્યો કરતી હતી.

દમયંતી અઢાર વર્ષની થઇ ત્યારે ભીમરથરાજાએ સ્વયંવર મંડપ માંડયો. અને દેશ દેશના રાજાઓને આમંત્રણ આપ્યું. સર્વે રાજાઓ મંડપમાં એકઠા થયા. દમયંતી હાથમાં વરમાળા લઇ વૃદ્ધ પ્રતિહારી સાથે મંડપમાં દાખલ થઈ. પ્રતિહારીએ સર્વ રાજાઓની ઓળખ આપી. નળરાજાની ઓળખ આપતાં દમયંતીએ નળરાજાના ગળામાં વરમાળા આરોપી. તે વખતે આકાશમાં અવાજ થયો 'હે દમયંતી ! તેં યોગ્યજ કર્યું છે.' રાજાએ

નળ અને દમયંતીનાં લગ્ન કર્યાં અને દમયંતીને નળ સાથે કોશલપુર તરફ રવાના કરી. માર્ગમાં સૂર્યાસ્ત થતાં સર્વત્ર અંધકાર ફેલાયો. દમયંતીએ લલાટને સાફ કરી તિલકથી પ્રકાશ ફેલાવ્યો. લશ્કરે આગળ પ્રયાણ કર્યું. અને અનુક્રમે કોશલપુર પહોંચ્યા.

કેટલાક સમય બાદ નિષધ રાજાએ નળને રાજ્ય પર અને કુબરને યૌવરાજ્ય પર સ્થાપન કરી દીક્ષા અંગીકાર કરી. તેમના રાજ્યકાળમાં કદંબ નામે ઉદ્ધત રાજાની સામે લડાઇ થઇ. તેમાં કદંબ હાર્યો અને તેણે દીક્ષા લીધી તેથી નળે તેનુ રાજ્ય તેના પુત્ર જયશક્તિને સોંપ્યું. આમ થોડા વખતમાં નળરાજાએ ભરતના ત્રણખંડ સાધ્યા.

એક સમયે નળ અને કુબર જુગટુ રમતા હતા. નળ જુગટામાં ગામ નગર વિગેરે મૂકતો ગયો. અને તે સર્વ હારતાં તેણે પોતાનું રાજ્ય પણ છેવટે મૂકી દીધું. અને તેમાં તે હાર્યો. કુબરે નળને કહ્યું 'હવે જુગટું બંધ કરો. રાજ વિગેરે સોંપી દો.' એક વચની નળ રાજ સોંપી ચાલતા થયા એટલે તેની પાછળ દમયંતી પણ ચાલવા માંડી. કુબરે તેને અટકાવી અને કહ્યું કે 'તું દ્યુતમાં જીતાઈ ગઈ છે.' અમાત્યો તુર્ત બોલી ઉઠયા. 'સતીને સતાવો નહિ. તેને રાજાની સાથે જવાદો. એટલુજ નહિ પણ રાજ્યને છોડી જતા રાજાને અશ્વ રથ અને સારથિ પણ આપો.' નળે અશ્વ રથ વિગેરેનો નિષેધ કર્યો પરન્તુ લોકોએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે દમયંતી સાથે રથમાં બેસી નગર બહાર નીકળ્યા, નીકળતાં માર્ગમાં રહેલ ૫૦૦ હાથ પ્રમાણુવાળા એક થાંભલાનું ઉન્મૂલન કરી ફરી તેને આરોપ્યો. આ દૃશ્ય જોઇ નગરના વૃદ્ધ લોકોએ કહ્યું કે 'એક જ્ઞાની મુનિ કહેતા હતા કે જે આ થાંભલાને ઉન્મૂલન કરી આરોપશે તે અર્ધભરતનો સ્વામી થશે. આ વાત મળી પણ નળને રાજ્ય છોડવું પડયુ એ બહુ કષ્ટકારી બન્યુ.' આમ લોકોની વિવિધ વાતો અને આંસુઓની ધારાઓ વચ્ચેથી પસાર થઈ નળે કોશલા નગરીનો ત્યાગ કર્યો.

આગળ ચાલતાં નળે દમયંતીને કહ્યું 'આપણે ક્યાં જઇશું ?' દમયંતીએ કહ્યું. 'મારા પિતાને ત્યાં કુંડિનપુર પધારો.' પણ અશ્વોએ કુંડિનપુરનો માર્ગ છોડી અટવીમાં પ્રવેશ કર્યો. માર્ગમાં ભીલોના ઉપદ્રવમાં અશ્વ રથ અને સારથિ ત્રણે છૂટા પડયા. માત્ર નળ અને દમયંતી ઉઘાડા પગે આગળ ચાલ્યાં. રાત પડતાં પાંદડાની પથારીમાં દમયંતીને સુવાડી અને નળ જાગતો બેઠો. જોતજોતામાં દમયંતી ઘસઘસાટ ઉંઘી ગઈ. નળ વિચાર કરવા લાગ્યો કે 'જ્યાં સુધી મારી સાથે દમયંતી છે ત્યાં સુધી હું છુટે હાથે ફરી શકીશ નહિ માટે તેને છોડી હું ચાલ્યો જાઉં. દમયંતી સતી છે એથી એનુ રક્ષણ એનું શિયળજ કરશે.' તેણે અડધું વસ્ત્ર કાપી પોતે લીધું. અને અડધા બાકીના વસ્ત્ર ઉપર લખ્યું કે 'વડવૃક્ષના મૂલ આગળથી જે માર્ગ જાય છે તે માર્ગે જઇશ તો તું કુંડિનપુર પહોંચીશ અને તેની ડાબી બાજુના માર્ગે જઇશ તો તું કોશલદેશ પહોંચીશ. તને જ્યાં ઠીક લાગે ત્યાં તું જજે.' નળ વનવગડામાં ઉંઘતી દમયંતીને છોડી ચાલ્યો પણ થોડે દૂર જઈ પાછો ફર્યો. તેનુ મન સતીને છોડું કે ન છોડું એવા હીલોળે ચઢયું. પણ છેવટે તેણે દમયંતીને છોડી. દમયંતીએ પ્રાતઃ કાલે સ્વપ્નમાં 'આમ્રવૃક્ષ ઉપર બેઠેલી તેને કોઇ વન હાથીએ વૃક્ષ તોડી પાડી નાંખી.' એવું જોયું કે તુર્ત નિદ્રા ઉડી ગઇ. પાસે નળને ન દેખ્યો. તે બે-

આકુળી બની ચારે તરફ નળને શોધવા લાગી. પશુ, પંખી, વૃક્ષ, કુંજ, પવન, આકાશ સર્વને તેણે નળ! નળ! કહી સમાચાર પૂછ્યા. પણ નળને પત્તો ન લાગ્યો. પગપાળે ચાલતી, લોહીથી જમીનને કુંકુમવર્ણી કરતી દમયંતીએ માર્ગમાં એક સાર્થ જોયો. તેમાં તે દાખલ થઇ. અને સાર્થપતિને સર્વ વૃત્તાન્ત કહી આગળ વધી. થોડો વખત સાર્થની સાથે રહ્યા પછી તે જુદી પડી એક ગુફામાં રહી જિનબિંબની પૂજા પૂર્વક પોતાનો સમય વીતાવવા માંડી આ બાજુ સાર્થેશે દમયંતીને સાર્થમાં ન દેખી તેથી તેના પગલાંને અનુસરી તેનો પત્તો મેળવતો તે ગુફા આગળ આવ્યો. ત્યાં દમયંતીને સુખરૂપ દેખી તે આનંદ પામ્યો. સાર્થેશે અહિં આગળ તાપસપુર વસાવ્યું.

એક વખતે મધ્યરાત્રે દમયંતીએ પર્વત ઉપર પ્રકાશ જોયો. અને ત્યાં જતા દેવો અને અસુરોને પણ જોયા. દમયંતી તુર્ત સાર્થવાહ તથા પડખે રહેલ તાપસો સાથે ત્યાં ગઇ. અને ત્યાં રહેલ મુનિને વાંદ્યા. દેશનાને અંતે તાપસના કુલપતિએ કહ્યું 'આપે યૌવનવયમાં કેમ દીક્ષા લીધી?" ત્યારે તેમણે કહ્યું "હું કુબરનો પુત્ર છું. બંધુમતીને પરણી પાછો ફરતાં એક મુનિ મળ્યા. તેમણે મને પાંચ દીવસ મારૂં આયુષ્ય બાકી છે તેમ કહ્યું તેથી મેં દીક્ષા અંગીકાર કરી અને ઉત્કટ તપથી મને આજે કેવળજ્ઞાન થયું છે." દમયંતીએ કેવળી ભગવાનને નળની સાથેના વિયોગનું કારણ તથા નળ ક્યારે મળશે તે પુછ્યુ મુનિએ કહ્યું "બાર વર્ષે તારા પિતાને ત્યાં મળશે. અને નળ સાથેનો તમારો વિયોગ પ્રથમ ભવમાં તમે મુનિને બારઘડી રોકયા હતા તે કર્મના ફળે તમને બાર વર્ષનો વિયોગ થયો છે.' કુળપતિએ તથા બીજા કેટલાક તાપસોએ દીક્ષા અંગીકાર કરી. દમયંતીએ દીક્ષાની માગણી કરી પણ ગુરૂએ તારે ભોગાવળી કર્મ બાકી છે તેમ જણાવી ના પાડી. આ પછી દમયંતીએ તે ગુફામાં સાત વર્ષ ધર્મધ્યાન પૂર્વક ગાળ્યાં.

એક વખતે કોઇ મુસાફરે દમયંતીને આવી કહ્યું કે 'તારા પતિને મેં અહિં આગળ જોયો, દમયંતી થોડે દુર સુધી મુસાફર પાછળ ચાલી પણ મુસાફર અદૃશ્ય થયો. દમયંતી ગુફા અને મુસાફર બન્નેથી ભ્રષ્ટ થએલી ચિંતા કરે છે તેવામાં તેને એક સાર્થ મળ્યો. આ સાર્થ સાથે તે અચલપુર પહોંચી. અચલપુરના રાજાની રાણી ચંદ્રયશા પોતાની માસી થાય તેવી દમયંતીને ખબર ન હતી. પરંતુ ચંદ્રયશાની દાસી ચંદ્રાવતીની બહેનપણી તરીકે તેને લઇ આવી. ચંદ્રયશાએ તેને બહુ આદરથી રાખી અને પોતાની પુત્રી ચંદ્રાવતીને કહ્યું કે 'આ દમયંતી જેવી છે. માટે તું તેને બહેન માની તેની સાથે રહેજે.'

દમયંતીની ઇચ્છાથી ચંદ્રયશાએ તેને દાનશાળામાં દાન આપવા રોકી. તે હંમેશાં યાચકોને દાન આપે છે. અને પોતાનો કાળ પસાર કરે છે. તેવામાં એક ચોરને રાજસેવકો ફાંસીએ ચઢાવવા લઇ જતા હતા. તેને દમયંતીએ છોડાવ્યો અને તેને તે અરસામાં આવેલ મુનિઓ પાસે દીક્ષા અપાવી.

એક વખત ભીમરથરાજાનો હરિમિત્ર નામનો બટુક નળ દમયંતીની શોધ કરતો ફરતો અચલપુર આવ્યો. તેણે દાનશાળામાં રહેલ દમયંતીને ઓળખી. અને તેણે ચંદ્ર-

યશાને દમયંતીની વાત કહી ચંદ્રયશા ગાંડી ગાંડી બની ગઈ અને દમયંતીને કહેવા લાગી કે 'માગીને સાચી વાત પણ તે ન કહી ?' તેણે હેતથી તેનુ કપાલ લુચ્છ્યું એટલે તુર્ત કપાળમાં તિલકદ્વારા પ્રકાશ ફેલાયો. આથી સર્વને દમયંતીની સાચી ખાત્રી થઈ

હરિમિત્ર ચંદ્રયશાની રજા લઇ દમયંતીને કુંડિનપુર તેડી ગયો માતપિતા આનંદ પામ્યા. અને પુત્રીને આશ્વાસન આપી કહ્યું 'નળ રાજા તને મળે એવા ઉપાય હું કરીશ'

આ બાજુ દમયંતીને છોડી નળ જંગલમાં પસાર થાય છે તેવામાં એક સર્પ તેને હાથે જોરથી ડસ્યો આથી નળનું રૂપ કુબડું બની ગયુ. નળરાજા મનમાં દુઃખ લાવે છે તેવામાં નિષધદેવ પ્રગટ થયો અને તેને કહ્યું 'તું મનમાં દુઃખ ન ધર. મેં તને કુરૂપ એટલા માટે બનાવ્યો છે કે તને કોઈ પૂર્વ શત્રુ હેરાન ન કરે.' આ દેવે તેને સુસુમાર-પુર નગરમાં મૂક્યો. આ નગરમાં એક હાથી ગાંડો થયો હતો. તેને આ કુબ્જનળ ઠેકાણે લાવ્યો. રાજાએ રાજસભામાં બોલાવ્યો અને પૂછયુ કે 'આ ગજશિક્ષા શિવાય બીજી કોઇ કળા આવડે છે ?' તેણે કહ્યું, 'હું સૂર્યપાક રસોઇ જાણું છું.' રાજાએ તેને રાખ્યો. પણ જોતજોતામાં તેની સૂર્યપાક રસોઈની વાત ભીમરથરાજાના કાન સુધી આવી. તેણે તેને જોવા રાજપુરૂષ મોકલ્યો. પણ રાજપુરૂષે આવી કહ્યું 'નળની સર્વ કળા જાણે છે પણ નળનુ રૂપ નથી.' દમયંતીએ તેને જોવાનો આગ્રહ કર્યો. ભીમરાજાએ કહ્યું, 'ફરી ખોટો સ્વયંવર માડું. સાચો નળ હશે તો આવ્યા વિના નહિ રહે.' રાજાએ સ્વયંવર માંડ્યો. સુસુમાર નગરના દધિપર્ણ રાજાને પણ સ્વયંવરમાં આવવાનું આમંત્રણ મોકલ્યુ, પણ દધિપર્ણ રાજા વિચારવા લાગ્યો કે 'એક દિવસમાં કુંડિનપુર કઇ રીતે પહોંચાય ?' કુબ્જે પહોચાડી આપવાનું વચન આપ્યુ. રાજા કુબ્જ સાથે રથમાં બેઠો અને અશ્વ ચલાવવાની વિદ્યાથી પ્રાતઃકાલ થતાં તેણે કુંડિનપુરમાં દધિપર્ણ રાજાને પહોંચાડી દીધા.

ભીમરાજાને ખબર પડી કે દધિપર્ણ કુબ્જ રસોઇયા સાથે અહિં આવી પહોંચ્યા છે. ભીમરાજા સામે ગયો. અને સૂર્યપાક રસોઇ કરાવવાની દધિપર્ણને વિજ્ઞપ્તિ કરી. કુબ્જે રસોઇ કરી. દમયંતીએ કહ્યું 'નળ સિવાય સૂર્યપાક રસોઇ કોઇ કરી શકે નહિં તેવું મુનિ વચન છે, આમ છતાં તેના શરીરના સ્પર્શે મારાં રૂવાં ખડાં થાય તો નળ છે તેમ માનુ' કુબ્જે ભીમરાજાના કહેવાથી દમયંતીના વક્ષસ્થળને સ્પર્શ કર્યો. દમયતીનાં રૂવેરૂવાં ખડાં થયાં. દમયંતી બોલી કે 'હજુ તમારે કયાં સુધી હેરાન કરવી છે,' નળે સાચું રૂપ પ્રગટ કર્યું. સૌ આનંદ પામ્યા. ભીમરથરાજાએ પોતાનુ રાજ્ય નળને સોંપ્યુ. આજ અરસામાં દમયંતીને આસરો આપનાર ધનદેવ સાર્થવાહ પણ ત્યાં આવ્યો. અને આ પછી સૌ ઉપકારીને કુંડિનપુર બોલાવી સૌએ આનંદ માણ્યો.

ત્યારબાદ નળરાજાએ કુબરનો પરાભવ કરી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. અને કુબરે ગમે તેટલો અપરાધ કર્યો હતો તે ભૂલી જઈ તેને યુવરાજ બનાવ્યો. નળરાજાએ સંપૂર્ણ ત્રણ ખંડનું રાજ્ય મેળવ્યુ અને એક હજાર વર્ષ આનંદથી પસાર કર્યાં. એક વખત નિષધદેવે સ્વર્ગમાંથી આવી નળરાજાને પ્રતિબોધ આપ્યો કે 'હવે તું દીક્ષા અંગીકાર કર'

હું તને યાદ અપાવવા આવ્યો છું.' આ અરસામાં જિનસેન આચાર્ય પધાર્યા. તેમણે નળના કહેવાથી તેનો પૂર્વભવ કહ્યો. નળે પુષ્કલને રાજ્ય સોંપી દમયંતી સાથે દીક્ષા અંગીકાર કરી.

દીક્ષા બાદ એક વખત નળરાજર્ષિને દમયંતી સાથે ભોગની ઇચ્છા થઈ. આથી આચાર્યે તેમને ગચ્છથી દૂર કર્યા. નિષધદેવે ફરી તેને પ્રતિબોધ આપ્યો એટલે નળરાજર્ષિએ અણશણ કર્યું દમયંતીએ પણ સ્નેહથી તેની પાછળ અણશણ કર્યું. નળરાજર્ષિ મૃત્યુ પામી ધનદ થયો તે હું છું. અને દમયંતી તેની દેવી થઇ. આયુષ્ય પૂર્ણ થતાં દમયંતીનો જીવ ચ્યવી આ કનકવતી થયો. મારા અને તેના છ ભવના રાગને લઇ હું તેની ઉપર પ્રેમ રાખું છું. હે યદુકુળવંશ વિભૂષણ વાસુદેવ! આ કનકવતી કર્મ ખપાવી આજ ભવે મોક્ષે જશે તેમ મને વિમળનાથ સ્વામિએ કહ્યું હતું.

આ પછી વસુદેવ કનકવતી અને અનેક વિદ્યાધરીઓ સાથે આનંદપૂર્વક પોતાનો સમય પસાર કરવા લાગ્યો.

---

એક વખત સુતેલા વસુદેવનું સૂર્પક વિદ્યાધરે હરણ કર્યું. જાગતાં વેંત વસુદેવે સૂર્પકને મુઠી મારી તેથી તેણે તેને ફેંકી દીધો. વસુદેવ ગોદાવરીમાં પડયો. ગોદાવરી તરી વસુદેવ કોલાપુર ગયો. અને ત્યાં પદ્મશ્રી નામની રાજપુત્રીને પરણ્યો. અહિઆં પણ નીલકંઠે નામના વિદ્યાધરે તેનું હરણ કર્યું. તેને પણ સૂર્પકની પેઠે મારતાં તેણે તેને ચંપાપુરીના સરોવરમાં નાંખ્યો. ત્યાં ચંપાપુરીના પ્રધાનની પુત્રીને પરણ્યો. ફરી પ્રમાદનો લાભ લઇ સૂર્પકે વસુદેવનું હરણ કરી તેને ગંગામાં ફેંક્યો. ગંગા તરી વસુદેવ એક પલ્લીમાં ગયો અને ત્યાં તેની છોકરી જરાકુમારીને પરણ્યો. આ જરાથી વસુદેવને જરાકુમાર નામે પુત્ર થયો. આ પછી અવંતીસુંદરી, નરદ્વેષિણી, જીવયશા, સુરસેના વિગેરે હજારો રાજપુત્રીઓને પરણ્યો.

એક વખત અરિષ્ટપુરમાં રૂધિર રાજાએ પોતાની કન્યા રોહિણી માટે સ્વયંવર મંડપ આરંભ્યો. આ મંડપમાં જરાસંઘ વિગેરે અનેક રાજાઓ પધાર્યા. વસુદેવ પણ રૂપપરાવર્તન કરી મંડપમાં દાખલ થયો. રોહિણી પ્રતિહારી સાથે વરમાળા લઇ સ્વયંવર મંડપમાં દાખલ થઈ. તેણે બધા રાજાઓને બારીકાઇથી નીરખ્યા. પણ વરમાળા એક વાજિંત્ર વગાડનારા કુબડા વસુદેવ ઉપર નાંખી. રાજાઓ ઝાંખા પડયા અને મારો! મારો! કહી બૂમો પાડવા લાગ્યા 'અને કહેવા લગ્યા કે 'આવા કુબડા અને ઢોલીને તારે કન્યા આપવી હતી તો અમને શા માટે બોલાવ્યા.' એમ આક્રોશપૂર્વક રૂધિર રાજાને કહેવા લાગ્યા. વસુદેવ બોલ્યો 'હું કુબડો અને ઢોલી ભલે રહ્યો પણ આ સ્રીનું હરણ કર્યું તો તમારી ખેર નથી, જરાસંઘને ક્રોધ ચઢયો. અને તેણે કહ્યું, 'જુઓ તો ખરા! આ ઢોલીને કેટલું અભિમાન છે.' તેણે સમુદ્રવિજયને તેની સાથે લડવા કહ્યું. સમુદ્રવિજય વસુદેવ સાથે લડવા તેયાર થયા. વસુદેવે પોતાના નામથી અંકિત એક બાણ ફેંક્યું. તેમાં લખ્યું હતું.

કે 'કપટથી બહાર નીકળેલ વસુદેવ તમને નમન કરે છે.' સમુદ્રવિજય તરત ભાઈ! ભાઇ! કરતા વસુદેવને ભેટી પડયા. આ પછી રોહિણીનો વસુદેવ સાથે વિવાહ મહોત્સવ થયો. જરાસંઘ વિગેરે સૌ લગ્નના સાજન બન્યા. વસુદેવે રોહિણીને પૂછયુ કે, 'તેં મને શી રીતે ઓળખ્યો ?' રોહિણીએ કહ્યું, 'મે પ્રજ્ઞપ્તિવિદ્યાની સાધના કરી હતી. તેથી તે વિદ્યાએ મને જણાવ્યુ હતું કે 'પડહ વગાડનારને તું વરજે અને તે દશમો દશાર્હ હશે.' આ પછી વસુદેવ કાંચનદંષ્ટ્ર નામના વિદ્યાધરની બાલચંદ્રા નામની કન્યાને પરણ્યો. અને ત્યારબાદ સર્વ પત્નીઓ સહિત સૌર્યપુર નગરમાં આવ્યો. સમુદ્રવિજયે તેનો આદર સત્કાર કર્યો. અને ત્યારબાદ તે સુખપૂર્વક પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

( ૩ )

# કૃષ્ણ વાસુદેવ અને બળભદ્ર રામનો જન્મ તથા બાળક્રીડા.

હસ્તિનાપુર નગરમાં એક શેઠને લલિત નામે પુત્ર હતો. તે માતાને અત્યંત વહાલો હતો. આ પછી શેઠાણીને બીજા પુત્રનો ગર્ભ રહ્યો. તેને પાડી નાખવા શેઠાણીએ ઘણા પ્રયત્નો કર્યા પણ તે પડયો નહિ. પૂર્ણમાસે તેણે પુત્રનો જન્મ આપ્યો. પણ પુત્રને જોતાંજ તેના ઉપર શેઠાણીને દ્વેષ થયો. અને તેણે તે છોકરાને ફેંકી દેવા એક દાસીને સોંપ્યો. શેઠે દાસી પાસેથી છૂપી રીતે લઈ તે છોકરાને બીજે ઠેકાણે ઉછેર્યો. અને તેનું નામ ગંગદત્ત પાડયુ. આ ગંગદત્તને લલિત માતા ન જાણે તેવી રીતે મળતો અને રમાડતો.

એક વખત કોઇ સારો પર્વનો દિવસ આવ્યો. લલિતે પિતાને કહ્યું કે 'ગંગદત્ત આજે ઘેર જમે તો કેવુ સારૂં ?' પિતાએ કહ્યું 'તારી માતા ન જુએ તે રીતે જમાડાય તો વાંધો નથી.' લલિતે તે કબુલ કર્યું. અને વચ્ચે પડદો રાખી ગંગદત્તને તેણે જમાડવા માંડયુ. પણ અચાનક પડદો ઉઘડી ગયો. અને માતાએ ગંગદત્તને જોયો. તરતજ તે ઉભી થઈ તેને તેનુ માથું પકડી, તાણી તેને ઘર બહાર ખાળમાં ફેંકયો. શેઠે તેણે ન્હવરાવી બીજે ઠેકાણે મોકલ્યો. આ અરસામાં કોઇ મુનિરાજ શેઠને ત્યાં વહોરવા પધાર્યા. શેઠે કહ્યું 'હે ભગવન્! શેઠાણીના આ બન્ને પુત્રો છે. છતાં એક ઉપર તેને વહાલ અને બીજા ઉપર આટલો બધો દ્વેષ કેમ છે ?' મુનિએ કહ્યું 'આ વહાલ અને દ્વેષમાં પૂર્વભવ કારણરૂપ છે. આ બન્ને ભાઇ પૂર્વ ભવમાં પણ એક ગામડામાં ભાઇ હતા. લાકડાં લેવા તે બન્ને બહાર ગયા. લાકડાં ભરી પાછા વળતાં રસ્તામાં એક નાગણ પડી હતી. તેને જોઈ મોટાએ નાનાને કહ્યું 'ગાડું સાચવીને હાંકજે. નાગણ ન મરી જાય તે ધ્યાન રાખજે.' મોટાએ ગાડું સાચવીને હાંકયુ. નાગણને વિશ્વાસ બેઠો કે નાનો પણ સાચવીને હાંકશે. તેથી તે ન ખસી પણ નાનાએ તો જાણીબુઝીને નાગણ ઉપર થઇને ગાડું હાંકયું નાગણ બોલી ઉઠી કે 'આ મારો પૂરો શત્રુ છે.' પણ તે ત્યાં તરત મૃત્યુ પામી આ તમારી શેઠાણી થઇ. અને મોટોભાઈ તે લલિત થયો. જ્યારે નાનો ગંગદત્ત બન્યો. આથી શેઠાણીને તે બન્ને પુત્રો હોવા છતાં પૂર્વભવના કારણે લલિત ઉપર વહાલ છે અને ગંગદત્ત ઉપર દ્વેષ છે.' આ સાંભળી શેઠે બન્ને પુત્રો સાથે દીક્ષા લીધી. અને ઉગ્રતપ આચારવા માંડયુ. પણ ગંગદત્તે માતાની

અનિષ્ટતાને સંભાળી એવું નિયાણું બાંધ્યું કે 'આ તપના પ્રભાવે હું આવતા ભવે વિશ્વવલ્લભ થાઉં.' ત્રણે જણ મૃત્યુ પામી મહાશુક્રદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

આ પછી વસુદેવની પત્ની રોહિણીની કુક્ષિને વિષે મહાશુક્રદેવલોકમાંથી ચ્યવી લલિતનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. રોહિણીએ બલદેવના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્ન દેખ્યાં અને પૂર્ણમાસે સુંદર પુત્રનો જન્મ આપ્યો. સારા દિવસે વસુદેવે પુત્રનું નામ રામ એવું પાડયુ. આ રામ અનુક્રમે વધવા લાગ્યો. અને તેણે સર્વ કલાઓને પ્રાપ્ત કરી.

એક વખત વસુદેવ કંસના અતિઆગ્રહથી મથુરા આવ્યો. વાત વાતમાં વસુદેવને કહ્યું 'મારા કાકા દેવક મૃતીકાવતી નામે નગરીમાં રહે છે. તેને દેવકી નામે દેવરૂપ કન્યા છે. તેને તું પરણે તો સરખે સરખો યોગ મળે' દેવકે વસુદેવ સાથે દેવકીનો વિવાહ માંડયો. અને કંસને ત્યાં વિવાહ ઉત્સવ મંડાયો. આ અરસામાં કંસના લઘુ બંધુ અતિમુક્ત મુનિ વહોરવા પધાર્યા. કંસની પત્ની જીવયશા તે વખતે મદિરાથી ભાન ભૂલેલી હતી. તે દિયરને જોઈ અયોગ્ય મશ્કરી કરવા લાગી. મુનિએ તેને કહ્યું 'જેને નિમિત્તે આ ઓચ્છવ મંડાયો છે. તેનો સાતમો ગર્ભ તારા પતિ અને પિતાને મારશે.' આમ કહી મુનિ વહોર્યા શિવાય પાછા ફર્યા. મદનું ઘેન ઉતરતાં જીવયશાને ભાન આવ્યું. તે કકળી ઉઠી. કંસે આવી તેને પૂછયું "શા માટે રડે છે. ?' જીવયશાએ કહ્યું 'તમારા ભાઈ મુનિ અતિમુકતે આ પ્રમાણે ભવિષ્ય વાણી કહી.' કંસે વિચાર્યું" હજી કાંઇ બગડયું નથી. વસુદેવ મારો મિત્ર છે. તેને વિશ્વાસમાં લઉં અને વચન માગી લઉં ' કંસ તરત વસુદેવ પાસે આવ્યો. અને તેને કહ્યું. 'મિત્ર! મારી એક માગણી સ્વીકાર' વસુદેવે કહ્યું 'જે હોય તે કહે. તારાથી મારે શું અધિક છે ?' તેણે દેવકીના પ્રથમ સાત ગર્ભની માગણી કરી વસુદેવે કહ્યું 'ભલેને ભાણેજો મોસાળમાં ઉછરે. અમારો યોગ તેંજ કરાવી આપ્યો છે. તો તેઓનો યોગ તારી સાથે હોય તેમાં શો વાંધો હોય !' આ પછી થોડા વખત બાદ અતિમુક્ત મુનિનો વૃત્તાંત વસુદેવના સાંભળવામાં આવ્યો. ત્યારે તે બોલી ઉઠયો 'કંસ મને છેતરી ગયો.' દેવકે લગ્ન દેવકીનાં કર્યાં. અને દાયજામાં અનેક વસ્તુઓ સાથે દશ ગોકુળનો સ્વામી નંદ પણ આપ્યો.

આ અરસામાં ભદ્દિલપુર નગરમાં નાગ નામે શેઠને સુલસા નામે સ્ત્રી હતી તે મૃતવત્સા હતી. આથી તેણે હરિણૈગમેષી દેવને આરાધ્યો. દેવે કહ્યું 'હું તને દેવકીના ગર્ભો જન્મ વખતે આપીશ અને તારા મૃતગર્ભો દેવકીને સોંપીશ. આ પછી દેવે જન્મ વખતે સુલસાના મૃત ગર્ભો દેવકીમાં સંચાર્યા. અને દેવકીના ગર્ભો સુલસાને આપ્યા. આમ સુલસાને ત્યાં અનિકયશા, અનંતસેન, અજિતસેન, નિહતારિ, દેવયશા અને શત્રુસેન નામે છ પુત્રો થયા. દેવકીએ છ મૃત બાળકનો જન્મ આપ્યો. કંસે મરેલાને મારવા સમાન તે બાળકોને શિલા ઉપર પછાડી આનંદ અનુભવ્યો.

સમય જતાં મહાશુક્રદેવલોકમાંથી ગંગદત્તનો જીવ ચ્યવી દેવકીના સાતમા ગર્ભરૂપે અવતર્યો: દેવકીએ વાસુદેવના જન્મને સૂચવનારાં સાત સ્વપ્ન દેખ્યાં. અને પૂર્ણમાસે શ્રાવણ

વદ ૮ના મધ્યરાત્રિએ જન્મ આપ્યો. પુત્રના પ્રભાવથી કંસે રાખેલા પહેરેગીરો ઘસઘસાટ ઉંઘી ગયા. વસુદેવ દેવકીના શયનગૃહમાં દાખલ થયો. અને આસ્તે પગલે ચાલી પાંજરામાં રહેલ ઉગ્રસેનને દેવકીએ કંસનો નાશ કરનાર બાળકનો જન્મ આપ્યો છે તે જણાવવા પૂર્વક ગોકુલમાં નંદની પત્ની યશોદાને તે સોંપ્યો. અને તુરત જન્મ આપેલ યશોદાની બાળકીને લાવી દેવકીને સોંપી. વસુદેવ બાળકીને સોંપી નીકળ્યો કે તુર્ત કંસના પહેરેગીરો જાગ્યા. અને જન્મેલ બાળકી કંસને સોંપી. કંસે વિચાર્યું કે 'મને મારનાર સાતમો ગર્ભ થવાનો હતો તે આ બાળકી છે. આને હણવાથી શો ફાયદો ?' એમ વિચારી તેનું નાક કાપી તે બાળા દેવકીને પાછી સોંપી.

નંદના ઘેર દેવકીનો પુત્ર વર્ણે કૃષ્ણ હોવાથી કૃષ્ણ નામે પ્રસિદ્ધ થયો. દેવતાઓથી રક્ષણ કરાતો કૃષ્ણ દિવસે દિવસે વધવા લાગ્યો. પુત્રને મળવાની દેવકીને ખૂબ ઈચ્છા થઈ પણ વસુદેવે કહ્યું 'કંસના ખ્યાલમાં આવશે કે દેવકીનો સાતમો બાળક જીવે છે તો તે બાળક અને આપણા ઉપર મહાકષ્ટ ઉતારશે.' દેવકી એ આથી ગૌપૂજનનું બ્હાનું ધરી ગોકુલમાં જવાનું રાખ્યું. અને પુત્રનું સુખ જોઇ આનંદ પામવા લાગી.

એક અરસામાં શકુનિ અને પૂતના નામની બે સૂર્પક વિદ્યાધરની પુત્રીઓ સ્તન ઉપર ઝેર ચોપડી કૃષ્ણને મારવા આવી. પણ સહાયક દેવે સાવધાન થઈ તેનો પરાભવ કર્યો. આ પછી મોટો થતાં સૂર્પકના પુત્રે પણ પિતાનું વૈર લેવા કૃષ્ણને અર્જુન વૃક્ષથી પીસી નાખવા પ્રયત્ન કર્યો. પણ નાના કૃષ્ણે તે વૃક્ષ ઉખેડી નાખ્યા કૃષ્ણના ઉદર ઉપર દોરડી બાંધવાથી ગોવાળો તેને દામોદર કહી સંબોધવા લાગ્યા. આમ ગોકુલમાં સર્વ ગોવાળ અને ગોવાલણોને કૃષ્ણ આનંદનુ સ્થાન બન્યો. સૌ કોઇ પોતાનું કામ છોડી તેને રમાડવામાં આનંદ માનવા લાગ્યા. વસુદેવ વિચારવા લાગ્યો કે 'કૃષ્ણને ગમે તેટલો સંતાડીએ છીએ તો પણ તેના પરાક્રમથી તે પ્રસિદ્ધિ પામતો જાય છે. માટે તેના રક્ષણ માટે કોઇક બુદ્ધિશાળી અને બળવાન પુરૂષને તેની પાસે મૂકવો જોઇએ. આથી તેણે રોહિણીના પુત્ર રામને બોલાવ્યો અને બધી વાતથી વાકેફ કરી નંદને ત્યા મૂકયો. અહિં રામ કૃષ્ણને જીવની પેઠે સાચવતા, તેમજ ધનુર્વેદ વિગેરે કળાઓ પણ શીખવતો. કૃષ્ણ જેમ જેમ વધવા લાગ્યો. તેમ તેમ તેનાં તોફાનો ગોકુલમાં રોજને રોજ વધી પડયાં. તે કોઇની ગાગરો ઉઠાવી લાવે તો કોઈના વાસણોમાંથી દહિં ઉપાડી લેતો ગોવાલણો રામને યશોદાને કૃષ્ણનો ઠપકો આપવા આવતી. પણ તેમને કૃષ્ણનું તોફાન ગમતું હતું. આમ કૃષ્ણ ગોકુળમાં અગિયાર વર્ષના થયા.

(૪)

## શ્રી નેમિનાથ ભગવાનનો જન્મ.

શૌર્યપુર નગરમાં સમુદ્રવિજય રાજાની શિવાદેવી રાણીની કુક્ષિમાં શંખનો જીવ અપરાજિત વિમાનથી ચ્યવી કાર્તક વદ ૧૨ના દિવસે ચિત્રા નક્ષત્રમાં ઉત્પન્ન થયો.

શિવાદેવી માતાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં. દેવોએ ચ્યવન કલ્યાણક ઉજવ્યું. રાણીએ સવારે ચૌદ સ્વપ્નની વાત રાજાને કહી. રાજાએ ક્રોષ્ટુકી સ્વપ્ન પાઠકને બોલાવ્યો. આજ અરસામાં ચારણ મુનિ પણ ત્યા પધાર્યા બન્નેને રાજાએ ચૌદ સ્વપ્નનું ફલ પૂછ્યું. મુનિએ કહ્યું 'તમારે તીર્થંકર પુત્ર થશે.' મુનિએ ત્યારબાદ અન્યત્ર વિહાર કર્યો. અને ક્રોષ્ટુકી પોતાના સ્થાને ગયો. શિવાદેવીએ પૂરે માસે શ્રાવણ સુદ ૫ ના દિવસે ચિત્રા નક્ષત્રમાં મરકત રત્નના સરખી કાંતિવાળા શંખ લંછન યુક્ત પુત્રનો જન્મ આપ્યો. દિક્કુમારીકાઓએ સૂતિકર્મ કર્યું. ઈન્દ્રોએ દેવતા સહિત મેરુ ઉપર સ્નાત્ર મહોત્સવ ઉજવ્યો. રાજાએ પણ નગરમાં સર્વત્ર પુત્ર મહોત્સવ ઉજવ્યો. સારા મુહૂર્તે સમુદ્રવિજય રાજાએ પુત્રનુ નામ અરિષ્ટનેમિ પાડ્યું. કારણ કે પુત્ર ગર્ભમાં હતો ત્યારે શિવાદેવીએ ચૌદ સ્વપ્ન જોયા પછી અરિષ્ટ રત્નની ચક્રધારા જોઈ હતી.

## (૫)

## કૃષ્ણ તથા બલદેવ રામનું પરાક્રમ અને કંસનો વધ.

કંસ દેવકીના છ ગર્ભ મરેલા અને સાતમો ગર્ભ પુત્રીનો થએલો જોઈ કાંઇક મનમાં નિરાંત પામ્યો. છતાં તેણે તેની ચોકસાઈ કરવા નિમિત્તિઆને બોલાવી પૂછ્યું કે –

'મુનિએ કહ્યું હતું તે મુજબ સાતમો ગર્ભ તો ન થયો. પણ બાળકી જન્મી હવે મુનિનું વચન ખોટું ખરૂં કે નહિ?' નિમિત્તિઆએ કહ્યું 'ત્યાગી મુનિઓ ખોટું બોલે નહિ અને તેના વચનમાં ફેર ન પડે આમ છતાં જે અરિષ્ટ નામે તમારો વૃષભ, કેશી નામે અશ્વ, દુર્દાંત ગધેડા અને ઘેટાને જે હણે તથા શાર્ઙ્ગ ધનુષ્યને જે ચઢાવે, કાલીય નાગને દમે, ચાણુર મલ્લનો ઘાત કરે અને પદ્મોત્તર તથા ચંપક હાથીનો નાશ કરે તે જરૂર દેવકીનો સાતમો ગર્ભ સમજવો' જીવવાને માટે તલસતા કંસે સૌ પ્રથમ અશ્વ, વૃષભ, ગધેડા અને ઘેટાને છુટા મૂક્યા. ફરતા ફરતા આ ચારે પશુઓ ગોકુલમાં આવ્યા અને તેમણે ચારે બાજુ ઉલ્કાપાત મચાવ્યો. સૌ પ્રથમ કૃષ્ણે અરિષ્ટ વૃષભને શીંગડામાંથી પકડી મારી નાંખ્યો. આ પછી કેશી અશ્વ જે ગાયોને મારતો ઘૂમતો હતો તેને ડોક પકડી મારી નાંખ્યો. તેવામાં મેષ અને ખર ભટકતા ભટકતા કૃષ્ણની સામે થયા. કૃષ્ણે તે બન્નેને પણ એકી સાથે હણી નાંખ્યા.

કંસને લાગ્યું કે ગમે તેમ બન્યું પણ દેવકીનો સાતમો ગર્ભ હરાયો હોવો જોઇએ અને તે આ કૃષ્ણ આમ છતાં બાકીના ઉપાયો યોજી નક્કી કરવાનું ધાર્યું. તેણે ઉદ્ઘોષણા કરાવી કે જે શાર્ઙ્ગ ધનુષ્યને નમાવી બાણ ચઢાવશે તેને હું મારી બેન સત્યભામા આપીશ. દેશ દેશથી રાજાઓ આવ્યા. વસુદેવનો પુત્ર અનાધૃષ્ટિ પણ ત્યાં જતાં એક રાત ગોકુળમાં આવ્યો. અને સવારે રામ અને કૃષ્ણને લઇને ચાલ્યો. પણ માર્ગમાં તેનો રથ એક ઝાડમાં ગુંચવાઇ ગયો અનાધૃષ્ટિએ ઘણી મહેનત કરી પણ રથ ન નીકળ્યો, કૃષ્ણે ઝાડ ઉખેડી રથનો માર્ગ સારૂ કર્યો. અનાધૃષ્ટિ આનંદ પામ્યો અને કૃષ્ણ રામને રથમાં સાથે બેસાડી બલભદ્ર અને કૃષ્ણને લઇ કંસના મંડપમાં દાખલ થયો. શાર્ઙ્ગ ધનુષ્યને એક પછી એક સર્વ રાજાઓએ ચઢાવવા પ્રયત્ન કર્યો. પણ બધા ભોંઠા પડયા. આ પછી અનાધૃષ્ટિ જે

પોતાને બહુ બળવાન માનતો હતો તે ચઢાવવા આવ્યો પણ તેનો મુગુટ ભાંગી ગયો. કુંડલ નીકળી ગયાં. અને બહુ બળ કરવા જતાં લાંબો લટ જમીન ઉપર પછડાયો બધા હસી પડ્યા. આ પછી કૃષ્ણ ઉભો થયો અને એક લીલા માત્રમાં ધનુષને પુષ્પમાળાની પેઠે ઉપાડી દોરી ઉપર ચઢાવી દીધું લોકોના મુખ ધન્યવાદને લઈ અનાધૃષ્ટિએ વસુદેવને કહ્યું 'મેં કેવું બાણ ચઢાવ્યું!' વસુદેવે કહ્યું 'તું ઉફાળ ન કર બાણ ચઢાવનારને શાબાશી નથી મળવાની. તેને તો કંસ મારવા ઇચ્છે છે.' અનાધૃષ્ટિ ઉફાળ મારતો અટક્યો, ને શૌર્યપુર ગયો. આ પછી સર્વત્ર વાત ફેલાઈ કે નંદપુત્ર કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ્ય ચઢાવ્યું હતું. કંસને જીવવાનો મોહ એવો ને એવો હતો. તેણે બાકી રહેલા અખતરાઓ અજમાવી જોવાનો નિર્ણય કર્યો. અને મલ્લ યુદ્ધનો પ્રસંગ યોજ્યો આ વાતની ખબર દેશદેશમાં પહોંચાડી. વસુદેવ સમજી ગયા હતા કે કૃષ્ણને કંસ કોઈ રીતે મારવા ઇચ્છે છે તેથી આ પ્રસંગે પોતાના બધા મોટા ભાઈઓને અને પુત્રોને હાજર રહેવા કહ્યું. સૌ ત્યાં આવ્યા. કંસે ઉંચા માંચડા ઉપર બેસાડ્યા. આ બાજુ કૃષ્ણે રામને કહ્યું 'આપણે પણ મલ્લયુદ્ધ જોવા જઈએ.' રામે યશોદાને કહ્યું 'જલ્દી પાણીની સગવડ કર.' યશોદા આવા વિકટ પ્રસંગથી કંટાળેલી હોવાથી કંઈક વિલંબ કરતી હતી. તેથી ફરી રામે આક્ષેપથી કહ્યું 'હે યશોદા તું અમારી શેઠ નથી. ગમેતેમ તો પણ તું અમારી દાસી છે. હુકમનો કેમ જલ્દી અમલ કરતી નથી?' કૃષ્ણને રામના આ વચનથી ખોટું લાગ્યું અને તેણે વિનયથી રામને માર્ગમાં કહ્યું 'મારી માતાને તમે દાસી કેમ કહી?' રામે જવાબ આપતાં જણાવ્યું 'હે કૃષ્ણ! તું વસુદેવ અને દેવકીનો પુત્ર છે. નંદ અને યશોદા એ તો તારાં પાલક માતપિતા છે. હું તારો ઓરમાન ભાઈ છું.' આ પછી સર્વ વિગત જાણી કૃષ્ણ આશ્વાસન પામ્યો. એવામાં માર્ગમાં યમુના નદી આવતાં કૃષ્ણ સ્નાન કરવા પડ્યો. તેમાં કાલીય નાગ તેની પાછળ પડ્યો. કૃષ્ણ તેના ઉપર ચઢ્યો અને તેને નાથી યમુનામાં ફેરવી લોથપોથ કરી છોડી મુક્યો. આ પછી તે બે મથુરા તરફ ચાલ્યા. તેવામાં પદ્મોત્તર અને ચંપક નામના બે હાથી તેમની સામે દોડ્યા. કૃષ્ણે પદ્મોત્તરને મારી નાંખ્યો. અને બલદેવે ચંપકને ખલાસ કર્યો. આ વાત કંસના કાને પહોંચી. કંસના રોમે રોમ ક્રોધ જ્વાલા પ્રગટી. એટલામાં તો કૃષ્ણ બલદેવ મંડપમાં દાખલ થયા. ચાણુર મલ્લ ઉભો થયો. અને બોલ્યો કે 'જેનામાં તાકાત હોય તે મારી સાથે યુદ્ધ કરે' કૃષ્ણ તુર્ત ઉભો થયો અને તેની સાથે યુદ્ધમાં જોડાયો. બન્નેનું જપાજપી યુદ્ધ ચાલે છે તેવામાં કંસે બીજા મુષ્ટિકને યુદ્ધ કરવા છોડી મૂક્યો. મુષ્ટિક મેદાનમાં ઉતરે તે પહેલાં તો બલદેવ તેની સામે આવી ઉભો રહ્યો, ચાણુર અને કૃષ્ણ, મુષ્ટિક અને રામનું પરસ્પર યુદ્ધ ચાલ્યું. તેમાં છેવટે ચાણુર મરાયો કે તુર્ત હાથપગ પછાડતો કંસ સૈનિકો પ્રત્યે બોલી ઉઠ્યો. 'આ ગોવાળના બે બાળકોને મારી નાંખો. શું જોઈ રહ્યા છો?' કૃષ્ણે તુર્તજ છલાંગ મારી કંસને ડોકમાંથી પકડી જમીન ઉપર પટક્યો. અને કહ્યું 'મને તો મારતાં મારીશ પણ તું તો યમસદન સીધાવ.' કૃષ્ણે કંસને તેની સભામાં તેના રાજપુરૂષોની વચ્ચે બકરાની પેઠે વધેર્યો. જરાસંઘના સૈનિકો રામકૃષ્ણને મારવા તૈયાર થયા. સમુદ્રવિજય આગળ આવ્યા અને કહેવા લાગ્યા 'આ અન્યાય કેમ કરો છો? કંસ અમારો યાદવ

વંશી છે અને તે અન્યાયથી મૃત્યુ પામ્યો છે. તેણે સૌ પ્રથમ વસુદેવના છ પુત્રોને વધેર્યા છે, તેની છોકરીનું નાક કાપ્યુ છે અને અંતે પાપનો બદલો મેળવી મૃત્યુ પામ્યો છે. જરાસંધના સૈનિકો ઠંડા પડયા અને નાસી ગયા. આ પછી કંસનું રાજ્ય ઉગ્રસેનને સોંપ્યું અને સત્યભામાનો વિવાહ કૃષ્ણ સાથે થયો. કંસની પાછળ તેની સર્વ સ્ત્રીઓ બળી મરી માત્ર જીવયશા આ રામકૃષ્ણ અને દશે દશાર્હોને મરાવીનેજ હુ મરીશ એમ બોલતી ત્યાંથી નાસી પોતાના પિતા જરાસંધને ત્યાં રાજગૃહમાં ગઇ

કેશને છુટા રાખી રોતી કકળતી જીવયશા જરાસંધની સભામાં આવી અને કહેવા લાગી કે 'મારા પતિને પેલા બે ગોવાળ પુત્રોએ મારી નાંખ્યો. અને સમુદ્રવિજય આદિ દશે દશાર્હોએ તે ગોવાળોને સાથ આપ્યો. જરાસંધે કહ્યું 'કંસ ડાહ્યો પરાક્રમી છતાં ભૂલ્યો. તેણે જ્યારે મુનિએ કહ્યું કે દેવકીનો સાતમો પુત્ર તને મારશે ત્યારે તેણે દેવકીને મારી નાંખવી જોઇતી હતી. ક્ષેત્રના અભાવે ખેતી ક્યાંથી થાય?' પુત્રી તું આશ્વાસન પામ! તારા પતિના શત્રુઓનો હમણાંજ હું બદલો લઉં છું.' એમ કહી સોમ રાજાને મથુરામાં સમુદ્રવિજય પાસે મોકલ્યો અને તેની દ્વારા કહેવરાવ્યુ કે 'કંસને મારનારા રામ અને કૃષ્ણ અમારે હવાલે કરો.' સમુદ્રવિજયે જવાબમાં કહ્યું 'રામ અને કૃષ્ણ નિર્દોષ છે. સૌ પ્રથમ કંસને જરાસંધે દબાવવો જોઇતો હતો. કારણકે તેણે વસુદેવના છ પુત્રોને મારી નાંખ્યા. આથી અમે નિર્દોષ અને પરાક્રમી રામ કૃષ્ણને આપી શકીએ નહિ. સોમે કહ્યું 'સ્વામિ સેવક ભાવમાં સેવકે યુક્તાયુક્તનો વિચાર કરવાની જરૂર નથી. તમારે તમારૂ રાજ્ય અને સુખ જોઇતાં હોયતો આ બે ભરવાડ પુત્રોને સોપો.' તેટલામાં કૃષ્ણ બોલી ઉઠ્યો 'જરાસંધ અમારો સ્વામિ નથી અને તારા સ્વામિને જઇને તું કહેજે કે તારે કંસ જેવા હાલ કરવા હોય તો ઉતાવળો થા.' સોમ મથુરાથી પાછો ફર્યો. અને તેણે સર્વ વાત જરાસંધને કહી.

સોમના ગયા બાદ સમુદ્રવિજયે પોતાના બાંધવોને ભેગા કર્યા. અને જેના ઉપર અટલ વિશ્વાસ હતો તે ક્રોષ્ટુકિ નિમિત્તિઆને બોલાવી પૂછયુ કે 'અમારે હવે શું કરવું?' નિમિત્તિયાએ કહ્યું 'થોડા સમયમાં રામ કેશવ જરાસંધને મારી ત્રણ ખંડના અધિપતિ થશે, પરન્તુ અત્યારે તમે સમુદ્રકિનારે થઇ પશ્ચિમદિશા તરફ જાઓ અને જ્યાં સત્યભામા બે પુત્રોનો જન્મ આપે ત્યાં નગરીની સ્થાપના કરી રહેજો. ત્યાં તમારો કોઈ વાળ વાંકો નહિ કરે.' આ પછી સમુદ્રવિજય ઉગ્રસેન સહિત મથુરા અને સૌર્યપુર છોડી સાતકુલ કોટી યાદવો લઈ વિન્ધ્યાચળ તરફ ચાલ્યા.

જરાસંધ યાદવોનું ઉદ્ધતપણું દેખી કોપે ભરાયો. તેણે કાળકુમારને લશ્કર આપી મોકલ્યો. કાળકુમારે પ્રતિજ્ઞા કરી કે 'તેમને હું અગ્નિ કે પર્વતમાં પેઠા હશે તો પણ પકડી મારીશ.' કાળકુમાર પીછો પકડતો વિન્ધ્યાચળની તળેટીમાં આવ્યો. ત્યાં સેંકડો ચિતાઓ સળગતી હતી. માત્ર એક સ્ત્રી રોતી હતી. તેણે તેને પૂછયુ 'તું શા માટે રડે છે?' તે તે બોલી 'કાળકુમારના ભયથી આ યાદવો ચિતામાં પડી બળી મર્યા. રામ અને કૃષ્ણ પણ

આ ચિતામાં પેઠા. હું પણ હવે તેમાં પડી બળી મરૂં છું.' કાળ પ્રતિજ્ઞા મુજબ ચિતામાં પેઠો અને બળી મર્યો. થોડીવારે સૈન્યે જોયુ તો ન મળે પર્વત કે ન મળે ચિતા. સૈન્ય વિલખું પડયુ. અને કાળકુમાર રહિત શ્યામ મોઢે જરાસંઘ પાસે આવ્યું. યાદવો પણ કાળકુમારનો વૃત્તાન્ત સાંભળી ખુશી થયા. માર્ગમાં એક વનમાં તેઓ પડાવ કરી રહ્યા હતા. ત્યાં એક અતિસુક્ત નામના ચારણમુનિ પધાર્યા. તેમને સમુદ્રવિજયે પૂછયુ કે 'હે ભગવન્! આ વિપત્તિમાં અમારૂ શું થશે?' મુનિ બોલ્યા 'ભય પામશો નહિ. તમારા પુત્ર અરિષ્ટનેમિ નામે બાવીશમા તીર્થંકર થશે. અને રામ, કૃષ્ણ, બળદેવ તથા વાસુદેવ થશે. અને તે જરાસંઘનો વધ કરશે.' બાદ મુનિ અન્યત્ર ચાલ્યા ગયા. પછી તેઓ ત્યાંથી નીકળી સૌરાષ્ટ્રમાં આવ્યા. અને ગિરનાર પર્વતની વાયવ્યદિશા તરફ છાવણી નાંખીને રહ્યા. અહિં સત્યભામાને બે પુત્રો થયા. તેમનાં ભાનુ અને ભામર એવાં નામ પાડયાં. પછી કૃષ્ણે સ્નાન કરી બળીદાન સાથે સમુદ્રની પૂજા કરી અઠ્ઠમતપ કર્યો. ત્રીજી રાત્રીએ સુસ્થિતદેવ પ્રત્યક્ષ થઇ કહેવા લાગ્યો કે 'કહો તમારૂં શું કાર્ય કરૂં?' એમ કહી કૃષ્ણને પાંચજન્ય શંખ અને રામને સુઘોષ નામે શંખ આપ્યો. તથા બન્નેને દિવ્ય અલંકાર આપ્યા પછી કૃષ્ણે કહ્યું કે 'પૂર્વે વાસુદેવની દ્વારિકા નામે જે નગરી આ જગ્યાએ હતી તે તમોએ દરિયામાં ડુબાવી દીધી છે. તેથી હવે અમારા નિવાસ માટે તેજ સ્થાન બતાવો.' પછી તે સ્થાન બતાવી દેવે ઈન્દ્રને સર્વ હકીકત નિવેદન કરી. ઈન્દ્રે કુબેરને આજ્ઞા કરી. તેથી કુબેરે બાર યોજન લાંબી અને નવ યોજન વિસ્તારવાળી રત્નમય નગરી બનાવી. તેની આસપાસ કિલ્લો, ખાઇ વિગેરે બનાવ્યુ કૃષ્ણનો રાજ્યાભિષેક કરી યાદવો સઘળા ત્યાં આવી વસ્યા. સમુદ્રવિજયે ત્યાં જૈન ચૈત્યો બનાવી નગરને અદ્દભૂત કર્યું.

( ૬ )

## શ્રી નેમિનાથ પ્રભુનું બાલ્યજીવન.

શ્રી કૃષ્ણ બળદેવ સહિત દશ દશાર્હોને અનુસરતા દ્વારિકાનગરીમાં સુખપૂર્વક કાળ પસાર કરવા લાગ્યા. શ્રીનેમિનાથ ભગવાન દ્વારિકામાં રામકૃષ્ણના મનને આનંદ પમાડતા વૃદ્ધિ પામવા લાગ્યા. આમ અનુક્રમે ભગવાન યૌવનવયને પામ્યા. અને દશ ધનુષ્યની ઉંચાઇવાળા થયા. યૌવનવય પામેલ પ્રભુને માતાપિતા, બાંધવો અને કૃષ્ણ બલદેવ વિગેરે સૌ પરણવાની પ્રાર્થના કરતા હતા. પણ ભગવાન તે વાતને ન સાંભળી હોય તેમ ગણકારતા નહોતા.

### રૂક્મિણીનું હરણ અને આઠ પટરાણીઓ.

એક વખત નારદઋષિ કૃષ્ણના ઘેર આવ્યા. સત્યભામા દર્પણમાં મુખ જોવામાં તલ્લીન હોવાથી તેણે તેમનો આદરસત્કાર ન કર્યો. નારદને માઠું લાગ્યુ. અને વિચાર્યું કે 'સત્યભામા રૂપથી ગર્વિષ્ઠ હોવાથી મારા સામુ જોતી નથી પણ હું તેને તેના કરતાં વધુ રૂપવાળી શોકય લાવી ગર્વ ઉતારૂં' તુર્ત નારદ કુંડિનપુરના ભીષ્મક રાજાની પુત્રી રૂક્મિણી પાસે ગયા. અને તેને કૃષ્ણના રૂપ વર્ણન અને શૌર્યગાથાથી તેની અનુરાગિણી બનાવી. તેમજ તેનુ રૂપ આલેખી શ્રી કૃષ્ણને બતાવ્યું. આથી બન્ને એક બીજા ઉપર મુગ્ધ બન્યાં.

શ્રી કૃષ્ણે ભીષ્મક પાસે રૂક્મિણીનું માગું કર્યું. ભીષ્મકે ભરવાડ પુત્ર કહી તિરસ્કાર્યું.

અને રૂક્મિણી દમઘોષના પુત્ર શિશુપાલને આપી. શિશુપાલ રૂક્મિણીને પરણવા આવ્યો. રૂક્મિણીની ફોઈએ છૂપી રીતે કૃષ્ણને ખબર આપ્યા કે 'મહા સુદ આઠમના દિવસે ઉદ્યાનમાં અમે નાગપૂજાને બાને જઈશું. તો તમે રૂક્મિણીની લઈ જજો.' કૃષ્ણ બળદેવ સાથે તે દિવસે કુંડિનપુર ગયો. અને રૂક્મિણીને પોતાનો વૃત્તાન્ત કહી રથમાં બેસાડી દ્વારિકાના માર્ગે પ્રયાણ કર્યું. પાછળથી દાસીઓએ કહ્યું કે 'આ કૃષ્ણ રૂક્મિણીને લઈ જાય છે. પકડો ! પકડો !' પાછળ રૂક્મિકુમાર દોડયો. કૃષ્ણ રૂક્મિણી સહિત દ્વારિકામાં દાખલ થયો. અને બલદેવ લશ્કરનો સામનો કરવા રોકાયો. છેવટે બલદેવે ક્ષુરપ્રઅસ્ત્રથી રૂક્મિકુમારનુ માથું કેશરહિત કરી જીવતો છોડી મુકયો. આ પછી તે રણસ્થાન ઉપર ભોજકટ નગર વસાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

શ્રીકૃષ્ણે રૂક્મિણીને દેવનિર્મિત દ્વારિકા બતાવી અને સત્યભામાની નજીકના આવાસમાં રાખી. એક વખત સત્યભામાએ રૂક્મિણીને જોવાની ઇચ્છા દર્શાવી. શ્રીકૃષ્ણે લક્ષ્મીગૃહમાં બતાવીશ એમ કહ્યું. આ પછી તેણે સમારકામના બ્હાનાતળે લક્ષ્મીની પ્રતિમા દૂર કરી. રૂક્મિણીને ત્યાં ગોઠવી. કૃષ્ણ સત્યભામાની સાથે લક્ષ્મીગૃહમાં આવ્યો. સૌ પ્રથમ સત્યભામાએ લક્ષ્મીદેવીના અલૌકિક રૂપની પ્રશંસા કરી અને વંદન કર્યું. ત્યારબાદ તેણે કહ્યું કે 'રૂક્મિણી કયાં છે ?' કૃષ્ણે રૂક્મિણીને કહ્યું 'તું ઉભી થઇ તારી મોટીબેનને નમસ્કાર કર.' રૂક્મિણી લક્ષ્મીના સ્થાનથી ઉઠી સત્યભામાને પગે પડી. સત્યભામા બોલી કે 'મોટી હું નહિ પણ તું કારણ કે પ્રથમ તો હું તને લક્ષ્મી માની પગે પડી છું.'

આમ શ્રીકૃષ્ણને ૧ સત્યભામા, ૨ રૂક્મિણી, ૩ ગૌરી, ૪ જાંબવતી, ૫ પદ્મા, ૬ સુસીમા, ૭ લક્ષ્મણા, ૮ ગાંધારી આ આઠ પટરાણીઓ થઇ. બલભદ્રને રેવતી, રામા, સીતા અને બન્ધુમતી વિગેરે સ્ત્રીઓ થઇ.

સમય જતાં રૂક્મિણીને એક પુત્ર થયો. તેનું નામ પ્રદ્યુમ્ન રાખ્યુ. અને સત્યભામાને જે પુત્ર થયો તેનું નામ ભાનુક રાખ્યુ. પ્રદ્યુમ્નનું તેના પૂર્વભવના વૈરી ધુમકેતુ દેવે જન્મતાંજ હરણ કર્યું. અને વૈતાઢ્ય પર્વત ઉપર ભૂતરમણ ઉદ્યાનમાં તેને એકલો મુકયો. તેવામાં ઉપરથી જતા કાલસંવર વિદ્યાધરનું વિમાન આકાશમાં અટકયુ. તે નીચે ઉતર્યો. અને તેણે પ્રદ્યુમ્નને લઈ પોતાની પત્ની કનકમાળાને આપ્યો. કનકમાળાએ તે પુત્રને પોતાના પુત્રની પેઠે ઉછેરી મોટો કર્યો.

રૂક્મિણી પુત્રના હરણથી બેભાન થઈ તેણે ખાવાનું પીવાનું સર્વ છોડી દીધું. પુત્રને મેળવવા તેણે ઘણાં ફાંફાં માર્યાં. પણ કોઇ જગ્યાએ પત્તો ન લાગ્યો. આ પછી શ્રી કૃષ્ણે નારદને તેનો પત્તો મેળવી લાવવાનુ કહ્યું. નારદે બધે તપાસ કરી પણ પત્તો ન મળવાથી તેણે સીમંધર સ્વામિને પૂછયું 'હે ભગવન ! રૂક્મિણીનો પુત્ર હાલ કયાં છે ?' ભગવાને કહ્યું 'તે ધૂમકેતુ દેવથી હરણ કરાયો છે. અને હાલ કાલસંવર વિદ્યાધરને ત્યાં છે. અને તે સોળ વર્ષ બાદ રૂક્મિણીને મળશે. નારદે આ સમાચાર શ્રી કૃષ્ણને અને રૂક્મિણીને આપ્યા. તેમજ રૂક્મિણીને સીમંધર પાસેથી સાંભળેલા વૃત્તાન્ત મુજબ તેને કહ્યું 'તેં લક્ષ્મીવતીના ભવમાં કૌતુકથી મયૂરના ઈંડાંને રંગ્યાં હતાં. મયૂરી રંગેલાં ઈંડાંને ઓળખી

ન શકી. તેથી તેને ધ્રાસકો પડયો પણ વરસાદથી ઈંડાં ધોવાયાં ત્યારે સોળ ઘડી બાદ તેણે પોતાનાં ઇંડાં ઓળખ્યાં. આમ પૂર્વભવમાં મયૂરીને સોળઘડીના કરાવેલા વિરહે તને પુત્રનો સોળ વર્ષનો વિરહ નિપજાવ્યો છે. રૂકિમણી ત્યારબાદ પ્રભુભકિતમાં લીન બની. અને વિચારવા લાગી કે 'કુતુહલથી કરેલુ પાપ સેંકડો ગણું વૃદ્ધિ પામી જીવને ભોગવ્યા વિના છૂટતું નથી.'

[૭]

## પાંચ પાંડવોની ઉત્પત્તિ અને દ્રૌપદીનો સ્વયંવર.

ઋષભદેવ ભગવાનને કુરૂ નામે પુત્ર હતો. તેથી તે જ્યાં રહેતો હતો તે ક્ષેત્રનું નામ કુરૂક્ષેત્ર પડયું. તે કુરૂરાજને હસ્તિ નામે પુત્ર થયો. આ પુત્રના નામથી હસ્તિનાપુર નગર વસ્યું. તેના વંશમાં સુભૂમ ચક્રવર્તિ અને ત્યારબાદ અસંખ્ય રાજાઓ થયા. ત્યાર બાદ શાંતનુ નામે રાજા થયો. તેને ગંગા અને સત્યવતી નામે રાણીઓ હતી. ગંગાથી ગાંગેય નામે પુત્ર થયો. જેનું નામ ભીષ્મ પડયું. સત્યવતીને ચિત્રાંગદ અને ચિત્રવીર્ય નામે બે પુત્રો થયા. ચિત્રવીર્યને અંબા–અંબિકા અને અંબાલિકા નામે ત્રણ સ્રીઓ થઈ. અને તેથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદૂર નામે ત્રણ પુત્રો થયા તેમાં ધૃતરાષ્ટ્ર રાજ્ય સંભાળવા લાગ્યો. તે શકુનિ રાજાની ગાંધારી વિગેરે આઠ બહેનોને પરણ્યો અને તેથી તેને દુર્યોધન વિગેરે સો પુત્રો થયા. પાંડુ કુંતી અને માદ્રી નામની બે સ્રીઓ પરણ્યો. કુંતીથી તેને યુધિષ્ઠિર, ભીમ, અને અર્જુન નામે ત્રણ પુત્રો થયા. અને શલ્ય રાજાની બહેન માદ્રીથી નકુલ અને સહદેવ નામે બે પુત્રો થયા.

એક વખત કાંપિલ્યપૂરમાં દ્રુપદ રાજાએ દ્રૌપદીનો સ્વયંવર આરંભ્યો. આ સ્વયંવરમાં રામ, કૃષ્ણ, શિશુપાલ, રૂકિમ, કર્ણ, દુર્યોધન વિગેરે ઘણા રાજાઓ અને રાજકુમારો પધાર્યા. પાંડુ રાજા પણ પાંચ પુત્રો સહિત મંડપમાં બેઠો. દ્રૌપદી વરમાળા લઈ મંડપમાં દાખલ થઈ. તેણે પાંચ પાંડવોને જોયા. અને પૂર્વભવના કર્મથી પ્રેરાઈને પાંચે પાંડવોના કંઠમાં વરમાળા નાંખી રાજાઓ આશ્ચર્ય પામ્યા. અને બોલી ઊઠ્યા કે 'એક કુમારી ભરસભામાં પાંચ પતિને વરે એ શું?' આ અરસામાં ચારણઋષિ ત્યાં પધાર્યા. તેમને રાજાઓએ પૂછયુ. 'આ દ્રૌપદી પાંચ પતિને કેમ વરી?' મુનિ બોલ્યા, "તેમાં પૂર્વભવ કારણરૂપ છે. કારણ કે આ દ્રૌપદી પૂર્વભવમાં નાગશ્રી નામે સ્રી હતી. તેણે મુનિને કડવું તુંબડું વહોરાવ્યુ હતું અને તેથી તે મૃત્યુ પામી નરકમાં જઈ સાગરદત્ત શેઠને ત્યાં સુકુમારીકા નામે પુત્રી થઈ. તેને ત્યાં જિનદત્તના પુત્ર સાગર સાથે પરણાવવામાં આવી. સાગર તેનો સ્પર્શ કરતાં અગ્નિની પેઠે દાઝયો અને આવાસ છોડી નાઠો. આ પછી એક ભિખારીને સુકુમારિકા સોંપી. પણ ભિખારી બોલ્યો 'હું ભિખ માગીશ પણ આનો તો સ્પર્શ નહિજ કરૂં.' કારણ કે તેનો સ્પર્શ કરતાં તે સળગી ઉઠતો હતો. આ પછી સુકુમારિકાએ દીક્ષા લીધી. અને ઉગ્રતપ આરંભ્યું. તપ દરમ્યાન દેવદત્તા વેશ્યાને પાંચ પુરૂષોથી સેવાતી દેખી નિયાણું બાંધ્યું કે 'હું આ તપના પ્રભાવથી આવતા ભવમાં

પાંચપતિવાળી થાઉં.' સુકુમારિકા આલોચના વિના મૃત્યુ પામી આ દ્રોપદી થઇ છે. અને પૂર્વભવના નિયાણા મુજબ પાંચ પતિને વરી છે." ત્યારબાદ મુનિ અન્યત્ર ચાલ્યા ગયા.

કેટલેક કાળે પાંડુ રાજા યુધિષ્ઠિરને રાજ્ય સોંપી મૃત્યુ પામ્યા. અને માદ્રી પણ પોતાના બે પુત્રો કુંતીને સોંપી મરણ પામી. જ્યારે પાંડુ રાજા મરણ પામ્યા ત્યારે કૌરવો પાંડવોને ગણવા ન લાગ્યા. અને દ્વેષ ધરી તેમનુ રાજ્ય લેવાના ઉપાય કરવા લાગ્યા. દુર્યોધને એક વખત યુધિષ્ઠિર સાથે કપટ જુગાર રમી તેમનું સર્વસ્વ હરણ કરી તેમને વનમાં કાઢયા. તેઓ ઘણાં વરસ વનમાં ભટકી છેવટે પોતાના મોશાળમાં સમુદ્રવિજય રાજા પાસે ગયા. ત્યાં તેઓ માનસહિત કેટલોક કાળ રહ્યા.

## (૮)
## પ્રદ્યુમ્નને મેળાપ.

સોળવર્ષ બાદ ભાનુકના લગ્ન આરંભાયાં. દ્વારિકામાં ચારે બાજુ આનંદ આનંદ વ્યાપી રહ્યા છે. માત્ર રૂકિમણીની આંખો આંસુથી ઉભરાઇ રહી છે. આંસુ સાથે તે બોલી ઊઠી, 'મારે પ્રદ્યુમ્ન પુત્ર હતો. આજે તેનાં લગ્ન હોત અને મારો પુત્ર આજ દુર્યોધનની કન્યાને પરણત પણ હું પુત્ર વિનાની બની અને તે કન્યાને સત્યભામાનો પુત્ર ભાનુક પરણશે. અને શરત મુજબ મારે કેશ ઉતારી સત્યભામાને આપવા પડશે. પુત્ર અને પતિવાળી છતાં હું શોભા વિનાની બનીશ.' આજ અરસામાં એક બ્રાહ્મણ બટુકમુનિ રૂકિમણી પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'હું સોળવર્ષનો ભૂખ્યો છું. મને કાંઈક ખાવા આપ.' રૂકિમણી બોલી, 'બે વરસનું તપ સાંભળ્યું છે. સોળ વરસનું તપ તો મેં ક્યાંય સાંભળ્યું નથી.' તે બોલ્યો 'જન્મથી મેં માતાનું દૂધ પણ પીધુ નથી. હું બહુ ભૂખ્યો છું. તારી પાસે જે હોય તે આપ.' રૂકિમણી બોલી, 'મારી પાસે લાડુ સિવાય કાંઈ નથી.' તે બોલ્યો, 'જે હોય તે આપ.' રૂકિમણીએ કહ્યું, 'આ લાડુ કેશવ સિવાય કોઇને પચે નહિ.' તે બોલ્યો, 'તપના પ્રભાવથી બધું મને પચી જાય છે.' તેણે લાડવા આપ્યા. તે ત્યાંજ બેસી ખાઈ ગયો. રૂકિમણી આશ્ચર્ય પામી.

એવામાં સત્યભામાની દાસીઓ રૂકિમણી પાસે આવી. અને કહેવા લાગી કે 'જેનો પુત્ર પહેલો પરણે તેને બીજીએ તે લગ્નમાં તેને માથાનો વાળ મુંડાવી આપવા તેવી તમારે અને સત્યભામાની વચ્ચે શરત થઇ હતી, તે શરત મુજબ 'અમને તમારા વાળ લેવા સત્યભામાએ મોકલી છે.' ત્યારે પેલા માયાવી મુનિએ તેમનાજ વાળથી ટોપલી ભરી તેમને સત્યભામા પાસે મોકલી. 'આ શું ?' એમ સત્યભામાએ પૂછયુ. તેવામાં દાસીઓએ કહ્યું 'જેવાં તમે તેવાં અમે બન્યાં છીએ.' સત્યભામા માથા ઉપર હાથ મુકે તો માથુ વાળવિનાનું જણાયું. તે કૃષ્ણ પાસે પહોંચી અને કહ્યું, મને રૂકિમણીના વાળ અપાવો અને તેને મુંડી કરો.' કૃષ્ણે કહ્યું 'તે તો મુંડી થતાં શું થશે અત્યારે તો તું પોતે મુંડી થઇ છે.' સત્યભામાએ હઠ લીધી, આથી બળદેવને સત્યભામા સાથે રૂકિમણીના વાળ લેવા મોકલ્યા. સત્યભામા અને બલદેવ રૂકિમણીના આવાસે પહોંચ્યા. તો ત્યાં કૃષ્ણને દેખ્યા. આથી લજ્જા પામી ફરી બન્ને પાછા આવ્યાં અને કહેવા લાગ્યાં કે 'અમને ત્યાં મોકલો છો અને પાછા તમે જાતે ત્યાં જઇ ઉભા રહો છો આમ શા માટે પજવો છો ?' કૃષ્ણે સોગંદપૂર્વક કહ્યું 'હું ક્યાંય ગયો નથી. કાંતો

તમને ભ્રમ થયો છે કે કાંતો કોઇએ માયા કરી છે.' આ તરફ સત્યભામા અને બલદેવ પાછા ફર્યા. એટલે નારદે રૂકિમણીને કહ્યું 'આ બ્રાહ્મણ બટુક નથી પણ તારો પુત્ર પ્રદ્યુમ્ન છે. તેને મેં ભાનુકના લગ્નના સમાચાર આપ્યા. અને તારૂં દુઃખ જણાવ્યું તેથી તે અહિં અવસરે આવી પહોંચ્યો છે. આજે ભાનુકવેરે પરણાવવાની કન્યા તેણે હરી લીધી છે. બગીચો ફલરહિત કર્યો છે. ઘાસની દુકાનો ઘાસ વિનાની બનાવી છે. જળાશયો પાણી-વિનાનાં બનાવ્યાં છે. અને તેનુ બધું ભોજન બ્રાહ્મણ બની જાતેજ ઝપટ કરી ગયો છે.' તેવામાં મૂળસ્વરૂપે પ્રદ્યુમ્ન માતા આગળ નમન કરી ઉભો રહ્યો. માતાએ અશ્રુજળ વર્ષાવ્યાં. શિર ઉપર ચુંબન કર્યું અને સોળવર્ષનો પુત્રવિરહ સમાવ્યો.

પ્રદ્યુમ્ને માતાને કહ્યું 'હું બાપને ચમત્કાર ન દેખાડું ત્યાં સુધી તું મને પ્રગટ કરીશ નહિ.' તરતજ તેણે રૂકિમણીને રથમા બેસાડી નગર વચ્ચે બૂમ પાડી કહ્યું 'હે રામ ! હે કૃષ્ણ ! અને હે યાદવો ! તમારામાં તાકાત હોય તો આ રૂકિમણીને પાછી લેવા આવજો.' તુર્ત શાર્ઙ્ગ ધનુષ્ય સહિત કૃષ્ણ પાછળ દોડયા. અને તેમની વ્હારે તેમનું સૈન્ય પણ આવ્યું. યુદ્ધ થયુ. પ્રદ્યુમ્ને કૃષ્ણને શસ્ત્ર રહિત કર્યા છતાં કૃષ્ણની જમણી આંખ ફરકતી રહી, આથી કૃષ્ણે બલભદ્રને કહ્યું 'ભાઇ ! હુ શસ્ત્ર રહિત બન્યો છું. લશ્કર ભાગવા માંડયું છે. છતાં આવા અનિષ્ટ પ્રસંગે મારૂં જમણું નેત્ર કેમ ફરકે છે.' તેવામાં નારદ વચ્ચે આવી બોલી ઉઠયા 'હે કૃષ્ણ ! આ નથી કોઇ દેવ ! કે નથી કોઇ વિદ્યાધર ! આતો છે તમારો પુત્ર પ્રદ્યુમ્ન ! તેણે તમને બતાવ્યુ કે બાપ કરતાં બેટા સવાયા !' કૃષ્ણ ભેટી પડયો. પ્રદ્યુમ્ન નમી પડયો. નગરમાં લગ્નના ઓચ્છવને બદલે પ્રદ્યુમ્નનો પ્રવેશ મહો-ત્સ ઉજવાયો.

[૯]

## પ્રદ્યુમ્નનાં લગ્ન તથા શામ્બ ચરિત્ર.

દુર્યોધન કૃષ્ણની સભામાં ઉભો થયો અને કહેવા લાગ્યો કે 'હે સ્વામી ! મારી અને તમારી બન્નેની લાજ જાય છે. લગ્નના મોકાસર મારી પુત્રી અને તમારી પુત્રવધૂને કોઈ હરી ગયુ.' કૃષ્ણે કહ્યું હુ શું કરૂં ? પ્રદ્યુમ્નનો સોળવર્ષ મેં વિરહ સહન કર્યોજને ? હુ થોડો સર્વજ્ઞ છું ?' તુર્ત પ્રદ્યુમ્ને કહ્યું 'આપ આજ્ઞા ફરમાવો તો દુર્યોધનની પુત્રીને હું પ્રજ્ઞપ્તિ-વિદ્યાથી તુર્ત લઇ આવું. એમ બોલી કન્યાને હાજર કરી અને ભાનુવેરે પરણાવી. આ પછી પ્રદ્યુમ્નને પણ કૃષ્ણે ઘણી વિદ્યાધર રાજકન્યાઓ પરણાવી.

એક વખત કૃષ્ણે હરિણૈગમેષી દેવને આરાધ્યો અને દેવે વરદાન આપ્યું કે 'હું જે આ હાર તને આપું છું તે તું જેને પહેરાવીને ભોગવીશ તે સ્રીને પુત્ર થશે. કૃષ્ણને સત્યભામા ઉપર વધું પડતું વહાલ હોવાથી અને તેની ઇચ્છાથીજ હરિણૈગમેષી પાસેથી વરદાન મેળવેલ હોવાથી સત્યભામાને આવાસે બોલાવી પણ પ્રદ્યુમ્નની યુક્તિથી જાંબવતી સત્યભામાનું રૂપ કરી કૃષ્ણ સાથે રહી. આથી જાંબવતીને જે પુત્ર થયો તેનું નામ શાંબ પાડયું. અને ત્યારપછી સત્યભામાને એક બીજો પુત્ર થયો.- તેનું નામ ભીરૂ પાડયું.

o o o

રૂક્મિ રાજા પુત્રી વૈદર્ભીને પાસે બેસાડી બે ચંડાળોનું સંગીત સાંભળે છે. તેમના મધુર અવાજે લોકોને ગાંડા ઘેલા બનાવ્યા છે. રાજા અને વૈદર્ભી પણ તેમના સંગીતથી આનંદ પામ્યા. રૂક્મિએ પૂછયું 'તમે કોણ છો ?' તેઓએ કહ્યું 'અમે દેવ છીએ પણ, દ્વારિકાની પ્રશંસા સાંભળી અમે દ્વારિકા, કૃષ્ણ અને કામદેવ સરખા પ્રદ્યુમ્નને જોવા આવ્યા હતા. પાછા ફરતાં અહિં આવી ચડયા.' તેવામાં 'દૂર ખસો ! દૂર ખસો !' તેવો લોકોનો અવાજ સંભળાયો. લોકો અને રાજા વિગેરે સૌ કોઇ નાસવા માંડયા. એક હાથી જે આવે તેને તોડતો, ભાંગતો આખા નગરમાં ભમી રહ્યો હતો. આ ચંડાલોએ તેને વશ કર્યો. રાજા પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો 'માગો તે આપું.' ચંડાલોએ કહ્યું 'આપતા હોતો વૈદર્ભી આપો.' રાજાને ક્રોધ ચડયો અને તેમને નગરની બહાર કઢાવી મૂકયા. ચંડાલો નગર બહાર ગયા પણ રાત્રે પ્રદ્યુમ્ન વૈદર્ભીના આવાસમાં ગયો અને તેને કહ્યું 'તું ગભરા નહિ. હું પ્રદ્યુમ્ન' વૈદર્ભીએ તેને ઓળખ્યો. અને ત્યાંજ ગાંધર્વ લગ્નથી દંપતી બન્યા. ભોગ ભોગવી પ્રદ્યુમ્ન ચાલ્યો ગયો. સુરતથી થાકેલ વૈદર્ભી ઘસઘસાટ મોડા સુધી ઉંઘી. દાસીએ વૈદર્ભીની દશા રાણીને અને રાણીએ રાજાને કહી.

રૂક્મિ રાજા કન્યાને કહેવા લાગ્યો કે 'તું સાચું બોલ ! તારા આવા ઢંગ કેમ છે ? તું રાજપુત્રી થઇ દુરાચારિણી કેમ પાકી ?' વૈદર્ભી મૌન રહી તેણે કહ્યું 'તમારે જે કરવું હોય તે કરો. હું કાંઈ કહેવા માગતી નથી.' રાજાને ક્રોધ ચડયો. તેણે નગર બહાર રહેલા પેલા બે ચંડાલોને બોલાવ્યા અને કહ્યું લઈ જાઓ આ મારી પુત્રીને. તેમણે વૈદર્ભીને કહ્યું 'અમારા ઘરનું પાણી, ચામડાં વિગેરેનું વેચાણ તું કરીશ ?' વૈદર્ભીએ જવાબ આપ્યો 'દૈવ મને જે કરાવશે તે બધું કરીશ.' ચંડાલો તેને લઇ નગર બહાર નીકળ્યા. રાજાનો ક્રોધ સમ્યો. તેનું હૃદય બળવા લાગ્યું. અને મનમાં પશ્ચાતાપ કરતો બડબડવા લાગ્યો. 'હું કેવો મૂર્ખ ? જ્યારે રૂક્મિણીએ આ પુત્રી પ્રદ્યુમ્નને માટે માગી ત્યારે મેં ના આપી. અને ક્રોધથી ચંડાલ સમ બની ચંડાલને આપી.' તેવામાં લોકોએ સમાચાર આપ્યા કે રાજન્ ! સીમાડે શાંબ, પ્રદ્યુમ્ન અને વૈદર્ભી વિમાનમાં બેસી દ્વારિકા તરફ જવાની તૈયારી કરે છે. રાજા સામે ગયો અને સમજી ગયો કે 'આ બે ચંડાલ તે પ્રદ્યુમ્ન શાંબ.' રાજા ભાણેજ અને જમાઇ એમ બેવડા સગા બનેલ પ્રદ્યુમ્નને ઘેર લાવ્યો. આદર સત્કાર કર્યો. અને છેવટે દ્વારિકા રવાના કર્યા. ત્યાં જઈ પ્રદ્યુમ્ન રૂક્મિણીને પગે લાગ્યો અને કહ્યું કે 'તું જેને પુત્રવધૂ બનાવવા ઈચ્છતી હતી તે જો આ તારી પુત્રવધૂ વૈદર્ભી'

o o o

સત્યભામા રોજરોજ કૃષ્ણને કહેતી કે 'શાંબ ભીરૂને મારે છે અને બહુ પજવે છે. તેણે હમણાંજ તેની પાસેથી જુગટું રમાડી ત્રણ લાખ પડાવી લીધા. તમે તેને કાંઇ કહેતા નથી.' કૃષ્ણે એક વખત જાંબવતીને કહ્યું 'તારા પુત્રની ફરિયાદ બહુ વધી પડી છે.' જાંબવતીએ કહ્યું 'મારો પુત્ર તો બાળો ભોળો છે. તમને સત્યભામા ઉપર રાગ છે એટલે તેનું એચ્યા કરો છો.' કૃષ્ણે જવાબ આપ્યો 'સિંહણ પણ પોતાના પુત્રને હંમેશાં સૌમ્ય માને છે. છતાં અવસરે તારા પુત્રની પરીક્ષા તને બતાવીશ.'

'ગોરસ લ્યો ! ગોરસ લ્યો ! એમ બૂમ પાડતી એક ભરવાડણને શાંબે કહ્યું કે 'મારે ગોરસ જોઇએ છે એમ કહી ભરવાડણને દેવકુલ પાસે લાવ્યો. શાંબે કહ્યું 'અંદર આવ' ભરવાડણે કહ્યું 'લેવું હોય તો અહિં લે હું અંદર નહિ આવું' શાંબે તેનો હાથ તાણ્યો ભરવાડે પાછળથી આવી તેને કહ્યું, 'અરે તું મારી સ્રીને કેમ પકડે છે ?' એમ વધુ બોલા ચાલી કે મારામારી થાય તેવામા તો ભરવાડણ જાંબવતી અને ભરવાડ કૃષ્ણ નીકળ્યા. શાંબ ભોઠો પડ્યો. અને કૃષ્ણે જાંબવતીને કહ્યું. 'જો આ તારો બાળોભોળો પુત્ર.' બીજે દિવસે શાંબ એક ખીલી ઘડતો હતો. કૃષ્ણે કહ્યુ 'શું કરે છે ?' તેણે કહ્યું 'કાલની વાત જે કોઇ કહેશે તેના મોઢામાં ખીલી ઠોકવા ખીલી તૈયાર કરૂં છું.' આથી કૃષ્ણને ક્રોધ ચઢયો અને શાંબને નગર બહાર કાઢી મૂકયો.

સત્યભામાએ ભીરૂકની વેરે પરણાવવા નવાણુ પુત્રીઓ તૈયાર કરી નવ્વાણું. કન્યા પછી સોમી જિતશત્રુ રાજાની કન્યાની માગણી કરી પણ જિતશત્રુ રાજાએ એવી શરત કરી કે 'જો સત્યભામા તેનો હાથ પકડીને દ્વારકામાં પ્રવેશ કરે તો હું કન્યા આપુ તેમજ વિવાહ વખતે એનો હાથ સત્યભામા ભીરૂકના હાથ ઉપર રખાવે તો મારી પુત્રી ભીરૂકને મળે.' સત્યભામાએ આ વાત કબુલ રાખી. અને લગ્નનો ઉત્સવ શરૂ થયો. પ્રદ્યુમ્ન પાસેથી પ્રજ્ઞપ્તિ વિદ્યા મેળવેલ શામ્બે માયા રચી. તેણે જિતશત્રુની કન્યાનું રૂપ બનાવ્યુ. સત્યભામાએ હાથ ખેંચી લગ્નમાં બેસાડી. તેના હાથમાં નવાણુ કન્યાના હાથ મૂકાવ્યા અને લગ્ન સમાપ્ત થયાં. લગ્ન બાદ નવાણું કન્યાઓને લઈ શાંબ પોતાના આવાસે ગયો. અને ભીરૂકને ભ્રુકુટિ બતાવી નસાડી મૂકયો. તેણે આવી માને કહ્યું 'શાંબ બધી કન્યાઓને લઇ ઘરમાં પેઠો છે.' સત્યભામા ત્યાં આવી અને શાંબને જોતાં બોલી ઉઠી 'તને અહિં કોણ લાવ્યુ ?' 'આપ !' 'કઈ રીતે !' 'બધા નગરના લોક જાણે છે' લોકોને પૂછ્યુ ત્યારે તેમણે કહ્યું 'તમેજ તેને હાથ પકડી લાવ્યા છો અને તમારા હાથેજ શાંબની સાથે નવાણુ કન્યાનો લગ્નોત્સવ ઉજવાયો છે. હા એટલું ખરૂ ! કે ભીરૂક શાંબને પરણ્યો છે' સત્યભામા લજવાઇ અને કૃષ્ણે સત્યભામાએ કહ્યું હતું તે મુજબજ શાંમ્બ સત્યભામાના હાથથી ખેંચાઇને આવ્યો છે અને કન્યાઓને પરણ્યો છે તેમ જાણી બધી કન્યાઓ શાંબને આપી. જાંબવતીએ ઓચ્છવ કર્યો.

એક વખત શાંબે હસતાં હસતાં દાદા વસુદેવને કહ્યું 'તમે તો કેટલું કેટલું રખડ્યા ત્યારે ફરી ફરી કન્યાઓ મેળવી અને હું વિના મહેનતે કરી એકી સાથે નવાણુને ઉઠાવી લાવ્યો.' વસુદેવે કહ્યું 'તું નિર્લજ્જ છે હું તો બાંધવનુ દિલ ઉંચું દેખી નગર છોડી ચાલ્યો ગયો અને વૈભવપૂર્વક આવ્યો તને તો તારા પિતાએ હાથ ખેંચી બહાર કાઢયો અને પાછયો દોડ્યો આવ્યો.' શાંબે દાદાની માણી માગી અને અપરાધ ખમાવ્યો.

(૧૦)

## પ્રતિવાસુદેવ જરાસંઘ અને શિશુપાલનો વધ.

રાજગૃહ નગરના માર્ગમાં કેટલાક વાણીયાઓ રત્નકંબલો લઈ ફરતા હતા. ફરતાં

ફરતાં તેમને કોઈ જીવયશા પાસે લઈ આવ્યું. વાણીયાઓએ કંબલો બતાવી અને કહ્યું કે 'આ કંબલ ઓઢનારને શિયાળામાં ગરમાવો અને ઉનાળામાં શીતલતા ઉત્પન્ન કરે છે.' જીવયશાએ રત્નકંબલની કિંમત અડધી કહી. વાણીયાઓએ કહ્યું 'અમે આ કૃષ્ણની દ્વારિકામાં વેચી હોત તો સારૂ, આના કરતાં ત્યાં પૈસા વધુ ઉપજતા હતા. છતાં વધુ લોભે તણાયા અને અહિં તો રાજપુત્રી જેવી પણ ઓછી માગણી કરે છે. તો પછી બીજાની શી વાત કરવી?' જીવયશાનું ચિત્તકંબલ પરથી ખસી દ્વારિકા અને કૃષ્ણના નામ ઉપર ચોંટયું. તેણે પૂછયું 'કોણ કૃષ્ણ ? અને કઈ દ્વારિકા ?' તેમણે કહ્યું 'વસુદેવ અને દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ દ્વારિકાના રાજા છે. અને આ દ્વારિકા જેવી કોઈ સુંદર નગરી અમે ભૂતળમાં દેખી નથી. કંબલ અને વેપારીઓ ત્યાં રહ્યા. તુર્ત જીવયશા જરાસંઘ પાસે પહોંચી અને કહેવા લાગી કે 'પિતાજી કૃષ્ણ અને યાદવો જીવે છે અને આપના હોવા છતાં તેઓ વૈભવથી રાચે છે.' જરાસંઘે પુત્રીને કહ્યું 'તું ગભરા નહિ. હું હમણાંજ પ્રયાણ કરૂં છું અને તે શત્રુની ખબર લઉં છું.' તરતજ રણભભા વગાડી અને ખંડિઆ રાજાઓને એકઠા કર્યા. શિશુપાલ, હિરણ્યનાભ, દુર્યોધન અને વિદ્યાધર રાજાઓ જરાસંઘને આવી મળ્યા. અને અપશુકન થવા છતાં જરાસંઘે પ્રયાણ કર્યું.

નારદે પ્રયાણના સમાચાર કૃષ્ણને પહોંચાડયા. તેણે ભંભા વગાડી. અને પોતાના વડિલ દશાર્હોને ભેગા કરી જરાસંઘના આક્રમણની વાત કરી. બધા એકીમતે તૈયાર થયા. સમુદ્રવિજય, મહાનેમિ, સત્યનેમિ, દઢનેમિ, સુનેમિ, રહનેમિ, જયસેન, મહીજય, તેજસેન, નય, મેઘ, ચિત્રક, ગૌતમ, સ્વફલ્ક, શિવનંદ અને વિશ્વકસેન પુત્રસહિત તૈયાર થયા. તેજ મુજબ દશે દશાર્હોએ પોતાનાં પુત્રપુત્રાદિ પરિવાર સાથે અસંખ્ય લશ્કર એકઠું કરી દ્વારિકાથી પીસ્તાલીશ યોજન દૂર આવી પડાવ નાંખ્યો.

જરાસંઘનું સૈન્ય ચાર યોજન દુર રહ્યું. તેવામાં કેટલાક ઉત્તમ વિદ્યાધરો ત્યાં આવી સમુદ્રવિજયને કહેવા લાગ્યા કે 'હે રાજા તમારા ભાઈ વસુદેવના ગુણોને અમે વશ થઇ રહેલા છીએ. જો કે તમારા કુળમાં કૃષ્ણ એકલા જરાસંઘને જીતવા સમર્થ છે. અને વળી અરિષ્ટનેમિ ભગવાન પણ આપના કુળમાં છે તો બીજા કોઇની સહાયની તમારે જરૂર નથી. પણ જરાસંઘના પક્ષમાં કેટલાક બળવાન ખેચરો આવવાના છે. માટે તેમને રોકવા સારૂ વસુદેવને સેનાપતિ સ્થાપી શાંબપ્રદ્યુમ્નને અમારી સાથે મોકલો એટલે તેઓમાંનો એક પણ આવવા પામશે નહિ.' આ સાંભળી સમુદ્રવિજયે તરતજ તે પ્રમાણે કર્યું. અરિષ્ટનેમિએ તે વખતે વસુદેવને પોતાના જન્મસ્નાત્ર વખતે દેવતાએ પોતાની ભુજાપર બાંધેલી અસ્ત્ર વારણી ઔષધિ આપી.

અહિં મગધપતિ જરાસંઘને તેનો હંસક નામનો એક બુદ્ધિશાળી મંત્રી કહેવા લાગ્યો કે હે રાજન ! પૂર્વે કંસે વગર વિચાર્યે કામ કર્યું હતું, તેથી તેને માઠું ફળ મળ્યું. કૃષ્ણના સૈન્યમાં નેમિનાથ, રામ અને કૃષ્ણ ત્રણ અતિરથી છે. અને આપણા સૈન્યમાં તમે એકલાજ છો. બીજા પણ સર્વ પ્રકારે આપણા કરતાં તે સૈન્ય વધારે બળવાન છે. માટે મને તો

યુદ્ધ કરવું ઠીક લાગતું નથી. આ વચન સાંભળી જરાસંઘે તેનો તિરસ્કાર કર્યો અને પોતાના સૈન્યને ચક્રવ્યૂહ રચી લડવાની આજ્ઞા કરી કૃષ્ણે પોતાના સૈન્યને ગરૂડવ્યૂહ રચી લડવાની આજ્ઞા આપી. તે વખતે શક્રેંદ્રે શ્રીનેમિનાથને ભ્રાતૃસ્નેહથી યુદ્ધની ઇચ્છાવાળા જાણી માતલી નામે સારથીસહિત પોતાનો રથ મોકલી આપ્યો. ભયંકર યુદ્ધ શરૂ થયુ. બન્ને તરફના યોદ્ધાઓ અગણિત બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. આકાશમાં દેવતાઓ પોતાનાં વિમાનો સ્થિર કરી જોવા લાગ્યા. બંનેમાં કોનો જય થશે તેની શંકા થવા લાગી. જરાસંઘના પ્રબળ યોદ્ધાઓએ ધસારો કરી કૃષ્ણનુ સૈન્ય ભગ્ન કરવા માંડયુ. તે વખતે નેમિનાથે હજારો રાજાઓના મુગટ તોડી નાખ્યા. કોઈનાં ધનુષ્ય, કોઈના રથ એમ જરાસંઘના સૈન્યનો ચક્રવ્યૂહ તોડી નાંખ્યો. કુન્તીપુત્ર અર્જુને આ વખતે પોતાની અસ્ત્રવિદ્યા એવી બતાવી કે દેવતાઓ પણ ચકિત થઇ ગયા. જ્યાં ત્યાં અર્જુનનાંજ બાણો દેખાવા લાગ્યાં. ગાંડિવ ધનુષનો ટંકાર પ્રચંડ મેઘ ગર્જના જેવો નિરંતર કાને આવવા લાગ્યો. ક્ષત્રિયવ્રત ધારણ કરીને હજારો રાજાઓ અર્જુનની સામા આવ્યા.. દુર્યોધન વગેરે કૌરવો તેમાં આગેવાન હતા. અર્જુને તે સઘળાઓનો લીલામાત્રમાં પરાભવ કરી દુર્યોધનનો રથ, બાણ, બખ્તર વગેરે છેદી નાંખી તેને પૃથ્વી ઉપર નાંખ્યો. પછી અર્જુને કર્ણને અને ભીમે દુર્યોધનને મારી નાંખ્યો અને બીજા વીરોએ જરાસંઘના કુંવર તેમજ સેનાપતિને મારી નાંખ્યા. આ જોઇ કોપ કરી જરાસંઘ હાથમાં ધનુષબાણ લઈ રણભૂમિમાં આવ્યો તેણે સમુદ્રવિજયના કેટલાક પુત્રોને મારી નાંખ્યા અને કાળ સરખો તે એક છતાં અનેક જેવો દેખાવાં લાગ્યો. જરાસંઘ સામે કોઈ પણ ટકી શકયુ નહિં. આ સાંભળી શિશુપાળ બોલ્યો કે 'હે કૃષ્ણ! અહિં ગોકુળ નથી.' કૃષ્ણે કહ્યું 'હમણાં હું તારી ખબર લઉં છું'. શિશુપાળ કૃષ્ણની સામો આવ્યો એટલે કૃષ્ણે તેનું મસ્તક છેદી નાંખ્યું. એટલે જરાસંઘ કૃતાંતકાળ સરખો થઇ કૃષ્ણના સૈન્યમાં પડયો. જેમ સિંહ દેખીને મૃગલાં નાસી જાય તેમ યાદવ સૈન્ય સઘળું નાશી ગયુ. એટલે બળરામે જરાસંઘના અઠ્ઠાવીશ પુત્રોને મારી નાંખ્યા. તે જોઈ જરાસંઘે બળરામના ઉપર ગદાનો ઘા કર્યો. તેથી બળરામ લોહી વમતા પૃથ્વી ઉપર પડયા. તે વખતે યાદવ સૈન્યમાં હાહાકાર થયો. ફરીથી જરાસંઘ રામ ઉપર આવતો હતો તેવામાં અર્જુને તેને અટકાવ્યો. એટલે કૃષ્ણે તેના અગણોસીતેર પુત્રોને મારી નાંખ્યા. ત્યારે જરાસંઘ અર્જુનને છોડી કૃષ્ણ ઉપર ધસ્યો. તે વખતે કૃષ્ણ મરાયા, મરાયા એવો સર્વત્ર ધ્વનિ પ્રસરી ગયો. આ સાંભળી માતલી સારથી અરિષ્ટનેમિને કહેવા લાગ્યો કે 'હે સ્વામિ! આપની આગળ જરાસંઘ કોણ માત્ર છે, પણ જો તમે આ વખતે તેની ઉપેક્ષા કરશો તો આ જરાસંઘ સર્વ યાદવોને મારી નાંખશે. આપ સાવદ્ય કર્મથી વિમુખ છો તોપણ આપને લીલા બતાવ્યા વગર છુટકો નથી' તે સાંભળી શ્રી અરિષ્ટનેમિએ કોપ વગર શંખનો નાદ કર્યો. શંખનાદથી યાદવોનુ સૈન્ય સ્થિર થયુ અને જરાસંઘનુ સૈન્ય ક્ષોભ પામી ગયુ. પછી માતલી સારથિએ રથને ભમાડવા માંડયો, અને હજારો બાણોની વૃષ્ટિ કરી. કોઈના રથ, કોઈની ધ્વજા, કોઈનાં ધનુષ્ય, કોઇના મુગટ અને કોઇનાં અસ્ત્ર છેદી નાંખવા માંડયા. આ વખતે પ્રલય કાળના સૂર્યની પેઠે તેમની સામે લડવાની વાત તો દૂર રહી પણ તેમની સામું જોવા કોઇ સમર્થ થયુ નહીં.

આ પ્રમાણે પરાક્રમ બતાવ્યા છતાં પ્રતિવાસુદેવ વાસુદેવને જ વધ્ય છે એવી મર્યાદા હોવાથી તેમણે જરાસંઘને માર્યો નહીં. પ્રભુએ જરાસંઘના સૈન્યને રોકી રાખ્યું એટલીવાર યાદવ સૈન્ય સ્વસ્થ થઇ લડવા આવ્યું. પછી પાંડવોએ પૂર્વના વેરને લીધે બાકી રહેલા કૌરવોને મારી નાંખ્યા.

જરાસંઘ કૃષ્ણને કહેવા લાગ્યો કે 'અરે કપટી! તું અત્યાર સુધી કપટથી જીવતો રહ્યો છે. પણ આજે હું તને છોડવાનો નથી.' પછી કૃષ્ણ હસીને બોલ્યા 'હે રાજન્! એમ વાક્ચતુરાઇ વાપરવાની જરૂર નથી. પણ બળ હોય તો બતાવો. જો કે હું બોલતો નથી પરંતુ તારી પુત્રીની અગ્નિપ્રવેશરૂપ પ્રતિજ્ઞા તો હું પૂર્ણ કરાવીશ.' એટલું કહેતામાં જરાસંઘે ક્રોધથી બાણ ફેંકવા માંડયાં પણ તે સઘળાં કૃષ્ણે છેદવા માંડયાં. આ વખતે તમામ યુદ્ધ બંધ પડી ગયું અને બંને મહારથીઓ યુદ્ધ કરવા લાગ્યા. તેઓના રણસંગ્રામથી આકાશમાં રહેલા ખેચરો ત્રાસ પામવા લાગ્યા. પર્વતો કંપાયમાન થઇ ગયા. બાણોના તેમજ ધનુષ્યોના ટંકારવથી બ્રહ્માંડ ફાટવા લાગ્યું. જરાસંઘ જે બાણો નાંખે તે સઘળાં કૃષ્ણ છેદી નાંખે. આથી વિલખા થઈ જરાસંઘે ચક્રનું સ્મરણ કર્યું. એટલે તત્કાળ તે આવીને હાજર થયું, તેને જરાસંઘે ક્રોધથી આકાશમાં ભમાવીને કૃષ્ણની ઉપર મૂકયું. જ્યારે ચક્ર કૃષ્ણ ઉપર ચાલ્યું ત્યારે સર્વત્ર ખેદ ફેલાયો. પરંતુ ચક્ર તો કૃષ્ણને સ્પર્શ કરી ઉભું રહ્યું એટલે કૃષ્ણે તેજ ચક્ર જરાસંઘની ઉપર છોડયું. તેણે જરાસંઘનું મસ્તક છેદી નાંખ્યું, જરાસંઘ મૃત્યુ પામીને ચોથી નરકે ગયો. પછી દેવતાઓએ 'આ નવમા વાસુદેવ' ઉત્પન્ન થયા અને બળદેવ એમ ઉદ્‌ઘોષણા કરી પુષ્પની વૃષ્ટિ કરી.

જરાસંઘના મૃત્યુબાદ શત્રુ સૈન્ય શરણે આવ્યું. અને શ્રીકૃષ્ણને નમી માફી માગી. આ પછી સમુદ્રવિજયની આજ્ઞાથી કૃષ્ણે જરાસંઘના પુત્ર સહદેવને મગધનો ચોથો ભાગ આપી તેના પિતાના રાજ્ય ઉપર સ્થાપ્યો. સમુદ્રવિજયના પુત્ર મહાનેમિને શૌર્યપુરમાં, હિરણ્યનાભના પુત્ર રૂકમનાભને કોશલાનગરીમાં, અને ઉગ્રસેનના પુત્ર શ્રીધરને મથુરામાં સ્થાપન કર્યા.

યુદ્ધબાદ બીજે દિવસે વસુદેવ શાંબ પ્રદ્યુમ્નસહિત અનેક વિદ્યાધરોને સાથે લઇ સમુદ્રવિજય પાસે આવી આવી પહોંચ્યો. અને વડિલો તથા બાંધવોને મળ્યો અને કહ્યું કે 'સમગ્ર વિદ્યાધરશ્રેણિ આપણી આજ્ઞાને વહન કરે છે.' આ પછી સર્વત્ર શાંતિ, નિર્ભયતા અને સુખ ફેલાયાં. કૃષ્ણે જયસેનનું અને સહદેવે જરાસંઘનું પ્રેતકાર્ય કર્યું. અને આજ વખતે પિતા અને પતિના કુળનો નાશ દેખી જીવયશા અગ્નિમાં પડી મૃત્યુ પામી. જીતનું ઠેકાણું સેનપલ્લી હતું, તે યુદ્ધમાં આનંદ વર્તવાથી આનંદપૂર નામે પ્રસિદ્ધ પામ્યું. અને કૃષ્ણે તેની નજીક શંખપુર નામનું નવીન નગર વસાવી ત્યાં પાર્શ્વનાથ ભગવાનનું મંદિર કરાવ્યુ. તે મંદિર શંખેશ્વર પાર્શ્વનાથના નામે પ્રસિદ્ધ થયું. આ પછી રહ્યું સહ્યું સમગ્ર ભરતાર્ધ શ્રી કૃષ્ણે છ મહિનામાં સાધ્યું. અને કોટી શિલાને ચાર આંગળ ઉપાડી વાસુદેવપણું સિદ્ધ કર્યું. પ્રથમ વાસુદેવ આ મહાશિલાને ભુજાના અગ્રભાગ સુધી ઉપાડે,

બીજો મસ્તક સુધી, ત્રીજો કંઠ સુધી, ચોથો છાતી સુધી, પાંચમો હૃદય સુધી, છઠ્ઠો કેડ સુધી, સાતમો બે જંઘા સુધી, આઠમો જાનુ (ઢીંચણ) સુધી અને નવમો વાસુદેવ ભૂમિથી ચાર આંગળ ઉંચે ઉપાડી શકે છે કારણકે અવસર્પિણી કાળમાં અનુક્રમે તે ક્ષીણ બળવાળા થતા જાય છે.

## (૧૧)

## શ્રી કૃષ્ણ રાજ્યાભિષેક

આ પછી દ્વારિકામાં શ્રી કૃષ્ણનો અર્ધચક્રીપણાનો અભિષેક દેવોએ અને રાજાઓએ કર્યો. અને ત્યારબાદ સૌ રાજાઓ પોતપોતાના સ્થાને વિદાય થયા.

હવે સમુદ્રવિજયાદિક દશ બળવંત દશાર્હો, બલદેવાદિક પાંચ મહાવીર, ઉગ્રસેનાદિક સોળ હજાર રાજાઓ, પ્રદ્યુમ્ન વિગેરે સાડી ત્રણ કોટિ કુમારો, દુર્દાંત શામ્બાદિક સાઠ હજાર કુમારો, વીરસેનાદિક એકવીશ હજાર વીરો, મહાસેન વિગેરે પચાશ હજાર મહાબલવંત એવા તાબેદાર મોટા મહર્દ્ધિક, તથા બીજા પણ શેઠ, શાહુકાર, સાર્થવાહ વિગેરે હજારો લોકો અંજલિ જોડીને શ્રીકૃષ્ણની સેવા બજાવતા હતા. સોળ હજાર રાજાઓએ વાસુદેવને ભક્તિપૂર્વક વિવિધ રત્નો તથા બે બે સુંદર કન્યા આપી. બત્રીશ હજાર કન્યાઓમાંથી સોળ હજાર કન્યાઓને શ્રીકૃષ્ણ પરણ્યા. આઠ હજારને બલદેવ, તથા આઠ હજાર કન્યાઓને બીજા કુમારો પરણ્યા. પછી રામકૃષ્ણ તથા બધા કુમારો રમણીય રમણીઓથી પરિવરી ક્રીડા-ઉદ્યાન તથા ક્રીડા-પર્વતાદિમાં આનંદથી રમણ કરતા પોતાનો સમય પસાર કરવા લાગ્યા.

યાદવકુમારોને આનંદ મગ્ન જોઇ શિવાદેવી અને સમુદ્રવિજયે કહ્યું 'હે પુત્ર! તમને જોઈ અમારૂં હૃદય ઠરે છે. પણ કન્યા પરણી અમને વધુ ઠારો!' નેમિનાથે કહ્યું 'હું યોગ્ય કન્યા મળશે ત્યારે જરૂર પરણીશ. આપ હમણાં મને આગ્રહ ન કરો.'

હવે યશોમતિનો જીવ અપરાજિત વિમાનથી ચ્યવી ધારિણીની કુક્ષિને વિષે પુત્રી પણે ઉત્પન્ન થયો. જન્મ થતાં પિતાએ તેનું નામ **રાજિમતી** પાડયું. ઉંમર થતાં રાજિમતી અસાધારણ રૂપ અને કલાને પામી.

આ ઉગ્રસેનને **નભસેન**નામે પુત્ર હતો. તેને **ધનસેન** નામના એક ગૃહસ્થે કમલમેલા નામની પુત્રી આપી હતી. એક વખત નારદ નભસેનને ત્યાં આવી ચડયા. નભસેને વિવાહ વ્યાકુળ હોવાથી નારદનુ સન્માન ન કર્યું. આથી નારદને ખોટું લાગ્યું અને તે કમલમેલા પાસે ઉપડયા. કમલમેલાની આગળ રામના પૌત્ર સાગરચંદ્રના રૂપના વખાણ કર્યાં અને નભસેનનુ કુરૂપપણું પણ જણાવ્યું. આથી કમલમેલા સાગરચંદ્ર ઉપર રાગવાળી થઈ. નારદે સાગરચંદ્ર પાસે જઇ કમલમેલાનું રૂપ દેખાડી તેને પણ તેના ઉપર આસક્ત બનાવ્યો. નભસેન અને કમલમેલાનો વિવાહોત્સવ મંડાયો પણ કમલમેલા સાગરચંદ્રને ઇચ્છતી હતી. સાગરચંદ્રને કમલમેલાના લગ્નોત્સવના વાજિંત્રો કર્ણકટુ

લાગ્યાં. તેણે શાંબકુમારની સહાય મેળવી અને કમલમેલાના ઘરસુધી સુરંગ ગોઠવી. પ્રજ્ઞપ્તિ વિદ્યાના બળે કમલમેલાને પ્રાપ્ત કરી લગ્ન કર્યાં. આ વાતની કૃષ્ણને ખબર પડતાં શાંબકુમારને ઠપકો આપ્યો અને કહ્યું 'નભસેન એ આપણો ગોત્રીય છે' નભસેનને કૃષ્ણે આશ્વાસન આપ્યું પણ નભસેનનું સાગરચંદ્ર ઉપરનું વૈર ન સમ્યું.

પ્રદ્યુમ્નને વૈદર્ભીથી અનિરૂદ્ધ નામે પુત્ર થયો. તે બાણ નામના ખેચરની ઉષા નામની પુત્રીને ગાંધર્વ વિવાહથી પરણી ઉઠાવી જતાં બોલ્યો 'હું અનિરૂદ્ધ ઉષાનું હરણ કરું છું.' બાણ સૈન્ય સહિત સામે ધસ્યો અને અનિરૂદ્ધને રોકયો. કૃષ્ણને ખબર પડતાં ત્યાં આવ્યા. ભયંકર યુદ્ધ થયું. અંતે બાણનો પરાભવ કર્યો. અને આ પછી કૃષ્ણ ઉષા સહિત અનિરૂદ્ધને લઇ દ્વારિકામાં આવ્યા.

## (૧૨)

## શ્રી નેમિવિવાહ, દીક્ષા અને કેવળજ્ઞાન.

શ્રીનેમિકુમાર એક દિવસ ફરતા ફરતા કૃષ્ણની આયુધ શાળામાં આવી પહોંચ્યા. તેમણે ત્યાં મોટો શંખ દીઠો અને પહેરેગીરને પૂછયું કે 'આ શું છે?' તેણે કહ્યું 'આ પાંચ જન્ય શંખ છે. અને તેને શ્રી કૃષ્ણ સિવાય કોઇ ઉપાડી કે વગાડી શકતું નથી.' અરિષ્ટનેમિએ રમતમાત્રમા શંખ હાથમાં લીધો અને ફુંકયો કે તુર્ત મેઘની જેમ ચારે બાજુ અવાજ ફેલાયો. સમગ્ર દ્વારિકાના લોક ક્ષોભ પામ્યા અને શ્રી કૃષ્ણ એ બાકળા થઇ બલદેવ સાથે આયુધ-શાળામાં આવ્યા તો ખબર પડી કે 'અરિષ્ટનેમિએ શંખને વગાડયો છે.' કૃષ્ણે વિચાર્યું કે 'આજ સુધી હું એમ માનતો હતો કે મારા સિવાય વધુ કોઇ બળવાન નથી. પણ અરિષ્ટનેમિએ મારા તે ભ્રમને દૂર કર્યો છે.' કૃષ્ણે અરિષ્ટનેમિને કહ્યું 'ચાલો આપણે મલ્લયુદ્ધ કરીએ' નેમિકુમારે કહ્યું 'ભૂમિ ઉપર આળોટવાવાળું મલ્લયુદ્ધ આપણને ન શોભે છતાં બળની પરીક્ષા કરવી હોય તો એક બીજાના હાથ વાળવાનું કરીએ.' કૃષ્ણને આ વાત પસંદ પડી. તેણે પોતાનો હાથ લંબાવ્યો. અરિષ્ટનેમિએ રમત માત્રમાં કમલ નાળ પેઠે કૃષ્ણના હાથને વાળી નાખ્યો. પછી નેમિકુમારે હાથ લાંબો કર્યો. કૃષ્ણે સર્વબળથી તેને વાળવા પ્રયત્ન કર્યો પણ રંચ માત્ર વળ્યો નહિ. કૃષ્ણ ઝાડની ડાળે વાંદરો લટકે તેમ નેમિકુમારના હાથે લટકી રહ્યો. આથી લોકો મનમાં બોલ્યા કે 'કૃષ્ણે પોતાનું હરિ નામ સાર્થક કરી બતાવ્યું.'

શ્રી કૃષ્ણ ઝાંખા પડ્યા. તેને મનમાં લાગ્યું કે 'જરાસંઘ કંસ, શિશુપાલ, વિગેરેનો વધ અને આટલા આટલા પ્રયત્નોથી મેળવેલું રાજ્ય, નેમિકુમાર ધારશે ત્યારે મારી પાસેથી પડાવી શકશે. મુર્ખ લોકો મજુરી કરે છે અને શાણો તેનું ફળ ભોગવે છે. મેં અનર્થદાયક કષ્ટ ઉઠાવ્યું. અને ફળ તો નેમિકુમારજ લેશે.' તેવામાં આકાશવાણી થઇ કૃષ્ણ! ખેદ ન કર! પૂર્વે નમિનાથે કહ્યું છે કે અરિષ્ટનેમિ બાવીસમા તીર્થંકર થશે તે નહિ લે રાજ્ય કે નહિ પરણે રાણી.'

વસંત ઋતુમાં કૃષ્ણ જળક્રીડા કરવા માટે ઉદ્યાનમાં રાણીઓ સહિત પધાર્યા. અતિ આગ્રહથી કૃષ્ણે નેમિકુમારને પણ સાથે લીધા. ઉદ્યાનમાં ચારે બાજુ શૃંગારનુ વાતાવરણ ફેલાયુ હતું. સંયમીના મન ડગે તેવા વિલાસો નજરે પડતા હતા. તેવામાં કૃષ્ણે સ્ત્રીઓને કહ્યું ' મારો જરાપણ સંકોચ રાખ્યા સિવાય તમે નેમિને વિવાહ સન્મુખ કરો.'

કોઈ ચતુર સ્ત્રીએ નેમિને અથડાઇ હાર પહેરાવ્યા તો કોઇએ તેમના ગાલને સ્પર્શી કાને કુંડલ ધર્યાં. આમ ગમે તેવા સ્પર્શે નેમિનું ચિત્ત ન ડોળાયું. ત્યારબાદ ગ્રીષ્મઋતુના તાપથી કંટાળી સ્ત્રીઓ સહિત નેમિકુમારને સાથે લઇ કૃષ્ણ જળક્રીડા કરવા પ્રવર્ત્યા. અહિં એકે નેમિના સામે પુષ્પ ગુચ્છા ફેંક્યા તો બીજીએ પાણીની પીચકારીથી મોઢું ભર્યું. નેમિ સામે પ્રતિકાર કરવા જાય તેવામાં ત્રીજીએ પાછળથી કોમળ હસ્તનો મુક્કો માર્યો અને ચોથી ડુબકી મારી પગે વળગી. આમ ચારે બાજુથી કામદેવના શસ્ત્રોરૂપ કૃષ્ણ સ્ત્રીઓએ નેમિકુમાર ઉપર ઘેરો ઘાલ્યો. પણ તે સર્વને ખંખેરી નેમિકુમાર બહાર આવ્યા.

આ પછી કૃષ્ણ લલનાઓ તેમને ચારે બાજુથી ઘેરી વળી. તેમાં રૂક્મિણી બોલી ' દીયર ! પુરૂષ જેવા પુરૂષ થઇ વાંઢા તે સારા લાગો છો ? ' બીજી બોલી ' યોગ્ય કન્યાની શોધ કરી રહ્યા છે. ' ત્રીજીએ કહ્યું ' શોધ શું કરે ? એ તો વિચારે છે કે લાવીને ખવરાવીશું શું ?' ચોથીએ કહ્યું 'એવો વિચાર એમણે શા માટે કરવો જોઇએ ? એમના ભાઇ બત્રીસ હજારને સાચવે છે તો એક ભોજાઇને વધુ સાચવશે.' પાંચમી બોલી ' એમને તો મોક્ષ સ્ત્રી પરણવી છે.' છઠ્ઠીએ કહ્યું. ' મોક્ષે જનારા ઋષભદેવ વિગેરે ક્યાં ન્હોતા પરણ્યા ?' સાતમીએ કહ્યું. ' આ તો કોઇ નવિન મોક્ષમાં જવાના છે. તેમને ખબર નથી કે સ્ત્રી વિનાનાનો કોઈ ધડો પણ કરતું નથી. ' આઠમીએ કહ્યું 'વાંઢાની તો વાત જવા દો. પશુઓ પણ બાળબચ્ચાં અને સ્ત્રીથી શોભે છે.' નવમીએ કહ્યું. 'મા બાપ, યાદવો અને બાંધવો વિગેરે આટલો બધો આગ્રહ કરે છે છતાં પરણતા નથી માટે તેમાં કોણ જાણે શું એ કારણ હશે ? ' નેમિકુમાર જગતની મોહ ઘેલછા જોઇ હસ્યા અને મૌન રહ્યા. આથી સૌએ માન્યુ કે હાં ! હાં ! નેમિએ વિવાહની વાત કબુલી. તરત દોડતી દોડતી કોઇ શિવાદેવી પાસે તો કોઈ કૃષ્ણ પાસે પહોંચી અને કહેવા લાગી કે 'નેમિકુમારે વિવાહ કરવાનું કબુલ્યું છે.'

કૃષ્ણે ઉગ્રસેનની પુત્રી રાજીમતીનું માગું કર્યું. અને સમુદ્રવિજયની સમક્ષ પ્રસિદ્ધ ક્રૌષ્ટુકિને બોલાવ્યો. અને કહ્યું કે ' વિવાહનું મુહૂર્ત નજીકમાં નજીક હોય તે કાઢો. ' ક્રૌષ્ટુકિએ કહ્યું ' હાલ ચોમાસું છે. અને ચોમાસામાં લગ્ન ન હોય. ' સમુદ્રવિજયે કહ્યું ' મહા મુશ્કેલીએ કૃષ્ણે નેમિકુમારને મનાવ્યો છે. માટે બીજી ચાપચીપ જવા દઇ નજીકમાં સારો દિવસ હોય તે કહો. ' જોશીએ શ્રાવણ શુદ ૬નું મુહૂર્ત કાઢી આપ્યું.

મથુરામાં વિવાહની તૈયારીઓ થઈ. જે લગ્નમાં કૃષ્ણ જેવા વાસુદેવ અને વડિલ સમુદ્રવિજયાદિ દશાર્હ આવવાના હોય ત્યાં કમીના શી હોય ? ઉગ્રસેન અને મથુરાના લોકોમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. તેવામાં વાજીંત્રોના અવાજ કાને પડયા. રાજીમતી પણ પણ સખીઓ સાથે પિતાની અટાળીમાં વરને જોવા આવી. જોતાં બોલી ઉઠી ' અહા !

શું મારૂં સદ્દભાગ્ય ! ખરેખર દેવ સરખા છે.' રથમાં નેમિકુમાર હતા. તેમની આસપાસ સાજનમાં શ્રીકૃષ્ણ, સમુદ્રવિજય વિગેરે તેજસ્વી પુરૂષો હતા. તેવામાં એક સખી બોલી ' ચંદ્રાનના ! વર આમ તો ઘણો સુંદર છે પણ રંગે કાળો છે !' ' પ્રિયલોચના ! બીજા ગુણો તો પરિચયે જણાય પણ પ્રથમ તો રંગજ જોવો જોઇએ ને ? ' રાજીમતિએ કહ્યું. ' ચતુર થઇ કેમ ભુલો છો ? શ્યામ અને કાળી વસ્તુઓના ગુણો સરખાવશો તો શ્યામ જ ઉત્તમ જણાશે. કેશ, કસ્તુરી, કીકી અને કાળી જમીન હંમેશાં વખાણવા યોગ્ય છે.' ત્યાં તો બન્ને જણીઓ ઉપહાસ કરતી બોલી કે ' જુઓને ! રાજીમતીને કેટલો રાગ છે. તેના વરની આપણે મશ્કરી કરીએ તે પણ સહી શકતી નથી.'

આ બાજુ રથમાં બેઠેલ નેમિકુમારે સારથિને પૂછ્યું કે ' સામું ઉજ્વળ મોટું મંદિર કોનુ છે ? ' સારથિએ કહ્યું 'સ્વામિ ! એ મંદિર આપના સસરા ઉગ્રસેનનું છે. અને સામે પ્રાસાદમાં બેઠેલ ત્રણુ બાળાઓમાં વચ્ચે રાજીમતી અને બે પડખે તેની બે સખીઓ છે.' ' એ તો ઠીક પણ આ પશુઓનો પોકાર શા માટે છે ? ' સારથિએ કહ્યું ' ભગવાન ! તમારા વિવાહમાં ભોજન સામગ્રી માટે તેઓને એકઠાં કરવામાં આવ્યાં છે. રથને પશુઓના સ્થાન તરફ ફેરવ્યો. ત્યાં તો નેમિકુમાર પાસે પ્રાણુની યાચના કરતાં પશુઓ દીન સુખે જોઇ રહ્યાં. નેમિકુમારે પશુપાલકોને કહ્યું 'પશુઓ છોડી દો' અને સારથિને કહ્યું 'તું તારે રથ પાછો વાળ ! મારે લગ્ન નથી કરવાં. જ્યાં સેંકડો જીવોની હિંસા હોય અને પ્રાણીએ દુઃખી થતાં હોય તે લગ્ન કરીને મારે શું કામ છે. સમુદ્રવિજય,શિવાદેવી અને દશાર્હો રથ પાસે ફરી વળ્યા અને કહેવા લાગ્યા કે 'હે પુત્ર ! અહિં સુધી આવી પાછા વળશો તેમાં શું સારુ લાગશે ' વ્હાલા પુત્ર ! બીજું કાંઇ નહિ. તો એક વખત પરણી તારી વહૂનું સુખ મને દેખાડ' નેમિકુમારે કહ્યું 'પશુઓ બંધનથી બંધાએલાં છે. હું કર્મથી બંધાએલો છું. હું તેમને શું છુટાં કરું ? પણ મારે પોતે જ છુટા થવાની જરુર છે. માતા હું વહૂનું સુખ જરુર બતાવીશ. પણ મારે જે રાગીમાં રાગી હોય તેવી માનવ વહૂ જોઇતી નથી પણ મારે તો વિરાગીમાં રાગવાળી હોય તેવી મુક્તિ વહૂ જોઇએ છે. અને તે તો દીક્ષા વિના મળે તેમ નથી.' શિવાદેવી મુર્છા પામ્યા. લોકાન્તિક દેવોએ 'હે નાથ ! તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તી કરી.'

આ તરફ સમાચાર પહોંચ્યા કે 'નેમિકુમારે રથ પાછો વાળ્યો. ' પવનથી વૃક્ષ જમીન ઉપર પટકાઇ પડે તેમ રાજીમતી મૂર્છા ખાઈ ભોંય પર પડી. થોડીવારે સંજ્ઞા પામી બોલવા લાગી કે 'હે યાદવકુમાર ! જો ખરેખર ક્રોડોપતિવાળી ગુણિકા મુક્તિમાંજ તમારો રાગ હતો તો અહિં સુધી આવી મને શા માટે વગોવી ? નેમિકુમાર ! ઉત્તમ પુરૂષોની મર્યાદા તો સ્વીકાર કરેલ વસ્તુને પાળવામાં છે. લગ્ન કબુલી અહિં આવી તરછોડવામાં તમે યાદવકુળની મર્યાદા શું સાચવી છે ?' પ્રિયાનના સખી બોલી 'બહેન' ! તું રડી અમને રડાવ નહિ ! જગતમાં કહ્યું છે કે 'વિધાતા ભૂલે તો ' सरलं विरलं श्यामलं ' કાળો

માણુસ સીધો હોય. અને હજુ શું બગડયુ છે? તને કયાં વરાવી છે? ગમે ત્યાં તારો સારે ઠેકાણે વિવાહ કરીશું.' રાજીમતિ બોલી 'મને અશ્રાવ્ય ન સંભળાવો. મારો નાથ નેમિકુમાર! બીજો તો મારે હવે બાંધવ! અને હે હૃદય! નેમિએ તને તજી એ સાંભળ્યા છતાં તું કેમ ફાટી પડતું નથી? મારે હવે ન જોઇએ આ હાર! ન જોઇએ આ ઘરેણાં કે ન જોઇએ દુકુલો. ભલે નેમિકુમારે મારો હાથ લગ્નવિધિમાં ન પકડ્યો. પણ હવે હું તેમના જ્ઞાન બાદ તો જરૂર તેમનો હસ્ત માથા ઉપર ધરાવી દીક્ષા ગ્રહણ કરીશ.'

નેમિકુમારે વાર્ષિકદાન દેવા માંડયુ અને ઉત્તરકુરૂ શિબિકામાં આરૂઢ થઇ રૈવતગિરિના સહસ્રામ્રવનમાં પધાર્યા. શ્રાવણ શુદ ૬ ના દિવસે ચિત્રા નક્ષત્રમાં એકહજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. છઠ્ઠનુ પારણું વરદત્ત બ્રાહ્મણને ત્યાં ક્ષીરાન્નથી કર્યું. પંચદિવ્ય પ્રગટ થયાં. અને વરદત્તે પારણાના સ્થાને રત્નપીઠિકા રચાવી. આ પછી બાળબ્રહ્મચારી ભગવાન નેમિનાથે ત્યાંથી અપ્રતિબદ્ધપણે જગતમાં વિહાર આરંભ્યો.

નેમિનાથના કેવળજ્ઞાનની પ્રતિક્ષા કરતી બાળકુંવારી રાજીમતી પોતાનો સમય નેમિનાથના ધ્યાનમાં વીતાવે છે. આ બાજુ નેમિનાથ ભગવાનનો નાનો ભાઇ રહનેમિ રાજીમતિનુ રૂપ દેખી તેને જુદી જુદી વસ્તુઓ મોકલે છે અને માને છે કે 'હું રાજીમતિને આકર્ષું'.' તેણે એક વખત એકાંતમાં રાજીમતિને કહ્યું 'સુંદરિ! મારા ભાઈ ભોગ અનભિજ્ઞ હતા. તું ઇચ્છે તો હું અને તું સંસાર સુખ ભોગવીએ.' રાજીમતિએ તેને કહ્યું 'લોકોત્તર પુરૂષ તમારા બાંધવને અનભિજ્ઞ કહેનારા તમેજ અનભિજ્ઞ છો. રાજીમતિના હૃદયમાં તેમના સિવાય બીજા કોઈનું સ્થાન નથી.' આમ છતાં તે ન સમજ્યો. એક વખત રાજીમતિએ દૂધની ઉલટી કરી અને રહનેમિને કહ્યું 'આને પી જાઓ?' 'રાજીમતિ! તું શું બોલે છે? ઉલટી કરેલ વસ્તુને કુતરા શિવાય બીજો કોઈ ચાખે નહિ.' 'ત્યારે રહનેમિ! તમારા ભાઇએ મને વમી તેને ઈચ્છતાં શું તમે લજ્જા પામતા નથી?' રહનેમિ લજવાયો અને તેણે રાજીમતિની આશા છોડી દીધી.

જગતના સર્વ જીવો ઉપર સમદૃષ્ટિ રાખતા ભગવાન છદ્મસ્થકાળમાં ચોપન દિવસ વીતાવ્યા બાદ રૈવતગિરિના સહસ્રામ્રવનમાં પધાર્યા. અને વેતસ વૃક્ષની નીચે અઠ્ઠમ તપ કરી કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અહિં તેમનાં ઘાતિકર્મ તૂટયાં. અને આસો વદ અમાવાસ્યાના દિવસે ચિત્રા નક્ષત્રમાં કેવળજ્ઞાન પ્રગટયુ. દેવોએ કેવળજ્ઞાન મહોત્સવ કર્યો. સમવસરણની રચના કરી. ભગવાન પૂર્વદ્વારથી પ્રવેશી એકસોવીસ ધનુષ્ય ઉંચા ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા દઇ 'नमो तित्थस्स' કહી પૂર્વાભિમુખે સિહાસન ઉપર આરૂઢ થયા. શ્રીકૃષ્ણ પરિવારસહિત સમવસરણમાં આવ્યા. અને ભગવાનને વાંદી ઇન્દ્રની પાછળ બેઠા. સૌ પ્રથમ ઇન્દ્ર અને કૃષ્ણે ભગવાનની સ્તુતિ કરી અને ત્યારબાદ ભગવાને દેશના આરંભી. દેશના બાદ શ્રીકૃષ્ણે રાજીમતિના રાગનુ કારણ પૂછતાં ભગવાને પોતાનો તેની સાથેના ધનવતીના ભવથી માંડીને આઠે ભવનો સંબંધ કહ્યો.

તીર્થ સ્થાપના.

આ દેશનાથી કોઇએ દીક્ષા, કોઇએ શ્રાવકપણું, તો કોઇએ વિવિધ નિયમો ગ્રહણ કર્યા. વરદત્તકુમારે બે હજાર કુમારો સાથે દીક્ષા લીધી. પૂર્વભવના વિમલબોધ મંત્રીનો જીવ દેશનામાં રાજીમતિનો પ્રસંગ સાંભળી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો અને તેણે દીક્ષા લીધી. વરદત્ત વિગેરે ભગવાનના અગિયાર ગણધર થયા. યક્ષિણી વિગેરે સાધ્વીઓ થઇ. અને દસદશાર્હ, ઉગ્રસેન, વાસુદેવ, બળરામ, શાંબપ્રદ્યુમ્ન, શિવાદેવી, રોહિણી, દેવકી, રૂકિમણી વિગેરે શ્રાવકવ્રતનો સ્વીકાર કરી શ્રાવક શ્રાવિકા થયાં. આમ ચતુર્વિધ સંઘની સ્થાપના થઈ. પ્રભુની દેશના બાદ બીજી પોરિસીમાં વરદત્ત ગણધર મહારાજે દેશના આપી. તે પૂર્ણ થયા બાદ ભગવંતને નમી સૌ પોતપોતાના સ્થાને ગયા.

શ્રીનેમિનાથ ભગવંતના શાસનમાં ત્રણ મુખવાળો, શ્યામવર્ણવાળો, મનુષ્યના વાહનવાળો, ત્રણ દક્ષિણભૂજામાં બીજોરુ, પરશુ તથા ચક્રને ધરનારો અને વામભૂજામાં નકુળ, ત્રિશૂલ અને શક્તિને ધારણ કરનાર **ગોમેધ** નામે યક્ષ શાસનદેવ થયો. તથા સુવર્ણવર્ણી, સિંહનાવાહનવાળી, બે દક્ષિણભૂજાઓમાં આંબાની લુમ અને પાશને તથા બે વામભૂજામાં પુત્ર અને અંકુશને ધારણ કરનારી **કુષ્માંડી** અથવા **અંબિકા**નામે શાસનદેવી થઈ. આ પ્રમાણેના શાસનદેવ અને શાસનદેવી નિત્ય જેમની પાસે રહે છે એવા શ્રીનેમિનાથ ભગવાન જગતને પવિત્ર કરતા વિહાર કરવા લાગ્યા.

## [ ૧૩ ]
## દ્રૌપદી હરણ.

એક દિવસ નારદ ફરતા ફરતા દ્રૌપદીને ઘેર આવ્યા દ્રૌપદીએ નારદને અવિરત માની તેનો આદરસત્કાર ન કર્યો. તેથી તેને માઠું લાગ્યું. આથી તે ધાતકીખંડના પદ્મનાભ રાજા પાસેગ યા. તેમણે તેની પાસે દ્રૌપદીની પ્રશંસા કરી તેનો રાગી બનાવ્યો. પદ્મનાભ ભરતક્ષેત્રમાં તો આવી શકે તેમ નહોતો. તેથી તેણે દેવને આરાધી તેનું હરણ કરાવ્યુ અને પોતાની દુષ્ટ ઇચ્છાની દ્રૌપદી પાસે માગણી કરી. દ્રૌપદીએ કહ્યું 'એક મહિના સુધી સબુર કર' પછી તને યોગ્ય જવાબ આપીશ. દ્રૌપદીએ હરહંમેશાં આયંબિલ કરવાં આરંભ્યાં. અને જિનભક્તિ પરાયણ જીવન પસાર કરવા માંડયું.

પાંડવોએ પર્વત, કુંજ, શહેર, નગર, સૌ શોધ્યાં પણ દ્રૌપદી ન મળી. આખરે તેમણે શ્રીકૃષ્ણને વાત કરી. આ અરસામાં નારદેજ ખબર આપી કે **અમરકંકા**માં પદ્મનાભને ત્યાં દ્રૌપદીને મેં જોઇ હતી.

કૃષ્ણ પાંચ પાંડવોને લઇ સમુદ્ર કિનારે આવ્યા અને તેમણે સુસ્થિત દેવને આરાધ્યો. તેણે કૃષ્ણને પાંચ પાંડવો સહિત સમુદ્રમાં જવાય તેવો માર્ગ આપ્યો. અને ધાતકીખંડમાં પહોંચાડયા. કૃષ્ણે સારથિદ્વારા પદ્મને કહેવરાવ્યું કે 'દ્રૌપદીને સોંપી દે.' તેણે ન માન્યું. અને યુદ્ધ થયું. શરૂઆતમાં પાંચે પાંડવો પદ્મથી ઘેરાઈ ગયા. શ્રીકૃષ્ણ પોતે યુદ્ધમાં ઉતર્યા. તેમના શંખના અવાજે પદ્મનું ત્રીજા ભાગનું સૈન્ય ભાગ્યું. અને જ્યાં કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષ્યનો ટંકાર કર્યો.

ત્યાં બીજો ત્રીજો ભાગ પણ નાઠો. પદ્મ બાકી રહેલ સૈન્ય લઈ ગઢમાં પેસી ગયો. કૃષ્ણે નર-સિંહરૂપ ધરી ગઢના ચૂરેચૂરા કરી નાંખ્યા. પદ્મ દ્રૌપદીને શરણે આવ્યો દ્રૌપદી તેને સ્રીવેષ પહેરાવી શરણે લઈ ગઇ. કૃષ્ણે તેનો તિરસ્કાર કરી છોડી મૂકયો. અને દ્રૌપદી લઇ પાંડવ સહિત તે પાછા ફર્યા.

આ વખતે ધાતકીખંડના કપિલ વાસુદેવે મુનિસુવ્રત ભગવાનને પૂછયું કે 'આ શંખ કોણે વગાડયો ?' ભગવાને કહ્યું 'શ્રીકૃષ્ણે' કપિલ શ્રીકૃષ્ણને મળવા આવ્યો પણ તે પહેલાં તો શ્રીકૃષ્ણ કયાંય પહોંચી ગયા હતા. પણ બન્ને વાસુદેવ એકબીજાના શંખના અવાજથી મળ્યા. સમુદ્ર ઉતરી શ્રીકૃષ્ણ ગંગાકાંઠે આવ્યા. ત્યારે પાંડવોને કહ્યું કે 'તમે જાઓ ! હું સુસ્થિત દેવની વિદાય લઇ આવું છું.' અહિં પાંડવોને દુર્બુદ્ધિ સૂઝી અને તેમણે ગંગા ઊતર્યા પછી નાવ પાછું ન મોકલ્યું. શ્રીકૃષ્ણ તરી સામે કાંઠે આવ્યા. અને કહ્યું કે 'તમે નાવમાં આવ્યા કે તરીને ?' તેમણે કહ્યું 'નાવમાં' ત્યારે 'નાવ પાછું કેમ ન મોકલ્યું ?' તેમણે કહ્યુ 'તમારી પરીક્ષા કરવા' કૃષ્ણને માઠું લાગ્યું. તેણે તેમનું રાજ્ય પાટ છીનવી લીધું. અને હસ્તિનાપુર ઉપર પરીક્ષિતને સ્થાપ્યો. કુંતીના આગ્રહથી શ્રીકૃષ્ણે પાંડવોને પૂર્વ સમુદ્રના તટ ઉપર વસવાની રજા આપી. પાંડવો આથી ત્યારબાદ ત્યાં પાંડુમથુરા વસાવી રહ્યા.

## [૧૪]

## તીર્થસ્થાપન પછીના પ્રસંગો.

### દેવકીને છ પુત્રોનો મેળાપ.

શ્રી નેમિનાથ ભગવાન જગતને પાવન કરતા કરતા ભદ્દિલપુરમાં પધાર્યા. અહિં સુલસા શ્રાવિકાના છ પુત્રોએ દીક્ષા લીધી. આ છ પુત્રો દેવકીના ઉદરથી જન્મેલા હરિણે-ગમેષીદેવે સંહરી સુલસાને આપ્યા હતા તે હતા. આ પછી ભગવાન વિહાર કરતા કરતા એક વખત દ્વારિકામાં પધાર્યા. દેવકીને ત્યાં પ્રથમ સુલસાના બે પુત્રો અનિકયશ અને અનંતસેન વહોરવા પધાર્યા. દેવકીએ ઉભા થઇ આદરપૂર્વક મોદક વહોરાવ્યા. થોડીવારે પૂર્વ સરખાજ રૂપરંગવાળા અજિતસેન અને નિહતશત્રુ આવ્યા. તેને પણ દેવકીએ મોદક વહોરાવ્યા. આ પછી દેવકી એકસરખા રૂપરંગના મુનિઓ શું ભૂલા પડયા છે કે કેમ તેવો વિચાર કરે છે તેવામાં દેવયશ અને શત્રુસેન આવ્યા તેમને વહોરાવ્યા બાદ દેવકીએ નમી પુછયું 'મહારાજ ! આપ દ્વારિકામાં ભૂલા પડયા છો કે નગરમાં ઉચિત ભક્તપાનનો જોગ નથી તેથી આપને ફરી ફરી ત્રણ વાર આવવું પડયું છે ?' તેમણે કહ્યુ 'અમે ભૂલા પડયા નથી તેમ અમે બીજી ત્રીજીવાર પણ આવ્યા નથી.' દેવકી બોલી 'ત્યારે શું મને ભ્રમ થયો. હમણાંજ અહિં તમારા સરખા અગાઉ બે વાર બે મુનિઓ પધાર્યા હતા.' સાધુએ કહ્યું 'અમે છ ભાઈઓ છીએ. એકસરખા રૂપવાળા છીએ એથી કદાચ અમારામાંથી ચાર પહેલાં બે વખત આવ્યા હશે. એથી તમને અમે ત્રણ વખત આવ્યા છીએ એવી ભ્રાન્તિ થઇ હશે.'

બીજે દિવસે દેવકી સમવસરણમાં ગઇ. ભગવાને દેશનાના પ્રસંગમાંજ જણાવ્યું કે 'હે દેવકી આ તારા છ પુત્રો નૈગમેષીદેવે જીવતા સુલસાને આપ્યા હતા તે છે.' દેવકીના રોમાંચ ખડાં થયાં, સ્તનમાંથી દુધ ઝરવા લાગ્યું પુત્રોને વાંદ્યા. અને રોતાં રોતાં બોલી 'મને કોઇ ઓરતો નથી માત્ર ઓરતો એટલોજ રહ્યો કે સાત સાત પુત્રોની માતા હોવા છતાં મેં એકે પુત્રને રમાડયો નહિ.' ભગવંતે કહ્યું 'દેવકી! ખેદ ન કર આ જગતમાં બધી વસ્તુઓની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં કર્મ કારણ છે. પૂર્વ ભવે તેં શોકયના સાત રત્નો હર્યાં હતાં તેમાંથી તેં તે જ્યારે ખૂબ રોવા લાગી ત્યારે એક રત્ન પાછું આપ્યું. આ કર્મને લઇ તને છ પુત્રોનો વિયોગ થયો છે.' દેવકી કર્મવિપાકને ચિંતવતી ઘેર ગઇ પણ તેને ચેન ન પડયું. કૃષ્ણે તેને બહુ સમજાવી, કહ્યું 'માતા! ખેદ ન કરો. તમે વાસુદેવની જનેતા છો. દેવકીએ કહ્યું 'મારે કાંઈ કમીના નથી. મને દુઃખ એટલું થાય છે કે છ પુત્રો સુલસાએ ઉછેર્યા. તને યશોદાએ ઉછેર્યો અને હું તો પુત્રવાળી હોવા છતાં સ્તનપાન કરાવ્યા વિનાની રહી ગઇ.'

**ગજસુકુમાલ.**

કૃષ્ણે હરિણૈગમેષી દેવને આરાઢયો. દેવે વરદાન આપ્યું અને કહ્યું 'દેવકીને આઠમો પુત્ર થશે પણ યૌવન પામતાં દીક્ષા લેશે.' આ પછી દેવકીને ગર્ભ રહ્યો. પૂરે માસે પુત્ર જન્મ્યો અને તેનું નામ **ગજસુકુમાલ** રાખવામાં આવ્યું. યૌવનવય પામતાં ગજસુકુમાલને બે કન્યાઓ પરણાવવામાં આવી. એક દ્રુમ રાજાની પુત્રી **પ્રભાવતી** અને બીજી **સોમશર્મા** બ્રાહ્મણની પુત્રી **સોમા**. બે સ્ત્રીઓને પરણ્યા છતાં ગજસુકુમાલ સ્વાભાવિક રીતે વૈરાગી હતો. એક દિવસ નેમિનાથ ભગવાન સહસ્રામ્રવનમાં પધાર્યા. દેશના સાંભળી તેણે માતાપિતાને સમજાવી દીક્ષા લીધી અને સન્ધ્યા સમયે શ્મશાનમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા મુનિ ધ્યાનમગ્ન છે તેવામાં **સોમશર્મા** ત્યાં આવ્યો. તેને ગજસુકુમાલને દેખતાં ક્રોધ ચઢયો. અને બોલી ઉઠયો 'આ પાખંડીએ મારી પુત્રીને પરણી તુર્ત છોડી દીધી. તેને મોક્ષે જવાની ઉતાવળ છે તો લાવ જલ્દી મોક્ષે મોકલું.' તે ધગધગતા અંગારાભરી ઘડાનું એક ઠીબ લાવ્યો અને મુનિના માથા ઉપર રાખ્યું. મુનિનુ શરીર સળગવા લાગ્યું. સાથે કર્મો પણ સળગી ઉઠયાં અને મુનિએ વિચાર્યું કે 'સોમશર્મા મને મોક્ષ પાઘડી પહેરાવે છે.' થોડાજ સમયમાં શરીરના નાશ સાથે કર્મોનો નાશ કરી ગજસુકુમાલ મુનિ મોક્ષે સિધાવ્યા.

બીજે દિવસે શ્રી કૃષ્ણ ભગવાનને વંદન કરવા ગયા. તેમણે ગજસુકુમાલને ત્યાં નહિ દેખી તેમના સમાચાર પૂછયા. ભગવાને મોક્ષ ગમન સુધીનો સર્વ વૃત્તાન્ત કહ્યો 'કૃષ્ણને સોમશર્મા ઉપર ક્રોધ ચઢયો. પણ ભગવાને કહ્યું 'આ ક્રોધ ફોગટ છે. સોમશર્માએ તો ગજસુકુમાલને જલ્દી મુક્તિ અપાવી છે.' આ પછી કૃષ્ણ ભગવાનને વાંદી પાછા ફર્યા તેવામાં સોમશર્માએ સામે આવતા કૃષ્ણને જોયા કે તુર્ત તેનું મસ્તક આઘાતથી ફાટયું અને તે મૃત્યુ પામ્યો. કૃષ્ણે તેને ફેંકી દેવરાવ્યો. આ પછી સૌ યાદવો ગજસુકુમાલનો વૃત્તાંત

સાંભળી દુઃખી થયા. અને નવે દશાર્હ શિવાદેવી, ભગવાનના સાત ભાઇ, શ્રી કૃષ્ણના અનેક પુત્રો, રાજિમતી, નન્દની છેદાએલા નાકવાળી કન્યા અને બીજી ઘણી સ્ત્રીઓએ દીક્ષા લીધી. કનકવતી, રોહિણી, અને દેવકી વિના બધી સ્ત્રીઓએ સંયમ લીધું કૃષ્ણે અનેક જાતના અભિગ્રહો લીધા. અને પોતાની કન્યાઓને પણ ન પરણાવવાનો નિયમ લીધો. કનકવતીને ગૃહવાસમાં કેવલજ્ઞાન થયું અને તે ત્રીસ દિવસનું અણુસણ કરી મુક્તિ-પદને વરી.

## નભસેને સાગરચંદ્રને કરેલો ઉપસર્ગ.

એક વખત ઉગ્રસેન પુત્ર નભસેન શ્મશાનમાંથી પસાર થતો હતો. તેવામાં તેની નજર શ્રાવકપણું લઇ પ્રતિમા ધારણ કરી રહેલ નિષધપુત્ર સાગરચંદ્ર ઉપર પડી. તેને જોતાંજ નભસેનને કોપ ચઢયો. અને બોલ્યો, 'આ પાખંડી કમલમેલાને લઇ ગયો અને હવે મોટું ધ્યાન ધરી બેઠો છે.' તેણે તેના માથા ઉપર ઘડાનો કાંઠલો મુકયો અને અંદર અંગારા ભર્યા. સાગરચંદ્ર નિશ્ચળ રહ્યો. અને તે ત્યાંજ મૃત્યુપામી સૌધર્મ દેવલોકે ગયો.

## ઈન્દ્રે દેવલોકમાં કરેલ કૃષ્ણ પ્રશંસા અને દૈવી ભેરીની પ્રાપ્તિ.

ઈન્દ્રે સભામાં કહ્યું કે "શ્રી કૃષ્ણ દોષને તજીને ગુણનું કીર્તન કરે છે અને અધમ યુદ્ધ લડતો નથી." એક દેવને આ વચન ઉપર વિશ્વાસ ન બેઠો. તેથી તે માખો બણબણતા અને દુર્ગંધમય મરેલા કુતરાનું રૂપ વિકુર્વી રથ ઉપર બેસી જતા કૃષ્ણના માર્ગમાં પડયો. લોકો મોઢું ઢાંકી દુર્ગંધથી બચવા પ્રયત્ન કરતા હતા. શ્રી કૃષ્ણે કહ્યું 'બીજું તો ઠીક પણ કુતરાના દાંત સુંદર મોતીના દાણા જેવા છે.'

આ પછી દેવે કૃષ્ણનો અશ્વ હર્યો. સૈનિકો તેની પાછળ પડયા. તેણે તેમને જીતી લીધા. કૃષ્ણ પોતે નજીક આવ્યો. અશ્વ હરનાર પગપાળો લડતો હતો પોતે રથમાં બેઠા હતા આથી કૃષ્ણે અશ્વ હરનારને કહ્યું 'તું રથમાં બેસી લડ કારણ કે હું રથમાં બેઠો છું.' સામાએ કહ્યું 'મારે રથ, હાથી, કોઇની જરૂર નથી. ચાલ લડવું હોય તો આપણે પીઠથી લડીએ,' કૃષ્ણે કહ્યું 'તું જીતતો હોય તો ભલે જીતે મારે એવું નીચ યુદ્ધ ખપે નહિ.' દેવ પ્રસન્ન થયો. અને સાચું રૂપ વિકુર્વી કૃષ્ણને કહેવા લાગ્યો, કે 'ઈન્દ્રે તમારી જેવી પ્રશંસા કરી હતી તેવાજ તમે છો.' માટે હું પ્રસન્ન થયો છું. કાંઇક વરદાન માગો, કૃષ્ણે કહ્યું દ્વારિકામાં ઉપદ્રવ ન થાય તેવી કાંઇક વસ્તુ આપ.' દેવે કહ્યું 'હું આ તમને એક ભેરી આપુ છું. તે ભેરી નગરમા વગાડજો એટલે નગરમાં કોઇ [illegible] કે ઉપસર્ગ નહિ થાય.' ત્યારબાદ દેવ અંતર્ધાન થયો. અને કૃષ્ણ સ્વસ્થાને ગયા.

શ્રી કૃષ્ણ છ છ મહિને આ ભેરી વગડાવતા અને દ્વારિકા નિરૂપદ્રવ [illegible] [illegible] ભેરી પાલકને લોભ લાગ્યો. તેણે ભેરીના ટુકડા દ્રવ્યથી [illegible] વેચ્યા. અને તેને સ્થાને બનાવટી ટુકડા જોડયા. આમ જતે દિવસે ભેરી નકામી નીવડી શ્રીકૃષ્ણને [illegible] [illegible] પડતાં તેનો નાશ કર્યો. અને અઠ્ઠમ તપ કરી ફરી બીજી ભેરી મેળવી. આ [illegible] [illegible] ધન્વંતરી અને વૈતરણી નામના બે વૈદ્યોને વ્યાધિની ચિકિત્સા માટે રાખ્યા [illegible] [illegible] તરી પાપવાળી ચિકિત્સા કરતો હતો. અને વૈતરણી નિર્દોષ ચિકિત્સા કરતો હતો [illegible]

વાનને પૂછવાથી શ્રીકૃષ્ણે જાણ્યું કે ' ધન્વંતરી અભવ્ય છે. અને વૈતરણી ભવ્ય છે. ધન્વંતરી મરીને સાતમી નરકે જઇ સંસાર રખડશે. અને વૈતરણી અહિંથી મરી વિંધ્યાચળમાં વાનર થશે અને ત્યાં ભૂલા પડેલા મુનિની ચિકિત્સા કરી સહસ્રાર દેવલોકે જશે. આ પછી શ્રીકૃષ્ણ ધીમેધીમે ભાવુક અને હળવા પરિણામી બન્યા.

**શ્રીકૃષ્ણ અને વીરો સાળવી.**

દ્વારિકામાં વીરો નામે એક સાળવી રહેતો હતો. તે કૃષ્ણનો પરમ ભક્ત હતો. અને કૃષ્ણને પૂજ્યા સિવાય જમતો નહિ. શ્રી કૃષ્ણે નેમિનાથ ભગવાનના ઉપદેશથી ચોમાસામા ઘર બહાર નહિ નીકળવાનો અભિગ્રહ લીધો હતો. આથી વીરાને ચાર મહિના સુધી કૃષ્ણનાં દર્શન કે પૂજન થયાં નહિ. અને તેણે ચાર મહિના સુધી અન્ન ન લીધું. આની ખબર શ્રીકૃષ્ણને પડી. ત્યારથી વીરાને માટે તેના દ્વાર અભંગ રાખ્યાં. શ્રીકૃષ્ણે જે દિવસથી બહાર નીકળવાનુ બંધ કર્યું તે દિવસ દેવપોઢી અગિયારસના નામે અને જ્યારે બહાર નીકળવાનું રાખ્યુ તે દિવસ દેવઉઠી અગિઆરસના નામે પ્રસિદ્ધ થયો.

શ્રીકૃષ્ણે જે કોઇ દીક્ષા લેશે તેને હું અટકાવીશ નહિ. પણ પુત્રની જેમ દીક્ષા મહોત્સવ કરીશ એવો અભિગ્રહ ભગવાન પાસે લીધો.' આ અરસામાં એક વખત શ્રી કૃષ્ણની પુત્રીઓ નમવા આવી. તેણે તેને કહ્યું 'તમે દાસી થશો કે સ્વામિની ?' છોકરીઓએ કહ્યું 'સ્વામિની' કૃષ્ણે કહ્યું 'સ્વામિની થવું હોય તો દીક્ષા લો.' પુત્રીઓએ પિતાનું વચન માન્ય રાખ્યુ. અને દીક્ષા લીધી. પણ એક પુત્રીએ માની શિખવણીથી કહ્યું 'મારે દાસી થવું છે. ?' કૃષ્ણે વિચાર્યું કે 'મારૂં સંતાન સંસારમાં રખડે તેમ ન થવું જોઈએ-મારે તે સંસારથી બચી સંયમ માર્ગે જાય તેવો સર્વ પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રયત્ન કર્યો છતાં પણ જો સંસારમાંજ પડે પછી જેવું તેનું ભાગ્ય.' પુત્રીને તે વખતે તો રજા આપી પણ તે પુત્રીને કેટલાક દિવસ બાદ વીરા સાળવી વેરે પરણાવી અને તેને કહ્યું કે 'તું તેની પાસે બધું ઘરનું કામ કરાવજે અને જો તારૂં ન માને તો ફટકારજે. પણ મારી પુત્રી છે એમ માની તું ઉપેક્ષા કરીશ તો તને સજા થશે' વીરો કૃષ્ણની પુત્રી કેતુમંજરીને ઘેરે લઇ ગયો. પણ કેતુમંજરી વીરા ઉપર હુકમ ચલાવવા લાગી અને બોલાવા માંડી. 'તું કોળી જેવો છે. ભાન વિનાનો છે. ?' વીરાએ ક્રોધથી દોરડાથી ખૂબ ફટકારી. તે રોતી રોતી પિતા પાસે આવી. પિતાએ કહ્યું 'તેં તારા હાથે દાસી પણું માગ્યું છે. અને દાસીપણું તો આવુંજ હોય ને ?' પુત્રીએ કહ્યું પિતા માફ કરો. મને આ જડવીરાના કબજામાંથી છોડાવો અને સ્વામિપણું અપાવો.' કૃષ્ણે તેને ભગવાન પાસે દીક્ષા અપાવી.

**શ્રીકૃષ્ણે વંદનથી ઉપાર્જેલ તીર્થંકર નામકર્મ.**

એક વખત કૃષ્ણ નેમિનાથ ભગવાનની સાથે જેટલા સાધુ હતા તે સર્વને દ્વાદશાવર્ત્તવંદને વાંદવા માંડ્યા કૃષ્ણની સાથે આવેલાઓએ કેટલાક સાધુને વાંદ્યા ત્યાં સુધીતો શરમાશરમે વંદન કર્યું. પણ પછી તે અટકયા. માત્ર કૃષ્ણની સાથે સર્વ સાધુને વંદન કરવામાં એક વીરો સાળવી જ રહ્યો. વંદન કર્યા બાદ કૃષ્ણે ભગવાનને કહ્યુ 'મેં

ત્રણસો સાઠ યુદ્ધ ખેલ્યાં પણ તેમાં કોઈ દિવસ આટલો થાક લાગ્યો નથી.' ભગવાને કહ્યું 'આજે તમે ઘણો થાક ઉતાર્યો છે અને કર્મમળ ઓછો કર્યો છે. કારણકે તમે આ વંદનથી ક્ષાયિક સમકિત અને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું છે તેમજ સાતમી નારકીનું આયુષ્ય ત્રીજી નારકીએ લાવ્યા છો.' કૃષ્ણે કહ્યું 'ભગવાન જો આમ છે તો હું ફરી એક વાર વંદન કરૂં અને મારૂં નરકનું આયુષ્ય સર્વથા જાય.' ભગવાને કહ્યું 'એ સમય ગયો. અત્યાર સુધી તમે કરેલ વંદન ચઢતા પરિણામવાળું નિષ્કામ ભાવ વંદન હતું. હવે ઈચ્છાપૂર્વકનું દ્રવ્ય વંદન થશે વીરાએ તમારી સાથે સર્વ સાધુને વાંદ્યા છતાં દ્રવ્યવંદન હોવાથી તેને ખાસ લાભ મળ્યો નહિ. તેણે તો કેવળ તમારૂ અનુકરણજ કર્યું છે.'

ભગવાને દેશનામાં આઠમ, ચઉદશ, વિગેરે પર્વનું મહાત્મ્ય વર્ણવ્યું કૃષ્ણે ભગવાનને કહ્યું 'બધાં પર્વો ઉત્તમ છે. પણ હું રાજકાર્યમાં વ્યગ્ર હોવાથી તે બધાં આરાધી શકુ તેમ નથી તો 'કોઇ એક મહાન પર્વ બતાવો.' ભગવાને મૌન એકાદશી બતાવી અને કહ્યું કે 'આ દિવસે જિનેશ્વર ભગવંતનાં દોઢસો કલ્યાણકો થયાં છે. આ દિવસની મૌન સહિત ઉપવાસથી કરાયેલ આરાધના કલ્યાણકારી છે આ પછી કૃષ્ણે મૌન એકાદશી આરાધવા માંડી.

**ઢંઢણ ઋષિ.**

ઢંઢણઋષિ એક ઘેરથી બીજે ઘેર ફરે છે. પણ યોગ્ય ભિક્ષા ન મળવવાથી પાછા ફરે છે. અને ઉપવાસ ઉપર ઉપવાસ આદરે છે. એક વખત કૃષ્ણે ભગવાનને પૂછયું કે 'ઢંઢણને ભિક્ષાનો અંતરાય કેમ છે?' ભગવાને કહ્યું 'પૂર્વભવે તે એક પારાશર નામે બ્રાહ્મણ હતો. તે ખેડૂતો અને બળદોને ભોજન સમય થાય ત્યાર પછી પણ એક એક વધુ આંટો ખેતી કરાવતો. આ અંતરાય કર્મથી તેને આજે ભિક્ષા મળતી નથી' કૃષ્ણ ભગવાનને વાંદી પાછા ફરતાં ઢંઢણને દેખી હાથી ઉપરથી ઉતરી પગે લાગ્યા. આ જોઈ એક શ્રેષ્ઠિએ તેને મોદક વહોરાવ્યા. ઢંઢણને લાગ્યુ કે 'આજ મારૂં અંતરાય કર્મ તૂટયું.' તે ભગવાન પાસે આવ્યા. અને કહેવા લાગ્યા કે 'ભગવંત! મારૂં અંતરાય કર્મ ક્ષીણ થયું કે નહિ? ભગવાને કહ્યું 'ઢંઢણ! તને ભિક્ષા કૃષ્ણે વાંદ્યા તેથી મળી હજુ તારૂ અંતરાય કર્મ બાકી છે.' ઢંઢણ ભિક્ષાને નિર્જીવ ભૂમિ ઉપર પરઠવવા લાગ્યા. વિચાર્યું કે 'પૂર્વે ઉપાર્જન કરેલ કર્મ અહો કેવું દુરન્ત છે.' આમ ભાવના શ્રેણિમાં વધતાં તેમને કેવળજ્ઞાન થયું.

**રથનેમિ અને રાજુલ.**

ભગવાનને વંદન કરી રાજીમતી પાછાં ફરે છે તેવામાં વરસાદનું ઝાપટું પડયું. રાજિમતીનાં ચીર ભીંજાયાં. તે એક ગુફામાં પેઠાં અને વસ્ત્ર છુટા કર્યાં. તે ગુફામાં અગાઉથી આવી કાઉસગ્ગધ્યાને રહેલ રહનેમિએ તેને જોઇ. તેથી તેનુ ચિત્ત ચકડોળે ચઢયુ તેણે ધ્યાન છોડયું. અને તે બોલ્યો 'સુંદરી! આવા સુંદર શરીરને તપથી શા માટે વેડફો છો?' રાજીમતિએ સ્વર ઓળખ્યો અને સમજી કે આ રહનેમિ છે તુર્ત તેણે વસ્ત્રથી દેહ ઢાંકયો અને બોલી 'હે રહનેમિ! તમે યાદવકુલના નેમનાથના નાના ભાઇ છો સંયમ

લીધો છે. અને જાણો પણ છો કે સાધ્વી સાથે શિયળ ચૂકનાર નરકે જાય છે અને ભવો ભવ દુર્લભબોધિ બને છે. મારી આ કાયામાં શું ભર્યું છે! કેવળ તે મળમૂત્રની ક્યારી છે. તમે ઘર કુટુમ્બ અને સ્ત્રી છોડયાં છે અને તે છોડેલ વસ્તુને ઇચ્છી તમે આ કુળને ન લજાવો. અગંધન સર્પ જેવા ક્રુર પ્રાણીઓ મરી જવું પ્રસંદ કરે છે. પણ વમેલ ઝેર ફરી લેતા નથી' રાજમતિએ રહનેમિના મન ઉપર વિજય મેળવ્યો. અને તેણે તેને સંયમ માર્ગે દોરી સમથ નારીજાતમાં ઉચ્ચત્તર સ્થાન ધરાવ્યું. આ પછી રહનેમિએ રાજીમતીની ક્ષમા માંગી. ભગવાન પાસે દુશ્ચરિત્રની આલોચના લીધી. અને એક વરસ છદ્મસ્થ કાળ વીતાવી કેવળજ્ઞાન પામ્યા.

### પાલક અને શાંબનું પ્રથમ વંદન.

ભગવાન એક વખત ગિરનાર પર્વતના સહસ્રામ્રવનમાં પધાર્યા કૃષ્ણે પાલક શાંબ વિગેરેને કહ્યું 'જે સવારે ભગવાનને પ્રથમ વાંદશે તેને હું એક સુંદર અશ્વ આપીશ.' પાલકે વહેલા ઉઠી ઘોડા ઉપર બેસી ત્યાં જઈ ભગવાનને વાંદ્યા અને શાંબે પ્રભાતે ઉઠતાંની સાથે ભાવથી ઘેરે રહી વંદન કર્યું. શ્રીકૃષ્ણે ભગવાનને પૂછયુ આ બેમાંથી પ્રથમ આપને કોણે વંદન કર્યું ભગવાને કહ્યુ ' શાંબે ભાવથી અને પાલકે દ્રવ્યથી પ્રથમ વંદન કર્યું છે. શાંબ ભવ્ય છે અને પાલક અભવ્ય છે.' કૃષ્ણે શાંબને અશ્વ આપી મહામાંડલિક બનાવ્યો.

## [૧૫]

## દ્વારિકા દાહ.

એક વખત શ્રીકૃષ્ણે નેમિનાથ ભગવાનને પૂછયું 'હે ભગવાન! દ્વારિકા, યાદવો અને મારો નાશ શી રીતે થશે?' ભગવાને કહ્યું "હે કૃષ્ણ! દ્વૈપાયન ઋષિને મદિરાથી અંધ બનેલા તારા શાંબ કુમારાદિ પુત્રો મારશે. તેથી ક્રોધાયમાન થએલ તે દેવ થઇ યાદવો સહિત દ્વારિકાને ભસ્મિભૂત કરશે. ને જરાકુમારને હાથે તારૂં મૃત્યુ થશે.'

શ્રીકૃષ્ણ જેવા હજારોના પાલકના મૃત્યુકલંકથી બચવા જરાકુમારે દ્વારિકા છોડી કોઇ નિર્જન જંગલમાં આશ્રય લીધો. અને કૃષ્ણે દ્વારિકામાં ઉદ્ઘોષણા કરી કે 'દારૂ અને દારૂના સાધનોનો ત્યાગ કરો. દારૂ પીનાર રાજ્ય ગુન્હેગાર ગણાશે.' લોકોએ દારૂ અને દારૂના સાધનો કચરાની પેઠે ફગાવી દીધાં.

બળરામના સારથિ સિદ્ધાર્થ આ ભવિષ્યવાણી સાંભળી કંપ્યો. અને બળદેવની રજા લઈ દીક્ષા લીધી. પણ બળદેવે જતાં જતાં તેને કહ્યું કે 'તું દેવલોકમાં જાય તો મને વિપત્તિમાં કોઇ પ્રસંગે સાચે રાહે લાવજે.' સિદ્ધાર્થ તપ તપી સૌધર્મ દેવલોકે ગયો.

### દ્વૈપાયને કરેલ નિયાણું.

વૈશાખનો ઉનાળો હતો. શાંબ આદિ યાદવ કુમારો તૃષાતુર હતા. તેવામાં એક સેવક વાવોના થાળામાં ઠરેલ મધુર પીણું લાવ્યો. યાદવ કુમારોએ પૂર્વે નાંખેલ દારૂથી અજ-

ભેલ તે પાણી પેટ ભરી પીધું. અને તેમને ઘેન ચઢયુ દારૂમાં ચકચૂર બનેલા થોડે દૂર ગયા ત્યાં તેઓએ દ્વૈપાયનને તપ તપતાં દેખ્યા. અને તેઓ બોલ્યા કે 'આજ ઋષિ દ્વારિકાનો નાશ કરવાનો છે. મારો ! મારો ! કરતા કોઇએ તેમના ઉપર પત્થર તો કોઇએ પાટુ વિગેરે મારી મરણતોલ બનાવ્યા. મુનિને ક્રોધ ઉપજ્યો અને તે બોલી ઉઠયા કે ' મારા તપના પ્રભાવથી હું યાદવો સહિત દ્વારિકાનો નાશ કરનાર થાઉં. ' કૃષ્ણ બળદેવ આ સમાચાર સાભળી દોડી આવ્યા. અને મુનિને ખમાવતા કહેવા લાગ્યા કે ' મહામુનિ ! આપ દયાના સાગર છો ! તપસ્વી છો ! આ ઉદ્ધત અને મદથી ભૂલેલાઓ સામું ન જુઓ અને ક્રોધને સંહરો.' પણ ક્રોધમાં ધમધમેલ દ્વૈપાયન આગળ સર્વ નિષ્ફળ ગયુ. દ્વૈપાયન ક્રોધમાં ધમધમતો મૃત્યુ પામી અગ્નિકુમાર દેવ થયો અને દ્વારિકાના નાશના અવસરની રાહ જોતો રહ્યો

કૃષ્ણ દ્વારિકામાં પાછા ફર્યા અને ઉદ્ઘોષણા કરી કે ' ધર્મમાં દીલ જોડો દ્વારિકા ઉપર મરણતોલ ભય ક્યારે આવી પડશે તે નક્કી નથી.' આથી પ્રદ્યુમ્ન, શાંબ, નિષધ, ઉલ્મુક, સારણ સત્યભામા, રૂકિમણી અને જાંબવતી વિગેરેએ દીક્ષા લીધી. કૃષ્ણે કહ્યું. ' સમુદ્રવિજયાદિને ધન્ય છે કે તેમણે દીક્ષા લઇ સ્વશ્રેય સાધ્યું. હું અભાગી દીક્ષા ન લઇ શકયો.' ભગવાને કહ્યું ' કૃષ્ણ ! વાસુદેવ નિયત નરકે જનાર છે. તું ત્રીજી નરકે જઈશ. છતાં તું ભાગ્યશાળી છે કારણકે આવતી ચોવીશીમાં બારમા અમમ નામે તીર્થંકર થઈશ ' કૃષ્ણને આથી કાંઇક શાંતિ વળી.

## દ્વારિકાનો અગ્નિથી નાશ.

દ્વારિકામાં હરહંમેશ તપ, ત્યાગ અને ધર્મનું વાતાવરણ જામ્યુ. સૌ કોઇ ક્યારે મૃત્યુ આવશે તેથી ભય પામવા લાગ્યા પણ દિવસ જતાં તે વિસરાયું. અને ફરી દ્વારિકા તપ ત્યાગ વિહોણી બની. આ અવસરે અગ્નિકુમાર બનેલ ઋષિએ ચારે બાજુથી દ્વારિકાને સળગાવી. મોટી મહેલાતો કકડભૂસ કરતી પડવા લાગી. દેવકી, વસુદેવ અને રોહિણી રથમાં બેસી દ્વારિકાને દરવાજે આવ્યાં નગરનાં દ્વાર ભીડાયાં. કૃષ્ણે પાટુ મારી દરવાજો તોડયો. ત્યાં રથ જમીનમાં ઉતર્યો. ચારે બાજુ ચીસો, બચાવો ! બચાવો ! ની બૂમો સિવાય કાંઈ નહોતું. અગ્નિ જોતજોતામાં રથ સુધી ફરી વળ્યો. વસુદેવે કૃષ્ણ અને રામને કહ્યું 'તમે અમને છોડી ચાલ્યા જાઓ. ભવિતવ્યતા ફરવાની નથી.' તેમણે ભગવંતનુ શરણ લીધું અને તેમની સામે અગ્નિ શરણ બન્યા.

હજારો યુદ્ધો ખેલનાર, લાખોના તારણહાર, ક્રોડો કુટુમ્બીઓથી સમૃદ્ધ, યાદવકુલદીપક કૃષ્ણ અને બલદેવ, સગા સેવક અને લક્ષ્મી વિહોણા અશરણ સરખા દ્વારિકા સામે ઉભા રહ્યા. છ માસ સુધી દ્વારિકા સળગી અને સમુદ્રના મોજાંએ તેને તાણી દરિયા ભેગી કરી.

## કૃષ્ણ મૃત્યુ.

કૃષ્ણ અને બલરામ પાંડવોની નગરી તરફ ચાલ્યા. જતાં જતાં તે બે કોશાંબવનમાં આવ્યા. કૃષ્ણે બલદેવને કહ્યું 'ભાઈ ! મને તૃષા લાગી છે, પાણી વિના મારૂ ગળું મૂકાય છે' બલદેવ પાણી લેવા ચાલ્યા. કૃષ્ણ પગ ઉપર પગ ચઢાવી સૂતા. દુઃખના વિચારે અને જંગલના ઠંડા પવને તેમનાં નયન મિંચાયાં.

આ અરસામાં બારબાર વરસથી જંગલમાં રખડતો જરાકુમાર ત્યાંથી પસાર થયો. તેણે છેટેથી કૃષ્ણના પગને મૃગલોચન માની જીવનહારક તીર ફેંક્યુ. સીધું તે કૃષ્ણના પગમાં પેઠું. કૃષ્ણે બૂમ પાડી કહ્યું કે 'તીર મારનાર એ કોણ છે?' સામેથી જવાબ આવ્યો. 'વસુદેવનો પુત્ર હું જરાકુમાર!' એમ બોલતો જરાકુમાર દોડતો આવ્યો. કૃષ્ણને જોઈ ધ્રુસકે ધ્રુસકે રોઈ પડયો અને કહેવા લાગ્યો કે 'બાંધવ! તારા કારણે દ્વારિકા છોડી. બાંધવ છોડયા અને માન્યું કે મારા કલંકી હાથ કૃષ્ણના પ્રાણ હરનાર ન બને પણ હું હતભાગીપણાથી મુક્ત ન બન્યો.' કૃષ્ણે કહ્યું 'જરાકુમાર! ભવિતવ્યતા મટતી નથી. સમગ્ર દ્વારિકા નાશ પામી અને હું તેની પાછળ જાઉં છું. મારા ગયા પછી બલરામ નહિ જીવે. હવે માત્ર યાદવોની કુંપળ એક તુંજ છે. આ કૌસ્તુભ રત્ન લઇ તું જા. અને પાંડવોને સમાચાર આપજે કે 'કૃષ્ણસહિત દ્વારિકા જગતમાંથી નામશેષ બની.'' આ પછી કૃષ્ણે અરિહંતાદિના ચાર શરણો લીધાં. શ્રીનેમિનાથ ભગવંતને તેમની દિશા તરફ દીર્ઘણ ઉપર માથું નમાવી નમસ્કાર કર્યો. દીક્ષા લેનાર બાંધવો, પુત્રો અને સ્ત્રીઓને અનુમોદન આપ્યું. આ પછી આ ધારા તૂટી અને તે ક્રોધમાર્ગે વળી. દ્વૈપાયન ઋષિના નાશમાં મન પરોવાયુ. અને આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી કૃષ્ણ ત્રીજી નરકે ગયા.

શ્રીકૃષ્ણ સોળહજાર વર્ષ કુમાર અવસ્થામાં, છપ્પનવર્ષ માંડલિકપણામાં, આઠવર્ષ દિગ્વિજયમાં અને નવસો ચોવીશ વર્ષ વાસુદેવપણામાં એમ કુલ હજારવર્ષનું આયુષ્ય ભોગવી નવમા વાસુદેવ થયા.

બલદેવ પાણીના હડિયો લઇ આવ્યો. અને કૃષ્ણને ઢંઢોળી કહેવા લાગ્યો 'બાંધવ! ઉઠો લો આ પાણી!' પણ કૃષ્ણે કાંઇ જવાબ ન દીધો. 'બાંધવ શા માટે અબોલા લો છો? મારા પ્રાણ તમારા અબોલે જતા રહેશે.' ત્યાં તો પગમાં બાણ દીઠું, બલદેવ ચમકયો. અને બોલી ઉઠયો 'કયા દુષ્ટે ઉંઘનો લાભ લઈ આ બાણ માર્યું. પણ હજારો બાણને ઝીલનાર કૃષ્ણ શું આ એક બાણે મૃત્યુ પામે?' બલદેવ મોહ મોહિત બન્યો. ઘડીક મડદાને ઉપાડી ફરે છે તો ઘડીક નાચ કરે છે.

## [ ૧૬ ]

## બળદેવ દીક્ષા અને સ્વર્ગગમન.

દેવ બનેલ સિદ્ધાર્થે અવધિજ્ઞાનથી આ સર્વ જોયું. તે તુર્ત ત્યાં આવ્યો તેણે બલદેવની સામે પત્થર ઉપર કમળ રોપવા માંડયુ. બળદેવ હસ્યો. 'પત્થર ઉપર તો વળી કમળ રોપાતું હશે?' દેવે કહ્યું 'મૃત્યુ પામેલા તે સાજા થતા હશે.' દેવે પર્વત ઉપરથી રથ ઉતાર્યો અને સપાટ જમીન આગળ ભાંગી નાંખ્યો. બલદેવ હસ્યો. 'પર્વત ઉપર સાચવીને લાવ્યો. અને સીધી જમીનમાં ભૂકા ઉડાવ્યા.' દેવે કહ્યું 'કૃષ્ણ હજારો યુદ્ધમાં મૃત્યુ ન પામ્યો પણ જરાકુમારના બાણે મૃત્યુ પામ્યો છે. જરાકુમાર હાલ પાંડવો પાસે ગયો છે. હું સિદ્ધાર્થ નામે તારો સારથિ છું. અને બોધ આપવા આવ્યો છું.' બલદેવે મૃતકનો અગ્નિ સંસ્કાર કર્યો. આ પછી બલદેવે વિદ્યાધર ઋષિ પાસે દીક્ષા લીધી અને તુંગિકપર્વત ઉપર તપ તપવા માંડયું. સિદ્ધાર્થ દેવ તેનો રખવાળ બન્યો.

બળદેવે દીક્ષાબાદ સુંદર ચારિત્ર પાળવા માંડ્યું. એક વખત તે ભિક્ષા માટે નગરના પરિસરમાંથી પસાર થતા હતા ત્યારે પોતાનું રૂપ જોવામાં મગ્ન બનેલ કુવાને કાંઠે પાણી ભરતી કોઈ સ્ત્રીએ ઘડાને બદલે છોકરાને પાસેલો દેખી રામ ઋષિએ નગરમા ભિક્ષા માટે જવાનો ત્યાગ કર્યો. પર્વત ઉપર તપ તપતાં રામઋષિએ જંગલમાં શમનુ રાજ્ય ફેલાવ્યું. એક મૃગ જાતિસ્મરણથી તેમનો ભક્ત બન્યો. અને ગોચરી માટે તે તેમને લઇ જતો. એક વખત જંગલમાં રથકારો આવ્યા. મૃગ મુનિને ગોચરી માટે રથકારો પાસે લાવ્યો. રથકાર ઉમળકાભેર મુનિને વહોરાવે છે મૃગ 'અહોધન્ય આ રથકારને કે જે આવો સુંદર લાભ લે છે.' અને મુનિ 'આવા ભાવિકના ભાવની વૃદ્ધિમાં હું નિમિત્ત ન બનું તો બીજું કોણ બને?' તેવિચારમાં છે. તેવામાં વૃક્ષની ડાળ પડતાં ત્રણે મૃત્યુ પામી પાંચમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. આમ 'કરણ કરાવણને અનુમોદન સરખાં ફળ નિપજાવે' તે પદ ચરિતાર્થ થાય છે.

બલભદ્રે આઠ માસખમણ, સાઠ પાક્ષખમણ. અને ચાર ચાતુર્માસિક તપ તપી સો વર્ષ ચારિત્ર પાળ્યું. અને કુલ બારસો વરસનું આયુષ્ય ભોગવ્યું.

પાંચમા દેવલોકમાં ગએલ બળભદ્રે અવધિજ્ઞાનથી ત્રીજી નરકમાં કૃષ્ણને જોયો. તેણે ત્યાંથી કૃષ્ણને ઉપાડયો. પણ કૃષ્ણને વધુ દુઃખ થવા માંડ્યું તેથી છોડી દીધો પણ જગતમાં કૃષ્ણનું નામ દેનારના વાંછિત પૂરી તેણે તેનો પ્રભાવ વધાર્યો

## (૧૭)

## નેમિનાથભગવાનનું નિર્વાણ

જરાકુમારે પાંડવોને કૌસ્તુભરત્ન બતાવી કૃષ્ણસહિત દ્વારિકાનો નાશ જણાવ્યો વર્ષ પર્યંત પાંડવોએ શોક રાખ્યો અંતે દીક્ષા લઇ સિદ્ધાચલ જઇ એક મહિનાનું અણસણ કરી સિદ્ધિગતિ પામ્યા અને દ્રૌપદી બ્રહ્મદેવલોકમાં ગઈ.

શ્રીનેમિનાથ ભગવાનને અઢારહજાર સાધુ, ચાલીસ હજાર સાધ્વી, ચારસો ચૌદ પૂર્વધારી, પંદરસો અવધિજ્ઞાની. પંદરસો વૈક્રિય લબ્ધિવાળા, તેટલાજ કેવળજ્ઞાની, એકહજાર મનઃપર્યવજ્ઞાની, આઠસો વાદી, એકલાખ ઓગણસીત્તેર હજાર શ્રાવક, અને ત્રણ લાખ ઓગણચાલીશ હજાર શ્રાવિકા આટલો પરિવાર થયો.

પ્રભુ પોતાનો નિર્વાણકાલ સમીપ જાણી ગિરનાર પર્વત ઉપર પધાર્યા. ત્યાં પ્રભુએ જગતની દયા ખાતર અહિં દેશના આપી. ત્યાં ઘણા જીવો પ્રતિબોધ પામ્યા અને તેમણે મતાદિનો સ્વીકાર કર્યો. ભગવાન નેમિનાથે પાંચસોછત્રીસ સાધુઓ સાથે પાદોપગમન અણશણ સ્વીકાર્યું. અષાઢ સુદ આઠમના દિવસે ચિત્રા નક્ષત્રમાં પ્રભુ સંધ્યા સમયે નિર્વાણ પામ્યા. આ પછી તેમની સાથે અણસણ કરનાર મુનિઓ પણ મુક્તિપદ વર્યા

પ્રદ્યુમ્ન શાંબ વિગેરે કુમારો, કૃષ્ણની આઠ પટરાણીઓ, ભગવંતના ભાઇઓ, બીજા પણ ઘણા સાધુઓ અને રાજીમતી વિગેરે સાધ્વી પરમપદને પ્રાપ્ત થયાં. ભગવાનના ભાઈ રહનેમિએ ચારસોવર્ષ ગૃહસ્થાવસ્થામાં, એક વર્ષ છદ્મસ્થઅવસ્થામાં અને પાંચસો વર્ષ કેવલી-

પણામાં એમ નવસો એક વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કરી મુક્તિપદ પામ્યા. રાજીમતીએ પણ એજ પ્રમાણે પોતાનું નવસો એક વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કરી મુક્તિને વર્યાં.

ઇન્દ્રાદિ દેવોએ પ્રભુના તેમજ અન્ય મુનિઓના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. દાઢા આદિ અવયવો યથાયોગ્ય વહેંચી લઇ પ્રભુના નિર્વાણસ્થાને ઇન્દ્રે વૈડૂર્યરત્નની શિલા ઉપર ભગવાનના નામ અને લક્ષણ લખવાપૂર્વક એક ચૈત્ય બનાવ્યું. ત્યારબાદ નંદીશ્વરે દ્વીપે જઈ દેવો નિર્વાણોત્સવ ઉજવી સ્વસ્થાને ગયા.

નેમિનાથ ભગવાને ત્રણસો વર્ષ કુમારાવસ્થામાં, છદ્મસ્થ અને કેવળીપણામાં સાતસો વર્ષ એમ એક હજાર વર્ષનુ આયુષ્ય ભોગવ્યું. નમિનાથ ભગવાનના નિર્વાણ પછી પાંચ લાખ વર્ષ બાદ શ્રીનેમિનાથ ભગવાનનું મોક્ષગમન થયુ.

**આ પ્રમાણે બાવીસમા શ્રીનેમિનાથભગવાન, નવમા બળદેવ રામ વાસુદેવ કૃષ્ણ અને પ્રતિવાસુદેવ જરાસંઘ ચરિત્ર સંપૂર્ણ.**

## આઠમું પર્વ સંપૂર્ણ.

---

# બ્રહ્મદત્ત ચક્રવર્તિ ચરિત્ર.

## પૂર્વભવ વર્ણન.

બ્રહ્મદત્ત ચક્રવર્તિ શ્રી નેમિનાથ પ્રભુના તીર્થમાં થયેલા છે.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં સાકેતપુર નામનું નગર હતું. તે નગરમાં ચંદ્રાવતંસ નામે રાજાને મુનિચંદ્ર નામે પુત્ર થયો. યૌવનવય પામતાં તેને પરણાવવામા આવ્યો. સમય જતાં તેણે સાગરચંદ્ર મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. એક વખત સાર્થની સાથે વિહાર કરતાં કરતાં મુનિચંદ્ર મુનિ એક ગામડામાં ભિક્ષા માટે ગયા. ભિક્ષા લઇને આવે તેટલામાં તો સાર્થે પ્રયાણ કર્યું સાર્થની પાછળ જતાં તે મુનિ અટવીમાં ભુલા પડયા. તેવામાં મધ્યાહ્ન સમયે ચાર ગોવાળો મલ્યા. ચાર ગોવાળોએ તેમની શુશ્રુષા કરી. મુનિએ તેમને દેશના આપી. આથી ભદ્રિક પરિણામી ચારે જણાએ દીક્ષા લીધી. તેમાં બે જણ ચારિત્રની અવજ્ઞા કરે છે અને કહે છે કે ' આ સાધુનો વેશ તો સારો છે. પણ સ્નાનાદિ વિના શરીરની શુદ્ધિ કેવી રીતે થાય ? મેલાં વસ્ત્ર પહેરવાં, દાંત સાફ ન રાખવા ઇત્યાદિ મહા કષ્ટ છે. ' આમ ચારિત્રની વિરાધના કરી બે જણ દેવલોકમાં ગયા. અને બીજા બે જણા શુદ્ધ ચારિત્ર પાળી મોક્ષે ગયા.

દેવલોકમાંથી ચ્યવી તે બન્ને ગોવાળના જીવ દશપુર નગરમાં શાંડિલ્ય નામના બ્રાહ્મણની જયવતી નામની દાસીની કુક્ષિને વિષે જોડલે જન્મ પામ્યા. યૌવનવય પામતાં પિતાની આજ્ઞાથી ક્ષેત્રની રક્ષા કરવામાટે બન્ને ભાઈઓ ગયા. મધ્યાહ્ન સમયે તે બેમાંથી

એક જણ ક્ષેત્ર સમીપે આવેલા વડના ઝાડ નીચે શીતળ છાયામાં સૂતો. તેવામાં તે વડના પોલાણમાંથી એક સર્પ નીકળ્યો. અને તે સૂતેલાને પગે કરડ્યો. તે વખતે દૈવયોગથી બીજો ભાઇ પણ ત્યાં આવ્યો. તેણે સર્પને જોયો. અને કહ્યું કે ' અરે દુરાત્મન્ ! મારા ભાઈને હણીને તું ક્યાં જાય છે ? ' એવાં તેના વચન સાંભળીને ક્રોધિત થએલા સર્પે કુદીને તેને પણ ડંશ દીધો. બન્ને ભાઇઓ મૃત્યુ પામી બીજાભવમાં કાલિંજર નામના પર્વતમા હરિણીની કુક્ષિમાં મૃગપણે ઉત્પન્ન થયા. અહિં પણ તેઓ પરસ્પર અતિસ્નેહ યુક્ત થયા. એકદા કોઇ શિકારીના બાણ પ્રહારથી મરણ પામીને ત્રીજાભવમાં ગંગા નદીના કિનારે હંસીની કુક્ષિને વિષે જોડલે હંસપણે ઉત્પન્ન થયા. તે ભવમાં પણ તેઓ પરસ્પર સ્નેહ-વાળા થયા. તેઓ ગંગા કિનારે રહેલા કમળના તંતુ ખાઈ પોતાનું જીવન પસાર કરતા હતા. તેવામાં કોઈક શિકારીએ તેમને મારી નાંખ્યા. ચોથા ભવે સાધુવેષની નિંદા કરવાના ફળથી કાશીમાં ભુતદત્ત નામના ચંડાળને ઘેર ચિત્ર અને સંભૂતિ નામે ઉત્પન્ન થયા. પૂર્વ ભવના સ્નેહને લીધે પરસ્પર તેઓ ખુબ પ્રેમવાળા બન્યા. આ સમયે વારાણસી નગરીમાં શંખ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને નમુચિ નામે પ્રધાન હતો આ પ્રધાનને પટરાણી સાથે સ્નેહ બંધાયો. અને તેથી બન્ને ગુપ્ત રીતે ભોગ ભોગવવા લાગ્યાં. રાજાને આની ખબર પડી. આથી તેણે પોતાનો ઉહાહ ન થાય તે બીકે ગુપ્ત રીતે નમુ-ચિને મારી નાંખવા ભૂતદત્ત ચંડાળને સોંપ્યો. ભૂતદત્તે વિચાર કર્યો કે 'મારા પુત્રો હોશિ-યાર છે. પણ ચંડાળ હોવાથી તેને કોઇ ભણાવતું નથી. જો આ પ્રધાન જીવવાની ઇચ્છાએ ભણાવવાનું કબુલ કરે તો હું તેને બચાવું.' એમ વિચારી નમુચિને પોતાના મનની વાત કહી. તેણે ભણાવવાનું કબુલ કર્યું. ચંડાળે તેને પોતાના ઘરના ભોંયરામાં ગુપ્ત રીતે રાખ્યો. અહિં તેણે ચિત્ર અને સંભુતિને થોડા વખતમાં સકળ શાસ્ત્રના પારગામી બનાવ્યા. પરંતુ તેનો વ્યભિચારીપણાનો દોષ નહિ ગયેલો હોવાથી ચંડાળની સ્ત્રીની સાથે પ્યારમાં પડયો. આ વાત જતે દિવસે ચંડાળની જાણમાં આવી. તેણે નમુચિને મારી નાંખવાનો નિર્ણય કર્યો. પણ ચિત્ર અને સંભૂતિને આની ખબર પડતાં નમુચિને નસાડી મૂકયો. નમુચિ ત્યાંથી નાસી હસ્તિનાપુર આવ્યો. અને સનત્કુમાર ચક્રીને ત્યાં પ્રધાનપણે રહ્યો.

આ બાજુ ચિત્ર અને સંભૂત બીજી કલાઓ સાથે સંગીતકલામાં પણ પ્રવીણ થયા હતા. એક વખત આ બન્ને ભાઈઓ હાથમાં વીણા લઇ નગરના ચોકમાં સંગીત કરવા લાગ્યા. એમના નાદે નગર ગાડું બન્યું. કોઇએ તેમની નાતજાત જોઇ નહિ અને જેમ વાંસળીના અવાજે હરણીયા ભેગાં થાય તેમ નગરની ઓઝલ રહેનારી સ્ત્રીઓ પણ ઘરના કામકાજ મુકી તેમનુ સંગીત સાંભળવા આવવા લાગી. લોકોનાં ટોળેટોળાં તેમની પાછળ ઉલટવા લાગ્યાં. આથી પવિત્રપરાયણ અને આભડછેટથી બીનારા લોકોએ રાજાને વિનંતિ કરી કે ' હે દેવ ! આ બે ચંડાળોએ ગીતથી આકર્ષી સર્વ નગરને મલિન કર્યું છે. રાજાએ આથી તેમને નગરમાં નહિ પેસવાનો હુકમ આપ્યો.

ચિત્ર સંભૂતિને રાજાનો હુકમ ઘણો આકરો લાગ્યો પણ તેમાં તેમનો ઉપાય ન હતો. એક દિવસ વાણારસીમાં કૌમુદિ મહોત્સવ હતો. લોકોના ટોળે ટોળાં ગીતગાન

ગાતાં નીકળ્યાં. શિયાળનો શબ્દ સાંભળી બીજું શિયાળ બોલી ઉઠે તેમ ચિત્રસંભૂત માથે બુરખો ઓઢી નગરમાં દાખલ થયા અને વીણા સ્વરે તેમણે પણ ગીત આરંભ્યું. તેમના ગીત આગળ સર્વનાં ગીત ઝાખાં થયાં. લોકોનાં ટોળેટોળાં તેમની આગળ જમા થયાં. તેમા કોઈ કૌતુકીને આ ગાનાર કોણ છે? તે જાણવાની ઇચ્છા જાગી. તેણે બુરખો ખેંચી કાઢયો. લોકોએ જોયું તો બુરખામાંથી બીજું કાંઈ ન નીકળતાં ચિત્ર અને સંભૂત નીકળ્યા. ક્ષણભર જેના ગાને માથા ધુણાવતા હતા તે લોકોએ 'અરે આ ચંડાલ! મારો! મારો! તેમણે આખું નગર અભડાવ્યું.' એમ કહેતા જેના હાથમાં જે આવ્યું તે લઈને મારવા લાગ્યા. કોઈએ પત્થર તો કોઈએ રોડાં, તો કોઈએ છૂટી લાકડીઓ તેમના તરફ ફેંકવા માંડી. અને આમ હડકાયા કુતરાની પેઠે મારતા લોકો તેમને નગર બહાર મૂકી આવ્યા.

ચિત્ર–સંભૂતના ગાત્ર લોકના મારથી ઢીલાં થયાં તેમ તેની સાથે તેમનાં મન પણ ઢીલાં થયાં. તેમને લાગ્યું કે 'લોકોને આપણી કળા પસંદ છે પણ આ શરીરમાં રહેલ હોવાથી ત્યાજ્ય છે. લોકોની દૃષ્ટિએ આપણાં શરીર ઘૃણા પાત્ર છે તો આપણે આ શરીરને રાખીને શું કામ છે?' તેમ વિચારી ઝંપાપાત કરવાના નિર્ણયે એક પર્વત ઉપર ચઢયા. તેવામાં તેમને એક [1]મહામુનિ મળ્યા. અને તેમણે કહ્યું કે 'ઝંપાપાતથી શરીરનો નાશ થશે. પણ કર્મનો નાશ થવાનો નથી. તેને માટે તો તપ તપી કલ્યાણ સાધી શરીરનો ત્યાગ કરો તે ઉત્તમ છે.' મુનિની આ વાત તેમને રૂચી અને તે સાધુ થયા. શરીર ઉપર મુદ્દલ દરકાર રાખ્યાવિના તેમણે છઠ્ઠ અઠ્ઠમ, વિગેરે દુસ્તપ તપી માસખમણ આરંભ્યું. આમ તપતપતા તેઓ બન્ને હસ્તિનાપુર નજીક આવ્યા.

એક વખત સંભૂતિ મુનિ માસખમણને પારણે હસ્તિનાપુરમાં ભિક્ષા માટે પધાર્યા. નમુચિએ તપઃકૃશ અને વેશ પરાવર્તન પામેલ હોવા છતાં તેમને તુર્તજ ઓળખી કાઢયા. પણ 'પાપાઃ સર્વત્ર શઙ્કિતાઃ' ન્યાયે તેના હૃદયમાં અનેક આશંકા કુશંકા થવા માંડી. તેને લાગ્યુ કે 'મારૂં સમગ્ર ચરિત્ર આ મુનિ જાણે છે. અને રખેને તે કોઈને વાત કરે તો મારી પ્રતિષ્ઠા અને આબરૂનું શું થાય?' તણે તુર્ત સેવકોને આજ્ઞા કરી કે "આ મુનિને ગળચી પકડી બહાર કાઢો.' સેવકોએ મુનિને ગળચી પકડી તિરસ્કાર પૂર્વક બહાર કાઢયા. અગ્નિથી શીતળ જળ પણ ઉષ્ણ થાય તેમ તે શાતમૂર્તિ મુનિ આ તિરસ્કારે ઉગ્ર બન્યા. અને તેમના મુખમાંથી જ્વાળાઓ કાઢતી તેજોલેશ્યા પ્રગટી. નગરલોકો ભય પામ્યા. સનત્કુમારચક્રી પણ આવી મુનિને પગે પડયો. અને વિનંતિ કરવા કરવા લાગ્યો કે 'હે ક્ષમાસાગર! મહામુનિ! આપ દયાળુ છો. અપકારી ઉપર પણ દયા રાખી આપ ક્ષમા આપો' આ વાતની ખબર ચિત્ર મુનિને પડી. અને તે પણ ત્યાં આવ્યા. તેમણે વિવિધ શાસ્ત્રવચનથી તેમને શાંત પાડયા. આ પછી મુનિને લાગ્યુ કે આ ક્રોધનું કારણ શરીર છે. કારણ કે આહાર લેવા જતાંજ ક્રોધનું કારણ થયુ. આમ વિચારી બન્ને મુનિ બાંધવોએ આહારનો ત્યાગ કરી અણસણ સ્વીકાર્યું.

૧ ઉપદેશમાળા વિગેરેમાં ઝંપાપાત કરવા ગયા ત્યારે 'તમે પડશો નહિ' તેમ આછળથી મુનિએ કહ્યું તેમ છે.

મુનિનો કોપ શાંત થયો પણ મુનિનો અપરાધ કરનાર કોણ ? તે શોધતાં રાજાને નમુચિનો પત્તો લાગ્યો. ચક્રીએ ફરી કોઈ અપરાધ ન કરે તે આશાએ નમુચિને ગળે પકડી મુનિ આગળ ધર્યો. પણ સંભૂતિમુનિએ મૃત્યુમુખમાં જતાં નમુચિને છોડાવ્યો. આમ છતાં કર્મચાંડાળ નમુચિને ચક્રીએ નગર બહાર કાઢી મૂક્યો.

એક વખત સનત્કુમાર ચક્રીની સ્ત્રીરત્ન સુનંદા પોતાની શોક્યો સાથે મુનિને વંદન કરવા આવી. સંભૂતિમુનિને વંદન કરતાં તેના વાળની લટ મુનિના ચરણે સ્પર્શી. મુનિનું ચિત્ત ક્ષોભાણું. અણુસણ કર્યા છતાં 'મારા તપના ફળથી આવતા ભવમાં આવું સ્ત્રીરત્ન મને મળે તો કેવું સારૂં' એવું નિયાણું કર્યું. આ વાતની ખબર ચિત્રમુનિને પડી. તેણે તેમને સમજાવ્યા અને કહ્યું કે 'મિથ્યાદુષ્કૃત કઈ ધ્યાન માર્ગે તમે તમારૂં મન વાળો' પણ આ સમજાવટ તેની વિષયેચ્છા આગળ નિષ્ફળ નિવડી. છેવટે બન્ને મુનિ બંધવો મૃત્યુ પામી સૌધર્મદેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

ચિત્રનો જીવ પહેલા દેવલોકમાંથી ચ્યવી પુરિમતાલ નગરમાં ધનાઢ્ય શેઠનો પુત્ર થયો. અને સંભૂતિનો જીવ ત્યાંથી ચ્યવી કાંપિલ્યનગરના બ્રહ્મરાજાની રાણી ચુલનીની કુક્ષિને વિષે ચૌદ સ્વપ્નસૂચિત સુવર્ણવર્ણવાળો બ્રહ્મદત્ત નામે રાજપુત્ર થયો. બ્રહ્મરાજાને પ્રાણથી અધિક કાશીનો રાજા કટક, હસ્તિનાપુરનો રાજા કણેરૂદત્ત, કોશળનો રાજા દીર્ઘ અને ચંપાનો રાજા પુષ્પચુલ એમ ચાર મિત્રો હતા. આ પાંચે જણુ પોતાના અંતઃપુર સહિત એકએક વર્ષ એક બીજાના નગરમાં રહેતા હતા. એક વખત આ પાંચે મિત્રો કાંપિલ્યનગરમાં આનંદપૂર્વક જીવન પસાર કરતા હતા. તેવામાં અચાનક બ્રહ્મરાજા શૂળથી મૃત્યુ પામ્યો. આથી ચારે મિત્રોએ વારાફરતી અહિં રહી બ્રહ્મદત્ત ઉંમરલાયક થાય ત્યાં સુધી રાજ્ય સાચવવાનું માથે લીધું. પ્રથમ વર્ષ આ કાર્ય દીર્ઘે સંભાળ્યું પણ દીર્ઘને ચૂલની સાથે રાજ્યકાર્યને અંગે વધુ પરિચય થતાં તે તેણીમાં આસક્ત બન્યો.

નાનો પણ બ્રહ્મદત્ત દીર્ઘ અને ચૂલનીનું આ દુશ્ચેષ્ટ સમજી ગયો હતો. તે એક વખત અંતઃપુરમાં કાગડો અને કોકિલાને લઇ ગયો. અને તેને મારતાં કહ્યું કે 'આ કાગડા અને કોકિલાની પેઠે જે માણુસો વ્યભિચાર કરશે તેને હું બરાબર શિક્ષા કરીશ.' બ્રહ્મદત્તની આ બાળચેષ્ટા દીર્ઘને આકરી લાગી. વિષયલુબ્ધ ચુલનીએ તેને નિર્ભય રહેવા કહ્યું અને જણાવ્યુ કે 'તમે ભય પામો નહિ એ તો બાળક છે.' સમય જતાં ફરી બ્રહ્મદત્ત ભદ્રજાતની હાથિણી સાથે હલકા હાથીને લાવી કહેવા લાગ્યો કે 'આવા અપરાધ કરનારને હું જીવતો હણી નાંખીશ.' દીર્ઘને હવે ધીરજ રહી નહિ. તેણે ચૂલનીને કહ્યું 'કાં તો બ્રહ્મદત્ત નહિ નહિતર હું નહિ.' ચૂલનીએ કહ્યું 'પુત્ર જેવા પુત્રને હું માતા થઈ કેમ ઘાત કરૂં ?' કામીદીર્ઘે કહ્યું 'હું હોઈશ તો તારે ઘણા પુત્ર થશે.' વિષયવિહ્વળ ચૂલની છેવટે નરમ પડી અને તેણે કહ્યું કે 'લોકોમાં આપણી નિંદા ન થાય તેવી કોઈ યુક્તિપૂર્વક આ કામ પાર પાડીશું.' આ પછી ગુપ્ત રીતે એક લાક્ષાગૃહ બનાવ્યુ અને બ્રહ્મદત્તના લગ્ન પછી જ્યારે તેમાં તે સૂઇ રહે ત્યારે તેને ફુંકી મારવાની

ગોઠવણ કરી. આ સુગુપ્ત વાત રાજભક્ત ધનુમંત્રીના ખ્યાલમાં આવી ગઇ. આથી તેણે વૃદ્ધાવસ્થાનુ બહાનું કાઢી દીર્ઘ પાસેથી રજા લઇ એક દાનશાળા કાઢી ધર્મકાર્યમાં પરોવાયો. અને કોઇ ન જાણે તેવી રીતે લાક્ષાગૃહથી બહાર નીકળતું એક ગુપ્ત ભોંયરૂં બનાવ્યું. તેમજ પોતાના પુત્ર વરધનુને બ્રહ્મદત્તની રક્ષા માટે સર્વ વાતની ભલામણ પૂર્વક તેની પાસે રાખ્યો.

સારા મુહૂર્તે બ્રહ્મદત્તનાં પુષ્પચુલ રાજાની પુત્રી પુષ્પવતી સાથે લગ્ન થયાં. વરવધૂને મોકલવાની વખતે અગાઉથી ધનુમંત્રી દ્વારા જાણ કરાએલ હોવાથી પુષ્પચુલે પોતાની પુત્રીને બદલે દાસીને મોકલી. વરવધૂ લાક્ષાગૃહમાં ઘસઘસાટ સૂતાં માની દીર્ઘ અને ચૂલનીના સેવકોએ લાક્ષાગૃહ સળગાવ્યુ. બ્રહ્મદત્ત આ શું તેમ વિચારે છે તેટલામાં વરધનુએ એક પત્થર ઉપર પાટુ મારી તેને દૂર કરી ભોંયરા દ્વારા બ્રહ્મદત્ત સાથે બહાર નીકળ્યો. અને તેને ટુંકમાં દીર્ઘ અને તેની માતાના દુશ્ચેષ્ટિતની અને પોતાના પિતાએ બનાવી રાખેલ ભોંયરાની વાત કહી. આ પછી બન્ને જણાએ માથું મુંડાવી ગુરૂશિષ્ય થઇ બ્રાહ્મણનો વેષ ધરી એક ગામમાં પેઠા. અહિં જાણે તેમની અગાઉથી રાહ ન જોઈ રહ્યો હોય તેમ એક બ્રાહ્મણે તેમનો સત્કાર કર્યો. અને તેની બન્ધુમતિ કન્યા આપી. એક દિવસ રહી બ્રહ્મદત્ત અને વરધનુ ઉપડ્યા. તેવામાં તેમને ખબર પડી કે 'દીર્ઘને ખબર પડી ગઈ છે કે બ્રહ્મદત્ત અને વરધનુ નાસી છૂટ્યા છે. અને તેણે તેના સેવકોને તેમને પકડવા ઠેરઠેર મોકલ્યા છે.' આથી બ્રહ્મદત્ત અને વરધનુ મુખ્ય માર્ગ છોડી અટવી માર્ગે વળ્યા. આ અરસામાં બ્રહ્મદત્ત તૃષાતુર થવાથી પાણી માટે વરધનુ ફાંફાં મારતો હતો. તેવામાં દીર્ઘના સૈનિકોએ તેને ઓળખી પકડી બાધ્યો. બ્રહ્મદત્ત ત્યાંથી નાસી છૂટયો. અને એક ઋષિના આશ્રમે આવ્યો. ઋષિએ તેના સમાચાર પૂછતાં બ્રહ્મદત્તે સર્વ યથાતથ્ય વાત કહી. એટલે ઋષિએ કહ્યું 'બ્રહ્મદત્ત! હું તારા પિતાનો લઘુ બંધુ છું નિઃશંક અહિં રહે અને તારો કાળ નિર્ગમન કર. બ્રહ્મદત્ત પિતૃગૃહની પેઠે ત્યાં રહ્યો. અને ત્યાં રહી શસ્ત્ર, શાસ્ત્ર અને અસ્ત્ર વિગેરે વિદ્યાઓ શિખ્યો.

એક વખત બ્રહ્મદત્ત તાપસોની સાથે જંગલમાં ફળાદિક લેવા નિકળ્યો. અહિં તેણે એક મદોન્મત્ત હાથીને દેખ્યો. તાપસકુમારો નાઠા. પણ નિડર બ્રહ્મદત્ત તેની સામે ગયો. અને તેને વિવિધ કલાવડે વશ કર્યો. આ અરસામાં આકાશમાં મેઘ જામ્યો. અને અને વરસાદ આરંભાયો. બ્રહ્મદત્ત હસ્તિ ઉપર આરૂઢ થઈ જંગલની નદી ઓળંગી સામે કાંઠે આવ્યો. ત્યાં તેણે એક ઉજ્જડ નગર દેખ્યું. નગરની અંદર એક વંશજાળ પાસે સુની પડેલી તલવારને ઉપાડી બ્રહ્મદત્તે વંશજાળ ઉપર ઘા કર્યો તેવામાં તો ત્યાં તેણે એક સાધકનુ શબ જોયું. કુમાર દીલગીર થઇ આગળ ચાલ્યો. ત્યાં એક દેવકન્યા સરખી કન્યાને જોઇ. કન્યાને જોતાં બન્ને પરસ્પર મુગ્ધ બન્યાં. કન્યાને તેણે પૂછયું કે 'તું કોણ છે અને અહિં શા માટે રહે છે?' તેણે કહ્યું 'હું પુષ્પચૂલ રાજાની પુષ્પવતી નામની પુત્રી છું. મારા પિતાએ મને બ્રહ્મદત્તને આપી છે પણ હું બ્રહ્મદત્તને ત્યાં જાઉં તેટલામાં તો નાટયોન્મત્ત નામનો વિદ્યાધર મને હરી ગયો. અને અહિં પોતાની વિદ્યાસાધના પૂર્ણ થાય ત્યાં સુધી

રાખી વંશજાળમાં વિદ્યા સાધે છે. બ્રહ્મદત્તે હસીને કહ્યું 'તે વિદ્યાધર તો મારે હાથે મૃત્યુ પામ્યો છે અને હું બ્રહ્મદત્ત છું. બન્ને પરસ્પર ઇચ્છિત પામી ગાંધર્વલગ્ન કરી સુખમગ્ન બન્યાં.

બ્રહ્મદત્ત અને પુષ્પવતી પોતાનો સમય પસાર કરે છે તેવામાં કોઇક સ્ત્રીઓનો અવાજ સંભળાયો. બ્રહ્મદત્ત બેઠો થયો. તેણે પુષ્પવતીને પૂછ્યું કે 'આ કોનો અવાજ છે?' પુષ્પવતીએ કહ્યું 'હે નાથ! નાટ્યોન્મત્તની ખંડા અને વિશિખા નામની બે બહેનોનો અવાજ છે. તે બહેનો આજે તેમના ભાઇનાં લગ્ન કરવા માટે લગ્ન સામગ્રી લઇને આવી છે. પણ તેમને ખબર કયાં છે કે 'લગ્ન કરનાર ભાઇ તો પરલોક સિધાવ્યો છે.' હું તેમની આગળ આપના ગુણ વર્ણવી તેમનો ભાવ જાણી લઉં કે તેમને તમારા ઉપર રાગ છે કે હડાહડ દ્વેષ. રાગ હશે તો હું તમને લાલ ધજા કરીશ અને દ્વેષ હશે તો સફેદ ધજા કરીશ' થોડીવારે સફેદ ધજા ઉંચી થઈ. બ્રહ્મદત્ત સમજ્યો કે 'નિસ્નેહ સાથે સ્નેહ બાધીને શું લાભ?'

બ્રહ્મદત્ત ત્યાથી ચાલતો થયો. અને માનસ સરોવરના કાંઠે આવ્યો. સરોવરમાં ન્હાઈ કુમાર આગળ વધે તેટલામાં તેણે એક સુંદરીને દેખી. બન્નેની કીકીઓ પરસ્પર મળી. અને તેમાંથી પરસ્પર અનુરાગ બંધાયો. કુમાર દેવરૂપ કન્યાનો વિચાર કરે છે તેટલામાં તો એક દાસી આવી અને કહેવા લાગી કે ' હે કુમાર! તમે મારી સાથે ચાલો.' કુમાર તેની પાછળ ચાલ્યો. દાસી કુમારને પલ્લીપતિરાજાના નાગદત્ત મંત્રી પાસે લઇ ગઇ. અને કહ્યું કે ' શ્રીકાંતા રાજકુમારીએ આ મહાભાગને પોતાના પતિ તરીકે પસંદ કર્યો છે.' મંત્રી બ્રહ્મદત્તને રાજા પાસે લઈ ગયો. રાજાએ કાંઈ પૂછપરછ કર્યા વિના શ્રીકાંતા સાથે બ્રહ્મદત્તનાં લગ્ન કરાવ્યાં અને તેને જુદો આવાસ આપી પ્રાણથી અધિક ગણી ત્યાં રાખ્યાં. કુમારે પત્નીને પલ્લીપતિ સંબંધી વૃત્તાંત પૂછયો. ત્યારે શ્રીકાતાએ કહ્યું કે ' મારા પિતા વસંતપુરના રાજા શબરસેનના પુત્ર છે. પણ જ્યારે તે ગાદી ઉપર આવ્યા ત્યારે તેમનાં ગોત્રીઓ તેમને હેરાન કરવા માંડયા, આથી કંટાળી તે આ પ્રદેશને સ્વાધિન કરી પોતાનો નિર્વાહ કરે છે. હું યૌવનવયને પામી ત્યારે મને કહ્યું કે ' તું કોઈ પણ યોગ્ય વરને શોધી કાઢીશ તો હું તને તેમાં અનુમતી આપીશ. આથી મેં તમને આજે શોધી કાઢયા છે.'

સમય જતાં પલ્લીપતિ સાથે બ્રહ્મદત્ત પણ એક ગામ લૂંટવા ગયો. ત્યાં અચાનક વરધનુનો ભેટો થયો તે પ્રથમ તો બ્રહ્મદત્તને પગે વળગી ડુસકે ડુસકે રોવા માંડયો. ત્યારબાદ વરધનુ કહેવા લાગ્યો કે ' હે પ્રાણપ્રિય મિત્ર! હું તમારે માટે પાણી લઇ આવતો હતો. તેવામાં દીર્ઘના સૈનિકોએ મને પકડયો. અને કહ્યું કે ' તું બ્રહ્મદત્તને બતાવ.' મેં કહ્યું કે ' બ્રહ્મદત્તને વાઘ ખાઇ ગયો છે.' તેઓએ મને તે સ્થાન બતાવવા કહ્યું. હું તેમને લઇ તમે જે સ્થળે હતા તે સ્થળે આવ્યો અને તમને સંજ્ઞા કરી ભગાડયા' આ પછી મુખમાં ગુપ્ત રીતે ગુટિકા નાખી હું નિશ્ચેષ્ટ થઇ ભૂમિ ઉપર પડયો. થોડો વખત તેમણે મને ઢંઢોળ્યો. પણ પછી તેમને લાગ્યું કે આ મરી ગયો છે. તેથી મને મુકી ચાલતા થયા. તેમના ગયા બાદ મેં મોંમાંથી ગુટિકા કાઢી. અને તમને શોધવા જ્યાં ત્યાં

ફરવા લાગ્યો. તેવામાં એક તાપસે મને સમાચાર આપ્યા કે ' લાક્ષાગૃહ બળ્યા બાદ દીર્ઘે તપાસ કરી તો તેમાંથી એકજ મૃતક નીકળ્યું. દીર્ઘ ચમક્યો. અને તેણે તમારી અને બ્રહ્મદત્તની તપાસ આરંભી. તેમજ તમારા પિતા ધનુને પકડવા સૈનિકો મોકલ્યા. આગમચેતી ધનુમંત્રી અદશ્ય થઇ ગયો પણ તમારી માતા પકડાઇ ગયાં. ક્રોધિત દીર્ઘે તેને હાલ ચંડાળના પાડામાં રાખી છે. હુ ત્યાં ગયો અને ગુટિકા પ્રયોગથી તેને નિશ્ચેષ્ટ બનાવી. આ રક્ષકો તેને મૃત્યુ પામેલી માની બાળવા જતા હતા. તેવામાં મેં સાધકનુ રૂપ કરી મૃતક માંગ્યું. તેમણે તે મને આપ્યુ. એટલે મેં થોડીવારે ગુટિકા કાઢી માતાને હતાં તેવાં બનાવ્યાં. અને પિતાના મિત્ર દેવશર્માને ઘેર સ્થાપ્યા. આ પછી હું તમારી શોધ કરતો ફરતો હતો. તેવામાં હે મિત્ર! તમે મને મળ્યા.' બ્રહ્મદત્ત પણ પોતાનો વૃત્તાંત કહે છે તેવામાં તો કોઇ પુરૂષે તેમણે તે મને દીર્ઘના સૈનિકો તમારી શોધ માટે આવ્યા છે. તેવા સમાચાર આપ્યા. એટલે તેઓ નાઠા. અને કોશાંબી નગરે આવ્યા.

કોશાંબી નગરના ઉદ્યાનમાં શ્રેષ્ઠિ પુત્ર સાગર અને બુદ્ધિલ પોતાનો કુકડો લડાવતા હતા. બુદ્ધિલનો કુકડો જાતિવાન ન હોવા છતાં સાગરના કુકડાને જીતી જતો હતો. લોકોના ટોળા સાથે બ્રહ્મદત્ત આ કુકડાનું યુદ્ધ જોવા મિત્ર સહિત થોભ્યો. અને તેણે બુદ્ધિલના કુકડાના પગમાં ગુપ્ત રીતે રાખેલ સોય બતાવી કાઢી નંખાવી કે તુર્ત સાગરનો કુકડો જીતી ગયો. સાગર જીતાડનાર બ્રહ્મદત્તને પોતાને ત્યાં લઈ ગયો. તેવામાં વત્સા નામની તાપસી આવી વરધનુને કહેવા લાગી કે ' આ નગરના શેઠની પુત્રી રત્નાવળી બ્રહ્મદત્તને જોયા પછી બેચેન બની છે. અને તેણે મારી દ્વારા બ્રહ્મદત્તને વરવા આ પત્ર મોકલ્યો છે. વરધનુએ તેનો સ્વીકાર કર્યો. તેવામાં દીર્ઘના સૈનિકો બ્રહ્મદત્તને શોધવા સાગરના ખ્યાલમાં આવ્યા. તેણે ગુપ્ત રીતે રત્નાવળી સાથે બન્ને મિત્રોને ભોંયરામાં ધકેલ્યા, અને ત્યાંથી ગુપ્ત માર્ગે રવાના કર્યા.

રાત્રિનો સમય હતો. અંધાર ચારે બાજુ છવાયુ હતું કેટંક સુકંટ ચોરના ભયવાળાં જંગલમાંથી એક રથ પસાર થતો હતો. આ રથમાં બહાર વરધનુ રથ હાંકતો હતો. અને અંદર રત્નાવળી સાથે બ્રહ્મદત્ત ઘસઘસાટ ઉંઘતો હતો. થોડીવારે અચાનક જાગી બ્રહ્મદત્તે જોયું તો રથ હાંકનાર બ્રહ્મદત્તની નજરે ન પડયો. તે સફાળો બેઠો થયો અને ધોંસરી આગળ પહોંચ્યો. તો લોહીથી તેના હાથ ખરડાયા. બ્રહ્મદત્તને લાગ્યું કે જરૂર વરધનુ મૃત્યુ પામ્યો. તે રડી ઉઠયો, અને વરધનુ વરધનુ એમ બુમો પાડવા લાગ્યો. રત્નાવળીએ પતિને આશ્વાસન આપતાં કહ્યું ' જંગલની સામે મગધપુરમાં મારા કાકા રહે છે. ત્યાં જઇ તપાસ કરશું ' બ્રહ્મદત્તે આગળ પ્રયાણ કર્યું. જંગલ પાર થતાં એક ગામના અધિપને વરધનુની તપાસ કરવા કહ્યું. તેણે ઘણી તપાસ કરી પણ વરધનુનો પત્તો ન લાગ્યો. તે રાત્રિએ પાછલા પહોરે ચોરોએ ગામમાં ધાડ પાડી. બ્રહ્મદત્તે ચોરોને મારી હઠાવી ગામની રક્ષા કરી.

આ પછી બ્રહ્મદત્ત રાજગૃહીમાં આવ્યો; ત્યાં તેને દેખી ગોખે બેઠેલી સ્ત્રીઓ કહેવા

લાગી કે 'હે નાથ! અમોને છોડી ક્યાં ચાલ્યા જાઓ છો.' બ્રહ્મદત્તે કહ્યું 'મેં તમારો સ્વીકાર ક્યારે કર્યો અને છોડી ક્યારે?' સ્ત્રીઓએ કહ્યું 'અમે ખંડા વિશિખા નામની બે વિદ્યાધરીઓ છીએ. પુષ્પવતીએ અમને તમારા રૂપ-પરાક્રમની વાત કરી અનુરાગી બનાવી પણ તેણે ઉતાવળથી લાલ ધજાને બદલે સફેદ ધરી. તેથી તમે ચાલ્યા ગયા. અમે તમારી ખુબ તપાસ કરી પણ પત્તો ન લાગ્યો. એટલે અહિં રહેલ છીએ' બ્રહ્મદત્ત ગાંધર્વ વિવાહથી તેમને પરણ્યો. રાત રહી તેમને કહ્યું કે 'હાલ તમે પુષ્પવતી પાસે રહો. અને હું રાજ્ય મેળવીશ ત્યારે તમને બોલાવી લઇશ.' તુર્ત આવાસ અને સ્ત્રીઓ અંતર્ધાન થઈ. આ પછી બ્રહ્મદત્તે રત્નાવળીની તપાસ કરી તો તે ન જણાઇ, તેથી લોકોને પૂછતાં ખબર પડી કે તે તમારી રાહ જોઇ થાકી રડતી હતી. તેથી અમે મગધપુરમાં તેના કાકાને ત્યાં રાખી છે. બ્રહ્મદત્ત તેના કાકા ધનાવહને ત્યાં ગયો તેણે તેને રત્નાવળી ધામધૂમથી પરણાવી.

વરધનુ નહિ મળવાથી બ્રહ્મદત્ત હરહંમેશાં ચિંતાતુર રહેતો હતો. ઘણી ઘણી તપાસ પછી તેણે માન્યું કે 'વરધનુ જરૂર મૃત્યુ પામેલો.' આથી તેના પૂન્ય નિમિત્તે તેણે બ્રાહ્મણોને દાન દેવા માંડયું. આમાં વરધનુ બટુક થઈ દાન લેવા આવ્યો. બ્રહ્મદત્ત તેને ઓળખી ગયો અને ભેટી પડયો. વરધનુએ પોતાનું વીતક વૃત્તાંત જણાવતાં કહ્યું કે 'તે પલ્લીમાં ચોરોના બાણથી હું રથ ઉપરથી ઉછળી ઘાસમાં પડયો. થોડા સમયે ભાન આવ્યું એટલે ગુપ્ત રીતે જંગલ પસાર કરી તમારી શોધ કરતો અહિં આવ્યો છુ.' બ્રહ્મદત્તે પણ પોતાની વીતક કહી.

મગધપુરમાં બ્રહ્મદત્તે હાથીના ઝપાટામાં આવી પડેલ શ્રેષ્ઠિ પુત્રી શ્રીમતીને બચાવી. આથી રંજિત થઈ ત્યાંના રાજાએ પોતાની પુત્રી બ્રહ્મદત્તને શ્રીમતી સાથે આપી. અહિં વરધનુને મંત્રીપુત્રી નંદા સાથે પરણાવવામાં આવ્યો.

ફરતા ફરતાં બ્રહ્મદત્ત પિતાના મિત્ર વાણારસીના રાજા કટકને ત્યાં આવ્યો. દીર્ઘને આ સમાચાર મળતાં તેણે દૂત મોકલી બ્રહ્મદત્તને પોતાને હવાલે કરવા માગણી કરી. કટકે તેનો તિરસ્કાર કર્યો. આથી બ્રહ્મદત્ત અને દીર્ઘ વચ્ચે ખુનખાર યુદ્ધ જામ્યું. ચૂલની આ યુદ્ધના સમાચાર સાંભળી લાજી ઉઠી. તેને ભાન થયું કે 'દુનીયામાં અધમમાં અધમ માણસને ન શોભે તેવું કાર્ય કરી મેં મારી જાત-કુળ અને પિતૃકુલને લજાવ્યું છે.' વૈરાગ્ય પામી તેણે દીક્ષા અંગીકાર કરી આકરા કુકર્મના ક્ષય માટે આકરો તપ કર્યો. અને છેવટે મુકિત પામી.

આ યુદ્ધમાં સૈનિકોના યુદ્ધ બાદ દીર્ઘ પોતે સામે આવ્યો. પણ પૂણ્ય પ્રબળતાથી બ્રહ્મદત્તના હાથમાં તુર્ત દૈવી ચક્ર આવી ઉભું રહ્યું. બ્રહ્મદત્તે તે ચક્રને દીર્ઘ ઉપર મુકતાં દીર્ઘ જમીન ઉપર ઢળી પડયો. યુદ્ધમાં બ્રહ્મદત્તનો જયજયકાર ફેલાયો. વર્ષો બાદ બ્રહ્મદત્તે પિતાના નગરમાં પ્રવેશ કર્યો. સાચા રાજ્યવારસને મેળવી પ્રજાએ આનંદ પામી તેનો સત્કાર કર્યો. ત્યારબાદ બ્રહ્મદત્તે ચૌદ રત્ન મેળવ્યાં, છ ખંડ સાધ્યા અને સમગ્ર રાજાઓનો

રાજેશ્વર બની ચક્રવર્ત્તિ થયો તે ચોસઠ હજાર સ્ત્રીઓ પરણ્યો. તેમાં કુરૂમતીને પટરાણી તરીકે સ્થાપી.

એક વખત એક ગરીબ બ્રાહ્મણ બ્રહ્મદત્તને ચક્રી થયો જાણી તેને દ્વારે આવ્યો. આ-રક્ષકોએ તેને રાજદ્વારમાં પ્રવેશ કરવા ન દીધો. આથી બ્રાહ્મણે જુના જોડાનું તોરણ કર્યું. ચક્રી મહોત્સવ બાદ બહાર નીકળ્યા. ત્યારે જુના જોડાનું તોરણ જોઈ પૂછ્યું કે 'મેં પાંદડા પુષ્પના તોરણ તો ઘણાં જોયાં છે. પણ જોડાનું તોરણ કરનાર આ કોણ છે ?' સેવકોએ કહ્યું 'એક બ્રાહ્મણ આપનુ નામ રટતો બાર વર્ષથી આપને ઝંખે છે.' બ્રહ્મદત્તે તેને બોલાવી પૂછ્યું કે 'શું કામ છે ?' ત્યારે બ્રાહ્મણે કહ્યું 'રાજેશ્વર ! આપ વૈભવ પામી ભૂલી ગયા છો પણ આપની નાસભાગમાં તમારી સાથે રખડવામાં મારા જોડાનાં તળીયાં ઘસાઇ તુટી ગયાં છે' બ્રહ્મદત્તે તેને મિત્ર તરીકે ઓળખ્યો. રાજસભામાં બોલાવ્યો. અને કહ્યું કે 'તારે જોઈએ તે માગ' તેણે કહ્યું 'મારે કાંઇ બીજી જરૂર નથી. પહેલા દિવસે તમારે ઘેર અને પછી બીજે એમ મને રોજ ક્રમસર ભોજન મળે એટલે મારે સર્યું.' રાજાએ હા કહી પણ એક વખત ચક્રીને ત્યાં જમ્યા પછી એનો ફરી વારો ન આવ્યો તે નજ આવ્યો.

ચક્રવર્તિપણાના સુખને ભોગવતા બ્રહ્મદત્ત પોતાના દિવસો પસાર કરે છે. તેવામાં એક વખત સભાને મ્હેંકાવતો પુષ્પકંદુક જોઇ રાજા વિચારમાં પડયો. અને આવો કંદુક મેં ક્યાંક જોયો છે તેવા ઉહાપોહમાં રાજા ભાન ભૂલ્યો. અને મૂર્છા પામ્યો. થોડીવારે સ્વસ્થ થતાં રાજાને પૂર્વના પાંચ ભવની સ્મૃતિને જગાવનાર જાતિસ્મરણ જ્ઞાન થયું. તે બોલી ઉઠયો કે 'આવો દડો મેં પૂર્વે સૌધર્મ દેવલોકમાં જોયો હતો પણ પાંચે ભવોમાં સાથે રહેનાર મારો બાંધવ હું કયાંથી મેળવું ?'

રાજાએ 'दासौ मृगौ मरालौ चांडालौ त्रिदशौ तत' આ અર્ધ શ્લોકની પાદપૂર્તિ જે કરશે તેને હું અર્ધરાજ્ય આપીશ તેવી ઉદ્‌ઘોષણા કરી. ઠેર ઠેર જતે દિવસે આ પંક્તિ પ્રસિદ્ધિ પામી. ગાયોના ગોવાળો, કોશ હાંકનાર ખેડૂતો અને રસ્તે જતા છોકરાઓ પણ 'दासौ मृगौ मरालौ' ગાવા લાગ્યા.

આ અરસામાં ચિત્રનો જીવ સૌધર્મ દેવલોકમાંથી ચ્યવી પુરિમતાલ નગરમાં શેઠને ત્યાં પુત્રપણે જન્મ્યો હતો. ત્યાં તેણે જાતિસ્મરણ જ્ઞાન પામી દીક્ષા અંગીકાર કરી. વિહાર કરતા કરતા આ મહામુનિ કાંપિલ્યનગરના ઉદ્યાનમાં પધાર્યા. કાઉસગ્ગ ધ્યાને રહેલ મુનિના કાનમાં 'दासौ मृगौ' ની પંક્તિ પડી. કાઉસગ્ગ પાળ્યા બાદ તેના ઉતરાર્ધ 'एषा नौ षष्ठिका जातिरन्योरन्यं वियुक्तयो કહી પાદપૂર્તિ કરી. કોશવાહકે રાજાને મુનિએ પૂરેલ પૂર્તિની બીના જણાવી. ઉમળકાભેર બ્રહ્મદત્ત ત્યાં આવ્યો. અને છ છ ભવ સુધીના બાંધવને જોઇ નમીને આનંદ પામવા લાગ્યો. મુનિએ દેશના આરંભી અને જણાવ્યું 'હે રાજા ! તેં બહારના શત્રુઓને જીત્યા પણ હવે આંતર શત્રુને જીતી સ્વકલ્યાણ સાધ' ચક્રીએ કહ્યું 'તપના બળે મળેલ આ રાજ્યલક્ષ્મીનો આપ મારી પેઠે ઉપયોગ કરી મારા

બાંધવ બની રાજ્યલક્ષ્મીના ભાગીદાર બનો.' મુનિએ કહ્યું 'રાજન્ ! ભવોભવ રખડાવનાર તારી ઋદ્ધિ છે. જ્યારે અમારે જ્ઞાન દર્શન ઋદ્ધિ ભવોભવ તારનાર છે. મુનિએ ચક્રીને ધર્મ માર્ગે વાળવા ઘણો પ્રયત્ન કર્યો. પણ સાતમી નરકે જનાર બ્રહ્મદત્તને ભાઈ ઉપરના પ્રેમ સિવાય બીજો ધર્મપ્રેમ ન જાગ્યો તે ન જ જાગ્યો.

એક વખત ચક્રી યવનરાજ તરફથી ભેટ મળેલ અશ્વ ઉપર આરૂઢ થયો. કે તુર્ત તે અશ્વ ચક્રીને જોતજોતામાં અટવીમા લઈ ગયો. ચક્રી ઘોડા ઉપરથી ઉતરી વનલક્ષ્મી નીહાળે છે તેવામાં તેણે એક રૂપવતી કન્યા જોઈ. આ કન્યા સંબંધી વધુ વિચાર કરે તેવામાં તો તેણે નાગણીનુ રૂપ કર્યું. અને બીજા ગોનસ નાગ સાથે ભોગ ભોગવવા લાગી. રાજાને આ કૃત્યથી સ્ત્રી ઉપર ક્રોધ ઉપજ્યો અને તેને ચાબુકથી ફટકારી. નાગ કન્યા ક્રોધિત થઈ પતિને કહેવા લાગી કે 'બ્રહ્મદત્તે મારી પાસે દુષ્ટ વાસનાની માગણી કરી. મેં ન સ્વીકારી તેથી તેણે મારા ઉપર પ્રહાર કર્યો.' નાગરાજ પ્રિયાનું ઉપરાણું લઈ અટવીમાંથી પાછા ફરેલ ચક્રીને ત્યાં આવ્યો. આ વખતે ચક્રી પોતાની પ્રિયાને નાગ કન્યાની ગોનસ સાથેના ભોગની વાત કરી રહ્યો હતો. નાગ તુર્ત સમજી ગયો કે 'બ્રહ્મ-દત્ત નિર્દોષ છે. અને પત્ની દુષિત છે' નાગદેવ પ્રગટ થયો. અને ચક્રીને કહ્યું 'તું માગે તે આપું' ચક્રીએ કહ્યું 'મારે કાંઈ જોઈતુ નથી. મારે જોઈએ છે માત્ર મારા રાજ્યમાં વ્યભિચાર, ચોરી કે અપમૃત્યુનો નાશ.' નાગે કહ્યુ 'આ માગણી તો પરોપકારી થઈ. તું મારી પાસે અંગત માગણી કર.' નાગના અતિ આગ્રહથી બ્રહ્મદત્તે પશુ પક્ષીની ભાષા સાંભળી સમજી શકવાની માગણી કરી. નાગે તે વરદાન કોઈને નહિ કહેવાની શરતે આપ્યુ. અને જણાવ્યુ કે તું કોઈને આ વાત કરીશ તો મૃત્યુ પામીશ. આ પછી નાગદેવ અંતર્ધાન થયો.

બ્રહ્મદત્ત ચક્રી એક વખત સ્ત્રી સાથે આનંદમગ્ન છે તે વખતે તેની નજર ગૃહ-ગોધાના યુગલ ઉપર પડી. આ યુગલમાં ગૃહગોધા પુરૂષગૃહગોધને કહેતી હતી કે 'આ રાજાના અંગવિલેપનમાથી મને થોડું અંગવિલેપન લાવી આપ.' ગૃહગોધે કહ્યું 'આ નાની સુની વાત નથી. તે લેવા જતાં જીવ જોખમમાં પડે તેનો તને ખ્યાલ છે કે નહિ ?' ગૃહગોધાએ કહ્યું 'ગમે તે થાય પણ મારે જરૂર છે.' રાજા આ સાંભળી જોઈ હસ્યો. રાણીએ રાજાને અચાનક હસવાનું કારણ પૂછ્યું. અને કહ્યું કે 'નાથ ! શાથી હસ્યા તે કહો' રાજા કહે છે કે 'હસવાનું કારણ કહેતાં મારૂં મૃત્યુ થાય તેમ છે.' રાણી કહે કે 'ભલે થાય પણ મને તો શાથી હસ્યા તે કહેવું પડશે. મૃત્યુ થશે તો આપણે સાથે મરીશું અને પરભવમાં સાથે જન્મીશું.' રાજા કહે 'ગાંડી ન થા. કહેવામાં કાંઈ સાર નથી.' રાણી જીદે ચડી. અને મરવા તૈયાર થઈ. સ્ત્રીપરવશ રાજા નગર બહાર ચિતા રચાવી રાણી સાથે ત્યાં આવ્યો. નગરજનો અને પ્રધાનો આંસુ સાથે ઉભા રહ્યા. આ અરસામાં કુળ-દેવીએ ગેંડા ગેંડીનું રૂપ કર્યું. અને ગેંડીએ ગેંડાને કહ્યું 'આ સામા પટેલા જવના ઢગલામાંથી એક પુળો મને લાવી આપ.' ગેંડાએ કહ્યું 'ચક્રીના અશ્વ માટેનો એ પુળો છે. તે લેવા જતાં મારૂં મૃત્યુ થાય.' ગેંડી કહે 'જો તે નહિ લાવો તો હું મૃત્યુ પામીશ'

ગેંડાએ જવાબ આપ્યો કે ' કાલે મૃત્યુ પામતી હોય તો આજે પામ. તું મરીશ એટલે હું બીજી લાવીશ. હું કાંઈ બ્રહ્મદત્ત જેવો મૂર્ખો નથી કે જેને ચોસઠ હજારસ્ત્રીઓ હોવા છતાં એક સ્ત્રીની હઠ ખાતર મરવા તૈયાર થયો છે.' ગેંડાગેંડીની ભાષા સમજી 'ચક્રીનું ભાન ઠેકાણે આવ્યું'. અને તે પોતાના આવાસે પાછો ફર્યો. પ્રજા આનંદ પામી અને કહેવા લાગી કે ' સ્ત્રીના હઠાગ્રહને વશ થનાર પુરૂષ નાશ પામે છે. '

આમ બ્રહ્મદત્ત ચક્રીએ સાતસો વર્ષ પૂર્ણ વૈભવથી પસાર કર્યાં. તેવામાં એક વૃદ્ધ બ્રાહ્મણે કુટુંબ સહિત તેના ભોજનની માગણી કરી. રાજાએ હા પાડી. ચક્રીના આહારે તેને ઉન્માદ જગાવ્યો. રાત્રે તે ભાન ભુલી સ્ત્રી–પુત્રવધૂ–કે છોકરીનો પણ વિચાર કર્યા વિના સૌ સાથે ભોગાસક્ત બન્યો. ચક્રીઅન્ન જીર્ણ થતાં નશો ઉતર્યો અને તેને પોતાના અવિવેક માટે લજ્જા ઉપજી. પોતાની ભૂલનો વિચાર ન કરતાં બ્રાહ્મણને ચક્રીપ્રત્યે વૈર જાગ્યું. અને ગોવાળ પુત્ર કે જે નિશાન તાકવામાં હોંશીયાર હતો તેને સાધી એ કાંકરા વડે બ્રહ્મદત્તની આંખો ફોડી નંખાવી.

શૂરવીર અને હજારોને થકવનાર બ્રહ્મદત્તના ગોવાળના બે કાંકરાએ નેત્ર ગયાં. ચક્રીના આરક્ષકોએ ગોવાળ બાળકને પકડયો. ત્યારે તેણે આ કામ માટેના ખરા ગુનેગાર બ્રાહ્મણને બતાવ્યો. અંધ બ્રહ્મદત્તે બ્રાહ્મણનો સહકુટુમ્બ નાશ કર્યો. એટલુંજ નહિ પણ દરરોજ બ્રાહ્મણોની આંખોનો થાળ પોતાની આગળ ધરવાનું મંત્રીઓને ફરમાવ્યું. વિચક્ષણ દયાળુ મંત્રીઓ રાજાની આગળ આંખના જેવાં શ્લેષ્માતક ફળનો થાળ ધરતા. રાજા બ્રાહ્મણોની આંખો માની દાંત પીસી ફોડતો. આમ સોળ વર્ષ સુધી મનથી ઘોર પાપ કરતો ધર્મવિહીન બ્રહ્મદત્ત મૃત્યુ પામી સાતમી નરકે ગયો.

બ્રહ્મદત્ત ચક્રવર્તિ અઠયાવીશ વર્ષ કુમારવયમાં, છપ્પન વર્ષ માંડલિકપણામાં, સોળ વર્ષ ભરતક્ષેત્રને સાધવામાં અને છસો વર્ષ ચક્રવર્તિપણામાં એમ કુલ સાતસો વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવી સાતમી નરકે ગયો.

ચૌદ રત્નો, ચોસઠ હજાર સ્ત્રીઓ અને સોળ હજાર યક્ષો ન તો તેને નરકે જતાં બચાવી શકયા, કે ન તો તેની વેદનાનું રક્ષણ કરી શકયા. અંતે બે બાંધવોમાંથી એક બાંધવ ધર્મચક્રી બની મુક્તિ પામ્યો. બીજો બાંધવ ષટ્ખંડ સાધી ચક્રી બની સાતમી નરકે સિધાવ્યો અને આમ સદા માટે બાંધવતાનો અંત આવ્યો.

શ્રી બ્રહ્મદત્ત ચક્રવર્તિ ચરિત્ર સંપૂર્ણ.

આ રીતે બ્રહ્મદત્ત ચક્રવર્તિનું ચરિત્ર સંપૂર્ણ થતાં બાર ચક્રવર્તિ-ચરિત્ર સંપૂર્ણ.

# *શ્રી પાર્શ્વનાથ ચરિત્ર

## ( ૧ )
## પૂર્વભવ વર્ણન

### પ્રથમ દ્વિતીય અને તૃતીયભવ–મરુભૂતિ, હસ્તિ અને દેવ.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **પોતનપુર** નામે નગર હતું તેમાં **અરવિંદ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **ધારિણી** નામે રાણી હતી.

તે નગરમા **વિશ્વભૂતિ** નામે પુરોહિત હતો. તેને **અનુદ્ધરા** નામે ભાર્યા હતી. સંસારસુખ ભોગવતા તેમને **કમઠ** અને **મરૂભૂતિ** નામે બે પુત્રો થયા કમઠ વક્રપ્રકૃતિનો અને મરૂભૂતિ સરળપ્રકૃતિનો હતો. કમઠને **વરૂણા** સાથે અને મરૂભૂતિને **વસુંધરા** સાથે પરણાવવામાં આવ્યો

સમય જતાં વિશ્વભૂતિ ઘરનો ભાર કમઠને સોંપી, દીક્ષા ગ્રહણ કરી, મૃત્યુ પામી દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો અનુદ્ધરા પણ પતિની પછી તપપૂર્વક જીવન વીતાવી મૃત્યુ પામી પુત્રો મૃતકાર્ય કરી થોડા દિવસે શોક રહિત બન્યા. અને પોતાનું કામકાજ સંભાળવા લાગ્યા.

એક દિવસ પોતનપુરના પરિસરમાં **હરિશ્ચંદ્ર** નામના આચાર્ય પધાર્યા. નગરલોક સાથે તે બન્ને ભાઈઓ પણ તેમની દેશના સાંભળવા ગયા. મુનિએ દેશનામાં 'જીવમાંથી શિવ થઈ શકે છે. જે જીવ કર્મ સહિત તે જીવ કહેવાય છે અને કર્મરહિત થાય ત્યારે તે શિવ બને છે. હમેશા મનુષ્યે 'ધર્મ માર્ગનો પક્ષ કરવો જોઈએ અને અધર્મનો છાયડો પણ ન લેવો જોઈએ ' એમ જણાવ્યું. મુનિનો આ ઉપદેશ મરૂભૂતિના હૃદયમાં આરપાર ઉતર્યો અને તે ધર્મનિષ્ઠ શ્રાવક બન્યો

મરૂભૂતિની વૈરાગ્ય વાસિત પ્રવૃત્તિ વસુંધરાને ન ગમી તેનું મન હરહમેશ રંગરાગમાં ડોલતુ હતું. જ્યારે મરૂભૂતિનું ચિત્ત સંસારતજી ગુરૂ સાથે વિચરવાની ભાવનામાં મહાલતું હતું એક વખત દુર્બુદ્ધિ કમઠની દૃષ્ટિ વસુંધરા ઉપર પડી. આથી તેણે ધીમે ધીમે લજ્જા છોડાવી તેને પોતાની કરી.

સમય જતા વરૂણાને આની ખબર પડી તેણે સઘળી વાત પોતાના દિયરને ખાનગીમાં બોલાવી કહી પણ ભોળા મરૂભૂતિને વડિલભાઈ આવું અકૃત્ય કરે તે ઉપર વિશ્વાસ ન બેઠો આથી એક વખત તે ભાઈની રજા લઈ બહારગામ ગયો પણ રાત નમતાં એક દુ:ખિયારાનો સ્વાંગ ધરી તેને ઘેર આવી પડી રહેવાની માગણી કરી. કમઠે ઘરની ઓસરીમા તેને પડી રહેવા દીધો રાતે મરૂભૂતિને ઉંઘ ન આવી જાળીઓ દ્વારા તેણે નજરોનજર પોતાની પત્ની અને ભાઈનું દુશ્ચેષ્ટિત નિહાળ્યું

---

* લઘુત્રિષષ્ટિમા પાર્શ્વનાથચરિત્ર મોટે ભાગે ઉદયવીરગણિ રચિત પાર્શ્વનાથ ચરિત્રને અવલંબીને આપવામાં આવેલ છે

ધર્મિ અને વ્રતપરાયણ છતાં મરૂભૂતિ સ્ત્રીનો વ્યભિચાર સહી ન શક્યો. લોકાપવાદની બીકે તેણે હોહા ન કરી. પણ સવારે અરવિંદ રાજાને જઈ સઘળી વાત કરી. અને કમઠની સ્ત્રી વરૂણાને તેમાં સાક્ષિભૂત રાખી રાજાએ કમઠને બોલાવ્યો. અને તેને ગધેડા ઉપર બેસાડી નગરમાં ફેરવી નગર બહાર કાઢી મૂક્યો.

કમઠ સમગ્ર શહેરમાં ચવાઈ ગયો. આથી તેણે તાપસ આશ્રમમાં જઈ ઉગ્રતપ કરવા માંડ્યું. થોડા દિવસ બાદ સરળપ્રકૃતિના મરૂભૂતિને પશ્ચાતાપ થયો. અને તે કમઠ પાસે જઈ ક્ષમા માગી કહેવા લાગ્યો કે 'ભાઈ! મારો અપરાધ ક્ષમા કરો' પણ કમઠનો ક્રોધ વધુ તીવ્ર બન્યો તેણે પાસે રહેલી શિલા ઉપાડી તેના માથા ઉપર ફેંકી. આથી મરૂભૂતિ મૃત્યુ પામી વિંધ્યાચળમાં યુથાધિપતિ થયો. કમઠની સ્ત્રી વરૂણા પણ પતિના ખરાબ કાર્યથી શોકસહિત મૃત્યુ પામી તે અટવીમા યૂથાધિપતિની પ્રિય હાથિણી થઈ.

પોતનપુરના રાજા અરવિંદ સ્ત્રીઓ સાથે અટાળીમાં બેઠા બેઠા આકાશને નિહાળે છે. જોતજોતામાં પચરંગી મેઘોથી આકાશ વિવિધ રંગવાળુ બન્યું. રાજા આનંદ પામ્યો. પણ થોડી જ વારમાં પવનના ઝપાટે સર્વે વાદળાં વિખરાયાં સાથે અરવિંદના અજ્ઞાન પડળો પણ વિખરાયા અને તે આત્મધ્યાનમાં લીન બન્યો તેણે વિચાર્યું કે 'જેવો આ મેઘ તેવો જ આ જગતનો સર્વ સંયોગ છે.' તુર્ત પુત્ર મહેન્દ્રને બોલાવ્યો, અને રાજ્યગાદી ઉપર આરૂઢ કરી સામંતભદ્રાચાર્ય પાસે દીક્ષા અંગીકાર કરી.

ઉપસર્ગ પરિસહ સહન કરતા અરવિંદ મુનિએ એક વખત સાગરદત્ત સાર્થવાહ સાથે અષ્ટાપદ તરફ વિહાર કર્યો અષ્ટાપદ પર્વત ઉપર આવી જીનેશ્વર ભગવતોના બિંબોને વંદન કરી આત્માને ભાવિત કરી સાર્થ મુનિ સાથે મરૂભૂતિનો જીવ જ્યાં યૂથાધિપતિ થયો હતો તે અટવીમાં આવી પહોંચ્યો. સરોવર કાંઠે સાર્થે પડાવ નાખ્યો અને મુનિ ત્યાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા

આ અરસામાં મરૂભૂતિનો જીવ યૂથાધિપતિ હાથિણીઓ સાથે સરોવરમાં આવ્યો ક્રીડાબાદ તેની નજર સાર્થના તંબુઓ ઉપર પડી પૂર્વભવના ક્રોધાધ્માત મૃત્યુથી તેને સાર્થ જોઇ ક્રોધ ઉપજ્યો. અને તડામાર કરતો તે તરફ દોડયો પણ વચમાં મુનિને જોઈ અટક્યો કે તુર્ત મુનિએ અવધિજ્ઞાનથી તેનો પૂર્વભવ જાણી કહ્યું 'મરૂભૂતિ ક્ષમા રાખ. તું પૂર્વભવમાં ભદ્રિક અને વ્રતી હોવા છતા ક્રોધથી તિર્યંચ થયો છે. તેનો જરી તો વિચાર કર.' હાથી ચમક્યો, તેને પૂર્વભવ યાદ આવ્યો અને વિચારવા લાગ્યો કે 'હું માનવ ભવ પામી હારી ગયો, તેણે ગુરૂની આસપાસ પ્રદક્ષિણા દીધી. ગુરૂનો ઉપદેશ સાંભળી શ્રાવકવ્રતનો સ્વીકાર કર્યો. વરૂણાનો જીવ જે હાથિણી રૂપે થયો હતો. તે પણ બોધ પામ્યો.

હવે યૂથાધિપતિ સુકું ઘાસ ખાતો, કોઇને ઉપદ્રવ નહોતો કરતો અને જોઈ જોઈ ડગ મૂકતો જીવન વિતાવે છે. એક વખત સરોવરમાંથી પાણી પી પાછા ફરતાં તે કાદવમાં ખૂંચી ગયો અને તેને એક કુર્કટ સર્પે ગંડસ્થળ ઉપર જીવનઘાતક ડંશ દીધો આ સર્પ

બીજો કોઈ નહિ પણ મરૂભૂતિને મારવાથી ગુરૂએ અને તાપસોએ કાઢી મૂકેલ કમઠનો જીવ મૃત્યુ પામી ઉત્પન્ન થયો હતો. યૂથાધિપતિએ ચિત્તને સમભાવમા સ્થિર રાખી આ વેદના સહી આથી મૃત્યુ પામી તે સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. થોડા સમય બાદ વરૂણાનો જીવ પણ મૃત્યુ પામી બીજા દેવલોકમાં દેવી પણે ઉત્પન્ન થયો. અહિં તેને ઘણા દેવો ઈચ્છતા હતા છતા તેનુ મન કોઇ ઉપર ચોંટયું નહિ. તે તો પૂર્વભવના સંપર્કથી સહસાર દેવમા ઉત્પન્ન થયેલ દેવ સાથે ક્રીડાથી જ પોતાનો કાળ પસાર કરવા લાગી. કુર્કટ સર્પ પણ અંતે મૃત્યુ પામી પાંચમી નરકે સિધાવ્યો. આ રીતે પાર્શ્વનાથ ભગવાનના જીવ મરૂભૂતિ ઉપર કમઠની પૂર્વભવ વૈરપરપરા બીજા ભવમાં પણ પલ્લવિત થઇ.

## ચોથો અને પાંચમો ભવ–કિરણવેગ વિદ્યાધર અને દેવ.

પૂર્વ મહાવિદેહમા સુકચ્છ વિજયને વિષે વૈતાઢય ગિરિ ઉપર તિલકા નામે નગરી હતી. આ નગરમા વિદ્યુત્વેગ નામે ખેચર રાજવી રાજ્ય કરતો હતો. તેને કનકતિલકા નામે પટરાણી હતી કેટલાક સમયબાદ કનકતલિકાની કુક્ષિને વિષે સહસાર દેવલોકથી ચ્યવી યૂથાધિપતિનો જીવ પુત્રપણે ઉત્પન્ન થયો. માતપિતાએ તેનુ નામ કિરણવેગ પાડયું કિરણવેગ વિદ્યાભ્યાસ કરી યૌવનવયને પામ્યો એટલે વિદ્યુત્વેગે તેને રાજ્ય સોંપી શ્રુતસાગર મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી

રાજ્યસુખ અને સંસાર સુખ ભોગવતાં કિરણવેગને પદ્માવતી રાણીની કુક્ષિથી કિરણતેજ નામે એક પુત્ર થયો. તે પણ વિદ્યાભ્યાસ કરીને યૌવનવયને પામ્યો આ અરસામા સુરગુરૂ નામના આચાર્ય પધાર્યા કિરણવેગ પરિવારસહ તેમની પર્ષદામાં ગયો અને વાંદીને ધર્મદેશના સાંભળવા બેઠો ગુરૂએ કહ્યું 'હે રાજન! સંસારમાં માનવભવ દુર્લભ છે, કારણ કે આ ભવમાં જ મુક્તિની સાધના થઈ શકે છે. દેવો પણ માનવભવની પ્રાપ્તિ માટે તલસે છે તમારે પાંચ મહાવ્રત સ્વીકારી માનવભવને સાર્થક કરવો જોઈએ. મુનિની આ દેશના તેના હૃદયમાં આરપાર ઉતરી તેને સંસાર ઉપર અણગમો ઉપજયો. કિરણતેજને બોલાવી રાજ્યાભિષેક કર્યો અને પોતે સુરગુરૂ આચાર્ય પાસે જઈ દીક્ષા ગ્રહણ કરી દીક્ષા બાદ તેમણે જ્ઞાનાભ્યાસ અને તપશ્ચર્યા બન્ને આરભ્યા. જોતજોતામાં તેમણે અગિયાર અગ ધારણ કર્યા અને તપથી કૃશ બની કર્મને કૃશ કર્યા પરિસહ ઉપસર્ગને સહન કરતા કિરણવેગ મુનિ એક વખત હિમગિરિની ઉપર પ્રતિમાધારી કાઉસગ્ગ ધ્યાને રહ્યા આ અરસામાં કુર્કુટ નાગનો જીવ પાચમી નારકીમાથી નીકળી સર્પપણે ઉત્પન્ન થયો હતો તે ત્યા આવ્યો મુનિને જોતાં તેને વૈર જાગ્યું ફુંફાડા મારતો તે મુનિના શરીરની આસપાસ વિંટાયો અને મારી શકાય તેટલા ડંસ માર્યા આથી મુનિના શરીરમા ઝેર પ્રસર્યું. પણ અતરમાં અમૃત પ્રગટયું. અને વિચારવા લાગ્યા કે 'આ સર્પ મારો પરમ ઉપકારી છે. કે જે લાબા કાળે ક્ષય થઈ શકે તેવાં કર્મોનો અલ્પ સમયમા ક્ષય કરાવે છે?' આ પછી તેમણે પોતનું મન પંચપરમેષ્ઠિના સ્મરણમાં વાળ્યું. અને તે ધ્યાનમાંજ મુનિ મૃત્યુ પામી બારમા દેવલોકમાં જંબૂદ્રુમાવર્ત્ત નામના વિમાનમા બાવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા

મુનિને જમીન પર પટકાએલ દેખી સર્પ આનંદ પામ્યો. ત્યારબાદ ઘણા જીવોનો નાશ કરતો અનુક્રમે તે મૃત્યુ પામી બાવીશ સાગરોપમની સ્થિતિવાળી× છઠ્ઠી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો અહિં તે અઢીસો ધનુષની કાયા વડે ઘોર યાતનાને સહન કરતો પોતાનો સમય પસાર કરવા લાગ્યો.

આ રીતે એકે ક્ષમામાં વિકાસ સાધી ઉત્તરોત્તર ઉચ્ચસ્થાન પ્રાપ્ત કર્યું. અને બીજો વૈરના ધૂમમાં અટવાતો અને ગુંગળાતો ઉત્તરોત્તર અધઃપાત પામતો નરકમાં આગળ ને આગળ વધવા માંડયો આમ મરૂભૂતિ અને કમઠનો સંબંધ આ રીતે ચોથા ભવમાં વિકસિત બન્યો.

## છઠ્ઠો અને સાતમો ભવ–વજ્રનાભ અને ગ્રૈવેયકમાં દેવ.

આ જમ્બુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં **સુગન્ધ** નામના વિજયમાં **શુભંકરા** નામે સમૃદ્ધિશાળી નગરી હતી. આ નગરમાં વજ્રસમા પરાક્રમવાળો **વજ્રવીર્ય** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને લક્ષ્મી સરખી **લક્ષ્મીવતી** નામે રાણી હતી. સમય જતાં એક વખતે લક્ષ્મીવતીની કુક્ષિને વિષે કિરણવેગનો જીવ દેવલોકનું આયુષ્ય ભોગવી ઉત્પન્ન થયો. પૂર્ણસમયે રાણીએ પુત્રનો જન્મ આપ્યો રાજાએ તેનુ નામ **વજ્રનાભ** એવું પાડયું. યૌવનવય પામતાં વજ્રનાભને **શ્રીવિજયા** નામની કન્યા સાથે પરણાવવામાં આવ્યો .તેનાથી તેને **ચક્રાયુધ** નામે એક પુત્ર થયો એક સમયે વજ્રનાભના મામાનો પુત્ર **કુબેર** ત્યાં આવ્યો. અને કહેવા લાગ્યો કે ' આત્મા, પરભવ, પૂન્ય, પાપ, કાંઇ નથી ' વજ્રનાભે યુક્તિથી તેને મુંગો કર્યો તોપણ તેમની વાત તેને ગળે ન ઉતરી. તેવામાં **લોકચંદ્ર** નામના ગુરૂમહારાજ ત્યાં પધાર્યા. વજ્રનાભ કુબેર સાથે દેશના સાંભળવા ગયો દેશનામાં ગુરૂ-મહારાજે કહ્યું કે ' આ જીવ દુષ્કર્મને લઈ સંસારમા રખડે છે. અને જન્મ, જરા, અને મરણના દુઃખ ભોગવે છે આ દુષ્કર્મને વેદાંતિઓ માયા કહે છે. બૌદ્ધો વાસના કહે છે. સાંખ્યમતવાલા પ્રકૃતિ કહે છે તો યૌગિકમતવાળા તેને અદૃષ્ટ નામે સંબોધે છે. આ જગતમાં કોઈ સુખી, કોઈ દુઃખી, કોઇ નિર્ધન, કોઈ ધનવાન અને કોઇ મુર્ખ કે વિદ્વાન છે તે સર્વ ધર્મ અધર્મરૂપ કર્મનું ફલ છે વિનય, વિવેક તપ, ત્યાગ અને પરોપકાર, આ સર્વ ધર્મ છે. અને અહંકાર, લોભ, નિર્દયતા વિગેરે અધર્મ છે જ્યારે કર્મ, ધર્મ, અધર્મ આ સર્વ સિદ્ધ થાય છે ત્યારે આપોઆપ આત્મા પણ સિદ્ધ થાય છે અને તે સિદ્ધ થતાં પરલોક અને પૂન્ય પાપ પણ સિદ્ધ થાય છે. આ પ્રમાણેની ધર્મદેશનાથી કુબેરે નાસ્તિક મતનો ત્યાગ કર્યો. અને વજ્રવીર્યે વજ્રનાભને રાજ્ય સોંપી લક્ષ્મીવતી રાણી સાથે દીક્ષા અંગીકાર કરી સ્વશ્રેય સાધ્યું.

ત્યારબાદ વજ્રનાભે પિતાના રાજ્યકાળને પણ ભૂલાવે તેવી સુંદર રીતે રાજ્ય કરવા માંડ્યું સમય જતાં એક વખત ક્ષેમંકર જીનેશ્વર શુભંકરા નગરીના પરિસરમાં પધાર્યા. રાજા પરિવાર સહ તેમની દેશના સાંભળવા ગયો પરિણત રાજાનું હૃદય વૈરાગ્ય પામ્યું.

× લઘુ ત્રિ'ષ્ટમાં પાચમી નારકી કહેલી છે.

તેણે પુત્રને રાજ્ય સોંપી દીક્ષા અંગીકાર કરી દીક્ષા બાદ તેમણે વિવિધ તપશ્ચર્યાઓ આરંભી અને અનેક લબ્ધિઓ સંપાદન કરી

એક વખત વજ્રનાભમુનિ આકાશમાર્ગે તીર્થોને વંદન કરતા સુકચ્છવિજયમાં આવેલ જ્વલનગિરિની મોટી અટવીમાં આવી ચઢ્યા. સૂર્ય અસ્ત પામતાં મુનિ અટવીમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા શ્વાપદ અને ક્રુર પક્ષીઓના ચિત્કાર વચ્ચે રાત પસાર કરી મુનિ વિહાર કરે છે તેવામાં છઠ્ઠી નરકમાથી નીકળી આ અટવીમા ઉત્પન્ન થએલ કુરંગક નામે ભીલ તેમને સામે મળ્યો મુનિને દેખતા ભીલના ભવાં ચઢયાં અને તે બોલવા લાગ્યો કે 'સૌ પહેલાં આવો અપશુકનિયાળ માણસ કયાંથી મળ્યો.' તેણે કાંઇ પણ વિચાર્યા વગર બાણ ચઢાવ્યું અને મુનિના માથા ઉપર ફેંક્યુ બાણ ચોટતાં જ મુનિ 'नमो अर्हद्भ्य' બોલતા જમીન ઉપર બેસી ગયા. અણસણ સ્વીકાર્યું સર્વ જીવોને ખમાવ્યા બાણ મારનાર ભીલની દયા ખાધી. અને ધર્મધ્યાન પૂર્વક મૃત્યુ પામી પૂણ્ય વધારતા મુનિ ગ્રૈવેયકમાં લલિતાંગ નામે દેવ થયા ભિલ્લ તુર્ત જ ત્યા આવ્યો તે મુનિને ઢળી પડેલા દેખી આનંદ પામ્યો અને મનમાં મલકાવા લાગ્યો કે 'મારુ ભુજાબળ કેવું સરસ છે કે એક જ બાણે આના પ્રાણ લીધા' અનુક્રમે ઘણા ઘોર કૃત્ય કરી ભિલ્લ પણ સાતમી નરકે ગયો. આમ છઠ્ઠા ભવમાં પાર્શ્વનાથ ભગવાનનો જીવ ક્ષમા, સમતા અને વ્રતમાં આગળ વધતાં ગ્રૈવેયકે પહોચ્યો. અને કમઠનો જીવ નજીવા વૈરને વધારતો ઉત્કૃષ્ટ પાપની ભૂમિરૂપ સાતમી નરકે પહોંચ્યો આમ બન્નેએ પોતાની ભવ પરંપરા દ્વારા સારા ખોટા ભવ સંસ્કારનું દૃષ્ટાંત જગત આગળ ધર્યું.

## આઠમો અને નવમો ભવ–સુવર્ણબાહુ ચક્રવર્તિ અને દેવ.

આ જંબુદ્વીપના પૂર્વવિદેહમાં પુરાણપુર નામે એક નગર હતું. ત્યાં ઇંદ્રસરખો વજ્રબાહુ નામે રાજા રાજ્ય કરતો હતો તને સુદર્શના નામે પટરાણી હતી કેટલાક કાળબાદ વજ્રનાભનો જીવ ગ્રૈવેયકથી ચ્યવી સુદર્શનાની કુક્ષિની વિષે ઉત્પન્ન થયો સુદર્શનાએ ચક્રવર્તિના જન્મને સૂચવનારાં ચૌદ સ્વપ્ન દેખ્યા પૂર્ણમાસે પુત્રનો જન્મ થતાં રાજાએ સુવર્ણબાહુ એવુ નામ પાડયુ ધાવમાતાઓ અને અનુચરોથી સેવાતો સુવર્ણકાંતિ સરખો સુવર્ણબાહુ બાલ્યવયને પસાર કરી યૌવનઅવસ્થા પામ્યો

સમય જતાં રાજાએ સુવર્ણબાહુને રાજગાદી ઉપર સ્થાપન કર્યો અને પોતે ભાગવતી દીક્ષા અંગીકાર કરી શુદ્ધ ચારિત્ર પાળી સૌધર્મદેવલોકે ગયો

એક વખત સુવર્ણબાહુ રાજા અશ્વને ખેલાવતા એક વક્રશિક્ષાવાળા અશ્વ ઉપર આરૂઢ થતાં જ અશ્વ પવનની પેઠે નાસવા માંડયો જોતજોતામાં તે ઘણી જમીન કાપી એક અટવીમા પેઠો અને એક સરોવર નજીક ઉભો રહ્યો રાજા અશ્વ ઉપરથી ઉતર્યો, તેણે અશ્વને નવરાવ્યો અને પાણી પીવડાવ્યું તેમ પોતે પણ પાણી પી સ્નાન કર્યું અને ઘડીક વિસામો લઇ રાજા આગળ ચાલ્યો. તેવામા તેની નજર એક તપોવન ઉપર પડી રાજા તપોવન તરફ વળ્યો તાપસોને જોતા તેણે તેમને નમસ્કાર કર્યા. તાપસો તેને

આશિર્વાદ આપી એક પછી એક પસાર થયા. તેવામાં રાજાની નજર એક સખીઓથી વીંટાએલ તાપસ કન્યા ઉપર પડી રાજા વિચાર કરે છે કે 'જંગલમાં વસતી આ કન્યાનું સુંદર રૂપ અને તેના ઉપર મારી સવિકાર દષ્ટિ સૂચવે છે કે જરૂર આ તાપસ કન્યા ન હોવી જોઇએ. પણ કોઈ રાજકન્યા દુઃખની મારી વસતી હોવી જોઇએ. એવામાં ભ્રમરના ડંશથી 'બચાવો! બચાવો!' કરતી કન્યાએ બૂમ પાડી સુવર્ણબાહુ તુરત દોડી ગયો. અને કહેવા લાગ્યો કે 'કોણ તમને હેરાન કરે છે?' કન્યા અને તેની સખીઓ શરમિંદી પડી અને કહેવા લાગી કે 'હે વીરપુરૂષ! વજ્રબાહુના પુત્રના શાસનમા કોણ કોઇને હેરાન કરી શકે તેમ છે? અમારી સખી **પદ્માવતી**એ ભ્રમરડંશથી ગભરાઈ બૂમ પાડી છે પણ આપ કોણ છો?' રાજાએ કહ્યું કે 'હું સુવર્ણબાહુનો સેવક છું. અને મને રાજ્યના ભૂષણરૂપ તપોવનની રક્ષા કરવા માટે નીમ્યો છે' રૂપ, રંગ, ઢંગ અને આકૃતિ જોઈ પદ્માવતી અને તેની સખી **નંદા** સમજી ગઈ કે આ એની જાત ભલે છુપાવે પણ તે સુવર્ણબાહુ પોતે જ છે સુવર્ણબાહુએ સખીઓને પૂછયુંઃ 'આ તમારી સુકોમળ પ્રિય સખી તપકષ્ટથી શા માટે કષ્ટ ઉઠાવે છે?' નંદાએ નિસાસો નાંખતાં કહ્યુંઃ 'હે રાજન્! મોટા માણસો પોતાના ગુણની પ્રશંસા જાતે કરતા નથી તેથી આપે આપને સુવર્ણબાહુના સેવક તરીકે ભલે ઓળખાવ્યા પણ અમે તો તમને કયારના સુવર્ણબાહુ તરીકે ઓળખી લીધા છે. આ અમારી પ્રિય સખીનું નામ પદ્મા છે તેના પિતા **રત્નપુર** નગરના રાજા **ખેચરેન્દ્ર** અને માતા **રત્નાવળી** છે. ખેચરેન્દ્રના મૃત્યુ બાદ રાજ્ય માટેના ભાઇભાઇઓના ઝઘડાથી કંટાળી પુત્રી સહિત તેની માતા આ આશ્રમમાં આવી રહી છે. આ આશ્રમના કુલપતિ **ગાલવમુનિ** રત્નાવળીના ભાઈ છે. હમણાં એક મુનિવર આ આશ્રમમાં પધાર્યા હતા. તેમને ગાલવમુનિએ પૂછયું કે. 'પદ્માવતીનો ભર્ત્તા કોણ થશે?' ત્યારે તેમણે કહ્યું કેઃ 'સુવર્ણબાહુચક્રી અશ્વથી હરાઈ અહીં આવશેઃ તે તેનો ભર્ત્તા થશે.' રાજાએ ગાલવમુનિને મળવાની ઈચ્છા કરી તેવામાં મુનિને વળાવી પાછા ફરતાં ગાલવમુનિ રાજાને મળ્યા પદ્માની પ્રિય સખી નંદાએ સર્વવાતથી મુનિને વાકેફ કર્યા. મુનિએ અને રત્નાવળીએ પદ્માને સુવર્ણબાહુ વેરે પરણાવી.

થોડીવારે પદ્માનો સાવકોભાઇ **પદ્મોત્તર** વિદ્યાધર ત્યાં આવ્યો. રત્નાવળીએ તેને પદ્માના લગ્નની અને સુવર્ણબાહુની સર્વ વાતથી વાકેફ કર્યો. પદ્મોત્તરે સુવર્ણબાહુને કહ્યુંઃ 'આપ મારી સાથે વૈતાઢ્ય પર્વત ઉપર પધારો ત્યાં આપને અપૂર્વ સામગ્રી અને ઋદ્ધિ પ્રાપ્ત થશે.' રાજાએ કબુલ રાખ્યું રાજા અને રત્નાવળી ગાલવઋષિના આશીર્વાદ ઝીલતા ત્યાંથી પદ્મોત્તર સાથે વિમાનમાં બેસી રત્નપુર નગરમાં આવ્યા. થોડા જ વખતમાં સમગ્ર વિદ્યાધરોની શ્રેણિઓ સુવર્ણબાહુને આધીન થઇ. અને બધા વિદ્યાધરોએ તેમને વિદ્યાધરોના રાજા તરીકે અભિષેક કર્યો. અહિં રહી સુવર્ણબાહુ ઘણી વિદ્યાધર કન્યાઓને પરણ્યો તેમજ તેણે ઘણી વિદ્યાઓ પોતાને સ્વાધીન કરી

આ પછી સુવર્ણબાહુ રાજા પદ્મા અને ઘણી ખેચરકન્યાઓ સાથે પોતાના નગરે આવ્યો. થોડા સમયમાં તેમની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. અને ત્યારબાદ

બીજાં પણ તેર રત્નો તેમને પ્રાપ્ત થયાં આથી સુવર્ણબાહુએ ષટ્ખંડ સાધ્યા અને ચક્રીપદ મેળવ્યુ.

ચક્રીસુખને ભોગવતા સુવર્ણબાહુ પોતાનો કાળ સુખપૂર્વક પસાર કરે છે. તેવામાં વનપાલકે વધામણી આપી કે, 'નગરના પરિસરમાં તીર્થંકર ભગવાન સમવસર્યા છે' સુવર્ણબાહુ સમવસરણમા ગયો. ભગવતને વાંદી દેશના સાંભળી પોતાના આવાસે આવ્યો. પરંતુ સમવસરણમા દેખેલા દેવોમાથી તેનું ચિત્ત ખસ્યું નહિ 'આવા અનિમેષ નયનવાળા દેવોને મેં સાક્ષાત્ જોયા અને અનુભવ્યા છે.' તે ઉહાપોહમાં ચક્રી ભાન ભૂલી મૂર્ચ્છાગત થતાં જાતિસ્મરણજ્ઞાન પામ્યો થોડીવારે ભાન આવતાં વિચારવા લાગ્યો કે, 'મે આટલા આટલા ભવ કર્યા છતાં હું કેવળજ્ઞાન ન પામ્યો' તેણે તુર્ત પોતાના પુત્રને બોલાવ્યો અને રાજ્યગાદી ઉપર સ્થાપન કરી તીર્થંકર ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરી. પૂર્ણશક્તિથી તેમણે તપ, ધ્યાન અને જ્ઞાનમા મન જોડ્યુ. અને વીશસ્થાનક તપ આરાધી તીર્થંકર નામકર્મનું ઉપાર્જન કર્યું

એક વખત સુવર્ણબાહુ રાજર્ષિ ક્ષીરગિરિ પાસે આવેલી ક્ષીરપર્ણા અટવીમાં આવ્યા અહીં તેમણે સૂર્ય સન્મુખ નજર નાંખી સૂર્યની આતાપના લેવા માંડી તે અરસામાં કુરંગક ભિલનો જીવ સાતમી નરકમાંથી નીકળી સિંહ થયો હતો. તે પૂંછડું પછાડતો અને જંગલને ગજાવતો ભક્ષ્ય શોધતો જ્યાં ત્યાં દોડાદોડ કરી રહ્યો હતો. બે દિવસથી ભક્ષ્ય નહિ મળવાથી સંપૂર્ણ ક્રોધી બની ધમપછાડા મારતો હતો તેવામાં તેની નજર આતાપના લેતા મુનિ ઉપર પડી. તેણે ત્રાડ નાખવા પૂર્વક મુનિ ઉપર થાપો માર્યો સિંહનો થાપો પડતાંજ મુનિ 'नमो अरिहंताण' કહેતા જમીન ઉપર ઢળી પડ્યા અને સમાધિપૂર્વક મૃત્યુ પામી દશમા દેવલોકમા મહાપ્રભ વિમાનમાં વીસ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા. સિંહ મૃત્યુ પામી ચોથી નરકે ગયો.

આમ આઠમા ભવમાં પાર્શ્વનાથનો જીવ પૂર્ણ વિકાસની નજીક આવી ઊભો રહ્યો. અને જગત ઉપર પૂર્ણ ઉપકાર કરવા દેવલોકમાં એકાંત આવાસમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

# પાર્શ્વનાથ ભગવાન

## ( ૨ )

## જન્મ, લગ્ન અને દીક્ષા.

પૂર્વોક્ત સિંહનો જીવ કેટલાક ભવો રખડી કોઇ ગામમા એક બ્રાહ્મણને ત્યાં પુત્ર-પણે જન્મ્યો જન્મતાંની સાથે તેના દુર્દૈવથી માત-પિતા તરત મૃત્યુ પામ્યા. લોકોએ તેને દયાથી ઉછેર્યો. અને જ્યારે મોટો થયો ત્યારે તેનું નામ કમઠ રાખ્યું ઠેરઠેર તિરસ્કાર પામતો અને લોકોની દયા ઉપર જીવતો કમઠ યૌવનવયને પામ્યો ત્યારે તે વિચારવા

લાગ્યો કે મારી સામે રહેલા કેટલાક લોકો હજારોનું પોષણ કરે છે. અને ખમાણમા પોકારાય છે. જ્યારે હું ઠેર ઠેર તિરસ્કાર પામું છુ. આ વૈભવ અને સમૃદ્ધિ તેમને પૂર્વ-ભવના તપના પ્રતાપે મળી લાગે છે. હું પણ તપ કરૂં મને આ ભવમાં નહિ મળે તો પરભવમા જરૂર સમૃદ્ધિ મળશે તેણે તાપસવ્રત ગ્રહણ કર્યું અને ઉગ્ર પંચાગ્નિ વિગેરે તપ કરવા માડ્યુ આથી જતે દિવસે તે કમઠતાપસના નામે પ્રસિદ્ધ થયો.

## શ્રીપાર્શ્વનાથ પ્રભુનો જન્મ

આ જબુદ્વીપના ભરતક્ષેત્રમાં **વાણારસી** નામે નગરી હતી તે નગરીમાં ઈક્ષ્વાકુ વંશ વિભૂષણ **અશ્વસેન** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને સર્વસ્ત્રીઓમાં શિરોમણી **વામાદેવી** નામે પટરાણી હતી સમય જતાં તેની કુક્ષિમાં સુવર્ણબાહુ રાજાનો જીવ પ્રાણત-કલ્પથી ચ્યવી **ચૈતર વદ ૪** ના દિવસે વિશાખા નક્ષત્રમાં ઉત્પન્ન થયો. વામાદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારા ચૌદ મહાસ્વપ્ન દેખ્યાં રાજાએ અને ઈન્દ્રોએ સ્વપ્નનું ફળ કહ્યું. વામા-રાણી આનંદ પામ્યા. અને પૂર્ણમાસે **પોષ સુદ દશમ**ના દિવસે અનુરાધા નક્ષત્રમાં સર્પના લાંછનવાળા નીલવર્ણી પુત્રનો જન્મ આપ્યો દિક્કુમારીકાઓએ સૂતિ કર્મ કર્યું. ઇન્દ્રોએ સ્નાત્રમહોત્સવ કર્યો અને પિતાએ પણ પુત્ર જન્મનો ઉત્સવ નગરમાં પ્રવર્તાવ્યો.

સારા મુહૂર્તે રાજાએ પુત્રનું **પાર્શ્વ** એવું નામ પાડયું કારણકે જ્યારે પ્રભુ ગર્ભમાં હતા ત્યારે તેમની માતાએ કાળી રાત્રિએ પણ પડખે થઈને જતા સર્પને જોયો હતો. આ પછી અપ્સરાઓથી લાલન કરતા જગત્પતિ રાજાઓના એક ખોળેથી બીજે ખોળે સંચરતા વૃદ્ધિ પામ્યા અનુક્રમે નવહાથની ઉંચાઈવાળા થયા અને જગતને કામણ કરનાર યૌવનવયને પામ્યા

## યવનનો પરાભવ અને પ્રભાવતી દેવી સાથે લગ્ન

એક વખત અશ્વસેન રાજા રાજસભામાં બેસી જીનધર્મની કથાઓ સાંભળવામાં તત્પર હતા તેવામાં એક રાજપુરૂષ સભામાં આવ્યો અને રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યો ' હે રાજન્ ! **કુશસ્થળ** નામના નગરમાં **નરવર્મા** નામે પરાક્રમી રાજા હતો તેણે જૈનધર્મમાં સ્થિર રહી ઘણા વખત સુધી રાજ્ય પાળ્યું. અંતે તૃણવત્ રાજ્યને છોડી દીક્ષા અંગીકાર કરી. હાલ કુશસ્થળનું રાજ્ય તેનો પુત્ર **પ્રસેનજિત** ચલાવે છે તેને એક દેવાંગનાઓને પણ શરમાવે તેવા રૂપવાળી **પ્રભાવતી** નામે પુત્રી છે આ પ્રભાવતી એક વખત સખીઓ સાથે ઉદ્યાનમાં ગઇ. ત્યાં તે જિનેશ્વર ભગવાનની પ્રતિમાને પૂજી પાછી ફરતી હતી તેવામાં તેણે કિન્નરીઓનું ગીત સાંભળ્યું પ્રભાવતી ક્ષણભર ઉભી રહી. ધ્યાનથી સાંભળતાં તેને સમજાયું કે આ ગીત પાર્શ્વનાથની સ્તુતિનું હતું. પ્રભાવતી ઘેર આવી પણ તેનું ચિત્ત કિન્નરીઓના ગીતમાં ચોંટયું હતું. ઉંઘમાં પણ તે ગીતની કડીઓ ગાતી અને પાર્શ્વનાથના ગુણગાનને પ્રકાશતી. જેમ જેમ સમય પસાર થયો તેમ તેમ રાજકુમારી સૂકાવા લાગી. સખીઓએ માતપિતાને કહ્યું કે 'પ્રભાવતીનું ચિત્ત પાર્શ્વકુમારમાં લાગેલું છે. જો કે તેણે તેમને જોયા નથી તો પણ કિન્નરીઓના ગીતમાં તેમનું નામ સાંભળ્યા પછી તેને જગતની

કોઈ વસ્તુ ગમતી નથી રાજા અને રાણી પણ પાર્શ્વકુમારનું નામ સાંભળી આનંદ પામ્યાં અને તેને સ્વયંવરા તરીકે મોકલવા નિશ્ચય કર્યો

વાત વાયરે જાય તેમ તે વાત કલિંગાદિ દેશના રાજા યવને જાણી અને બોલી ઉઠયો કે 'મારા જેવા હોવા છતા પ્રભાવતીને વરનાર પાર્શ્વકુમાર કોણ?' તેણે તુર્ત પ્રભાવતીને મેળવવા કુશસ્થળ ઉપર ઘેરો ઘાલ્યો નગરનું કોઇ માણુસ આજે નગર બહાર નીકળી શક્તું નથી હે રાજન્! પરાક્રમી અને પરદુઃખભંજન આપને જાણી સાગરદત્તનો પુત્ર હું પુરૂષોત્તમ ગુપ્તપણે નગરમાથી નીકળી સહાય માટે આપની પાસે આવ્યો છું"

અશ્વસેન રાજા પુરૂષોત્તમ પાસેથી યવનનું વૃત્તાંત સાંભળી ક્રોધથી ધમધમ્યો. તેણે કુશસ્થળની રક્ષા માટે રણશીંગુ ફુંકયુ સૈનિકોએ બખતર સજ્યાં અને હથિયારો તૈયાર કર્યાં. ક્રીડાગૃહમાં રહેલ પાર્શ્વકુમાર આ કોલાહલ સાંભળી પિતા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે 'હું છતાં આપ વડિલને યુદ્ધમાં જવાની જરૂર નથી' પિતાએ કહ્યું 'હું સારી રીતે સમજું છું કે તમે ત્રણ જગતનો વિજય કરવાને સમર્થ છો પરન્તુ તું ઘરમાં ક્રીડા કરે તે જોવાથી મને જે હર્ષ થાય કે તે તને યુદ્ધમાં મોકલવાથી મને નથી થતો' પાર્શ્વકુમારે કહ્યું 'પિતાજી! યુદ્ધસ્થાન તે પણ મારે મન ક્રીડા રૂપ છે.' રાજા મૌન રહ્યા. પાર્શ્વકુમારે હાથી ઉપર બેસી સૈન્ય સહિત પુરૂષોત્તમ સાથે કુશસ્થળ નગર તરફ પ્રયાણ કર્યું. સૈન્યની ઉડેલી રજમાં હથિયારો વિજળીની પેઠે ઝબુકવા લાગ્યાં જોતજોતામાં સૈન્ય કુશસ્થળના પાદરે આવ્યું અને પાર્શ્વકુમાર દેવ વિકુર્વિત આવાસમાં રહ્યા તુર્તજ તેમણે યવનરાજ પાસે દૂત મોકલ્યો અને કહેવરાવ્યું કે 'હે રાજન્! શ્રી પાર્શ્વકુમાર મારા મુખથી તમને આદેશ કરે છે કે પ્રસેનજિત રાજાએ મારા પિતાનું શરણું સ્વીકારેલ હોવાથી નગરીનો ઘેરો ઉઠાવી લો અને તમે તમારા સ્થાને ચાલ્યા જાઓ' યવનરાજને દૂતના આ શબ્દો સાંભળતાં ક્રોધ ચઢયો અને તેણે દૂતને કહ્યું 'તું રાજદૂત હોવાથી અવધ્ય છે. તું પાછો જા અને બાળક પાર્શ્વકુમારને કહેજે કે 'યુદ્ધ તો ખેલાડીઓનું છે વૈભવીઓનું નથી. જીવવાની ઈચ્છા હોય તો પાછા ચાલ્યા જાઓ" દૂતે ફરી કહ્યું 'રાજન્! પાર્શ્વકુમાર દયાળુ છે તે કોઇને મારવા ઈચ્છતા નથી માટેજ તમને આ સંદેશો કહેવાડયો છે. જરા વિચાર તો કરો કે ત્રણ જગતના પતિ થવા યોગ્ય પાર્શ્વકુમાર કયાં અને ખાબોચીયા જેટલા રાજ્યના રાજવી તમે કયા?' દૂતના આ વચને યવનરાજના સૈનિકોએ હથિયાર ખખડાવ્યાં પણ એક વૃદ્ધ મંત્રી વચ્ચે પડી બોલી ઉઠયો 'જરા સમજો, આ પાર્શ્વકુમાર કોણ છે? તેનો વિચાર તો કરો ઇન્દ્ર જેવા જેના સેવકો છે તેની આગળ તમારી લડવાની શી મજાલ છે? દૂતે તમને સાચી વાત કહી છે. હજી મોડું થયું નથી; પાર્શ્વકુમાર દયાના સાગર છે તે સર્વ અપરાધ ભૂલી જશે?' યવનરાજ ઠંડો પડયો. તેને મુર્ખાઈ માટે લજ્જા આવી અને કંઠમાં કુહાડો બાંધી મુખમાં તૃણ રાખી ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'હે ભગવાન! મારા અવિનયની ક્ષમા આપો મેં મારી શક્તિનો વિચાર કર્યા વગર આ દુષ્કૃત્ય કર્યું છે. હું આપનો સેવક છું' ભગવાને કહ્યું 'તમે મારા તરફથી બીલકુલ ભય ન રાખો. મારે નથી જોઈતો દંડ કે નથી જોઇતું રાજ્ય, માત્ર જોઇએ છે. કુશસ્થલપુરના

ઘેરાની વિદાય' ઘેરો ઉઠી ગયો યવનરાજ પ્રભુને નમી પોતાને સ્થાને ગયો અને પ્રસેનજિત રાજા પણ પ્રભાવતીને સાથે સાથે પાર્શ્વકુમારની સાથે વાણારસી આવ્યો. તેણે અશ્વસેનરાજા આગળ પ્રભાવતીના પાર્શ્વકુમાર સાથે વિવાહની માગણી કરી પાર્શ્વકુમાર વિવાહ નહિ ઈચ્છતા હોવા છતાં પિતાના અત્યાગ્રહથી કબુલ થયા કારણ કે તેઓ સારી રીતે જાણતા હતા કે મારે અલ્પપણ ભોગ્ય કર્મ બાકી છે આ પછી પ્રભાવતી સાથે સંસારસુખને ભોગવતાં ભગવાને કેટલોક સમય પસાર કર્યો

**કમઠ તાપસ સાથે સમાગમ**

લોકોનાં ટોળેટોળાં નગર બહાર ઉલટતા હતા. કોઈના હાથમાં હાર તો કોઈના હાથમા ભેટણા હતા સૌએ સારાં કપડાં અને ઘરેણાં પહેર્યા હતા. ચારે બાજુ ઉત્સાહ અને ભક્તિનુ વાતાવરણ હતુ આનંદ અતિરેકમાં કોલાહલ પણ તેવોજ નગરમાં ચારે બાજુ ફેલાયો હતો ગોખે બેઠેલ પાર્શ્વકુમારે આ જોયું અને સેવકને પૂછ્યુ કે 'આજે નગરમા કોઈ મહોત્સવ છે કે શુ? સેવકે જવાબ આપ્યો 'હે સ્વામી નગરમાં મહોત્સવ કે ઉત્સવ નથી પરન્તુ **કમઠ** નામનો તાપસ પંચાગ્નિ તપ કરે છે તેની પૂજા કરવા નગરના લોકો ઉલટ્યા છે ?' પાર્શ્વકુમારે કૌતુકથી ત્યાં જવાનો વિચાર કર્યો અને પરિવાર સહિત ત્યા પહોચ્યા લોકોએ કુમારને માર્ગ આપ્યો અને તે તાપસની નજીક આવી ઉભા રહ્યા. તાપસ ધોમધખતા તડકામાં ઉઘાડા શરીરે ચારે દિશાએ અગ્નિકુંડ રાખી આતાપના લેતો હતો લોકો તેના તપની પ્રશસા કરતા હતા ભગવાને ક્ષણભર તેની સામે, અગ્નિ સામે અને લોકો સામે નજર ફેંકી. તેમને લોકોની અજ્ઞાનતા પ્રત્યે, અને તાપસના અજ્ઞાન કષ્ટપ્રત્યે દયા ઉપજી આ કરતાં પણ જ્યારે જ્ઞાનથી કાષ્ઠમાં બળતા સર્પને જોયો ત્યારે તો તે બોલી ઉઠયા કે 'જે તપમાં દયા નથી તે તપ નથી અને દયા અને તપ વિના ધર્મ પણ કયાથી સંભવે?' કમઠ લાલચોળ આંખ કરી બોલી ઉઠયો 'રાજકુમાર! તમે હાથી, ઘોડા ખેલાવી જાણો, સ્ત્રીઓના રંગ ગગ જાણો, ધર્મ તો અમારા જેવા તપસ્વીઓ જ જાણે.' પ્રભુએ તત્કાળ સળગતા અગ્નિમાંથી એક લાકડું ખેચી કઢાવી અને કહ્યું 'તમને ખબર છે કે આ લાકડામા સર્પ બળી રહ્યો છે? અને સર્પ બળ્યાનું જેને ભાન નથી તેનો જયણા વિનાનો તપ શા કામનો?' સભાળપૂર્વક ભગવાને લાકડું ચીરાવ્યુ તો તેમાથી અર્ધ બળેલ સર્પ નીકળ્યો ભગવાને સર્પને નવકારમંત્ર સંભળાવી આરાધના કરાવી, આ સર્પ મૃત્યુ પામી ધરણેન્દ્ર નામે નાગરાજ થયો. લોકોનાં ટોળાં ઘડીક પહેલાં કમઠ તાપસની સ્તુતિ કરતાં હતા તે નિંદામાં પલટાયાં અને કુમારના વિવેક, અને જ્ઞાન પ્રત્યે ભાવથી નમી પડયાં સમય જતાં કમઠ તાપસના મૃત્યુ પામી અજ્ઞાન તપના પ્રભાવે મેઘમાળી નામે દેવ થયો.

**દીક્ષા.**

એક વખત વસંતઋતુમાં પાર્શ્વકુમાર રાણી સહિત ઉદ્યાનમાં પધાર્યા. વનરાજીને જોતાં અને આકાશને નિહાળતાં કુમારે ઉદ્યાનની મધ્યમાં એક પ્રાસાદ દેખ્યો. પ્રાસાદમાં

પ્રવેશી અર્હત્પ્રતિમાને પ્રણામ કર્યો અને ત્યારબાદ રંગમંડપમાં ચિત્રો નિહાળવા લાગ્યા. આ ચિત્રોમાં નેમિનાથ ભગવાનના જીવનનું આલેખન હતું. તેમાં રાજીમતીનો ત્યાગ, પશુઓનો પોકાર, ગિરનારમાં આવવું, કેવળજ્ઞાનની પ્રાપ્તિ આ સર્વ આલેખેલું હતું. પાર્શ્વકુમાર આ જોઈ, વૈરાગ્ય ભાવિત થયા. કે તુર્ત અવસર જાણી લોકાન્તિક દેવોએ 'નાથ! તીર્થ પ્રવર્તાવો' ની વિનંતિ કરી. ભગવાને વાર્ષિકદાન આપવા માંડ્યું અને વર્ષને અંતે **વિશાળા** નામની શિબિકા ઉપર આરૂઢ થઈ **આશ્રમ** ઉદ્યાનમાં પધાર્યા. અને પોષ વદ ૧૧ના દિવસે અનુરાધા નક્ષત્રમાં અઠ્ઠમ તપ પૂર્વક ત્રણસો રાજાઓ સાથે દીક્ષા અંગીકાર કરી દીક્ષા લેતાની સાથેજ ભગવાનને મનઃપર્યવજ્ઞાન થયું. દેવોએ દીક્ષા કલ્યાણક મહોત્સવ ઉજવ્યો

ભગવાન આત્મધ્યાનમાં રમણ કરતા બે દિવસ બાદ **કોપકટ** નામના ગામમાં પધાર્યા અને ધન્યને ત્યાં તેમણે પરમાન્નથી પારણું કર્યું. દેવોએ પંચદિવ્ય પ્રગટ કર્યા અને પારણાના સ્થાને ધન્યે રત્નપીઠ સ્થાપી

( ૩ )

## શ્રમણ અવસ્થા

### કલિકુંડ તીર્થ.

ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતા **કાદંબરી** અટવીમાં આવ્યા અને ત્યાં રહેલ કુંડ સરોવરના કાંઠે કાઉસગ્ગ ધ્યાને રહ્યા ભગવાન આત્મમગ્નમાં લીન હતા. તેવામાં **મહીધર** નામે હાથી સરોવરમાં પાણી પીવા આવ્યો તેણે ભગવાનને જોયા કે તુર્ત તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. અને તે વિચારવા લાગ્યો કે 'આ મહાપુરુષના દર્શનથી જગતમાં એવી કઈ વસ્તુ છે કે જે પ્રાપ્ત ન થાય. હું પૂર્વજન્મમાં **હેમ** નામનો કુલપુત્ર હતો નસીબયોગે મારૂં શરીર વામન હતું. લોકો મારી ખુબ મશ્કરી કરતા તેથી હું જંગલમા ચાલ્યો ગયો. ત્યાં મને એક મુનિનો મેળાપ થયો મેં મુનિ પાસે દીક્ષાની માગણી કરી પણ મુનિએ મને સાધુપણા માટે અયોગ્ય માની દીક્ષા ન આપી. પરંતુ શ્રાવક વ્રત આપ્યું. હું સારી રીતે શ્રાવક વ્રતને પાળતો હતો. લોકોને કે કોઈને હેરાન નહોતો કરતો છતાં મારા વામનરૂપને આગળ ધરી લોકો મને પજવતા હતા અંતકાલે આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી વામનરૂપના તિરસ્કાર અને મોટી કાયાના પ્રેમને લઈ આ ભવમાં હું હાથી થયો પણ મને ખેદ થાય છે કે હું આ પશુના ભવમાં આ કલ્પવૃક્ષ સમાન મહાત્માની શું સેવા કરૂં ?. હું જો અત્યારે માનવ હોત તો તેમને મારૂં સંયમ જીવન અર્પી સ્વકલ્યાણ સાધત પણ હાલ તો હું પશુ છું' આ પછી તે સરોવરમાં પેઠો ન્હાયો અને તેણે કમલના પુષ્પ લઈ. ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દઈ પુષ્પથી ભગવાનની પૂજા કરી. અને તે પોતાના આત્માને ધન્ય માનતો પોતાના સ્થાને ગયો આ પછી દેવોએ પણ ભગવાનની સુગંધિત વસ્તુઓથી પૂજા કરી અને સ્તુતિ કરી.

આ અરસામાં કોઈ પુરૂષે **ચંપાનગરીના** રાજા કરકંડુને ખબર આપી કે નજીકમાં ભગવાન કાઉસગ્ગ ધ્યાને રહ્યા છે. કરકંડુ ભગવાનના કાઉસગ્ગ સ્થાને આવ્યો. અને ભગવાનને

વંદન કર્યું પણ ભગવાન ધ્યાન ધરતા મૌન રહ્યા ભગવાનના વિહારબાદ સ્મૃતિચિન્હ તરીકે કરકંડુ રાજાએ ત્યાં એક પ્રાસાદ બધાવ્યો. અને નવહાથની ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠા પૂર્વક સ્થાપન કરી. જતે દિવસે તે સ્થાન કલિકુંડ તીર્થ નામે પ્રસિદ્ધ થયું. અને ભગવાનની પૂજા કરનાર હાથી મૃત્યુ પામી આ તીર્થનો રક્ષક વ્યંતર દેવ થયો ત્યારથી આ સ્થાન ખુબજ પ્રભાવશાળી અને ચમત્કારિક બન્યું.

**અહિછત્રા નગરી અને અહિછત્રા તીર્થ.**

પાર્શ્વનાથ ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતા **શિવપુરી** નગરીના કોશાઞ્બ નામના વનમાં પધાર્યા અને ત્યાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા. આ તરફ ધરણેન્દ્ર પોતાની સભામાં રહેલી દેવઋદ્ધિ જોઈ વિચારવા લાગ્યા કે આ ઋદ્ધિ કયા કર્મથી મને મળી. અવધિજ્ઞાનનો ઉપયોગ મુકતા તેને પ્રભુનો પૂર્વભવનો ઉપકાર યાદ આવ્યો. તે તુર્ત દેવસભા છોડી ભગવાનના કાઉસ્સગ્ગ સ્થાને આવ્યો તેણે ભગવાનને ધૂમધખતા તડકામાં કાઉસ્સગ્ગધ્યાનસ્થિત જોયા આથી ભક્તિથી સહસ્રફણાવાળું નાગરૂપ ધરી ભગવાનના મસ્તક ઉપર રહ્યો અને ભગવાન ઉપર છાયા વિસ્તારી તડકાને દૂર કર્યો. નિર્મોહી ભગવાને કાઉસ્સગ્ગ પુરો થતાં ત્યાંથી વિહાર કર્યો. પણ તે સ્થાને જતે દિવસે લોકોએ એક નગર વસાવ્યું જે **અહિછત્રા** નગરી નામે પ્રસિદ્ધ થયું અને ત્યાં જે જિનમંદિર બંધાવાયું તે **અહિછત્રા** તીર્થ નામે પ્રસિદ્ધિ પામ્યું

**કુર્કટેશ્વર તીર્થ.**

ભગવાન ગ્રામ, અરણ્ય, પર્વત વિગેરેમાંથી પસાર થઇ અનુક્રમે **રાજપુર** નગર સમીપે કાઉસગ્ગ ધ્યાને રહ્યા તેવામાં તે નગરના રાજા ઈશ્વરને સેવકે સમાચાર આપ્યા કે ભગવાન અહિં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા છે. રાજા તુર્ત ભગવાનના કાઉસ્સગ્ગ સ્થાને હર્ષભેર આવ્યો ભગવાનને દેખતા તેનું મગજ ભમવા લાગ્યુ અને તે મૂર્છા ખાઇ જમીન ઉપર ઢળી પડયો મૂર્છા ઉતરતાં તે બોલ્યો કે “ મને ભગવાનને દેખી જાતિસ્મરણ જ્ઞાન થયું છે. હુ પૂર્વભવમાં **વસંતપુર** નગરમા **દત્ત** નામનો બ્રાહ્મણ હતો મારા શરીરે કોઢ રોગ થયો. સગા અને સબંધી મારી તરફ બેદરકાર બન્યા. મને જીવન ઉપર કંટાળો ઉપજ્યો અને હું જીવનનો અંત આણવા ગંગામાં જેવો કુદકો મારવા ગયો કે તુર્ત આકાશમાર્ગે જતા મુનિએ મને રોકયો. મુનિ હેઠા ઉતર્યા અને મને કહેવા લાગ્યા કે ‘દુઃખનું ઔષધ મૃત્યુ નથી પણ ધર્મ છે?’ મેં તેમની પાસે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો અને ત્યારથી મેં મારૂં જીવન ધર્મ માર્ગે વાળ્યુ

એક વખત હું જીનમંદિરે ગયો ત્યાં મેં ભગવાનનાં દર્શન કર્યા અને ત્યારબાદ મુનિને વંદન કરી તેમની પાસે બેઠો. આ અરસામા **પુષ્પકલિક** નામના એક શ્રાવકે મુનિને કહ્યું કે ‘ આવા રોગી માણસો જીનમંદિરમાં આવી શકે ખરા ?’ મુનિએ જવાબ આપ્યો કે ‘ અવગ્રહનું પાલન અને આશાતનાનો ત્યાગ કરી ખુશીથી આવી શકે અને દેવ-

વ દન કરી શકે ?' ફરી પુષ્પકલિકે મુનિને પૂછયુ કે 'આ માણુસ મરીને કઇ ગતિ પામશે ?' મુનિએ જવાગ આપ્યો 'આ દત્ત બ્રાહ્મણુ મરી મરઘો થશે.' આ શબ્દ સાંભળતાં હું રડી પડયો, અને કહેવા લાગ્યો કે 'ભગવત ! આ ભવમાં તો હું કોઢથી પીડાઉંછુ અને વળી આવતા ભવમાં હુ તિર્યંચ મરઘો થઈશ ? ભગવાન ! મારે તરવાનો કોઇ ઉપાય નહિ હોય ?' મુનિએ જવાબ આપ્યો કે 'ભાવિભાવને કોઈ મીટાવી શકે તેમ નથી. પણુ તારે બહુ શોક કરવાનું કારણુ નથી કારણુકે મરઘાના ભવમા તને મુનિને દેખી જાતિસ્મરણુ જ્ઞાન થશે અને ત્યાં તું અણુમણુ કરી મૃત્યુ પામી રાજપુર નગરનો રાજા થઈશ.' મુનિના આ જવાબથી મને કઈક શાતિ વળી અને ધર્મમાર્ગમા વધુ સ્થિર થયો મને જાતિસ્મરણુથી આ સર્વભવ યાદ આવ્યા છે તે આ પ્રભુના દર્શનનો પ્રતાપ છે " પ્રભુએ કાઉસગ્ગ ધ્યાન પાળી વિહાર કર્યો પણુ રાજાએ આ સ્થાનની સ્મૃતિ માટે ત્યાં એક ચૈત્ય બનાવ્યુ અને તેમા પાર્શ્વપ્રભુની પ્રતિમાને પ્રતિષ્ઠા પૂર્વક સ્થાપન કરી જતે દિવસે આ સ્થાન કુર્કુટેશ્વર નામના તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું અને ત્યા વસાવેલું નગર કુર્કુટેશ્વર નગર કહેવાયુ

## મેઘમાળીનો ઉપસર્ગ.

એક વખત વિહાર કરતા ભગવાન કોઇ એક તાપસ આશ્રમ નજીક આવી પહોચ્યા સધ્યા સમય વીત્યો હતો. પક્ષિઓ પોતપોતાના માળામાં પાછાં ફરતાં હતાં સૂર્ય પશ્ચિમસમુદ્રમાં ડુબી આકાશને લાલ બનાવી રહ્યો હતો ભગવાન એક કુવાની પાસે રહેલા વડવૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાને રહ્યા આ અરસામાં મેઘમાલી દેવને અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો અને તેને ભગવાનની સાથેની વૈરપરપરા તાજી થઈ. ક્રોધથી ધમધમતો પાપાત્મા મેઘમાલી ભગવાન પાસે આવ્યો. ભગવાન તો મેરૂ સમ નિષ્પ્રકપ ધ્યાનમા હતા મેઘમાલીએ પ્રથમ હાથી વિકુર્વ્યા અને તેમણે સુઢોથી ભગવાનને પછાડવા માંડયા પણુ છેવટે થાકી તેણે સિંહ વિકુર્વ્યા સિહો જંગલને ધ્રુજાવે તેવી ત્રાડો નાંખવા લાગ્યા પણુ તે ત્રાડ ભગવાનના ધ્યાનમાં તરંગની જેમ લીન બની. આ પછી મેઘમાલીએ સાપ, વિછી, વેતાલ વિગેરેના અનેક પ્રતિકુલ ઉપસર્ગ અને દેવાગનાઓના હાવભાવ રૂપ ઘણા અનુકુલ ઉપસર્ગો કર્યા પણુ ભગવાન તો પોતાના ધ્યાનથી જરાપણુ ચલિત ન થયા. મેઘમાલી ક્રોધથી ખૂબ ધમધમ્યો. તેણે આકાશમાથી અનર્ગલ વૃષ્ટિ આરંભી જોતજોતામા ચારે બાજુ પાણી ફેલાયુ વિજળીના ઝબકારા અને કાનને ફોડી નાખે તેવા મેઘના ગડગડાટ થવા માંડયા પાણી વધતું વધતુ કેડી અને છાતી ઓળંગી ભગવાનની નાસિકા સુધી આવી પહોચ્યુ. ધરણેન્દ્રનું આસન કમ્પ્યુ. ભગવાનનો ઉપસર્ગ દેખતા દેવાગનાઓ સાથે ધરણેન્દ્ર ત્યા આવ્યો તેણે ભગવાનને નમસ્કાર કર્યો અને ભગવાનના પગ નીચે કમળ, મસ્તક ઉપર સાતફણાવાળા સર્પનુ છત્ર તેમજ સામે ચામર અને કુલની માલાપૂર્વક દેવાગનાઓનુ નૃત્ય આરભી ભગવાનની સેવામા તત્પર બન્યો.

મેઘમાલી જોસથી પાણી વરસાવતો ગયો પણુ ભગવાન પાણીના તળ ઉપર બીરાજેલ કમળ ઉપર જમીનની પેઠે ધરણેન્દ્રની ઋદ્ધિ પૂર્વક કાઉસ્સગ્ગધ્યાનમાં નિશ્ચળ રહ્યા પાણી

વરસાવતા મેઘમાલી ઉપર કે, ભક્તિ કરતા ધરણેન્દ્ર ઉપર તેમની દૃષ્ટિ સરખી હતી મેઘમાલી ઉપર નહોતો દ્વેષ કે ધરણેન્દ્ર ઉપર નહોતો જરા પણ રાગ. પરંતુ સ્વામિભક્ત ધરણેન્દ્રથી મેઘમાલીનો ઉપસર્ગ ન જોવાયો અને તેણે તિરસ્કાર પૂર્વક મેઘમાલીને કહ્યુ 'મુર્ખ ! પૂર્વભવમાં હંમેશ ઉપકાર કરનાર પ્રભુ પર તું ખોટું વૈર વર્ષાવે છે ભગવાન તો સમદૃષ્ટિ છે' ધરણેન્દ્રના વચને મેઘમાળી કંપ્યો. તેણે ભગવાનની ક્ષમા માગી અને ત્યારબાદ ધરણેન્દ્ર તથા મેઘમાલી ભગવાનની સ્તુતિ કરી સ્વસ્થાને પધાર્યા.

**કેવળજ્ઞાનની પ્રાપ્તિ તથા ચતુર્વિધ સંઘની સ્થાપના.**

ભગવાન દીક્ષા પછી ચોરાસી દિવસે ફરી આશ્રમપદ નામના ઉદ્યાનમાં પધાર્યા અને ધાતકી વૃક્ષની નીચે કાઉસગ્ગ ધ્યાનમા ચાર ઘાતી કર્મનો ક્ષય કરી ચૈતરવદ ૪ ના દિવસે વિશાખા નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું દેવોએ સમવસરણની રચના કરી અને વચ્ચે સત્યાવીશ ધનુષ ઉંચુ ચૈત્યવૃક્ષ બનાવ્યું. ભગવાન સુવર્ણકમલ ઉપર પગ ધરતા પૂર્વ દ્વારથી સમવસરણમાં પ્રવેશી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરી 'नमो तित्थस्स' કહી સિંહાસન ઉપર આરૂઢ થયા. અશ્વસેન રાજા, વામામાતા અને પ્રભાવતી દેવી પણ સમવસરણમા આવ્યા અને યથાસ્થાને બેઠાં. ઇન્દ્રે ભગવાનની સ્તુતિ કર્યા બાદ ભગવાને દેશના આપી આ દેશનામાં ભગવાને દાન, શીલ, તપ અને ભાવનું સ્વરૂપ સમજાવ્યું અને તે દરેક દાનના–જ્ઞાનદાન, અભયદાન, અને ધર્મ ઉપકરણદાન વિગેરેના ભેદ બતાવ્યા. જ્ઞાનદાન ઉપર ધનમિત્રની કથા, અભયદાન ઉપર વસંતકની કથા, ધર્મોપકરણ દાન ઉપર રોહિણીની કથા અને અન્નદાન ઉપર સુંદરની કથા કહી તેમજ શિયળ ઉપર મદનરેખાની કથા, તપ ઉપર સનત્કુમારની કથા, વ્રત ભંગ ઉપર મહાપદ્મની કથા તથા વ્રતપાલન ઉપર પુંડરિક કંડરીકની કથા કહી જીવોને ધર્મ પમાડયો. દેશનાબાદ કેટલાક લોકોએ ચારિત્ર, કેટલાકે શ્રાવકપણું, તો કેટલાકે સમકિત વિગેરે વ્રત નિયમોને ગ્રહણ કર્યા.

અશ્વસેન રાજાએ હસ્તિસેન પુત્રને રાજ્ય સોંપી ભગવાન પાસે દીક્ષા લીધી વામામાતા તથા પ્રભાવતી દેવીએ પણ સાધ્વી પાસે દીક્ષા સ્વીકારી શુદ્ધ રીતે વ્રત પાળી દેવલોકે ગયાં અને ત્યાથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા મુક્તિગતિને પામશે

પાર્શ્વનાથ ભગવાનને ૧ આર્યદત્ત. ૨ આર્યઘોષ. ૩ વિશિષ્ટ ૪ બ્રહ્મ. ૫ સોમ. ૬ શ્રીધર ૭ વીરસેન ૮ ભદ્રયશા ૯ જય અને ૧૦ વિજય એમ દશ ગણધરો થયા ભગવાને તેમને ત્રિપદી આપી. તેમણે તેને અનુસરી દ્વાદશાંગીની રચના કરી અને તેની ભગવાને અનુજ્ઞા આપી આ પછી પ્રથમ પોરિસીપૂર્ણ થતા બીજી પોરિસીમા ગણધર ભગવંતે દેશના આપી

આ દેશનામા ગણધર ભગવંતે કહ્યું 'સમ્યક્ત્વપૂર્વકનું જ્ઞાન તે આજ્ઞાપ્રધાન જ્ઞાન છે. વૈયાવચ્ચ વિનય વિગેરે સર્વે ભક્તિના પર્યાયો છે આ ભક્તિની પ્રબળતાથી જીવ તીર્થંકર નામ કર્મનો પણ બંધ કરી શકે છે. તેમજ ભક્તિને માટે અવસરે ભક્તિમાન સાધક અપવાદ પણ સેવી શકે છે. સુભદ્રાએ ભક્તિના વશે સ્પર્શ કરી મુનિની આખમાંથી તણખલું કાઢયું છતાં અને રેવતી શ્રાવિકા વીરભગવાનને માટે કોળાપાક બનાવવામાં આધાકર્મને કરનાર થવા

છતાં ક્રયાણુ સાધવે આ ભક્તિ તીર્થયાત્રા, જિનપૂજા, ગુરૂસ્તવન વગેરે અનેક રીતે થઈ શકે છે. અહિં પુષ્પપૂજા ઉપર વીરસેન અને શુકરાજની કથા તથા ભાવપૂજા ઉપર રાવણ અને ધનરાજની કથા કહી ભવ્ય જીવોને તેમણે પ્રતિબોધ પમાડયો. દેશના પૂર્ણ થયા બાદ સૌ પોતપોતાના સ્થાને ગયા

પાર્શ્વનાથ પ્રભુના શાસનમાં પાર્શ્વ નામે શાસનદેવ અને પદ્માવતી નામે યક્ષિણી શાસનદેવી થઈ પાર્શ્વયક્ષ કાચબાના વાહનવાળો કૃષ્ણવર્ણવાળો, હસ્તિ જેવા મુખવાળો, નાગની ફણાના છત્રથી શોભતો, ચાર ભુજાવાળો. બે વામભૂજામાં નકુલ અને સર્પ તથા બે દક્ષિણ ભૂજામાં બીજોરું અને સર્પ ધારણ કરનારો થયો. તથા પદ્માવતી કુર્કટજાતિના સર્પના વાહનવાળી, સુવર્ણ સરખા વર્ણવાળી બે દક્ષિણ ભૂજામા પદ્મ અને પાસ, તથા બે વામ ભૂજામા ફળ અને અંકુશ ધારણ કરનારી થઈ

## સાગરદત્તની દીક્ષા

જગત ઉપર ઉપકાર કરતા ભગવાન એક વખત પુંડ્ર નામના દેશના સાકેતપુર નગરના આમ્રોદ્યાનમાં આવ્યા તેવામા તામ્રલિપ્તી નગરનો સાગરદત્ત નામનો એક વણિક્ પુત્ર ભગવાન પાસે આવ્યો અને ભગવાનને વંદન કરી ધર્મદેશનામાં બેઠો. 'આ સાગરદત્ત પૂર્વ જન્મમા એક બ્રાહ્મણ પુત્ર હતો. તે ભવમાં તેની સ્ત્રી કોઈ બીજા પુરૂષ સાથે આસક્ત થએલ હોવાથી તેણે તેને ઝેર આપી બ્હાર ફેંકી દીધો પણ એક ગોવાલણે તેનું ઝેર ઉતારી તેને ત્યા સાજો કર્યો. સાજો થએલ બ્રાહ્મણ પુત્ર પરિવ્રાજક થઈ મૃત્યુ પામી સાગરદત્ત નામેશ્રેષ્ઠિ પુત્ર થયો અને પેલી ગોવાલણ મૃત્યુ પામી વણિક પુત્રી થઇ સાગરદત્ત યુવાન થયો તેને ઘણી સ્ત્રીઓનાં માગાં આવ્યા તો પણ તેને સ્ત્રી પરણવાની ઇચ્છા ન થઈ પેલી વણિક પુત્રીનું પણ માગુ આવ્યુ. સાગરદત્તે તેને પાછું ઠેલ્યુ. વણિક્ પુત્રીએ સંકેતથી સમજાવ્યું કે 'બધી સ્ત્રીઓ એવી હોતી નથી.' આ પછી સાગરદત્ત તેને પરણ્યો એક વખત તે પરદેશ ગયો. ત્યાં તેણે સાતવાર ધન મેળવ્યું અને ગુમાવ્યું. આઠમીવાર તેને વહાણમાથી ખલાસીઓએ ફેંકી દીધો. તરતો તરતો તે સસરાના ગામ પાટલાપથ નગરે આવ્યો સસરાએ તેનો આદર સત્કાર કર્યો વહાણવટીઓ પણ થોડે દિવસે ત્યાં આવ્યા સાગરદત્તે તેમને ઓળખ્યા અને રાજાને જણાવી તેમની પાસેથી પોતાનો માલ પાછો લીધો આ પછી સાગરદત્ત ધનવાન થયો અને રાજાનો માનીતો થયો તે જુદા જુદા ધર્મનાયકોને બોલાવતો અને દેવ, ગુરૂ ધર્મ સંબધી પ્રશ્નો પૂછતો. પણ તેને કોઈ જગ્યાએથી સમાધાન ન થયું. ભગવાનની દેશનામા ભગવાને સાગરદત્તના પ્રશ્નને ધ્યાનમાં રાખી દેવ ગુરૂ, ધર્મ સંબંધી દેશના આપી. સાગરદત્ત પ્રતિબોધ પામ્યો અને ભગવાન પાસે તેણે દીક્ષા અંગીકાર કરી.

## ભગવાનના ચાર શિષ્ય

એક વખત ભગવાનને શિવ, સુદર, સોમ અને જય નામના ચાર શિષ્યોએ પ્રશ્ન પૂછયો કે 'હે ભગવાન! અમે મોક્ષે કયારે જઈશું.' ભગવાને જવાબ આપ્યો કે 'તમે આ

ભવમા જ મોક્ષે જવાના છો ' ભગવાનનો ઉત્તર સાંભળી તેઓએ વિચાર કર્યો કે 'આપણુને મોક્ષ મળવાનું છે તો શા માટે તપકષ્ટ સહન કરવું.' તેમણે તપત્યાગ છોડી દીધો અને ખાન, પાનમાં મસ્ત બની પોતાનું જીવન વીતાવવા માંડ્યુ અને બીજાઓને પણ તપત્યાગ કરવો એ ફોગટ છે એમ ઉપદેશ આપવા માંડ્યો પરન્તુ અંતકાલે એમને શુદ્ધ બુદ્ધિ સૂઝી, વૈરાગ્ય ભાવના જાગી અને ક્ષપકશ્રેણિ ઉપર ચઢી સિદ્ધિગતિ પામ્યા. પરન્તુ તેમણે આપેલો ઉપદેશ જતે દિવસે બૌદ્ધ ધર્મ તરીકે પ્રસિદ્ધિ પામ્યો

**બંધુદત્ત અને અશોકમાલીની દીક્ષા.**

નાગપુર નગરમાં ભગવાન એક વખત પધાર્યા. તેમના સમવસરણમાં ભગવાને બંધુદત્ત અને ચંડસેનને તેમનો પૂર્વભવ કહ્યો આથી બંધુદત્તે ચંડસેન અને પોતાની સ્ત્રી સાથે દીક્ષા ગ્રહણ કરી અને શુદ્ધ ચારિત્ર પાળી ત્રણે જણ સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા.

ભગવાન વિહાર કરતા હતા તે વખતે અશોક નામનો માળી ભગવાન પાસે આવ્યો. તેણે ભગવાનની દેશના સાંભળી. ભગવાને તેને તેનો પૂર્વભવ કહ્યો કે 'તેં પૂર્વભવમાં એક મુનિ પાસેથી એવું સાંભળ્યુ કે નવ પુષ્પથી પૂજા કરનાર નવમે ભવે મુક્તિ જાય આથી તું રોજ નવ પુષ્પથી પૂજા કરવા લાગ્યો આમ જન્મોજન્મ તારી ઋદ્ધિ વધવા લાગી, અને તુ આ નવમા ભવમાં લૂરા ગામમાં ઉત્પન્ન થયો છે. અને નવક્રોડ ગામોનો રાજા થયો છે ' પૂર્વજન્મનો વૃતાંત સાંભળી માળી પ્રતિબોધ પામ્યો અને તેણે ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરી અન્તે સિદ્ધિગતિ મેળવી. આમ ઘણા જીવોનો ભગવાને ઉદ્ધાર કરી જગત્ ઉપર ઉપકાર કર્યો.

**ભગવાનનો પરિવાર અને નિર્વાણ.**

પૃથ્વીતળ ઉપર વિચરતા ભગવાન પાર્શ્વનાથને સોળ હજાર સાધુ, આડત્રીસ હજાર સાધ્વી, ત્રણસોને પચાસ ચૌદપૂર્વધારી, એક હજારને ચારસો અવધિજ્ઞાની, સાડા સાતસો મનઃપર્યવજ્ઞાની, એક હજાર કેવળજ્ઞાની, અગ્યારસો વૈક્રિયલબ્ધિવાળા, છસો વાદલબ્ધિવાળા, એક લાખ અને ચોસઠ હજાર શ્રાવકો, ત્રણલાખ અને સત્તોતેરહજાર શ્રાવિકા આટલો પરિવાર થયો ભગવાન પોતાનો નિર્વાણ સમય નજીક આવ્યો જાણી સંમેતશિખરગિરિ પધાર્યા. અને તેત્રીશ મુનિઓ સાથે ભગવાને અણશણવ્રત સ્વીકાર્યું. અંતે શ્રાવણ શુદ ૮ ના દિવસે વિશાખા નક્ષત્રમા ભગવાન તેત્રીશમુનિઓ સાથે પરમપદ પામ્યા

ભગવાન પાર્શ્વનાથે ગૃહસ્થપણામા ત્રીશવર્ષ અને વ્રત પાલનમાં સીત્તેરવર્ષ એમ કુલ સો વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવ્યું નેમિનાથ પ્રભુના નિર્વાણ પછી ત્રાશી હજાર સાતસો અને પચાસવર્ષ ગયા બાદ શ્રી પાર્શ્વનાથ પ્રભુ મોક્ષે પધાર્યા તે વખતે શક્રાદિક ચોસઠ ઇન્દ્રોએ સંમેતશિખર ઉપર આવી પ્રભુના દેહનો તેમજ અન્ય મુનિરાજોના દેહનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો દાઢા આદિ અવયવો યથાયોગ્ય સ્થાને સ્થાપી ચ્યવન કલ્યાણકનો મહોત્સવ ઉજવી ઇન્દ્રાદિ દેવો સ્વસ્થાને ગયા.

***પાર્શ્વનાથ ચરિત્ર સંપૂર્ણ.**

## નવમું પર્વ સંપૂર્ણ.

*આ પાર્શ્વનાથ ચરિત્રમા મુનિઓના ઉપદેશની અંદર લલિતાંગ વગેરે બત્રીસ અવાંતર કથાઓ આવે છે. આ કથાઓ જુદા જુદા સ્થળે આચાર્ય મહારાજાઓએ આપેલા ઉપદેશમા સમાય છે. મોટા ત્રિષષ્ટિમાં કે લઘુ ત્રિષષ્ટિમા આ કથાઓ નથી પણ સ્વતંત્ર પાર્શ્વનાથ ચરિત્રમાં તે આવે છે.



જંગલમા ભૂલા પડેલા સાધુઓને નયમારે પ્રતિલાભ્યા.

પ્રથમભવ. પૃ. ૧૪૯



ભરતચક્રવર્તિએ મરીચિને વંદન કર્યું અને કહ્યું કે 'તમે આ ચોવિશીના છેલ્લા તીર્થંકર થશો' મરીચિ પરિવ્રાજક અહો અહો મારું કુળ બોલવા પૂર્વક નાચી ઉઠયો તેથી તેણે નીચગોત્ર કર્મ ઉપાર્જન કર્યું.

તૃતીયભવ, પૃ. ૧૫૦

# શ્રી મહાવીર ચરિત્ર.

## (૧)

### પૂર્વભવ વર્ણન.

**પ્રથમ દ્વિતીય ભવ-ગ્રામચિંતક નયસાર અને સૌધર્મ દેવલોકમાં દેવ.**

આ જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમા મહાવપ્રા વિજયમાં લંકા નગરીને જીતે તેવી જયંતી નામની નગરી હતી તે નગરીમાં શત્રુમર્દન નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને પોતાના તાબાના પૃથ્વીપ્રતિષ્ઠ ગામનો ઉપરી નયસાર નામે સેવક હતો. તે રાજાને માટે કાષ્ઠ લાવવા એક વખત સાથીદારો સહિત જંગલમાં ગયો. મધ્યાહ્ન સમયે તેણે સાર્થથી જુદા પડેલા અને જંગલમા ભૂલા પડેલા મુનિઓને જોયા. તેણે તેમને પ્રતિલાભ્યા અને નગરના માર્ગ સુધી મુકી આવ્યો. મુનિએ તેને ધર્મોપદેશ આપ્યો. સરળ નયસારને તે ધર્મોપદેશ પરિણમ્યો અને તે વખતે જ તેણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું. સાધુઓ નગર તરફ ચાલ્યા નયસાર મુનિઓ દેખાય ત્યા સુધી ત્યાં થોભ્યો અને પોતાને મુનિના સમાગમથી ધન્ય માનતો કામે વળગ્યો. તેણે મુનિનો ધર્મોપદેશ દૃઢ કર્યો, અને છેવટે સમ્યક્ત્વનું પાલન કરી નયસાર મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં બે પલ્યોપમના આયુષ્ય-વાળો દેવ થયો.

**ત્રીજો-ચોથો ભવ-મરીચિ અને બ્રહ્મદેવલોકમાં દેવ**

દેવલોકમાથી ચ્યવી નયસારનો જીવ ભરત મહારાજાને ત્યા પુત્રપણે ઉત્પન્ન થયો જન્મતાં તેનામા કિરણોનો આવિર્ભાવ હોવાથી તેનું નામ મરીચિ પાડ્યું ઋષભદેવ ભગવાન પાસે તેણે ચારિત્ર અંગીકાર કર્યું. અને અગીયાર અંગ ભણ્યો.

એક વખત ગ્રીષ્મઋતુમાં તાપ અને તૃષાથી પીડાએલ મરીચિને ચારિત્રઆવરણ કર્મનો ઉદય થયો તેના ચારિત્ર પરિણામ ઢીલા પડયા તેને ચારિત્રભાર મેરૂપર્વતના જેવો કઠીન લાગ્યો સાથે સાથે વ્રત છોડી ઘેર જવામાં પણ તેને શરમ લાગી. આથી વિચાર્યું કે 'આ મુનિઓ મનદંડ, વચનદંડ અને કાયદંડથી વિરત છે. હુ તો તેમ કરી શકું તેમ નથી. માટે ત્રણદંડ બતાવવા મારે ત્રિદંડનું લાછન ભલે રહ્યું સાધુઓ લોચ કરાવે છે. પણ હું તો જટા રાખીશ અગર શસ્ત્રથી મુંડન કરાવીશ. મુનિઓ ખુલ્લે પગે વિહાર કરે છે. તો હુ ચાખડી કે જોડા રાખી ફરીશ. મુનિઓ કષાય રહિત હોવાથી શ્વેતવસ્ત્રો પહેરે છે હું કષાયી હોવાથી કષાયિક વસ્ત્રો પહેરીશ મુનિઓ મહાવ્રત ધારે છે હું અણુવ્રતો ધારીશ મુનિઓ પ્રાસુક અન્નપાન ગ્રહણ કરે છે, હું અપ્રાસુક અન્નપાન ગ્રહણ કરીશ ' એમ વિચારી ચારિત્રભગ્ન મરીચિએ ત્રિદંડી વેષ ગ્રહણ કર્યો

આમ છતા ભગવાનની સાથે વિહાર કરે છે અને લોકો તેને નવાવેષ સંબંધી પૂછે છે. ત્યારે મરીચિ કહે છે કે 'મારાથી-ચારિત્રભાર સહન ન કરી શકાયો માટે-હું

આ વેષ રાખુ છું મરીચિના ઉપદેશથી કોઈ પ્રતિબોધ પામતું તો તેને દીક્ષામાટે તે પ્રભુ પાસે મોકલતો

એક વખત વનીતા નગરીમા ભગવાન સમવસર્યા તેમણે દેશનામાં ભવિષ્યમાં થનાર તીર્થંકર, ચક્રવર્ત્તિ, બલદેવ અને વાસુદેવનાં નામ કહી બતાવ્યાં ભરતચક્રીએ ઉત્કંઠાથી પ્રભુને પૂછ્યું 'કે આ સભામાં કોઇ ભવિષ્યમાં થનાર તીર્થંકરનો જીવ છે ?' ભગવાને મરીચિને બતાવી કહ્યું કે 'આ તમારો પુત્ર મરીચિ છેલ્લો તીર્થંકર, પ્રથમ વાસુદેવ અને વિદેહમાં મુકાનગરીમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ થશે' ભરતેશ્વર ઉભા થયા અને જ્યાં મરીચિ હતા ત્યાં આવી તેમને વંદન કર્યું અને કહ્યુ કે, 'તમે આ ચોવીશીના છેલ્લા તીર્થંકર થશો માટે હું વંદન કરૂં છુ. હુ તમારા ત્રિદંડીપણાને વંદન કરતો નથી'

મરીચિના હૃદયમાં હર્ષ ન માયો, તે ચપટી વગાડી નાચવા લાગ્યો 'અહો ! અહો ! મારૂં કુલ, મારા દાદા પ્રથમ તીર્થંકર, પિતા પ્રથમ ચક્રવર્ત્તિ અને હું વાસુદેવ, ચક્રવર્તિ અને તીર્થંકર.' આમ હર્ષાવેશમા ભાનભૂલી મરીચિએ નીચગોત્રકર્મનું ઉપાર્જન કર્યું.

ભગવંતના નિર્વાણ પછી મરીચિ ભગવંતના સાધુઓ સાથે વિચરે છે એક વખત મરીચિ માંદો પડ્યો સાધુઓએ ચારિત્રભગ્ન મરીચિની વૈયાવચ્ચ ન કરી આથી મરીચિએ વિચાર્યું કે 'હું સાજો થયા પછી એક શિષ્ય કરીશ.' મરીચિ અનુક્રમે નિરોગી થયો. એક વખત તેની પાસે કપિલ નામનો કુલપુત્ર આવ્યો તેણે મરીચિ પાસે દીક્ષા લેવાની માગણી કરી મરીચિએ તેને ભગવંતના મુનિઓ પાસે મોકલ્યો પણ તેણે કહ્યું કે, 'શું તમારા માર્ગમાં ધર્મ નથી ?' મરીચિએ કહ્યું કે, 'ધર્મ અહિં પણ છે અને ત્યાં પણ છે' આ પછી કપિલ મરીચિનો શિષ્ય થયો આ ઉત્સૂત્રવચનથી મરીચિએ કોડાકોડી સાગરોપમ સંસાર બાંધ્યો મરીચિ આ ઉત્સૂત્રવચનની આલોચના લીધા વિના મૃત્યુ પામી ચોથાભવે બ્રહ્મદેવલોકમા દશ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. અને કપિલ પણ તેજ દેવલોકમાં ઉત્પન્ન થયો

**પાંચમા ભવથી પંદરમા ભવ સુધી.**

મરીચિનો જીવ બ્રહ્મદેવલોકમાંથી ચ્યવી **પાંચમા ભવે** કોલ્લાક ગામમાં એંશીલાખ પૂર્વના આયુષ્યવાળો **કૌશિક** બ્રાહ્મણ થયો. અંતે પૂર્વાભ્યાસથી ત્રિદંડી થઇ મૃત્યુ પામી વચ્ચે ઘણા ભવ કરી **છઠ્ઠાભવે** સ્થૂણ નામના ગામમા પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયો. ત્યાં પણ છેવટે તે ત્રિદંડી બન્યો. અને બહોંતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી **સાતમાભવે** સૌધર્મદેવલોકમાં દેવ થયો. ત્યાથી ચ્યવન પામી **આઠમાભવે** **અગ્નિઉદ્યોત** નામનો બ્રાહ્મણ થયો અને ત્રિદંડી બની ચોસઠલાખ પૂર્વના આયુષ્યને પૂર્ણ કરી **નવમાભવે** ઇશાન દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવી **દશમાભવે** મંદિર નામના સંન્નિવેશમાં **અગ્નિભૂતિ** નામે બ્રાહ્મણ થયો. આ ભવમાં પણ છેવટે તે ત્રિદંડી બન્યો. અને છપ્પન લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી **અગિયારમે** ભવે સનત્કુમાર દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવતા થયો ત્યાંથી ચ્યવી **બારમા ભવે શ્વેતાંબી નગરીમાં**

ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયો. અહીં પણ ત્રિદંડી બની ચુંવાળીસ લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી મૃત્યુ પામી માહેન્દ્રકલ્પમા **તેરમાભવે** મધ્યમ સ્થિતિવાળો **દેવતા** થયો, ત્યાંથી ચ્યવી ભવભ્રમણ કરી **ચોદમાભવે** રાજગૃહી નગરમાં **સ્થાવર** નામે બ્રાહ્મણ થયો અહીં પણ ત્રિદંડી બની ચોત્રીસ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામી **પંદરમા-ભવે** બ્રહ્મદેવલોકમા મધ્યમસ્થિતિવાળો દેવતા થયો

## સોળમો તથા સત્તરમો ભવ.

આ પછી ઘણો સંસાર રખડી ભગવાન મહાવીરનો જીવ રાજગૃહમાં **વિશ્વનંદી** રાજાના ભાઈ **વિશાખભૂતિનો** (આ પુસ્તકના પૃષ્ઠ ૯૯–૧૦૦ વિશ્વભૂતિનુ વર્ણન આપેલ છે) **વિશ્વભૂતિ** નામે રાજપુત્ર થયો અહિ રાજાના પુત્ર **વિશાખનંદીની** સાથે પુષ્પવાડીમાં રમણ કરવાના કારણે તેને ખોટુ લાગ્યુ. તેથી દીક્ષા લઈ નિયાણું કરી કોટિવર્ષનું આયુષ્ય ભોગવી **સત્તરમા** ભવે મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો

## અઢારમા ભવથી ચોવીશમા ભવ સુધી.

દેવલોકના સુખભોગવી વિશ્વભૂતિ **અઢારમાભવે** ત્રિપૃષ્ઠ વાસુદેવ થયો અહિં ઘણું (આ પુસ્તકના પૃ ૧૦૦ થી ૧૦૫ માં ત્રિપૃષ્ઠનો સવિસ્તૃત અધિકાર છે) પાપ ઉપાર્જન કરી **ઓગણીશમાભવે** સાતમી નારકપણે ઉત્પન્ન થયો ત્યાંથી **વીશમાભવે** સિંહ અને ત્યાંથી ફરી **એકવીશમાભવે** ચોથી નારકપણે ઉત્પન્ન થયો ત્યાંથી **બાવીશમાભવે** મનુષ્ય થયો અને ત્યા અનેક પુણ્ય ઉપાર્જન કરી **તેવીશમાભવે** મુકા નગરીમા **પ્રિયમિત્ર** નામનો ચક્રવર્તિ થયો સમય જતાં **પોટ્ટિલાચાર્યનો** તેને સમાગમ થયો તેથી **વૈરાગ્યપામી** દીક્ષા લઇ ચોરાસી લાખપૂર્વનુ આયુષ્ય ભોગવી અણસણપૂર્વક મૃત્યુ પામી **ચોવીશમા** ભવે મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો

## પચીસમો અને છવીશમો ભવ.

મહાશુક્રદેવલોકથી ચ્યવી પ્રિયમિત્ર ચક્રવર્ત્તિનો જીવ છત્રા નગરીમાં **જીતશત્રુ** રાજાની ભદ્રા નામની રાણીની કુક્ષિને વિષે **નંદન** નામે પુત્ર ઉત્પન્ન થયો. અહિ ચોવીસ લાખ વર્ષ રાજ્ય પાળી પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરી. આ પછી નંદનમુનિએ માસખમણ ઉપર માસખમણ કરી અરિહંત, સિદ્ધ વિગેરે વીશ પદોને આરાધી તીર્થંકર નામકર્મ બાંધ્યું અન્તે બે માસનું અણસણ કરી પચીશલાખ વર્ષનું આયુષ્ય પાળી પ્રાણતદેવલોકમા પુષ્પોત્તર વિમા-નમા દેવપણે ઉત્પન્ન થયા અને દેવની ઋદ્ધિસિદ્ધિ ભોગવવા લાગ્યા

# શ્રમણ ભગવાન મહાવીર

## ( ૨ )

### જન્મ, બાલ્યકાળ અને ગૃહાવાસ.

**સતાવીસમો ભવ–દશમા દેવલોકથી ચ્યવી દેવાનંદાની કુક્ષિમાં.**

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રના **મગધ** દેશમા **બ્રાહ્મણકુંડ** નામનું એક ગામ હતું. ત્યાં કુડાલસ કુળનો **ઋષભદત્ત** નામે બ્રાહ્મણ હતો, તેને જાલંધર ગોત્રવાળી **દેવાનંદા** નામે ભાર્યા હતી. સમય જતા નંદનમુનિનો જીવ પ્રાણતદેવલોકથી ચ્યવી ( ઇસ્વીસન પૂર્વ ૬૦૦, વિક્રમ સંવત પૂર્વ ૫૪૩ ) **અષાડ શુદિ ૬** ના દિવસે જ્યારે હસ્તોત્તરા ( ઉત્તરાષાઢા ) નક્ષત્રમાં ચંદ્રનો યોગ હતો ત્યારે દેવાનંદાની કુક્ષિને વિષે અવતર્યો. જગતભરમાં પ્રકાશ ફેલાયો અને આનંદ છવાયો

તે રાત્રિએ દેવાનંદાએ ચૌદ સ્વપ્ન દેખ્યાં અને પ્રભાતે ઋષભદત્તને સ્વપ્નનુ ફળ પુછ્યું ઋષભદત્તે પોતાની મતિ અનુસાર જણાવ્યુ કે 'આ સ્વપ્નો જોવાથી તમારે એક સુંદર પુત્ર થશે, અને તે ઉમરલાયક થતાં વેદ વિગેરે સર્વ શાસ્ત્રોમાં નિષ્ણાત થશે ?' પતિએ કહેલ આ સ્વપ્નફળ સાંભળી દેવાનંદા ખુબ આનંદ પામ્યાં આ પછી ઋષભદત્તને દિવસે દિવસે વધુ માન સન્માન અને લક્ષ્મી પ્રાપ્ત થવા લાગી.

### ગર્ભ પરાવર્ત્તન, ચ્યવન કલ્યાણક અને જન્મ.

ઈન્દ્રે એક વખત અવધિજ્ઞાનનો *ઉપયોગ મૂકયો અને દેવાનંદાની કુક્ષિમાં રહેલા અસ્પષ્ટ આકારવાળા ગર્ભસ્વરૂપે ભગવાનને જોયા. તેણે ભાવપૂર્વક શક્રસ્તવથી વંદન કર્યું. પણ વિચાર્યું કે 'દેવતાઓને ઉચ્ચકુલમાં જન્મેલા મહાપુરૂષો સેવવા યોગ્ય છે. તીર્થંકર ભગવાનો દરિદ્ર, ભિક્ષુક, કે કૃપણ વિગેરે હલકા કુળોમાં ઉત્પન્ન થતા નથી છતાં આતો બ્રાહ્મણના હલકા કુળમા ઉત્પન્ન થયા છે. તે આશ્ચર્ય છે, કરોડો વર્ષે આવી કોઈ આશ્ચર્યકારક ઘટના બને તો ઇન્દ્રની ફરજ છે કે તેણે તેમને નીચગોત્રમાંથી ઉચ્ચગોત્રમાં મુકવા.' તુર્ત હરિણૈગમેષી દેવને તેણે બોલાવ્યો અને કહ્યું કે 'જાલંધર ગોત્રવાળી દેવનંદાની કુક્ષિમાં રહેલ ગર્ભને વાશિષ્ઠ ગોત્રવાળી **ત્રિશલાની** કુક્ષિમા દાખલ કર, અને ત્રિશલાના ગર્ભને દેવાનંદાની કુક્ષિમાં દાખલ કર' હરિણૈગમેષીદેવ શક્રની આજ્ઞાનુસાર તુરત ત્યાં ગયો અને દેવાનંદા તથા ત્રિશલાને અવસ્વાપિની નિદ્રા આપી પરસ્પર ગર્ભનુ પરાવર્ત્તન કર્યું.

આ તરફ દેવાનંદાએ એ રાત્રિએ સ્વપ્નમાં જાયું કે 'તેણે પ્રથમ જોયેલાં ચૌદ

---

* મૂળ ત્રિષષ્ટિમા બ્યાસી દિવસે ઇન્દ્રનુ આસન કપ્યુ તેમ જણાવ્યું છે જ્યારે અહિં બ્યાસીમા દિવસે ઇન્દ્રે ઉપયોગ મૂકયો અને ભગવાનને જોયા. તેમજ ઇન્દ્રે ભગવાનને પરિવર્તન કરવામા ઉચ્ચ ગોત્રવાળા મોટા પુરૂષે જ દેવતાઓને પૂજવા યોગ્ય છે તે કારણને ધ્યાનમા લઇ પોતાનો આચાર આગળ કરી ગર્ભ પરાવર્તન કરેલ છે તેમ જણાવ્યું છે.

સ્વપ્ન પોતાની પાસેથી ત્રિસલા ક્ષત્રિયાણીએ હર્યાં' અને આજ વખતે ત્રિશલા ક્ષત્રિયાણીએ ચૌદ સ્વપ્ન દેખ્યા, દેવાનંદાએ આ સ્વપ્નથી જાણ્યું કે 'મારો બાળક હરાયો' આથી તે રોઈ કકળી પણ તેમાં તે નિરૂપાય હતી.

આ ગર્ભ પરાવર્તન **આસો વદી ૧૩ ની** મધ્ય રાત્રિએ એટલે ભગવાન ગર્ભમા આવ્યા પછી ૮૩ મા દિવસે થયું. દેવોએ સિદ્ધાર્થની ઘેર વસુવૃષ્ટિ કરી અને ચ્યવન કલ્યાણક મહોત્સવ કર્યો

ચૌદ સ્વપ્ન દેખી ત્રિશલામાતા જાગ્યા અને સિદ્ધાર્થ પાસે જઈ સ્વપ્ન દર્શનની વિગત કહી. રાજાએ પોતાની બુદ્ધિ પ્રમાણે 'પુત્ર રત્ન થશે' તેમ કહ્યું અને જણાવ્યું કે 'સ્વપ્ન દર્શન સંબંધી વધુ ખુલાસો તો સ્વપ્ન પાઠકો પાસેથી મળશે માટે તેમને બોલાવી તેમને મુખેથી સાંભળીશું'

પ્રાતઃકાળે રાજાએ અનુચરોને આજ્ઞા કરી કે 'સભામંડપો શણગારી સ્વપ્નપાઠકોને બોલાવી લાવો.' રાજા નાહી ધોઇ, સભા મંડપમાં બેઠો. સામંતો વિગેરે યથાસ્થાને બિરાજ્યા. અને ત્રિશલાદેવી પડદાની પાછળ બેઠાં આઠ સ્વપ્ન પાઠકો આવ્યા. શરૂઆતમાં તેમણે રાજાને આશીર્વાદ આપ્યા. પછી રાજાના મુખથી રાત્રિએ ત્રિશલાદેવીને આવેલ ચૌદ સ્વપ્નની વાત સાંભળી વિચાર કર્યો અને એકબીજાને મળી તેનો નિર્ણય કરી તેમાંથી એક મુખ્ય બોલ્યો "હે રાજન! અમારા સ્વપ્નશાસ્ત્રમાં કુલ ૭૨ સ્વપ્ન બતાવ્યા છે તેમા આ ચૌદ સ્વપ્ન જે સ્ત્રી જુવે તે તીર્થંકર કે ચક્રવર્તિ પુત્રનો જન્મ આપે ચક્રવર્તિની માતા ચૌદ સ્વપ્ન ઝાખા દેખે અને તીર્થંકરની માતા બરાબર દેખે. ત્રિશલાદેવીએ ચૌદ સ્વપ્ન બરાબર દેખ્યા હોવાથી તે તીર્થંકર પુત્રનો જન્મ આપશે અને તે પુત્ર ત્રણલોકનો નાયક ધર્મચક્રવર્તિ થશે" પડદામા રહેલ ત્રિશલામાતા આ સ્વપ્નફળ સાંભળી આનંદ પામ્યાં અને સ્વપ્ન પાઠકની કહેલ સર્વ વાત મનમા ધારી રાખી. રાજાએ સ્વપ્ન પાઠકોને દાન આપી વિદાય કર્યા.

ત્રિસલાદેવીના ગર્ભમા ભગવાન આવ્યા પછી સિદ્ધાર્થ રાજાને ત્યા સોનું રૂપુ, ધનધાન્ય, વિગેરેની દિવસે દિવસે ખુબ વૃદ્ધિ થવા લાગી. આથી રાજાએ મનમા ચિંતવ્યું કે 'બાળકના જન્મ પછી નામ પાડવાના પ્રસંગે તેનું 'વર્ધમાન' નામ પાડીશ.'

સાતમે મહિને ભગવાને માતાને કષ્ટ ન પડે એ બુદ્ધિથી હાલવું. ચાલવું બંધ કર્યું. પણ આથી તો માતાને 'મારો ગર્ભ ગળી ગયો, પડી ગયો કે થયું શું?' તેવી અનેક જાતની શંકાઓ થવા માંડી અને તેમણે કલ્પાત કરી મૂક્યું. ત્રણ જ્ઞાન સહિત ભગવાને માતાનો આ મમત્વ ભાવ જાણ્યો અને સંચલન કર્યું તેજ વખતે તેમણે સંકલ્પ કર્યો કે 'જે માતાએ હજુ મારૂં મુખ કે અંગોપાંગ પણ જોયાં નથી તે ગર્ભની અનિષ્ટ શંકાથી આટલી બધી રહી ઉઠે છે તે સાક્ષાત મને લાલન પાલન કરાવી છોડતો શી રીતે જોઈ શકશે? આથી જ્યાં સુધી માતાપિતા જીવશે ત્યાં સુધી હુ દીક્ષા ગ્રહણ નહિ કરૂં.'

ગર્ભના સંચલનથી માતાની શંકા દૂર થઈ તે આનંદ પામ્યાં અને બોલી ઉઠ્યાં કે

'મારૂં પૂણ્ય જાગે છે મે ગર્ભ સંબંધી અનિષ્ટ શંકા કરી હતી તે ખોટી છે' રાજાએ દાન પૂણ્ય દીધું અને ગામમાં સર્વ ઠેકાણે આનંદ ફેલાયો

| | | |
|---|---|---|
| मेष | सूर्य | १० |
| वृष | सोमः | ३ |
| मृग | मगल | २८ |
| कन्या | बुध | १९ |
| कर्क | गुरु. | ९ |
| मीन | शुक्रः | २२ |
| तुला | शनि | २० |

*આ વખતે આકાશમા ગ્રહો આ રીતે હતા.

નવ મહિના અને સાડાસાત દિવસ બાદ (વિક્રમ પૂર્વે સ. ૫૪૨ ઈ પૂ ૫૯૯) ચૈત્ર શુદ ૧૩ના દિવસે ત્રિશલા-માતાએ ચદ્રનો હસ્તોત્તરા (ઉત્તરાષાઢા) નક્ષત્રમાં યોગ હતો ત્યારે મધ્યરાત્રિએ સિંહલાંછન વાળા પુત્રનો *જન્મ આપ્યો. દિશાઓ પ્રસન્ન થઈ પવન મદમંદ વાવા લાગ્યો જગતભરમાં સર્વ ઠેકાણે પ્રકાશ ફેલાયો નરક વિગેરે દુઃખદ સ્થળોમાં પણ તે સમયે સર્વ જીવોએ શતિ અનુભવી. ભગવાનની માતાનું સુતિકર્મ ચોસઠ દિક્કુમારીકાઓએ કર્યું

**મેરૂ કંપાવી ઇન્દ્રની શંકાનું કરેલ નિરસન.**

આ સમયે ઈન્દ્રનું આસન કંપ્યું. અને તે પરિવાર સહિત ત્યાં આવ્યો. સૌ પ્રથમ તેણે ભગવત અને તેમની માતાને વદન કર્યું. અને ત્યારબાદ માતાને અવસ્વાપિની નિદ્રા આપી ભગવતનું પ્રતિબિંબ તેમની પાસે મુકી ભગવાનને ઉપાડયા. તે ઇંદ્રે પોતાના પાંચ રૂપ કર્યા. તેમાં તેણે એક રૂપથી ભગવાનને લીધા. બીજા રૂપથી ભગવાન ઉપર છત્ર ધર્યું. ત્રીજા ચોથા રૂપથી ચામર ઢાળ્યા અને પાચમા રૂપથી આગળ વજ્રને ઉલાળતો ઉલાળતો ઈન્દ્ર પ્રભુને લઇ મેરૂપર્વત ઉપર અતિકંબલા શિલા પાસે આવી પહોંચ્યો બીજા ત્રેસઠ ઇન્દ્રો અને દેવો પણ ભગવાનના જન્માભિષેક મહોત્સવમાં હાજર થયા આ અભિષેક મહોત્સવમા એક અભિષેકમા ૬૪ હજાર કળશ એવા અઢીસો અભિષેક ભગવાનને કરવાના હતા ઇન્દ્રને ભગવાનની બાલ્યકાયા અને આભિયોગિક દેવોએ એકઠા કરેલ પાણી કળશો સામે નજર નાખતાં શકા થઇ કે 'આવી બાલ્યકાયા કઈ રીતે આટલો પાણી સમૂહ સહન કરી શકશે ?' તેટલામાં પર્વત કંપવા લાગ્યો. અને શિખરો નમતા દેખાયાં. ઇન્દ્ર વિહ્વળ બન્યો તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકયો તો સમજાયું કે 'આ ઉત્પાત બીજા કોઈએ કર્યો નથી પણ મારી શંકા દુર કરવા ખુદ ભગવંતે પોતે અંગુઠાથી પર્વતને કંપાવ્યો છે.') ઇન્દ્રે ભગવાનની ક્ષમા માગી અને કહ્યુ કે 'ભગવંત ! મેં ન જાણ્યું કે આપ બાળક છતા ક્રોડો ચક્રવર્ત્તિ અને ઈન્દ્રના બળ કરતાં અધિક બળ ધરાવો છો.' ઈન્દ્રની સાન ઠેકાણુ આવતાં પર્વત સ્થિર થયો સૌ શાંત બન્યા અને અઢીસો અભિષેકથી ભગવાનનો સ્નાત્ર મહોત્સવ થયો. ઈન્દ્રે ફરી પોતાના પાચ રૂપ કરી ભગવા-નને લઈ જઈ માતા પાસે મૂકયા અને પ્રતિબિંબ સહર્યું આ પછી શક્રેન્દ્રે નંદીશ્વર દ્વીપે જઈ મહોત્સવ કરી ઉદ્ઘોષણા કરી કે 'ભગવાન કે ભગવાનની માતાનું અશુભ ચિંતવશે તેની ખબર લેવાશે' પછી સિદ્ધાર્થ રાજાને ત્યાં વસુવૃષ્ટિ વરસાવી તેમજ ઓશીકે રેશમી વસ્ત્ર, દિવ્ય કુડળ અને શય્યા ઉપ દામગંડક મુકી ઈન્દ્ર પોતાને સ્થાને ગયા

સિદ્ધાર્થ રાજાએ પણ સારાએ નગરમાં જન્મમહોત્સવ ઉજવ્યો રાજાનું લોકો પાસે

**નામકરણ**

જે લેણું હતુ તે તેણે જન્મની ખુશાલીમાં માફ કર્યું જે કોઈ કેદ કે અટકમાં હતા તે સર્વને છોડી મૂકયા આમ સૌ કોઈ નગરમા આનંદ આનંદ અનુભવવા લાગ્યા. **પાર્શ્વનાથ** ભગવાનના શ્રાવક હોવાથી સિદ્ધાર્થ રાજાએ તેમજ પૂર્વે દેવોએ કરેલ વૃષ્ટિથી આવેલ ધનને તેમણે જિનમંદિરમાં ઉત્સવ પ્રવર્તાવી ખર્ચ્યું.

પુત્રના જન્મ પછી બારમેદિવસે સારા મુહુર્તે રાજાએ પુત્રના **નામકરણનો** દિવસ રાખ્યો આ પ્રસંગે સગા સ્નેહી કુટુમ્બીઓ સૌ એકઠા થયા તેમનો ભોજનવસ્ત્ર વિગેરેથી સત્કાર કર્યો અને તેમની સમક્ષ કહ્યુ કે "જયારથી આ બાળક ગર્ભમાં આવ્યો ત્યારથી મારે ત્યા ધન–ધાન્ય, સોનું રૂપાની વૃદ્ધિ થઇ છે આથી મેં તેનું નામ વર્દ્ધમાન રહે તેવો સંકલ્પ કર્યો હતો તો આથી આ પુત્રનુ નામ હું **'વર્દ્ધમાન'** એવું રાખું છુ "

પાંચ ધાવમાતાથી લાલન પાલન કરાતા ભગવાન અનુક્રમે વૃદ્ધિ પામ્યા બાળક હોવા છતા તેમનામા વૃદ્ધોચિત ધીરગંભીરતા અને બુદ્ધિનું પ્રાગલ્ભ્ય હતું. જન્મથી ત્રણજ્ઞાન સહિત હોવાથી અનેક અટપટા પ્રસંગે તેમની બાલ્યક્રીડા પણ સૌને માર્ગદર્શન કરાવતી. અને લોકોને ચમત્કાર ચકિત બનાવતી

**આમલકી ક્રીડા તથા નિશાળ ગમન**

ભગવાન જ્યારે આઠવર્ષની ઉમરના થયા ત્યારે એક વખત સમાનવયના બાળકો સાથે ઉદ્યાનમાં+ આમલકી ક્રીડાની રમત રમતા હતા. તે વખતે ઇન્દ્રે સભામા ભગવાનના બળની પ્રશંસા કરી આથી એક દેવને ઇન્દ્રની વાતમાં શંકા ઉપજી અને ભગવાનના બળની પરીક્ષા કરવા વિકરાળ સર્પનું રૂપ કરી ભગવાનના ચડવાના ઝાડ ઉપર લપેટાયો. તેવામાં સૌ બાળકો સર્પ દેખી નાઠા અને ધ્રૂજ્યા પણ ભગવાને તો તે સર્પને દોરડાની પેઠે તે થડ ઉપરથી ઉઠાવી દૂર નાંખ્યો. થોડી રમત આગળ ચાલી ત્યાં દેવે એક છોકરાનું રૂપ કરી ભગવાનને તેડયા રમતમાં એવી શરત હતી કે જે હારે તેણે જીતનારને તેડવા ભગવાન જેવા છોકરા ઉપર ચડયા તેવામા તે માયાવી છોકરો વધતો વધતો આકાશે અડયો આ વિકરાળ રૂપ દેખી સાથે રમનારા બાળકો નાસી ગયા પણ ભગવાને અવધિજ્ઞાનથી દેવને જાણી માથા ઉપર એક મુક્કો માર્યો દેવ ચીસો પાડતો બેસી ગયો અને ભગવાનની ક્ષમા માગી ઇન્દ્રની વાતમા શ્રદ્ધા રાખતો મહાવીર ! મહાવીર ! બોલતો પોતાના સ્થાને ગયો. આ પછી ભગવાનનું **મહાવીર** નામ પ્રસિદ્ધ થયું

ધીર ગંભીર ભગવાન આઠ વર્ષના થયા ત્યારે સામાન્ય બાળકોની પેઠે ભગવાનને તેમના પિતાએ નિશાળે મુકવાનો મહોત્સવ કર્યો. આ વખતે ઇન્દ્રનું આસન કપ્યું અવધિ-

+ ગુજરાતમા આ રમતને એ પળીપેપળી કહે છે. આમા એક બાળક ઝાડ ઉપર ચડેલા બીજા બાળકોને પકડવા જાય ત્યારે તેમાથી કોઇ આવી રમતના કુંડાળામા રહેલા દડીકાને દૂર ફેંકે તો દાવ આપનાર બાળકે દડિકાને કુંડાળામા ફરી મૂકવા જવુ પડે દડીકો ફેંકયા પહેલા જો તે કોઇ બાળકને પકડી પાડે તો તેનો દાવ ઉતર્યો ગણાય.

જ્ઞાનથી ભગવાનને શાળાએ જતા જોઇને આશ્ચર્ય પામી બોલ્યો, 'ત્રણ જ્ઞાનના ધણી ભગવાન નિશાળે ભણવા જાય છે, અહો! ભગવાન કેવા ધીર ગંભીર છે કે જેમણે તેમના માતા-પિતાને પણ તેમના જ્ઞાનની સમજ પડવા દીધી નથી.' તેણે તુર્ત વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું અને તે પણ ભગવાનના શાળા જવાના મહોત્સવમાં જોડાયો. ઉપાધ્યાયની સમક્ષ આ બ્રાહ્મણે ઉપાધ્યાયના મનમાં રહેલા વિવિધ કુટ પ્રશ્નો પૂછયા. વીરભગવાને સર્વ ઉત્તર આપ્યા અને અહીં **જિનેન્દ્ર** વ્યાકરણ બન્યું ઉપાધ્યાય ચમકયો ને વિચારવા લાગ્યો કે, 'નિશાળે બેસવા આવતો રાજકુમાર ભણ્યાવિના આવા કઠિન ઉત્તરો આપે છે તેને હું શું ભણાવવાનો હતો?' તેવામા ઇન્દ્રે કહ્યુઃ 'આ કોઇ સામાન્ય બાળક નથી પણ ધીર-ગંભીર ત્રણજ્ઞાનવાન ચોવીશમા તીર્થંકર મહાવીર છે.' ઉપાધ્યાય નમ્યો. અને માતપિતા પરિજન સાથે તેમને લઈ ઘેર પાછા ફર્યા

## ગૃહવાસ, માતાપિતાનુ સ્વર્ગગમન અને દીક્ષા.

ભગવાન યૌવનવયને પામતાં સાતહાથની કાયાવાળા થયા આ અરસામા **સમરવીર** સામન્તની પુત્રી યશોદાને લઈ તેના મંત્રીઓ સિદ્ધાર્થ પાસે આવ્યા. અને નમીને કહેવા લાગ્યા 'અમારો સ્વામી પોતાની પુત્રી યશોદા મહાવીરને આપવા ઇચ્છે છે.' સિદ્ધાર્થે આ વાત ત્રિશલા દેવીને કહી. તેમણે ભગવાનને કહ્યું કે, 'આટલી અમારી ઈચ્છા પુરી કર. તેં મારું વચન કોઈ દિવસ ઉલ્લંઘ્યું નથી' ભગવાન મૌન રહ્યા. આ પછી યશોદાની સાથે માતપિતાની ઈચ્છા મુજબ લગ્ન કર્યાં * આ યશોદાથી ભગવાનને પ્રિયદર્શના નામની પુત્રી થઈ અને તેનાં લગ્ન ભગવાન મહાવીરની બહેન **સુદર્શનાના** પુત્ર **જમાલિ** સાથે કરવામા આવ્યા

ભગવાન અઠયાવીશ વર્ષના થયા ત્યારે તેમના માતાપિતા મૃત્યુ પામી અચ્યૂત દેવલોકે ગયાં ભગવાને પોતાનો ગર્ભમાં લીધેલ અભિગ્રહ પૂરો થયો હોવાથી **નંદીવર્ધન**ની પાસે દીક્ષા લેવાનો વિચાર જણાવ્યો નંદીવર્ધને કહ્યું: 'ક્ષત ઉપર ક્ષારની પેઠે આવું વચન બોલીઃ હે ભાઇ! અમને વધુ દુઃખ ઉત્પન્ન ન કરો, માતાપિતાનો વિયોગ હજી વિસારે પડયો નથી ત્યાં તમે અમને છોડી દેવા માગો છો બે વરસ સુધી આ સંબંધી કશી વાતચીત કરશો નહિ' ભગવાને કહ્યું: 'ભલે બે વર્ષ સુધી હું કાંઈ નહિ કહું પણ મારે માટે કોઈપણ જાતનો આરંભ સમારંભ કરશો નહિ હવેથી હું તમારા આગ્રહથી ઘરમાં રહીશ પણ પ્રાસુક અન્નજળ લઇશ અને શૃંગારના સર્વ સાધનોનો ત્યાગ કરીશ' આ પછી ભગવાન ગૃહસ્થ જીવનમા રહ્યા છતાં સાધુની પેઠે પોતાનું જીવન પસાર કરવા લાગ્યા.

છેલ્લા વર્ષે લોકાન્તિક દેવોએ ભગવાનને 'હે નાથ! તીર્થ પ્રવર્તાવો'ની વિજ્ઞપ્તિ કરી આ પછી ભગવાને સંવચ્છરી દાન દેવું આરંભ્યું અને દીક્ષા માટેની તૈયારી કરી.

ભગવાને સુવર્ણ, રૂપું, ધન, ધાન્ય. સ્ત્રી; પરિવાર અને રાજ્ય, સર્વ ત્યાગી માગશર

* દિગંબર સંપ્રદાય ભગવાન મહાવીરને અવિવાહિત માને છે.

વદ દશમના દિવસે **ચંદ્રપ્રભા** નામની શિબિકામાં આરૂઢ થઇ સર્વ પરિવાર સહિત **જ્ઞાતખંડ** ઉદ્યાનમાં પધાર્યા સેવકોએ અશોકવૃક્ષ નીચે શિબિકાને ઉતારી. ભગવાને શિબિકામાંથી ઉતરી પોતાના શરીર ઉપર રહેલ આભૂષણોનો ત્યાગ કર્યો અને સ્વહસ્તે પંચમુષ્ટિ લોચ કર્યો આ વખતે ભગવાનના વિરહથી રડતા કુટુંબીઓએ આશીર્વચન આપતાં કહ્યું કે, 'હે પુત્ર! તમે ઋષભદેવ ભગવાનના પવિત્ર ઈક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થએલા છો! તમારૂં કાશ્યપ ગોત્ર છે, તમે સિદ્ધાર્થ અને ત્રિશલાના પુત્ર છો! તમે તરવારની ધારા સમાન વ્રત લીધું છે તેને દીપાવજો. લીધેલાં વ્રતમાં પરાક્રમ ફોરવજો. અને તેમાં પ્રમાદ ન કરશો' આ પછી ઈન્દ્રે દેવદુષ્ય વસ્ત્ર ભગવાનના સ્કન્ધ ઉપર નાંખ્યું અને ભગવાને ૩૦ વર્ષની ઉંમરે (વિક્રમ પૂર્વ સં ૫૧૨ ઇ પૂર્વ ૫૬૯) **માગશર વદ દશમના** દિવસે ચંદ્ર હસ્તોત્તરા નક્ષત્રમાં હતો ત્યારે 'नमो सिद्धाण' કહી ભગવાને સાવદ્ય ત્યાગરૂપ સંયમ ગ્રહણ કરતા કહ્યું: 'હું સમભાવને સ્વીકારૂં છું સર્વ પાપનો ત્યાગ કરૂં છું મન-વચન અને કાયાથી કોઈપણ પાપ પ્રવૃત્તિ કરીશ નહિ-કરાવીશ નહિ અને થતી હશે તેને અનુમોદન આપીશ નહિ' આજ વખતે સંયમારૂઢ ભગવાનને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું દેવો નંદીશ્વર દ્વીપે જઈ સ્વસ્થાને ગયા અને કુટુમ્બી વિગેરે આપ્તવર્ગ 'હે બાંધવ હવે અમે વીર! કહી કોને બોલાવશું અને કોની સાથે હૃદયની વાત કરીશું' આ પ્રમાણે બોલતાં આંસુ સાથે વીર ભગવાન વિહાર કરતા અદૃશ્ય થયા ત્યાં સુધી તેમની દિશામાં જોઈ થાકી સ્વસ્થાને ગયો.

# શ્રમણ અવસ્થા

## (૩)

### પ્રથમ વર્ષ

**દીક્ષાનો પ્રથમ દીવસ**

શ્રમણ ભગવાન મહાવીર જ્ઞાતખંડ વનમાંથી આગળ ચાલ્યા કે તુર્ત [૧]એક બ્રાહ્મણ મળ્યો અને બોલ્યો: 'હે ભગવાન! આપે ધનની વૃષ્ટિ કરી, સંવચ્છરી દાન આપ્યું ત્યારે હું કમભાગી પરદેશ કમાવા ગયો હતો ત્યાં પણ મારૂં ભાગ્ય ચાર ડગલાં આગળ હોવાથી હું કાંઇ કમાયો નહિ અને એવોને એવો પાછો આવ્યો હે ભગવાન! હું નિર્ધન છું. આપ કાંઇને કાંઇ આપો' ભગવાને સ્કન્ધ ઉપર રહેલ દેવદૃષ્યના બે કકડા કરી એક ભાગ તેને આપ્યો બ્રાહ્મણ તે ભાગ લઇ તુણનારની પાસે ગયો તેણે બ્રાહ્મણને કહ્યું: 'તું

× આ જ્ઞાતખંડ ઉદ્યાન ક્ષત્રિયકુંડ ગ્રામની બહાર ઇશાનદિશામાં આવેલું છે

૧ કલ્પસૂત્ર બૃહત્ ત્રિષષ્ટિમાં ભગવાનની દીક્ષા પછી તુરંત જ સોમ બ્રાહ્મણે ભગવાન પાસે વસ્ત્રની માગણી કરતાં અર્ધવસ્ત્ર આપ્યાનો ઉલ્લેખ છે અહીં લઘુ ત્રિષષ્ટિમાં 'एष प्रथम वर्षेतु पूर्णे देवे सवासप्ति। पितुर्मित्रो सोमभट्टो प्रार्थयज्जिन नायकम् ॥ नास्ति पार्श्वे वस्तु किञ्चिद्' એમ જણાવી એક ચોમાસા બાદ સોમભટ્ટે વસ્ત્રની માગણી કરી તેમ જણાવ્યું છે, કલ્પસૂત્રમાં એકમાસ અધિક વર્ષ બાદ સુવર્ણવાળુકાના કાંઠે બાકી રહેલ અર્ધું વસ્ત્ર પડી જવાનું જણાવ્યું છે.

અડધોભાગ લાવ્યો તે ઠીક કર્યું પણ તું બીજો અડધોભાગ લાવીશ તો હું તને બે બે ભાગ એવી સરસ રીતે જોડી આપીશ કે જેની કિંમત એક લાખ સોનામહોર ઉપજશે ભગવાન નિસ્પૃહ છે તું ફરી જા અને બીજા અર્ધાભાગની માગણી કર. તે તને જરૂર આપશે ?' બ્રાહ્મણ પાછો આવ્યો પણ શરમનો માર્યો તે માગી ન શક્યો અને ભગવાનની પાછળ પાછળ વસ્ત્ર લેવાની ઈચ્છાએ ફરવા લાગ્યો

ભગવાનના શરીર ઉપર દેવોએ દીક્ષા મહોત્સવ વખતે સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો હતો તેથી અનેક ભમરાઓ તેમના શરીર ઉપર ચોંટી ડંખ દેવા લાગ્યા. તેમજ કેટલાક લોકો ભગવાન પાસે સુગંધી દ્રવ્યોની માગણી કરતા પણ જ્યારે તે બીલકુલ ઉત્તર ન આપતા ત્યારે તેમની પ્રત્યે ખીજાઈ અનેક પ્રકારના ઉપદ્રવ કરતા ભગવાનનું અદ્ભુત સ્વરૂપ અને સુગંધી શરીર દેખી કામવિહ્વળ બનેલી સ્ત્રીઓ વિષયની માગણી કરતી આમ કેવલ શરીરદ્વારા અનુકુલ પ્રતિકુલ ઉપસર્ગોને સહન કરતા ભગવાન દીક્ષાના દિવસે જ બે ઘડી દિવસ બાકી હતો તે વખતે **કુમારગ્રામ** આવી પહોંચ્યા અને નાસિકા ઉપર નેત્ર રાખી કાઉસ્સગ્ગ ધ્યાન આરંભ્યું. આ અરસામાં એક ગોવાળ ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, 'હે સાધુ ! આ બળદ સાચવજે. હું હમણાં ગામમા જઈ પાછો આવું છું' ભગવાન મૌન રહ્યા. ગોવાળ ગામમાં જઇ પાછો આવ્યો ત્યારે તેણે ધ્યાનસ્થ ભગવાનને જોયા પણ પોતાના બળદ ન દીઠા તેણે ભગવાનને પૂછયું: 'હે મુનિ ! મારા બળદ કયાં ગયા ?' આમ બે ત્રણવાર પૂછયા છતાં કાંઈ જવાબ ન મળવાથી તેણે માન્યું કે આ મુનિ કાંઈ જાણુતા નથી. આથી તે આખા જંગલમાં આખી રાત રખડયો અને બળદને ચારે બાજુ શોધ્યા છેવટે જ્યારે તે મળસ્કે ભગવાન પાસે આવ્યો ત્યારે તેણે ફરતા ફરતા ભગવાન પાસે આવી ઊભેલા પોતાના બળદોને જોયા ગોવાળને ક્રોધ ચઢયો. તે બોલી ઊઠયો. 'આ સાધુએ મારા બળદ અહીં ચરે છે તે જાણવા છતાં ન કહ્યું.' તેણે હાથમાં દોરડું લીધું અને ભગવાન ઉપર પ્રહાર કરવા દોડયો. તેટલામાં તેના હાથ પણ અને દોરડું સ્થિર થયું. તેણે સામે ઈન્દ્રને જોયો ઈન્દ્રે કહ્યું: 'મૂરખ ! આ મહામુનિ કોણ છે ! તે તુ જાણેછે ? તે સિદ્ધાર્થ રાજાના પુત્ર વર્ધમાન કુમાર દીક્ષિત થઇ અહી કાઉસગ્ગ ધ્યાન કરી રહ્યા છે' ગોવાળ નમ્યો અને અપરાધ બદલ તેણે ઈન્દ્ર સમક્ષ માફી માગી.

આ પછી ઈન્દ્રે ભગવાનને કહ્યું: 'હે પ્રભુ ! આપને બારવર્ષ સુધી અનેક પ્રકારના ઉપસર્ગો થશે 'જો આપ આજ્ઞા આપો તો હું આપની વૈયાવચ્ચ માટે રોકાઉં.' ભગવાને કાઉસ્સગ્ગ પારી કહ્યું: 'ઇન્દ્ર ! આવું કોઇ દીવસ બન્યું નથી અને બનશે પણ નહિ તીર્થંકરો કોઈ દેવ, દાનવ કે ઇન્દ્રની સહાયથી કેવળજ્ઞાન ઉપાર્જન કરતા નથી તેઓ પોતાના બલ, વીર્ય, પરાક્રમ અને પુરૂષાર્થથી કેવળજ્ઞાન મેળવી મોક્ષને પ્રાપ્ત કરે છે.' ભગવાને ના કહ્યા છતાં ભકિતવશ થઈ ઈન્દ્ર **સિદ્ધાર્થ** નામના વ્યંતરને પ્રભુને થનાર પ્રાણાંત ઉપસર્ગ વખતે ધ્યાન રાખવાની આજ્ઞા કરી સ્વસ્થાને ગયો

બીજે દિવસે ભગવાને વિહાર કર્યો અને કુમારગ્રામથી કોલ્લાક સન્નિવેશમાં પધાર્યા

અહીં બહુલ બ્રાહ્મણને ઘેર ભગવાને ક્ષીરાન્નથી છટ્ઠતપનું પારણું કર્યું. દેવતાઓએ તેને ઘેર વસુધારાદિ વૃષ્ટિ વિગેરે પંચદિવ્ય પ્રગટ કર્યા.

આમ વિહાર કરતા કરતા ભગવાન મોરાક નામના ગામમાં પધાર્યા. આ ગામની બહાર દુઈજ્જંત નામના તાપસનો એક સુંદર આશ્રમ હતો. આ દુઈજ્જંત તાપસ સિદ્ધાર્થ રાજાનો મિત્ર હોવાથી ભગવાનનો પણ પૂર્વ પરિચિત હતો તેણે ભગવાનને આશ્રમમાં રહેવાની વિજ્ઞપ્તિ કરી. ભગવાન એક દિવસ ત્યા રહ્યા પણ બીજે દીવસે તેમણે વિહાર કરવા માંડયો ત્યારે તેણે ભગવાનને પ્રાર્થના કરી કે. 'આપ અત્યારે ભલે અહીં ન રોકાઓ પણ ચાતુર્માસ તો અહિં જરૂર કરજો' ભગવાને કુલપતિની પ્રાર્થના સ્વીકારી ત્યાથી વિહાર કર્યો વાયુની પેઠે અપ્રતિબદ્ધ વિહાર કરતા ભગવાને ગ્રીષ્મઋતુ અન્યત્ર પસાર કરી ચાતુર્માસની શરૂઆતમાં દુઈજ્જંત તાપસના આશ્રમે આવ્યા. અને તેના આપેલા એક ઝુંપડામાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા.

વરસાદ બરાબર વરસ્યો નહોતો. ભૂમિ અતૃપ્ત હતી, તેથી જંગલમાં ઘાસ ન હોવાથી ગાયો જ્યાં ઘાસ દેખતી ત્યાં દોડી જતી ઋષિઓની ઝુંપડીઓ ઘાસની બનેલી હોવાથી ગાયોના ભુખ્યાં ટોળાં ઝુંપડીઓ તરફ આવતાં અને ઝુંપડીઓને પીંખી નાખતાં. પણ બીજા તાપસો તો હાથમાં દંડ લઈ ઝુંપડા તરફ આવતી ગાયોને દૂર કરતા આથી તે ગાયો નિર્ભયપણે ભગવાનના ઝુંપડા તરફ આવતી અને ઝુંપડાના ઘાસને આરોગતી. તાપસોએ ભગવાનના નિર્મોહપણાને નિર્બળતા માની અને તેમણે તેમના કુલપતિ આગળ ફરીયાદ કરી કે 'તમારો મેમાન વર્ધમાનકુમાર ગાયોથી ઝુંપડીનું પણ રક્ષણ કરતો નથી.' કુલપતિ એક વખત ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'હે કુમાર! તમારા પિતાએ પ્રજા અને રાજ્યનું રક્ષણ કર્યું. ત્યારે તું તારી ઝુંપડી પણ સંભાળી શકતો નથી. પશુ પંખી પણ પોતાના માળાનું રક્ષણ કરે છે' ભગવાનને કુલપતિ અને તાપસોની રીતથી લાગ્યું કે 'મારો વસવાટ આમને અપ્રીતિકર છે તો કોઈને પણ હું અપ્રીતિકર થાઉં તેવું મારે ન કરવું જોઈએ.' તેમણે તે વખતે નીચેની પાંચ પ્રતિજ્ઞા લીધી. (૧) આજથી અપ્રીતિકર સ્થાનમાં રહીશ નહિ. (૨) હંમેશાં કાઉસગ્ગ ધ્યાનમાં જ રહીશ. (૩) પ્રાય. હંમેશાં મૌન રાખીશ. (૪) કરપાત્રમાં ભોજન કરીશ અને (૫) ગૃહસ્થનો વિનય નહિ કરૂં.

## શુળપાણિયક્ષનો ઉપસર્ગ.

આ પછી ચોમાસાના પંદર દિવસ પસાર થયા હતા છતાં ધ્યાનની સ્થિરતાને લક્ષમાં રાખી ભગવાન મોરાકસન્નિવેશથી નીકળી અસ્થિક ગામમાં આવ્યા. આ ગામની પાદરે શૂળપાણિયક્ષનું ચૈત્ય હતું. ભગવાને ત્યાં ચાતુર્માસ રહેવા પૂજારી અને ગામલોકો પાસે આજ્ઞા માગી. તેઓએ કહ્યું 'આપ અહિં રહો તેમાં અમને કોઈ જાતનો વાંધો નથી પણ આ સ્થાન બહુજ ભયંકર છે કારણકે કોઈ અહિં રાત રહે છે તો તે સવારે જીવતો બહાર નીકળતો નથી. વિશેષમાં આ ગામની વિગત આ પ્રમાણે છે.

"આ ગામનું નામ પ્રથમ વર્દ્ધમાન હતું પણ એક વિશિષ્ટ પ્રસંગ બન્યા પછી તે અસ્થિક ગ્રામ નામે પ્રસિદ્ધ થયું. આ ગામની પાસે વેગવતી નદીમાં એક વખત પુર આવ્યું. ધનદેવ સાર્થવાહ પાંચસો ગાડાં માલ ભરીને લાવ્યો. તેણે તેના એક બળદને આ બધા ગાડે જોડયો. તેણે પાંચસો ગાડાં પાર ઉતાર્યાં પણ છેવટે તે થાકી મરણતોલ થયો. ધનદેવે બળદની શુશ્રુષા માટે ગામ લોકોને ધન આપ્યું પણ કોઈએ તેની દરકાર ન કરી અંતે આ બળદ મરી વ્યંતર થયો, તેણે વિભંગજ્ઞાનથી પૂર્વભવ જોયો. અને તે જોતાં તેને ગામ લોકો ઉપર ક્રોધ ઉપજ્યો. તેણે ગામમાં ચારે બાજુ મરકી ફેલાવી લોકોને મારવા માંડયાં. માણસો એટલા બધા મર્યા કે તેનો અગ્નિસંસ્કાર કરવો તે પણ મુશ્કેલ થઈ પડયો. આથી હાડકાના ઢગે ઢગ ગામને પાદર ખડકાયા લોકોએ ઘણા ઘણા પ્રયત્ન કર્યા ત્યારે યક્ષ બોલ્યો કે 'પૂર્વભવે હું બળદ હતો. તમને મારી પરિચર્યા માટે ધનદેવે ધન આપ્યું હતું તે તમે ખાઈ ગયા અને તડકા તથા ભુખથી રીબાતા મારી બીલકુલ દરકાર ન કરી. હવે તમે જો આ મરેલા મનુષ્યોના હાડકાના ઢગલા ઉપર મારૂં ચૈત્ય બનાવો અને બળદની આકૃતિવાળી મારી પ્રતિમા પધરાવી પૂજા કરવાનું રાખો તો મરકી શાંત થશે.' ગામ લોકોએ શૂળપાણિનું મંદીર બનાવ્યું અને તેની સેવા માટે ઈન્દ્રશર્મા નામના બ્રાહ્મણને રાખ્યો. આ પછી લોકોમા આ ગામ અસ્થિકગ્રામ પ્રસિદ્ધ થયુ." ભગવાને કહ્યું 'યક્ષની ભય કરતા ભલે રહી મારે તમારી અહિં રહેવામાં સંમતિ જોઇએ છે' લોકોએ કહ્યું 'તમે રહો તેમાં અમારી સંમતિ છે' રાત પડતાં પૂજારી અને લોકો ચાલ્યા ગયા

ભગવાન ચૈત્યના ખુણામાં ધ્યાનમગ્ન બન્યા. શૂળપાણિ યક્ષને આમાં ભગવાનની ધીઠાઈ લાગી આથી તેણે તેમને ડગાવવા સૌ પ્રથમ આકાશને ફાડે તેવું અટ્ટાટહાસ્ય કર્યું: ગામમાં સુતેલા લોકો તે સાંભળી કંપવા લાગ્યા પણ ભગવાનના મન ઉપર આની કાંઈ અસર ન થઈ. આ પછી યક્ષે હાથી વિકુર્વી ભગવાનને પછાડયા પણ ભગવાન તો તેવા ને તેવાં ધ્યાનમગ્ન બન્યા યક્ષે પિશાચો વિકુર્વ્યા. ઝેરી નાગો બનાવી ડંસ દીધા અંગે અંગે વિવિધ રોગો વિકુર્વ્યા અર્થાત તેનાથી થાય તેટલા બધા ઉપદ્રવ કર્યા પણ ભગવાનને તેની અસર ન થઈ હોય તેમ તે તો ધ્યાનમાં તેવાને તેવા નિશ્ચળ રહ્યા. યક્ષ થાકયો અને છેવટે આવા નિશ્ચળ તપસ્વીનો અપરાધ કર્યા બદલ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેવામાં સિદ્ધાર્થ વ્યંતર આવ્યો. અને તેણે જણાવ્યું કે 'આ કોઇ સામાન્ય મુનિ નથી પણ ઇન્દ્રપૂજિત વર્ધમાન કુમાર છે.' આથી યક્ષ નૃત્ય ગીત અને ભગવાનની પુજા ભક્તિમાં લીન બન્યો

આખી રાત ઉપસર્ગ સહન કરવાથી ભગવાનનું શરીર શિથિલ બન્યું તેથી તેમને પાછલી રાતે ઉંઘ આવી અને તેમા તેમણે દશ સ્વપ્ન દેખ્યાં સવારે ગામના લોકોએ શૂળ-પાણિ યક્ષને નાચ અને ગીત કરતો દેખી વિચાર્યું કે 'જરૂર આણે ભગવાનને મારી નાંખ્યા હશે અને તે ખુશાલી બદલ આ નાચ કરતો જણાય છે' પણ જ્યારે ચૈત્ય પાસે આવ્યા અને ભગવાનના શરીર ઉપર યક્ષે કરેલ પુજાના અવશેષો જોયા ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા

ભગવાનને જોવા આવનારાઓમાં ઉત્પલ નામનો એક નિમિત્તવેત્તા હતો. આ ઉત્પલે

પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય સાધુમા પ્રથમ દીક્ષા લીધી હતી પણ પછીથી તે પાળી ન શકવાથી ગૃહસ્થ બની નિમિત્તશાસ્ત્રથી પોતાનો જીવનનિર્વાહ ચલાવતો હતો. તે બોલ્યો 'હે ભગવાન ! આપે રાત્રે નીચેના દશ સ્વપ્ના દેખ્યાં છે. તેમાં નવ સ્વપ્નનું ફળ તો હું જાણુ છું પણ ચોથા સ્વપ્નના ફળની મને ખબર નથી

(૧) પહેલા સ્વપ્નમા આપે તાડ સરખા પિશાચને માર્યો તેથી થોડાજ વખતમાં આપ મોહનો નાશ કરશો. (૨) બીજા સ્વપ્નમાં આપે આપની સેવા કરતાં સફેદ પક્ષી દેખ્યાં એથી આપ શુક્લ ધ્યાનમા લીન રહેશો. (૩) ત્રીજા સ્વપ્નમા આપની સેવા કરતાં કોકિલ પક્ષી દેખ્યા તેથી આપ દ્વાદશાંગીનો ઉપદેશ આપશો (૪) +ચોથા સ્વપ્નમાં આપે સુગંધિત બે પુષ્પની માળાઓ દેખી આનો અર્થ શું તે હું સમજી શકતો નથી (૫) પાંચમા સ્વપ્નમાં આપે આપની સેવામા તૈયાર રહેલો ગાયોનો સમૂહ દેખ્યો તેથી આપની સાધુ, સાધ્વી. શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ સેવા કરશે. (૬)- છઠ્ઠા સ્વપ્નમા આપે પદ્મ સરોવર, દેખ્યું તેથી ચતુર્વિધ દેવનિકાય આપની સેવા કરશે. (૭) સાતમા સ્વપ્નમાં આપે સમુદ્રને તરી ગયા તેવું જોયું તેથી આપ થોડા વખતમા સંસાર સમુદ્રને પાર પામશો (૮) આઠમા સ્વપ્નમાં ઉગતા સૂર્યને દેખ્યો તેથી આપ થોડા વખતમાં કેવળજ્ઞાન પામશો. (૯) નવમા સ્વપ્નમાં આપે માનુષોત્તર પર્વતને આંતરડાથી લપેટ્યો આથી આપનો યશ ત્રણ લોકમાં પ્રસરશે (૧૦) દશમા સ્વપ્નમા આપ મેરૂ પર્વતના શિખર ઉપર ચઢયા તેથી આપ દેવ, મનુષ્ય વિગેરે સર્વને ધર્મ બોધ કરશો.

ભગવાને ચોથા સ્વપ્નનું ફલ બતાવતાં કહ્યું 'મેં' જે ફૂલની બે માળા ચોથા સ્વપ્નમાં દેખી તેથી હું શ્રાવક ધર્મ અને સાધુ ધર્મ એ રીતે દ્વિવિધ ધર્મનો ઉપદેશ કરીશ.

આમ ભગવાને એક પખવાડીયું દુઇજ્જંત તાપસના આશ્રમમા એક પાખમણથી પસાર કર્યું અને શૂલપાણિ યક્ષના મંદિરમા સાડાત્રણ માસ સાત પાખમણ પૂર્વક વીતાવી પ્રથમ ચતુર્માસ પૂર્ણ કર્યું. આમ પ્રથમ ચોમાસામા કુલ આઠ પાખમણ કર્યાં

## દ્વિતીય વર્ષ.

અસ્થિક ગ્રામમાં ચોમાસું પૂર્ણ કર્યા બાદ ભગવાન મોરાકસંનિવેશમા પધાર્યા અહિં અચ્છંદક નામનો એક પાખંડી જ્યોતિષ નિમિત્ત વિગેરે શાસ્ત્રોનો પારગામી વસતો હતો ગામના લોકો તેનેજ સર્વશ્રેષ્ઠ અને વિદ્વાન્ સમજતા હતા સિદ્ધાર્થ વ્યંતરે ભગવાનમા પ્રવેશી ભવિષ્ય કહેવા માડયું. આથી લોકોના ટોળે ટોળા તે તરફ વળ્યાં અચ્છંદકને દુઃખ લાગ્યું. તે જાતે પ્રભુ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે 'જો તમે સાચુ જ ભવિષ્ય કહેતા હો તો કહો જોઇએ કે 'આ મારા હાથમા રહેલુ તણુખલુ છેદાશે કે નહિ ?' ભગવાનના શરીરમાં રહેલ સિદ્ધાર્થે કહ્યું 'નહિ છેદાય' અચ્છંદક જેવો તણુખલાને તોડવા જાય છે તેવામાં તેણે તેનો હાથ પાંચ આંગળી રહિત લોહીથી ભરેલો દેખ્યો

+ કલ્પસૂત્રમા આ સ્વપ્ન દશમું જણાવ્યું છે. – આ સ્વપ્ન કલ્પસૂત્રમા નવમું જણાવ્યું છે.

કારણુ કે તેજ વખતે ઇન્દ્રે ભગવાનના મુખમાંથી બોલાએલ વચન મિથ્યા ન થાય માટે તેની પાચ આંગળી અદૃશ્ય રહી ઉડાવી દીધી હતી. લોકો આશ્ચર્ય ચકિત થયા. અને અચ્છંદક શરમાયો. અચ્છંદકના ગયા પછી સિદ્ધાર્થે લોકો આગળ કહ્યું કે 'આ અચ્છંદકે વીરઘોષનું વાસણુ ચોર્યું હતુ તે તેના ઘેર ખજુરના વાઢિયા નીચે છે. તેણે પહેલાં ઇન્દ્ર-શર્માના હૂડને મારી નાંખ્યો હતો અને તેનાં હાડકાં હાલ પણ ઓરડી નીચે પડયાં છે. ત્રીજી વસ્તુ તો મારે કહેવા જેવી નથી તેથી તેની સ્ત્રી જ કહેશે' લોકો તેની સ્ત્રી પાસે ગયા ત્યારે તે બોલી કે 'તેનું મોઢું જોવામાં પાપ છે. તે દુષ્ટ ભગિની ભોક્તા છે' આ પછી લોકોએ અચ્છંદકનો તિરસ્કાર કર્યો. એક વખતે ભગવાનને એકલા દેખી. અચ્છંદક તેમની પાસે આવ્યો. અને કહેવા લાગ્યો 'હે પૂજ્ય! આપ તો સર્વત્ર પૂજાઓ છો, હું તો અહિં પૂજાઉં છુ માટે આપ દયા કરી બીજે જાઓ તો અમારા જેવાનું શાસન ચાલે.' ભગવાને અપ્રીતિ થાય તેવે ઠેકાણે ન રહેવું તેવો અભિગ્રહ ગ્રહણુ કર્યો હોવાથી ભગવાને તુર્ત વાચાલ તરફ વિહાર કર્યો.

વાચાલ નામના બે સન્નિવેષ હતા. એક ઉત્તર વાચાલ અને બીજું દક્ષિણ વાચાલ આ બે સનિવેશની વચ્ચે રૂપ્યકૂલા અને સુવર્ણકૂલા નામની બે નદીઓ વહેતી હતી. ભગવાન સુવર્ણકૂલાના કાંઠા પરથી વિહાર કરતા હતા તે વખતે તેમના સ્કધે રહેલ અર્ધવસ્ત્ર પવનથી ઉડી કાંટા ઉપર પડ્યું. અને તે સોમ બ્રાહ્મણે ઉઠાવી લીધું. આ સોમને ભગવાને દીક્ષાના પ્રથમ દિવસે અર્ધવસ્ત્ર આપ્યું હતું પણ તુણુનારના કહેવાથી બીજા અર્ધવસ્ત્ર માટે તે ભગવાનની પાછળ તેર મહિનાથી ફર્યા કરતો હતો. શરમથી તે વસ્ત્ર ભગવાન પાસે માંગી શકતો નહોતો તેમ તેનો મોહ છોડી ઘેર પણુ જતો નહોતો પરતુ તેર મહિને વસ્ત્ર પડતાં તેણે તેને ઉઠાવી લીધુ. આ પછી ભગવાન અચેલક રહ્યા.

ભગવાનની પદપક્તિ સુવર્ણવાલુકાની રેતમાં પડેલી દેખી પુષ્ય નામનો એક નિમિ-ત્તિઓ પગલાને અનુસરી ભગવાન પાસે આવ્યો તેણે ભગવાનને જોઇ વિચાર્યું કે 'હું રેખા શાસ્ત્ર નાહક ભણ્યો. તે શાસ્ત્રમા જણાવેલી સમગ્ર ઉત્તમ રેખાઓ આમના પગમાં છે. છતાં તે મુનિ બની ફરે છે.' શાસ્ત્રને ખોટું માની જેવું તે નદીમા પધરાવવા જાય છે. તેવામાં શક્રેન્દ્ર પ્રગટ થયા. અને તેને કહ્યું કે 'આ તારૂં અવિચારી પગલું છે તારૂં શાસ્ત્ર સાચું છે અને આ ઇન્દ્ર અને ચક્રવર્તિ પૂજીત તીર્થંકર થનાર ભગવાન મહાવીર છે.' આ પછી ઈન્દ્રે પુષ્યને ધન આપી સતોષ પમાડયો અને ભગવાનને વાંદી સ્વસ્થાને ગયો.

**ચંડકૌશિક સર્પનો ઉપસર્ગ**

ઉત્તરવાચાલ તરફ જવાના બે માર્ગ હતા. એક સીધો અને એક ફરીને જવાનો, સીધા માર્ગમાં વચ્ચે કનકખલ ઋષિનો આશ્રમ આવતો હતો અહિં એક દૃષ્ટિવિષ સર્પ રહેતો હતો. તેથી આ માર્ગે કોઇ મનુષ્ય કે પશુપખી જતું ન હોવાથી તે નિર્જન, ભયંકર અને વિકટ હતો ભગવાનને લોકોએ તે માર્ગે ન જવાની વિનંતી કરી છતાં ભગવાન તે વિકટ માર્ગે ગયા અને કનકખલ આશ્રમમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા સર્પ ધુંઆપુંઆ થતો આવ્યો અને

તેણે ભગવાનના પગે ડંસ દઈ તેમની સામે દૃષ્ટિ ફેંકી. સર્પ લોહીને બદલે પ્રભુના અંગમાથી ઝરતા દુધને દેખી આશ્ચર્ય પામ્યો. તેણે ફરી ફરી ડંસ દીધા અને ફરી ફરી દૃષ્ટિ ફેંકી પણ તે સર્વ નિરર્થક જતાં ભગવાને કાઉસ્સગ્ગ પારી કહ્યુ 'बुज्झ बुज्झ चंडकोसिया' હે ચંડકૌશિક! બોધ પામ બોધ પામ! આ શબ્દ સાંભળતાં સર્પ ચમકયો. તેનો ક્રોધ શમ્યો, અને ઉહાપોહ કરતાં તેને પોતાનો પૂર્વભવ સાંભર્યો તેમા તેણે અનુભવ્યું કે 'હું પૂર્વભવમાં ચંડકૌશિક નામનો આ ઉદ્યાનમાં તાપસ હતો અને આ બગીચાને વેરાન કરતા રાજકુમારો પાછળ દોડતાં કુવામાં પડી ક્રોધથી ચંડકૌશિકસર્પ થયો છુ.' સર્પ ભગવાનના પગ આગળ આળોટવા લાગ્યો અને તેણે પાપના પશ્ચાતાપ રૂપ અણસણ કર્યું. પંદર દિવસના અંતે ગોવાળણોએ કરેલ નાગપૂજાથી આવેલ કીડીઓના ઉપદ્રવ છતાં સમભાવે સહન કરી મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવ થયો

ચંડકૌશિકનો ઉદ્ધાર કરી ભગવાન ઉત્તર વાચાલામાં પધાર્યા. અને ત્યાં **નાગસેનને** ઘેર પંદર ઉપવાસનુ પારણુ કર્યું દેવતાઓએ નાગસેનના ઘેર પંચદિવ્ય પ્રગટ કર્યા.

ભગવાન ઉત્તર વાચાલાથી વિહાર કરી **શ્વેતાંબી** નગરમાં પહોચ્યા ત્યાં **પ્રદેશી** રાજાએ તેમનો ખુબ આદર સત્કાર કર્યો અને ત્યાંથી ભગવાને **સુરભિપુર** તરફ વિહાર કર્યો માર્ગમાં **નૈયક** રાજાઓ મળ્યા તે પ્રભુને દેખી આનંદ પામ્યા. અને તેમણે ભગવાનનું ખુબ ભાવભીનું સ્વાગત કર્યું.

### સુદંષ્ટ્રનો ઉપસર્ગ

ભગવાને સુરભીપુરથી **રાજગૃહ** તરફ વિહાર કર્યો વચ્ચે **ગંગાનદી** આવતી હોવાથી ભગવાન નાવ ઉપર ચડયા. નૌકાના પ્રયાણ વખતે ઘૂવડનો શબ્દ સાભળી નાવમાં બેઠેલ **ખેમિલ** નામનો નિમિત્તિઓ બોલ્યો કે 'આપણને મરણાંત કષ્ટ આવી પડશે પણ નાવમાં બેઠેલ આ મહાપુરૂષના પ્રતાપથી આપણે પાર પામીશું.' નાવ મધ્ય ગંગામાં આવી. તે વખતે ગંગામાં રહેતા **સુદંષ્ટ્ર** નામના નાગકુમારે તે નાવમાં બેઠેલા ભગવાનને દેખ્યા. અને અવધિજ્ઞાનનો ઉપયોગ મુકતા તેણે જાણ્યું કે આ કેટલાક ભવો પહેલાં સિંહ રૂપે રહેલા મને ચીરી નાખનાર ત્રિપુષ્ઠ વાસુદેવનો આ જીવ છે તેણે ગંગામાં મોટા મોટાં મોજાં ઉછાળ્યાં નાવ ડોલવા લાગી. સૌના જીવ હાથમાં રહ્યા. કોઈએ પ્રભુ સ્મરણ કરવા માંડ્યું તો કોઈ ઇષ્ટ માણસોને સંભાળવા માંડયા જ્યારે કોઈ રોવા લાગ્યા તો કોઇ બુમો પાડવા લાગ્યા પણ ભગવાન શાંત હતા તેમના મુખ ઉપર ન્હોતો કોઈ ભયનો ભાવ કે નહોતી ક્રોધની રેખા. નાવ ડુબવાની અણી ઉપર આવી. તેજ વખતે કંબલ અને શંબલ નામના બે દેવોએ નાવનું રક્ષણ કર્યું અને નાવ ગંગાને કાંઠે આવ્યું આથી લોકો સૌ આનંદ પામ્યા. આ કંબલ શંબલ દેવોનો પૂર્વભ આ પ્રમાણે હતો.

"**મથુરામાં જિનદાસ** અને **સાધુદાસી** નામે શેઠ શેઠાણી રહેતા હતા તેમને ત્યાં એક ગોવાલણ દુધ આપતી હતી. તેની સાથે શેઠાણીને સારી લાગણી બંધાઈ એક વખત ભરવાડને ત્યા લગ્ન આવ્યાં. તેણે શેઠાણીને લગ્નમાં આમંત્રણ આપ્યું શેઠાણી

જઈ ન શકયાં પણ તેમણે ઉપયોગી ઘણા પ્રકારની સામગ્રી ભરવાડણને આપી આથી ભરવાડ ભરવાડણને વિવાહમાં ખૂબ યશ મળ્યો તેથી તેઓ આનંદ પામ્યા. શેઠ શેઠાણીના ના કહેવા છતાં તેઓ કંબલ અને શંબલ નામના પોતાના બે બળદોની જોડી તેમને ઘેર બાંધી આવ્યાં. જિનદાસે તેમને પુત્રની પેઠે રાખ્યા. શેઠ શેઠાણી આઠમ ચૌદસે ઉપવાસ કરે તો આ બળદો પણ ઉપવાસ કરતા. એક વખતે યક્ષના મેળામાં શેઠનો મિત્ર શેઠને પુછયા વિના તે બળદોને મેળામા લઈ ગયો, અને સાંજે લાવી ઘેર બાંધી ગયો કોઈ દીવસ નહિ ચાલેલ હોવાથી બળદોના સાંધા તુટયા અને મરણતોલ બન્યા. શેઠે તેમનું મરણ નજીક જાણી તેમને નવકાર સંભળાવ્યો આ નમસ્કારસ્મરણના પ્રતાપે તે બન્ને મૃત્યુ પામી નાગલોકમાં કંબલ સંબલ દેવપણે ઉત્પન્ન થયા તેમણે ભગવાનનો સુદંષ્ટ્ર દ્વારા થતો ઉપસર્ગ દેખ્યો કે તુર્ત એક સુદંષ્ટ્રને પરાભવ આપવામા રોકાયો અને બીજો નાવને સંભાળી કિનારે પહોંચાડવામાં રોકાયો આમ સુદંષ્ટ્રનો પરાભવ કરી કંબલ સંબલે નાવને કિનારે પહોંચાડી."

આ પછી ગંગાને ઉતરી થુણાક થઈ ભગવાન રાજગૃહ પધાર્યા અને ત્યાં નાલન્દાપાડામાં વણકરની શાળામાં ચાતુર્માસ રહ્યા. અહિં ગોશાળક મંખલીપુત્ર પણ આવી રહ્યો હતો.

ભગવાને ચોમાસામાં માસખમણ આરંભ્યું અને તેનું પારણું વિજયગૃહપતિને ઘેર કર્યું. વિજયને ત્યાં પંચદિવ્ય પ્રગટ થયાં આ પ્રમાણે ભગવાનના તપ ત્યાગ અને લોકોનો આદરસત્કાર જોઈ મંખલીપુત્ર ગોશાલો પ્રભુ પ્રત્યે આકર્ષાયો અને કહેવા લાગ્યો કે 'ભગવાન ! હું આપનો શિષ્ય થવા ઇચ્છું છું.' ભગવાને કાંઇ જવાબ ન દીધો. પણ તે તો હું મહાવીરનો શિષ્ય છું એમ કહી લોકોમાં પ્રચાર કરવા લાગ્યો. ભગવાને બીજા માસખમણનું પારણું આનન્દ શ્રાવકને ત્યાં, અને ત્રીજા માસખમણનું પારણું સુનંદને ત્યાં કર્યું. કાર્તિકી પુનમન દિવસે ભિક્ષા લેવા જતાં ગોશાલે ભગવાનને પૂછયું 'હે ભગવાન! આજે મને ભિક્ષામાં શું મળશે ?' ભગવાને કહ્યું 'ભિક્ષામાં તને કોદરા, ખાટી છાસ અને ખોટો રૂપિયો મળશે.' ગોશાલો ભગવાનની વાણી ખોટી પાડવા નગરમાં ઠેર ઠેર ફર્યો. પરંતુ તેને ભગવાનના કહ્યા મુજબ જ ભિક્ષા મળી આથી ગોશાળો 'જે થવાનું હોય તે થાય' તે રૂપ નિયતિવાદમાં દૃઢ બન્યો ચોમાસું પૂર્ણ થતાં ભગવાને વિહાર કર્યો અને કોલ્લાગ સંનિવેશમા બહુલ બ્રાહ્મણને ઘેર માસખમણનું પારણું કર્યું. ગોશાલો સ્થાને આવ્યો ત્યારે ભગવાનને જોયા નહિ તેથી તે શોધતો શોધતો કોલ્લાગમા આવ્યો અને ભગવાનને દેખી કહેવા લાગ્યો કે 'હે ભગવાન! હું આજથી તમારો શિષ્ય થાઉં છું અને તમે મારા ધર્માચાર્ય.

ભગવાને ગોશાળાને સાથે લઇ કોલ્લાગથી સુવર્ણખલ તરફ વિહાર આરંભ્યો. માર્ગમાં કેટલાક ગોવાળો 'હાંડીમાં ખીર રાંધતા હતા. ગોશાળે તે દેખી ભગવાનને કહ્યું 'હે ભગવાન! એશ રોકાઓ તો ખીર ખાઈ ચાલું' ભગવાને કહ્યું 'ખીર થશે નહિ'

ગોવાળોએ ખુબ ખુબ યત્ન પૂર્વક ખીર રાંધવાનું આરંભ્યું પણ તૈયાર થતાં જ વાસણ ફુટયું અને ખીર બની નહિ. ગોશાળે નક્કી કર્યું કે 'ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તો પણ થનાર વસ્તુ મટતી નથી'

સુવર્ણખલથી ભગવાન **બ્રાહ્મણગ્રામ** ગયા. અહિં છટ્ઠનુ પારણું ભગવાને **નંદપાટકમાં નંદને** ત્યાં કર્યું અને ગોશાળો ઉપનંદ પાટકમાં **ઉપનંદને** ત્યાં ભિક્ષા માટે ગયો. ઉપનંદે દાસીદ્વારા ગોશાળાને વાસીભાત ભિક્ષામાં આપવા માંડયા ગોશાળે તેવી ભિક્ષા લેવાની ના પાડી. ઉપનંદે દાસીને કહ્યું કે 'તે લે તો આપ અને ન લેતો તેના માથા ઉપર નાખ.' દાસીએ ઉપનંદની આજ્ઞા મુજબ તે ભાત ગોશાળાના માથા ઉપર નાંખ્યા. અને ઘરમાં ચાલી ગઈ. ગોશાળે શ્રાપ આપ્યો કે 'મારા ધર્માચાર્યના તપતેજથી આખું ઘર ભસ્મિભૂત થાઓ' બન્યું પણ એમજ કે થોડીજ વારમાં તેના ઘેર અકસ્માત્ આગ લાગી અને તેનું ઘર ભસ્મિભૂત થયું

બ્રાહ્મણગામથી વિહાર કરી ભગવાન **ચંપાનગરીમાં** પધાર્યા અને ત્યાં ત્રીજુ ચોમાસું કર્યું. ચોમાસામાં ભગવાને બે માસખમણની બે તપશ્ચર્યા કરી. પ્રથમ બે માસખમણનુ પારણું ચંપામાં કર્યું અને બીજા બે માસ ખમણનું પારણું ચંપાની બહાર કરી વિહાર કરી **કાલયસંનિવેશમાં** પધાર્યા

## ચોથું વર્ષ.

ભગવાન કાલયસંનિવેશથી **પત્તકાલય** અને ત્યાંથી **કુમારસંનિવેશમાં ચંપક રમણીય** ઉદ્યાનમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા જ્યારે ભગવાન કાલય અને પત્તકાલયમાં એક જુના ખંડિએરમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા ત્યારે દાસીની સાથે કુચેષ્ટા કરતા ઠાકોરના છોકરાની ગોશાળે મશ્કરી કરી આથી ઠક્કુર પુત્રે ગોશાળાને માર માર્યો.

આ અરસામાં પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય **મુનિચંદ્ર** સ્થવિર **કુમારસનિવેશના કુપનય** નામના કુંભારની શાળામાં રહ્યા હતા. તેમને દેખી ગોશાળે કહ્યું 'તમે કોણ છો?' તેમણે કહ્યું 'અમે પાર્શ્વનાથ ભગવાનના નિર્ગ્રન્થ શિષ્યો છીએ.' ગોશાળે કહ્યું 'કયાં તમે નિર્ગ્રન્થ! અને કયાં મારા ગુરૂ નિર્ગ્રન્થ!' અજાણ એવા મુનિઓએ કહ્યુ 'જેવો તું તેવા તારા ગુરૂ હશે' ગોશાળાને ક્રોધ ચઢયો અને બોલ્યો કે 'મારા ગુરૂના તપતેજથી આમનો ઉપાશ્રય બળી જજો' મુનિઓએ કહ્યુ 'અમને એવા શ્રાપની દરકાર નથી' ગોશાળો લડી ઝઘડી ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે 'આ બીજા નિર્ગ્રન્થ કોણ છે?' ભગવાને કહ્યું 'તે પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય છે' ગોશાળે કહ્યું "મારી સાથે તેમણે તકરાર કરી તેથી મેં શ્રાપ આપ્યો કે 'તેમના ઉપાશ્રય બળી જાઓ.' પણ ઉપાશ્રય તો બળ્યો નહિ." ભગવાનના શરીરમા રહેલ વ્યંતરે કહ્યું 'મુનિઓને એવા શ્રાપ લાગે નહિ' થોડીવાર પછી પ્રકાશ દેખી ગોશાળો બોલ્યો 'જુઓ ભગવાન! આ તેમનો ઉપાશ્રય સળગ્યો' સિદ્ધાર્થે કહ્યુ 'ઉપાશ્રય નથી સળગ્યો પણ મુનિચંદ્રને કુંભારે ચોરમાની હણ્યા તેથી તે મૃત્યુ પામી દેવ થયા તેનો દેવો ઉત્સવ કરે છે.' ગોશાળો

તેમના ઉપાશ્રયે ગયો અને તેમના શિષ્યોને જગાડી તેમની સાથે લઈ પોતાના સ્થાને આવ્યો.

ગોશાળાને સાથે લઈ કુમારગ્રામથી ભગવાન ચોરાકસંનિવેશમાં પધાર્યા અહિં આ-રક્ષકોએ બન્ને જણાને પકડયા અને 'તમે કોણ છો?' તેમ પૂછ્યું પણ બન્નેમાંથી કોઈએ કાંઈ જવાબ ન આપ્યો તેથી તેમને પકડી બાંધ્યા. આ વાતની ખબર સોમા અને જયન્તી નામની પરિવ્રાજિકાઓને (કે જે પ્રથમ પાર્શ્વનાથ ભગવાનની સાધ્વીઓ હતી તેમને) પડી. આથી તેમણે આરક્ષકોને ભગવાનની ઓળખ આપતા જણાવ્યું કે, 'આ તો વર્ધમાન કુમાર છે' ત્યારબાદ આરક્ષકોએ ભગવાનને ગોશાળા સાથે છોડી મુકયા અને તેમની ક્ષમા માગી. ચોરાકસંનિવેશથી ભગવાન પૃષ્ઠચંપામા પધાર્યા અને ત્યાં ચારમાસનું તપ કરી ચાતુર્માસ કર્યું. અને પારણું બહાર કરી કયંગલ તરફ પધાર્યા.

પાંચમું વર્ષ.

આ કયંગલમાં કેટલાક દરિદ્રથેર નામના પાખંડી લોકો રહેતા હતા. તે આરંભી પરિગ્રહી અને સ્ત્રીઓવાળા હતા. તેમના મહોલ્લામા તેમનું એક મંદિર હતું ત્યાં ભગવાન કાઉસગ્ગ ધ્યાને રહ્યા જે દિવસે ભગવાન ત્યાં રહ્યા તેજ દિવસે તેઓનો ઉત્સવ હોવાથી તેઓ પણ ત્યાં સ્ત્રીઓ સહિત ગીતનૃત્ય કરવા લાગ્યા ગોશાળો બડબડાટ કરતો બોલ્યો 'આ તે કેવો ધર્મ ? કે જ્યા ગત્રે સ્ત્રીઓમાં ચકચૂર બની નાચ ગાન કરે છે.' આથી પાખંડીઓએ પોતાના ધર્મની નિંદા કરતા ગોશાળાને દેવળમાંથી બહાર કાઢી મૂકયો. મહામહિનાની ઠંડીને લઈ ગોશાળાના દાતો કડકડાટ કરવા લાગ્યા. આથી પાખંડીઓના અગ્રેસરને દયા આવી અને ફરી તેને મંદિરમાં દાખલ કર્યો. પણ ગોશાળો તો બોલવા માંડયો કે, 'આ પણ દુનિયા છે કે જેને સાચી વાત સાંભળવી પણ ગમતી નથી' કેટલાક પાખડી જુવાનો ઉશ્કેરાયા પણ વૃદ્ધોએ ઠંડા પાડી કહ્યું કે 'તેને મારો નહિ ગમે તેમ તોપણ આ મહાપુરૂષનો એ સેવક છે માટે તેને જવા દો' અને તેમણે જોરથી ગાનતાન આરંભ્યું કે જેથી ગોશાળાનો શબ્દ કાને ન પડે

આ પછી પ્રાત:કાલે કયંગલથી વિહાર કરી ભગવાન શ્રાવસ્તી નગરની બહાર કાઉસગ્ગ ધ્યાને રહ્યા. અને ત્યાંથી હલિદ્દુગ નામના ગામમાં પધાર્યા.

આ ગામની બહાર એક મોટુ વૃક્ષ હતું. તેને લોકો હલિદ્દુગ કહેતા હતા. ભગવાન ગોશાળો અને બીજા લોકો ત્યાં રાત્રિવાસો રહ્યા. સવારે લોકો ચાલ્યા ગયા. પણ ભગવાન તો ત્યાજ કાઉસગ્ગ ધ્યાને રહ્યા. લોકોના ચાલ્યા ગયા પછી તેમણે પ્રગટા-

* અહિં એક વખતે ગોશાળે ભગવાનને પૂછ્યું કે 'મને ભિક્ષામા શુ મળશે ?' ભગવાનના શરીરમાં રહેલ સિદ્ધાર્થે કહ્યુ કે 'નરમાંસ મિશ્રિત મળશે' ગોશાળો પિતૃદત્તને ત્યાંથી ક્ષીરાન્ન ખાઇ ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે 'મે તો ક્ષીરાન્ન ખાધુ' સિદ્ધાર્થે કહ્યું 'ભૂલ છે તને પિતૃદત્તની ભાર્યા ભદ્રાએ નિમિત્તિયાના કહેવાથી મરેલા બાળકના માંસથી મિશ્રિત બનાવેલ ખીર ખવરાવી છે' ગોશાળે ઉલટી કરી તો સિદ્ધાર્થની વાત સાચી લાગી નરમાંસ ભક્ષણથી તે લજ્જા પામ્યો. અને ક્રોધિત થઇ તેના આખા મહોલ્લાને સળગવાનો શ્રાપ આપ્યો અને તે સળગ્યો.

વેલી આગ ફેલાતી ફેલાતી ભગવાનના પગ આગળ આવી ગોશાળો 'નાસો! નાસો!' કરતો નાસી ગયો પગ સળગ્યા છતા ભગવાન કાઉસ્સગ્ગ ભૂમિથી જરાપણ હઠયા નહિ

બે પહોર પછી હલિદ્દુગથી ભગવાન નંગલા ગામમાં ગયા અને ત્યાં વસુદેવના મંદિરમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા ત્યારપછી નંગલાથી આવર્ત ગામના બલદેવના મંદિરમાં કાઉસગ્ગ ધ્યાને રહી ચોરાકસ નિવેશમા એકાંત સ્થળે કાઉસગ્ગ ધ્યાનમાં રહ્યા. આ નંગલા અને આવર્ત ગામમાં ગોશાળે બાળકોને મોઢું કદરૂપું કરી ડગાવ્યા તેથી લોકોએ તેને પીટયો.

ભગવાન ચોરાકસંનિવેશથી કલંબુક નામના ગામમાં આવ્યા અહીં મેઘ અને કાળહસ્તિ નામના બે ભાઈઓ વસતા હતા કાળહસ્તિ ચોરોને પકડવા જતો હતો તેવામાં તેને ભગવાન અને ગોશાળો બન્ને સામે મળ્યા કાળહસ્તિએ તે બન્નેને ચોર માની પોતાના મોટાભાઈ મેઘ પાસે હાજર કર્યા પણ મેઘ ભગવાનને ઓળખતો હોવાથી તુર્ત તેણે તેમને છોડી મૂકયા અને ખમાવ્યા

ઘોરતપશ્ચર્યા અને ઘોર કષ્ટ સહન કર્યા છતાં ભગવાને વિચાર્યું કે, 'ક્લિષ્ટકર્મના ક્ષય માટે વિવેકશૂન્ય અનાર્ય દેશમાં વિહાર કરવાથી વધુ ઉપસર્ગો આવશે અને કર્મનો ક્ષય થશે' તેમ માની અનાર્ય દેશમા વિહાર આરંભ્યો. અને ત્યાં વિહાર કરી અનેક ઉપસર્ગો સહન કરી ઘણા કર્મની નિર્જરા કરી

અનાર્યદેશના પૂર્ણકલશ ગામથી નીકળી આર્યદેશ તરફ આવતાં ભગવાનને બે ચોર મળ્યા તેમણે ભગવાનને દેખી અપશૂકન માન્યા અને તરવાર ઉપાડી જેગ મારવા જાય છે તેવામાં ઈન્દ્રે તેમના હાથ થંભાવી દીધા અને તેમનું આક્રમણ નિષ્ફળ બનાવ્યું. ભગવાન અનાર્ય દેશમાં ફરી મલયદેશની રાજધાની ભદ્દિલમાં પાંચમુ ચોમાસું રહ્યા અને અહિ ચાર માસના ઉપવાસ કરી બહાર પારણું કરી કદલીસમાગમ ગામ તરફ વિહાર આરંભ્યો

## છઠ્ઠું વર્ષ.

ભગવાન કદલીસમાગમથી જ્ઞાતખંડ વન અને ત્યાંથી તંબાય ગામમા પધાર્યા. અહિ પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય નંદીષેણમુનિ પરિવાર સાથે વિચરતા હતા તેમની સાથે ગોશાળો લડી પડયો. અને શ્રાપ આપી આવ્યો રાત્રે આરક્ષકોએ તે મુનિને ચોર માની હણ્યા

આ પછી ભગવાન ગોશાળા સાથે કુપિયસનિવેશ ગયા. અને ત્યાં રાજાના પહેરેગીરોએ તેમને ગુપ્તચર માની પકડયા અને તમે કોણ છો? તે પૂછતાં જવાબ ન મળવાથી માર માર્યો. પણ પ્રગલ્ભા અને વિજયા નામની બે પાર્શ્વનાથ ભગવાનની સાધ્વીઓ કે જે સાધુપણું નહિ પાળી શકવાથી પરિવ્રાજિકાઓ બની હતી તેમણે તેમને છોડાવ્યા ગોશાળા સાથે ભગવાને કુપિકાથી વિહાર કર્યો. આગળ જતાં બે માર્ગ આવ્યા એક માર્ગ રાજગૃહ તરફ જતો હતો અને બીજો વૈશાલી તરફ જતો હતો. ગોશાળે ભગવાનને કહ્યું 'મને તમારી સાથે રહેવામાં પારાવાર કષ્ટ સહન કરવું પડે છે માટે હું તો

આપથી જુદો પડીશ.' એમ કહી તે રાજગૃહ તરફ ગયો માર્ગમાં ગોશાળાને ચોરો મળ્યા અને તેમણે તેની પાસે કાંઇ ન હોવાથી તેના ઉપર સવારી કરી તેને થકવ્યો. પજવ્યો અને છેવટે છોડી મૂક્યો. આથી ગોશાળે વિચાર્યું કે 'ભગવાનને છોડયા તે સારૂં ન કર્યું. તેમની સાથે રહેવામાં છુટા ફર્યા કરતાં સારૂં હતું.' ભગવાન વૈશાલી પધાર્યા અને એક લુહારના આંગણામાં રાતવાસો રહ્યા સવારે છ મહિનાની માંદગીથી ઉઠી કામ ઉપર આવેલ લુહારે ભગવાનને જોયા અને તેણે મનથી અપશુકન માની ભગવાનને મારવા હથોડો ઉગામ્યો. પણ તુર્ત તે હથોડા સહિત તેને ઈન્દ્રે સ્તબ્ધ કર્યો.

## કટપૂતનાનો શીત ઉપસર્ગ

વૈશાલીથી વિહાર કરી ભગવાન **ગ્રામાક**સંનિવેશ પધાર્યા અને **બિભેલક** યક્ષના મંદિરમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા. યક્ષ પ્રભુને દેખતાં આનંદ પામ્યો અને તેણે ગીતનૃત્ય કરી ભગવાનની ભક્તિ કરી. મહામહિનામાં ગ્રામાક સંનિવેશથી ભગવાન **શાલિશીર્ષ** ગામમાં પધાર્યા અને ગામ બહાર ઉદ્યાનમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા આ અરસામાં ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં અપમાનિત થએલ અંતઃપુરની કોઈ સ્ત્રી વ્યંતરદેવી થએલ તે ત્યાં આવી અને ભગવાનને જોતાં તેને પારાવાર ક્રોધ ઉપજ્યો તેણે પરિવ્રાજિકાનું રૂપ વિકુર્વી ભગવાન ઉપર જટામાંથી શરીરને કંપાવે તેવા જલના શીતકણીયા નાંખવા માંડયા. ભગવાને શિયાળાની ઠંડી, ખુલ્લો પવન અને રાક્ષસીના નાંખેલા ઠંડા કણિયાને અંતરમાં ઠંડક રાખી આ ભયંકર શીતપરિષહને સહન કર્યો. અને લોકાવધિ જ્ઞાન ઉપાર્જન કર્યું. **કટપૂતના** હારી અને છેવટે ભગવાનને ખમાવી સ્વસ્થાને ગઇ. **શાલિશીર્ષ** ગ્રામથી ભગવાન વિહાર કરી **ભદ્દિલપુરી** ગયા અને ત્યાં ચાર માસના ઉપવાસનું તપ કરી ચોમાસું પૂર્ણ કર્યું. અહિં ગોશાળો જે ભગવાનથી જુદો પડયો હતો તે થાકી ભગવાન પાસે આવ્યો. ચોમાસું પૂર્ણ થતાં ભગવાને બહાર પારણું કરી મગધ તરફ વિહાર આરંભ્યો.

## સાતમું વર્ષ.

ભગવાન શિયાળો અને ઉનાળો મગધની ભૂમિમાં પસાર કરી **આલંભિયા** નગરીમાં સાતમું ચોમાસું રહ્યા અહિં ભગવાને ચાર માસી ઉપવાસ કર્યા, પારણું આલંભિયાની બહાર કરી કુંડાકસંનિવેશ તરફ ગયા

## આઠમું વર્ષ.

કુંડાકસંનિવેશમાં ભગવાન [1]વાસુદેવના મંદિરમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા ત્યાંથી ભગવાન **મદ્દના**સંનિવેશના [2]બલદેવના મંદિરમાં કાઉસગ્ગ ધ્યાને રહી **બહુશાલ** થઈ **લોહાર્ગલામાં** પધાર્યા. અહિ પહેરેગીરોએ જાસુસ માની તેમને પકડયા. અને રાજા સમક્ષ હાજર કર્યા. ભગવાનને દેખતા ઉત્પલ નામનો નિમિત્તક ઉભો થયો અને રાજાને

૧ ગોશાળાએ વાસુદેવની મૂર્તિની કુચેષ્ટા કરી તેથી પૂજારીએ તેને માર્યો પણ પછી જૈનસાધુ સમજી તેને છોડી દીધો ૨ અહિં પણ બલદેવની મૂર્તિની કુચેષ્ટા કરવાથી ગોશાળાને માર પડયો.

કહેવા લાગ્યો કે ' આ સિદ્ધાર્થ રાજપુત્ર વર્ધમાનકુમાર ધર્મચક્રવર્ત્તિ છે. ' રાજાએ ક્ષમા માગી ભગવાન ત્યાંથી પુરિમતાલ નગર પધાર્યા ત્યાં [1]વગ્ગુર શ્રાવકે તેમનો સત્કાર કર્યો આ પછી ભગવાન [2]ઉન્નાગન ગોભૂમિ થઈ આઠમું ચોમાસું રાજગૃહમાં રહ્યા અહિં પણ ચાર માસિક તપ કર્યું અને પારણું રાજગૃહની બહાર કરી ભગવાને પોતાનો વિહાર લંબાવ્યો.

## નવમું વર્ષ.

ભગવાને વિચાર્યું કે ' આર્યદેશમાં વિહાર કરવાથી મને બહુ ઉપસર્ગો નહિ નડે. મારે હજી ઘણા કર્મ ખપાવવાં બાકી છે અને તેનો ક્ષય આકરા ઉપસર્ગ વિના થશે નહિ.' આથી ભગવાને વજ્રભૂમિ અને શુદ્ધભુમિ જેવા અનાર્યદેશોમાં વિહાર આરંભ્યો. અહિં અનાર્ય લોકોએ તેમને અનેક પ્રકારના ઉપસર્ગો આપ્યા. ભગવાને તે સર્વ સમભાવે સહ્યા નવમું ચોમાસું પણ સ્થાનના અભાવે ભગવાને જ્યાં ત્યાં વિચરી પુરૂ કર્યું આમ છ માસ છમાસી તપ પૂર્વક અનાર્યભૂમિમાં વિચરી ભગવાન આર્યભૂમિ તરફ પધાર્યા.

## દશમું વર્ષ.

ભગવાન સિદ્ધાર્થપુરથી કુર્મગ્રામ તરફ જતા હતા માર્ગમાં એક તલનો છોડવો પડ્યો હતો ગોશાળે ભગવાનને પૂછ્યું ' હે ભગવાન ! આ પડેલો તલનો છોડવો ફળશે કે નહિ ?' ભગવાને કહ્યુ 'ફળશે અને આ ફુલો સાત તલ રૂપે થશે ' ગોશાળે ભગવાનનું વચન ખોટું કરવા તલના છોડવાને ઉખેડી દૂર ફેંકી દીધો પણ દિવ્યવૃષ્ટિથી તે છોડવો જમીનમાં ખુંચ્યો અને તેમાં સાત ફુલો તલરૂપે ઉત્પન્ન થયાં ગોશાળો ભગવાન સાથે વિહાર કરી કુર્મગ્રામની બહાર ઉદ્યાનમાં આવ્યો.

અહિં વૈશાયન નામનો તાપસ આતાપના લઈ રહ્યો હતો તે દયાળુ હોવાથી તડકાને લઈ બહાર નીકળતી જૂઓને ફરી ફરી જટામા નાખતો હતો. ગોશાળો તેની પાસે આવ્યો. અને યૂકાશય્યાતર કહી વારવાર મશ્કરી કરવા લાગ્યો. આથી વૈશાયનને ક્રોધ ચઢ્યો. અને તેણે ગોશાળા ઉપર તેજોલેશ્યા મૂકી પરંતુ ભગવાને તુરત શીતલેશ્યા મુકી તેની રક્ષા કરી. કારણ કે સજ્જનો હંમેશાં રક્ષામા દક્ષ જ હોય છે. ગોશાળાને ખબર પડી કે 'ભગવાને મને શીતલેશ્યા મુકી. બચાવ્યો છે ' તેથી તે ભગવાનને કહેવા લાગ્યો 'ભગવાન શી રીતે તેજોલેશ્યા ઉત્પન્ન થાય ? ' ભાવી અનર્થને જાણુતા છતાં ભગવાને તેજોલેશ્યાની વિધિ બતાવતાં કહ્યુ 'જે મનુષ્ય છ મહિના સુધી નિરતર છઠ તપ પૂર્વક સૂર્ય સામે દૃષ્ટિ રાખી આતાપના લે અને પારણે મુઠીભર અડદના બાકળા તથા ચોગળુ ગરમ પાણી પી સાધના કરે તે આ તેજોલેશ્યાને મેળવી શકે છે.'

---

૧ પુરિમતાલ નગરમાં વગ્ગુર નામે શ્રાવક હતો તેણે શકટઉદ્યાનમા રહેલ મલ્લિનાથની મૂર્તિ આગળ પુત્રની બાધા રાખી હતી. આ બાધા ફળી. વગ્ગુરે મલ્લિનાથનુ નવીન મદિર કરાવ્યું આ અરસામાં ભગવાન ત્યા આવ્યા અને તેણે તેમનો સત્કાર કર્યો.

૨ ઉન્નાગન નગર જતા ગોશાળે માર્ગમા એક મોટા દાતવાળા યુગલની મશ્કરી કરી આથી તેને ત્યા મારવામાં આવ્યો.

કેટલાક સમય પછી ભગવાન સિદ્ધાર્થપુર તરફ પાછા ફર્યા ત્યારે ગોશાળો તલવાળી જગ્યા બતાવી કહેવા લાગ્યો. 'ભગવાન ! તલ ઉત્પન્ન થયા નથી' ભગવાને કહ્યું 'તેં જ્યાં ફેંક્યો હોય ત્યા જઈ બરાબર તપાસ કર' ગોશાળે તલનો છોડવો ફાલેલો દેખ્યો તેમજ એક સિંગમા સાત તલ દેખ્યા આથી તેણે નક્કી કર્યું કે 'સર્વ જીવો મરીને ફરીને ફરી તેમાં જ ઉત્પન્ન થાય છે' ગોશાળો આ પછી નિયતિવાદમાં વધુ સ્થિર થયો અને ભગવાનથી જુદો પડયો

આ પછી ગોશાળે આજીવિકમતની હાલાહલા કુંભારણની શાળામાં રહી તેજોલેશ્યા સાધી. તેમજ સુખ, દુઃખ, લાભ, હાની, જીવિત, મરણ વિગેરે નિમિત્ત શાસ્ત્ર શિખી ચમત્કારી બન્યો લોકોને તેણે આકર્ષ્યા પોતાનો પંથ જમાવ્યો અને આજીવિકમતનો તીર્થંકર બની વિચરવા લાગ્યો

સિદ્ધાર્થપુરથી ભગવાન વૈશાલી પધાર્યા. અહિં ગામના છોકરાઓએ પિશાચ માની તેમને પજવ્યા. પણ ગણરાજ શંખે ભગવાનને ઓળખ્યા અને બાળકોને નસાડી મુકી ભગવાનને નમી ક્ષમા માગી.

વૈશાલીથી **વાણિજ્યગ્રામ** જતાં **ગંડકી**નદી ઉતરતાં ભગવાન નાવમાં બેઠા નાવિકે ભાડું માગ્યું. ભગવાને જવાબ ન આપવાથી તે તેમને મારવા લાગ્યો તેવામાં શંખરાજના ભાણેજ **ચિત્રે** ભગવાનને છોડાવ્યા. અહિં અવધિજ્ઞાની **આનંદ**શ્રાવક ભગવાન પાસે આવ્યો અને વંદન કરી બોલ્યો 'હે ભગવંત ! આપને થોડા જ સમયમાં કેવળજ્ઞાન પ્રાપ્ત થશે.'

વાણિજ્યગ્રામથી ભગવાન **શ્રાવસ્તી** નગરમાં આવ્યા અને દસમું ચોમાસું ત્યાં જ રહ્યા. અને વિવિધ તપ અને ધ્યાનમાં તે ચાતુર્માસ પુરૂં કરી **સાનુલટ્ઠિય** સંનિવેશ તરફ વિહાર આરંભ્યો.

### અગિયારમું વર્ષ.

ભગવાને સાનુલટ્ઠિય ગામમાં ભદ્રા, મહાભદ્રા, સર્વતોભદ્રા પ્રતિમા આરંભી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા પારણામાં આનંદ શ્રાવકની દાસીએ નાંખી દેવાનું અનાજ આપ્યું તે લઈ ભગવાને પારણું કર્યું પંચદિવ્ય પ્રગટ થયાં. દાસીને ત્યાંના રાજાએ દાસીપણાથી મુક્ત કરી.

સાનુલટ્ઠિયથી ભગવાને દ્રઢભુમિ તરફ વિહાર આરંભ્યો અને બહાર **પેઢાલ** ગામના ઉદ્યાનમાં અઠ્ઠમતપ કરી એક અચિત્ત વસ્તુ ઉપર દૃષ્ટિને સ્થિર કરી ધ્યાન આરંભ્યું.

### સંગમ દેવનો ઉપસર્ગ.

આ વખતે ઈન્દ્રે ધ્યાનસ્થિત ભગવાનને જોઇ સભામા પ્રશંસા કરતાં કહ્યું 'અહો ભગવાનનું કેટલું સુંદર નિશ્ચલ ધ્યાન છે. આ ધ્યાનથી ભગવાનને મનુષ્ય તો શું પણ દેવ પણ ચળાવી શકે તેમ નથી.' સભામા રહેલ **સંગમ**ને અશ્રદ્ધા ઉપજી અને કહેવા લાગ્યો કે 'ભગવાન ગમે તેવા ધૈર્યવાન તપસ્વી કે તેજસ્વી હોય તો પણ તે માણસ જાત, દેવના ઉપસર્ગ આગળ તેમનું શું ગજું. હું જાઉં અને જોઉં કે કેવા તે ધૈર્યમાં ટકે છે.' તુર્ત તે

ભનો જેને ચલિત ન કરી શકે તેને કામના સાધનો ચલિત કરે છે.' (૨૦) આથી તેણે વીશમા ઉપસર્ગમાં દેવાંગનાઓ વિકુર્વી. ઋતુઓનો વિલાસ વિકુર્વ્યો, કોયલોના ટહુકારો વિકુર્વ્યા. મંદમંદ પવનની લહેરો અને વીણાના ગુંજારવો વિકુર્વ્યા. કોઇ દેવાંગનાઓ હાવભાવ કરતી તો કોઇ પગમાં પડી વિનવતી અને કોઈકને અંગ મરડી કામને ઉદ્દીપન કરતી વિકુર્વી. આમ છતા પત્થર ઉપર પાણી સમાન આ સર્વ ભગવાનના ધ્યાન આગળ નિષ્ફળ ગયું. દેવ થાકયો, કંટાળ્યો, મુંઝાયો અને વિચારવા લાગ્યો કે 'હું ભરસભામાં અભિમાન પૂર્વક ચલિત કરવાનું કહીને આવ્યો છું અને હવે ચલિત કર્યા વિના વીલે મોઢે પાછો જઈશ તો દેવોમાં મારી મશ્કરી થશે, ભલે અત્યારે આમને જવા દઉં પણ તેમની સાથે રહી પછી પણ ચલિત કરીને જાઉ તો જ મારૂ ગૌરવ ગણાશે.' આથી તે ભગવાનની સાથે જ રહ્યો.

પોલાસચૈત્યથી નાલુકા, સુભોગા, સુચ્છેત્તા, મલય અને હત્થિસીસ વિગેરે સ્થળોમાં વિવિધ ઉપસર્ગો સંગમે કર્યા પણ ભગવાન તો પોતાના ધ્યાનમાં સ્થિર જ રહ્યા.

આ પછી એક વખત ભગવાન તોસલી ગામમાં કાઉસગ્ગ ધ્યાને હતા. તે વખતે સંગમે સાધુનું રૂપ લીધું અને ગામમાં ખાતર પાડતાં પકડાયો લોકોએ તેને મારવા લીધો ત્યારે તેણે કહ્યું 'મારા ગુરૂની આજ્ઞાથી હું ચોરી કરવા આવ્યો હતો.' લોકો તેની સાથે તેના ગુરૂ પાસે આવ્યા તો તેણે ભગવાનને બતાવ્યા. લોકો ભગવાન ઉપર હલ્લો કરે તેટલામાં ચોર સાધુ અદૃશ્ય થયો લોકો સમજ્યા કે કોઇ માયાવીએ આ માયા બીછાવી હતી લોકો લજ્જા પામ્યા અને ભગવાનની ક્ષમા માગી પોતાના સ્થાને ગયા તોસલીથી ભગવાન મોસલીમાં આવ્યા ત્યાં પણ સંગમે ભગવાન ઉપર ચોરનું કલંક આપી પકડાવ્યા. પણ રાજા સિદ્ધાર્થના મિત્ર સુમાગધે ભગવાનને ઓળખ્યા અને છોડાવ્યા.

આ પછી ફરી તોસલીમાં ભગવાન આવ્યા. ત્યાં સંગમે તેમની આગળ ચોરીના સાધનો ધર્યા અધિકારીઓએ ચોર માની રાજા પાસે રજુ કર્યા. રાજાએ ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો ભગવાનને સાતવાર ફાંસીએ ચઢાવ્યા પણ સાતેવાર ફાંસી તૂટી ગઈ તેથી રાજાને ખાત્રી થઈ કે જરૂર આ નિર્દોષ છે. તેથી તેણે તેમનો આદરસત્કાર કરી છોડી મૂકયા.

ભગવાન તોસલીથી સિદ્ધાર્થપુર જઇ વ્રજગામ પધાર્યા. અને ગોચરીએ ગયા ત્યાં પણ સંગમથી ગોચરીને અનેષણીય જાણી તેઓ વહોર્યાવિના પાછા આવ્યા આમ છ મહિના સુધી અનેક ઉપસર્ગો કરી સંગમ થાકયો. પણ ભગવાન ન થાકયા સંગમ ભગવાન આગળ પ્રગટ થયો અને કહેવા લાગ્યો 'હે ભગવાન! ઇન્દ્રે જે કહ્યુ તે યથાર્થ સત્ય છે હું જાઉં છું અને હવે આપ નિઃશંક ગોચરીએ પધારો' ભગવાને કહ્યું 'હે સંગમ મારે કોઇના વચનની કે ખાત્રીની જરૂર નથી.' આ પછી ભગવાને પુરા છ મહિનાના સંગમના ઉપસર્ગ સહન કર્યા બાદ વૃદ્ધ ગોવાલણને ત્યાં હસ્તપાત્રમા ક્ષીરાન્નથી પારણું કર્યું. ઇન્દ્રે સંગમને દેવલોકમાંથી કાઢી મૂકયો. અને પોતે પસ્તાવા લાગ્યો કે 'ભક્તિથી કરેલી મારી પ્રશંસા ભગવાનને કેટલું બધુ વિઘ્ન આપનાર નિવડી'

વજગામથી આલભિકા, સેયબિયા થઈ ભગવાન શ્રાવસ્તી નગરીમાં પધાર્યા અને ઉદ્યાનમાં કાઉસ્સગ્ગધ્યાને રહ્યા. શ્રાવસ્તીમાં આ વખતે સ્કંદનો મહાન ઉત્સવ ચાલતો હતો લોક સ્કંદની પ્રતિમા આગળ ગાનતાન નાચ કરી રહ્યા હતા તેવામાં તે પ્રતિમા ચાલી લોકોનું ટોળું તેમની પાછળ ચાલ્યું પ્રતિમા ચાલની ચાલતી ભગવાન પાસે આવી અને તેમના પગમાં પડી લોકો સ્કંદની પ્રતિમાને નમતી દેખી સૌ ભગવાનને નમ્યા અને તેમનું બહુમાન કર્યું.

ભગવાન શ્રાવસ્તીથી કોશાંબી, વારાણસી, રાજગૃહ, મિથિલા, આદિ નગરોમા ફરી વૈશાલીમાં અગિઆરમું ચાતુર્માસ નગર બહાર કામવનમાં રહ્યા અહિં ભૂતાનંદ નાગકુમાર ઇન્દ્ર આવ્યો અને ભગવાનને વંદન કરી સ્વસ્થાને ગયો

વૈશાલીમાં ભગવાનની પાસે જીર્ણશેઠ રોજ રોજ વંદન કરવા આવતો અને પારણા માટે પોતાને ત્યાં પધારવા ભગવાનને વિજ્ઞપ્તિ કરતો. ભગવાનને એક માસ વીત્યો, બીજો માસ વીત્યો, ત્રીજો વીત્યો અને ચોથો વીતતા શેઠને ખાત્રી થઈ કે જરૂર ભગવાન મારે ત્યા હવે પધારશે. પણ તેણે સાભળ્યું કે 'ભગવાને પૂરણશેઠની દાસીદ્વારા "વહોરી પારણું કર્યું છે.' આથી જીર્ણશેઠ નિરાશ થયો. પણ ભાવવૃદ્ધિમાં તેણે દેવલોકનુ આયુષ્ય બાંધ્યું.

**બારમું વર્ષ.**

વૈશાલીથી ભગવાન **સુસુમારપુર** પધાર્યા અને અશોક વૃક્ષ નીચે કાઉસગ્ગધ્યાને રહ્યા.

**ચમર ઉત્પાત.**

આ અરસામાં ભવનપતિમાં ચમરેન્દ્ર ઉત્પન્ન થયો. તેણે ઉર્ધ્વલોકમાં રહેલ શક્રેન્દ્રને દેખ્યો અને બોલી ઉઠયો કે 'મારી ઉપર કયો ઇન્દ્ર બેઠો છે ?' તેણે પોતાનુ વિશાળ કાય રૂપ વિકુર્વ્યું અને સૌધર્મેન્દ્રની સભામાં પગ મૂકી પરિઘ આયુધવડે ખળભળાટ મચાવ્યો. શક્રેન્દ્રે ઉપયોગ મૂકયો તો જાણ્યું કે મિથ્યાભિમાની ચમરેન્દ્રનો આ ઉત્પાત છે. તેણે તેની ઉપર વજ્ર છોડયુ. વજ્ર જોતાં ચમરેન્દ્ર નાઠો અને 'બચાવો ! બચાવો !' કહેતો રૂપ સંકોચી સુસુમારપુરમાં અશોકવૃક્ષ નીચે કાઉસગ્ગ ધ્યાને રહેલ ભગવાનના ચરણોમા લપાયો શક્રેન્દ્રે વજ્ર ખેંચી લીધું. ચમરેન્દ્રે શક્રેન્દ્રની ક્ષમા માંગી અને બન્ને ઇન્દ્રો ભગવાનને વાંદી સ્વસ્થાને ગયા

ચમરેન્દ્રના ઉત્પાત પછી ભગવાન વિહાર કરી **ભોગપુર** ગામ ગયા. આ ગામમા **માહેન્દ્ર** નામના ક્ષત્રિયને ભગવાનને દેખતા ક્રોધ ઉત્પન્ન થયો અને તે લાકડી ઉપાડી ભગવાનને મારવા દોડયો પણ તેજ વખતે ભગવાનને વાંદવા પધારેલ સનત્કુમારેન્દ્રે તેને રોકયો. આ પછી માહેન્દ્રે ભગવાનની ક્ષમા માગી અને સનત્કુમારેન્દ્ર ભગવાનને વંદન કરી શાતા પૂછી સ્વસ્થાને ગયો.

ભોગપુરથી **નંદિયગામ** અને ત્યાંથી **મેંઢિયગામ** ભગવાન પધાર્યા. અહિં પણ અજ્ઞાનવશે ગોવાળે ભગવાનને ઉપસર્ગ કર્યો અને ભગવાને તે શાંતભાવે સહ્યો

ભગવાનનો આકરો અભિગ્રહ

આ પછી ભગવાન કૌશાંબી પધાર્યા આ સમયે કૌશામ્બીમાં શતાનીક રાજા રાજ્ય કરતો હતો. તેને મૃગાવતી નામે ધર્મિષ્ઠ રાણી હતી. આ રાજાને સુગુપ્ત નામનો મંત્રી હતો તેને શ્રાવિકા નંદા નામે ભાર્યા હતી. તેમજ આ નગરમાં ધનાવહ નામે શેઠ અને તેની પત્ની મૂલા રહેતાં હતા. ભગવાને પોષ વદી ૧ ના દિવસે ઘણાં કર્મો બાકી રહેલાં જાણી એક આકરો અભિગ્રહ લીધો, તેમાં તેમણે ધાર્યું કે 'રાજકુમારી છતાં દાસીપણાને પામેલી, મસ્તક મુંડિત અને અઠ્ઠમતપવાળી, આંખમાં આંસુઓ અને પગમાં બેડીવાળી જો કોઇ બાલા એક પગ ડેહેલીમાં અને બીજો પગ બહાર રાખી ઉભી રહી સુપડાના ખુણામાં રહેલા બાકળા મને ભિક્ષામાં આપશે તો હું ભિક્ષા ગ્રહણ કરીશ.'

ભગવાન હરહંમેશાં ભિક્ષા માટે આવતા પણ ભિક્ષા લીધા વિના પાછા ફરતા. એક દિવસ સુગુપ્તને ત્યાં ભિક્ષા માટે ભગવાન પધાર્યા. શ્રાવિકા નંદાએ સુઝતી અનેક વસ્તુઓ ધરી પણ ભગવાને તેની સામે નજર કરી દૃષ્ટિ ખેંચી લઇ પાછા ફરી કાઉસગ્ગ ભૂમિએ ગયા નંદાને ખુબદુ:ખ લાગ્યું તે વિચારવા લાગી ભગવાન જેવા ભગવાન મારે આંગણે પધાર્યા અને હું કમનશીબ કાંઇ લાભ પામી શકી નહિ દિવસે દિવસે આ વાત શહેરમાં ચર્ચા રૂપે થઇ. લોકો વિવિધ પ્રકારે ભિક્ષા વહોરાવતા પણ ભગવાન હંમેશાં ભિક્ષા લીધા વિના પાછા ફરતા મૃગાવતીને આ વાતની ખબર પડી. તેણે રાજાને કહ્યું 'તમે પ્રજાનું પાલન કરો છો મોટા મોટા બુદ્ધિશાળી મંત્રીઓ રાખો છો. પણ કોઈ દિવસ ભગવાને શો અભિગ્રહ ધારણ કર્યો હશે અને તે કઈ રીતે પુરાય તેનો વિચાર સરખો કર્યો છે? તમારા રાજ્યમાં દેવાર્ય રોજ ભિક્ષા માટે ફરે અને ભિક્ષા લીધા શિવાય જાય અને તેમનો અભિગ્રહ ન પુરાય તેમાં તમારી બુદ્ધિ અને ભક્તિ બન્નેની ખામી ગણાય' રાજાએ સવારે સુગુપ્તને કહ્યું. સુગુપ્તે રાજાને કહ્યું 'મહારાજ! અભિગ્રહ અનેક પ્રકારના હોય છે પરન્તુ ભગવાને મનમાં શુ સંકલ્પ કર્યો હશે તેની અમારા જેવા અજ્ઞાનીઓને શું ખબર પડે?' આ પછી રાજાએ લોકોને અનેક પ્રકારે ભગવાનને ભિક્ષા આપવાની સૂચના આપી પણ ભગવાન તો રોજ ભિક્ષા માટે આવે છે અને પાછા ફરે છે આમ પાચ મહિના ને પચીસ દીવસ પસાર થયા.

આ અરસામાં ચંપાનગરીમા દધિવાહન નામે રાજા અને ધારિણી નામે રાણીને વસુમતી નામે પુત્રી હતી શતાનિક રાજાએ ચંપા ઉપર ચઢાઈ કરી. દધિવાહન રાજા નાસી છુટ્યો અને તેનું લશ્કર પરાભવ પામ્યું શતાનિકના સૈનિકોએ ચંપાને લુંટી તેમાં એક સૈનિકે ધારિણી રાણી અને વસુમતીને ઉપાડ્યાં ધારિણીને ખબર પડી કે આ મારૂં જીવન ભ્રષ્ટ કરશે તેથી તે જીભ કચડી મરી ગઈ. વસુમતીને તે સૈનિકે દાસી તરીકે ધનાવહ શેઠને ત્યાં વેચી ધનાવહ શેઠે તેને ઘરના કામકાજમાં રાખી પરન્તુ ચંદન જેવા શીતલવચનથી શેઠના પરિવારે તેનું નામ ચંદના પાડ્યું. અને તે દાસી મટી પુત્રી જેવી બની એક વખત ચંદના શેઠના પગ ધોતી હતી ત્યારે તેનો ચોટલો નીચે પડતાં શેઠે પકડી અદ્ધર રાખ્યો. અટારીએ બેઠેલી મૂલાએ આ દૃશ્ય જોયું તેને અનેક તર્ક વિતર્ક થયા અને

વિચારવા લાગી કે 'આ રુપવાન હોવાથી શેઠ તેના ઉપર આકર્ષાયા છે અને જતે દિવસે કોણ જાણે શું થશે?' તે વિચારતા તેને એ ધાગાં આવ્યા તેણે નક્કી કર્યું કે આ બાળાને વધુ વખત ઘરમાં રહેવા દેવી નહિ શેઠ કામપ્રસંગે બહાર ગયા મૂલાએ ચંદનાનો કેશપાસ હજામને બોલાવી મુંડાવી નાખ્યો. કારણકે આ મોહક કેશસ્પર્શે શેઠને મોહિત બનાવ્યા હતા આ પછી તેણે તેને ભોંયરામાં પુરી બેડી નાખી ખુબ મારી અને પોતાના પરિવારને કહ્યું કે 'શેઠને આ બાબતમાં કાંઈ કહેવું નહિ' શેઠ ઘેરે આવ્યા અને વિસામા બાદ ચંદનાની ખબર પૂછી પણ કોઈએ ઉત્તર આપ્યો નહિ બીજે ત્રીજે દિવસ થતાં શેઠને અકળામણ થઈ અને બોલ્યા 'ચંદના ક્યાં છે?' એક વૃદ્ધ દાસીએ શેઠાણીનો ભય ત્યજી બધી વાત યથાર્થ કહી શેઠે ભોંયરો ઉઘાડ્યો અને મુંડિત કરેલ મસ્તકવાળી ચંદનાને જોઈ રડી પડ્યા. તેમણે તેને ખવરાવવા રસોડામાં જોયું તો બીજું કાંઈ ન્હોતું તેથી બાકળા આપ્યા અને બેડી તોડવાને લુહાર બોલાવવા ગયા ચંદના બારણા વચ્ચે ઉભી હતી. અને અનેક વિચારો કરતી હતી તેના મનમાં પોતાની ચંપાનગરી, માતા અને દાસીપણાના દ્રશ્યો ખડા થયા ત્યાં આગણામાં 'ભગવાન પધારો! પધારો!' ના અવાજો કાને પડયા. ચંદનાએ ભગવાનને કહ્યું 'દીનાનાથ! પધારો ને મારા ઉપર કૃપા કરો!' ભગવાન પધાર્યા ચંદના સામે દૃષ્ટિ નાંખી બધું પોતાના અભિગ્રહનું મળતું આવ્યું પણ એક આંસુ ખુટતા દેખી ભગવાન પાછા ફર્યા ચંદના ડુસકે ડુસકે રડી પડી અને બોલી 'હે ભગવાન! હું આવી હતભાગી છું કે પિતા, માતા, રાજ્ય સૌથી ત્યજાઈ કોઈએ મને આશ્વાસન ન આપ્યું. અને હે દીનાનાથ! આપ પણ મને કૃતાર્થ કર્યા વગર ચાલ્યા જશો?' ભગવાન પાછા ફર્યા હવે તેમના અભિગ્રહમા કાંઈ ઓછાશ ન હતી. તેમણે હાથ પ્રસાર્યા ચંદનાએ બાકુળા વહોરાવ્યા. દેવદુંદુભિ ગર્જી. અહોદાન! અહોદાન! ની ઉદ્દઘોષણા થઇ વસુવૃષ્ટિ આકાશમાંથી ઉતરાઈ. આમ પંચ દિવ્ય પ્રગટ થયાં. સૌ કોઈ મોટું કે નાનુ ધનાવહને ઘેર આવ્યું શતાનિક અને મૃગાવતી પણ ભગવાનના અભિગ્રહ પૂરા કરનારને નિરખવા અને તેના દર્શનથી પાવન થવા ત્યા આવ્યાં મૃગાવતીએ ચંદનાને જોઈ જોતા ભેટી પડી અને પુત્રી! પુત્રી! કહી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી અને કહેવા માંડયુ 'હે પુત્રી! તુ અહિં કયાથી અને આ તારી દશા શાથી?' ચંદનાએ પોતાનો સર્વવૃત્તાન્ત કહ્યો મૃગાવતી ચંદનાને ઘેર લઈ ગઈ. વસુવૃષ્ટિ ધનાવહ શેઠને સોપી અને ઇન્દ્રે તે વખતે કહ્યુ 'ચંદના ભગવાનની પ્રથમ સાધ્વી થશે. સૌ ભગવાનના કેવળજ્ઞાનના દિવસની પ્રતીક્ષા કરતા અને ચંદનાની પ્રશંસા કરતા સ્વસ્થાને ગયા

કૌશાંબીથી ભગવાન વિહાર કરી સુમંગલ થઇ સુચ્છેત્તા ગામ પધાર્યા અહિં ભાયલ નામનો વાણિયો યાત્રાએ જતો હતો તેણે ભગવાનને દેખી અપશુકન માન્યા અને ભગવાનને મારવા તલવાર ઉપાડી પણ સિદ્ધાર્થે તેની તલવારથીજ તેનો ભોગ લીધો

સુક્ષેત્રથી પાલક આદિ ગામોમાં વિહાર કરી ભગવાન ચંપાનગરી પધાર્યા અને ત્યા ચોમાસી તપ કરી સ્વાતિદત્તની યજ્ઞશાળામા ચોમાસું રહ્યા અહી માણિભદ્ર અને પૂર્ણભદ્ર

યક્ષ ભગવાનના તપત્યાગ દેખી હરરોજ ભગવાનની પૂજા કરવા લાગ્યા. સ્વાતિદત્ત દેવોથી ભગવાનની પૂજા દેખી આશ્ચર્ય પામ્યો અને તેણે જીવ સંબંધી પ્રશ્નો પૂછયા. ભગવાનનો જીવસિદ્ધિ ઉપર યુક્તિયુક્ત ઉત્તર સાંભળી સ્વાતિદત્ત આનંદ પામ્યો. અને ભગવાનનો ભક્ત બન્યો.

## તેરસું વર્ષ

ચાતુર્માસ પૂર્ણ થતાં ભગવાન વિહાર કરતા કરતા **જંભિયગામ, મેંઢિયગામ ષણ્માણિગામ** પધાર્યા અને ગામની બહાર કાઉસગ્ગ ધ્યાને રહ્યા.

## ઉત્કૃષ્ટ ઉપસર્ગ.

આ અરસામા ભગવાને ત્રિપૃષ્ઠના ભવે જે શય્યાપાલકના કાનમાં સીસુ રેડાવ્યુ હતું તે શય્યાપાલકનો જીવ સંસારમાં રખડતાં રખડતાં ગોવાળ થયો હતો. તે ભગવાન પાસે આવ્યો અને ભગવાનને બળદ સોંપી ગામમાં ગયો. થોડીવારે ગામમાંથી પાછો ફર્યો ત્યારે તેણે બળદો ન જોયા તેથી તેણે ભગવાનને પૂછયું 'હે મુનિ! મારા બળદ કયા ગયા?' ભગવાન મૌન રહ્યા. ગોવાળે ક્રોધપૂર્વક ફરી ફરી બૂમ પાડી પૂછયું અને કહ્યું કે કાન હોવા છતાં સાંભળવાના કામમાં ન આવે તેને રાખી મૂકી શું કામ છે, તે તુર્ત ઝાડની બે સળીઓ લાવ્યો અને ભગવાનના બન્ને કાનોમાં તે ઠોકી દીધી અને તેના છેડા કોઈ ન દેખે માટે કાપી નાંખ્યા. ભગવાન તો મેરૂજેવા સ્થિર રહ્યા ગોવાળ તર્જના કરતો અને બડબડતો પોતાના સ્થાને ગયો.

ભગવાન ફરતા ફરતા ષણ્માણિ ગામથી **અપાપાપુરીમાં સિદ્ધાર્થ** વણિકને ત્યાં ગોચરીએ પધાર્યા ભગવાનને દેખતાં સિદ્ધાર્થ અને તેનો મિત્ર ખરક ઊભા થયા પગે લાગ્યા અને ભગવાનને પડિલાભ્યા દેવોએ પંચદિવ્ય કર્યા ભગવાનના ગયા બાદ ખરકે સિદ્ધાર્થને કહ્યું 'ભગવાન તપતેજસ્વી હોવા છતાં જરૂર કાંઇને કાંઈ શલ્યવાળા લાગે છે અને તે શલ્ય ભગવાનના કાનમાં કોઈએ ખીલા ઠોકી કર્યું છે' વૈદ્ય અને સિદ્ધાર્થ સામગ્રી લઈ ભગવાનના કાઉસગ્ગ ધ્યાને ગયા ખીલા કાઢવાની ભગવાન પાસે અનુજ્ઞા માગી ભગવાન મૌન રહ્યા. વૈદ્ય અને સિદ્ધાર્થે ઘડીના વિલંબ વિના તેમની નસોને તેલનું મર્દન કર્યું. સાંધા ઢીલા કર્યા. બે સાણસીથી ખીલા પકડાવી માણસો પાસેથી જોસથી ખેંચી કઢાવ્યા ખીલા કાઢતા ભગવાને પર્વતોને કંપાવે તેવી ચીસ નાંખી વૈદ્યે ત્યારબાદ સંરોહણી ઔષધ ચોપડયું. ભગવાનની ક્ષમા માગી. ભગવાનને વંદન કરી સ્વસ્થાને ગયા. અન્તે બન્ને મિત્રો સમાધિપુર્વક મૃત્યુ પામી દેવલોકે ગયા.

ભગવાનને પ્રથમ ઉપસર્ગ ગોવાળે કર્યો હતો અને આ છેલ્લો ઉપસર્ગ પણ ગોવાળે કર્યો. ખીલા કાઢવાનું સ્થાન જતે દિવસે ભગવાનની ભયંકર ચીસથી મહાભૈરવ નામના ઉદ્યાન તરિકે પ્રસિદ્ધ થયું અને લોકોએ સ્મૃતિ તરિકે ત્યાં એક દેવાલય કરાવ્યુ.

ભગવાને સાડાબારવર્ષના કાળમાં વિવિધ ઉત્કટ તપશ્ચર્યાઓ કરી તે આ પ્રમાણે છે.

પૂર્ણ છ માસી એક, પંચદિવસ ન્યૂન છમાસી એક, ચારમાસી નવ, ત્રણમાસી બે, અઢીમાસી બે, બેમાસી છ, દોઢમાસી બે, એકમાસી બાર, અર્ધમાસી બોતેર, પ્રતિમા અઠ્ઠમ તપ બાર, છઠ્ઠતપ બસો ઓગણત્રીશ, ભદ્ર, મહાભદ્ર સર્વતો ભદ્ર પ્રતિમા એક એક મળી કુલ સોળ ઉપવાસ.

આમ બારવર્ષ અને સાડા છ મહિનાના છદ્મસ્થકાળમાં ભગવાને ૩૪૯ એકભક્ત પારણા કર્યા. જઘન્યમાં જઘન્ય તપ ભગવાને છઠનું કર્યું, કોઇ દિવસ લાગલાગટ ભગવાને ભોજન કર્યું નથી ભગવાને સમગ્રતપ ચૌવિહારો કરેલ છે આમ ભગવાને ઘોરતપ કરી કાયા શોષવી કર્મને પણ શોષવ્યા

સાડા બાર વર્ષ અને સાડા છ માસના છદ્મસ્થ કાળમાં ભગવાનને કેટલાક મહત્વના નાશને લઇને, કેટલાંક પૂર્વવૈરના કારણે અને કેટલાક શકાને લઇને વિવિધ ઉપસર્ગો થયા.

(૧) શૂલપાણિ યક્ષનો ઉપસર્ગ મહત્વના નાશને લઇને થયો

(૨) પૂર્વભવના વૈરના કારણે સુદંષ્ટ્રા વાણુવ્યંતર, કટપૂતના રાક્ષસી, અને કાનમાં ખીલા ઠોકનાર ગોવાળ વિગેરેએ ભયંકર ઉપસર્ગો કર્યા

(૩) કેટલીક જગ્યાએ ભગવાનને ચોર વિગેરે માની વહેમને લઇને વિવિધ ઉપસર્ગો થયા. આ ઉપસર્ગો દેવોએ, મનુષ્યોએ અને તિર્યંચોએ કર્યા છે કેટલાક ઉપસર્ગો ભગવાને ચંડકૌશિકનો ઉપસર્ગ અને અનાર્યદેશમાં વિચરી સહન કરેલા ઉપસર્ગો પોતાની ઇચ્છાથી મેળવ્યા છે આમ વિવિધ ઉપસર્ગોમા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ભેદ પાડવામાં આવે તો જઘન્યમાં ઉત્કૃષ્ટો ઉપસર્ગ કટપૂતનાનો. મધ્યમમાં ઉત્કૃષ્ટો ઉપસર્ગ સંગમદેવનો અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ઉપસર્ગ કાનમાં ખીલા ઠોકનાર ગોવાળનો શાસ્ત્રમાં જણાવ્યો છે

આમ સાડાબાર વર્ષ સુધી ઘોર પરિષહ અને ઉપસર્ગ સહન કરતા તપોમૂર્તિ ભગવાન ઋજુમાલિય ગામથી ઋજુવાલુકા નદીના કાંઠા ઉપર રહેલા શ્યામાક ખેડુતના ખેતરમાં જીર્ણ ચૈત્યની પાસે શાલવૃક્ષ નીચે છઠતપ પૂર્વક કાઉસગ્ગ ધ્યાને રહ્યા ધ્યાન ધ્યાવતા ચાર ઘાતિકર્મનો ક્ષય કરી વૈશાખ શુદ ૧૦ના દિવસે હસ્તોત્તરા નક્ષત્રમા ચંદ્રનો યોગ હતો ત્યારે ચોથા પ્રહરમા ભગવાનને કેવળજ્ઞાન થયું દેવોએ કલ્યાણક મહોત્સવ ઉજવ્યો. હવે ભગવાન કેવલજ્ઞાની અને કેવળદર્શી બન્યા

## [ ૪ ]

# તીર્થસ્થાપન બાદ

ભગવાનને કેવળજ્ઞાન થતા દેવલોકમાં ઇન્દ્રોના આસન કંપ્યા ઇન્દ્રો પરિવાર સહ ભગવાનને કેવળજ્ઞાન થયુ જાણી જૃંભક ગામ આવ્યા અને સમવસરણની દેવોએ રચના કરી સમવસરણમા પ્રવેશી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા દઈ નમો તિત્થસ્સ કહી ભગવાન પૂર્વસન્મુખ સિંહાસન ઉપર બિરાજ્યા દેશના આરંભી પણ આ દેશનામા કોઈએ વિરતિનો

સ્વીકાર કર્યો નહિ. આગમમાં આ ઘટનાને અચ્છેરા, તરિકે જણાવવામાં આવે છે. જે વસ્તુ ન બનવી જોઇએ છતાં તે કોઇક લાંબા કાળે બને તેને અચ્છેરૂ કહે છે આ અચ્છેરાં આ અવસર્પિણીમાં *દશ થયાં છે. તેમાં ભગવાનની પર્ષદામાં કોઈ પ્રતિબોધ ન પામ્યું, તે દશ પૈકી એક અચ્છેરૂં ગણેલ છે

ભગવાન ત્યાંથી વિહાર કરી વૈશાખ શુદ ૧૧ ના દિવસે અપાપા નગરીના મહાસેન ઉદ્યાનમાં પધાર્યા. લોકોને ભગવાન પધાર્યાની અને દેવોના સમવસરણની ખબર પડી. ચારે દિશાથી લોકોના ટોળે ટોળાં ઉલટયાં અને સમવસરણની બારે પર્ષદા પૂર્ણ બની. ભગવાન સમવસરણમાં પૂર્વદ્વારથી પ્રવેશી ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા દઈ સિંહાસન ઉપર આરૂઢ થયા ઇન્દ્રે ઉભા થઈ ભગવાનની સ્તુતિ કરી અને ત્યારબાદ ભગવાને દેશના આરંભી. ભગવાને આ દેશનામાં નવતત્વનું, ચારગતિનું અને સંસારનું દિગ્દર્શન કરાવવા સાથે મનુષ્યભવની દુર્લભતા બતાવી. તેમજ સર્વવિરતિ અને દેશ વિરતિનું સ્વરૂપ પણ સમજાવ્યું. આ ઉપદેશની સર્વ ઠેકાણે પ્રશંસા ફેલાઈ. અપાપા નગરીના ચોરે ને ચૌટે ભગવાનની સમૃદ્ધિ અને દેશનાનું સૌ કોઈ વર્ણન કરવા લાગ્યા

ભગવાન મહાસેન વનમાં સમવસર્યા તે અરસામાં અપાપા નગરીમાં સોમિલ બ્રાહ્મણે એક મોટો યજ્ઞ આરંભ્યો હતો. આ યજ્ઞમાં દેશ પરદેશના વિદ્વાનોને તેણે આમંત્રણ આપ્યું હતું આ ઉત્સવ પ્રસંગે અપાપા નગરી હજારો મહેમાનોથી ભરપૂર બની હતી પધારેલ સૌ અતિથિઓમા ઈન્દ્રભૂતિ વિગેરે અગ્યાર મહાવિદ્વાનો મુખ્ય હતા આ અગ્યારે વિદ્વાનો સ્વશાસ્ત્રના પારગામી સાથે પરશાસ્ત્રમાં પણ ખૂબ નિપૂણ હતા તેમણે અનેક વાદવિવાદોમાં જય મેળવ્યો હતો અને સૌ પોતપોતાની જાતને સર્વજ્ઞ માનતા હોવાથી તેમના હૃદયમાં રહેલી શંકા કોઈને પૂછતા નહોતા ઈન્દ્રભૂતિ, અગ્નિભુતિ, અને વાયૂભૂતિ એ ત્રણ ગૌતમ ગોત્રીય વસુભૂતિ પિતા અને પૃથ્વીમાતાના પુત્ર હતા ત્રણે ભાઇઓ ખૂબ વિદ્વાન હતા અને એક એકને પાંચસો પાંચસો શિષ્યોનો પરિવાર હતો.

---

* (૧) તીર્થંકરને કેવળજ્ઞાન થયા પછી ઉપસર્ગ ન થાય છતા ગોશાળે તેજોલેશ્યા મુકી તે એક આશ્ચર્ય. (૨) ગર્ભસંક્રમણઃ—ભગવાનનુ દેવાનંદાની કુક્ષિથી ત્રિશલાની કુક્ષિમા આવવુ તે બીજુ આશ્ચર્ય. (૩) પુરૂષો જ તીર્થંકર થાય છતા આ ચોવિશીમાં મલ્લીનાથ સ્ત્રી તીર્થંકર થયા તે ત્રીજું આશ્ચર્ય. (૪) કોઈ દિવસ તીર્થંકરોની દેશના નિષ્ફળ ન જાય છતા ભગવાન મહાવીરની ઋજુવાલુકાના તટ ઉપર પ્રથમ સમવસરણમા આપેલી દેશના નિષ્ફળ ગઇ તે ચોથુ આશ્ચર્ય. (૫) બે વાસુદેવો કોઇ દિવસ ન મળે છતા આ અવસર્પિણીમા કૃષ્ણ દ્રૌપદીને લાવવા ધાતકીખંડમા ગયા ત્યા શંખ નાદથી કપિલ અને કૃષ્ણ બન્ને મળ્યા તે પાચમુ આશ્ચર્ય. (૬) શ્રાવસ્તી નગરીમાં સૂર્ય અને ચદ્ર મૂલ વિમાન સહિત ભગવાન મહાવીરને વંદન કરવા આવ્યા તે છઠ્ઠુ આશ્ચર્ય. (૭) યુગલિયાઓ કોઇ દિવસ કર્મભૂમિમા આવે નહિ છતાં હરિવંશની ઉત્પત્તિના કારણરૂપ યુગલિકનું અહિં આવવું તે સાતમું આશ્ચર્ય. (૮) ચમરેન્દ્રનો ઉત્પાત તે આઠમુ આશ્ચર્ય. (૯) ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એક સમયમા એકસોને આઠ મુક્તિએ ન જાય છતાં ઋષભદેવ ભગવાનની સાથે એકસો આઠ મોક્ષે ગયા તે નવમુ આશ્ચર્ય (૧૦) નવમા અને દશમા તીર્થંકરના આંતરામા અસંયમી ધર્મપ્રરૂપક બન્યા અને પૂજાયા એ દશમુ આશ્ચર્ય.

ઈન્દ્રભૂતિની ઉમર આ વખતે પચાસ વર્ષની, અગ્નિભૂતિની છેંતાલીશ વર્ષની અને વાયુભૂતિની બેંતાલીશ વર્ષની હતી

ચોથા વિદ્વાન વ્યક્ત કોલ્લાગ સંનિવેશના રહીશ હતા તેમનુ ગોત્ર ભારદ્વાજ હતું અને તે પિતા ધનમિત્ર અને માતા વારૂણીના પુત્ર હતા આ વખતે તેમની ઉંમર પણ પચાસ વર્ષની હતી. અને તેમનો શિષ્યવર્ગ પાચસો છાત્રોનો હતો.

પાંચમા વિદ્વાન સુધર્મા કોલ્લાગ સંનિવેશના રહીશ અગ્નિવૈશ્યાયન ગોત્રવાળા બ્રાહ્મણ હતા. તેમની માતા ભદ્દિલા અને પિતા ધમ્મિલ હતા તેમની ઉંમર પચાસ વર્ષની અને શિષ્યોનો સમુદાય પાચસોનો હતો

મૌર્ય સંનિવેશના વતની છઠ્ઠા મૌર્યના પિતા ધનદેવ અને માતા વિજયદેવી હતાં તેમનું ગોત્ર વાશિષ્ઠ હતું તેપન વર્ષની ઉમર ધારણ કરનારા તેમને તે વખતે સાડાત્રણસો વિદ્યાર્થીઓ હતા

મિથિલાના વતની આઠમા અકંપિત અડતાલીશ વર્ષની ઉમરના, ત્રણસો વિદ્યાર્થીવાળા અને ગૌતમ ગોત્રીય દેવ પિતા અને માતા જયંતીના પુત્ર હતા

નવમા અચલભ્રાતા કોશલના વતની, હારિતગોત્રીય બ્રાહ્મણ હતા તેમની માતા નંદા અને પિતા વસુ હતા આ વખતે આમની ઉમર છેંતાલીશ વર્ષની હતી અને વિદ્યાર્થીઓનો પરિવાર ત્રણસોનો હતો

દશમા વત્સદેશના તુંબિક ગામના રહીશ મેતાર્ય કૌંડિન્ય ગોત્રીય બ્રાહ્મણ હતા તેમની માતાનું નામ વરૂણદેવા અને પિતાનું નામ દત્ત હતું. આ વખતે તેમની ઉમર છત્રીસ વર્ષની હતી અને વિદ્યાર્થીઓનો સમૂહ ત્રણસોનો હતો

અગ્યારમા રાજગૃહના વતની પ્રભાસ કૌડિન્ય ગોત્રીય બ્રાહ્મણ હતા તેમની માતાનું નામ અતિભદ્રા અને પિતાનું નામ બલ હતુ આ વખતે એમની ઉમર સોળ વર્ષની હતી.

## પ્રથમ ગણધર શ્રી ઈન્દ્રભૂતિ

સૌ પ્રથમ ઈન્દ્રભૂતિએ લોકોના મોઢે ભગવાન મહાવીરની દેશનાની પ્રશંસા અને સર્વજ્ઞતાના સમાચાર સાભળ્યા ઈન્દ્રભૂતિને મગજમા એવો ખ્યાલ હતો કે મારાથી કોઈ બીજો વિદ્વાન છે જ નહિ. આથી તેને લોકોના વચન ઉપર વિશ્વાસ ન બેઠો અને તે ભગવાનના સમવસરણ તરફ શિષ્યો સહિત ઉપડયો રસ્તામા જેને જેને પૂછતો તે સર્વ ભગવાનની વધુ ને વધુ પ્રશંસા કરતા આમ સમવસરણની નજીક આવતા ઈન્દ્રભૂતિનું હૃદય સહેજ બળવા લાગ્યું અને તેને મનમા થયું કે કદાચ મારા કરતાં મોટો વિદ્વાન નીકળશે ને હું હારીશ તો આજ સુધી મેળવેલી આબરૂ ખોઈ બેસીશ. આ વિચાર વમળમાં તે સમવસરણના દ્વારે આવ્યો. સમવસરણને જોતાં તેની ખુમારી સાવ ઓછી થઈ અને પોતાની બડાઈ બદલ પસ્તાવો કરે છે તેટલામાં ભગવાને "હે ઈન્દ્રભૂતિ ગૌતમ" નામને

'विज्ञानघन.' એ પદથી જીવ નથી અને 'स वै अयं आत्मा' એ પદથી આત્મા છે એમ ઉભય વેદ પદથી તમારા હૃદયમાં 'જીવ છે કે નહિ?' એવી શંકા જાગી છે. પરંતુ ઇન્દ્રભૂતિ ગૌતમ! એ બે પદોને પરસ્પર સમન્વય કરવામાં આવે તો આત્માની યથાર્થસિદ્ધિ આપોઆપ થાય છે હે ગૌતમ! તમે विज्ञानघन નો અર્થ આ આત્મા પાંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થઈ ભૂતના નાશ થતાં તેનો નાશ થાય છે. પરલોક વિગેરે નથી તેવો અર્થ કરો છો પણ વાસ્તવિક રીતે એ અર્થ બરાબર નથી. ખરીરીતે विज्ञान એટલે જ્ઞાન દર્શન; ચારિત્રના સમૂહરૂપ આ આત્મા પાંચ મહાભૂતોના આલંબનથી જ્ઞાન ઉપયોગ અને દર્શન ઉપયોગમય બને છે એ ભૂત અવરાતાં તેના જ્ઞાનદર્શન ઉપયોગ વિલય પામે છે. અને બીજા ભૂત કે તેના વિકારોને અનુલક્ષી બીજા જ્ઞાનદર્શન ઉપયોગ ઉત્પન્ન થાય છે. જ્યારે આ બીજો ઉપયોગ થાય છે ત્યારે પૂર્વની જ્ઞાનદર્શન ઉપયોગની સંજ્ઞા રહેતી નથી

દરેક વસ્તુમા સામાન્ય અને વિશેષ એ ધર્મો હોય છે. સામાન્ય ધર્મને જાણવામાં આવે તે દર્શન અને વિશેષ ધર્મને જાણવામાં આવે તે જ્ઞાન આ જ્ઞાન અને દર્શન તે વિજ્ઞાન અને તેને જે ધારણ કરે તે विज्ञानघन–આત્મા. આ વિજ્ઞાન કોઇ ને કોઈ પદાર્થના આલંબનથી ઉત્પન્ન થાય છે. આ આલંબનભૂત પદાર્થ જ્યારે અંતરિત બને કે દૂર થાય ત્યારે તેને અનુલક્ષીને ઉત્પન્ન થએલ જ્ઞાન દર્શન પણ વિલય પામે છે. અને બીજા પદાર્થને અનુલક્ષીને જ્ઞાન દર્શન ઉત્પન્ન થાય છે. આથી પૂર્વના જ્ઞાન દર્શનની સંજ્ઞા રહેતી નથી આમ જો અર્થ કરવામાં આવે તો જે પદથી તમે આત્મા નથી, પરભવ નથી એવી સિદ્ધિ કરી છે. તેજ પદ આત્માની અને પરભવની સિદ્ધિની તરફેણમાં રહેશે

પ્રત્યક્ષથી, અનુમાનથી, આગમથી, ઉપમાનથી અને અનુભવથી પણ આત્મા સિદ્ધ થાય છે "

ઈન્દ્રભૂતિને ભગવાન પાસેથી विज्ञानघन. વેદપદની શંકા ટળી. અને સાથે જ હૃદયનો અંધકાર પણ ટળ્યો. તેણે ભગવાનને હાથ જોડી તત્વ જણાવવા કહ્યુ. ભગવાને ઉપદેશ દીધો. ઈન્દ્રભૂતિ ગૌતમ પાંચસો શિષ્ય સાથે ભગવાનનાં શિષ્ય થયા

## દ્વિતીય ગણધર શ્રી અગ્નિભૂતિ.

ઇન્દ્રભૂતિ પરિવાર સહ ભગવાનના શિષ્ય થયાના સમાચાર લોકોએ અગ્નિભૂતિને કહ્યા. અગ્નિભૂતિને પોતાના વડિલ ભાઇના જ્ઞાન, પ્રતિભા અને તર્ક માટે એટલો બધો વિશ્વાસ હતો કે મારો ભાઇ આમ હારી જાય તે બને જ નહિ. અગ્નિભૂતિ શિષ્યોના પરિવાર સાથે ભાઇને છોડાવવા ભગવાનના સમવસરણ તરફ ઉપડ્યો. સમવસરણે પહોંચતાંજ ભગવાને ધીર ગંભીર શબ્દે કહ્યું "હે અગ્નિભૂતિ! તમોને પણ વેદવાક્યનો પૂર્વાપર સમન્વય નહિ કરવાથી કર્મસંબંધી શંકા ઉત્પન્ન થઈ છે પરન્તુ તમે જો તેનો બરાબર સમન્વય કરશો તો કર્મસંબંધી શંકાનું કારણ નથી.

વેદમાં 'पुरुष एवेदं ग्नि सर्वं यद्भूतं यच्च भाव्यम्' આ વેદપદનો અર્થ તમે

'જગતમાં જે કાંઈ છે તે પુરૂષ જ છે. બીજું કશું નથી.' એવો કર્યો. અને આથી તમે એવા નિર્ણય પર આવ્યા કે 'કર્મ છે જ નહિ.' પણ ઉંડા ઉતરશો તો સમજાશે કે આ વાકય આત્માની સ્તુતિ કરનારૂં છે, નહિં કે આત્મા સિવાય સર્વ વસ્તુનો નિષેધ કરનાર છે. વેદમાં કેટલાંક વાકય વિધિને પ્રતિપાદન કરનારાં, કેટલાંક એકની એકજ વાતને ફરી જણાવનારાં અને કેટલાંક સ્તુતિને કરનારાં છે. 'स्वर्ग कामोऽग्निहोत्रं जुहूयात्' આ વિધિને જણાવનારૂં વાકય છે કેમકે જેને સ્વર્ગની ઈચ્છા હોય તેણે અગ્નિહોત્ર કરવો. 'द्वादश मासा संवत्सरस्य' આ વાકય સંવત્સર એટલે શું? તેનો અનુવાદ કરનાર છે. તેમજ 'जले विष्णु स्थले विष्णु विष्णु पर्वतमस्तके' આ વાકય વિષ્ણુની સ્તુતિ કરનાર છે તેમ 'पुरुष एवेदं' એ વાકય આત્માની સ્તુતિ કરનાર છે નહિ કે કર્મનો નિષેધ કરનાર છે. આમ આ વેદ વાકયને ઘટાવવામાં આવશે તો શંકાનુ કારણ નહિ રહે

આ જગતમાં એકી સાથે જોડલે જન્મનાર ભાઈઓ એકજ માતાપિતાને ત્યાં સરખી સામગ્રીમાં ઉછર્યા છતાં એક બુદ્ધિશાળી અને એક નિર્બુદ્ધિ, જગતમાં કેઈ ધનવાન અને કેઈ નિર્ધન, કોઇ સશક્ત તો કોઈ અશક્ત. આમ વિવિધ ફેરફારો કર્મ સિવાય થોડાજ ઘટે છે? બીજું આત્મા અરૂપી છે અને કર્મ રૂપી છે. માટે કર્મનો અનુગ્રહ ઉપઘાત આત્માને ન થઇ શકે તેવી શંકા લાવવાનું પણ કારણ નથી કારણ કે મદિરા અને બ્રાહ્મી જેવા રૂપી પદાર્થો અરૂપી બુદ્ધિનો અનુગ્રહ અને ઉપઘાત કરે જ છે." અગ્નિભૂતિનો સંશય નાશ પામ્યો અને તેમણે પાંચસો શિષ્યો સાથે ભગવાનની પાસે દીક્ષા લીધી.

## તૃતીય ગણધર શ્રી વાયુભૂતિ.

ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિની દીક્ષાના સમાચાર શહેરમાં પ્રસરતાં વાયુભૂતિ વિગેરેનો ગર્વ આપોઆપ ઉતરી ગયો. તેઓએ માની લીધુ કે 'પ્રબળ શકિત સંપન્ન આ બે બાંધવો જેના શિષ્ય થયા તેના શિષ્ય અમારે પણ થવું અને શંકાનુ સમાધાન મેળવી લેવું.'

વાયુભૂતિ ભગવાન પાસે આવ્યા. અને ભગવાને કહ્યું કે "તમોને વેદમાં 'विज्ञानघन०' અને 'सत्येन लभ्य०' આ પદથી એવી શકા થઈ કે 'એક વેદપદ પાંચ મહાભૂત શરીરથી આત્મા જુદો નથી તેમ કહે છે અને જ્યારે બીજું વેદપદ સત્યથી આત્મા મળી શકે છે તેમ જણાવે છે આથી તમને આત્મા છે કે નહિ?' આ જાતની શંકા થઈ છે. પણ હે વાયુભૂતિ! બરાબર વિચાર કરશો તો હુ સુખી, હું દુ:ખી વિગેરેમાં 'હુ' શબ્દથી સંબોધિત થનાર તે શરીર નહિ પણ આત્મા છે. તેમજ કીડી પશુ, પંખી સૌ કોઇ સુખ ઝંખે છે અને દુ:ખથી અટકે છે. આ પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમા સંચાલિત રહેનાર તે આત્મા છે અને તે શરીરથી જુદો છે"

ભગવાનની યુકિત યુકત વાણી સાંભળી વાયુભૂતિ સંદેહ રહિત બન્યા અને પાંચસો શિષ્યો સાથે ભગવાનના શિષ્ય થયા. આ પછી તો એક પછી એક બ્રાહ્મણો આવતા ગયા અને શંકાનું સમાધાન મેળવી ભગવાનને ચરણે પોતાનું જીવન ધરી ભગવાનના શિષ્ય થયા.

## ચતુર્થ ગણધર શ્રી અવ્યક્ત.

અવ્યક્ત પંડિતને સમવસરણમાં પેસતાં ભગવાને તેમને સંબોધી કહ્યું કે "હે અવ્યક્ત પંડિત ! 'येन स्वप्नोपमं वै सकलं.' એ વેદ વાક્યથી તમે એવો નિર્ણય કર્યો છે કે 'જગતમાં જે કાંઇ દેખાય છે તે સ્વપ્ન સમાન અસત્ છે.' વેદમાં 'पृथ्वी देवता, आपो देवता ' એ પદ જોઇ એમ પણ થયું કે 'પૃથ્વી છે, પાણી છે.' આથી તમને પાંચ મહાભૂત જે દૃશ્યપદાર્થ છે તે ખરેખર છે કે નહિ તેવી શંકા જાગી છે. પણ બરાબર સમન્વય કરશો તો શંકાનું કારણ નહિ રહે. 'स्वप्नोपमं ' એ વેદવાક્ય જગતમાં રહેલ પદાર્થોની નશ્વરતા સૂચવવામાટે છે. માણસ આસક્તિથી મારૂં મારૂં કહી તેમાં રાચ્યોમાચ્યો ન રહે અને સમજે કે 'જેને તું ચિરંજીવ માને છે તેવા મોટા પદાર્થો પણ કાળથી કવલિત થઈ નશ્વર બની જાય છે.' આ વચન સ્ત્રી ધન વિગેરેમાં આસક્ત રહેલ માણુસને વૈરાગ્યે વાળવા માટે છે. નહિં કે જગતમાં કાંઈ નથી તે જણાવવા માટે."

અવ્યક્તના મનનું સમાધાન થયું અને તેણે પણ પોતાના ૫૦૦ શિષ્યો સહિત ભગવાનનુ શરણું સ્વીકાર્યું.

## પાંચમા ગણધર શ્રી સુધર્માસ્વામિ.

સુધર્મા પંડિતને આવતાં ભગવાને કહ્યું કે "હે સુધર્મ પંડિત! 'पुरुषो वै पुरुषत्वं' અને 'शृगालो वै एष जायते०' એ વેદપદથી તમને શંકા ઉત્પન્ન થઇ છે કે 'એક વેદપદ પુરૂષ મરીને પુરૂષ થાય છે તેમ જણાવે છે. અને બીજું વેદપદ વિષ્ટા સહિત બળનાર મરી શિયાળ થાય તેમ કહે છે. આથી શંકા થઇ કે 'પુરૂષ મરીને પુરૂષ થાય કે કેમ?' પણ ખરી વસ્તુસ્થિતિ એ છે કે જે પુરૂષને અનુરૂપ મૃદુતાદિ કર્મ કરે તે મરી પુરૂષ પણ થાય છે. પણ એથી પુરૂષ મરીને પુરૂષજ થાય તેનો નિશ્ચય કરનાર આ વેદપદ નથી. કારણ કે જો પુરૂષને અનુરૂપ કામ ન કરે તો પશુ પણ થાય વળી એવી પણ તમારે દલીલ ન કરવી કે ઘઉંના બીજમાંથી ચોખા ન ઉગે તેમ પુરૂષમાંથી પશુ ન બને. કારણકે જગતમાં અનેક વૈચિત્ર્યપણું છે. વીંછીમાંથી વીંછી ઉત્પન્ન થાય છે તેમ છાણમાંથી પણ વીંછી ઉત્પન્ન થાય છે."

સુધર્માને ભગવાનની યુક્તિયુક્ત વાણી ગમી અને તેમણે પણ શિષ્યો સહિત તેમનું શરણું સ્વીકાર્યું.

## છઠ્ઠા ગણધર શ્રી મંડિત.

આ પછી મંડિત પંડિત આવ્યા. તેમણે ભગવાનને કહ્યું "મારૂં માનવું એવું છે કે 'આત્મા એક સ્ફટિક જેવો છે તેને કર્મનો બંધ કે મોક્ષ થતો નથી. તેમ તેને સંસારમાં રખડવાનું પણ નથી હોતું. આ મારી માન્યતાને સમર્થન स एष विगुणो विभुर्न बध्यते न संसरति' આ વેદ પદ આપે છે. ભગવાને ઉત્તર આપતાં કહ્યું કે "આત્મા બે પ્રકારના

છે. એક સિદ્ધાત્મા અને એક સંસારસ્થ આત્મા. જે આત્મા કર્મરહિત બને તે સિદ્ધાત્મા. આ સિદ્ધાત્મા કેવલજ્ઞાનથી સર્વવ્યાપક અને બીજદગ્ધ થયા પછી વૃક્ષ ન ઉગે તેમ સર્વથા કર્મ નાશ થયા પછી નવું કર્મ બાંધતો નથી અને જ્યારે તે કર્મબંધ ન કરે ત્યારે તેને છુટા થવાનું રહેતું નથી. પણ જે કર્મયુક્ત સંસારી શરીરી આત્મા છે. તે તો ભવભ્રમણ કરે છે. નવીન નવીન કર્મ બાંધે છે. અને હું સુખી દુખી તેવા ભિન્ન ભિન્ન ભાવોને અનુભવે છે. આથી ઉપરોક્ત વેદવાકય સિદ્ધાત્માનુ સ્વરૂપ બતાવનાર છે. નહિ કે સર્વ આત્મા વિભુ વિગેરે છે તે બતાવે છે." મંડિતને પોતાની શંકાનુ સમાધાન થયુ અને તેમણે ૩૫૦ શિષ્યો સાથે ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરી.

## સાતમા ગણધર શ્રી મૌર્યપુત્ર.

પંડિત મૌર્યપુત્ર પધારતાં ભગવાને તેમને કહ્યું 'को जानाति मायोपमान् गीर्वाणान् इन्द्रयमवरुणकुबेरादीन्' અને 'एष यज्ञायुधी यजमानोऽञ्जसा स्वर्गलोके गच्छति' આ બે વેદપદથી તમને શંકા જાગી કે 'એક વેદપદ ઇન્દ્ર યમ વરૂણ છે એમ કોણ જાણે છે?' એમ કહી દેવોનો અભાવ જણાવે છે. અને બીજું પદ સ્વર્ગલોકને બતાવે છે. આથી તમે દેવો નથી તેમ માન્યુ છે. પણ આ બરાબર નથી. પ્રથમતો મારી અને તમારી સમક્ષ આ બધા દેવો છે તે જુઓ અને શંકાને દૂર કરો. 'को जानाति' આ પદ દેવોનો અભાવ સૂચવતું નથી પણ હજારો લાખો વર્ષના આયુષ્યવાળી દેવસ્થિતિ પણ આખરે નાશવંત છે તેમ જણાવે છે. જેમ સ્વપ્નમાંથી ઉઠયા બાદ સ્વપ્નની કાંઈ વસ્તુ રહેતી નથી તેમ હજારો લાખો વર્ષ દેવસુખ ભોગવ્યા છતાં સમય પૂરો થતાં ત્યાંથી ચ્યવ્યા બાદ તેનો સ્હેજ પણ અંશ અનુભવાતો નથી. આમ આ વેદપદ દેવલોકના સુખનું નશ્વરપણું જણાવે છે. મનુષ્યભવ સુખ દુઃખ મિશ્રિત લાગણી વાળો છે. અહિં ગમે તેવો માણસ હશે તો પણ કેવળ સુખ મગ્ન નહિં રહી શકે, સર્વ પ્રકારે સુખમગ્ન રહેવાની કુદરતી જોગવાઇવાળું સ્થાન તે દેવલોક છે.' મૌર્યપુત્રને તેમની શંકાનું સમાધાન થયું અને તેમણે ભગવાનનું શિષ્યો સહિત શરણું લીધું.

## આઠમા ગણધર શ્રી અકંપિત.

આ પછી ભગવાને આવેલ અકંપિત પંડિતને કહ્યું કે "તમોને 'न ह वै प्रेत्य नरके नारका सन्ति' અને 'नारको वै एष जायते यः शूद्रान्नमश्नाति' આ બે પદથી નારકના અસ્તિત્વમાં શંકા ઉપજી છે. પ્રથમ પદથી નારકો નથી તેમ માન્યુ અને બીજા પદથી નારકમાં જીવો ઉત્પન્ન થાય છે તેમ જાણ્યુ. આથી તમે માન્યુ કે જગતમાં જે જીવો દુખી છે તે નારકો છે. નરક એવું બીજું કોઈ સ્થાન નથી. પણ આ વસ્તુ બરાબર નથી. ચોરી વ્યભિચાર કે હિંસા કરનાર જીવોને તેમના ગુન્હાને અનુરૂપ કુદરતી શિક્ષા આપનાર કેવળ દુખમય જે સ્થાન છે તે નરક છે. પ્રથમ વેદવાકય નારકનો અભાવ સૂચવતું નથી. પણ તે એમ જણાવે છે કે નારકમાથી નીકળેલો જીવ ફરી નારક

ન થાય તેમજ નારકપણું હંમેશનુ શાશ્વત નથી. પણ પાપ કરનારા જીવો નારક પણે જરૂર ઉત્પન્ન થાય છે.'

અકંપિતના સનનુ સમાધાન થયુ. તેણે ભગવાનનુ પ્રવચન સાંભળ્યુ. અને ભગવાન પાસે શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી.

**નવમા ગણધર શ્રી અચલભ્રાતા.**

અચલભ્રાતાને આવતાં ભગવાને કહ્યું કે 'તમને पुरुष एवेदं ग्निं सर्वं અને पुण्यः पुण्येन कर्मणा०' આ બે વેદપદથી પુણ્ય સંબંધી શંકા ઉત્પન્ન થઇ છે. ભગવાને અગ્નિભૂતિ આગળ જેમ પુરૂષાદ્વૈતવાદનુ નિરસન કર્યું હતું તેમ નિરસન કરી જણાવ્યું કે 'પ્રથમ વાક્ય આત્માનુ મહત્ત્વ બતાવનાર છે, નહિ કે પુણ્યનો નિષેધ કરનાર.' આ પછી અચલભ્રાતાએ શંકાનું સમાધાન થવાથી શિષ્યો સહિત ભગવાનનું પ્રવચન સાંભળી દીક્ષા અંગીકાર કરી.

**દશમા ગણધર શ્રી મેતાર્ય.**

મેતાર્ય પંડિતને 'विज्ञानघन० એ વેદપદથી અને 'न प्रेत्य संज्ञास्ति' શબ્દથી પરભવ નથી એવી શંકા હતી. ભગવાને આ પદનો વાસ્તવિક અર્થ સમજાવ્યો અને જણાવ્યુ કે 'પાંચ મહાભૂત સિવાય અતિરિક્ત આત્મા છે. પુણ્ય છે, પાપ છે અને પરભવ પણ છે. મેતાર્યનુ શંકા સમાધાન થયું અને તેમણે શિષ્યો સહિત ભગવાનનું પ્રવચન સાંભળી ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરી.

**અગિયારમા ગણધર શ્રીપ્રભાસ.**

આ પછી અગિઆરમા પંડિત પ્રભાસ આવ્યા. તેમને ભગવાને કહ્યું "जरामर्यं वा यदग्निहोत्रं' આ વેદ પદથી તમે એમ માન્યુ કે વેદમાં અગ્નિહોત્ર ક્રિયા મૃત્યુ તક કરવાનું કહ્યું છે. અગ્નિહોત્ર સ્વર્ગને અપાવનાર છે. આથી મોક્ષ નથી તેવો તમે નિર્ણય કર્યો છે. પણ તે વાસ્તવિક નથી. કારણ કે વેદમાં 'द्वे ब्रह्मणी वेदितव्ये परमपरं च ' એથી મોક્ષ જણાવેલ છે; તેમજ પ્રથમ વેદવાક્ય નિર્વાણનો નિષેધ કરનાર નથી પણ તે જણાવે છે કે 'જેને સ્વર્ગની ઈચ્છા હોય તે અગ્નિહોત્ર હોમ કરે અને તેની અંદર वा શબ્દ છે. તેથી જણાવ્યું કે 'જેની નિર્વાણની ઈચ્છા હોય તે અગ્નિહોત્રને છોડી નિર્વાણ સાધક ક્રિયા કરી મોક્ષ પણ મેળવે.'

ભગવાનના યુક્તિયુક્ત વચનથી પ્રભાસને શંકાનું સમાધાન થયું. અને તેણે પણ પ્રવચન સાંભળી ભગવાનની પાસે શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી.

આમ વૈશાખ શુદ ૧૧ ના એકજ દિવસે ૪૪૧૧ બ્રાહ્મણો ભગવાનના શિષ્ય થયા. ભગવાને આ અગ્યારને પોતાના મુખ્ય શિષ્ય બનાવી 'उपन्ने वा विगमे वा धुवे वा' રૂપ ત્રિપદી આપી. બુદ્ધિનિધાન તેઓએ આ ત્રણ પદ ઉપરથી દ્વાદશાંગીની રચના કરી. ભગવંતે સમવસરણમાં તેમના ઉપર સુગંધી ચૂર્ણ નાંખી તેમને ગણધર પદવી આપી દ્વાદશાંગીની અનુજ્ઞા આપી. (આ અગ્યાર ગણધરોમાં નવ ગણધર ભગવંતો ભગવાનની હયાતિમાં મોક્ષપદ પામ્યા. શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમ ભગવાનનું નિર્વાણ થતાં કેવળજ્ઞાન પામ્યા અને

બાર વર્ષ બાદ મુક્તિ પદને વર્યા. શ્રી સુધર્માસ્વામિ ચિરંજીવ હોવાથી ભગવાનના શાસનનું સંરક્ષણ અને આધિપત્ય તેમણે સંભાળ્યું. )

ભગવંતને ગણધરો અગિયાર થયા પણ વાચના અને ગણ નવ થયા. કેમકે અચલ અને અકંપિતની એક વાચના અને એક ગણ તેમજ મેતાર્ય અને પ્રભાસની પણ એક વાચના અને એક ગણ થયો.

આ સમવસરણમાં ચંદનબાલા વિગેરે ઘણી રાજકન્યાઓએ પ્રભુના હાથે દીક્ષા અંગીકાર કરી અને આ સર્વના મુખ્ય તરિકે ભગવંતે ચંદનબાળાને સ્થાપી. આમ કોઇએ દીક્ષા, કોઇએ શ્રાવકપણું તો કોઇએ વિવિધ વ્રતનિયમ ગ્રહણ કરી સ્વશ્રેય સાધ્યુ. આ રીતે આ સમવસરણમાં ચતુર્વિધ સંઘની સ્થાપના થઇ અને **વૈશાખ સુદ અગિયારસના** દિવસથી મહાવીર ભગવાનના શાસનની શરૂઆત થઇ. શ્રમણ ભગવાનના શાસનનો શાસન-દેવ **માતંગ** અને શાસનદેવી **સિદ્ધાયિકા** થઇ. આ પછી ભગવાને લોકો ઉપર ઉપકાર કરવા રાજગૃહ તરફ વિહાર આરંભ્યો.

---

## મહારાજા શ્રેણિક, મેઘકુમાર અને નંદિષેણ વિગેરે.

આ અરસામાં કુશાગ્રપુર નગરમાં **પ્રસેનજિત** નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજા પાર્શ્વનાથ પ્રભુના શાસનને માન્ય કરનારો અને શ્રાવકવ્રતને ધારણ કરનારો હતો. તેને ધારિણી વિગેરે ઘણી રાણીઓ અને શ્રેણિક વિગેરે ઘણા પુત્રો હતા.

**શ્રેણિકનો પૂર્વભવ.**

આ ભરતક્ષેત્રમાં **જિતશત્રુ** નામે રાજાની **અમરસુંદરી** નામે પટરાણીથી **સુમંગળ** નામે રાજપુત્ર થયો. આ રાજપુત્ર બુદ્ધિશાળી, કલાનિધિ અને રૂપવાન હતો. તેને **સેનક** નામે મંત્રી પુત્ર મિત્ર બન્યો. આ મિત્ર રાજકુમારને રમકડાના સાધનરૂપ હતો. કારણ કે સેનકની આકૃતિ બેડોળ હતી. વાળ પીળા હતા, નાક ચીબુ હતું. હોઠ લાંબા હતા અને કાન નાના હતા. રાજકુમાર હરહંમેશ સેનકને ટપલીઓ મારતો, ચીડવતો અને હાંસી કરી ખુબખુબ પજવતો. સેનક રાજકુમારથી કંટાળ્યો અને તે જંગલમાં જઈ તાપસ બન્યો. દિવસ જતાં સુમંગળ રાજા બન્યો. એક વખત શિકારે જતાં સુમંગળ જંગલમાં ભૂલો પડયો. અને સેનકના આશ્રમે આવ્યો. તપસ્વી સેનકને તેણે ઓળખ્યો. તે પગે લાગ્યો, અને ભોજન માટે નિમંત્રણ આપ્યુ. તપસ્વી સેનકે કહ્યું 'હાલ તો મારે માસખમણ છે એટલે ભિક્ષા માટે નહિ આવું પરન્તુ પારણે જરૂર આવીશ.' પારણે સેનક રાજમંદિરે ગયો. પણ રાજાની તબિયત બરાબર ન હોવાથી કોઇએ તેના આવ્યાનું ધ્યાન આપ્યું નહિ રાજાને તાપસ પાછા ફર્યાની ખબર પડતાં તે આશ્રમે ગયો અને ક્ષમા માગી કહેવા લાગ્યો કે 'મારે ત્યાં પધારો.' તપસ્વીએ બીજે પારણે આવવાનું કબુલ કર્યું. સેનક

બીજા પારણે રાજાને ઘેર આવ્યો પણ સેવકોએ વ્યગ્રતાને લઈ ધ્યાન ન આપ્યુ. રાજાને ખબર પડતાં તે મુઝાયો. શરમાયો અને ગળગળો થઇ મુનિ આગળ કહેવા લાગ્યો કે 'હું કમનશીબ છુ. કે આપ જેવા તપસ્વીનો લાભ લઈ શકયો નહિ.' તાપસ મૌન રહ્યો. તેને રાજાની વિનવણી ઢોંગસમ જણાઈ અને તેણે 'આ તપના પ્રભાવથી આગામી ભવે હું આનો વધ કરનારો થાઉં' એવું નિયાણું બાંધ્યું. સમય જતાં તાપસ મરી વાણવ્યંતર દેવ થયો. સુમંગળ રાજવી પણ મૃત્યુ પામી દેવ થઈ પ્રસેનજિત રાજાની રાણી ધારિણીની કુક્ષિને વિષે ઉત્પન્ન થયો. પ્રસેનજિતે તેનુ નામ શ્રેણિક પાડયુ.

કુશાગ્રપુરમાં ઘણી વખત આગ લાગતી તેથી રાજાએ એવી ઉદ્‌ઘોષણા કરાવી કે 'જેને ઘેર આગ લાગશે તેને ગામમાં વસવા માટે સ્થાન નહિ મળે.' બન્યુ એવું કે એક વખત રાજાના ઘેરજ આગ લાગી. સૌ કુમારો કિંમતી વસ્તુઓ લઇ બહાર નીકળ્યા. શ્રેણિક ભંભા વાદ્ય લઇ બહાર આવ્યો. રાજાએ તેને પૂછયુ 'હીરા માણેક વિગેરે કિંમતી વસ્તુઓ છોડી તેં ભંભા કેમ ઉપાડી ?' શ્રેણિકે કહ્યું 'પિતાજી ! આ નૃપતિનું જયચિન્હ છે અને દિગ્‌વિજયમાં મંગળરૂપ છે. આ હશે તો બીજી વસ્તુઓ આપોઆપ આવી મળશે.' રાજા આ જવાબથી પ્રસન્ન થયો અને શ્રેણિકનું તેણે ભંભાસાર એવું નામ પાડયું. રાજમહેલ બળવાથી રાજાએ પોતાનો વસવાટ કુશાગ્રપુરથી એક ગાઉ દૂર રાખ્યો. સમય જતાં ત્યાં નગર વસ્યુ અને તે રાજગૃહ નામે પ્રસિદ્ધ થયું.

### અભયકુમાર.

રાજા પ્રસેનજિત શ્રેણિકને પ્રતાપી માનતો હોવાથી તેણે તેની તરફ બહુ દરકાર ન રાખી. આથી શ્રેણિકને ખોટું લાગ્યું અને તેથી તે નગર છોડી પૂછયા ગાછયા વિના ચાલતો થયો. તે બેનાતટ નગર ગયો. ત્યાં ભદ્ર શેઠની નંદા નામે છોકરીને પરણ્યો. પ્રસૂતિ સમય પહેલાં નંદાનો ત્યાગ કરી શ્રેણિક ત્યાંથી ચાલતો થયો. નંદાએ પુત્રનો જન્મ આપ્યો. ભદ્ર શેઠે તેનું નામ અભયકુમાર પાડયું. આ અભયકુમારે મોટો થતાં એક વખત નંદાને પૂછયું 'મારા પિતા કોણ ?' માતાએ તેના પિતાનો ગૂઢભાવ સૂચક પત્ર બતાવ્યો અને કહ્યુ 'તારા પિતા કાંઇ પણ ઓળખ આપ્યા શિવાય ચાલ્યા ગયા છે.' બુદ્ધિશાળી અભયકુમાર પત્રનો ભાવ સમજ્યો અને તે નંદાને લઈ રાજગૃહ આવ્યો. રાજાને બુદ્ધિથી મહાત કરી પોતાનું સ્વરૂપ જણાવી મુખ્ય મંત્રી બન્યો.

### સુલસા શ્રાવિકા.

રાજગૃહ નગરમાં નાગ નામે એક રથિક રહેતો હતો. તેને ગુણિયલ સુલસા નામે ભાર્યા હતી. ઘણા વર્ષ સંસાર ભોગવતાં છતાં પુત્ર ન થવાથી નાગને અજંપો થયો. સુલસાએ બીજી સ્ત્રીઓ પરણવા નાગને ઘણુ કહ્યું. પણ નાગે તે ન માન્યું. સુલસા તપ અને વૈયાવચ્ચમાં મગ્ન બની. એક વખતે ઇન્દ્રે તેની ભક્તિની પ્રશંસા કરી. કેટલાક દેવોએ ઇન્દ્રની હામાં હા ભણી. પણ એક દેવને તેમાં શંકા ઉપજી તેથી તે સાધુનુ રૂપ કરી સુલસા પાસે આવ્યો. તેણે સુલસા પાસે લક્ષપાક તેલની માગણી કરી. સુલસાએ લક્ષપાક

તેલની કુપિકા આપી સાધુએ પાડી નાંખી. સુલસાએ બીજી આપી. સાધુએ તે પણ પાડી નાંખી. સુલસાએ ત્રીજી આપી તે સાધુના હાથે પડી જતાં સુલસા બોલી 'ભગવંત ! હું કમનશીબ છું કે મારી આપેલ વસ્તુ આપના કામમાં આવતી નથી.' દેવ સુલસાની ભક્તિ અને ધીરજ દેખી પ્રસન્ન થયો. તેણે વરદાન માગવાનુ કહ્યું. સુલસાએ પુત્રનુ વરદાન માગ્યું. દેવે બત્રીસ ગુટિકાઓ આપી. આથી સુલસાને બત્રીસ પુત્રો થયા. અને તે સર્વ શ્રેણિકના અંગરક્ષક બન્યા.

## ચેલ્લણા રાણી.

આ અરસામા વૈશાલી નામે નગરી હતી. તે નગરનો ચેટક નામે ધર્મિષ્ઠ રાજા હતો. તેને પ્રભાવતી, પદ્મમાવતી, મૃગાવતી, શિવા, જયેષ્ઠા, સુજયેષ્ઠા અને ચેલ્લણા નામે સાત પુત્રીઓ હતી. પ્રભાંવતી વીતભય નગરના રાજા ઉદાયનને, પદ્માવતી ચંપાના રાજા દધિવાહનને, મૃગાવતી કોશાંબીના રાજા શતાનિકને, શિવા ઉજ્જૈનીના રાજા ચંડપ્રદ્યોતને અને જયેષ્ઠા કુંડગ્રામના અધિપતિ નંદીવર્ધન રાજાને (ભગવાનના મોટા-ભાઇને) આપી હતી. સુજયેષ્ઠા અને ચેલ્લણા એ કુમારી હતી.

સુજયેષ્ઠા અને ચેલ્લણાના આવાસમાં એક વખત એક પરિવ્રાજિકા આવી ચડી. તેણે શૌચમૂળ ધર્મની પ્રશંસા કરવા માંડી સહજ જૈનધર્મ વાસિત સુજયેષ્ઠાએ કેવળશૌચને અશુભ આસ્રવ જણાવી તેનું નિરસન કર્યું પરિવ્રાજિકાને આમાં પોતાનું અપમાન લાગ્યુ. અને તેથી ઘણી શોકયોવાળી સ્થિતિમાં સુજયેષ્ઠાને મુકવાનો વિચાર કરી તેનું રૂપ આળેખી શ્રેણિકરાજા પાસે ગઇ. શ્રેણિક તેનું રૂપ દેખી મુગ્ધ બન્યો. અને દૂત મોકલી ચેટક પાસે સુજયેષ્ઠાની માગણી કરી. ચેટકે શ્રેણિકનું કુળ પોતાની સમાન ન હોવાથી તેની માગણીનો તિરસ્કાર કર્યો. શ્રેણિકને સુજયેષ્ઠા વિના મુદ્દલ ચેન ન પડયુ.

અભયકુમારને આ વાતની ખબર પડી. તે વૈશાળી ગયો. ત્યાં તેણે અંતઃપુર નજીક દુકાન માંડી અને રોજ ત્રિકાળ શ્રેણિકના ચિત્રનું પૂજન કરવા લાગ્યો એક દિવસ દાસીએ તે રૂપ સુજયેષ્ઠાને બતાવ્યુ. સુજયેષ્ઠા શ્રેણિકનુ રૂપ જોઇ મોહિત બની. અભયકુમારે સુજયે-ષ્ઠાને શ્રેણિક સુરંગદ્વારા નિયત દીવસે આવશે તે જણાવી તેને આનંદિત કરી. આ પછી અભયકુમારે યુક્તિ કરી સુજયેષ્ઠાના આવાસ સુધી સુરંગ કરાવી. શ્રેણિક સુલસાના બત્રીસ પુત્રોને સાથે લઇ રથ ઉપર આરૂઢ થઇ સુજયેષ્ઠાના આવાસે આવ્યો. સુજયેષ્ઠા જતાં જતાં ચેલ્લણાને મળી સર્વ વાત કહી વિખુટી પડે છે. તેટલામાં યાદ આવતાં સુજયેષ્ઠા રત્ન-કરંડીયો લેવા ગઇ અને ચેલ્લણા રથ ઉપર બેઠી. તે વખતે રથિકપુત્રોએ રાજાને કહ્યું 'મહારાજ ! શત્રુના ઘરમાં વધુ વિલંબ કરવો વ્યાજબી નથી.' શ્રેણિકે રથ હાંકયો. થોડી-વારે સુજયેષ્ઠા આવી. તેણે ન જોયો રથ કે ન જોયા શ્રેણિક કે ચેલ્લણા. સુજયેષ્ઠાએ બૂમ પાડી. 'દોડો ! દોડો ! શ્રેણિક ચેલ્લણાને હરી નાસી જાય છે.' ચેટકરાજાનો રથિક વીરંગક દોડી આવ્યો. તેણે સૌ પ્રથમ સુલસાના બત્રીસે પુત્રોને મારી નાખ્યા. શ્રેણિકને મારવા તે દોડયો

પણ સુરંગ સાંકડી અને વચ્ચે સુલસાના પુત્રોના રથો પડેલ હોવાથી તે રોકાઈ પડયો. શ્રેણિક તેટલી વારમા તો કયાંય દૂર નીકળી ગયો. વીરંગક પાછો આવ્યો અને તેણે ચેટક રાજાને બત્રીશ રથિકોને માર્યાની અને શ્રેણિક નાસી ગયાની વાત કહી. રાજા ખેદ પામ્યો સુજ્યેષ્ઠાને વિરક્ત ભાવના જાગી અને તેણે પણ કેટલાક સમય બાદ ચંદનબાળા પાસે જઈ દીક્ષા અંગીકાર કરી.

દૂર ગયા બાદ રાજા શ્રેણિક સુજ્યેષ્ઠા! સુજ્યેષ્ઠા! કહી બોલાવવા માંડયો. ત્યારે ચેલ્લણાએ કહ્યું 'રાજન્! હું સુજ્યેષ્ઠાની બેન ચેલ્લણા છું. સુજ્યેષ્ઠા તો રત્ન લેવા જતાં રહી ગઈ છે.' શરૂઆતમાં સુજ્યેષ્ઠા નહિ મળવાથી રાજા ખેદ પામ્યો પણ ચેલ્લણાનું રૂપ અને લાવણ્ય જોતાં રાજા બોલી ઉઠયો કે મારો પ્રયાસ નિષ્ફળ નથી ગયો. રાજા ચેલ્લણાને ગાંધર્વવિવાહથી પરણ્યો.

કોણિક.

શ્રેણિકને ચેલ્લણા સાથે સંસાર સુખ ભોગવતાં પેલો સેનક તાપસનો જીવ વ્યંતર થયો હતો તે ચ્યવી તેની કુક્ષિમાં પુત્રપણે અવતર્યો. ચેલ્લણાને ગર્ભના પ્રભાવથી પતિનું માંસ ખાવાનો દોહદ થયો. તે દોહદ પૂર્ણ ન થવાથી તે ફિક્કી અને ચિંતાતુર રહેવા લાગી. તેણે શરૂ શરૂમાં ગર્ભને પાડવા ઘણા ઉકાળા પીધા. ઘણા માંત્રિક પ્રયોગો કર્યા પણ ગર્ભ ન પડયો. રાજાએ એક વખત ચેલ્લણાને તેનું દુઃખ પૂછયું. તે કાંઈ બોલી ન શકી પણ દાસીએ યથાતથ્ય વાત કહી. રાજા આ સાંભળી ખેદ પામ્યો. અભયકુમારે રાજાને આશ્વાસન આપ્યું. અને તેના પેટે સસલાનું માંસ બાંધી ચેલ્લણાનો દોહદ પૂર્ણ કર્યો. પૂર્ણમાસે પુત્ર જન્મ્યો. રાણીએ પાપી પુત્રને બહાર મૂકી આવવા દાસીને સોંપ્યો. પાછી ફરતાં દાસી પકડાઈ ગઈ. અને શ્રેણિકને સાચી વાત કહી. શ્રેણિકે ચેલ્લણાને ઠપકો આપ્યો અને કહ્યું 'તારો આ પ્રથમ પુત્ર છે. જો તું આ પુત્રને છોડી દઈશ તો તારે સંતાન સ્થિર નહિ રહે.' ચેલ્લણાએ કહ્યું 'નાથ! એવી કોઈ ભાગ્યે અભાગણી સ્ત્રી હશે કે જે પોતાના પુત્રને ત્યાગ તજે. પણ આપ જાણો છો કે આ પુત્ર ગર્ભમાં હતો ત્યારે તેણે મને તમારા માંસની ઇચ્છા કરાવી. તે મોટો થઈ તમારો શો અનર્થ નહિ કરે! આ વિચારી તમારા પ્રેમથી આને મેં તજ્યો છે.' રાજાએ પુત્રને મંગાવ્યો. પુત્રની સુંદર કાન્તિ જોઈ રાજાએ તેનું અશોકચંદ્ર એવુ નામ પાડયુ. આ પુત્રની કનિષ્ઠિકા આંગળી ઉકરડામાં કુકડીએ કરડી તેથી તેની વેદનાથી તે બાળક ખુબ રૂદન કરતો. રાજા તે આંગળીને જ્યારે મુખમા નાંખતો ત્યારે તે રોતો બંધ રહેતો. આંગળી જતે દિવસે રૂઝાઈ અને બુઠી થઈ છોકરાઓએ બુઠી આંગળીને લઈ તેનુ કુણક–કોણિક એવું નામ પાડયું. જે નામ દિવસો જતાં અતિપ્રસિદ્ધ થયું.

ચેલ્લણા રાણીને કોણિક પછી હલ્લ અને વિહલ્લ નામના બે પુત્રો થયા. ચેલ્લણાને કોણિક પોતાનો પુત્ર હોવા છતાં પિતૃદ્વેષી હોવાથી તેના ઉપર તેને પ્રેમ ન થયો આથી તે ખાવા પીવા વિગેરે બધી બાબતમાં કોણિકનો ટાળો કરતી. કોણિકને શ્રેણિક તરફ

સહજ પૂર્વભવનો દ્વેષ હોવાથી તે માનતો કે આ બધું કામ શ્રેણિકની આજ્ઞાથીજ ચેલ્લણા કરે છે. સમય જતાં કોણિકના પદ્માવતી નામે રાજપુત્રી સાથે લગ્ન થયાં.

**ચંડાલ પાસે શ્રેણિકનું વિદ્યા ગ્રહણ-કુશંકાથી અંતઃપુર બાળવાની આજ્ઞા.**

ચેલ્લણા ઉપર શ્રેણિકને ખૂબ પ્રેમ હતો, તેથી તેણે તેને માટે એક સ્તંભવાળો સુંદર મહેલ બનાવરાવ્યો હતો. તે મહેલમાં સર્વ ઋતુના ફળ ફુલ આપનારો બગીચો પણ કરાવ્યો.

રાજગૃહ નગરમાં એક વિદ્યાસિદ્ધ માતંગ રહેતો હતો. તેની સ્ત્રીને કેરીનો દોહદ થયો. માતંગે કેરી મેળવવા ઘણા ફાંફાં માર્યાં પણ ચેલ્લણાના બગીચા સિવાય ક્યાય કેરી ન દેખાઇ તેણે અવનામિની વિદ્યાથી ડાળો નમાવી કેરીઓ લીધી અને સ્ત્રીનો દોહદ પૂરો કર્યો. સવારે બગીચો ફળ રહિત દેખાયો. કેરીઓના ચોરનારને પકડવાનું કામ અભયકુમારને સોંપાયુ અભયકુમારે બુદ્ધિબળથી ચંડાળને પકડી રાજા આગળ હાજર કર્યો. રાજાએ કહ્યું 'તેં કઇ રીતે કેરીઓ ચોરી?' ચોરે કહ્યું 'વિદ્યાબળથી' અભયકુમાર તરફ ફરી રાજાએ કહ્યું 'આ ચોરને પુરેપુરી શિક્ષા કરવી જોઇએ.' અભયકુમારે કહ્યું 'શિક્ષા કરતાં પહેલા તેની વિદ્યા શીખી લેવી જરૂરી છે.' રાજા સિંહાસન ઉપર બેસી વિદ્યા શિખવા લાગ્યો. પણ કેમે કરી વિદ્યા ન આવડી. અભયકુમારે કહ્યું 'પિતાજી! વિનય વિના વિદ્યા ન આવે.' રાજાએ માતંગને સિંહાસન ઉપર બેસાડ્યો અને પોતે સામે ઉભા રહી વિદ્યા શીખવા માંડી કે તુર્ત આવડી. આ પછી અભયકુમારે કહ્યું 'પિતાજી! માતંગ તમારો વિદ્યાગુરૂ બન્યો. હવે તેને શિક્ષા ન થાય.' રાજાએ ચોરી નહિ કરવાનું જણાવી માતંગને છોડી મૂક્યો.

એક વખત મધ્યરાત્રિએ ઉંઘમાં ઝબકી ચેલ્લણા બોલી 'અત્યારે તેને કેમ હશે?' શ્રેણિકને ચેલ્લણાના આ શબ્દો સાભળી તેના શિયળ ઉપર શંકા આવી. મનમા આ રોષ રાખી સવારે અભયકુમારને બોલાવી કહ્યું 'મારા અંતઃપુરમાં બગાડ પેઠો છે. હું બહાર જાઉં કે તુર્ત તું સમગ્ર અંતઃપુરને સળગાવી દેજે' શ્રેણિક ભગવાનની દેશના સાંભળવા ગયો. દેશનાબાદ તેણે ભગવંતને પૂછ્યુ "ભગવન્! ચેલ્લણા સતી છે કે અસતી? અને સતી છે તો ઉંઘમાં તે 'તેને કેમ હશે?' એમ કેમ બોલી?" ભગવાને કહ્યું "ચેલ્લણા સતી શિરોમણિ છે. તમે બન્નેએ ગઈ કાલે ખુલ્લા શરીરે કાયોત્સર્ગ સ્થિત મુનિને વાંદ્યા હતા. તે મુનિનુ આ ટાઢમાં શું થતું હશે? તે ભક્તિથી ચેલ્લણાએ કહ્યું કે તેને કેમ હશે?" શ્રેણિક પર્ષદામાથી ઉઠ્યો અને નગરમાં આવતાં અભયકુમારને પૂછ્યુ 'તેં અંતઃપુર બાળ્યુ કે કેમ?' તેણે કહ્યુ 'આપની આજ્ઞા પ્રમાણ કરી છે.' શ્રેણિક મૂર્ચ્છા ખાઇ જમીન ઉપર પડ્યો. અને બોલ્યો 'અવિચારી એવા મને ધિક્કાર હો અને વગર વિચાર્યે કાર્ય કરનાર તને પણ ધિક્કાર હો.' અભયકુમારે કહ્યું 'પિતાજી! મેં વગર વિચાર્યું કર્યું નથી. અંતઃપુર સલામત છે. આ તો જીર્ણ પર્ણકુટિ સળગે છે' શ્રેણિક આનંદ પામ્યો. ચેલ્લણાને મળ્યો અને તેની સાથે સુખ મગ્ન બન્યો.

દુર્ગંધા રાણી.

શ્રેણિકને નંદા, નંદમતી, નંદોત્તરા, નંદસેના, મહતા, સુમરૂતા, મહામરૂતા, મરૂદેવા, સુભદ્રા, ભદ્રા, સુજાતા, સુમના અને ભૂતદિત્તા આ તેર સ્ત્રીઓ હતી. તે સર્વ દીક્ષા લઇ મોક્ષે ગએલ છે તેમ અંતગડસૂત્રમાં જણાવેલ છે. આ તેર ઉપરાંત ઘણી સ્ત્રીઓ પૈકી શ્રેણિકને દુર્ગંધા નામે રાણી હતી. આ દુર્ગંધાએ પૂર્વજન્મમાં મુનિને દાન આપ્યું હતું તેથી રાણી બની હતી અને મુનિના વેષની જુગુપ્સા કરી હતી, તેથી જન્મતાં દુર્ગંધમય બની હતી. તે વેશ્યાને ત્યાં ઉત્પન્ન થઇ હતી અને વેશ્યાથી ત્યજાએલી આભીરણને ત્યાં ઉછરી મોટી થતાં તેનો દુર્ગંધ ચાલ્યો ગયો અને તે લાવણ્યમય રૂપને પામી. શ્રેણિકે એક ઉત્સવમાં તેને દેખી તેથી તેના રૂપથી લલચાઇ તે તેને પરણ્યો અને તેને પટરાણી બનાવી. સમય જતાં ભગવાનની પાસે તેણે પણ દીક્ષા લઈ સ્વશ્રેય સાધ્યું.

અનાથી મુનિ.

શ્રેણિક અનાથી મુનિના પ્રસંગથી સમકિત પામ્યો. તે અનાથી મુનિનો પ્રસંગ આ પ્રમાણે છે.

એક વખત શ્રેણિક ફરવા નીકળ્યો. ત્યાં મંડિકુક્ષિ ચૈત્યમાં એક રૂપવાન યૌવનવાળા મુનિને દેખી તેમને નમી તેણે પૂછયું, 'ભગવંત! તમારી યુવાવસ્થા છે. સુકોમળ શરીર છે, તે છતાં શા માટે દીક્ષા લીધી?' મુનિએ કહ્યું 'શ્રેણિક! હું અનાથ છું. મારો કોઈ રક્ષક નથી.' શ્રેણિકે કહ્યું 'અનાથનું રક્ષણ કરનાર હું રાજા છું.' મુનિએ કહ્યું "રાજન્! મારે ઘેર ઘોડાઓ હતા હાથીઓ હતા. પિતાની અનર્ગલ સાહ્યબી હતી. બત્રીશ સ્ત્રીઓ હતી. બેનો હતી. નાના ભાઈ હતા. સેંકડો સેવકો અને મિત્ર પણ હતા છતાં હે રાજન્! મને એક વખત આંખે તીવ્ર વેદના થઇ. માથામાં ઘોર પીડા થઈ. મારી પીડાનું કોઈ રક્ષણ કરી શક્યુ નહિ અને હુ સમજ્યો કે 'ખરેખર હું અનાથ છું.' મેં નિશ્ચય કર્યો કે 'આ વેદનામાથી છુટું તો દીક્ષા લઇ સ્વશ્રેય સાધુ.' રાજન્! એજ રાત્રિએ મારી વેદના અદૃશ્ય બની અને મેં સગાવ્હાલાંની અનુજ્ઞા મેળવી દીક્ષા લીધી." શ્રેણિક બોલ્યો 'હે મહર્ષિ! આપ સનાથ છો. હું અનાથ છું; કારણકે તમે તમારો નાથ ધર્મને બનાવ્યો છે.' રાજા અહિં સમકિત પામ્યો.

મેઘકુમાર.

શ્રેણિક રાજાને ધારિણી નામની રાણીથી ગજેન્દ્ર સ્વપ્ન સૂચિત મેઘકુમાર નામે પુત્ર થયો. આ ઉપરાંત નંદિષેણ, કાળ, સુકાળ, મહાકાળ, કૃષ્ણ, સુકૃષ્ણ, જાલી, મયાલી, ઉવયાલી વિગેરે અનેક પુત્રો થયા.

શ્રમણ ભગવાન મહાવીર અપાપા નગરીથી રાજગૃહીના ગુણશેલ નામના ઉદ્યાનમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. લોકોના ટોળેટોળાં દેશના સાંભળવા ઉલટયાં. શ્રેણિક રાજા પણ પુત્રો સહિત સમવસરણમાં આવ્યો. ભગવાનની-સ્તુતિ કરી દેશના સાંભળવા

બેઠો. ભગવાને 'માનવ ભવ, ધર્મ શ્રવણુ, સાચી શ્રદ્ધા અને સંયમમાં વીર્ય, આ ચાર મહા દુર્લભ છે તે યુકિતયુકત સમજાવ્યું. સંયમવીર્ય ઉપર વ્યાખ્યા કરતાં ભગવાને સાધુધર્મ અને શ્રાવક ધર્મને વિસ્તૃત રીતે સમજાવ્યો.' આ દેશનાથી અભયકુમાર, સુલસા, શ્રેણિક વિગેરેએ શ્રાવક વ્રતનો સ્વીકાર કર્યો. મેઘકુમાર, નંદિષેણ વિગેરે સાધુધર્મથી ભાવિત બન્યા. મેઘકુમારે લોકોના વેરાયા બાદ ભગવાનને કહ્યું 'હે ભગવંત! આપનો ઉપદેશ મને ખુબ ગમ્યો છે. હું તે સ્વીકારવા તત્પર બન્યો છું પણ માતપિતાની આજ્ઞા મેળવી આપને જીવન સમર્પવા ઇચ્છું છું.' ભગવાને કહ્યું 'દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર અને સારી ભાવનામાં વિલંબ ન કર'

મેઘકુમાર રથમાં બેસી રાજ્યભવને આવ્યો અને માતાપિતાને કહેવા લાગ્યો 'મને ભગવાનનો ઉપદેશ સરસ ગમ્યો છે. અને મારી ઇચ્છા હરહંમેશ સર્વત્યાગી તેમની પાસે રહેવાની થઈ છે.' ધારિણી આ વચન સાભળતાં પૃથ્વી ઉપર મૂર્છિત થઇ ઢળી પડી. થોડી વારે મૂર્છા વળતાં આંખમાં આંસુ સાથે તે બોલી 'હે પુત્ર! તું મારે એકનોએક પુત્ર છે. તારો વિયોગ હું ક્ષણભર પણ સહન કરી શકતી નથી. તારા મુખ સામુ નિરખી અને તારૂં સુખ નિહાળી હું મારૂં જીવન પસાર કરૂં છું. તારે દીક્ષાનો વિચાર હોય તો પરિપકૃવ ઉંમરનો થાય અને અમારા મૃત્યુ બાદ સુખેથી તું દીક્ષા લેજે.' મેઘકુમારે કહ્યું 'માતા! આ માનવદેહ પાણીના પરપોટા જેવો છે. તે કયારે ફુટી જશે તેની કોને ખબર છે? આપણાં બધામાંથી પહેલુ કોણ જશે તે મને કે તને કશી ખબર નથી. મૃત્યુ વૃદ્ધનેજ વરે છે એવું કાંઇ નથી. તે યુવાન અને બાળકને પણ અચાનક ભરખે છે માતા! આ સંસારના ભોગો નાશવંત અને અશુચિથી ભરેલા છે, મારૂં ચિત નથી રાજ્યમાં, નથી સ્રીમાં કે નથી સ્નેહી કે સગા સંબંધમાં. મારી ઇચ્છા માત્ર આ મળેલ માનવ ભવને શ્રમણ ભગવાન મહાવીરની આજીવન સેવા કરી સફળ કરવાની છે.' માતાએ કહ્યું 'પુત્ર! ભગવાન મહાવીરના સંયમને પાળવો તે સહેલો નથી, લોઢાના ચણા ચાવવા જેવો તે દુષ્કર માર્ગ છે. ખુલ્લે પગે રખડવું, ટાઢ તડકો ન ગણવો, ઘેર ઘેર ફરી ફરીને ભિક્ષા માગવી, આ બધુ તારૂ સુકોમળ શરીર શી રીતે સહન કરશે?' મેઘકુમારે કહ્યું 'માતા! આપ તેની ફીકર ન કરો. હું સંસારથી દાઝયો છું, મારે પરલોક સુધારવો છે. અને ભગવંતના શાસનમાં હું વિશ્વાસવાળો છું, આથી હું ગમે તેવા ઘોર ઉપસર્ગોને પણ સહન કરીશ.' ધારિણીએ કહ્યું 'પુત્ર! બીજું કાંઈ નહિ તો તું એક વખત રાજા બન અને તારી રાજ્યલક્ષ્મી દેખાડી બીજેજ દિવસે ભલે દીક્ષા લેજે.' મેઘકુમાર મૌન રહ્યો. રાજાએ મહોત્સવ પૂર્વક રાજ્યાભિષેક કર્યો. અને કહ્યું 'હે પુત્ર! તારો વિજય થાવ અને તું ચિરકાળ રાજ્ય ભોગવ.' મેઘકુમારે રાજ્યારૂઢ થઈ સેવકોને સૌ પ્રથમ આજ્ઞા એ કરી કે 'મારે માટે પાત્રાં અને રજોહરણ લઈ આવો' શ્રેણિક અને ધારિણીએ જોયુ કે 'મેઘકુમારનું દિલ કોઈ રીતે સંયમ માર્ગથી અટકે તેમ નથી.' આથી કચવાતે દીલે તેમણે તેને દીક્ષાની અનુમતિ આપી અને મેઘકુમારે ભગવંત પાસે દીક્ષા લીધી.

પહેલી રાત્રે મેઘકુમારનો સંથારો નાના મોટાના ક્રમથી છેડે આવ્યો. રાત્રે માત્રુ જતા મુનિઓ તેના સંથારામાંથી પસાર થતાં આખી રાત મેઘકુમારને મુનિઓના પગના અથડાવાથી અને સંથારામાં રેત ભરાવાથી ઉંઘ ન આવી. તેનું મન ખોટા વિચારે ચઢયું અને તે વિચારવા લાગ્યો કે 'જગતમાં વૈભવ જ પૂજાય છે. હું વૈભવી હતો ત્યારે આ મુનિઓ મારી પ્રત્યે સન્માન રાખતા, આદરથી બોલાવતા. મેં વૈભવ છોડયો એટલે એમનો મારી પ્રત્યેનો આદર ગયો અને મને રાત્રે પણ ઉંઘવા દેતા નથી. આથી સવારે હું ભગવાનની અનુજ્ઞા લઇ ઘેર જઇશ.' બીજે દીવસે મેઘકુમાર ભગવાન પાસે ગયો. ત્યારે ભગવાને કહ્યું 'મેઘ! તને રાત્રે ઉંઘ આવી નથી. અને તેં ઘેર જવાનો વિચાર કર્યો છે. જો તું તારા પૂર્વ ભવને સંભારે તો તું એ વિચાર કદી ન કરે. આજથી ત્રીજા ભવમાં તું મેરૂપ્રભ નામનો હાથી હતો એક વખત જંગલમાં આગ લાગી. આ આગથી ગભરાઇ તું નાસવા જતાં તળાવના કીચડમાં ખૂચ્યો. અને તૃષાની વેદનાથી મૃત્યુ પામી વિન્ધ્યાચળમાં ફરી હાથી થયો. અહિં તને જાતિસ્મરણ જ્ઞાન થયુ. અને તેં વૃક્ષવિનાનું, દાવાનળ વખતે રક્ષણનું સ્થાન–માંડલુ રચ્યુ. આ જંગલમાં પણ એકવખત દાવાનળ લાગ્યો. તું અને સૌ કોઇ વનના પશુઓ વૈરવિરોધ ભૂલી માંડલામાં આવ્યાં. એક જોજનનું માંડલુ પણ પશુથી ખીચોખીચ ભરાઇ સાકડું બન્યુ. પગે ખણુજ આવતાં તેં ખંજવાળવા પગ ઉંચો કર્યો. જગ્યાની સંકડાસથી પગની જગ્યાએ સસલુ આવી ઉભું રહ્યું. પગ મુકતાં તેં સસલાને જોયું. તને દયા આવી અને અઢીદિવસ સુધી તેં પગને અદ્ધર રાખ્યો. દાવાનળ ઓલવાયો. પશુઓ ચાલ્યાં ગયાં. સસલુ પણ ચાલ્યુ ગયું. તેં પગ જમીન ઉપર મુકવા માંડયો પણ પગ બંધાઈ ગયેલ હોવાથી જમીન ઉપર ન મૂકાયો. અને તું જમીન ઉપર ઢળી પડયો. અહિં પણ તૃષાના દુઃખથી તું મૃત્યુ પામ્યો અને ત્યાંથી સસલાની દયાના પૂન્યને લઇ આ ભવે રાજપુત્ર થયો છે. પશુ યોનીમાં પણ તેં આટલી બધી સહનશકિત બતાવી હતી. અત્યારે તો તું વધુ બલ–વીર્ય–પુરૂષાર્થ, પરાક્રમ અને વિવેકવાળો છે. તને શ્રમણોની અજાણ ઠેસો અને અવરજવરની ધૂળ સંયમ માર્ગથી ચલિત કરે તે વિચારણીય છે.' મેઘકુમાર સંયમમાં સ્થિર બન્યો. અને ભગવાન સમક્ષ અભિગ્રહ લીધો કે 'આજથી સમગ્ર દેહની હુ દરકાર નહિ રાખું અને વૈયાવચ્ચમાં તત્પર રહીશ.' મેઘકુમારે તપ ત્યાગમા જીવન પરોવ્યુ. સુંદર ચારિત્ર પાળી મૃત્યુ પામી વિજય વિમાનમાં દેવ થયો અને ત્યાંથી મૃત્યુ પામી મહાવિદેહ-ક્ષેત્રમાં મુક્તિએ જશે.

**નંદિષેણ.**

શ્રેણિકરાજાને નંદિષેણ નામનો પુત્ર હતો. આ પુત્રની માતાના નામનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી. પણ આ પુત્રનો સેચનક હસ્તિ સાથે સંબંધ હતો તે આ પ્રમાણે છે.

એક વખત એક બ્રાહ્મણ યજ્ઞ કરાવતો હતો. ત્યાં એક માણસ નોકર રહેવા આવ્યો. તેણે કહ્યું 'યજ્ઞમાં વધેલી ઘટેલી રસોઇ મને આપો તો હું નોકરી રહું.' બ્રાહ્મણે હા પાડી. અને તેને નોકરી રાખ્યો. વધેલી ઘટેલી રસોઈમાંથી આ નોકર મુનિઓને વહોરાવતો

અને બાકીનું વધેલુ ખાઇ પોતાનો નિર્વાહ કરતો. કાળક્રમે બ્રાહ્મણ મરી સેચનક હાથી થયો અને નોકર મુનિઓને વહોરાવવાના પ્રભાવથી મૃત્યુપામી નંદીષેણકુમાર થયો.

આ નંદિષેણ કુમારે એક વખત ભગવાનની દેશના સાંભળી અને તેથી તેને વૈરાગ્ય ભાવના જાગી. મહામુશ્કેલીથી શ્રેણિકરાજાની અનુમતિ મેળવી તે ભગવાન પાસે દીક્ષા લેવા જાય છે તેવામાં આકાશવાણી થઇ કે 'હે નંદિષેણ ! તું દીક્ષા લેવાની ઉતાવળ ન કર તારે હજુ ભોગાવળી કર્મ બાકી છે, તું દીક્ષા પાળી શકીશ નહિં.' નંદીષેણે આકાશવાણીની દરકાર ન રાખી અને તેણે ભગવંત પાસે જઈ દીક્ષા લીધી. દીક્ષા બાદ તેણે ઘોર તપશ્ચર્યા આરંભી. શ્મશાન અને શૂન્ય ગૃહમાં કાઉસગ્ગ ધ્યાને રહેવાનું રાખ્યું. ભર ઉનાળામાં આતાપના લેવા માંડી. પણ વિકારદશા પજવવા માંડી. આ વિકારદશાથી બચવા તેણે ગળે ફાંસો ખાઈ મરવાના અને અગ્નિમાં પડી દેહ ત્યાગ કરવાના ઘણા પ્રયત્ન કર્યા પણ તે સર્વ તેના દેહને દૂર ન કરાવી શકયા. તપત્યાગ શોષિત નંદિષેણ એક વખત એક ઘેરે આવી 'ધર્મલાભ !' બોલ્યા. ઘરમાથી જવાબ આવ્યો 'મહારાજ ! અમારે અર્થ લાભ જોઇએ. આ ઘર વેશ્યાનું છે' નંદિષેણે એક તૃણ ખેંચીને લબ્ધિથી રત્નનો ઢગલો ત્યાંને ત્યાં કર્યો. વેશ્યા આશ્ચર્ય ચકિત થઇ મુનિ સામુ નિહાળે છે તેટલામાં મુનિ બહાર નીકળ્યા. વેશ્યા દોડી વચ્ચે પડી અને કહેવા લાગી 'પ્રાણનાથ ! આપ ન જાવ. આ ઘર આપનુ છે. સુખે ભોગ ભોગવો.' નંદિષેણ ચલિત થયા અને વિચાર્યું કે 'દેવવાણી અન્યથા નહિ થાય.' તેણે વેશ્યાને કહ્યું 'ભલે હું અહીં રહીશ પણ રોજ દશજણને પ્રતિબોધ કર્યા શિવાય ભોજન નહિ લઉં' વેશ્યાએ સારૂં કહી મુનિને પોતાને ઘેર રોકયા.

આ ક્રમ કેટલીક વખત ચાલ્યો. નંદિષેણ વેશ્યાને ત્યાં આવનારમાંથી દશને પ્રતિબોધી દીક્ષા લેવા મોકલતા. એક વખત વેશ્યા વારે ઘડી ભોજન માટે નંદિષેણને બોલાવવા લાગી. નંદિષેણે કહ્યું 'નવ પ્રતિબોધ પામ્યા છે. આ દશમો કેમે કરી પ્રતિબોધ પામતો નથી. તેને પ્રતિબોધી હમણાં આવું છું.' થોડીવારે વેશ્યા આવી. અને કહેવા લાગી કે 'રસોઇ ઠરી જાય છે. જમવા પધારો.' નંદિષેણે કહ્યું 'દશમો કોઇ પ્રતિબોધ પામતો નથી શી રીતે ભોજન કરવા આવું ?' વેશ્યાએ હસીને કહ્યું 'દશમા આપ બનો.' નંદિષેણ ચમકયા. તુર્ત વેશ્યાનુ ઘર છોડી ભગવાન પાસે આવ્યા. પાપનું પ્રાયશ્ચિત્ત લીધુ અને ફરી દીક્ષા લઇ શુદ્ધ ચારિત્રપાળી દેવગતિ પામ્યા.

આમ રાજગૃહમાં ભગવાનપાસે મેઘકુમાર, નંદિષેણ વિગેરેએ દીક્ષા લીધી અને અભયકુમાર, સુલસા વિગેરેએ શ્રાવક વ્રત લીધાં. તેરમુ ચાતુર્માસ ભગવાને રાજગૃહીમાં અનેક લોકો ઉપર ઉપકાર કરી પસાર કર્યું

**ચૌદમું વર્ષ.**

રાજગૃહીથી વિહાર કરી ભગવાને પોતાની જન્મભૂમિ તરફ પ્રયાણ કર્યું. અને બ્રાહ્મણકુંડ ગામની બહાર બહુશાલ ઉદ્યાનમાં પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. બારે

પર્ષદા ભરાઇ. ઋષભદત્ત અને દેવાનંદા પણ ત્યાં આવ્યાં. ભગવાનને જોતાં દેવાનંદાના સ્તનમાંથી દુધની ધારા વછૂટી. ગૌતમે ભગવાનને પૂછયું 'ભગવાન! આપની માતા તો ત્રિશલામાતા છે. આ સ્ત્રી કોણ છે? અને આપને જોતાં કેમ આવી શૂનમુન્ય થઇ ઉભી છે.' ભગવાને કહ્યું 'ગૌતમ! આ સ્ત્રી મારી માતા દેવાનંદા છે. તેની કુક્ષિમાં મેં જન્મ ધારણ કર્યો હતો અને બ્યાશી દીવસ તેના ગર્ભમાં હું રહ્યો છું. ભગવાને આ પછી વૈરાગ્ય વાહિત દેશના આપી. આ દેશનાથી ઋષભદત્ત અને દેવાનંદાએ દીક્ષા લીધી અને શુદ્ધ ચારિત્ર પાળી બન્ને જણ મુક્તિએ ગયાં.

આ પછી ભગવાન બ્રાહ્મણકુંડગ્રામની નજીક જે ક્ષત્રિયકુંડગ્રામ હતું ત્યાં પધાર્યા. નંદિવર્ધન, જમાલી, પ્રિયદર્શના વગેરે સૌ દેશના સાંભળવા આવ્યાં. દેશના સાંભળ્યા બાદ જમાલિએ માતાપિતાની અનુજ્ઞા મેળવી પાંચસો રાજપુત્રો સાથે દીક્ષા અંગીકાર કરી અને પ્રિયદર્શનાએ હજાર સ્ત્રીઓ સાથે આર્યા ચંદનબાલા પાસે દીક્ષા લીધી. થોડાજ સમયમાં જમાલી અગિયાર અંગ ભણી તેનો પારગામી બન્યો અને હજાર શિષ્યોના પરિવારવાળો થયો.

એક વખત જમાલી ભગવાન પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે 'હે ભગવાન્! આપની આજ્ઞા હોય તો હું પાંચસો શિષ્યો સહિત બહારના દેશોમાં વિહાર કરૂં.' ભગવાન ભાવિભાવને જાણતા હોવાથી મૌન રહ્યા. જમાલિએ ફરી બીજી ત્રીજી વાર પૂછયું. ભગવાને ત્યારે પણ કાંઇ જવાબ ન આપ્યો તેથી જમાલિએ 'अनिषिद्धं ह्यनुमतं' માની પાંચસો શિષ્યો સહિત બહાર વિહાર કરવો આરંભ્યો. પ્રિયદર્શના પણ હજાર શિષ્યાઓ સાથે તેમની પાછળ પાછળ વિહાર કરવા માંડી.

×એક વખત જમાલિને તાવ ચઢયો. જમાલિએ સાધુઓને કહ્યું 'સંથારો પાથરો' પાથરતાં શિષ્યોએ કહ્યું 'મહારાજ! પાથર્યો છે.' જમાલિ સંથારો પાથરતા શિષ્યોને જોઇ રહ્યો હતો. તાવ ધગધગતો હતો. તેની વિચાર ધારાએ પલ્ટો લીધો. તે વિચારવા લાગ્યો કે "સંથારો પથરાયો નથી છતાં મહાવીરની યુક્તિમુજબ આ કહે છે કે પાથર્યો. કારણ કે શ્રી મહાવીરનું વચન क्रियमाण कृतं' છે. અને અહિંતો ખરેખર 'क्रियमाणं क्रीयमाणं'જ છે." આ પ્રસંગે જમાલિના જીવનમાં પરિવર્તન આવ્યું. તેને તપત્યાગનો પરિશ્રમ નિરર્થક લાગ્યો. તેણે ભગવાનની યુક્તિનું ખંડન કર્યું અને પોતાની નવી યુક્તિનુ સમર્થન કર્યું. શિષ્યોમાં તેણે એવો ભ્રમ ઉત્પન્ન કર્યો કે 'સાધુઓને ગોચરીમાં અપાતું દ્રવ્ય પૂરેપુરૂં અપાય નહિં ત્યાં સુધી અદત્ત ગ્રહણ કહેવાય.' શિષ્યોમાંથી કેટલાક ડામાડોળ બન્યા. અને કેટલાક ભગવાનના માર્ગમાં સ્થિર રહી જમાલિને છોડી ચાલતા થયા. પ્રિયદર્શનાએ જમાલિના રાગથી તેના મતનો આશ્રય કર્યો. જમાલિ હવે પોતાને જ્ઞાની કહેવરાવતો ફરવા લાગ્યો અને ભગવાનના क्रियणमाणं कृतं વચનનું ખંડન કરવા લાગ્યો.

× આ જમાલિના નવીન મતની શરૂઆત ભગવાનની દીક્ષાના સત્યાવીશમા વર્ષમાં થઇ.

એક વખત જમાલિ શ્રાવસ્તી નગરીની બહાર ઉદ્યાનમાં ઉતર્યો. અને પ્રિયદર્શના ઢંકકુંભારની શાળામાં ઉતરી. ઢંકે પ્રિયદર્શનાને પ્રતિબોધ પમાડવા તેના વસ્ત્રમાં પ્રિયદર્શના ન જાણે તેવી રીતે તણખો નાખ્યો. વસ્ત્ર બળતાં પ્રિયદર્શના બોલી 'બળ્યુ બળ્યુ' ઢંકે કહ્યું 'આર્યા ! વસ્ત્ર તો સળગ્યુ નથી. તમારે તો વસ્ત્ર બધુ બળી જાય પછી જ બોલવું જોઈએ કે વસ્ત્ર બળ્યુ. તમે બોલ્યાં તે તો ભગવાન મહાવીરનું વચન છે' પ્રિયદર્શનાની સાન ઠેકાણે આવી. તેણે જમાલિના મતનો ત્યાગ કર્યો. તે ભગવાન પાસે ગઈ અને પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ ચારિત્ર પાળી દેવગતિએ ગઈ.

જમાલિ છેવટ સુધી પોતાના મતમાં સ્થિર રહયો. એટલું જ નહિ પણ તેણે તેને અનુસરનાર સારો વર્ગ જમાવ્યો.

એક વખત ભગવાન મહાવીરને ગૌતમ સ્વામિએ પૂછયુ 'જમાલિ પંદર દિવસનું અણુસણુ કરી મૃત્યુ પામ્યો છે. ભગવંત ! જમાલિ કઈ ગતિમાં ઉત્પન્ન થયો ?' ભગવાને કહ્યું 'ગૌતમ ! જમાલિ કિલ્બિષિક દેવ થયો છે. અને ત્યાંથી કેટલાક ભવ કરી મુક્તિએ જશે. જે જીવો આચાર્યના દ્વેષી હોય તે ગમે તેવા તપસ્વી કે ત્યાગી હોય તો પણ તેઓની ગતિ કિલ્બિષિક દેવો કરતાં ઉંચી હોતી *નથી. ભગવાને આ ચોમાસું વૈશાલીમાં કર્યું'.

## જયંતી શ્રાવિકા અને મૃગાવતી

પંદરમું વર્ષ.

શ્રમણ ભગવાન મહાવીર કેવળજ્ઞાન થયા પહેલાં વત્સદેશમાં ગયા ત્યારે શતાનિક રાજા રાજ્ય કરતો હતો. તે વાત આગળ પૃષ્ઠ ૧૭૪માં આવી ગઈ છે. કેવળજ્ઞાન બાદ ભગવાન વૈશાલીથી વિહાર કરતા કરતા કૌશામ્બી પધાર્યા ત્યારે શતાનિક મૃત્યુ પામ્યો હતો. અને તેનો પુત્ર ઉદાયન બાલક હતો

સાકેતપુર નગરમાં સુરપ્રિય નામે યક્ષનું દેવમંદિર હતું આ યક્ષ દર વર્ષે એક ચિત્રકારનો ભોગ લેતો હતો. આથી રાજા દર વર્ષે એક ચિત્રકારને ચિઠ્ઠી મુજબ મોકલતો. એક વખત એક વૃદ્ધાના પુત્રનો વારો આવ્યો. વૃદ્ધા ખુબ રડવા લાગી. રડતી વૃદ્ધાને તેને ત્યાં આવેલ એક મેમાન ચિત્રકારે તેના પુત્રને બદલે પોતે જવાનું કહી આશ્વાસન આપ્યુ. મેમાન ચિત્રકાર યક્ષ મંદિરે ગયો તેણે વિધિપૂર્વક યક્ષનું ચિત્ર દોર્યું. યક્ષ પ્રસન્ન થયો અને તેણે વરદાનમાં ચિત્રકારોના અભયદાન ઉપરાંત તેને થોડો ભાગ જોઈને આખું ચિત્ર દોરવાનું વરદાન આપ્યું.

આ ચિત્રકારે મૃગાવતીનો અંગુઠો દેખી આખું મૃગાવતીનું ચિત્ર દોર્યું. અને રાજા આગળ ધર્યું રાજાએ ચિત્રની પ્રશંસા કરી પણ સાથળ ઉપર ચિત્રમાં દોરેલ તલ

* ભગવતી શતક નવ, ઉદ્દેશો ૩૩

દેખી તે શંકાયો. તેણે સેવકોને ચિત્રકારનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો. ચિત્રકારોએ રાજાને વિનંતિ કરી અને યક્ષના વરદાનની વાત કહી તેને છોડાવ્યો. ચિત્રકાર કૌશામ્બી છોડી અવંતી ગયો. તેણે શતાનિકનું વેર લેવા નિશ્ચય કર્યો. મૃગાવતીનું આબેહૂબ ચિત્ર ચંડપ્રદ્યોત આગળ ધર્યું. ચંડપ્રદ્યોત કામવિહ્‌વળ બન્યો. તેણે દૂતદ્વારા શતાનીક પાસે મૃગાવતીની માગણી કરી. શતાનીકે ચંડપ્રદ્યોતના દૂતને તરછોડ્યો. ચંડપ્રદ્યોત કૌશામ્બી ઉપર ચઢી આવ્યો. પણ લડાઇ દરમિયાન શતાનીક અતિસારના રોગથી મૃત્યુ પામ્યો. મૃગાવતીને રાજ્ય સંભાળવાની અને પુત્રને સાચવવાની બેવડી જવાબદારી માથે આવી પડી. મૃગાવતીએ યુક્તિ રચી ચંડપ્રદ્યોતને કહેવરાવ્યુ કે, હું તમારી છું પણ મારી એક વિનંતિ છે કે ઉદાયનકુમાર મોટો થાય અને રાજ્ય સંભાળે ત્યાં સુધી તમે થોભી જાવ અને કોઇ ઉદાયનના બાળપણનો લાભ લઈ કૌશાંબી ઉપર ચડી ન આવે તે માટે તેને ધનધાન્ય અને ગઢથી પરિપૂર્ણ કરી રક્ષણ કરો.' કામી ચંડપ્રદ્યોતે સાચું માન્યું અને સાથે એમ પણ માન્યું કે 'સ્ત્રીઓને બળાત્કારે વશ કર્યા કરતાં પોતાની મેળે વશ થાય તે સારૂં છે.' આથી ધનધાન્યથી કૌશામ્બીને પૂર્ણ કરી. ચંડપ્રદ્યોત અવંતી ચાલ્યો ગયો. આ અરસામાં શ્રમણ ભગવાન મહાવીર કૌશામ્બી પધાર્યા. મૃગાવતી ઉદાયનકુમાર તથા શતાનિકની બેન જયંતી દેશના સાંભળવા ગયાં. દેશનાબાદ જયંતીએ અઢાર પાપ સ્થાનક, ભવસિદ્ધ, બલવાન અને નિર્બલ વિગેરે ઉપર અનેક પ્રશ્નો પૂછી ઉત્તર મેળવી વૈરાગ્ય પામી ચંદનબાળા પાસે દીક્ષા અંગીકાર કરી. શુદ્ધ ચારિત્ર પાળી જયંતી નિર્વાણપદ પામ્યાં.+

આ પછી દીક્ષાના વીસમા વર્ષમાં ભગવાન જ્યારે ફરી કૌશામ્બી પધાર્યા અને દેશના આપી ત્યારે આ દેશનાથી ચંડપ્રદ્યોતની વિષયવાસના સમી. અને મૃગાવતીએ ઉદાયનપુત્રને સંભાળવાનું તેને સોંપી ચંદનબાળા પાસે દીક્ષા લીધી. એક વખત સૂર્ય ચંદ્ર મૂળ વિમાને ભગવંતને વંદન કરવા આવ્યા. ચંદનબાળા ચાલી ગઇ. મૃગાવતી સૂર્ય ચંદ્ર જતાં અંધારૂં થતાં ઉપાશ્રયે આવી. ચંદનબાળાએ ઠપકો આપ્યો કે આવી રીતે મોડા આવવું શોભે નહિ. મૃગાવતીને ભૂલથી પશ્ચાતાપ કરતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અને રાત્રે સર્પ જતો દેખી તેણે કહ્યું 'આ સર્પ જાય છે.' ચંદનબાળાએ પૂછયું તને 'શી રીતે ખબર પડી ?' મૃગાવતીએ કહ્યું 'જ્ઞાનથી' 'કયા જ્ઞાનથી.?' તો જવાબમાં મૃગાવતીએ કહ્યું 'કેવળજ્ઞાનથી.' ચંદનબાળા પણ પશ્ચાતાપ કરવા લાગ્યાં અને તેમને પણ કેવળજ્ઞાન થયું.

### સુપ્રતિષ્ઠ અને સુમનોભદ્ર

કૌશાંબીથી વિહાર કરી ભગવાન શ્રાવસ્તી નગરીમાં પધાર્યા. અહીં સુમનોભદ્ર અને સુપ્રતિષ્ઠ નામના ગૃહપતિઓએ ભગવાનની વાણી સાંભળી સંસાર તજી દીક્ષા અંગીકાર કરી. દીક્ષા બાદ ગુણરત્નસંવત્સર વિગેરે અનેક તપશ્ચર્યાઓ કરી અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી આ બન્ને મહાવિદેહક્ષેત્રમાં જન્મી મુક્તિ પદ પામશે.

---

+ ભગવતી શતક ૧૨ ઉદ્દેશો ૨

પ્રથમ આનંદ શ્રાવક.

કોશલમાં સુમનોભદ્ર, સુપ્રતિષ્ઠ જેવા બીજા અનેકને દીક્ષા આપી ભગવાન વાણિજ્ય ગ્રામની બહાર દુઇપલાશચૈત્યમા પધાર્યા આ વાણિજ્યગ્રામમાં આનંદ નામે એક ગૃહપતિ રહેતો હતો. તેને શિવાનંદા નામે ભાર્યા હતી આનદ ગૃહપતિએ ચારક્રોડ સોનૈયા ભંડારમાં, ચારક્રોડ વ્યાજમાં અને ચારક્રોડ વ્યાપારમાં રોકયા હતા. દશ હજાર ગાયોનુ એક ગોકુળ તેવાં દશ ગોકુળ તેની પાસે હતાં ભગવાનનું આગમન સાંભળી આનંદ ગ્રહપતિ સમવસરણમાં આવ્યો દેશનાબાદ તેણે બારવ્રત સ્ત્રી સહિત સ્વીકાર્યાં. આનંદ ગૃહપતિએ ગૃહસ્થ અવસ્થામાં જ અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું. શ્રાવકની અગ્યાર પ્રતિમાઓને વહન કરી. આમ આનદ શ્રાવક વીશ વર્ષ શ્રાવક ધર્મપાળી મારણાન્તિક સંલેખના પૂર્વક મૃત્યુપામી સૌધર્મકલ્પમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાંથી ચ્યવી આનંદનો જીવ મહાવિદેહમા જન્મી સિદ્ધિગતિને પામશે. ભગવાને આ ચોમાસુ વાણિજય ગ્રામમાં પસાર કર્યું.

સોળમું વર્ષ.

વાણિજ્યગ્રામથી વિહાર કરી રાજગૃહીના ગુણશેલ ચૈત્યમાં ભગવાન પધાર્યા. બારે પર્ષદા એકઠી થઈ. ગૌતમ સ્વામીએ ભગવાનને કાળનુ સ્વરૂપ પૂછયું. ભગવાને `સમયથી માંડી સાગરોપમ સુધીનો કાળ તથા છ આરાનુ સ્વરૂપ સમજાવ્યું. અહિં શાલિભદ્રે અને ધન્યે દીક્ષા અંગીકાર કરી.

ધન્નાશાલિભદ્રનું વૃત્તાંત.

રાજગૃહ નગરની નજીકના શાલિગામમાં ધન્યા નામની ગોવાલણને સંગમક નામનો એક પુત્ર હતો. સંગમક લોકોનાં ઢોર ચોરી નિર્વાહ કરતો. એક દિવસે ઉજાણીના પ્રસંગે બીજા છોકરાઓને ખીર ખાતા જોઇ સંગમકે માતા પાસે ખીરની માગણી કરી માતા પડોશીને ત્યાંથી દુધ ચોખા લાવી ખીર બનાવી થાળમાં કાઢી લોકોના ઘરકામમા ગુથાઇ આ અરસામાં માસખમણની તપશ્ચર્યાવાળા મુનિ વહોરવા પધાર્યા. સંગમકે બધી ખીર મુનિના પાત્રમાં વહોરાવી. અને તે પોતાની જાતને ધન્ય માનતો મુનિ તરફ નિરખી રહ્યો. થોડીવારે માએ ઘેર આવી છોકરાની થાળી ખાલી દેખી બીજી ખીર આપી સંગમકે ઠાંસી ઠાંસીને ખીર ખાધી. રાત્રે અજીર્ણ થયુ અને મૃત્યુ પામી સગમક રાજગૃહનગરમા ગોભદ્ર શેઠને ત્યાં ભદ્રાની કુક્ષિમાં શાલિભદ્ર નામે ઉત્પન્ન થયો.

શેઠે તેને યૌવન વય થતા બત્રીશ કન્યાઓ સાથે પરણાવ્યો. શેઠ મૃત્યુ પામી દેવલોકે ગયા. શાલિભદ્ર માતાની દેખરેખ તળે સુખ ભોગવવા લાગ્યો. એક વખત કોઇ પરદેશી વેપારી રત્નકંબળ લઇ રાજગૃહી આવ્યો. રાજાએ ઘણી કિંમત જોઇ રત્નકંબળ ખરીદી નહિ, પણ જ્યારે ચેલ્લણાએ રત્નકંબળની હઠ લીધી ત્યારે શ્રેણિકે વેપારીને પાછો બોલાવ્યો અને કહ્યું કે ‘ એક રત્ન કંબળ આપ. ’ વેપારીએ કહ્યુ ‘ મેં સોળે કાંબળો ભદ્રા શેઠાણીને આપી છે. ’ રાજાએ સેવકને શેઠાણી પાસે મોકલ્યો. અને કિંમત આપી એક

રત્નકંબળ લઈ આવવા કહ્યું. સેવક શેઠાણી પાસે ગયો. ત્યારે શેઠાણીએ કહ્યું 'મેં તો તે કંબળોનાં પગ લુંછણીયાં કરાવી પુત્રવધૂઓને સોંપ્યા છે.' સેવકે રાજાને આ વાત કહી. રાજા શાલિભદ્રને મળવા આતુર થયો. તે તેને ઘેર આવ્યો. ભદ્રાએ રાજાને ચોથે માળે બેસાડી અતિ આતિથ્ય કર્યું. ભદ્રાએ ઉપરને માળે બિરાજતા શાલિભદ્રને દાસી દ્વારા કહેવરાવ્યુ કે. 'રાજા તને મળવા આપણા ઘેર પધાર્યા છે.' શાલિભદ્રે કહ્યું 'તેને જે આપવું હોય તે આપી વિદાય કરો.' ભદ્રા જાતે ઉપર ગઈ અને સમજાવ્યુ કે 'તે તો આપણા માલિક છે. આપણે તેની પ્રજા છીએ.' શાલિભદ્ર નીચે આવ્યો. રાજાને નમ્યો. અને તુર્ત ઉપર ચાલ્યો ગયો. પણ તેના મનમાંથી 'રાજા આપણો માલિક છે.' તે વાત ન ગઈ.

આ અરસામાં ધર્મઘોષ મુનિ રાજગૃહીમાં સમવસર્યા તેમની દેશના સાંભળી શાલિભદ્રને 'પરાધિનતાને દૂર કરવાનું દીક્ષા એ સાચો માર્ગ છે.' તે સમજાયું. તેણે માતાની અનુજ્ઞા માગી. માતાએ ખુબ આનાકાની બાદ એક એક દિવસે થોડી થોડી વસ્તુઓના ત્યાગ અને એક એક સ્ત્રીના ત્યાગમાં અનુમતિ આપી.

આજ નગરમાં ધન્ય નામે બુદ્ધિશાળી શાહુકાર વસતો હતો. તેને શાલિભદ્રની બેન સુભદ્રા આપી હતી. સુભદ્રાએ ભાઇના ત્યાગના સમાચાર સાંભળ્યા. એટલે તે રૂદન કરવા લાગી. ધન્યે મશ્કરીથી કહ્યું 'આમ તે કાંઇ સાધુ થવાય, સાધુ થવું હોય તો એકી સાથે બધું છોડવું જોઇએ' સ્ત્રીએ ગુસ્સામાં કહ્યું 'બોલવું સહેલુ છે. પણ કરવું મુશ્કેલ છે.' ધન્યે કહ્યું 'એમ! તો આજથી બધાનો ત્યાગ.' એમ કહી તુર્ત ધન્ય શાલિભદ્ર પાસે આવ્યો. અને કહેવા લાગ્યો 'ચાલો આપણે બન્ને દીક્ષા લઈએ.' બન્ને જણાએ તે અરસામાં પધારેલ ભગવાન મહાવીર પાસે જઇ દીક્ષા લીધી. ખૂબ તપ કર્યું અને વૈભારગિરિ ઉપર અણસણ કરી મૃત્યુ પામી દેવલોકે ગયા.

રાજગૃહીમાં આ ઉપરાંત ઘણાએ ચારિત્ર અને શ્રાવકવ્રતનો સ્વીકાર કર્યો.

ભગવાને સોળમુ ચોમાસું રાજગૃહીમાં કર્યું.

**સત્તરમું વર્ષ. મહત્ચંદ્ર—**

ભગવાન રાજગૃહથી ચંપાનગરીમાં પધાર્યા. ત્યાં દત્તરાજા અને રક્તવતી દેવીના પુત્ર મહત્ચંદ્રે ભગવાનની વાણી સાંભળી ભગવાન પાસે દીક્ષા લીધી.

**ભગવાન મહાવીરનો બીજો શ્રાવક કામદેવ.**

આ નગરીમાં કામદેવ નામે બુદ્ધિશાળી કુલપતિ રહેતો હતો. તેને ભદ્રા નામે ભાર્યા હતી. તેણે છ કોટિ વ્યાજમાં, છ કોટિ નિધાનમા અને છ કોટિ વ્યાપારમાં ધન રોકયુ હતું. તેની પાસે છ ગોકુળ હતાં. ભગવાનને ચંપામાં પધારેલ જાણી કામદેવ તેમની દેશના સાંભળવા ગયો. દેશના સાંભળી વૈરાગ્ય વાસિત બન્યો અને ભગવાન પાસે તેણે બાર વ્રતનો સ્વીકાર કર્યો. કામદેવ શ્રાવક શ્રાવક ધર્મને સુંદર રીતે આરાધી મૃત્યુ પામી ,સૌધર્મ દેવલોકમાં દેવ થઈ ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ નિર્વાણપદને પામશે.

## અંતિમ રાજર્ષિ ઉદાયન

ચંપાનગરીમાં કુમારનંદી નામે એક સોની રહેતો હતો. તેને પાંચસો સ્ત્રીઓ હતી આ સોની અતિ વિષય લંપટ હતો. તેને પંચશૈલની હાસા પ્રહાસા નામની બે દેવીઓએ આકર્ષ્યો. સોની મૃત્યુ પામી પંચશૈલનો અધિપતિ દેવ થયો. એક વખત ઉત્સવમાં આ દેવે પોતાના પૂર્વ ભવના મિત્ર નાગિલદેવને જોયો. તેની ઘણી ઋદ્ધિ દેખી તે ક્ષુભાયો. નાગિલદેવે તેને સલાહ આપી કે ' ભગવાન મહાવીરની પ્રતિમા કરાવી કોઈ સારે ઠેકાણે મુકાવ કે જેથી ભવાંતરે તે દેખી કલ્યાણ થાય.' પંચશૈલ અધિપતિ વિદ્યુન્માલીએ ભગવાન મહાવીરની પ્રતિમા કરાવી. અને એક લાકડાની પેટીમાં પધરાવી સમુદ્ર વચ્ચે તોફાને અટવાયેલ વહાણવટીને આપી. તેણે તોફાન શાંત કર્યું. વહાણ વીતભય નગરમાં આવ્યું. વહાણવટીએ તે પેટી બજાર વચ્ચે રાખી કેઈ બ્રાહ્મણો અને ધર્માચાર્યોએ પેટીને ઉઘાડવા પોતાના ઇષ્ટદેવની સ્તુતિ કરી પણ પેટી ન ઉઘડી. આ આશ્ચર્યને જોવા પ્રભાવતી જાતે આવી તેણે દેવાધિદેવ તીર્થંકર ભગવાનની સ્તુતિ કરી કે તુર્ત પેટી ઉઘડી ગઈ. અને તેમાં અમ્લાન પુષ્પમાલા ધારણ કરતી ગોશીર્ષ ચંદનની ભગવાન મહાવીરની પ્રતિમા દેખાઈ. લોકોએ ભગવંતની પ્રતિમાને વંદન કર્યું. પ્રભાવતી પ્રતિમાને પોતાના આવાસે લઇ ગઈ અને એક સુંદર ચૈત્ય કરાવી તેમાં પ્રતિમાને પ્રતિષ્ઠિત કરી.

ઉદાયન રાજા મૂળ તો તાપસ ભકત હતો પણ ભગવંતની પ્રતિમા આવ્યા પછી તે જૈનધર્મી બન્યો હતો. એક વખત ભગવંતની પ્રતિમા આગળ પ્રભાવતી નાચ કરતી હતી અને રાજા વીણા વગાડતો હતો તેવામાં નૃત્ય કરતી પ્રભાવતીનું માથું રાજાના જોવામાં ન આવ્યું. રાજાનો હાથ થંભ્યો. વીણાના સૂર અટકયા. પ્રભાવતી ઉભી રહી અને કહ્યું 'કેમ આપે વીણા બંધ કરી.' રાજાએ કહ્યું ' દેવિ ! તારૂં મસ્તક ન જોયું તેથી મારા હાથ અટકયા' પ્રભાવતી સમજી ગઇ કે હવે મારૂં આયુષ્ય અલ્પ છે. રાજા પાસે તેણે દીક્ષાની અનુમતિ માગી. ઘણી આનાકાની બાદ દીક્ષાની અનુમતિ આપતાં રાજાએ કહ્યું 'તું દેવલોકમાં જાય તો મને પ્રતિબોધ જરૂર કરજે.' આ પછી પ્રભાવતી દીક્ષા પાળી દેવલોકે ગઇ. દેવલોકમાંથી આવી તેણે રાજાને પ્રતિબોધ કર્યો. રાજા વધુ ધર્મમાં દૃઢ બન્યો. અને પૌષધ ઉપવાસ વિગેરે કરી પોતાનું જીવન પાવન કરવા લાગ્યો.

પ્રભાવતીના મૃત્યુબાદ પ્રતિમાનું પૂજન એક કુબડી દાસી કરતી હતી. એક વખત ગંધારનો શ્રાવક પ્રતિમાના દર્શને આવ્યો. તેણે કુબડી દાસીને એક ગૂટિકા આપી. આ ગૂટિકાથી દાસી ખુબ સુંદર રૂપવાન બની તેના રૂપની પ્રશંસા ચંડપ્રદ્યોતના કાને પહોચી તે નીલગિરિ હાથી ઉપર બેસી ત્યાં આવ્યો અને તેણે વિદ્યુન્માલી દેવે આપેલ પ્રતિમાને સ્થાને તેના જેવી બીજી પ્રતિમા મુકી પ્રતિમા સહિત દાસીને ઉઠાવી ઉજ્જયિની ચાલ્યો ગયો.

બીજે દીવસે ઉદાયનને આ વાતની ખબર પડી. તેણે ચંડપ્રદ્યોતને કહેવરાવ્યુ કે

'તારે દાસીને રાખવી હોય તો ભલે રાખ પણ પ્રતિમાજીને પાછાં મોકલી આપ' ચંડપ્રદ્યોતે આની દરકાર ન રાખી. ઉદાયને ઉજ્જૈન ઉપર ચઢાઈ કરી. ચંડપ્રદ્યોતને જીવતો પકડ્યો. અને તેના મસ્તક ઉપર **દાસીપતિ** એવુ નામ લખાવ્યુ. આ પછી ઉદાયને પ્રતિમાને ઉઠાવી વીતભયનગરે લઇ જવા પ્રયત્ન કર્યો પણ પ્રતિમાજી ન આવ્યા પણ અંતરિક્ષમાં રહી અધિષ્ઠાયક દેવે કહ્યુ 'રાજન! શોક ન કર. વીતભયપટ્ટન થોડા સમયમાં ધૂળથી પુરાઈ જશે. માટે અહિંજ તેમને રહેવા દે.' રાજા શોકાતુર દીલે પ્રતિમાને ત્યાં રહેવા દઇ ચંડપ્રદ્યોતને કેદી તરીકે સાથે લઇ પાછો ફર્યો. માર્ગમા ચોમાસુ બેસતાં વચ્ચે મુકામ કર્યો. આ છાવણીનુ સ્થળ જતે દીવસે * **દશપુર** નામે પ્રસિદ્ધ થયું.

એક વખતે ઉદાયન રાજાના રસોઇઆએ ચંડપ્રદ્યોતને પૂછ્યુ કે 'આજે શું જમશો?' ચંડપ્રદ્યોતે કહ્યું 'રોજ નહિ ને આજે કેમ આવો પ્રશ્ન?' રસોઇઆએ કહ્યું 'રોજ તો રાજા માટે જે ભોજન સામગ્રી તૈયાર થાય છે તે તમને મોકલીએ છીએ. પણ આજે પર્યુષણ પર્વ હોવાથી અંતઃપુર પરિવાર સહિત રાજાને ઉપવાસ છે.' ચંડપ્રદ્યોતે કહ્યું મારે પણ આજે ઉપવાસ છે.' આ વાતની ખબર ઉદાયનને પડી તેને લાગ્યુ કે 'પર્યુષણ પર્વનુ મુખ્યકૃત્ય વૈરવિરોધની ક્ષમાપના. અને આ કૃત્ય ચંડપ્રદ્યોતને કેદી તરિકે રાખી હું કઇ રીતે પૂર્ણ પણે સાચવી શકયો ગણાઉં?' તેણે ચંડપ્રદ્યોતને તુર્ત છૂટો કર્યો. દાસીપતિ શબ્દ ઉપર રાજ પટ્ટ બાંધી તેનુ કપાળ ઢંકાવ્યુ. તેને તેનું રાજ્ય પાછું સોપ્યું અને તેની ક્ષમા માગી સાધર્મિક ગણી ભક્તિ કરી. આ પછી ઉદાયન વીતભય નગરે અને ચંડપ્રદ્યોત ઉજ્જૈની પાછો ફર્યો.

ચંડપ્રદ્યોતે પડાવવાળા સ્થળે વસેલ દશપુર નગર વીતભય નગરની પ્રતિમાના ખર્ચ માટે આપ્યું અને વિદ્યુન્માલી દેવે ભરાવેલ પ્રતિમાના ખર્ચ માટે બાર હજાર ગામ આપ્યાં.

એક વખત વીતભય નગરમાં ઉદાયન રાજાને પ્રભાવતી દેવે આવી કહ્યું 'રાજન્! ચંડપ્રદ્યોતે મુકેલી આ પ્રતિમા પણ સામાન્ય નથી. આ પ્રતિમાને કપિલ કેવળીએ પ્રતિષ્ઠત કરેલ છે. માટે પ્રાચીન પ્રતિમાસમ તેને તમારે પૂજવી' આમ કહી દેવ અંતર્ધાન થયો. રાજાએ પ્રતિમા માટે ઘણાં ગામ ભેટ કર્યાં. અને પૂજા કરવા લાગ્યો, એક વખત રાજાએ રાત્રે પૌષધ કર્યો. અને મનમાં વિચારવા લાગ્યો કે 'તે ગામ, નગર, અને સ્થળને ધન્ય છે કે જ્યાં ભગવાન મહાવીર વિચરતા હોય.' આ ભાવના ભગવાને ચંપામાં રહેલ ધર્મોપદેશ આપતાં જ્ઞાનથી નિહાળી અને ત્યારબાદ વિહાર કરતા કરતા વીતભય નગરની બહાર મૃગવનમા આવી સમવસર્યા. ઉદાયન રાજા હર્ષિત થઇ દેશનામાં ગયો. અને ભગવાનને કહેવા લાગ્યો કે 'હે ભગવંત! અભીતિ કુમારને રાજ્ય ઉપર સ્થાપન કરી આપની પાસે દીક્ષા લેવા ઇચ્છું છું.' ભગવાને કહ્યું 'જેવી તમારી ઇચ્છા, વિલંબ ન કરો.'

*હાલ માળવામાં આવેલ મન્દસોર તે આ દશપુર છે.

ઘર તરફ વળતાં રાજાને વિચાર આવ્યો કે 'હુ પ્રિયપુત્રને ગાદી સોંપીશ તો તે ભોગ સુખમાં રક્ત બની સંસારમાં રખડશે. આના કરતાં આ રાજ્યગાદી ભાણેજ કેશીકુમારને સોંપુ તેજ ઠીક છે.' મહેલે ગયા પછી કેશીકુમારને તેણે બોલાવ્યો. અને તેનો રાજ્યાભિષેક કરી તેને રાજ્ય સોંપી પોતે ભગવાન પાસે જઈ દીક્ષા લીધી. આથી અભીતિ કુમારને ખોટું લાગ્યુ. અને તે વીતભય છોડી કોણિકને આશ્રયે જઈ રહ્યો

ઉદાયન રાજર્ષિએ દીક્ષાબાદ ઉગ્ર તપશ્ચર્યા આરંભી. સુકા લુખા આહારને લઇ રાજર્ષિના શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થયો. વૈદ્યોએ દહિં ખાવાની સલાહ આપી. ફરતા ફરતા ઉદાયનરાજર્ષિ ગોવાળોના સ્થાનોમા વિચરી વીતભય નગરમાં આવ્યા. મંત્રીઓએ કેશીને ભરમાવ્યું કે 'ઉદાયન દીક્ષાથી કંટાળી રાજ્ય મેળવવા પાછા આવ્યા છે. કેશીએ કહ્યું તેમનુ હતું અને તે માગશે તો હું આપી દઇશ.' મંત્રીઓએ કેશીને સમજાવ્યું અને કોઇ ગોવાલણ દ્વારા તેમને દહિંમાં ઝેર અપાવ્યું. ઝેરની અસર થતાં ઉદાયન રાજર્ષિએ અણસણ અંગીકાર કર્યું અને ભાવનામાં મન વાળી કેવળજ્ઞાન પામ્યા. નગરદેવતા કેશીનો આ અપરાધ સહન ન કરી શકી અને ધૂળ વરસાવી આખા નગરને દાટી દીધુ. માત્ર એક કુંભાર કે જેને ત્યાં ઉદાયન રાજર્ષિ ઉતર્યા હતા. તેને બચાવી લીધો. આ પછી અભયકુમારે ભગવાનને એકવાર પુછ્યું કે 'હે ભગવંત ! વીતભયપટ્ટનમાં દટાએલ પ્રતિમાને ફરી કોણ પ્રગટ કરશે.' ભગવાને કહ્યુ

'આ વીતભય નગરમા દટાએલ કપિલ મુનિથી પ્રતિષ્ઠિત થએલ પ્રતિમા વર્ષોબાદ અણહીલપુર પાટણમાં થનાર કુમારપાલ રાજા બહાર કાઢશે અને તેને ધામધૂમ પૂર્વક લાવી પાટણમાં સુંદર મંદિર બનાવી પ્રતિષ્ઠિત કરશે.'

આ પછી વીતભય પાટણથી વિહાર કરતા કરતા ભગવાન વાણિજ્ય ગામ પધાર્યા અને કેવલિ જીવન પછીનું પાચમુ ચોમાસુ ત્યાં પૂર્ણ કર્યું.

**વર્ષ અઢારમું.**

**ભગવાનના ત્રીજા તથા ચોથા શ્રાવક ચૂલનીપિતા અને સુરાદેવ.**

ચાતુર્માસ બાદ વાણિજ્યગામથી વિહાર કરી ભગવાન બનારસ આવ્યા. અહિં **ચુલનીપિતા** નામે એક ધનાઢ્ય રહેતો હતો. તેની પાસે ચોવીસ ક્રોડ સોનૈયા અને આઠ ગોકુલ હતાં. તેની સ્રીનું નામ શ્યામા હતું ભગવાનનને સમવસર્યા જાણી તે પર્ષદામા ગયો. અને દેશના સાંભળી તેણે બાર વ્રત સ્વીકાર્યાં. તે સુંદર ગૃહસ્થ ધર્મ પાળી સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમા જઇ મુક્તિપદ પામશે.

આજ નગરમાં **સુરાદેવ** નામે એક ગૃહસ્થ હતો. તેને ધન્યા નામે ભાર્યા હતી. તેની પાસે અઢારક્રોડ સોનૈયા અને છ ગોકુળ હતાં. તેણે પણ ભગવાન પાસે શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો.

**પોગ્ગલ પરિવ્રાજક અને પાંચમા ચુલ્લશતક શ્રાવક વિગેરે.**

બનારસથી નીકળી ભગવાન આલંભિકા નગરીની બહાર શંખવન ઉદ્યાનમાં સમવ-

સર્યા. અહિં પોગ્ગલ નામે પરિવ્રાજક રહેતો હતો. તે ખૂબ તપ કરતો હતો. તેથી તેને બ્રહ્મદેવ લોક સુધીનુ અવધિજ્ઞાન થયું હતું. આથી તે લોકોને કહેતો કે 'લોક આટલોજ છે.' ગૌતમસ્વામિએ ભગવાનને પુછયું કે 'પોગ્ગલ બ્રહ્મદેવલોક સુધી દેવલોક કહે છે તેનું શું કારણ ?' ભગવાને કહ્યું 'બ્રહ્મદેવલોકથી આગળ અનુત્તર વિમાન સુધી દેવલોક છે અને તેની સ્થિતિ તેત્રીસ સાગરોપમની છે. પણ પોગ્ગલને બ્રહ્મદેવલોક સુધીનુ અવધિજ્ઞાન થયુ હોવાથી તે બ્રહ્મદેવલોક સુધી દેવલોક છે તેમ કહે છે.' પોગ્ગલ આ વાત કર્ણોપકર્ણ સાંભળી ભગવાન પાસે આવ્યો. ભગવાને તેની શંકા ટાળી. ખરી વસ્તુસ્થિતિ સમજાવી. આથી તેણે ભગવાન પાસે દીક્ષા લીધી.

આલભિકાના વસવાટ દરમિયાન ચૂલ્લશતક નામના ગૃહસ્થે ભગવાન પાસે બારવ્રત સ્વીકાર્યાં. ચુલ્લશતક પાસે અઢાર ક્રોડ સોનૈયા અને છ ગોકુળ હતાં.

આલંભિકાથી વિહાર કરી ભગવાન રાજગૃહી પધાર્યા. અહિં મંકાતિ, કિંક્રમ, અર્જુન અને કાશ્યપ વિગેરેએ દીક્ષા લીધી. ભગવાને અઢારમુ ચોમાસુ રાજગૃહીમાં પસાર કર્યું.

## ઓગણીસમું વર્ષ.

### શ્રેણિકના પુત્રો તથા સ્ત્રીઓની દીક્ષા.

આ વર્ષમાં ભગવાને ઘણાને દીક્ષા અને ઘણાને શ્રાવક વ્રત આપી ધર્મમાં સ્થિર કર્યા. શ્રેણિકને ભગવાન અને તેમના શાસન ઉપર ખૂબ રૂચિ થઇ હતી. તેથી કોઇ પણ દીક્ષા લે તેમાં શ્રેણિક સુદલ અંતરાય ન્હોતો કરતો. એટલુજ નહિ પણ તેમાં મદદનીશ બની સહાય કરતો. આથી આ વર્ષમાં ભગવાન પાસે જાલિ, મયાલિ, ઉવયાલિ, પુરૂષસેન, વારિષેણ, દીર્ઘદન્ત, લષ્ટદન્ત, વેહલ્લ, વેહાસ, અભય, દીર્ઘસેન, મહાસેન, ગૂઢદન્ત, શુદ્ધદન્ત, હલ્લ, દ્રુમ, દ્રુમસેન, મહાદ્રુમસેન, સિંહ, સિંહસેન, મહાસિંહસેન અને પૂર્ણસેન વિગેરે શ્રેણિક રાજાના તેવીસ પુત્રોએ અને નન્દા, નંદમતી, નંદોત્તરા, નંદસેણિયા, મહયા, સુમરૂતા, મહામરૂતા, મરૂદેવા, ભદ્રા, સુભદ્રા, સુજાતા, સુમના, અને ભૂતદત્તા નામની શ્રેણિકની તેરે રાણીઓએ દીક્ષા લીધી.

હાલિક.

ભગવાન છદ્મસ્થ અવસ્થામાં વહાણમાં બેસી નદી ઉતરતા હતા ત્યારે સુદંષ્ટ્રદેવે પ્રભુને ઉપસર્ગ કર્યો હતો તે સુદંષ્ટ્રદેવ ત્યાંથી ચ્યવી ખેડુત થયો. ભગવાન ફરતા ફરતા તે ખેડૂતના ગામે પધાર્યા. ગૌતમને ખેડૂતને પ્રતિબોધવા મોકલ્યા, પ્રતિબોધ કરી ખેડૂત મુનિને લઇ ગૌતમસ્વામિ ભગવાન પાસે આવ્યા. ત્યાં ભગવાનને જોઇ ખેડૂત બોલ્યો 'આ પાખંડી કોણ છે ?' ગૌતમસ્વામિએ કહ્યું 'એ મારા ધર્માચાર્ય છે.' ખેડૂત બોલ્યો 'એ તમારા ધર્માચાર્ય હોય તો લ્યો આ તમારો વેષ પાછો.' તે તુર્ત રજોહરણ ફેંકી દઇ ખેતરમાં જઈ હળ ખેડવા લાગ્યો. ગૌતમે ભગવાનને પૂછયું 'પ્રભુ ! આમ કેમ ?' ભગવાને

કહ્યું 'ગૌતમ! ત્રિપૃષ્ઠના ભવમાં જે સિંહને મેં માર્યો હતો તેનો જીવ આ ખેડૂત થએલ છે. તેથી મને જોઇ તેને ક્રોધ વધ્યો છે અને તને જોઇ પ્રેમ આવે છે તેનુ કારણ એ છે કે તે ભવમા તું મારો સારથિ હતો. તેં મરતા સિંહને મીઠાં વચનો કહ્યાં હતા. તેથી તને જોઇ તેને પ્રેમ થયો અને મને જોઈ દ્વેષ થયો.

પ્રસન્નચંદ્ર રાજર્ષિ.

ભગવાન એક વખત પોતનપુર પધાર્યા ભગવાનની દેશના સાંભળી બાલપુત્રને રાજગાદી ઉપર બેસાડી ત્યાના રાજા પ્રસન્નચંદ્રે ભગવાન પાસે દીક્ષા લીધી. દીક્ષા બાદ ઉગ્ર તપશ્ચર્યા કરતા પ્રસન્નચંદ્ર રાજર્ષિ એક વખત સૂર્ય સન્મુખ દૃષ્ટિ રાખી આતાપના લેતા હતા તે વખતે શ્રેણિકના સુમુખ અને દુર્મુખ સેવકોના વાર્તાલાપે પ્રસન્નચંદ્રનું ચિત્ત ડોળાયું. દુર્મુખ બોલ્યો ' આ તે મુનિ છે? નાના છોકરાને રાજ્ય સોંપી ચાલી નીકળ્યો. અત્યારે તેનું રાજ્ય મંત્રીઓ પડાવી લે છે ' આ સાંભળી પ્રસન્નચંદ્રને મંત્રીઓ ઉપર ક્રોધ ચઢ્યો અને તેમની સાથે મનથી યુદ્ધ કરવા લાગ્યા. આ પછી થોડીવારે શ્રેણિક તે માર્ગે આવ્યો. તેણે મુનિને વાંદ્યા. અને દેશના બાદ ભગવાનને પૂછ્યું કે ' ભગવંત! આ અવસ્થામાં પ્રસન્નચંદ્ર મુનિ મૃત્યુ પામે તો કઇ ગતિ પામે? ' ભગવાને જવાબ આપ્યો ' નરકગતિ.' શ્રેણિકે ફરી પૂછ્યું 'ભગવત! હું પુછુ છું કે અત્યારે પ્રસન્નચંદ્ર મૃત્યુ પામે તો કઈ ગતિએ જાય? ભગવાને જવાબ આપ્યો ' સર્વાર્થસિદ્ધ વિમાનમાં. ' ફરી શ્રેણિકે પુછ્યુ ' ભગવાન! આમ પરસ્પર વિરોધી ઉત્તરો કેમ? '

ભગવાને કહ્યું ' તેં જ્યારે પ્રથમ પ્રશ્ન કર્યો ત્યારે પ્રસન્નચંદ્ર મનથી ભયંકર યુદ્ધ કરતા હતા તેથી તે નરક યોગ્ય હતા. જ્યારે તેં બીજીવાર પ્રશ્ન કર્યો ત્યારે તેમને તેમની ભૂલ બદલ પસ્તાવો થતો હતો ' એવામાં થોડીવારે દેવદુંદુભિ વાગી, ભગવાને કહ્યું ' ધ્યાનશ્રેણિમાં આગળ વધતા પ્રસન્નચંદ્રને કેવળજ્ઞાન થયું છે તેનો આ દેવો મહોત્સવ કરે છે. '

વિદ્યુન્માલિદેવ

એક વખત વિદ્યુન્માલિ દેવ ભગવાનને વાંદવા આવ્યો, ત્યારે ભગવાને શ્રેણિકને કહ્યું ' આ અંતિમ કેવળી થશે દેવલોકથી આ દેવ ચ્યવી તારા નગરમાં ઋષભદત્ત શેઠનો પુત્ર જંબુસ્વામિ નામે થશે અને તે સુધર્માસ્વામિ પાસે દીક્ષા લઇ કેવળજ્ઞાન પામશે આ પછી આ અવસર્પિણીમાં કેવળજ્ઞાનનો માર્ગ બંધ થશે. '

દુર્દુરાંક દેવ.

એક વખત શ્રેણિક ભગવાન પાસે બેઠો હતો. ત્યારે કોઇક કોઢીઓ તેમની પાસે આવ્યો અને પરૂથી ભગવાનના ચરણને શંકા રહિત ખરડવા લાગ્યો શ્રેણિકને આ બેહૂદું લાગ્યું. તે રાતો પીળો થયો પણ ભગવાનની સમીપે હોવાથી કાંઈ ન બોલ્યો. તેવામાં ભગવાનને છીંક આવી એટલે કોઢીયાએ કહ્યું 'મરો' થોડીવારે શ્રેણિકને છીંક આવી

તેને પોતાની બુદ્ધિથીજ પાછો કાઢવાનું માથે લીધું. તેણે રાજગૃહી નગરની બહાર જ્યાં જ્યાં લશ્કરને પડાવ નાંખવા જેવાં સપાટ સ્થાનો હતાં, ત્યાં ત્યાં બધે શ્રેણિક રાજાના લાંછનવાળા સોનાના સિક્કા દટાવ્યા. ત્યારબાદ ચંડપ્રદ્યોતને છેક રાજગૃહ નગર સુધી આવવા દીધો. તેણે રાજગૃહને ઘેરો ઘાલી પેલી સપાટ જગ્યાએ જ પડાવ નાંખ્યો. ત્યારબાદ અભયકુમારે થોડો વખત જવા દઇ ચંડપ્રદ્યોતને ખાનગીમાં ખબર મોકલી કે 'તમારા લશ્કરના બધા માણસો ફુટેલાં છે. તમે તેમના તંબુઓની જમીન ખોદી જોશો તો તમને ખાતરી થશે કે, તે બધાઓએ શ્રેણિકરાજા પાસેથી લાંચ લીધેલી છે. અને તેઓ તમને હણવા કબુલ થયા છે. ચંડપ્રદ્યોતે એક બે તંબુ ખોદાવ્યા તો ત્યાંથી શ્રેણિકના સિક્કા નીકળ્યા. આથી ભયભીત થઇ ચંડપ્રદ્યોત બધા લશ્કરને પડતું મુકી તે પોતાના નગર તરફ વીજળી વેગે નાઠો. ચંડપ્રદ્યોત જતાં તેનું આખું લશ્કર પણ વેરણ છેરણ થઇ ગયું.

ચંડપ્રદ્યોતને જ્યારે અભયકુમારની બધી યુક્તિની ખબર પડી ત્યારે અભયકુમારને જીવતો પકડી લાવનારને આગળ આવવા માટે તેણે દરબારમાં બીડું ફેરવ્યુ. કોઇએ ન સ્વીકારેલુ એ બીડું એક ગણિકાએ ઝડપ્યું. તેણે પોતાની બધી યોજના વિચારી કાઢી. પ્રથમ તેણે બીજી બે યુવાન સ્ત્રીઓ સાથે લીધી. અને કોઈ સાધ્વીની આદર પૂર્વક ઉપાસના કરીને ખાસ ખાસ જૈનધર્મ તથા તેનો આચાર સમજી લીધો. ત્યારબાદ તે ત્રણે સ્ત્રીઓ શ્રેણિકના નગરમાં આવી. જુદાં જુદાં જૈનતીર્થો તથા મંદિરોના દર્શનાર્થે પોતે નીકળી છે એવું તેમણે જાહેર કર્યું. પછી અભયકુમાર જે મંદિરમાં દર્શન કરવા જતો હતો ત્યાં જઇ તેમણે વિવિધ રાગરાગિણીથી પ્રભુની સ્તુતિ કરવા માંડી અભયકુમાર તેમની ભક્તિભાવભરી ઉપાસના સાંભળી પ્રસન્ન થયો. અને તેમને તેમની માહિતી પૂછવા લાગ્યો. પેલી ગણિકાએ જણાવ્યું કે 'હું ઉજ્જયિનીના એક ધનાઢ્ય વ્યાપારીની વિધવા છું અને આ બે મારી પુત્રવધૂઓ છે. તેઓ પણ વિધવા જ છે. સાધ્વીપણુ સ્વીકારતાં પહેલાં અમે આ પ્રમાણે યાત્રાએ નીકળ્યાં છીએ.'

અભયકુમારે પ્રસન્ન થઇ તેમને પોતાને ત્યાં ભોજન માટે આમંત્રણ કર્યું વળતે દીવસે તે ગણિકાએ પણ અભયકુમારને ભોજનનું આમંત્રણ આપ્યુ. અભયકુમાર આવ્યો એટલે ગણિકાએ તેને જળપાનમાં કાંઇક પીવરાઇ દઇ બેહોશ કરી દીધો. અને તૈયાર રાખેલા રથમાં તેને નાંખી ઝટ ઉજ્જયિની પહોંચાડી દીધો રાજાએ તેને કાષ્ઠના પાંજરામાં પૂર્યો.

અભયકુમારનો મુશ્કેલીના પ્રસંગે ચંડપ્રદ્યોતને પણ ખપ પડતો તેથી તેણે તેને છોડી પોતાની પાસે રાખ્યો. ચંડપ્રદ્યોતની પાસે વખાણવા યોગ્ય ચાર વસ્તુઓ હતી. દેવતાઈ અગ્નિભીરૂ રથ, શિવાદેવી રાણી, અનલગિરિ હાથી અને લોહજંઘ દૂત.

એક વખત લોહજંઘ દૂતને ભૃગુકચ્છના માણસોએ વિષમિશ્રિત મોદક આપ્યા લોહજંઘ જમવા બેઠો પણ અપશુકન દેખી તેણે લાડવા ન ખાધા. આ લાડવા ચંડપ્રદ્યોતે અભયકુમારને બતાવ્યા. અભયકુમારે કહ્યું 'આ લાડવા દૃષ્ટિવિષસર્પ યુક્ત છે.'

ચંડપ્રદ્યોતે તેની ખાત્રી કરાવી તો તેમજ નીકળ્યુ. ચંડપ્રદ્યોતે અભયકુમારને અહીંથી છૂટા થવાની માગણી શિવાય વરદાન માગવાનુ કહ્યું. અભયકુમારે જરૂર પડે માગીશ એમ કહી તેને થાપણરૂપે રાખ્યુ.

## સંગીત કલારસિક શતાનીકપુત્ર * ઉદાયન રાજા.

ચંડપ્રદ્યોતને વાસવદત્તા નામે પ્રિયપુત્રી હતી તેને સંગીતનો ખૂબ શોખ હતો. સંગીત કલામાં અને ગાંધર્વ વિદ્યામાં તે વખતે શતાનીકનો પુત્ર ઉદાયનરાજા પ્રસિદ્ધ હતો. તેનું બીજું નામ વત્સરાજ હતું. તેને યોગંધરાયણ નામે બુદ્ધિશાળી મંત્રી હતો.

ચંડપ્રદ્યોત કોઈપણ રીતે ઉદાયનને પોતાને ત્યાં લાવી વાસવદત્તાને સંગીત શિખડાવવા ઈચ્છતો હતો. પણ અભિમાની ઉદાયન તે કરે કે નહિ તે માટે તેને શંકા હતી. તેણે એક કૃત્રિમ હાથી બનાવ્યો. તેમાં માણસો દાખલ કર્યા. અને ઉદાયનના સીમાડામાં તે હાથી મોકલ્યો. ઉદાયન હાથીને વશ કરવા વીણા લઇ આવ્યો કે તુર્ત માણસો વત્સરાજને લઇ નાઠા અને તેમણે તેને ચંડપ્રદ્યોતની પાસે હાજર કર્યો. ચંડપ્રદ્યોતે ઉદાયનને કહ્યું 'મારે એક પુત્રી છે. તે આંખે કાણી છે. તેને તમે સંગીત કલા શિખવો. તમે રાજા હોવાથી તે શરમાશે માટે પડદો રાખી શિખવજો.' ચંડપ્રદ્યોતે આ પછી પુત્રીને પણ કહ્યું 'તારે માટે મેં ગાંધર્વવિદ્યા શિખવનાર ગુરૂ શોધી કાઢયો છે. તે કોઢ રોગવાળો છે તો તું તેની નજર ન પડે તેવી રીતે પડદો રાખી શિખજે.'

શિખવવાનું ઉદાયને આરંભ્યું. પણ એક પ્રસંગે વાસવદત્તાને ત્રણ ચાર વખત બતાવતાં છતાં ન આવડયુ. ઉદાયનનો મિજાજ ગયો, તે બોલ્યો 'તું આખે કાણી છે તેમ તારી બુદ્ધિ પણ શુ કાણી છે?' વાસવદત્તાએ કહ્યું 'પૂર્વભવના પાપથી તું કોઢીયો થયો છે. અને આ ભવમાં નાહક મને ખોટુ આળ શા માટે આપે છે?' પડદો ઉંચો કર્યો તો ઉદાયને સંપૂર્ણ આંખવાળી વાસવદત્તાને જોઈ અને વાસવદત્તાએ સુવર્ણકાંતિમય ઉદાયનને નીરખ્યો. ઉદાયન અને વાસવદત્તાએ માન્યું કે 'ચંડપ્રદ્યોતે આપણને ઠગ્યાં છે તો આપણે પણ હવે તેને ઠગીએ.' તેમણે ભણવું ગણવું કોરાણે મૂક્યું. અને ગાંધર્વ વિવાહ કરી દંપતી બન્યા. આ વાત કાંચનમાળા ધાત્રી જાણતી હતી પણ તેણે કોઈને વાત ન કરી. એક વખતે અનલગિરિ હાથીએ ભાંગફોડ આરંભી. ચંડપ્રદ્યોતે તેને વશ લાવવા અભયકુમારની બુદ્ધિથી વત્સરાજને વિનંતિ કરી. વત્સરાજે હાથમાં વીણા લઇ વાસવદત્તા સાથે ગાયન કર્યું. તેથી હાથી વશ થયો. રાજાએ અભયકુમારને અહિં બીજું વરદાન આપ્યું. તે પણ તેણે થાપણ રાખ્યું. સમય જતાં વત્સરાજ અને વાસવદત્તાએ નાસી જવાનો વિચાર કર્યો. તેમણે વેગવતી હાથણીને તૈયાર કરી. તેની પડખે ચાર મૂત્રના ઘડા બાંધ્યા. સંકેત સમયે વત્સરાજ વાસવદત્તા, કાંચનમાળા ધાત્રી અને વસંત મહાવત હાથણી ઉપર આરૂઢ થયા અને બોલ્યા કે 'અમે જઈએ છીએ. જેને પકડવા હોય તે પાછળ આવો.' ચંડપ્રદ્યોતે તેમની પાછળ

* વધુ માટે જુઓ ભાસકવિનું પ્રતિજ્ઞા યોગંધરાયણ નાટક.

અનલગિરિ હાથી મોકલ્યો. પચીશ યોજને તેણે હાથણીને દેખી પણ માર્ગમાં વેગવતીના ફુટેલા મૂત્રઘડાએ તે હાથીને રોક્યો, આમ ચાર ઘડા રસ્તામાં ફોડી ઉદાયન હાથી અને હાથણીનુ અંતર પાડી પોતાના નગરમાં આવ્યો. અનલગિરિ પાછો આવ્યો. ચંડપ્રદ્યોત ધુંવાપૂવા બન્યો પણ મંત્રીએ સમજાવ્યું કે પુત્રી તમારે પરણાવવાની તો છે જ તો શા માટે ઉદાયનને જમાઈ તરીકે માની સત્કારવો નહિ?' ચંડપ્રદ્યોતનો ક્રોધ શાંત થયો. તેણે ઉદાયનને જમાઇ તરીકે સ્વીકાર્યો.

એક વખતે ઉજ્જૈનીમાં આગ લાગી અને મરકી થઇ. આ બન્ને ઉપદ્રવો અભય કુમારની બુદ્ધિથી શમ્યા અહિં પણ રાજાએ બીજાં બે વરદાન આપ્યાં. આ પછી અભય કુમારે આ ચારે વરદાન સામટાં આ રીતે માંગ્યાં 'તમે તમારા પ્રિય અનલગિરિ હાથી ઉપર મહાવત થઇ બેસો, હું પાછળ અંબાડીમાં તમારી રાણી શિવાદેવીના ખોળામાં બેસું અને અગ્નિભીરૂ રથને ભાગીને તેના લાકડાની ચિતા સળગાવો. તેમાં આપણે ચારે જણા પ્રવેશ કરીએ.' રાજા આ સાંભળી સ્તબ્ધ બન્યો. તેણે અભયકુમારને છોડી મુક્યો, પણ અભયકુમારે કહ્યુ 'મને તો તમે છેતરી પકડી લાવ્યા હતા પણ હું તમને ધોળે દિવસે ભર બજારે પકડી જઈશ.' તે ધ્યાન રાખજો.

અભયકુમાર પોતાના દેશ આવ્યા પછી તે વેપારીનો વેષ લઇ બે વેશ્યા પુત્રીઓને સાથે લઇ ઉર્જ્જયિનીમા રાજમાર્ગ ઉપર ઘર ભાડે રાખી રહ્યો. એક વખત ચંડપ્રદ્યોત તે રસ્તેથી પસાર થયો તેણે તે બે સુંદરીઓને જોઇ તેમની પાસે એક દૂતીને મોકલી. દૂતીને તેઓએ તિરસ્કાર કરી કાઢી મૂકી. બીજે દિવસે ફરી દૂતી આવી તે વખતે પણ તેઓએ કાંઇક ધીમેથી પણ રોષ પૂર્વક કાઢી મૂકી ત્રીજે દીવસે આજીજી કરતી દૂતીને તેઓએ કહ્યું 'આજથી સાતમે દીવસે અમારો ભાઇ બહારગામ જનાર છે તે વખતે રાજાએ ગુપ્ત રીતે આવવુ.'

અભયકુમારે ચંડપ્રદ્યોતના જેવી આકૃતિવાળા એક માણસને બનાવટી ગાડો બનાવી રાખ્યો અને તેનુ નામ પ્રદ્યોત પાડયું. અભયકુમાર રોજ તેને માચામાં નાખી વૈદ્યને ત્યાં લઇ જતો તે વખતે પેલો ગાડો માણસ બૂમો પાડતો કે 'હું પ્રદ્યોત છુ. મને આ હરી જાય છે. પકડો! પકડો! બચાવો! બચાવો!' લોકો આ વસ્તુથી ટેવાયા. સાતમા દિવસે ચંડપ્રદ્યોત ગુપ્તપણે અભયકુમારના ઉતારે આવ્યો. અભયકુમારના સુભટોએ તેને બાંધી માચામા નાંખ્યો અને ધોળે દિવસે શહેરની વચ્ચે થઈને લીધો ચંડપ્રદ્યોતે ઘણી બૂમો પાડી પણ લોકોએ માન્યુ કે 'ગાડો પ્રદ્યોત બૂમો પાડે છે.' અભયકુમાર ચંડપ્રદ્યોતને રાજગૃહી લઈ ગયો અને ત્યારપછી તેને તેણે છોડી મૂક્યો.

કઠિઆરો.

એક વખત કોઇ કઠિયારાએ સુધર્માસ્વામિ પાસે દીક્ષા લીધી. જ્યારે તે ભિક્ષા માગવા નીકળતો ત્યારે લોકો તેની મશ્કરી કરતા. અભયકુમારને આ વાતની ખબર પડી. તેણે રાજમાર્ગમાં રત્નનો ઢગલો કરાવ્યો અને જણાવ્યું કે 'જે સ્ત્રીનો, સચિત્તવસ્તુનો કે

અગ્નિનો સર્વથા ત્યાગ કરે તે આ રત્નો લઈ જઈ શકે છે ' બધા ટોળે વળ્યા. અભય કુમારે કહ્યું ' સ્ત્રી, સચિત્તવસ્તુ અને અગ્નિનો ત્યાગ કર્યા છતાં રત્ન લેવા નથી આવતો તે કઠિયારો ભિક્ષુક છે કે ત્યાગ કર્યા વિના રત્નની આશાએ ભેગા થનારા તમે ભિખારી છો ?' લોકો લજ્જા પામ્યા અને ત્યારપછી તેની મશ્કરી કરતા બંધ પડ્યા

આર્દ્રકુમાર.

વસંતપુર નગરમાં સામાયિક નામનો એક કણબી રહેતો હતો. તેને બન્ધુમતી નામે સ્ત્રી હતી. એક વખત સુસ્થિત નામના આચાર્યની પાસે સ્ત્રી સહિત તેણે દીક્ષા ગ્રહણ કરી. સામાયિક ગુરૂ સાથે ફરતો ફરતો એક શહેરમાં આવ્યો. તે અરસામાં સાધ્વી થએલી બન્ધુમતી પણ તે શહેરમાં આવી. બન્ધુમતીને જોઈ સામાયિકને પૂર્વ ક્રીડાઓ યાદ આવી. અને તેની સાથે કામની અભિલાષા જાગી. આ વાતની જાણ સાધ્વી થયેલ તેની સ્ત્રીને થતા પોતાને કારણે પોતાનો પતિ વ્રતભંગ કરશે એમ માની તેણે ખાવા પીવાનું છોડી પ્રાણ ત્યાગ કર્યો. સાધુએ પણ આ બનાવથી ખિન્ન થઈ આહાર પાણીનો ત્યાગ કરી પોતાનો પ્રાણ છોડયો.

બીજે જન્મે સાધ્વી વસંતપુરમા એક શેઠની પુત્રી તરીકે જન્મી. અને પેલો સાધુ આર્દ્રકપુરના રાજાનો પુત્ર આર્દ્રકુમાર થયો. એકવાર તે કુમારે પોતાના પિતાને પોતાના મંત્રીદ્વારા શ્રેણિક રાજાને અમૂલ્ય ભેટો મોકલતો જોયો, એટલે કુતુહલથી તેણે પણ તે રાજાના પુત્ર અભયકુમાર માટે કંઇક ભેટ મોકલી શ્રેણિક રાજાના પુત્ર અભયકુમારે ખુશ થઇ આર્દ્રકુમારની ભેટ બદલ આદીશ્વર ભગવાનની સુવર્ણપ્રતિમા મોકલાવી અને કહ્યું કે ' એકાંતમાં આ ભેટણું જોજો.' ભેટમાં પ્રતિમાના દર્શન થતાં આર્દ્રકુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેથી તે નગર છોડી દીક્ષા લેવા ચાલી નીકળ્યો.

દેવતાએ આકાશવાણીથી ' ભોગાવલીકર્મ બાકી છે. તમે દીક્ષા ગ્રહણ ન કરો' તેમ વારંવાર કહ્યા છતાં આર્દ્રકુમારે દીક્ષા ગ્રહણ કરી. ભવિતવ્યતાના યોગે એકદા તે વસંતપુરમાં શેઠના બગીચામા કાયોત્સર્ગધ્યાને રહ્યા. આ બગીચામાં શેઠની પુત્રી પોતાની સખીઓ સાથે બાળક્રીડા કરતાં વૃક્ષનું ઠુંઠું માની સાધુનો પગ પકડી ' આ મારો વર.' એમ બોલી ઉઠી કે તુર્ત નજીકમાં રહેલ દેવે સાડા બાર ક્રોડ સોનૈયાનો વરસાદ કર્યો. રાજા લોભથી તે દ્રવ્ય લેવા આવ્યો. દેવતાએ આ ધન શ્રેષ્ઠિ-પુત્રીનુ છે એમ કહી રાજાને રોકી શેઠને અપાવ્યું. મુનિ આર્દ્રકુમાર અનુકુલ ઉપસર્ગવાળું સ્થાન દેખી ત્યાથી વિહાર કરી ગયા. વખત જતાં બાલિકા ઉંમર લાયક થઇ ત્યારે પિતા તેના માટે વરની શોધ કરવા લાગ્યા. પુત્રીએ કહ્યું કે ' હું તો નાનપણથી તે મુનિને વરી ચૂકી છું. અને તેનું દ્રવ્ય દેવતા કનેથી આવેલુ તમારી પાસે પણ છે માટે બીજા વરનો વિચાર કરશો નહિ' પિતાએ પ્રત્યુત્તરમાં કહ્યુ ' ભલે તેમ રાખીએ પણ તે મુનિને તું કઈ રીતે ઓળખીશ.' પુત્રીએ જવાબ આપ્યો કે ' હું તેમના પગ અને તેમના પગની રેખા ઉપરથી બરાબર ઓળખી કાઢીશ,

અને તેમ છતાં નહિ મળે તો બ્રહ્મચારી જીવનથી સંતોષ માનીશ.' પિતાએ આખરે તે કાર્યની સિદ્ધિ માટે ભિક્ષાદાન આપવા માટે તેને રોકી.

બાર વર્ષ બાદ આર્દ્રકુમાર મુનિ એજ ઘરે ભિક્ષા લેવા આવી ચડ્યા. બાલિકાએ પગના ચિન્હથી તેમને ઓળખ્યા. મુનિ તો આહાર લઈ ચાલી નીકળ્યા પણ બાળા પરિવાર સાથે તેમની પાછળ ગઈ. આર્દ્રકુમારને દેવતાનાં વચન સાંભળ્યાં અને ચારિત્ર પરિણામથી તેઓ ભગ્ન થયા. શ્રેષ્ઠિપુત્રી સાથે લગ્ન કરી ગૃહવાસ સ્વીકાર્યો અને તેમને એક પુત્ર થયો. પુત્ર ચાર પાચ વર્ષનો થતાં તેમણે દીક્ષા લેવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. ચતુર સ્ત્રી રેંટીઓ કાંતવા માંડી. માતાને કાંતતી દેખી પુત્રે પુછયું કે 'આ શુ કરે છો?' માતાએ જવાબ આપ્યો કે 'તારા પિતા આપણને છોડી ચાલ્યા જાય છે. તું કમાઇ શકે તેમ નથી આથી કાંતી હું તારૂં અને મારૂં ભરણ પોષણ કરીશ.' બાળકે માતાના કાંતેલા સૂતરના દોર લઇ પિતાની આસપાસ વીંટયા અને બોલી ઉઠયો કે 'હવે શી રીતે જશો?' આર્દ્રકુમારે જોયું કે તેની આસપાસ બાળકે સૂતરના બાર આંટા કર્યા છે આથી બાર વર્ષ રહેવાનો નિશ્ચય કર્યો. બાર વર્ષ પુરાં થતાં ફરી દીક્ષા ગ્રહણ કરી મહાવીર ભગવંતની વાત સાભળી તેમની પાસે જવા ચાલી નીકળ્યા. રસ્તામાં ગોશાળક અને શાક્ય મુનિઓ મળ્યા, તેમની સાથે તેમણે વાદ કરી તેમને નિરૂત્તર કર્યા. વચ્ચે તાપસોને પ્રતિબોધ કરી સ્વશિષ્ય બનાવ્યા. માર્ગે જતાં શ્રેણિક રાજાના માણસોએ હાથીને પકડી આણ્યો હતો, તે આર્દ્રકુમારને જોતાં તુર્ત બંધન તોડી નાસી છુટયો. રાજાએ આર્દ્રકુમારને આનું કારણ પૂછયું, ત્યારે તેમણે જવાબ આપ્યો કે કાચા સુતરનાં તાંતણાએ બંધાએલ મને છુટો થએલો જોઇ હાથીએ પરાક્રમ કરી શૃંખલા તોડી નાંખી. કારણકે સ્નેહબંધન રૂપ કાચા તાંતણા તોડવા જેટલા કઠિન છે. તેટલી આ શૃંખલા તોડવી કઠિન નથી.

છેવટે આર્દ્રકુમાર ભગવાન પાસે આવ્યા તેમણે ભગવાન પાસે દીક્ષા લીધી. ભગવાને તેમને દીક્ષા આપી. તેમજ આર્દ્રકુમારપ્રતિબોધિત તાપસોને દીક્ષા આપી તેમના શિષ્ય સ્થાપ્યા. આ પછી આર્દ્રકુમારે છેવટે કલ્યાણ સાધ્યુ.

### અભયકુમારની દીક્ષા.

અભયકુમારને શ્રેણિક રોજ કહેતો કે 'હવે તું રાજ્ય સ્વીકાર.' અભયકુમારે કહ્યું 'બાપ છે શી ઉતાવળ છે?' એક વખત અભયકુમારે ભગવાનને પૂછયુ 'ભગવંત! છેલ્લો રાજર્ષિ કોણ?' ભગવાને જવાબ આપ્યો 'વીતભય નગરનો ઉદાયન રાજા.' આ જવાબ સાંભળી અભયકુમાર વિચારમગ્ન બન્યો. તે શ્રેણિક પાસે આવ્યો અને કહેવા લાગ્યો 'મારે રાજ્ય ન જોઇએ. કારણકે હવે રાજા થનારના નશીબમાં દીક્ષા લખાઈ નથી. હું રાજા બની ભવ હારી જવા માગતો નથી. હું તો ભગવાન પાસે જઈ દીક્ષા લઇશ.' અભયકુમારે રાજાની સંમતિ મેળવી ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરી અને મૃત્યુ પામી અનુત્તર વિમાને ગયો. ભગવાને ઓગણીસમું ચોમાસું રાજગૃહીમાંજ પસાર કર્યું.

**વીસમું વર્ષ.**

રાજગ્રહથી વિહાર કરી ભગવાન કૌશામ્બી જતાં વચ્ચે આલંભિકા પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યુ. બાર પર્ષદા મળી શ્રાવકોએ પુછયુ કે 'ઋષિભદ્ર પુત્ર' દેવોની સ્થિતિ તેત્રીસ સાગરોપમની કહે છે. તે બરાબર છે કે કેમ ?' ભગવાને કહ્યું 'ઋષિભદ્રની વાત સાચી છે ઋષિભદ્ર શુદ્ધ શ્રાવક છે અને તે શ્રાવક ધર્મ આરાધી સૌધર્મ દેવલોકમાં દેવ થશે. આલંભિયાથી ભગવાન કૌશાંબી પધાર્યા ભગવાને દેશના આપી. આ દેશનામાં ચંડપ્રદ્યોતની આઠે રાણીઓએ અને મૃગાવતીએ ચંદનબાળા પાસે દીક્ષા લીધી. ઉદાયન બાળકની સાર સંભાળ લેવાનુ કામ મૃગાવતીએ ચંડપ્રદ્યોતનેજ સોંપ્યુ.

આ પછી ભગવાન કૌશાંબીથી વિહાર કરી વૈશાલી પધાર્યા. અહિં વીશમું ચાતુર્માસ પૂર્ણ કર્યું.

**એકવીસમું વર્ષ.**

**ધન્ય, સુનક્ષત્ર, કુંડકોલિક શ્રાવક અને શ્રાવક સદ્દાલપુત્ર.**

વૈશાલીથી ભગવાન વિહાર કરી કાકન્દી પધાર્યા. આહં કાકન્દીમાં ભદ્રાના પુત્ર ધન્યને અને સુનક્ષત્રને દીક્ષા આપી આ ધન્યે અને સુનક્ષત્રે ઉગ્ર તપશ્ચર્યા કરી દુષ્કર તપ કરનાર તરીકે નામના મેળવી

કાકન્દીથી ભગવાન કાંપિલ્યનગરમાં પધાર્યા. અહિં કુંડકોલિકે નામના ગૃહસ્થે ભગવાન પાસે બાર વ્રત સ્વીકાર્યાં. આ કુંડકોલિક પાસે અઢારક્રોડ સોનૈયા અને છ ગોકુળ હતાં ત્યાંથી ભગવાન પોલાસપુર પધાર્યા. અહિં સદ્દાલપુત્ર નામનો કુંભાર હતો. તેની પાસે ત્રણ ક્રોડ સોનૈયા અને દશ ગોકુલ હતાં તેણે પણ ભગવાન પાસે બારવ્રત સ્વીકાર્યં. આ સદ્દાલપુત્ર પ્રથમ આજીવક મતનો પરમ ઉપાસક હતો પરન્તુ ભગવાનના પરિચયે તેણે આજીવક મત છોડી શ્રાવક વ્રતનો સ્વીકાર કર્યો હતો. ઉપાસકદશાંગસૂત્રમાં સદ્દાલપુત્ર સંબંધી ભગવાન મહાવીર સાથે અને ગોશાળા સાથે થયેલી ચર્ચા વિસ્તૃત રીતે આવે છે

પોલાસપુરથી ભગવાન વાણિજ્યગ્રામ પધાર્યા. અને ત્યાં એકવીસમું ચાતુર્માસ પૂર્ણ કર્યું.

**બાવીસમું વર્ષ.**

**શ્રાવક મહાશતક અને રોહ અણગાર વિગેરે.**

ચાતુર્માસ બાદ ભગવાન રાજગૃહીમાં પધાર્યા. અહિં મહાશતક ભગવાન પાસે આવ્યો અને તેણે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો મહાશતકની પાસે ચોવીશક્રોડ સોનૈયા અને આઠ ગોકુળ હતાં. તેને રેવતી વિગેરે તેર સ્ત્રીઓ હતી. મહાશતક વીશ વર્ષ શ્રાવકજીવન જીવી માસખમણની તપશ્ચર્યા કરી મૃત્યુ પામી દેવલોકે ગયો. ભગવાને બાવીસમુ ચાતુર્માસ રાજગૃહમાં પસાર કર્યું. આ ચાતુર્માસ દરમિયાન પાર્શ્વનાથ ભગવાનના સાધુઓ સાથે લોક, કાળ વિગેરે સંબંધી અનેક પ્રશ્નો થયા. જે વૃત્તાન્ત ભગવતી સૂત્રના પાંચમા શતકના

નવમા ઉદ્દેશામાં આવે છે. તેમજ રોહ નામક અણગારની સાથે પહેલાં જીવ અને પછી અજીવ, પહેલાં લોક અને પછી અલોક વિગેરે અનેક પ્રશ્નોની ચર્ચા આ ચાતુર્માસ દરમિયાન થઇ. આ રોહ અણગાર સાથેની ચર્ચાનો વિસ્તાર ભગવતી સૂત્રના પહેલા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં આવે છે.

**તેવીસમું વર્ષ.**

**પરિવ્રાજક સ્કંદક, નંદીની પિતા અને સાલહીપિતા વિગેરે.**

રાજગૃહીથી ભગવાન વિહાર કરી કયંગલા નગરીની બહાર છત્રપલાશ ચૈત્યમાં પધાર્યા. દિશે દિશાથી લોક ભગવાનને વંદન કરવા આવ્યા. અહિં સ્કંન્દક પરિવ્રાજક ભગવાન પાસે આવ્યો. તેણે જીવસિદ્ધિ સંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા. તેમજ મરણના ભેદો સંબંધી ભગવાન સાથે ચર્ચા કરી. * સ્કન્દક પ્રતિબોધ પામ્યો. તેણે ભગવાન પાસે દીક્ષા લીધી. બાર પ્રતિમાઓ વહન કરી અને ઉગ્રતપશ્ચર્યાઓ કરી દેવગતિ મેળવી.

કયંગલાથી ભગવાન શ્રાવસ્તી નગરીમાં પધાર્યા. અહિં **નંદીનીપિતા અને સાલહીપિતા** નામના બે ગૃહસ્થોએ ભગવાન પાસે બારવ્રત સ્વીકાર્યાં. આ બંને પાસે બારક્રોડ સોનૈયા અને ચાર ચાર ગોકુળ હતાં. ભગવાન શ્રાવસ્તીથી વિહાર કરી વાણિજ્યગ્રામ ગયા અને ત્યાં તેવીસમું ચાતુર્માસ કર્યું.

**ચોવીસમું વર્ષ.**

ચાતુર્માસ બાદ વાણિજ્યગ્રામથી ભગવાન બ્રાહ્મણકુંડગ્રામની બહાર બહુશાલ ચૈત્યમાં પધાર્યા. જમાલિનો ભગવાનથી જુદા પડયાનો પ્રસંગ બન્યો તે આ વર્ષમાં અને અહિં બન્યો હતો.

બ્રાહ્મણકુંડ ગ્રામથી ભગવાન વિહાર કરી કૌશાંબી પધાર્યા; અહિં આશ્ચર્યકારક ગણાતી ઘટના પૈકી સૂર્યચંદ્રનું મૂલ વિમાન સાથે ભગવાનની પાસે વંદન કરવાનું આવવું બન્યું.

કૌશાંબીથી ભગવાન તુંગિયા નગરીના ચૈત્યમાં પધાર્યા. અહિં પાર્શ્વનાથ ભગવાનના શિષ્યો સાથે થએલ ચર્ચાનો શ્રાવકોએ ભગવાન પાસેથી ખુલાસો મેળવ્યો. અને ધર્મમાં વધુ સ્થિર થયા; આ વર્ષમાં ભગવાનના શિષ્ય વેહાસ અને અભય વિગેરેએ રાજગૃહી નજીકના વિપુલપર્વત ઉપર અણસણ કરી દેવગતિ પ્રાપ્ત કરી. ભગવાને ચોવીશમું ચાતુર્માસ રાજગૃહીમાં વીતાવ્યું.

**પચીસમું વર્ષ.**

**શ્રેણિકનું મૃત્યુ અને પદ્મકુમાર વિગેરેની દીક્ષાઓ.**

અભયકુમારની દીક્ષા બાદ શ્રેણિકને ચેન ન પડયું. તેણે વિચાર્યું કે અભય પછી રાજ્યની ધૂરા વહન કરે તેવો કોઇ હોય તો એક કોણિક જ છે. તેણે રાજ્ય કોણિકને આપવાનો નિરધાર કર્યો અને હલ્લ વિહલ્લને સેચનક હાથી અને અઢારસેરનો હાર આપ્યો. કોણિક રાજ્ય માટે તલપાપડ બન્યો. તેણે કાળ વિગેરે દશ બંધુઓને એકઠા

* ભગવતી શતક ૨, ઉદ્દેશો ૧

કરી મંત્રીઓને ફોડી શ્રેણિક પોતાની ઇચ્છાએ રાજ્ય આપે તે પહેલાં તો તેણે તેને કેદમાં નાંખ્યો. અને રોજ સો સો ચાબુકથી ફટકારવા લાગ્યો. તે શ્રેણિકને પુરતું ખાવાનું પણ આપતો નહિ અને કોઇને તેની પાસે જવા દેતો નહિ. માત્ર ચેલ્લણા પતિ દર્શને જતી અને છૂપી રીતે અડદનો પિંડ શ્રેણિકને પહોંચાડતી

એક વખત કોણિક જમવા બેઠો હતો ખોળામાં પદ્માવતીની કુક્ષિથી થયેલ ઉદાયી રમતો હતો સામે માતા ચેલ્લણા દીનવદને બેઠી હતી પુત્રે મૂત્રની ધાર છોડી તે કોણિકના ભોજનમાં પડી કોણિકે મૂત્રથી ભિંજાએલુ ભોજન કાઢી નાખ્યુ અને બાકીનું ખાવા માંડ્યુ. ચેલ્લણા બોલી 'પુત્ર ! તારા બાપને પણ તારા ઉપર આટલોજ પ્રેમ હતો તું નાનો હતો ત્યારે તારી પાકેલી આંગળી મોમા રાખી તને શાન્ત કરતા' કોણિકને પોતાની ભૂલ સમજાઈ તે કુહાડો લઇ બાપના બંધન છેદવા દોડ્યો પણ શ્રેણિકે માન્યું કે 'આ મને મારી નાંખવા આવ્યો છે.' કોણિક પાસે આવે તે પહેલા તો શ્રેણિકે આપ ઘાત કરી મૃત્યુ આણ્યુ. કોણિકને શોકનો પાર ન રહ્યો તેને પિતાનો ઉપકાર અને પોતાનું નિર્ઘૃણપણું યાદ આવ્યુ. રાજગૃહ નગર તેને અકારૂ લાગ્યુ. પિતાનો ભક્ત કોણિક પિતાના મૃત્યુ બાદ તેમના અવશેષો દેખી રોવા લાગ્યો. રાજધાની ચંપામાં ખસેડી આ અરસામાં ભગવાન મહાવીર પણ વિહાર કરતા કરતા ચંપામાં પધાર્યા. રાજા કોણિકે ભગવાનનું સ્વાગત કર્યું. અહિ ભગવાન પાસે પદ્મ, મહાપદ્મ, ભદ્ર વિગેરે જે કોણિકના પુત્રો હતા તેમણે દીક્ષા લીધી. તેમજ જિનપાલિતે પણ ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરી. ચંપાથી ભગવાન કાકન્દી પધાર્યા. અહિં ક્ષેમક, ધૃતિધર વિગેરે અનેકે દીક્ષા લીધી ભગવાન કાકન્દીથી મિથિલા પધાર્યા અને અહિં પચીસમુ ચાતુર્માસ કર્યું.

વિગેરે દસે કુમારો મરાયા; આ યુદ્ધમાં રથમુશળ, મહાશિલા કંટક વિગેરે ભયંકર સાધનોનો ઉપયોગ થયો.

આખરે કોણિકે દેવસાધના કરી વજ્રકવચ અને લોહકવચ મેળવ્યું. આથી ચેટકનું અમોઘ બાણ તેના ઉપર અસર ન કરી શક્યું. ગણરાજાઓ નાઠા. અને ચેટક સૈન્ય સહિત નગરમાં પેઠો. કોણિકે વિશાળાને રૂંધી.

શ્રમણ ભગવાન મહાવીર વૈશાલીમાં યુદ્ધ ચાલતું હોવાથી ચંપા નગરીમાં પધાર્યા. અહિં શ્રેણિકની વિધવાઓ કાલી, સુકાલી વિગેરે દશ રાણીઓએ પોતાના પુત્ર કાલ, સુકાલ વિગેરે યુદ્ધમાં મરાએલા જાણી વૈરાગ્યથી ભગવાન પાસે દીક્ષા લીધી. ભગવાને તેમને દીક્ષા આપી આર્ય ચંદનબાળાને સોંપી. દીક્ષા લઇ તેમણે ઉગ્રતપ કર્યું અને નિરતિચાર ચારિત્ર પાળી મુકિત મેળવી

આ સમય દરમિયાન હલ્લવિહલ્લ સેચનક હાથી ઉપર બેસી રાત્રે કોણિકની છાવણીમાં આવી તેના લશ્કરને ખૂબ હેરાન કરતા. આથી કોણિકે સેચનકના આવવાના માર્ગમાં ખાઈ કરી અને તેમાં ખેરના અંગારા ભર્યા સેચનક હાથી ખાડા નજીક આવી અટકયો. હલ્લ વિહલ્લે તેને માર્યો. તેથી તેણે તેમને સુરક્ષિત જગ્યાએ ફેંકી ખાડામાં ગબડી પોતાનો પ્રાણ તજ્યો, હલ્લવિહલ્લને ખૂબ પસ્તાવો થયો. તેમને યુદ્ધમાં રસ રહ્યો નહિ તેથી તેમણે ભગવાન પાસે જઈ દીક્ષા લીધી. કોણિકે કુળવાલક મુનિને સાધી વૈશાલી નગરીમાં પ્રવેશ કર્યો. ચેટકને આ વાતની ખબર પડતાં તેણે અણસણ લીધું ધરણેન્દ્ર ચેટકને સાધર્મિક ગણી નીલવંત પર્વત ઉપર લઈ ગયો. અહિં ચાર શરણાં ગ્રહી ચેટક મૃત્યુ પામી દેવલોકે ગયો. કોણિકે વૈશાલી ભાંગી. આ યુદ્ધમાં છ લાખ માણસો મરાયા.

વૈશાલી ભાંગી કોણિક અભિમાની બન્યો. તેને ચક્રવર્તિ થવાના કોડ જાગ્યા. તેણે તે વખતનાં બધાં રાજ્યો જીત્યાં. આ અરસામાં ભગવાન ચંપામાં પધાર્યા. કોણિક સમવસરણમાં આવ્યો. દેશના બાદ ભગવાનને તેણે પૂછયું 'હે ભગવંત ! દીક્ષા નહિ લેનાર ચક્રવર્તિઓ મરી કઈ ગતિમાં જાય છે.' ભગવાને કહ્યું 'સાતમી નરકે.' કોણિકે કહ્યું 'ભગવન ! હું મરીને કઇ ગતિમાં ઉત્પન્ન થઈશ.' પ્રભુએ કહ્યું 'તું મૃત્યુ પામી છઠ્ઠી નરકે જઇશ.' કોણિકે કહ્યું 'સાતમી નરકે કેમ નહિ ?' પ્રભુએ જવાબ આપ્યો 'તું ચક્રવર્તિ નથી. ચક્રવર્તિને ચૌદ રત્ન હોય. તેર રત્નવાળો પણ ચક્રવર્તિ ન કહેવાય.' કોણિકે લોહના સાત એકેન્દ્રિય રત્ન કરાવ્યાં. પદ્મમાવતીને સ્ત્રી રત્ન માન્યું અને બીજાં છ રત્નો મનથી કલ્પ્યાં. આ પછી કોણિક ચૌદરત્નો લઇ તમિસ્રા ગુફાના દ્વારે આવ્યો. અને દંડ વડે ગુફાને ખખડાવવા લાગ્યો, ગુફાના અધિપતિ કૃતમાળ દેવે કહ્યું 'મરવાને આ કોણ તૈયાર થયુ છે.' કોણિક બોલ્યો 'હું અશોકચંદ્ર નામે તેરમો ચક્રી છું.' કૃતમાળ દેવને ક્રોધ ચઢયો. તેણે અસંબદ્ધ બોલનાર કોણિકને બાળી ભસ્મ કર્યો. કોણિક મૃત્યુ પામી છઠ્ઠી નરકે ગયો. કોણિક પછી ચંપાનું રાજ્ય તેના પુત્ર ઉદાયીએ સંભાળ્યું. તે ધર્મનિષ્ઠ

હતો. ચતુષ્પર્વીએ પૌષધ કરતો અને ભગવાન મહાવીરની દેશના સાંભળવા તલસતો હતો. અનુક્રમે ભગવાન મિથિલા પધાર્યા અને છવ્વીસમું ચાતુર્માસ તેમણે મિથિલામાં પસાર કર્યું.

## સત્યાવીસમું વર્ષ.
## ગોશાળકનો ઉપસર્ગ.

મિથિલામાં ચાતુર્માસ પૂર્ણ કરી વૈશાલી નજીક થઇ ભગવાન શ્રાવસ્તીની બહાર કોષ્ટકચૈત્યમાં પધાર્યા. આ અરસામાં ગોશાળક હાલાહલા કુંભારણની ભાંડશાળામા રહ્યો હતો.

આપણે આગળ જોઇ ગયા કે ભગવાન મહાવીરની દીક્ષા લીધા બાદ બે વર્ષ પછી ગોશાળો ભગવાન પાસે આવ્યો હતો. અને લગભગ ભગવાનની સાથે છ વર્ષ રહ્યો હતો. આ છ વર્ષના ગાળામાં તેણે ચપળતાથી અને કાંઇક કુતુહલવૃત્તિથી ભગવાનને ઉપસર્ગો સહન કરાવ્યા હતા. આમ છતાં એટલુ તો ચોક્કસ હતું કે તેનો ભક્તિભાવ ભગવાન મહાવીર પ્રત્યે અટલ હતો. તે બીજા તાપસો, શ્રમણો અને નિર્ગ્રન્થોને મહાવીરની કક્ષામાં તુચ્છ માનતો અને તેઓને કહેતો કે ‘ મારા ધર્માચાર્ય ક્યાં અને તમે ક્યાં ? ’ પણ આજે એ વાતને અઢાર વર્ષ વીતી ગયાં હતાં. ગોશાળે તેજોલેશ્યા પ્રાપ્ત કરી હતી. નિમિત્તશાસ્ત્રનો તેણે સારો અભ્યાસ કર્યો હતો. લોકોને સારી ભવિષ્યવાણી કહેતો હતો. અને પોતાની જાતને આજીવકમતના તીર્થંકર તરીકે પ્રચારતો હતો. તેણે સારો એવો ભક્ત વર્ગ પણ જમા કર્યો હતો. ગૌતમસ્વામિ ગૌચરીએ નીકળ્યા તેમણે માર્ગમાં ચોરે અને ચૌટે એકજ વાત સાંભળી ‘ આજે શ્રાવસ્તીમાં બે તીર્થંકર એકત્ર થયા છે. એક શ્રમણ ભગવાન મહાવીર અને બીજો મંખલિપુત્ર શ્રમણ ગોશાળક.’ ગૌતમસ્વામિએ આવી ભગવાનને પૂછ્યું ‘ હે ભગવંત ! ગોશાળક સર્વજ્ઞ છે ? ’ ભગવાને કહ્યું ‘ ગૌતમ ! ગોશાળક નથી તીર્થંકર કે નથી સર્વજ્ઞ. તે સરવણ ગ્રામમાં બહુલ બ્રાહ્મણની ગોશાળામાં જન્મેલ હોવાથી ગોશાળક અને મંખલિનો પુત્ર હોવાથી મંખલિ પુત્ર કહેવાય છે. તે આજથી ચોવીશ વર્ષ પહેલાં મારો શિષ્ય થઇ રહ્યો હતો. છ વર્ષ સાથે રહી જુદો પડયો અને ત્યાર પછી પોતાને તીર્થંકર કહી સંબોધે છે. ’ આ વાત કર્ણોપકર્ણ ગોશાળાના કાને પહોંચી. તે સાંભળતાંજ તુર્ત ક્રોધિત બન્યો. અને તેણે ભગવાન મહાવીર પાસે જવાનો વિચાર કર્યો. આ અરસામાં આનંદમુનિ ગોશાળો જ્યાં ઉતર્યો હતો તે હાલાહલા કુંભારણના ઘર પાસેથી છઠ્ઠના તપના પારણાની ભિક્ષા માટે નીકળ્યા. ગોશાળે તેમને બોલાવ્યા. અને કહ્યું ‘ આનન્દ ! તારા ધર્માચાર્યે ઉત્તમ અવસ્થા પ્રાપ્ત કરી છે અને દેવ મનુષ્યોથી પૂજાય છે. પણ “ ગોશાળો મંખલિ પુત્ર છે. સર્વજ્ઞ નથી.’ એવું કહી મારી ઇર્ષ્યા કરે છે તો તેને હું પરિવાર સહિત બાળી ભસ્મિભૂત કરીશ. તારા ધર્માચાર્યને આટલી આટલી ઋદ્ધિ અને સંપત્તિ મળ્યા છતાં હજી સંતોષ થયો નથી. આનન્દ ! આ સંબંધી એક વાત સાંભળ. “ પહેલાં એક નગરમાં પાંચ વણિક્ રહેતા હતા. તે કમાવા

ગાડા ભરી નીકળ્યા માર્ગે જતાં અરણ્યમાં પેઠા. ત્યાં તેમને ખૂબ તરસ લાગી. ભમતાં ભમતાં પાંચ શિખરવાળો એક રાફડો જોયો. તેઓએ પહેલું શિખર ફોડયું તો તેમાંથી પાણી નીકળ્યુ તેમણે પાણી પી તૃષા મટાવી. તેમણે કુતુહલથી બીજું શિખર ફોડયું, તો તેમાથી તાણુ નીકળ્યુ. ત્રીજુ ખોદતા રૂપુ, અને ચોથું ખોદતાં સોનું નીકળ્યુ. પાચમું ખોદવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે તેમાના એક વૃદ્ધે લોભ નહિં કરવાનુ જણાવી ખોદવાની ના પાડી. પણ તે માન્યા નહિ. તેમણે પાંચમુ ખોદ્યું કે તુર્ત તેમાથી દૃષ્ટિવિષ સર્પ નીકળ્યો. અને તે સર્પે દૃષ્ટિ ફેંકી ચારે જણાને બાળી મુકયા. પાંચમો નિર્લોભી હોવાથી રાફડાના અધિષ્ઠાયક દેવે તેને બચાવ્યો.' આનન્દ! જેમ આ ચાર વણિક પુત્રો લોભમાં ને લોભમાં આગળ વધી તાણુ, રૂપું, સોનુ ગુમાવી ભસ્મિભૂત થયા. તેમ તારા ધર્માચાર્ય મહાવીર મારી સાથે ઇર્ષ્યા અને સરસાઈ કરવાથી લોકોની પૂજા, પ્રતિષ્ઠા અને કીર્તિ ગુમાવી ભસ્મિભૂત થશે. આનંદ! તું તારા ધર્મગુરૂ પાસે જા તેને સાવધાન કર અને કહે કે 'ગોશાળક તમારી ખબર લેવા આવે છે' હુ તને પેલા વૃદ્ધની પેઠે બચાવી લઇશ."

આ સાંભળી ભયભ્રાંત આનન્દ ભગવાન પાસે આવ્યા. અને કહેવા લાગ્યા 'ભગવંત! શુ ગોશાળક આપને ભસ્મિભૂત કરશે?' ભગવાને કહ્યું 'આનન્દ! તે પોતાના તપ તેજથી ગમે તેને ભસ્મિભૂત કરી શકે તેમ છે પણ તીર્થંકરને તે ભસ્મિભૂત કરી શકતો નથી. તું જા અને બીજા સાધુઓને ખબર આપ કે 'તેની સાથે ચર્ચા કે માથાકૂટમાં કોઈ ન ઉતરે' એટલામાં ગોશાળો પોતાના શિષ્યો સહિત આવ્યો. અને મહાવીરને કહેવા લાગ્યો 'કાશ્યપ! તમે મને આ ગોશાળો મંખલિપુત્ર છે. મારો શિષ્ય હતો. વિગેરે કહો છો તે તદ્દન મિથ્યા છે. તમારો શિષ્ય ગોશાળો તો મૃત્યુ પામી કયારનો દેવલોકે ગયો છે મારૂ નામ ઉદાયીકુણ્ડિયાયન છે આ મહારો સાતમો શરીર પ્રવેશ છે. પ્રથમ કૌણ્ડિયાયન ઉદાયી પછી મંડિકુક્ષિ ચૈત્ય વિષે ઐણેયક ૧, મલ્લરામ ૨, મંડિક ૩, રોહક ૪, ભારદ્વાજ ૫, અર્જુન ૬, અને અઢાર વર્ષથી મેં ગોશાળકનુ શરીર તપ તેજ સહિષ્ણુ માની તેમાં વાસ કર્યો છે હું ગોશાળક નથી પણ ગોશાળક શરીરધારી ઉદાયી કૌણ્ડિયાયન છુ ઐણેયકના શરીરમાં બાવીસ વર્ષ, મલ્લરામના શરીરમાં એકવીશ વર્ષ, મંડિકના શરીરમા વીશ વર્ષ, રોહકના શરીરમાં ઓગણીશ વર્ષ, ભારદ્વાજના શરીરમાં અઢાર વર્ષ, અર્જુનના શરીરમા સત્તર વર્ષ પસાર કરી છેલ્લા સોળ વર્ષથી ગોશાળાના શરીરમાં મારો વસવાટ છે. કાશ્યપ! તમે બરાબર ધ્યાન રાખો કે હું ગોશાળક નથી પણ ઉદાયન કૌણ્ડિયાયન છુ.' ભગવાને કહ્યુ 'ગોશાળક! કોઈ ચોર ઉન, સણ, રૂ કે ઘાસથી પોતાના શરીરને સૈનિકથી પકડાવાના ભયે ગમે તેવું ઢાંકે તો પણ તે પોતાને પૂર્ણપણે છૂપાવી શકતો નથી.' ગોશાળકે ક્રોધ કરી કહ્યું 'કાશ્યપ! તારો વિનાશકાળ નજીક છે' એટલામા ભગવાનનો તિરસ્કાર નહિ સહી શકવાથી સર્વાનુભૂતિ વચ્ચે બોલ્યા 'ગોશાળક! ભગવાન મહાવીર તારા ધર્મગુરૂ છે. તેમનો તિરસ્કાર કરવો તે તારે વ્યાજબી નથી.' ગોશાળે ક્રોધિત થઇ હિતશિક્ષા આપનાર સર્વાનુભૂતિને તેજોલેશ્યા મુકી તેજ વખતે

બાળી મુકયા. આ પછી અયોધ્યાવાસી સુનક્ષત્ર મુનિ બોલ્યા તેને પણ ગોશાળે ભસ્મિભૂત કર્યા બન્ને મુનિ મૃત્યુ પામી અચ્યૂત કલ્પમાં દેવપણે ઉત્પન્ન થયા.

બન્નેને બાળ્યા છતાં ભગવાને ગોશાળાને કહ્યું 'ગોશાળક ! હુ કહુછું તે સત્ય છે તું નાહક ક્રોધ કરે છે.' ગોશાળે ભગવાન ઉપર તેજોલેશ્યા મૂકી પણ તે તેમની આસપાસ ફરી ઉપર જઇ ગોશાળાના શરીરમા પેઠી. ગોશાળો તેથી સળગી ઉઠયો. છતાં ધીઠો થઇ બોલ્યો 'કાશ્યપ ! અત્યારે ભલે તું ન સળગે પણ છ મહિને જરૂર તું છદ્મસ્થપણામાંજ મૃત્યુ પામીશ.' ભગવાને કહ્યુ 'ગોશાળક ! હુ તો હજી બીજાં સોળ વર્ષ કેવળીપણે વિહાર કરીશ પણ તું આજથી સાતમે દિવસે તેજોલેશ્યાથી પીડિત થઇ મૃત્યુ પામીશ' આ પછી ગોશાળો પોતાના સ્થાને ગયો.

ભગવાન મહાવીર અને ગોશાળકનો આ પ્રસંગ શ્રાવસ્તીમા ઘેર ઘેર ચર્ચાયો. લોકો કહેવા લાગ્યા કે 'બે તીર્થંકરોમા ઝઘડો થયો. એક કહે છે તું પહેલો મરીશ. અને બીજો કહે છે કે તું. પણ દિવસ સાતમા સાચી વાતની ખબર પડશે' થોડીવારે ગોશાળાના ચેનચાળા બદલાયા. તેની સ્થિતિ દયાપાત્ર બનવા લાગી. તેણે ઘણા ઠંડકના ઉપચાર કર્યા પણ તેનો દાહ ન સમ્યો તે બોલતો તેમા પૂર્વાપર સબધ ન્હોતો, ચાલતો ત્યારે લથડીયાં ખાતો, દાહ સહન ન થતો ત્યારે નાચતો અને કુદતો છતાં આનો બચાવ કરવા (૧) ચરમપાન (૨) ચરમગાન (૩) ચરમનૃત્ય છેલ્લા તીર્થંકરમા થાય તેમ તેણે તેના ભક્તવર્ગમાં કહી તેઓની ભક્તિ ટકાવી.

ગોશાળાની આવી ઉન્મત્તદશામાં આજીવકમતના શ્રાવક અયંગલ ગાથાપતિએ પૂછ્યુ કે 'તૃણગોપાલિકાનુ સંસ્થાન કેવું હોય ?' મત્ત ગોશાળે ઘેન ચકચૂર સ્થિતિમાં કહ્યું કે 'વાંસના મૂળ જેવુ તેનું સંસ્થાન હોય.'

ભગવાન મહાવીર પાસેથી આવ્યા બાદ ગોશાળાના શરીરમાં ધરખમ ફેરફાર પડયો. તેને લાગ્યું કે 'હવે હું નહિ જીવું. તેની નજર આગળ તેનુ આખું જીવન તરવરવા લાગ્યુ. મહાવીર મારા ઉપકારી. તેમની સાથે છ વર્ષ રહ્યો. મરણાંત કષ્ટમાથી તેમણે મને છોડાવ્યો. તેમણે તેજોલેશ્યા આપી. અને મેં કૃતઘ્નીએ તે તેજોલશ્યા એમના ઉપર મુકી મેં મારી જાતને છૂપાવી. હું ભસ્મિભૂત ન બનું તો બીજું શું બને ?' 'શિષ્યો ! સાંભળો હુ તીર્થંકર નથી. હું સર્વજ્ઞ નથી. હું ગુરૂદ્રોહી છુ. ભગવાનને ઉપદ્રવ આપનાર અને ઠેઠ સુધી પજવનાર કૃતઘ્ની ગોશાળો છું. તમે મારા મૃત્યુ બાદ મારા ઉપર થુંકજો અને મારી નનામી ચૌટામાં લઈ ઉંચે સ્વરે પોકારી કહેજો કે 'મંખલિપુત્ર ગોશાળો મરી ગયો છે તે નહોતો સર્વજ્ઞ કે નહોતો તીર્થંકર તે ગુરૂઘાતક, શ્રમણઘાતક, દંભી, પાખંડી અને લોકોને ભમાવનાર ગોશાળક હતો.' આટલું મારૂ કહ્યું પાળજો અને અમે પાળીશું એમ મારી સાથે વચનથી બંધાઓ." શિષ્યોએ હા પાડી ગોશાળે દેહ છોડયો. અંતના મારા અધ્યવસાયને લઇ ગોશાળો મૃત્યુ પામી અચ્યૂત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

ગોશાળાના મૃત્યુબાદ શિષ્યવર્ગ મુંઝાયો. એક બાજુ ગુરૂની સાથે વચનથી બંધાએલ હતા. બીજી બાજુ ગુરૂના કહ્યા પ્રમાણે કરવાથી પોતાની અને આજીવક મતની અપભ્રાજના હતી. તેમણે ઉપાય શોધી કાઢયો. ગોશાળાના મૃત્યુસ્થળવાળી કુંભારણની શાળાને શ્રાવસ્તી કલ્પી. તેમાં શેરીઓ અને બજારો કલ્પ્યા. ગુરૂના કહ્યા મુજબની ઉદ્દઘોષણા બંધ બારણે કરી અને ત્યાર પછી ગોશાળાનું શબ ઉપાસકોને આપ્યું. તેમણે ઋદ્ધિ સિદ્ધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો અને ઉચ્ચાર્યું કે 'અમારો અંતિમ તીર્થંકર ગોશાળક નિર્વાણ પામ્યો છે.'

ગોશાળાના મૃત્યુ બાદ ભગવાન શ્રાવસ્તીથી વિહાર કરી મેંઢિયગ્રામની બહાર સાલિકોષ્ઠક ચૈત્યમાં પધાર્યા.

ગોશાળે મુકેલ તેજોલેશ્યાની અસર તત્કાળ તો ન થઈ. પણ પછીથી ભગવાનને રક્તઅતિસાર અને પિત્તજ્વર થવાથી તેમનુ શરીર કૃશ થયું. લોકોમાં એવો પ્રવાદ શરૂ થયો કે 'ગોશાળો સાત દિવસે મૃત્યુ પામ્યો અને શ્રમણ ભગવાનને છ મહિના થતાં કોણ જાણે શું એ થશે ? જુઓને તેમનુ શરીર દિવસે દિવસે કૃશ થાય છે. ગોશાળાની વાણી સત્ય પડશે કે શું ?' આ લોક પ્રવાદ તપશ્ચર્યા કરનાર સિંહ અણગારને કાને પડયો. તે આ વાણી સાંભળી રડી પડયા. અને ભગવાન પાસે આવ્યા. ભગવાનને કહેવા લાગ્યા 'ભગવાન ! આનો શુ કોઇ પ્રતિકાર નહિ હોય ?' ભગવાને કહ્યું 'તું રેવતી શ્રાવિકાને ત્યાં જા. અને તેને ત્યાં મારા માટે પકાવેલ કહોળાપાક નહિ લાવતાં બીજોરા પાક લઇ આવ.' સિંહ અણગાર રેવતી શ્રાવિકાને ત્યાં ગયા અને બીજોરા પાક લઇ આવ્યા. આ બીજોરા પાકઔષધ આહારમિશ્રિત આરોગવાથી ભગવાનનો રોગ ગયો. સિંહ અણગાર, શ્રમણસંઘ અને સૌ સ્વસ્થ ચિત્તવાળા થયા.

આ પછી મેંઢિયગામથી વિહાર કરી ભગવાન મિથિલા પધાર્યા અને સત્તાવીસમું ચોમાસું ત્યાં પૂર્ણ કર્યું.

**અઠયાવીસમું વર્ષ.**
**કેશીગૌતમસંવાદ, શિવરાજર્ષિ વિગેરે.**

મિથિલામાં ચાતુર્માસ કર્યાબાદ ભગવાન પશ્ચિમ તરફના દેશોમાં વિચરતા વિચરતા શ્રાવસ્તી પધાર્યા. અહિં કેશી અને ગૌતમ ગણધરની ચાર મહાવ્રત અને પાંચ મહાવ્રત, સચેલક અને અચેલક સંબંધી ચર્ચા થઇ. જે સંવાદ ઉત્તરાધ્યયનસૂત્રના તેવીસમા અધ્યયનમાં આપવામાં આવેલ છે. શ્રાવસ્તી પછી ભગવાન અહિછત્રા અને ત્યારપછી હસ્તિનાપુરના સહસ્રામ્રવનમાં પધાર્યા. હસ્તિનાપુર નગરમાં શિવરાજા અને ધારિણી નામે રાણી હતાં. તેમને શિવભદ્ર નામે પુત્ર હતો. શિવરાજાએ પુત્રને રાજ્ય સોંપી તાપસ દીક્ષા લીધી. તાપસપણામાં ઉગ્ર તપશ્ચર્યા કરવાથી સાત દ્વીપ સમુદ્રનું અવધિજ્ઞાન થયુ. અને તેથી શિવરાજર્ષિ સાત દ્વીપ સમુદ્ર છે તેમ કહેવા લાગ્યા. ભગવાન હસ્તિનાપુર પધાર્યા. ત્યારે શિવરાજર્ષિ

ભગવાન પાસે આવ્યા. ભગવાને અસંખ્યદ્વીપસમુદ્રની વાત સમજાવી. શિવરાજર્ષિએ ભગવાન પાસે દીક્ષા લીધી. ઉગ્ર તપશ્ચર્યા કરી અંતે શિવગતિ મેળવી.

આ ઉપરાંત અહિં પોટ્ટિલ નામના ધનિક પુત્રે બત્રીસ સ્ત્રીઓનો ત્યાગ કરી ભગવાન પાસે દીક્ષા લીધી. અને ઉગ્ર તપશ્ચર્યા કરી અનુત્તર દેવલોકને મેળવ્યુ. આ પછી વૈશાલીનુ યુદ્ધ સમાપ્ત થએલું હોવાથી ભગવાન વાણિજ્યગ્રામ પધાર્યા અને અઠયાવીશમું ચાતુર્માસ ત્યાં પૂર્ણ કર્યું.

## ઓગણત્રીસમું વર્ષ.

વાણિજ્ય ગ્રામના ચાતુર્માસ બાદ ભગવાન રાજગૃહ પધાર્યા. અહિં આજીવક મતવાળાઓ સાથે અનેક ચર્ચાઓ થઇ. અને આ વર્ષમાં રાજગૃહની પાસે આવેલ વિપુલ પર્વત ઉપર અનેક શિષ્યોએ અણસણ કર્યું. ભગવાને ઓગણત્રીશમું ચાતુર્માસ રાજગૃહમાં કર્યું.

## ત્રીસમું વર્ષ.

### શાલ–મહાશાલ, દશાર્ણભદ્ર અને સોમિલ વિગેરે.

રાજગૃહ પછી વિહાર કરતા કરતા ભગવાન પૃષ્ઠચંપામાં પધાર્યા. અહિંનો રાજા શાલ હતો અને યુવરાજ તેનો નાનો ભાઇ મહાશાલ હતો. બન્નેએ ભગવાનની દેશના સાંભળી અને વૈરાગ્ય પામ્યા. શાલે મહાશાલને કહ્યું 'તું રાજ્ય સ્વીકાર. હું દીક્ષા લઉં.' મહાશાલે કહ્યું 'મારે રાજ્ય નથી જોઈતું.' બન્નેએ પોતાના ભાણેજ ગાંગલીને રાજ્ય સોંપી ભગવાન પાસે દીક્ષા લીધી.

આ પછીથી ભગવાન દશાર્ણદેશમાં પધાર્યા. આ દેશનો રાજા દશાર્ણભદ્ર હતો. તેણે ભગવાનનું આગમન સાંભળી પોતાની સર્વ ઋદ્ધિ સિદ્ધિથી સામૈયું કર્યું અને મનમાં મલકાવા લાગ્યો કે 'આવી ઋદ્ધિ સિદ્ધિ પૂર્વક પ્રથમ કોઈએ ભગવાનનું સ્વાગત કર્યું હશે ખરૂં?' ઇન્દ્રને દશાર્ણભદ્રનો ગર્વ ઉતારવાનુ મન થયુ. તે દેવઋદ્ધિ વિકુર્વી ભગવાન પાસે આવ્યો. દશાર્ણભદ્રનો ગર્વ ઉતરી ગયો. તેને પોતાની સંપત્તિ તુચ્છ જણાવા લાગી. તેણે રાજ્ય છોડી ભગવાન પાસે દીક્ષા લીધી. ઇન્દ્રે ભગવાનને વાંદી દશાર્ણભદ્રને વાંદ્યા. અને બોલ્યો 'મહાત્મા! તમારી અને મારી સરસાઈ ન હોય તમે તો સાધુપણુ સ્વીકારી દેવદેવેન્દ્ર વંદ્ય બન્યા છો.'

આ પછી ભગવાન વાણિજ્ય ગ્રામમાં પધાર્યા. અને ત્યાં પોતાને વિદ્વાન માનતો સોમિલ બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો. તેણે ભગવાનને 'सरिसवया' ભક્ષ્ય કે અભક્ષ્ય છે?' વિગેરે પ્રશ્નો પુછયા. ભગવાને તેનો યોગ્ય ઉત્તર આપી પ્રસન્ન કર્યો. તેણે ભગવાન પાસે શ્રાવકપણુ ગ્રહણ કર્યું. (આ અધિકાર જ્ઞાતા અને ભગવતીમાં આવે છે.) ત્રીસમું ચાતુર્માસ ભગવાને વાણિજ્ય ગ્રામમાં પસાર કર્યું.

**એકત્રીસમું વર્ષ.**

**અંબડ પરિવ્રાજક અને સુલસા શ્રાવિકા.**

વાણિજ્યગ્રામના ચાતુર્માસ બાદ સાકેત, શ્રાવસ્તી આદિ નગરોમાં ઉપદેશ આપી ભગવાન કાંપિલ્યનગરની બહાર સહસ્રામ્રવનમાં પધાર્યા.

કાંપિલ્યપુરમાં સાતસો શિષ્યોના પરિવારવાળો **અંબડપરિવ્રાજક** રહેતો હતો. આ પરિવ્રાજક જૈનધર્મનો ઉપાસક હતો. છતાં તેનો વેષ પરિવ્રાજકનો હતો અને કેટલોક આચાર પણ પરિવ્રાજકનો પાળતો હતો. ભગવાન કાંપિલ્યપુરમાં પધાર્યા ત્યારે અંબડ ભગવાનને વાંદી સ્તુતિ કરી દેશના સાંભળવા બેઠો. ભગવાનની દેશના પૂર્ણ થયા બાદ અંબડ આકાશમાર્ગે ઉડી રાજગૃહી જવા તૈયાર થયો ત્યારે ભગવાને કહ્યું "રાજગૃહીમાં સુલસા શ્રાવિકાને અમારા 'ધર્મલાભ' કહેજો."

અંબડ રાજગૃહી પહોંચ્યો. તેને સુલસાની પરીક્ષા કરવાનું મન થયુ. અંબડે તાપસવેષે તેને ત્યાં ભિક્ષા માગી. સુલસાએ ભિક્ષા ન આપી. આ પછી અંબડે રાજગૃહીની બહાર બ્રહ્માનુ રૂપ વિકુર્વ્યું. સમગ્ર લોક બ્રહ્મા આવ્યા છે એમ કહી દર્શને ઉલટયુ. સુલસા ન જ આવી.

બીજે દિવસે શંખ, ચક્ર, ગદા અને ખડ્ગને ધારણ કરનાર સાક્ષાત્ વિષ્ણુનું રૂપ વિકુર્વ્યું. સૌ કોઇ 'રાધેશ્યામ' કરતા ત્યાં દોડી આવ્યા. પણ સુલસા ન જ આવી. ત્રીજે દીવસે પશ્ચિમ દરવાજે વૃષભવાહન શંકરનું રૂપ વિકુર્વ્યું. શંકરભક્તો અને જનતા દર્શનાર્થે ઉલટી. સુલસા અહિં પણ ન આવી.

ચોથે દિવસે લોકોએ આવી સુલસાને કહ્યું 'ઉત્તર દરવાજે 'વિશ્વસ્વામિ' નામના પચીસમા જિનેશ્વર પધાર્યા છે. દેવોએ સમવસરણ રચ્યુ છે. બારે પર્ષદા એકઠી થઇ છે.' સુલસાએ લોકોને કહ્યું 'પચીસમા તીર્થંકર સંભવેજ નહિ કોઇ પાખંડીએ પાખંડ આરંભ્યું લાગે છે.' અંબડ સુલસાનુ નિશ્ચળપણુ દેખી ચકિત બન્યો. તે સુલસાને ઘેર આવ્યો અને કહેવા લાગ્યો 'સુલસા! તું ભાગ્યશાળી અને ધન્ય છે. મહાવીર જેવા પરમતારક ભગવાને મારી દ્વારા તને ધર્મલાભ કહેવરાવ્યા. મને તારી શ્રદ્ધાની પરીક્ષા કરવાનું મન થયું. મેં બ્રહ્મા, વિષ્ણુ અને તીર્થંકરના રૂપ વિકુર્વ્યાં પણ તું અડગ રહી.' અંબડ સુલસા મહાસતીને નમ્યો. અને તેની ક્ષમા માગી વિદાય થયો.

આ પછી ભગવાન ફરતા ફરતા વૈશાલી આવ્યા અને ત્યાં એકત્રીસમું ચાતુર્માસ કર્યું.

**બત્રીસમું વર્ષ.**

**ગાંગેયમુનિ.**

વૈશાલીના ચાતુર્માસ બાદ વિહાર કરતા ભગવાન વાણિજ્યગ્રામના દૂતીપલાસ ચૈત્યમાં પધાર્યા. અહિં પાર્શ્વનાથ સંતાનીય **ગાંગેયમુનિએ** ભગવાનને નરક વિગેરેના અનેક પ્રશ્નો

પૂછ્યા. ભગવાને યુક્તિયુક્ત ઉત્તરો આપ્યા. ગાંગેયે ભગવાનનું શરણું ગ્રહ્યું. અને અંતે મુક્તિપદ મેળવ્યું. આ પછી ભગવાન વૈશાલી પધાર્યા. અને બત્રીસમું ચાતુર્માસ ત્યાં કર્યું.

### તેત્રીસમું વર્ષ.

### મંડુક સાથે ચર્ચા અને ગાંગલી રાજાને પ્રતિબોધ.

એક વખત ભગવાન ચંપામાં પધાર્યા. ભગવાનની આજ્ઞા લઇ ગૌતમસ્વામિ શાલ મહાશાલ સાધુને સાથે લઇ પૃષ્ઠચંપાએ ગયા. અહિં ગાંગલી રાજાને પ્રતિબોધ કરી માતપિતા સહિત દીક્ષા આપી. દીક્ષા બાદ ભગવાન પાસે આવતાં શાલ-મહાશાલ ગાંગલી અને તેના માતપિતાને કેવળજ્ઞાન થયું. ભગવાનને પ્રદક્ષિણા દઇ ગૌતમસ્વામિએ પ્રણામ કર્યા. પણ પેલા પાંચ કેવલી પર્ષદામાં ગયા. ગૌતમસ્વામિએ કહ્યું 'પ્રભુને વંદન કરો.' પ્રભુ બોલ્યા 'ગૌતમ ! તેમને કેવળજ્ઞાન થયુ છે. કેવલીની આશાતના ન કરો.' આ વર્ષમાં ભગવાને મંડુકની સાથે પંચાસ્તિકાય સંબંધી ચર્ચા કરી તેનું સમાધાન કર્યું અને તેત્રીસમું ચાતુર્માસ રાજગૃહમાં કર્યું.

### ચોત્રીસમું વર્ષ.

### પંદરસો તાપસોનો પ્રતિબોધ અને કાળોદાયી વિગેરે.

ગૌતમસ્વામિ એક વખત ખેદપૂર્વક વિચારવા લાગ્યા કે મારી પછી દીક્ષા લેનારા કેટલાએ કેવળજ્ઞાન પામ્યા અને હું છદ્મસ્થ રહ્યો. એવામાં ભગવાનની દેશનામાં તેમણે સાંભળ્યું કે 'જે અષ્ટાપદ પર્વત ઉપર લબ્ધિવડે જઇ જીનેશ્વરને નમી એક રાત્રિ ત્યાં રહે તે તે ભવે મુક્તિએ જાય.' આથી ગૌતમસ્વામિ ભગવાનની અનુમતિ મેળવી અષ્ટાપદ સમીપે આવ્યા. અહિં અષ્ટાપદની પહેલી મેખલામાં ૫૦૦ તાપસો ચતુર્થભક્ત તપ કરતા, બીજી મેખલામાં ૫૦૦ તાપસો છઠ્ઠ તપ કરતા, અને ત્રીજી મેખલામાં ૫૦૦ તાપસો અઠ્ઠમનો તપ કરતા જોયા. ગૌતમસ્વામિ તપશક્તિથી અષ્ટાપદ ઉપર ચઢ્યા. જીનેશ્વર ભગવંતને વાંદ્યા અને વંદન બાદ અશોકવૃક્ષનીચે બેસી દેશનાના પ્રસંગમાં તેમણે પુંડરિક કુંડરિકનો પ્રસંગ કહ્યો 'પુંડરિક નગરીમાં પુંડરિક અને કંડરીક નામે બે ભાઇઓ રાજા અને યુવરાજ હતા. પુંડરિકે મુનિની દેશના સાંભળી કંડરિક પાસે દીક્ષાની અનુમતિ માગી. કંડરિકે પોતે દીક્ષા લેવાની ઇચ્છા કરી. આથી કંડરિક સાધુ થયો. અને પુંડરિક ભાવયતિ થઇ રાજપણે રહ્યો. સમય જતાં કંડરિકના અધ્યવસાય ઢીલા પડ્યા. તે પોતાના નગરે આવ્યો. પુંડરીકે કંડરીકનો વેશ લઇ પોતે ગ્રહણ કર્યો અને કંડરિકને પોતાનું રાજ્ય સોંપ્યું. દીક્ષા છોડી આવેલ હોવાથી કંડરિકનો જોઇએ તેવો મંત્રીઓ ઉપર પ્રભાવ ન પડ્યો. સમય જતાં કંડરિકને વ્યાધિ થયો. અને મૃત્યુ પામી નરકે ગયો. પુંડરિક સારી રીતે સાધુપણું પાળી અનુત્તર વિમાને ગયો.

પાછા વળતાં તાપસોએ ગૌતમસ્વામિને પ્રણામ કર્યા. ગૌતમસ્વામિએ પંદરસોને તાપસોને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. અને લબ્ધિથી ક્ષીરાન્ન દ્વારા પારણું કરાવ્યું. દીક્ષા આપી ભગવાન પાસે લાવે છે તેટલામાં માર્ગમાં પંદરસો તાપસોને કેવળજ્ઞાન થયું

ગૌતમસ્વામિએ ભગવાન પાસે આવી પ્રદક્ષિણા દઇ ભગવાનને વાંદ્યા. અને પંદરસો તાપસોને કેવળીપર્ષદામાં જતા દેખી તેમને કહ્યું 'ભગવાનને વંદન કરો.' ભગવાને કહ્યું 'ગૌતમ! પંદરસોએને કેવળજ્ઞાન થયું છે.'

ભગવાન ગ્રીષ્મકાળમાં રાજગૃહ પધાર્યા. અહિં કાલોદાયી, શૈલોદાયી વિગેરેએ ભગવાન સાથે પંચાસ્તિકાયની ચર્ચા કરી અને ભગવાને યુક્તિ યુક્ત ઉત્તરો આપ્યા. કાલોદાયીએ ભગવાન પાસે દીક્ષા લીધી. અને અગિયાર અંગ ભણી સ્વશ્રેય સાધ્યું. ( ભગવતી શતક સાતમું, ઉદ્દેશો ૧૦ મો. )

તેમજ આ વર્ષમાં ઉદક પેઢાલ સાથે ત્રસ જીવોની હિંસા સંબંધી અને પ્રાણ સંબંધી ગૌતમસ્વામિ સાથે ચર્ચા થઈ. આ ઉદક પેઢાલ ભગવાન પાર્શ્વનાથના સંતાનીય હતા. ગૌતમસ્વામિ સાથેની ચર્ચા બાદ તેમણે પંચ મહાવ્રત સ્વીકાર્યાં. ભગવાનનું આ ચોમાસું નાલન્દામાં થયું.

### પાંત્રીસમું વર્ષ.

### સુદર્શન શ્રાવકના પ્રશ્નો અને ગૌતમસ્વામિનો મિચ્છામિ દુક્કડં.

ચોમાસું પૂર્ણ થયા બાદ ભગવાન વાણિજ્યગ્રામમાં પધાર્યા. આ ગામમાં સુદર્શન નામે એક શેઠ રહેતો હતો. તે લોકોની સાથે પર્ષદામાં આવ્યો. અહિં તેણે ભગવાનને સાગરોપમ-પલ્યોપમ વિગેરે સંબંધી પ્રશ્નો પૂછી મનનું સમાધાન મેળવ્યું. તેમજ તેણે પોતાનો પૂર્વભવ જાણી ભગવાન પાસે દીક્ષા લીધી. અને બાર વર્ષ દીક્ષા પાળ્યા બાદ મુક્તિપદ મેળવ્યું.

ગૌતમસ્વામિએ આનન્દને મિચ્છામિ દુક્કડં દીધો હતો તે પ્રસંગ આ વર્ષમાં બન્યો હતો. એક વખત ગૌતમસ્વામિ કોલ્લાગ સંનિવેશમાં પધાર્યા. ત્યાં આનંદે ગૌતમસ્વામિને કહ્યું 'હે ભગવંત! મને ઉપર સૌધર્મ કલ્પ સુધી, નીચે લોલુકા નરકાવાસ સુધી અને પૂર્વ, દક્ષિણ, પશ્ચિમમાં લવણસમુદ્રમાં પાંચસો જોજન સુધી અને ઉત્તરદિશામાં ક્ષુલ્લ હિમવંત પર્વત સુધીનું અવધિજ્ઞાન છે.' ગૌતમસ્વામિએ કહ્યું 'શ્રાવકને આટલું મોટું અવધિજ્ઞાન હોઈ શકે નહિ.' ગૌતમસ્વામિ ભગવાન પાસે આવ્યા. તેમણે ભગવાનને આનન્દના અવધિજ્ઞાનની વાત કહી. ભગવાને આનન્દની વાત સાચી જણાવી. ગૌતમસ્વામિ આનન્દ પાસે ગયા. અને તેને મિચ્છામિદુક્કડં દીધો. પાંત્રીસમા વર્ષનું ચાતુર્માસ ભગવાને વૈશાલીમાં કર્યું.

### છત્રીસમું વર્ષ.

વૈશાલિના ચાતુર્માસ બાદ ભગવાન સાકેતપુર પધાર્યા. અહિં કિરાતરાજને દીક્ષા આપી. આ કિરાતરાજ કોટી વર્ષ નામના નગરનો અતિસમૃદ્ધ રાજા હતો. તે સાકેતપુરના રાજાનો અતિથિ બન્યો હતો. તેવામાં ભગવાન સાકેતપુર પધાર્યા. લોકોની સાથે કિરાતરાજ ભગવાનના સમવસરણમાં આવ્યો. તે ભગવાનની દેશના સાંભળી વૈરાગ્ય પામ્યો. અને

અંતે તેણે ભગવાન પાસે દીક્ષા લીધી. આ પછી ભગવાન પાંચાલ, કાંપિલ્ય, મથુરા, શૌરિપુર આદિમાં ફરી મિથિલામાં છત્રીસમું ચોમાસું રહ્યા.

### સાડત્રીસમું વર્ષ.

મિથિલાના ચાતુર્માસ બાદ ભગવાન રાજગૃહ પધાર્યા. અહિં ભગવાનના સ્થવિરોને અન્ય દર્શનીઓ સાથે ચર્ચા થઇ અને તેમાંથી ગતિપ્રવાદ નામના અધ્યયનની રચના થઇ. તેમજ કાલોદાયી અણગારની સાથે શુભ અને અશુભ વિપાક સંબંધી ચર્ચા થઈ. આ વર્ષમાં કાલોદાયી અને ભગવાનના પ્રભાસ ગણધરનુ નિર્વાણ થયુ. ભગવાને સાડત્રીસમું ચાતુર્માસ રાજગૃહીમાં કર્યું.

### આડત્રીસમું વર્ષ

આ વર્ષમાં ભગવાને મગધની ભૂમિમાં વિહાર કર્યો. તેમજ આ વર્ષ દરમિયાન ગણધર અચલભ્રાતા અને મેતાર્ય મુક્તિ પદને પામ્યા. આડત્રીસમા વર્ષનું ચાતુર્માસ ભગવાને નાલંદામાં કર્યું.

### ઓગણચાલીસમું વર્ષ.

આ વર્ષ દરમિયાન ભગવાને ગૌતમસ્વામિના પ્રશ્નથી સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિમાં જે જ્યોતિષ સંબંધી વિષય ચર્ચાયો છે તે વિષયને સવિસ્તૃત કહ્યો. આ વર્ષનું ચાતુર્માસ તેમણે મિથિલામાં કર્યું.

### ચાલીસમું વર્ષ.

ભગવાને આ વર્ષમાં મુખ્યત્વે વિદેહમાં વિહાર કર્યો. અહિં ઘણાને દીક્ષા આપી સાધુ બનાવ્યા તેમજ બારવ્રત આપી શ્રાવક બનાવ્યા. આ વર્ષનું ચાતુર્માસ પણ તેમણે મિથિલામાંજ કર્યું.

### એકતાલીસમું વર્ષ.

આ વર્ષમાં અગ્નિભૂતિ અને વાયુભુતિ નિર્વાણ પામ્યા. તેમજ મહાશતક શ્રાવકને અણસણ લઇ રેવતિને કહેલ કઠોર વચન બદલ પ્રાયશ્ચિત્ત લેવાની ગૌતમસ્વામિ દ્વારા સૂચના આપી. ભગવાને આ વર્ષનું ચોમાસું રાજગૃહીમાં પસાર કર્યું.

### બેંતાલીસમું વર્ષ.

આ વર્ષ દરમિયાન અવ્યક્ત, મંડિત, મૌર્યપુત્ર અને અંકપિત એ ચાર ગણધરો મહિનાના અણસણપૂર્વક ગુણશૈલ ચૈત્યમાં નિર્વાણ પામ્યા.

આ વર્ષનું ચાતુર્માસ અપાપાપુરીમાં હસ્તિપાલરાજાની ઋજ્જુસભામાં કર્યું. દેવોએ સમવસરણની રચના કરી. લોકો, દેવો અને હસ્તિપાલ રાજાથી સમવસરણ પૂર્ણ બન્યુ. દેશનાના વિરામબાદ હસ્તિપાલ રાજાએ ભગવાનને કહ્યું ' હે ભગવંત! મેં આજે સ્વપ્નમાં (૧) હાથી (૨) કપિ (૩) ક્ષીરવાળુ વૃક્ષ (૪) કાકપક્ષી (૫) સિંહ (૬) કમળ (૭) બીજ અને (૮) કુંભ જોયાં હતાં. આનું ફળ શું થશે? ' ભગવાને કહ્યું.

“ (૧) પ્રથમ હાથીના સ્વપ્નથી શ્રાવકો ક્ષણિક સુખ સમૃદ્ધિમાં લુબ્ધ બનશે. તેમને દુઃખી સ્થિતિ અને લડાઈના ભયમાં પણ દીક્ષાની ભાવના નહિં થાય. દીક્ષા લીધા પછી તેઓ અતિચારો લગાડશે. આ પ્રમાણે પ્રથમ સ્વપ્નનું ફળ છે.

(૨) બીજા કપિના સ્વપ્નનું ફળ એવું છે કે ‘ગચ્છના આચાર્યો કપિના જેવા ચપળ સ્વભાવવાળા, અલ્પસત્ત્વવાળા અને વ્રતમાં પ્રમાદી થશે. તેઓ લોકને ધર્મમાં સ્થિર કરવાને બદલે લોકોમાં વિપર્યાસ ફેલાવશે.’

(૩) ક્ષીરવૃક્ષનું સ્વપ્ન જોયુ તેથી સાતે ક્ષેત્રમાં દ્રવ્ય વાપરનારા શ્રાવકોને લિંગધારીઓ ઘેરી લેશે. સુવિહિત મુનિઓની વિહારભૂમિમાં લિંગધારીઓ ઉપદ્રવો કરશે. તેમજ ક્ષીરવૃક્ષ જેવા શ્રાવકોને સારા મુનિઓનો સમાગમ થવા દેશે નહિ.

(૪) ચોથા સ્વપ્નમાં કાકપક્ષી જોયું તેથી મુનિઓ પોતાના ગચ્છમાં રહેશે નહિ. પરગચ્છમાં આનન્દ પામશે. ઉપદેશ કરનારાઓને સામા ઉત્તર આપી હેરાન કરશે.

(૫) પાંચમા સ્વપ્નમાં તેં સિંહ જોયો છે તેથી આ ભરતક્ષેત્ર રૂપી વનમાં જીનમત રૂપસિંહને પરતીર્થિ રૂપી તિર્યંચો પરાભવ કરી શકશે નહિ. પરંતુ ઉપદ્રવ તો જરૂર કરશે.

(૬) છઠ્ઠા સ્વપ્નમાં તેં કમળ જોયું તેથી ઉત્તમકુળના માણસો ધર્મપરાયણ થઇને પાછા કુસંપથી ભ્રષ્ટ થશે. અને અધમકુલનાં માણસો ધર્મિ થશે.

(૭) સાતમા સ્વપ્નમાં તેં બીજ જોયુ છે તેથી હવે પછી કુપાત્રને સુપાત્રબુદ્ધિથી અકલ્પનીય વસ્તુઓ લોકો આપશે.

(૮) આઠમા સ્વપ્નમાં તેં કુંભ જોયો તે તેથી કુંભ સરખા સારા મહર્ષિઓ બહુ થોડા દેખાશે. કુલીંગીઓ ઘણા નજરે પડશે અને સારા સાધુઓને કુલીંગીઓના આશરા તળે રહેવું પડશે. ”

સ્વપ્નનું ફળ વિચારી-[૧]હસ્તિપાળ રાજા પ્રતિબોધ પામી દીક્ષા લઇ મુક્તિએ ગયા.

શ્રમણ ભગવાન મહાવીરને કેવળજ્ઞાનની ઉત્પત્તિથી માંડીને ચૌદ હજાર મુનિઓ, છત્રીસ હજાર સાધ્વીઓ, ત્રણસો ચૌદ પૂર્વધરો, તેરસો અવધિજ્ઞાનીઓ, સાતસો વૈક્રિયલબ્ધિવાળા, સાતસો કેવળીઓ, સાતસો અનુત્તર વિમાને જનારા મુનિઓ, પાંચસો મન. પર્યવજ્ઞાનીઓ, ચૌદસો વાદીઓ, એક લાખ ઓગણસાઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓનો પરિવાર થયો.

ગૌતમસ્વામિએ ભગવાનને પાંચમા—છઠ્ઠા આરાનું સ્વરૂપ પૂછ્યું.ભગવાને છએ આરાનું સ્વરૂપ સમજાવવા પૂર્વક પાંચમા અને છઠ્ઠા આરાનું વિસ્તૃત સ્વરૂપ સમજાવ્યું. તેમાં જણાવ્યું કે ‘ સૂર્ય ખૂબ ગરમી આપશે. ચંદ્ર ખૂબ ઠંડી આપશે. ઋતુઓ વિકૃત થશે. મૂશળધાર વર-

૧ હસ્તિપાળ રાજાએ દીક્ષા લીધી તે વાત હેમચંદ્રસૂરિકૃત ત્રિષષ્ટિમા’ છે. પણ ‘ મહાવીર ચરિયમ્’ કે બીજામાં નથી.

સાદ વરસશે. પશુ પંખી અને વનસ્પતિઓનો નાશ થશે. પૃથ્વી અંગારાની માફક ધગધગશે. માણસો સ્વાર્થી, નિર્લજ્જ, કપટી, બેડોળ અને સત્ત્વહીન થશે. ધર્મભ્રષ્ટતા વ્યાપશે. વિષય વાસનાઓ વધશે. જીવો માંસાહારી બનશે. ગામો શ્મસાન તુલ્ય અને નગરો પ્રેતલોક સરખાં થશે. રાજાઓ લોભી થશે. મનુષ્યોની તૃષ્ણા કોઈ દિવસ ઓલવાશે નહિ. જુઠાં તોલ–માન–માપાના વ્યવહાર ચાલશે. આમ પાંચમા આરાના અંતે દુપ્પસહ આચાર્ય, ફલ્ગુશ્રી સાધ્વી, નાગિલ શ્રાવક અને સત્યશ્રી શ્રાવિકા એ ચારનો ચતુર્વિધ સંઘ રહેશે. છેલ્લો રાજા વિમલવાહન અને છેલ્લો અમાત્ય સુમુખ થશે. આ પછી છઠ્ઠા આરાની શરૂઆતમાં લોકવ્યવસ્થા નાશ પામશે. ચારિત્ર ધર્મ જશે. રાજધર્મ જશે. માતા પુત્રાદિનો વ્યવહાર શરૂ થશે. પશુઓ અને મનુષ્યો માંસ ખાઈ ગુફામાં રહી જીવન પસાર કરશે. આમ એકવીશ હજાર વર્ષનો પાંચમો આરો અને એક વીશ હજાર વર્ષનો છઠ્ઠોઆરો થશે. આ પછી ઉત્સર્પિણીની શરૂઆત થશે. તેમાં છઠ્ઠા આરા સરખો પહેલો આરો અને પાંચમા આરા સરખો બીજો આરો થશે. ત્યાર પછી ઉત્તરોત્તર રસકસ વધશે. આબાદીની વૃદ્ધિ થશે.

આમ ઉત્સર્પિણીના બે આરા પછી ત્રીજો આરો બેસશે. તેના નેવ્યાશી પખવાડીયાં ગયા બાદ શતદ્વારનામના નગરમાં સંમુચિનામના સાતમા કુલકરની રાણી ભદ્રાની કુક્ષિમાં શ્રેણિકનો જીવ પુત્રપણે ઉત્પન્ન થશે. અને તે ૧ પદ્મનાભ નામે પ્રથમ તીર્થંકર થશે. પછી ૨ સુરદેવ, ૩ સુપાર્શ્વ, ૪ સ્વયંપ્રભ, ૫ સર્વાનુભૂતિ, ૬ દેવશ્રુત, ૭ ઉદય, ૮ પેઢાલ, ૯ પોટિલ, ૧૦ શતકીર્તિ, ૧૧ સુવ્રત, ૧૨ અમમ, ૧૩ અકષાય, ૧૪ નિષ્પુલાક, ૧૫ નિર્મમ, ૧૬ ચિત્રગુપ્ત, ૧૭ સમાધિ, ૧૮ સંવર, ૧૯ યશોધર, ૨૦ વિજય, ૨૧ મલ્લ, ૨૨ દેવ, ૨૩ અનંત, ૨૪ ભદ્રકૃત, નામે ચોવીશ તીર્થંકર થશે. તથા આ અવસર્પિણી પેઠે તે ઉત્સર્પિણીમાં બાર ચક્રવર્તિ, નવબલદેવ વાસુદેવ અને પ્રતિવાસુદેવ મળી ત્રેસઠ શલાકા પુરુષો થશે.

આમ ભગવાને છેલ્લા વર્ષમાં નિર્ગ્રન્થ પ્રવચનનો ખૂબ ખૂબ પ્રચાર કર્યો. ચોમાસાના દિવસો પસાર થતાં છેવટે આસો વદ અમાવાસ્યા આવી. ભગવાને ગૌતમસ્વામીને નજીકના ગામમાં દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધવા મોકલ્યા, અને ભગવાને અંતિમ ઉપદેશ આરંભ્યો. આ ઉપદેશમાં પૂણ્યફળ વિપાકના પંચાવન અધ્યયન, પાપફળ વિપાકનાં પંચાવન અધ્યયન અને કોઈના પુછયા વિના કહેવા યોગ્ય બાબતોને જણાવનાર અપ્રશ્નવ્યાકરણરૂપ છત્રીસ અધ્યયન કહી છેલ્લુ પ્રધાન અધ્યયન કહેવા માંડયુ. આ વખતે અમાવાસ્યાની પાછલી રાત થઈ. દેવોના આસન કંપ્યાં. ઇંદ્રો પરિવાર સહિત ત્યાં આવ્યા. શક્રેન્દ્રે પ્રભુને પ્રણામ કરી કહ્યું 'હે ભગવંત! આપ થોડુંક આયુષ્ય વધારો, કારણકે ભસ્મગ્રહ તમારા જન્મ નક્ષત્રમાં સંક્રમે તો તમારી દૃષ્ટિથી તે નિષ્ફળ જાય અને એમ જો નહિ બને તો આપના તીર્થને બાધા થશે. દિવસે દિવસે સાધુઓનો સત્કાર ઓછો થશે.'

ભગવાને જવાબ આપ્યો 'ઇંદ્ર ! આયુષ્ય વધારવાને કોઈ સમર્થ નથી.' આ પછી ભગવાન સાડા છ માસ ન્યૂન ત્રીસ વર્ષ કેવળજ્ઞાન પર્યાય પાળી બાદર શુકલ ધ્યાનના ચોથા પાયામાં વર્તી પાંચ હ્રસ્વાક્ષર કાળમાં નિર્વાણ પામ્યા. ભગવાનના નિર્વાણ વખતે હસ્તોત્તરા નક્ષત્ર ચંદ્રસંવત્સર, પ્રીતિવર્ધન માસ, નંદિવર્ધન પક્ષ, અગ્નિવેષ દિવસ અને દેવાનંદા રાત્રિ હતી. ભગવાનની છેલ્લી પર્ષદામાં કાશી કોશલના રાજા તથા અઢાર ગણ રાજાઓ હતા. ભાવ ઉદ્યોત જતાં રાજાઓએ દ્રવ્ય ઉદ્યોત કર્યો અને ત્યારથી દીપાલિપર્વ પ્રવર્ત્યું. દેવોએ ભગવાનના દેહનો ચંદન કાષ્ઠની ચિતા રચી અગ્નિસંસ્કાર કર્યો. ઈંદ્રો ભગવાનના અવશેષો લઈ ગયા. લોકો ચિતાની ભસ્મ લઇ ગયા. અને ભગવાનના અગ્નિસંસ્કારના સ્થાને મોટો ખાડો પડયો. દેવોએ ત્યાં રત્નમય સ્તૂપ રચ્યો. આમ શ્રમણ ભગવાન મહાવીરે ત્રીસ વર્ષ ગૃહસ્થપણામાં અને બેંતાલીશ વર્ષ વ્રત પર્યાયમાં એમ કુલ ૭૨ વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું. શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં નિર્વાણ પછી અઢીસો વર્ષે મહાવીર ભગવાનનું નિર્વાણ થયું.

આ તરફ ગૌતમસ્વામિ દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ પમાડી પાછા ફરે છે તેવામાં તેમણે ભગવાનના નિર્વાણના સમાચાર સાંભળ્યા. તેમને સખ્ત આઘાત લાગ્યો. તે ધીર, ગંભીર અને વૃદ્ધ હોવા છતાં બાળકની પેઠે રડતાં રડતાં બોલ્યા 'હે ભગવન્ ! જાણતાં છતાં એક દિવસ માટે મને જુદો પાડયો. હું શું તમારા મોક્ષ સુખમાં ભાગ માગત કે તમારી પાછળ છેડો પકડી આવત. હે ભગવન્ ! હું હવે ભદન્ત કહી કોને પ્રશ્નો પુછીશ. અને મને ગૌતમ કહી કોણ બોલાવશે. હે ભગવન્ ! આપ વિના પરતીર્થિઓથી જગત્ ઘેરાશે.' થોડીવારે વિચારે પલ્ટો લીધો. મારો રાગ એક પક્ષી છે. હું રાગી અને ભગવાન વિરાગી છે, તે તર્યા અને હું અહિં રહ્યો. રાગ સંસારનો હેતુ છે. આમ વિચારધારા શુદ્ધ માર્ગે વળી. અને ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરી તેમણે કેવળજ્ઞાન ઉપાર્જ્યું. કેવળજ્ઞાન બાદ બાર વર્ષ જગતમાં વિચરી ગૌતમસ્વામિએ લોકોને પ્રતિબોધ આપ્યો. અને અંતે એક માસનું અણસણ કરી સિદ્ધિ પદ પામ્યા. ગૌતમસ્વામિના મોક્ષે ગયા બાદ શાસનને સુધર્માસ્વામીએ સંભાળ્યુ. અને ત્યાર પછી ઘણા વર્ષો સુધી જંબુસ્વામી શાસનની સંભાળ લઇ ભવ્ય જીવોને પ્રતિબોધી મુક્તિપદને પામ્યા.

દેવાધિદેવ શ્રી મહાવીર ચરિત્ર સંપૂર્ણ.

**દસમું પર્વ સંપૂર્ણ.**

## લઘુ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રને અંતે આપેલ

## પ્રશસ્તિ.

ગણધર ભગવંત સુધર્માસ્વામિ દીર્ઘાયુષી હોવાથી ભગવાન મહાવીરે તેમને શાસનનું સુકાન સોંપ્યું. તેમણે તે વીસ વર્ષ સંભાળ્યું. અને ત્યારબાદ તેમની પાટે ૨ જંબુસ્વામિને સ્થાપન કર્યો. જંબુસ્વામિ ભગવાન મહાવીરના નિર્વાણબાદ ચોસઠ વર્ષે તેમની પાટે ૩ પ્રભવસ્વામિને સ્થાપી નિર્વાણ પામ્યા. આ પછી ૪ શય્યંભવ સ્વામિ, ૫ યશોભદ્રસૂરિ. ૬ સંભૂતિવિજયજી, તથા ભદ્રબાહુસ્વામિ, ૭ સ્થુલિભદ્રસ્વામિ, ૮ આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ, ૯ આર્યસુસ્થિત. ૧૦ સુપ્રતિબદ્ધ, ૧૧ ઇન્દ્રદિન્ન, ૧૨ દિન્નસૂરિ, ૧૩ સિંહગિરિ, ૧૪ વજ્રસ્વામિ, ૧૫ વજ્રસેનસૂરિ, ૧૬ ચંદ્રસૂરિ, ૧૭ સામંતભદ્રસૂરિ, ૧૮ વૃદ્ધદેવસૂરિ, ૧૯ પ્રદ્યોતનસૂરિ, ૨૦ માનદેવસૂરિ, ૨૧ માનતુંગસૂરિ, ૨૨ વીરસૂરિ, ૨૩ જયદેવસૂરિ, ૨૪ વિક્રમસૂરિ, ૨૫ નરસિંહસૂરિ, ૨૬ સમુદ્રસૂરિ, ૨૭ માનદેવસૂરિ, ૨૮ વિબુધપ્રભસૂરિ, ૨૯ [1]જયાનંદસૂરિ, ૩૦ રવિપ્રભસૂરિ, ૩૧ યશોદેવસૂરિ, ૩૨ પ્રદ્યુમ્નસૂરિ, ૩૩ માનદેવસૂરિ, ૩૪ વિમળચંદ્રસૂરિ, ૩૫ ઉદ્યોતનસૂરિ, ૩૬ સર્વદેવસૂરિ, ૩૭ દેવસૂરિ, ૩૮ સર્વદેવસૂરિ, ૩૯ શ્રીયશોભદ્રસૂરિ, ૪૦ નેમિચંદ્રસૂરિ અને મુનિચંદ્રસૂરિ, ૪૧ અજિતદેવસૂરિ, ૪૨ વિજયસિંહસૂરિ, ૪૩ સોમપ્રભસૂરિ અને મણિરત્નસૂરિ, ૪૪ જગચ્ચંદ્રસૂરિ, ૪૫ દેવેન્દ્રસૂરિ, ૪૬ ધર્મઘોષસૂરિ, ૪૭ સોમપ્રભતિલકસૂરિ, ૪૮ દેવસુંદરસૂરિ, ૪૯ સોમસુંદરસૂરિ, ૫૦ મુનિસુંદરસૂરિ, ૫૧ રત્નશેખરસૂરિ, ૫૨ લક્ષ્મીસાગરસૂરિ, ૫૩ સુમતિસાધુસૂરિ, ૫૪ હેમવિમળસૂરિ, ૫૫ આનંદવિમળસૂરિ, ૫૬ વિજયદાનસૂરિ, ૫૭ અકબર પ્રતિબોધક હીરવિજયસૂરિ, ૫૮ વિજયસેનસૂરિ, ૫૯ વિજયદેવસૂરિ, ૬૦ વિજયપ્રભસૂરિ, ૬૧ વિજયરત્નસૂરિ., આ વિજયરત્નસૂરિના શાસન-રાજ્યમાં કૃપાવિજયના શિષ્ય જેમણે વિજયપ્રભસૂરિના હસ્તે ઉપાધ્યાય પદ મેળવ્યું હતું તે મેઘવિજયજીએ કોઠારી વનરાજની વિનતિથી વિનયવિલાસરૂપ આ લઘુ ત્રિષષ્ટિની રચના કરી. તેમની ગુરુ પરંપરા આ પ્રમાણે છે

રાજાઓથી પૂજાતા અને અકબરને પ્રતિબોધ કરનાર હીરવિજયસૂરિ થયા. તેમને કનકવિજય ઉપાધ્યાય નામના શિષ્ય થયા. આ કનકવિજયજીને શીલવિજય અને તેમને કમલવિજય, સિદ્ધિવિજય અને કૃપાવિજય નામના ત્રણ શિષ્ય થયા. આ કૃપાવિજયના શિષ્ય મેઘવિજય ઉપાધ્યાયે જિનેશ્વર ભગવાનના ચરિત્રથી પવિત્ર લઘુ ત્રિષષ્ટિ રચ્યુ. ૮

---

૧ પ્રશસ્તિમા ૨૯મો શ્લોક ત્રુટક હોવાથી ૨૯ થી ૩૬ સુધીની પટ્ટપરંપરાના આચાર્યોનાં નામ નથી. પરંતુ ધર્મસાગરજી ગણિકૃત અને જયવિજયજીકૃત પટ્ટાવળીમાંથી તે નામો લીધાં છે.

**લઘુ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર સંપૂર્ણ.**

**પર્વ ૧—૨—૩—૪—૫—૬—૭—૮—૯—૧૦.**

## મહાવીરસ્વામિએ કરેલ ચોમાસાનાં સાલવાર સ્થાન.

### કેવળજ્ઞાન પહેલાં.

| ચાતુર્માસ. | સ્થળ | વિક્રમ પૂર્વ સંવત. |
|---|---|---|
| ૧ | અસ્થિકગ્રામ | ૫૧૨–૫૧૧ |
| ૨ | રાજગૃહી | ૫૧૧–૫૧૦ |
| ૩ | ચંપાનગરી | ૫૧૦–૫૦૯ |
| ૪ | પૃષ્ઠચંપા | ૫૦૯–૫૦૮ |
| ૫ | ભદ્દિલનગરી | ૫૦૮–૫૦૭ |
| ૬ | ભદ્દિલનગરી | ૫૦૭–૫૦૬ |
| ૭ | આલંભિયાનગરી | ૫૦૬–૫૦૫ |
| ૮ | રાજગૃહી | ૫૦૫–૫૦૪ |
| ૯ | અનાર્યદેશમાં | ૫૦૪–૫૦૩ |
| ૧૦ | શ્રાવસ્તી | ૫૦૩–૫૦૨ |
| ૧૧ | વૈશાલી | ૫૦૨–૫૦૧ |
| ૧૨ | ચંપા | ૫૦૧–૫૦૦ |
| ૧૩ | મધ્યમા | ૫૦૦–૪૯૯ |

### કેવળજ્ઞાન બાદ

| ચાતુર્માસ. | સ્થળ. | વિક્રમ પૂર્વ સંવત. |
|---|---|---|
| ૧૪ | વૈશાલી | ૪૯૯–૪૯૮ |
| ૧૫ | વાણિજ્યગ્રામ | ૪૯૮–૪૯૭ |
| ૧૬ | રાજગૃહી | ૪૯૭–૪૯૬ |
| ૧૭ | વાણિજ્યગ્રામ | ૪૯૬–૪૯૫ |
| ૧૮ | રાજગૃહી | ૪૯૫–૪૯૪ |
| ૧૯ | રાજગૃહી | ૪૯૪–૪૯૩ |
| ૨૦ | વૈશાલી | ૪૯૩–૪૯૨ |
| ૨૧ | વાણિજ્યગ્રામ | ૪૯૨–૪૯૧ |
| ૨૨ | રાજગૃહી | ૪૯૧–૪૯૦ |
| ૨૩ | વાણિજ્યગ્રામ | ૪૯૦–૪૮૯ |
| ૨૪ | રાજગૃહી | ૪૮૯–૪૮૮ |
| ૨૫ | મિથિલા | ૪૮૮–૪૮૭ |
| ૨૬ | મિથિલા | ૪૮૭–૪૮૬ |
| ૨૭ | મિથિલા | ૪૮૬–૪૮૫ |
| ૨૮ | વાણિજ્યગ્રામ | ૪૮૫–૪૮૪ |
| ૨૯ | રાજગૃહી | ૪૮૪–૪૮૩ |
| ૩૦ | વાણિજ્યગ્રામ | ૪૮૩–૪૮૨ |
| ૩૧ | વૈશાલી | ૪૮૦–૪૮૧ |
| ૩૨ | વૈશાલી | ૪૮૧–૪૮૦ |
| ૩૩ | રાજગૃહી | ૪૮૨–૪૭૯ |
| ૩૪ | રાજગૃહી | ૪૭૯–૪૭૮ |
| ૩૫ | વૈશાલી | ૪૭૮–૪૭૭ |
| ૩૬ | મિથિલા | ૪૭૭–૪૭૬ |
| ૩૭ | રાજગૃહી | ૪૭૬–૪૭૫ |
| ૩૮ | રાજગૃહી | ૪૭૫–૪૭૪ |
| ૩૯ | મિથિલા | ૪૭૪–૪૭૩ |
| ૪૦ | મિથિલા | ૪૭૩–૪૭૨ |
| ૪૧ | રાજગૃહી | ૪૭૨–૪૭૧ |
| ૪૨ | પાવાપુરી | ૪૭૧–૪૭૦ |

અહિં જે સાલનાં નામ આપ્યાં છે તે પૂ. પં. કલ્યાણવિજયજી ગણિવરકૃત ‘શ્રમણ ભગવાન મહાવીર’ નામના પુસ્તકને અનુસરીને આપ્યાં છે.

